॥ ॐ श्री रामकृष्णाय नमः ॥

વાંસદાનરેશ શ્રીમંતમહારાજા શ્રી ઈન્દ્રસિંહજીસાહેબની

ઉદાર સહાયતાથી.

आध्यात्मिक ग्रन्थमाला. 



चतुर्थ पुष्प. 

# स्वामी विवेकानंद

## जीवन चरित्र.

(भाग १)

( विस्तृत सचित्र जीवनकथा. [illegible] उपदेश वचन सहित. )

उत्तिष्ठत, जाग्रत प्राप्य वरान् निबोधत.

Awake ! Arise ! & stop not till the goal is reached.

One crowded hour of glorious Life,

Is worth an age without a name.

"મનુષ્યસમૂહમાં કીર્તિવંત જીવનનો ગાળેલો એક કલાક કીર્તિવિનાના એક યુગ બરાબર છે."

( માયાવતી અદ્વૈતાશ્રમના અંગ્રેજી તથા બંગાલી ગ્રન્થોને આધારે રચિત. )

मूल्यः—

रु ५[illegible]-[illegible].

लेखक-प्रकाशक

डाह्याभाई रामचन्द्र म्हेता

अमदावाद.

प्रकाशकः—
डाह्याभाई रामचन्द्र म्हेता.
ठे. दाणापीठ, नवोवास, वचली पोळ—अमदावाद.

(सर्व हक्क स्वाधिन.)
प्रथमावृत्ति ३१००.
संवत १९७७.
सन १९२१.

अमदावाद, सलापोसरोड,
डायमंड ज्युबिलि प्रिन्टींग प्रेसमां
परिख देविदास छगनलाले
छाप्युं.

## श्री रामकृष्णस्तोत्राणि. 

१

ॐ ह्रीं ऋतं त्वमचलो गुणजित् गुणेड्यः
न-क्तंदिवं सकरुणं तव पादपद्मम् ।
मो-हंकषं बहुकृतं न भजे यतोऽहं
तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ॥ १ ॥
भ-क्तिर्भगश्च भजनं भवभेदकारी ।
ग-च्छन्त्यलं सुविपुलं गमनाय तत्त्वं ।
व-क्त्रोद्धृतन्तु हृदि मे न च भाति किंचित्
तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ॥ २ ॥
ते-जस्तरन्ति तरसा त्वयि तृप्त तृष्णाः
रा-गे कृते ऋतपथे त्वयि रामकृष्णे ।
म-र्त्यामृतं तव पदं मरणोर्म्मि नाशं
तस्मात्त्वमेव शरणं मम दीनबन्धो ॥ ३ ॥
कृ-त्यं करोति कलुषं कुहकान्तकारि
ष्णा-न्तं शिवं सुविमलं तव नाम नाथ ।
य-स्मादहं त्वशरणो जगदेकगम्य ।
——मेव शरणं मम दीनबन्धो ॥ ४ ॥

स्वामी विवेकानन्द.




☞ સ્વામી વિવેકાનન્દજીનું જીવનચરિત્ર બીજા ભાગમાં સંપૂર્ણ થશે. બે ભાગ મળી ૧૦૦૦-૧૧૦૦ પૃષ્ઠ થશે.—લેખક.



अमेरिकामां भाषण आपता

स्वामी विवेकानन्द जी।

[ पृष्ठ ८११ ]

# समर्पण।

સ્વધર્મનિષ્ઠ, સોલંકી રાજકુલભૂષણ, શ્રીમન્ત મહારાજા

## શ્રી ઇન્દ્રસિંહજી સાહેબ બહાદુર.

સ્થળ: વાંસદા.

વિનયપૂર્વક નિવેદન: આપ સદ્‌ગુણનિધિના સમાગમ પ્રસંગે હુ જોઇ શક્યો છું કે: આપનું પવિત્ર હૃદય સનાતન ધર્મ ભાવનાથી ભરપૂર થઇ રહ્યું છે. રાજનીતિ ગ્રહણ કરવા છતાં આપશ્રી ધર્મ નીતિને દક્ષિણ હસ્ત સ્વરૂપ ધારણ કરી રહ્યા છો. શ્રીમન્ત, ગરીબ વગેરે સર્વ પ્રજાજનો પ્રત્યે સમાન દયા અને વાત્સલ્ય ભાવ પણ મ્હેં જોયો છે. મધુર કાવ્ય સરિતામાં આપ અવગાહન કરી રહ્યા છો, સાત્વિક સાહિત્યના ઉપાસક અને પોષક છો, રાજયોગી સ્વામી વિવેકાનંદજીએ પ્રસિદ્ધરૂપે ધર્મ ભેખ ધારણ કરી ધર્મનાં તત્વો સાથે ત્યાગ વૈરાગ્યનાં અપૂર્વ દૃષ્ટાન્ત દર્શાવ્યા છે આપશ્રીએ બાહ્યરૂપે રાજસિક ચિહ્નો ધારણ કર્યા છે પરન્તુ આપના નિર્મળ હૃદયમાં ત્યાગ વૈરાગ્યના ચિહ્નો જોવામાં આવ્યાં છે. આપ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી જીવન સાર્થક્ય કરવા યત્ન કરો છો. વિશ્વવંદ્ય વિશ્વશિક્ષક મહાન્ યોગી સ્વામી વિવેકાનંદજી પ્રત્યે પૂજ્ય ભાવ દર્શાવી તેમના જીવનચરિત્રની પ્રસિદ્ધિ માટે આપે ઉદાર સહાયતા આપી છે માટે આપ સમાન ધર્મનિષ્ઠ મહારાજાનું નામ સ્વામી વિવેકાનંદજીના નામ સાથે જોડી કૃતાર્થ થાઉં છું. हरिः ॐ तत्सत् ॥

"ભારતજીવન" કાર્યાલય.
અમદાવાદ.
વિજયાદશમિ આશ્વિન. શુકલ. ૧૯૭૭.

વિનયાવનત
डाह्याभाई रामचन्द्र म्हेताना
જય ગુરૂ સ્મરણ.

ટુંક પરિચય આપ્યો છે. તે સમયે પરમહંસદેવ જેવા આદર્શ ગુરૂના આદર્શ ભક્ત સ્વામી વિવેકાનંદજીનું વિસ્તૃત જીવન ચરિત્ર લખવાની ઇચ્છા હતી. આજે તે ધારણાનો એક અંશ ઇશ્વર કૃપાએ પૂર્ણ થાય છે. અપૂર્ણ અંશ, ઇશ્વર ઇચ્છા તો થોડા સમયમાં જ પૂર્ણ થશે. ગુજરાતી ભાષામાં સ્વામીજીનાં પત્રો અને ભાષણો પ્રકટ કરવામાં આવ્યાં છે. પરંતુ જીવન ચરિત્ર નહિં હોવાથી પ્રભુ ઇચ્છાએ તે કાર્ય આ ગ્રન્થરૂપે કંઇક અંશે પાર પડે છે.

જે મહાપુરૂષનું પુણ્ય–પવિત્ર જીવનચરિત્ર લખવા પ્રવૃત્ત થવાયું છે તે વર્તમાન યુગના એક સર્વ શ્રેષ્ઠ, મહાસમર્થ પુરૂષ હતા. એ નર રત્નનો જન્મ ભારતવર્ષમાં–બંગાલામાં–કલકત્તામાં થયો હતો તેથી સર્વ ભારતવાસીઓ ધન્ય થયા છે. પરન્તુ તેમનો કર્તવ્ય–પ્રદેશ કેવળ ભારતવર્ષની હદમાં જ સમાઇ ગયો નહતો. તેમણે તો લોક–કલ્યાણ માટે દેહ ધારણ કરી સમસ્ત પૃથિવીમાં **સનાતન** હિન્દુ–ધર્મનો મહિમા પ્રસરાવ્યો છે. તેમના એ સદ્‌ગુણોનું અવલોકન કરી વિશ્વની સમસ્ત પ્રજા આશ્ચર્ય પામી ગઇ છે.

જે સમયે પાશ્ચાત્ય શિક્ષણના વિસ્તારની સાથે જ જડવાદ અને નાસ્તિકતાના વિષમ જલ–પ્રલય વડે ભારતવર્ષમાં હાહાકાર થઇ રહ્યો હતો, જે સમયે પ્રાચીન ધર્મનું સત્યાસત્ય જાણવા અસમર્થ નિવડેલા કેળવાયલા વિદ્વાનો તેના પ્રત્યે અશ્રદ્ધાવાન થઇ ઉઠયા હતા, જે સમયે ખ્રીસ્તી મિશનરીઓએ આપણને મૂર્તિપૂજક કહી ઉપહાસ્ય કર્યું અને આપણા દેવદેવી અને પૂજા પદ્ધતિ પ્રત્યે અવજ્ઞા દર્શાવવા માંડી, તે સમયે ધર્મનું અધઃપતન અને સામાજિક વિશૃંખલા અવલોકન કરી આ દેશના લોકોને પ્રાચીન–ધર્મ તત્વો પ્રત્યે અશ્રદ્ધા ઉત્પન્ન થવા લાગી. પ્રાચીન ધર્મ–નીતિ–રીતિ અને સંસ્કાર તેમના મનમથી ધીમે ધીમે સમૂળ ઉખડવા લાગ્યા! અરે! તેઓ સનાતન ધર્મ અને નીતિનો ત્યાગ કરી પાશ્ચાત્ય ધર્મોપદેશકોની વાક્ જાળમાં સપડાઇ તેમની નવિન નીતિ–રીતિ અને ધર્મ ગ્રહણ કરવા લાગ્યા! પ્રાચીન નીતિ રીતિ ગ્રહણ કરી રહેલા ધર્મજ્ઞ મહાપુરૂષો કહેવા લાગ્યા કે: "અરેરે! અમારો હિન્દુ ધર્મ રસાતલ જવા બેઠો છે! કોઇ બચાવો! કોઇ બચાવો!" એમ કહી જ્યારે તેઓ અંતઃ

કરણ પૂર્વક ઇશ્વર-પ્રાર્થના કરવા લાગ્યા ત્યારે તે જગતનાથે તેમની પ્રાર્થના સાંભળી. એ યુગ પરિવર્તનના સાન્ધ સ્થળે બંગાળામાં રાજા રામમોહનરાય મિશનરીઓ સ્હામે ઉપસ્થિત થયા. તેમણે સનાતન-ધર્મનો સારાંશ ગ્રહણ કરી બ્રાહ્મ-ધર્મનો પ્રચાર કરવા યત્ન કર્યો× એ ધર્મના ઉદાર સિદ્ધાંતો નાસ્તિક થતા પ્રજા-જનોના મન આકર્ષણ કરવા સમર્થ થયા ખરા પરન્તુ એ નવીન સમાજની સીમામાં પ્રવેશેલા મનુષ્યો, બ્રાહ્મ આદિ સમાજીષ્ટ થઇ સામ્યવાદના પક્ષપાતી બની સામાજિક-સ્વતંત્રતાને નામે આહાર વિહાર અને વિવાહાદિ સર્વ વિષયોમાં સ્વેચ્છાચાર અવલંબન કરવા લાગ્યા! એમ થવાથી નવીન સમાજીઓમાં માંહોમાંહે વિશેષ મતભેદ અને દ્વેષભાવ ઉત્પન્ન થવા લાગ્યો. પ્રાચીન ધર્મના જીર્ણ કલેવરની આસપાસ જે મનુષ્યો સન્દેહથી દોલાયમાન થઈ અજ્ઞેયવાદના અન્ધકારમાં ગુલાંટો ખાતા હતા, અને કોઇ પણ વિષય પ્રત્યે સ્થિર નિશ્ચય કરવા અસમર્થ નિવડવાથી અંતઃકરણમાંજ ઘોર શાસ્ત્ર-વિરોધી થઇ પડયા હતા, તેઓ જોઈ શકયા હતા કેઃ સામ્યવાદી ખ્રીસ્તીઓ અને બ્રાહ્મ આદિ સમાજીઓ પણ દોષશૂન્ય સંપૂર્ણ મનુષ્યો નથી. તેઓ પણ ધર્મને નામે એક બીજા પર પ્રહાર કરવા, તેમને નુકસાન કરવા, મનમાં એક અને બહાર બીજું એમ બતાવવાનો યત્ન કરવા ચૂકતા નથી. તેઓ ઇશ્વરને નામે સ્વતંત્રતા પૂર્વક-ઇચ્છાનુસાર વર્તે છે! શાસ્ત્રના સૂત્રોના ઇચ્છાનુસાર અર્થ કરી કોઇ એક નિર્ણય પર આવતા નથી! એ જોઇ ધીમે ધીમે જનસમાજની મતિ-ગતિ વિપરીત દિશામાં વળી. તથાપિ ઇશ્વરનું અસ્તિત્વ છે કે નહિં અથવા હિન્દુ ધર્મ શાસ્ત્રમાં આલેખેલી સર્વ કથાઓ વિશ્વાસપાત્ર છે કે નહિ એ સંબંધી તેમનો સંદેહ દૂર થયો નહિં. એટલું જ નહિં પણ બંગાળાના સમર્થ ગણાતા સંસ્કૃતજ્ઞ વિદ્વાન ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર સુદ્ધાં બોલ્યા હતા કેઃ " એ સંબંધી મ્હને વિશેષ સમજણ પડતી

---

× ગુજરાતમાં પણ કેટલેક અંશે એજ ધોરણે પ્રાર્થના સમાજ અને આર્ય સમાજો સ્થપાઇ, તે સાથે જ સનાતન ધર્મ પ્રચારક સભાઓ અને સોસાયટીઓ સ્થપાઇ અને મિશનરીઓ સ્હામે ધર્મ યુદ્ધ થવા લાગ્યું. એને પરિણામે જ હિન્દુ ધર્મનું રક્ષણ થયું.—લેખક.

નથી." અર્થાત ઇશ્વરના અસ્તિત્વ આદિ સંબંધી હું વિશેષ રૂપે કંઇ કહી શકું એમ નથી, પરન્તુ એ સમયે જ કેટલાક લોકોની મંડળીએ થિઓસોફિસ્ટની ભાવના ગ્રહણ કરી વૈજ્ઞાનિક પદ્ધતિએ હિન્દુ ધર્મની નવીન વ્યાખ્યા કરવાનો આરંભ કર્યો અને સાહેબ મડમોની ટીકા ટીપ્પણીયોની સહાયતાથી ગીતા વગેરે મૂખ્ય મૂખ્ય હિન્દુ ધર્મ-ગ્રન્થો સમજવાનો યત્ન કરવા લાગ્યા. કેટલાક પ્રાચીન-સંસ્કૃતજ્ઞ પંડિતો પણ એ પ્રમાણે ધર્માભ્યાસ કરવા મંડી પડયા. એ સારૂં કે નરસું હતું તે કહેવાનું અત્યારે પ્રયોજન નથી. તો પણ એવા યત્નદ્વારા એટલું તો પ્રમાણિત થાય છે કેઃ કેટલાક બુદ્ધિમાન પુરૂષો સનાતન ધર્મમાં કાંઇ સત્ય છે કે નહિં તેનો નિર્ણય કરવા યત્નવાન થયા હતા. એમ કરીને પુરાતન ગ્રન્થોમાંનું કેટલુંક ગ્રહણ કરવા અને કેટલુંક ત્યાગ કરવાના વિચારથી બન્ને પક્ષ વચ્ચે સમાધાન કરાવવાનો યત્ન કરવા લાગ્યા. બંકિમચન્દ્ર ચટરજી, પંડિત શશધર તર્ક ચુડામણિ વગેરે વિદ્વાનો વિજ્ઞાન સમ્મત ધર્મ-વ્યાખ્યાના પ્રવર્તક કહી શકાશે. આ ભયંકર ધર્મ-વિપ્લવ સમયે, કહો કે ધર્મની ગ્લાનિ થતી હતી તે સમયે, સનાતન ધર્મના અભ્યુત્થાનને માટે, સંદેહ ચિત્તના હિંદુઓનો સંદેહ-નિવારણ કરવા માટે, સમગ્ર ભારત વર્ષમાં સનાતન-ધર્મનાં પ્રાચીન સિદ્ધાંતોનો પ્રચાર કરવા માટે અને વિશ્વની સમગ્ર પ્રજામાં તિરસ્કાર પાત્ર ગણાયલા હિન્દુ ધર્મનું પ્રાચીન ગૌરવ પુનઃ પ્રસરાવવા માટે, બંગાલાના એક ક્ષુદ્ર ગામડામાં, દરિદ્ર પણ શ્રેષ્ઠ બ્રાહ્મણને ઘેર હિન્દુ ધર્મના પુનરોદયને માટે જ એક મહાત્માનો જન્મ થયો હતો. તે મહાન્ દૈવી શક્તિ-સમ્પન્ન, ધર્મ અને સત્યની સાક્ષાત્ મૂર્તિ, અલૌકિક દેવ માનવ સંબંધી વિશેષ શું કહેવું? તેઓ વર્તમાન સમયના ધર્મ-વિપ્લવમાંથી જગત્નું રક્ષણ-જગતનો ઉદ્ધાર કરવા માટે જ જન્મ્યા હતા. બંગાલામાં તો એક પણ એવું ઘર નહિ હોય કે

...સમયે ગુજરાતની પણ એવી જ દુરાવસ્થા હતી. જો કે તે સમયે ... સનાતન ધર્મોપદેશકો વિદ્યમાન હતા છતાં સ્વામી દયાનંદજીએ ...નાજ સ્થાપી સનાતન ધર્મના તત્વોને નવા રૂપમાં મૂકી, મૂર્તીપૂજા, શ્રાદ્ધ આદિનું ખંડન કરી અનેક કેળવાયલા ગણાતા પુરૂષોને એ નવિન સમાજમાં દિક્ષિત કર્યા હતા.—લેખક.

જ્યાં પ્રાતઃ અને સન્ધ્યા સમયે ભક્તિપૂર્વક એ મહાપુરૂષનું નામ સ્મરણ નહિં થતું હોય, અને એક પણ એવું ઘર ભાગ્યેજ હશે કે જ્યાં એ મહાપુરૂષની છબી જોવામાં નહિ આવે. એ મહાપુરૂષ—એ ઇશ્વરાવતારના જન્મ ગ્રહણથી સમગ્ર જગત્ ધન્ય અને પવિત્ર થયું છે, અને હિન્દુ ધર્મના ઇતિહાસમાં એક નવીન યુગની સૂચના થઇ છે. એ મહાપુરૂષ—એ ઇશ્વરાવતારનું નામ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ હતું. એ મહાપુરૂષે કઠોર તપસ્યા—સાધનાદ્વારા સકલ ધર્મની સત્યતા અને સમાનતાનો અનુભવ કરી સર્વ પ્રજાજન સમક્ષ તે સત્ય અને સમાનતા દર્શાવી આપી ત્યારે જ બંગાલાના અંગ્રેજી—શિક્ષિત—સમાજના નેતાઓ એક પછી એક તે મહાપુરૂષનાં દર્શન—સમાગમ કરવા આગ્રહ દર્શાવવા લાગ્યા. ભક્તપ્રવર કેશવચન્દ્ર સેન, વિજયકૃષ્ણ ગોસ્વામી, પ્રતાપચન્દ્ર મજમુદાર, શિવનાથ શાસ્ત્રી, વગેરે બ્રાહ્મસમાજના સ્તમ્ભ ગણાતા પુરૂષો, ડાક્ટર મહેન્દ્રલાલ સરકાર જેવા વિજ્ઞાનવાદીયો, હેસ્ટી સાહેબ જેવા ઉચ્ચ શ્રેણીના દાર્શનિક અને ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર, શશધર તર્ક ચુડામણી વગેરે સુપ્રસિદ્ધ દેશમાન્ય પણ્ડિતો, એક પછી એક તે મહાપુરૂષનાં દર્શન કરી તેમની સાથે ધર્મવાર્તા કરવા લાગ્યા. તેજ ક્ષણે તેમનો અંતરાત્મા શાંત, શીતળ અને સંશય રહિત થવા લાગ્યો. તેઓ પોતાને ધન્ય માની વિસ્મય પામવા લાગ્યા ! તે મહાપુરૂષે સ્વ—જીવનમાં પ્રત્યક્ષાનુભવ દ્વારા દર્શાવી આપ્યું કેઃ "ઉપનિષત્—કથિત્ નિરાકાર ઇશ્વર પણ સત્ય છે અને શિવ, વિષ્ણુ, દુર્ગા, કાલી વગેરે દેવતાઓ રૂપે સગુણ ઇશ્વર પણ સત્ય છે. એટલું જ નહિ પણ પુરાણ કથિત દેવ દેવીઓની લીલા પણ મિથ્યા નથી." એ મહાપુરૂષની અસાધારણ આધ્યાત્મિક પ્રતિભા જોઇ અનેક મનુષ્યો એમને ઇશ્વરાવતાર માની પૂજતા હતા એટલું જ નહિ પણ આજે સેંકડો—હજારો મનુષ્યો તેમનું પૂજન કરી—તેમના સિદ્ધાંતો—ઉપદેશો સ્વ—જીવનમાં ઉતારી કૃતાર્થ થઇ રહ્યા છે. તેનું અત્યારે પ્રયોજન નથી. અત્યારે તો આપણે એટલું જ જોવાનું છે કેઃ એમના જન્મ ગ્રહણથી ધર્મ—જગતમાં કયી નવિન ભાવનાએ પ્રવેશ કર્યો છે. એ માટે માત્ર તેમનું જીવનવ્રત અવલોકન કરવાથી સ્પષ્ટ સમજી શકાશે નહિ પણ તેમના જીવન સાથે અભેદ—ભાવે ગુંથાયલું એક બીજું

જીવન-વ્રત પણ એકાંત ચિત્તે અવલોકન કરવું પડશે. તે બીજું જીવન-વ્રત કોનું? તેનું નામ પૂજ્યપાદ આચાર્ય **સ્વામી વિવેકાનંદ** છે. કારણ કે: મુખ્યતઃ વિવેકાનન્દ સ્વામીના હૃદય-મધ્યમાં થઇને જ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની સર્વ ભાવનાઓ જગતમાં પ્રસિદ્ધ થઇ હતી. પરમહંસદેવનું માહાત્મ્ય સમ્પૂર્ણરૂપે હૃદયયંગમ કરવું હોય તો તેમના જીવનમાંથી સ્વામિજીનું જીવન બાદ કરી શકાશે નહિ. સ્વામી વિવેકાનન્દજી જેવો સર્વગુણસમ્પન્ન, અલૌક સામાન્ય પુરૂષ, જગતમાં અતિ અલ્પ જન્મ્યા છે.

પ્રાચીનકાલના જુલિયસ સિઝર, અલેકઝાન્ડર ધી ગ્રેટ, અને અર્વાચીન કાલના મહાવીર નાપલેયોં વગેરે ૨-૪ મહાન સદગુણ સમ્પન્ન પુરૂષો સિવાય, સ્વામિજી જેવા સર્વ વિષયમાં શક્તિમાન પુરૂષ, ઐતિહાસિક યુગમાં ઘણું ખરૂં જોવામાં આવતા નથી! તેઓ સંગીત, શિલ્પ કલા, પુરાતત્વ, ઇતિહાસ, સાહિત્ય, વિજ્ઞાન, ગણિત, દર્શન શાસ્ત્ર, જ્યોતિષ, ધર્મ શાસ્ત્ર, વગેરે સર્વ વિષયમાં અગ્રગણ્ય હતા. એટલું જ નહિ પણ એવા તીક્ષ્ણબુદ્ધિ, વાગ્મી, મેધાવી, કર્મકુશળ, ક્રીડા કૌતુક રહસ્યનિપુણ, નિર્મળ ચરિત્ર, બાલ્યાવસ્થાથી જ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પરાયણ લોક શિક્ષકે જગતમાં કદી પણ જન્મ ગ્રહણ કર્યો છે કે નહિં તે માટે સન્દેહ જ છે. સર્વ વિષયમાં આવો સુપાત્ર પુરૂષ સચરાચર જોવામાં આવતો નથી. અનેક મનુષ્યોની ધારણા છે કે: શ્રી રામકૃષ્ણ દેવનું નામ તેમને લીધે જ વિસ્તાર. પામ્યું છે. અને તેમના જેવા એક સર્વોત્તમ સુપાત્ર શિષ્ય પ્રાપ્ત કર્યાથી જ શ્રી રામકૃષ્ણદેવનું નામ-માહાત્મ્ય આટલું બધું પ્રસરવા પામ્યું છે. એમ કહેવાનું કારણ એ છે કે: શ્રી રામકૃષ્ણ દેવના જે મનુષ્યોએ દર્શન કર્યાં નથી તેમાંના અનેક મનુષ્યો પ્રથમ સ્વામિજી પ્રત્યે આકર્ષાયા હતા અને તેમનાં દર્શન-સમાગમ થયા પછી તેમના ગુરૂદેવ સંબંધી વિશેષ વૃતાન્ત જાણવા માટે તેઓ વ્યગ્ર થયા છે. કોઇ એમ સમજતા હોય કે: સ્વામિજી જેવો અદભુત મેધાવી શિષ્ય ન હોત તો કદાચ પરમહંસ દેવનું નામ વિસ્મૃતિ સાગરમાં લીન થઇ જાત-અર્થાત્ શિષ્યની શક્તિથી જ ગુરૂદેવને આટલું બધું મહત્વ પ્રાપ્ત થયું છે તો તે ભૂલ ભરેલું છે. અમારે કહેવું જોઇએ કે: શ્રી રામકૃષ્ણદેવની

કૃપા પ્રાપ્ત કર્યા સિવાય ગમે તેવો ગુણવાન પુરૂષ હોત તો પણ તે સ્વામિ વિવેકાનન્દ જેવો થઇ શકત નહિ. ભગવાન શ્રી રામકૃષ્ણદેવે જ પોતાના ધર્મોદ્ધાર કાર્યમાં સહાયક બનાવવા માટે નરેન્દ્રનાથ દત્ત ઉપર કૃપા કરી વિવેકાનન્દ સ્વામી બનાવ્યો હતો. ગુરૂદેવ પ્રાપ્ત કરી તેમની કૃપા મેળવવાનું કારણ પૂછતા અનેક પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારી ગ્રેજ્યુએટો અને કેળવાયલા પુરૂષોએ જાણવું જોઇએ કે: સદ્‌ગુરૂ એ માયારૂપી અજ્ઞાન અંધકારથી દૂર થઇ જ્ઞાન પ્રકાશથી પ્રકાશિત થઇ રહેલા સાક્ષાત્ દેવતા–ઇશ્વર છે. તેની કૃપા પ્રાપ્ત કરવાથી જ, તેમને મુખેથી તત્વજ્ઞાન શ્રવણ કર્યાથી અને તેમની પાસેથી જ્ઞાન અને યોગનું શિક્ષણ સંપાદન કર્યાથી જ શિષ્યનો અજ્ઞાન–અંધકાર દૂર થઇ જાય છે અને તે આત્મ–જ્યોતિ વડે પ્રકાશિત થઇ રહે છે. સ્વામિજી પોતે જ કહેતા કે: " પરમહંસદેવની ઇચ્છા હોત તો તેઓ મ્હારા જેવા લાખો વિવેકાનન્દ તૈયાર કરી શકત. " કારિગર મહાન કુશળ હતા, વસ્તુ પણ ઉત્તમ હતી તેથી જ વિવેકાનંદ રૂપે નયનાનન્દ, સર્વાંગ સુન્દર અલંકાર તૈયાર થયો હતો. કેટલાક મનુષ્યો કહે છે કે: વિવેકાનન્દ ન હોત તો શ્રી રામકૃષ્ણદેવનું માહાત્મ્ય આટલું બધું વિસ્તાર પામત કે નહિ તે સંબંધી સંદેહ છે તેજ પ્રમાણે આપણે પણ કહી શકીએ કે: શ્રી રામકૃષ્ણ દેવ જેવા સદ્‌-ગુરૂ–અરે ! સાક્ષાત્ ઇશ્વર ન હોત તો વિવેકાનન્દજી પણ વિશ્વવિખ્યાત થઇ શકત કે નહિ તે માટે સંદેહ જ છે. એ ગુરૂ–શિષ્ય ઉભયનાં જીવન પરસ્પર સાપેક્ષ છે. ઉભયનું એકત્ર અવલોકન કરવું જોઇએ, નહિ તો એ રહસ્યનો ભેદ કોઇના સમજવામાં આવશે નહિ ! ગુરૂકૃપા, યોગસાધના, અને ચરિત્ર–બલ વડે સત્યનું સન્ધાન મેળવી સ્વામિજીએ દેશને કુમાર્ગે ગમન કરતાં પાછો વાળી સતમાર્ગે લઇ જવાનો સંકલ્પ કર્યો. પરંતુ તેમની પહે-લાંના સુધારકોની પેઠે ભયંકર કુહાડો હાથમાં ધારણ કરી પ્રાચીન–સમાજ અને પ્રાચીન–સનાતન ધર્મનાં મૂળ ઉચ્છેદન કરવાનું તેમને ઇષ્ટ જણાયું નહિ તેથી તેમણે જ્ઞાન–પ્રકાશનો વિસ્તાર કરી તે દ્વારા પ્રત્યેકના અંતઃકર-ણમાં વર્તમાન રહેલું આત્મ–જ્ઞાન વિકાશ કરી, તેમને પોતાની મેળે જ સુધરવાની તક મેળવી આપવા ભગીરથ યત્ન કર્યો હતો. એવો સુધારો કરવા માટે તેમણે પોતાનાં ઉન્નત અને ઉદાર હૃદયની પ્રેરણાથી પોતાની

મુક્તિ નહિ સ્વીકારતાં, અદ્ભુત પ્રકારનો ત્યાગ મસ્તકે વહન કરી હિમાલય- થી કન્યાકુમારી પર્યંત ભારતવર્ષનાં સર્વ સ્થાનોમાં ભ્રમણ કર્યું હતું. જેવો ત્યાગ બુદ્ધ ભગવાને સ્વીકાર્યો હતો, જેવો ત્યાગ ભગવાન શંકરાચાર્યે સ્વીકાર્યો હતો, જેવો ત્યાગ મહાપ્રાણ મહાવીર સ્વામીએ સ્વીકાર્યો હતો તેવાજ પ્રકારનો અદ્ભુત ત્યાગ–વૈરાગ્ય મહાપુરૂષ સ્વામી વિવેકાનન્દજીએ પ્રેમપૂર્વક સ્વીકારી લીધો હતો. તેમ થવાથી–વિષયભોગ અને કર્મફળની આસકિત દૂર થવાથી–મનુષ્ય–મન મહાપવિત્ર થઇ જાય છે. રજો, તમોગુણનું દમન કરવાથી મહા સત્વગુણ પ્રદિપ્ત થાયછે. કામ ક્રોધાદિકનું દમન થવાથી અપૂર્વ આત્મજ્યોતિ વિકશે છે. સ્વામિજીને પણ એમ જ થયું. તે આત્મજ્યોતિએ તેમને સમજાવી દીધું કેઃ ભારત- વર્ષનું મૂખ્ય દુઃખ કેવળ દરિદ્રતા છે. એ દારિદ્ર્ય દૂર નહિ કરી શકાય તો સનાતન–ધર્મ કર્મની ગતિમાં કાંઇ પણ સુધારો થઇ શકશે નહિં. તેઓ સમજી શકયા હતા કેઃ માત્ર રાજનૈતિક આન્દોલન અથવા રાજકર્ત્તાઓ ઉપર દોષારોપ કર્યાથી દેશનું દારિદ્ર્ય ટળશે નહિં. એ માટે તો દેશની પ્રજાએ સ્વાલંબન ગ્રહણ કરવાની આવશ્યકતા છે. તેઓ સમજી શકયા હતા કેઃ આ દેશની પ્રજાની સેંકડો વર્ષથી દૃઢ થયેલી માનસિક અને નૈતિક જડતા દૂર કરવા માટે, યુરોપ અને અમેરિકાની કર્મશીલ જાતિયોની સહાયતા ગ્રહણ કરવી આવશ્યક છે. પરન્તુ ભિક્ષુકની પેઠે હાથ ધરવાથી કોઇ ભિક્ષા આપે એમ નથી. તેમ કરવાથી તો અપમાન અને તિરસ્કાર જ મળશે. તેથી તેમણે નિશ્ચય કર્યો કેઃ આદાન–પ્રદાનની નીતિ ધારણ કરવી. એજ સર્વથી શ્રેષ્ઠ ઉપાય છે. આપણી પાસે જે કાંઇ છે તે ઐશ્વર્યશાલી પાશ્ચાત્ય જાતિયોને અર્પણ કરવું અને તેના બદલામાં તેમની પાસેથી શિલ્પ, વિજ્ઞાન આદિનું શિક્ષણ મેળવવું. આ પ્રકારના વિનિમયથી ઉભય જાતિ વચ્ચે સૌખ્ય અને સહૃદયતાનું બન્ધન પણ દૃઢીભૂત થશે. અર્થાત ધર્મ બળથી જગતમાંથી ભેદ, વિષમતા, દ્વન્દ્વ, પ્રતિયોગિતા, દ્વેષ, હિંસા, વગેરે દૂર થઇ એક પ્રકારના સ્વર્ગ રાજ્યની સૃષ્ટિ થશે. પૂર્વ–પશ્ચિમની સર્વ પ્રજામાં પુનઃ મૈત્રી, પ્રેમ અને ભ્રાતૃત્ત્વ સ્થપાશે. આ ઉદ્દેશ્યની સિદ્ધિને માટે જ સ્વામિ- જીએ પ્રથમ ભારતવર્ષમાં ઉપદેશ પ્રચારનું કાર્ય શરૂ નહિં કરતાં કેવળ ભારત-

વર્ષના રાજા-રજવાડા, અને શ્રીમંતો-ઉચ્ચ વર્ગનો સમાગમ કરી અમેરિકા પ્રયાણ કર્યું. તેમના હૃદયમાં વિશ્વપ્રેમ હતો. સર્વના કલ્યાણની કામના હતી. તેથી તે સ્થળે તેમનું કેવું સન્માન થયું અને ત્યાંની પ્રજાએ કેવો બંધુ-ભાવ દર્શાવ્યો હતો તે સર્વ વાંચકોને સુવિદિત જ છે. ત્યાં જઇ તેમણે કેવો ધર્મ પ્રચાર કર્યો હતો અને તેથી તેમની નામ-યશ પતાકા કેવી ફરકી રહી હતી તથા તેમનાં યશોગાન સર્વત્ર કેવી રીતે ગગન-ગર્જના કરી રહ્યાં હતાં તે પણ સર્વત્ર સુવિદિત જ છે. તેઓ નામ-યશ કે ગૌરવ ગરિમાના ભૂખ્યા નહતા! તેઓ પોતાની પ્રશંસા સાંભળી ફુલાઇ જાય કિંવા તેથી અહંકારી બની કર્તવ્ય ભ્રષ્ટ થાય તેવા નહતા. તેમનો આત્મારામ વિકસી ચુક્યો હતો. તે સર્વ જીવોમાં તેવોજ આત્મવિકાશ જોઇ જીવ માત્રને સુખી જોવા ઇચ્છતા હતા. તેથી તેમણે પશ્ચિમ-પ્રદેશોમાં અવિશ્રાન્ત પરિશ્રમ કર્યા પછી-ભારત ધર્મનાં તત્ત્વો સર્વત્ર પ્રચાર કર્યા પછી-તેઓ દ્રઢપ્રતિજ્ઞ મહા કર્મવીર અંગ્રેજોના દેશમાં આવી પહોંચ્યા હતા. અંગ્રેજ જાતિમાં પણ અનેક મહાનુભાવ અને ચિન્તાશીલ, ઉદાર અને સુચતુર વ્યક્તિયોએ તેમની મનોભાવના, ધર્મવિચાર આદરપૂર્વક ગ્રહણ કર્યા. એમ થવાથી ભારતવર્ષ સંબંધી અનેક પાશ્ચાત્યોની ભૂલભરેલી ધારણા નિર્મૂળ થઇ. તેમને ભારત ધર્મ સંબંધી અનેક પ્રકારનું નૂતન જ્ઞાન પ્રાપ્ત થયું. એ પછી સ્વામિજીએ યુરોપ ખણ્ડમાં સર્વત્ર પ્રવાસ કર્યો. વિવિધ દેશની નીતિ-રીતિ અવલોકન કરી અનેક પ્રકારનું જ્ઞાન સંચય કર્યું, અને તેની સાથે ભારતીય નીતિ-રીતિની તુલના કરી કઇ નીતિ કેટલે અંશે ગ્રહણ કરવા યોગ્ય છે અને કેટલે અંશે ત્યાજ્ય છે, તે સંબંધી વિચાર અને આલોચના કરવાનો તેમને સુયોગ પ્રાપ્ત થયો. કેટલાંક વર્ષ પર્યંત કઠિન પરિશ્રમ કર્યાથી સ્વામિજીનું શરીર કઠિન વ્યાધિગ્રસ્ત થવાની તૈયારીમાં હતું તેથી તેમણે તુરત જ ભારતવર્ષમાં પ્રત્યાગમન કર્યું. આ દેશની પ્રજાને આત્મ-જ્ઞાન આપી, આત્મભાન કરાવી તેમનાં જીવન કર્મશીલ, સત્યનિષ્ઠ, સત્યશોધક અને આત્મ-જ્ઞાનમય રચવાનો યત્ન કરવા લાગ્યા. પરન્તુ દેશના દુર્ભાગ્યે મહાન્ પરિશ્રમ કર્યાથી તેઓ કઠિન રોગગ્રસ્ત થઇ પડ્યા અને યુવાવસ્થામાં જ

તેઓ મર્ત્ય લોકમાંથી મહાપ્રયાણ કરી ગયા. ગમે તેમ હો પણ તેમણે પાર્થિવ દેહ-ત્યાગ કર્યા છતાં તેમનો પ્રભાવ વિલુપ્ત થયો નથી. તે તો ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો જાય છે અને આશા રાખવામાં આવે છે કે સમય આવતાં જ તે ઘણે વેગળે સુધી વિશેષ રૂપે પ્રસરવા પામશે. તેમનો આદર્શ ગ્રહણ કરી આજકાલ અનેક મનુષ્યો અનેક જનહિતકર કાર્યો કરવા પ્રેરાયા છે, એ અતિ આનંદજનક છે. અનેક સમ્પ્રદાયના આગેવાનો તેમની ભાવના ગ્રહણ કરી પોતપોતાના સમ્પ્રદાયને અધિક ઉન્નત કરવાનો સુયોગ પ્રાપ્ત કરી રહ્યા છે. એ ઉપરથી કહી શકાય છે કેઃ ભારતવર્ષમાં નવીન યુગનો આરંભ થઇ ચૂક્યો છે. તે યુગના આદિ પ્રવર્તક અથવા મુખ્ય-માર્ગદર્શક વિશ્વવંદ્ય **સ્વામિ વિવેકાનંદજી** છે. તેમની ભાવના અને આદર્શ, જાતિ વર્ણ અને સમ્પ્રદાયના ભેદ વગર ભારતવર્ષમાં સર્વત્ર અબાધિત રૂપે પ્રસરવા પામી છે. એ પ્રમાણે થવું ઉચિત અને વાંચ્છનીય જ છે, કારણ કે પોતાની ઉન્નતિ પોતાના જ યત્ન ઉપર આધાર રાખે છે. એ યત્ન કુમાર્ગની દિશામાં નહિ વળતાં ધર્મ અને સતમાર્ગે વળે તેટલું જ કલ્યાણ સધાશે.

સ્વામિજીને સર્વત્ર સાર્વભૌમ અને સાર્વજનિક સુધારક માનવામાં આવ્યા છે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. તેઓ સારી રીતે સમજી શક્યા હતા કેઃ કેવળ સમાજ સુધારો અથવા રાજનીતિની ચર્ચાદ્વારા આ દેશની ઉન્નતિ થવી સમ્ભવિત નથી. જ્ઞાન, વૈરાગ્ય, અહિંસા, નિર્લોભતા, નિર-હંકાર, અને કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ અને રાજયોગ-હઠયોગ કે જે આ દેશના ચિરકાલથી આદર્શ સ્વરૂપ છે તે દેશમાં ધર્મની ઉન્નતિ થયા સિવાય કાંઇ પણ ઉન્નતિ થવા પામશે નહિ. એ ધર્મ કેટલાક લોકાચાર અને દેશાચારની સંકુચિત સીમામાં આબદ્ધ ન રહેવો જોઇએ. તે ધર્મ એટલે આર્ય ઋષિયો દ્વારા પ્રચારિત ઉદાર વેદાન્ત તત્ત્વ છે. તેથી જ તેમણે વેદાન્તનાં વિજય-દુન્દુભિ ગગડાવ્યાં તેજ ક્ષણે હજારો-લાખો ધર્મ પિપાસુ, સહૃદય મહા પુરૂષો અને સન્નારીઓ તેમના ધર્મ-ધ્વજ નીચે આવી એકત્ર થયા. આજે વક્તાઓ અનેક છે, પણ્ડિતો અનેક છે, જ્ઞાની અનેક છે, કર્મવીરો પણ અનેક છે. પરંતુ આવું કર્મ-ફળ પૂર્વે કદી પણ જોવામાં

આવતું ન હતું તેનું કારણ શું ? તેનું કારણ સ્વામિજીના ચરિત્રની અદ્ભુત પવિત્રતા, આત્મ-શક્તિ પ્રત્યે અપૂર્વ શ્રદ્ધા, અને બ્રાહ્મણ-થી ચન્ડાલ પર્યંત, કીટ પતંગથી પશુ પક્ષી પર્યંત સર્વ જીવો પ્રત્યે અકપટ પ્રેમ દૃષ્ટિ એજ. એ ત્રણ મૂખ્ય સદ્ગુણો બીજા સર્વ સદગુણોનો મૂળ પાયો થઇ તેમના ચરિત્રને આટલું બધું અનુપમ બનાવી દીધું હતું. આ ગ્રન્થમાં તેમનાં ધર્મ-જીવનનાં ગૂઢ-રહસ્ય અથવા આધ્યાત્મિક અલૌકિકત્વ દર્શાવી આલોચના કરવામાં આવી નથી. તે સંબંધી પ્રભુ ઇચ્છા તો ભવિષ્યમાં એકાદ ગ્રન્થ લખવાની ધારણા છે. આ ગ્રન્થમાં તો માત્ર સાધારણ રીતે, સરલ રૂપે, લૌકિક જગતની દૃષ્ટિએ તેઓ કેવા મહાન્ વ્યક્તિ હતા, કેવા સર્વોત્તમ આચાર્ય હતા, તેઓ કેવા આત્મ શ્રદ્ધાવાન્ હતા, તેઓ કેવા ગુરૂભક્તિ પરાયણ હતા, તેઓ કેવા ત્યાગી-વિરાગી હતા, તેઓ પ્રાચીન-અર્વાચીન ધર્મ તત્વોના કેવા ગ્રાહક હતા, તેઓ કેવા સાકાર-નિરાકારવાદી હતા, અને તેઓ કેવા સર્વાત્મ ભાવ વાહક હતા તેજ દર્શાવવાનો અલ્પ પ્રયાસ કર-વામાં આવ્યો છે. પરમહંસદેવ તેમના સંબંધી જે ગુહ્ય વિચારો દર્શાવતા તે સર્વ પ્રજાજનો સમજી શકશે, અથવા તેના ઉપર વિશ્વાસ રાખી શકશે કે નહિ તે માટે સંદેહજ છે. તેથી જ આ ગ્રન્થમાં તે સંબંધી વિશેષ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. જો કે તેમ નહિ કરવા છતાં સ્વામિજીનું દેવદુર્લભ જીવન ચરિત્ર સર્વના સમજવામાં આવશે એમાં તો સંદેહજ નથી. એમાંથી જાણી શકાશે કેઃ એ વિશ્વપ્રેમી મહાપુરૂષના ગૌરવથી સમગ્ર જગત ગૌરવા-ન્વિત થઇ રહ્યું છે. તેઓ મનુષ્ય જાતિમાં શિરોમણી હતા. તેઓ સર્વો-ત્કૃષ્ટ ધર્માચાર્ય હતા. એવા આદર્શ-ચરિત્રના એ ચાર મહાપુરૂષોનો જન્મ થાય તો કળિયુગનો પ્રભાવ દૂર થઇ જાય અને તત્કાળ સત્યુગની સૃષ્ટિ થાય. એવા એ ચાર મહાપુરૂષોનો જન્મ થતાં અને તેઓ દ્વારા ધર્મ પ્રચાર થતાં વિલંબ થાય એમ છે; પરન્તુ વર્તમાન સમયે જે કેટલાક ધર્માચાર્યો ભારતવર્ષમાં-ગુજરાત આદિ પ્રદેશોમાં વિચરી રહ્યા છે તેઓ સ્વામિજી જેવા આદર્શ-ચરિત્રના, અદ્ભુત ત્યાગી, વિરાગી અને વિશ્વપ્રેમી બની જાય, તેઓ પોતાના ભોગ-વિલાસનો ત્યાગ કરી, મનને વશ રાખી, મોહ, મમત દૂર કરી, વિશ્વ

કલ્યાણની કામનાથી ધર્મ તત્વો ગ્રહણ કરે અને ભારતીયપ્રજાને ધર્મ તત્ સમજાવે તોજ સત્ય યુગનાં દર્શન થાય. આજ કાલ રાજદ્વારી ચર્ચા જે ભેર ચાલી રહી છે. લોકોને રાજ્યદ્વારી જ્ઞાન અર્પવા એક મહાન કર્મવી શાંતિપુર નિવાસી, મહાન્ યોદ્ધા સર્વત્ર ઘૂમી રહ્યો છે તેજ પ્રમાણે કોઇ એ કર્મયોગી સત્પુરૂષ જાગૃત થાય અને સ્વામિ વિવેકાનંદજીના જેવું કર્ વ્રત ધારણ કરી ધર્મ જાગૃતિ માટે ભગીરથ પ્રયત્ન કરે તો ભારતવર્ષને કલ્યાણમાર્ગ વિશેષ સરલ થઇ પડે. ભગવાન શ્રી રામકૃષ્ણદેવ અને સ્વામિ વિવેકાનન્દજીએ પોતાના સ્થૂળ દેહનો ત્યાગ કર્યો છે ખરો પરન્તુ તેમનો અમર આત્મા સર્વત્ર વ્યાપી-વિરાજી રહ્યો છે એવી અમને દૃઢ શ્રદ્ધા છે. એજ પવિત્ર આત્માઓ ભારતવર્ષનું-જગતનું-કલ્યાણ કરે એ પ્રાર્થના પૂર્વક હરિઃ ૐ तत्सत् ।

---

## निवेदन:—

ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનું વિસ્તૃત જીવન ચરિત્ર લખ્યા પછી ઇચ્છા હતી કેઃ આદર્શ ગુરૂના આદર્શ શિષ્ય-ભક્ત-સ્વામી વિવેકાનન્દજીનું જીવન ચરિત્ર લખવું અને તે સાથે જ બને તો પરમહંસ- ...અન્ય ત્યાગી-વિરાગી ભકતોનાં-શિષ્યોનાં જીવન ચરિત્ર લખી સસ્તે ...ર બંધુઓને અર્પણ કરવાં. એનાં સાધન માટે સ્વામી વિવેકાન- ...થાપિત માયાવતી-અદ્વૈતાશ્રમ દ્વારા અંગ્રેજી ભાષામાં પ્રકટ થયલાં ... વિવેકાનન્દજીનાં જીવન ચરિત્ર કે જેનાં મ્હોટા કદના બે ત્રણ હજાર પૃષ્ઠ થાય તેમ છે તેનો તેમજ બીજાં બંગાળી ગ્રંથોનો આધાર લેવામાં આવ્યો છે. ગુજરાતી પ્રજાને બે ત્રણ હજાર પૃષ્ઠોનું વાંચન ચાર પાંચ ભાગમાં આપવા કરતાં તેમાંના કેટલાંક ભાષણો, પત્રો, લેખો બાદ કરી માત્ર સ્વામિજીના બોધક, ઉપદેશક જીવન પ્રસંગો સરલ ભાષામાં ચુંથી હજાર અગીઆરસો પૃષ્ઠના બે ભાગમાં અર્પણ કરવાની ઇચ્છાથી પ્રસ્તુત ગ્રંથ યોજવામાં આવ્યો છે. આ પ્રથમ ભાગમાં ૫૧૦+૪૮ પૃષ્ઠ છે. તેમાં સ્વામિજીના કેટલાક અમૂલ્ય ઉપદેશો પણ પ્રકટ કરવામાં આવ્યા છે.

સ્વામિજીની કેટલીક છબીયો મેળવી તે પણ પ્રકટ કરી ગ્રંથને સર્વાંગ સુન્દર બનાવ્યો છે. તે સાથે બન્યું તેટલું **સસ્તુ મૂલ્ય** રાખવામાં આવ્યું છે. કેટલાક પુસ્તક-વેચનારાઓ અને લેખકો ૧૬-૧૮ ફોર્મની નિર્જીવ નવલકથા કે એવાંજ બીજાં ઓછાં ઉપયોગી પુસ્તકોનું મૂલ્ય ત્રણ-સાડાત્રણ રૂપિયા રાખે છે, ત્યારે ૩૫ ફોર્મના આ મ્હોટા સચિત્ર ગ્રંથનું મૂલ્ય કેટલું સસ્તુ રાખવામાં આવ્યું છે તે વાંચક બંધુઓજ જોઇ શકશે. આ ગ્રંથ લખવામાં જે જે અંગ્રેજી અને બંગાળી ગ્રંથોનો આધાર લીધો છે તે ગ્રંથના લેખક-પ્રકાશકોનો ગુર્જર પ્રજા ઉપર ભારે ઉપકાર થયો છે. સ્વામી વિવેકાનંદજીના મિત્ર શ્રીયુત પ્રમથનાથ બસુ એમ. એ. એમ. એલ. બી. એ સ્વરચિત સ્વામિજીના જીવન ચરિત્રના બંગાળી ગ્રંથોના અનુવાદ કરવાની ( દ્રવ્ય લઇને ) અને કેટલાક ગ્રંથકારોએ તદ્દન નિસ્વાર્થ ભાવે પરવાનગી આપી છે તે સર્વ બંધુઓનો ઉપકાર માનવામાં આવે છે.

આ ગ્રંથ પ્રકટ થવાનું સર્વ માન-યશ શુભેચ્છક **વાંસદા નરેશ મહારાઉલ શ્રી ઇન્દ્રસિંહજી સાહેબ બહાદુર**ને ઘટે છે. એઓ સાહેબનો સાહિત્ય પ્રેમ, સનાતન ધર્મ પ્રીતિ અને જનસમાજ પ્રત્યે સમાન આત્મ-ભાવ-બંધુ ભાવ જોવામાં આવ્યો છે. આજે ધર્મનાં ગ્રંથોને, ધર્મનાં આદર્શ જીવન ચરિત્રોને, દ્રવ્યની સહાયતા અને ઉત્તેજન નથી. તેવા સમયમાં સ્વધર્મ-નિષ્ટ, નિરાભિમાની શ્રીમંત વાંસદા નરેશે આ ક્ષુદ્ર લેખક તરફ જે નિર્મળ પ્રેમભાવ અને અંતઃકરણની સહાનુભૂતિ દર્શાવી છે અને આવા ધર્મ-ગ્રન્થો વિશેષ રૂપે લખાઇ છપાઇ **સસ્તે મૂલ્યે** પ્રકટ કરવા નિઃસ્વાર્થ ભાવ દર્શાવ્યો છે તે માટે ગુર્જર-સમાજે શ્રીમંત મહારાજા સાહેબનો ઉપકાર માનવો ઘટે છે. ગુર્જર પ્રજાને શ્રીમન્તશ્રીના શુભ સદ્દગુણોનો વિશેષ પરિચય કરાવવાની ધારણાથી આ પુસ્તકમાં જ એક સ્થળે જૂદો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે તરફ સાહિત્ય રસિક બંધુઓ તથા વાંચક સજ્જનોનું ધ્યાન ખેંચવામાં આવે છે શ્રીમન્ત મહારાજાશ્રીએ નિઃસ્વાર્થ ભાવે આ સત્ કાર્ય માટે રૂ
**પાંચ હજાર રૂપિયાની** સગવડ કરી આપી છે અને આવાં
લખવા પ્રકટ કરવાની શુભેચ્છા દર્શાવી છે. આ પ્રમાણે જ

રાજા-મહારાજા અને શ્રીમંત શેઠ શાહુકારો જૂદા જૂદા સાર્વજનિક ધર્મ ગ્રંથો-ધર્મ ચરિત્રો-લખાવી પ્રકટ કરવાની લેખકોને સગવડ કરી આપે તો સાહિત્ય-મંદિરમાં આજે આદર્શ ધાર્મિક ચરિત્રો અને નિઃષ્પક્ષપાત ધર્મ ગ્રંથોની અછત જણાય છે તે થોડા વખતમાં જ પરિપૂર્ણ થાય અને ગુર્જર પ્રજાને ઉત્તમ પ્રકારનું વાંચન પ્રાપ્ત થવાથી તેમનાં મન, વાણી, કર્મમાં ઉત્કૃષ્ટતા પ્રવેશવા પામે. એટલું જ નહિં પણ સહાય કરનારાઓની લક્ષ્મીનો સદ્ઉપયોગ થાય, થોડા વ્યાજના બલિદાનથી અનેક ઉત્તમ ધર્મ-ગ્રંથો લોકોના ઘરમાં વિરાજી રહે અને તેમને ધર્મ ગ્રંથોનું દાન કર્યા જેટલું પુણ્ય પ્રાપ્ત થાય. ગુર્જર શ્રીમંતોએ બીજાં દાન પુણ્યનાં કર્મો સાથે ધર્મ ગ્રંથોનું દાન કરવું અને ધર્મ ગ્રન્થો લખાઇ પ્રકટ કરવા જેવી ઉત્તમ વૃત્તિ ધારણ કરવી એજ તેમનો ધર્મ છે. અધ્યાત્મ જ્ઞાનના ગ્રંથો જેમ વિશેષ પ્રસરે તેમ પ્રજાનું આત્મજ્ઞાન જાગ્રત થશે, અજ્ઞાનીઓને સ્વસ્વરૂપનું ભાન થશે અને તેઓ આત્મબળ પ્રાપ્ત કરી નીતિ ધર્મને માર્ગે ગમન કરી સુખી થશે. શું તમે તમારા બંધુઓને એ પ્રકારે સુખી કરવા ઇચ્છો છો? જો ઇચ્છતા હો તો બ્રાહ્મણ ભોજનોમાં, ધર્મશાળાઓ, કુવા, વાવ, અને દવાખાનાં, વગેરે બંધાવવામાં જેમ હજારો રૂપિયાનો વ્યય કરો છો તેમ અધ્યાત્મ જ્ઞાનના ગ્રંથો લખાવી સસ્તે મૂલ્યે પ્રકટ કરવાનો યત્ન કરો. એમાં જ સર્વનું કલ્યાણ છે.



## આભારદર્શનઃ—

આ ગ્રંથ માટે તેમજ "ભારતજીવન" માસિક માટે વારંવાર છબીયોની નિઃસ્વાર્થ ભાવે સહાયતા અર્પનાર ધર્મ-બંધુ ભાઇ પરમાણંદ ફોટોગ્રાફરનો ઘણો ઉપકાર માનું છું. શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ અને સ્વામી વિવેકાનંદજીની અનેક નાની મ્હોટી છબીયો તૈયાર કરી આપવામાં એ ભાઇએ જે ઉદારતા અને તત્પરતા દર્શાવી છે તે માટે તેમને અનેક ધન્યવાદ ઘટે છે. સતકાર્યમાં સહાયતા કરનારાઓ પોતાનું વિશેષ રૂપે આત્મ કલ્યાણ સાધે છે એ સ્વામિજીના કથનનું આ સમયે સ્મરણ થાય છે. ભાઇ પરમાણંદ વિશેષ રૂપે સતકાર્યો કરે એજ પ્રભુ પ્રાર્થના છે.

આ પુસ્તકના મુદ્રક, ડાયમંડ જ્યુબિલિ છાપખાનાના માલિક દેવીદાસ છગનલાલ પરિખે અને છાપખાનાના મેનેજર તે સુજ્ઞ શેઠ દેવીદાસભાઇના ચિરંજીવી ભાઇ પોપટલાલે આ પુસ્તક છાપવામાં તત્પરતા સાથે પ્રુફ સંશોધન આદિ કાર્ય દ્વારા જે સહાયતા અને સરલતા કરી આપી છે તે માટે તેમનો પણ ઉપકાર થયો છે. તે સાથે મરાઠી-વિવેકાનંદ ચરિત્રના લેખક-પ્રકાશક મહારાષ્ટ્રીય બંધુ શ્રીયુત રામચંદ્ર નારાયણ માંડલિક બી. એ. જેઓ નેશનલયુનિયન આદિ કેટલીક રાષ્ટ્રીય સંસ્થાઓમાં અગ્ર ભાગ લઇ દેશ સેવા બજાવી રહ્યા છે, તે બંધુ તરફથી સ્વામિજીના કેટલાક હાફટોન બ્લોક્સ, પ્રાર્થના કરતાં તુરતજ અમને મોકલી આપી આ પવિત્ર કાર્યમાં સહાયતા કરી છે તે માટે તેમનો પણ ઉપકાર માન્યા સિવાય રહી શકાતું નથી. ઉત્તમ સાહિત્યની સેવા એ દેશોદય માટેનો યજ્ઞ છે. એમાં જે પુરૂષો જે સામગ્રીની સહાયતા કરે તે સર્વ ધર્મ બંધુઓને દેશોદય કરવાનું મહાન પુણ્ય પ્રાપ્ત થાય છે. એવું મહાપુણ્ય મનુષ્ય માત્રના ભાગ્યમાં આલેખાય એવું ઇચ્છીએ છીએ.

આ પુસ્તક બે ભાગમાં જ સંપૂર્ણ થશે. ભગવત કૃપા તો **બીજો** ભાગ થોડા વખતમાં સસ્તે મૂલ્યે પ્રસિદ્ધ થશે. તેમાં સ્વામિજીની ૧૦-૧૫ છબીઓ તથા પવિત્ર હસ્તાક્ષર પ્રકટ થશે. સજ્જન ગ્રાહક બંધુ એ પવિત્ર જીવનરૂપી અમૃતમય સરિતામાં સ્નાન કરવા તત્પર રહેશે. વળી બીજોભાગ પ્રકટ થયા પછી આવાંજ કેટલાંક ધર્મ-પ્રાણ મહાપુરૂષોનાં જીવન ચરિત્રો લખવા-પ્રકટ કરવાની પણ ઇચ્છા છે. આવા સાધુ-સંતોનાં જીવન ચરિત્રો વાંચવાથી મનુષ્ય મન પવિત્ર થાય છે. આશા છે કે ગુર્જર વાંચકો એ ધર્મ-જ્ઞાનનો લાભ લેવા સર્વદા તત્પર રહેશે.

ઇશ્વર, જગતના સર્વ જીવોને સુખ, શાંતિ અર્પે એ શુભ વાંચ્છનાપૂર્વક હરિઃ ॐ तत्सत् ।

| | |
|---|---|
| "ભારતજીવન" કાર્યાલય.<br>વામનજયંતિ. ભાદ્ર-કૃષ્ણ.<br>૧૯૭૭-અમદાવાદ. | દાસાનુદાસ<br>डाह्याभाई रामचन्द्र म्हेता. |

"સ્વામી વિવેકાનન્દ એ પાશ્ચાત્ય દેશમાં વેદાન્ત પ્રચાર કરીને અને ભારતવર્ષમાં અનેક સ્થાને મઠ, સેવાશ્રમ આદિ સ્થાપન કરીને સ્વદેશવાસીયોને ધ્યાન, ધારણા અને દરિદ્ર નારાયણ સેવાનું શિક્ષણ પ્રાપ્ત કરવાનો સુયોગ પ્રદાન કરી વર્તમાન સમયે સમગ્ર જગતના અતિશય ધન્યવાદ અને કૃતજ્ઞતાને પાત્ર થયા છે તેમાં જરા પણ સંદેહ નથી. તેમના અપૂર્વ આત્મ-ત્યાગપૂર્ણ જીવન–આદર્શથી અને અદ્ભુત કર્તવ્ય કર્મથી ભારતીય પ્રજા ગૌરવ માને છે. તેમનું પુણ્ય પવિત્ર જીવન–ચરિત્ર વાંચી, મનન કરી, તેમાં આપાયલો અપૂર્વ ઉપદેશ સ્વ-કર્તવ્યમાં ઉતારવામાં આવે તો જ સ્વ–પરનું કલ્યાણ સધાય."

સ્વામી શુદ્ધાનન્દ.

# વાંસદા નરેશ શ્રીમન્મહારાઉલ શ્રી ઇન્દ્રસિંહજી સાહેબ બહાદુરનો પરિચય.

ગુર્જર સાહિત્યમાં પ્રાચીન અર્વાચીન ધાર્મિક મહાપુરૂષોના જીવન વૃત્તાંતના વિસ્તારની આવશ્યક્તા જોઇ, તેના સાફલ્ય અર્થે ઔદાર્ય અને દીર્ઘદૃષ્ટિથી એક કાયમની વ્યવસ્થા કરી સરળતા કરી આપનાર, વિદ્યા-વિલાસી રાજમહાપુરૂષ શ્રીમન્ત ઇન્દ્રસિંહજી બહાદુર (વાંસદા સ્વસ્થાનાધિપતિ) સંબંધી થોડો વિશેષ પરિચય પ્રત્યેક સાહિત્યપ્રેમી ગુર્જર સંતાનને આવકારદાયક જ થશે. સદુપયોગી સાહિત્ય વિસ્તારમાં લેખકના સ્વાર્થ કરતાં સામાન્ય જનહિત વિશેષ અનુલક્ષાયું હોય છે અને તેથી વાસ્તવિક રીતે જનમંડળને શિરોધાર્ય છે. આ ઉપકાર ભારના કારક પુરૂષનું યથાસાધ્ય અભિજ્ઞાન પ્રાપ્ત કરવા જન મંડળ સહજે આતુર હોય એ માન્યતા નીચેના સંક્ષિપ્ત લેખને અવકાશ આપે છે.

સ્વસ્થાન વાંસદા એ સુરત એજન્સીમાં સમાયલું એક દેશી રાજ્ય છે. બી. બી. એન્ડ. સી. આઇ. રેલ્વેના બીલીમોરા સ્ટેશનથી ફંટાયલી ગાયકવાડની ન્હાની રેલ્વેના ઉન્હાઇ સ્ટેશનથી એક દિશાએ મર્યાદિત છે. વિસ્તારમાં ન્હાનું છતાં કુદરતની કૃપાથી સિંચાયલું અને ઇશ્વરની આશીષથી સર્વ રીતે પોષાયલું આ સંસ્થાન એક જીવંત હરિયાળા બગીચા જેવું છે. જમીન રસકસથી ભરેલી ફળદ્રુપ અને પાણીના અનર્ગળ સાધનથી સંપન્ન છે. સંસારના સુખ દુઃખની ચડ ઉતર સ્થિતિની જાણે તાદૃશ્ય પ્રતિમા આલેખતી હોય એવી અહીંની કાંઇક ડુંગરાળી ધરતીનો પટ પરમ આશ્વાસન અને પરમ સુખની સીમાનો નિર્દેષ કરતી સાંકડી સુષુમ્ણા જેવી કાવેરી નદીથી અંકિત છે. નામદાર બ્રીટીશ ગવર્નમેન્ટે સિવિલ ક્રીમીનલ સર્વ સ્વતંત્ર સત્તાન્વિત બીજા વર્ગમાં આ સંસ્થાનનું વર્ગીકરણ કર્યું છે. હેડંબાના કંકણની કોર જેવી કોકણપટીથી સીમાંકિત, અર્જુન બાણે ચઢેલા અશ્વત્થામાના આશ્રયસ્થાન જેવું, વન પર્યટણ કાળે ભગવાન રામચંદ્રની પાદ પંકિતથી પવિત્ર થએલું આ સંસ્થાન ઘણા કાળથી અનાર્ય ભીલોના ભોગવટામાંથી

ઉજવળ સોલંકી વંશનાં રાજપુરૂષોને પ્રાપ્ત થયું છે.

પરાક્રમી મૂળરાજ સોલંકીના ફટાયા ધવળ દેવના વંશજ રામભાણના સમયે વાંસદા સંસ્થાન હમણા છે એનાથી લગભગ ત્રણગણું મોટું હશે એવું ઇતિહાસથી તેમજ રાજદફતરમાં દેખાતા પેશ્વાઇ વખતના કેટલાક દસ્તાવેજો, પટાઓ, સનંદો વગેરેથી પુરવાર થાય છે. પેશ્વા અને બ્રીટીશના વસઇના કોલકરારના સમય પછી જ વાંસદાની સ્વતંત્રાએ બ્રીટીશ ઝુંડો સ્વીકાર્યો. ઇ. સ. ૧૮૬૧ ના જુનમાં વર્તમાન નરેશ ઇંદ્રસિંહજીના પિતામહ ગુલાબસિંહજી આ રાજ્યની ગાદીએ અભિષિક્ત થયા. વિશુદ્ધ રાજપુત રક્તથી ધમધમતી રક્તવાહિની સાથે વિશાળ ભવ્ય લલાટવાળી આ કદાવર અને સામર્થ્યવાન મહાપુરૂષની તેજસ્વી તશવીર હજી રાજભુવનમાં દ્રષ્ટિગોચર થાય છે. એમની સૌજન્યતા અને ભવ્યતાનો વારસો લઇ દુરદેશી અને રાજકારકીર્દીથી યશસ્વી થયેલ વર્તમાન નરેશના પિતા શ્રીમન્ત પ્રતાપસિંહજી સન ૧૮૬૪ ના નવેમ્બરની ૨૩ મી તારીખે એમને ત્યાં જન્મ્યા.

**મહારાજા પ્રતાપસિંહજી**—વાંસદા સંસ્થાનની સામ્રાજ્ય સ્થિતિને સુધારી આબાદી અને સપત્તિથી વૃદ્ધિ કરવાનું સર્વ માન આ મહાપુરૂષને ઘટે છે. એમના સહવાસમાં આવેલા અનેક પુરૂષો હજી પણ એમના ચરિત્રનું મંગળ યશોગાન કરી રહ્યા છે. એમનું ભવ્ય લલાટ, એમની ગોર કાન્તિ, રમણીય કદ, મજબુત બાંધો, વિપુલ આંખ, તેજસ્વી ભ્રમર, અણીયાળું નાક, તિક્ષ્ણ દ્રષ્ટિ, ગંભીર સ્મિત, આ સર્વ એમના અંતર્ગુણોના સાક્ષીભૂત અને પ્રકાશક હતા.

સન ૧૮૭૬ ની ૨૨ મી ફેબ્રુઆરીએ શ્રી ગુલાબસિંહજી દેવલોક થયા. શ્રી પ્રતાપસિંહજીની સગીર વયને લીધે રાજ્યવહીવટ નામદાર બ્રીટીશ સરકારે હાથમાં લીધો. ૧૮૭૭ થી ૧૮૮૫ સુધી પ્રતાપસિંહ મહારાજે રાજકુમાર કોલેજમાં શિક્ષણ માટે નિવાસ કર્યો હતો. ૧૮૮૫ ની ૫ મી માર્ચે એમની લાયકાત જોઇ અંગ્રેજ સરકારે રાજ્યગાદી એમને હસ્તગત કીધી. એ દરમ્યાન અનેક પ્રસંગોએ રાજ્યના વહીવટદારો તથા પ્રજાના આગેવાનો અને સુશિક્ષિત વર્ગના સમાગમમાં આવી રાજા પ્રતાપસિંહજીએ પોતાના

રાજ્યની સ્થિતિ તપાસી હતી, અને પોતાની કારકીર્દી માટે એક માનસિક નકસો અંતરમાં તૈયાર કર્યો હતો. પોતાને ગાદી મળતાં જ જરૂર જેવા ફેરફારો શરૂ કર્યા અને પ્રજાની સુખ આબાદીમાં જ રાજકર્ત્તાની કીર્તિ સંપત્તિ સમાઇ રહી છે એવું પોતાનું દૃઢ મંતવ્ય આચરણમાં મૂક્યું.

રાજા પ્રતાપસિંહજી ગાદીનશીન થયા એ સમયે સુધારાનો પવન આજુબાજુ ઘણો ફુંકાતો હતો. ધર્મનીતિના ઉચ્ચતમ આદર્શના શિખર રૂપે દુનિયામાં સ્વીકારાયલાં હિંદુસ્થાનની, વિદેશી સંસ્કારોથી છંટાયલી સુ-શિક્ષિત કહેવાતી પ્રજાના મતમાં હિંદુસ્થાનની અધોગતિ અને પરાધિનતાનું કારણ પોતાના પ્રમાદ, વૈભવેચ્છા, અદૃઢ આત્મબળ અને પરવૃત્તિ અનુકરણને સ્થળે ધર્મનીતિના વહેમ, લગ્નના દુરિવાજો અને સંતોપની ચેષ્ટા એ બધાં દોષરૂપે મનાતા હતાં, અને પેટના દર્દનું નિદાન કરવાની બુદ્ધિ કલુષિત જણાતાં માથાની ચિકિત્સા કરવાની ઘેલછારૂપ એ ખામીઓ સુધારવા બાળલગ્ન, પુનર્લગ્ન, રડવા કુટવાના રિવાજો, ધર્મદંભ, જ્ઞાતિભેદ, વર્ણાવર્ણ, મૂતપૂજા વગેરેમાં મોટાં મોટાં વિપ્લવો કરવાની ઇચ્છાથી અનેક સમાજો જોસબંધ સ્થપાતિ જતી હતી. એવે વખતે પિતાની પાછળ રહેલી પ્રજાને સંગીન સુધારાથી સંસ્કારિત કરવાની મહદેચ્છાથી મહારાજા પ્રતાપસિંહજીએ કેળવણીની વૃદ્ધિ માટે બહુ સરસ માર્ગ દોર્યો. પ્રાથમિક કેળવણી મુફત આપવાનું પ્રથમ માન આ ન્હાનાં દેશી રાજ્યને ઘટે છે, એમ નિરંકુશ રીતે કહી શકાય. માત્ર કેળવણી મુફત આપવા ઉપરાંત સર્વ તરેહના પુસ્તક પાટી વગેરે શિક્ષણ સાહિત્યોના સર્વ કાર્યો નિષ્પક્ષપાતપણે મુફત અપાતાં હતાં. એ પછી એમણે પોતાના પિતાશ્રીના નામથી અંગ્રેજી એંગ્લોવર્નાક્યુલર સ્કુલ સ્થાપી. તેનું શિક્ષણ પણ મુફત આપવાની ગોઠવણ કરી. સ્કુલો માટે યોગ્ય મકાનો બંધાવ્યા બાદ કસ્બામાં વાંચન પ્રસારવાના હેતુથી લાયબ્રેરી સ્થાપી. રાજ્યના ગુન્હેગાર કેદીઓને પડતી હાડમારી લક્ષમાં લઇ એક પાકું મકાન જેલનું બંધાવી આ દયાળુ રાજાએ કેદીઓ માટે પણ સગવડતા કરી તથા ભુખમરા કે દુઃખને મારે ગુનાઓ કરવા પ્રેરાઇ પાછળ પડી ગયેલા જેલમાં પડેલા લોકો છૂટયા બાદ સ્વતંત્ર ઉદ્યમ કરી શકે અને

ગુન્હાઓ તરફ પ્રવૃત્તિ ન કરી શકે-એ માટે ત્યાં વણાટ કામ દાખલ કર્યાં.

એમણે બંધાવેલી જેલની સગવડતા અને કેદીઓને અપાતા લક્ષ ઉપરથી પો. એ. અને કલેકટર મી. એફ. જે. એન્ડર્સને જે ઉદ્દગારો પોતાની જેલની મુલાકાત વખતે રીમાર્કમાં લખ્યા છે એ નોંધ યોગ્ય છે. તેઓ લખે છે કેઃ—

"અનિચ્છાએ પણ મ્હારે કદાચ કોઇવાર જેલ ભોગવવાનો પ્રસંગ આવે તો આ જેલમાં રહેવાનું હું પસંદ કરૂં."

રેલ્વે સ્ટેશનથી પોતાનું સ્વસ્થાન દૂર હોવાને લીધે વ્યાપારની ખીલવણીના સાધનો ઓછાં જણાતાં ખેતીવાડીના મૂખ્ય અને સંભવિત ઉદ્યોગ પર એમની દ્રષ્ટી ગઇ. સ્વસ્થાનના ખેડુતોની સ્થિતિ વારંવાર તપાસી તેમને વેઠવી પડતી નાણાની ભીડ તેમજ અનાજની મદદ પુરી પાડવા ઉપરાંત એમણે ખેતીવાડી વિજ્ઞાનમાં પ્રગતિરૂપ થવાનાં સાધન નવાં ઓજારો, ખાતરો, બી, વગેરે પણ ખેડુતોને પૂરાં પાડયાં.

જમીનનો ઘણો ભાગ પડતર રહેતો હોવાથી કસ્બાની આજુબાજુ જંગલની વૃદ્ધિ થવાથી લોકના આરોગ્ય પર અસર થતી જોઇ આજુબાજુનું જંગલ કપાવી બહારની ગરીબ પ્રજાઓનો વસવાટ કરાવી પડતર જમીનોની તેમને સુપ્રત કરી પ્રજાની આબાદી અને આરોગ્ય વધાર્યાં તથા જન સુખાકારીને અંગે અંગ્રેજી દવાખાનું, દેશી દવાખાનું અને ટ્રાવેલીંગ દવાખાનાની ગોઠવણ કરી અભણ અને વ્હેમી પ્રજા પણ પોતાની પીડા ટાળવા તેનો ઉપયોગ કરે એવી યોજના કરી.

વાંસદામાં સામાન્ય રીતે સો ઇંચ જેટલો વરસાદ પડતાં ડાંગરના પાક સિવાય બીજા પાકમાં અજ્ઞાન રહેલી ખેડુત પ્રજાને ઘઉં, કપાસ વગેરેનું પણ વાવેતર કરવાની સમજાવટ કરી ખેડુતોનો ઉત્સાહ વધાર્યો.

મહારાજા પ્રતાપસિંહજીની સખાવતો ગુપ્ત હતી. કોઇ પણ પ્રસંગે કોઇ પણ નિરાધાર અને દુઃખીને જોતાં એમનું હૃદય દ્રવતું અને માત્ર મ્હોડાનો દિલાસો ન આપતાં, તેઓશ્રી તેને માટે આવશ્યકતા પ્રમાણે અણધારી

સહાય પ્રેરતા. ૧૯૦૦ ના પ્રાંતિક દુકાળ વખતે તથા સ્વસ્થાનમાં ફાટી નીકળેલા પ્લેગ વખતે જે સમય સુચકતા અને સાધનોથી તેઓશ્રીએ પ્રજાનું સંરક્ષણ કર્યું હતું તે ખરેખર ઇતિહાસમાં નોંધવા યોગ્ય તથા બીજાં રાજ્યોને તેમજ શ્રીમન્તોને ધડો લેવા યોગ્ય હતાં. દુષ્કાળ પ્રસંગે તો એમણે સ્વસ્થાનની સરહદો પર અન્નક્ષેત્રોનો પ્રબંધ કર્યો હતો, અને સ્વસ્થાન બહારના પણ આવી પડેલાં અનેક દુકાળીયાઓને એવો સારો આશ્રય આપ્યો હતો કે જેનો સુવાસ બહાર ફેલાતાં સંખ્યા બંધ પિહિત મનુષ્યો વાંસદા સ્વસ્થાનમાં આવી વસ્યાં હતાં, અને રાજ્ય આશ્રય મેળવી સુખી થયાં હતાં.

એઓનું ધાર્મિક જીવન કેવળ અંધ શ્રદ્ધાળુ નહોતું પણ પ્રત્યેક કર્મનાં તત્વો સમજી તેમાં અતિ આદરથી પ્રવૃત્ત થતા. તેમના આ દ્રષ્ટાંતથી સમસ્ત સ્વસ્થાન પર એક જાતનો અચળ ધર્મ સંસ્કાર છપાઇ ગયો છે. સારા શાસ્ત્રીઓ પાસે કથા વાર્તા તથા ધાર્મિક મર્મો ઉકેલનારા ગૂઢ પ્રશ્નોત્તર સાંભળવાનો એમને શોખ હતો. એમણે ઘણાં દેવસ્થાનો બંધાવ્યાં છે. એમનો સાહિત્ય પ્રેમ તથા ઉદ્યોગ હુન્નર કળા પ્રત્યેનો આદર પણ પ્રશંસનિય હતો. "હિંદ રાજસ્થાન" જેવા મહાન પુસ્તકો એમના આશ્રયથી પ્રસિદ્ધ થયેલાં છે, ઉપરાંત અનેક કવિઓ ભાટચારણો તથા ગ્રંથકારોની એમને હાથે યોગ્ય કદર થઇ છે. એમને છબીઓનો ભારે શોખ હતો. શારીરિક સંપત્તિમાં પણ એઓ શીથિલ નહતા. ઘોડેસ્વારમાં તો તેઓ અગ્રગણ્ય ગણાતા. એમની સ્મૃતિ એટલી બધી સતેજ હતી કે સ્વસ્થાનના નાના મ્હોટા મનુષ્યોને ઓળખવા ઉપરાંત વરસો પર જોયેલા પરસ્થાનીને પણ એઓ તુરત પિછાની શકતા. એમના કેટલાક ગુણો તો શ્રીમન્તો અને રાજ્યાધિપતિઓને તેમજ સામાન્ય ગ્રહસ્થોને પણ અનુકરણિય હતા. કર્ણ પરંપરાએ અપરિચિત મનુષ્યો એમનામાં કૃપણતાનું દોષ રોપણ કરતાં પણ તેઓએ એમની પ્રાસંગિક સખાવતો, અસહાયોને મદદ, કારીગર અને કળાધરોની કદર, મ્હેમાનગીરી, આતિથ્ય અને સમયોચિત ઔદાર્ય જોયું છે તેઓ તો સર્વથા આ રાજાને ન્યાય નીતિ નીપુણ અને વ્યવસ્થા પ્રવિણ

મહાપુરૂષ તરીકે આલેખ્યા વિના રહેજ નહિ. એમની કારકીર્દીમાં એમણે હિંદુસ્થાનના દરેક ન્હાનાં મ્હોટાં રાજ્યો સાથેનો પોતાનો પરિચય વધાર્યો તથા પોતાનું રાજ્ય પ્રસિદ્ધિમાં આણ્યું. જે કળા પ્રવિણુતા કરકસર દુરંદેશીપણું અને બાગવાનના જેવી પોષક વૃત્તિથી એમણે સંપત્તિ અને સમૃદ્ધિ એકઠી કરી તેનો સદુપયોગ અને યોગ્ય વ્યય કરી બતાવ્યો છે, એ દરેક દેશી રાજાઓને તો શું પણ સલતનતના મહાન ચક્રવર્તી રાજાઓને પણ ધડો લેવા લાયક છે. અનેક સારા રાજનીતિજ્ઞ પુરૂષોએ આવા સર્વદેશી બુદ્ધિવાન રાજાના હાથમાં મહાન રાજ્યોની સત્તા હોવાનું ઇચ્છયું હતું.

એમની એકંદર કારકીર્દીએ દેવ પુષ્પ જેવી સુવાસ ફેલાવી છે. એમનું પ્રજાવાત્સલ્ય અને કુટુંબ વાત્સલ્ય ઉભય મનન કરવાં જેવાં હતાં. મહારાજા પ્રતાપસિંહજીના પ્રેમસ્થાનની અધિકારિણી દેવીઓ તરીકે એમને એકંદરે ચાર રાણીઓ થઇ હતી. ૧૮૭૨ ના મેની ૮ મી તારીખે એમના પ્રથમ લગ્ન પાડોશી સ્વસ્થાન ધરમપોરના મહા ઉદાર અને ધાર્મિક રાજા મહારાજા નારણદેવજીના કુંવરીશ્રી ચંદ્રકુંવરબા સાથે થયાં હતાં. એઓ મહારાજના પ્રણયનો પૂર્ણ અધિકાર ભોગવી સન ૧૯૦૩ માં અકાળે નિઃસંતાન દેવલોક થયાં. સ્વસ્થાન અલીરાજપુરના કુંવરી મહારાજના બીજાં રાણી રાઠોડા શ્રીહિંમતકુંવરબા સાથે ૧૮૮૬ માં મહારાજા સંલગ્નિત થયા હતા. તેમણે ૧૮૮૮ માં ઉચ્ચ સામુદ્રિક લક્ષણ યુક્ત વર્તમાન નરેશ શ્રીમન્ત ઇન્દ્રસિંહજીને જન્મ આપ્યો. ૧૮૮૯ માં મહારાજના ત્રીજાં લગ્ન સાયલા સ્વસ્થાનનાં કુંવરી શ્રીરૂપકુંવરબા સાથે થયાં. આ ત્રણે રાણીયોનો એક પછી એક અકાળે સ્વર્ગવાસ થતાં પોતાના સાંસારીક જીવનમાં શુન્ય દેખાતાં સન ૧૯૦૮ માં સંબંધીઓની ઇચ્છા એ સ્થાનને પુરવાની જરૂર જણાતાં ખીરસરા સ્વસ્થાનના ઠાકોર શ્રીબાલસિંહજીના ઉચ્ચ રૂપ ગુણથી અલંકૃત અને લલિત કળાઓથી સુશિક્ષિત કુંવરી જાડેજા શ્રીરૂપકુંવરબા સાહેબ સાથે લગ્ન કીધાં.

૧૯૧૧ ના સપ્ટેમ્બરમાં માત્ર અડતાળીશ વર્ષની અલ્પ વયે મહા-

રાજશ્રી પ્રતાપસિંહજીએ પોતાની કીર્તિ સૌજન્ય નિપુણતા સર્વને ચીરકાળ સ્મરણમાં રહે એવી સુવાસિત કરી પોતાનું જીવન દેવલાકી મુદામે ઇશ્વરેચ્છાને આધિન કર્યું. આ મહા પ્રતાપી રાજપુરૂષને પોતાના ચારે રાજકુમારો સાથે દરબાર ભરી વિરાજેલા જે ભાગ્યશાળી જનોએ જોયા છે, તેમને ભગવાન રામચંદ્રના પુણ્ય પવિત્ર પિતા દશરથના દરબારની કલ્પના થયા વિના રહી નથી. એમનું દર્શન એમની તેજસ્વી અને ભવ્ય કાન્તિની છાપ પાડતું, એમનો સહવાસ એમની સૌજન્યતા અને માયાળુપણું સ્વિકારાવાતો, એમની સાથેનો વાર્તાલાપ એમની બુદ્ધિની તિક્ષ્ણતા દર્શાવતો. એમની સાથેનો પ્રસંગ એમની નિપુણતા જણાવતો.

## વર્તમાન નરેશ મહારાજશ્રી ઇન્દ્રસિંહજી સાહેબ.

ઉપરોક્ત ઉત્કૃષ્ટ ગુણોથી અલંકૃત થયેલા રાજપુરૂષના પાટવીકુમારના અભિજાત ગુણોની સહજ કલ્પના થઇ શકે. વર્તમાન મહારાજા શ્રી ઇન્દ્રસિંહજીનો જન્મ સને ૧૮૮૮ ના ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે થયો. વસંતઋતુમાં જન્મેલ રાજકુમારની જન્મ ખુશાલીનો વસંતોત્સવ ઉભય રાજા પ્રજાએ મહા ધામધુમથી કીધો હતો. ઋતુના પ્રભાવે એમનામાં સૃષ્ટિ સૌન્દર્યનું અવલોકન, સાહિત્ય પ્રેમ, કાવ્યાનુરાગ, વસંતના નવપલ્લવ જેવી હૃદયની કોમળતા, મર્મજ્ઞતા આદિનો સંસ્કાર કર્યો. એમના કલ્યાણી માતુશ્રી શ્રીમંતની માત્ર નવ વર્ષની ઉમરે સ્વર્ગવાસી થયાં. ઉર્ધ્વગામી માનવ હૃદય, સંસારી તાપથી કર્કશ નથી થતાં પણ કોમળતર થાય છે. માતૃવિયોગની પરમ વ્યથાએ કુમારના અંતરમાં ભૂતાનુકંપા પ્રેરી, અને અનેક દુઃખ દર્દથી પીડાતા કષ્ટભાગી મનુષ્યોને ધીરજથી આશ્વાસન આપી સહાનુભૂતિ દર્શાવવાની આજની મહારાજની પ્રસિદ્ધ અને પુખ્ત વૃત્તિ મહારાજશ્રીના બાલ્યકાળથી જ અંકુરિત થઇ.

પિતા કરતાં પુત્રને કેળવણીના યોગો વધારે સરળ થયા. દક્ષ અને નિપુણ પિતાએ પુત્રની શારીરિક માનસિક ઉન્નતિનો વારંવાર વિચાર કરી ઉત્તમ સમાગમોની યોજના કરી. પિતાની ધર્મ કર્મની દૃઢ અને પ્રાચીન પૌર્વ ભાવનામાં પુત્રોને પ્રાપ્ત થતી અર્વાચીન અને પશ્ચિમ પદ્ધતિના સંસ્કાર

નો બહુ સારો ગંગા જમની યોગ થયો. બે બાજુથી જોરથી વહેન થઇ આવતી વૃત્તિના સંગમમાં સત્ય શોધવા જાણવાની જિજ્ઞાસા બળવત્તર થઇ, અને તે પરિપૂર્ણ કરવા સંત સમાગમ, સદ્‌ગ્રંથાવલોકન આદિની અભિરૂચી વૃદ્ધિ પામી.

મહારાજ શ્રી ઇંદ્રસિંહજીનું પ્રાથમિક શિક્ષણ પૂર્ણ થતાં રાજકુમાર કૉલેજમાં ઉચ્ચ શિક્ષણનો પ્રારંભ થયો. એઓશ્રીનું ત્યાંનું વિદ્યાર્થી વર્તન સર્વથી શ્રેષ્ઠ વિદ્યાર્થીને શોભાવનાર હતું એવું ત્યાંના પ્રોફેસરો મુક્ત કંઠે ઉદ્‌ઘોષતા. પિતાની હયાતીમાં અલ્હાબાદ એક્ઝીબીશન વખતે મળેલા ઉત્તર હિંદુસ્થાનના પ્રવાસ યોગે એમનામાં પ્રવાસ અને નિરનિરાળી માનવ સમાજના રીત રિવાજો જાણવાની ઉત્કંઠા વધારી.

પિતાના સમયમાંજ શ્રીમંતને રાજવહિવટનો અનુભવ થયો હતો. એ પ્રસંગે એઓશ્રીએ પણ પિતાની માફક પ્રત્યેક પ્રસંગોનું બારીકાઇથી નિરીક્ષણ કરી પોતાની કારકીર્દીનો આંતર નકશો તૈયાર કીધો હતો.

મહારાજાની સાંપ્રત વિચાર પ્રૌઢતા, એમના શાળાના શિક્ષણ કરતાં પણ એમનામાં ચિરકાળથી વસેલી સત્ય શોધવા–જાણવાની તીવ્ર જિજ્ઞાસાને વધારે આભારી છે.

૧૯૧૧ ના હર્ષ્ટાનંદની મિશ્રિત સાલમાં પિતાના પૂર્ણ, સરળ રાજ-વહિવટથી તેમના કૈલાસવાસ થતાં તુર્તજ નિરંતરાયે રાજ્યછત્ર એમના શિરે ધરાયું. તુર્તજ રાજ્યના ન્હાના મોટા પ્રત્યેક અધિકારી તથા પ્રજા વર્ગ પૈકીના શિક્ષિત પુરૂષોને રાજ્યવહિવટમાં કરવા જોઇતા સુધારા વધારામાં પોતાના અભિપ્રાયો આપવા આમંત્ર્યા.

વ્યાપારી અને ખેડુતોની સમાજ મેળવી તેમના માર્ગો વિસ્તૃત કરી આપ્યા. સરકારી લેણાથી બંધાયલી પ્રજાના વર્ગની સ્થિતિ તપાસી તેમને પુનર્વિકાસ માટે મુક્ત કીધાં આમ વર્ગનો સ્વમત કેળવાય એ હેતુથી મ્યુનિસીપાલ હકો આપી મ્યુનિસીપાલીટી સ્થાપી તથા કેટલાક મહત્વના રાજપ્રસંગોમાં પણ પ્રજાજન છૂટથી ભાગ લે અને પોતાના અભિપ્રાય દર્શાવી શકે એવી છૂટ કરી આપી. આ પછી કસ્બાના સૌંદર્ય તરફ એમનું લક્ષ

ખેંચાયું. જમાનાને અનુસરતી જે જે ખામી ખોટો જણાઇ તેને પુરવાની પ્રવૃત્તિ કીધી. રાજયધાનીમાં પોતાના નિવાસ માટે એક સુંદર મહેલ બાંધવાનું શરૂ કીધું. હાઇસ્કુલ માટે ભવ્ય મકાન બંધાવી તે ખોટ પુરી પાડી. પ્રજા જનોના વાંચન માટે તથા પ્રસંગોપાત એકત્ર મળવાના વિસ્તૃત સ્થાનની ખોટ જણાતાં એક ટાઉનહૉલ બંધાવ્યો. તેમજ લાયબ્રેરી વિપુલ કીધી. વ્હેતા જમાનાની ઘડીપળ આંકી રાજધાનીના લોકોને વાકેફ રાખવામાં મગરૂરી માનતું ઉત્તંગ ઘંટાગૃહ ( ટાવર ) બંધાવ્યું. બીજાં સ્વસ્થાનો કે શહેરો જોઇ પ્રજાને ઓછપ ન આવે એ માટે જાણવા જોવાનાં ઘણાંએક સાધનોનો સંગ્રહ કરવા માંડયો અને કસ્બાનો વિસ્તાર વધારી વધતી જતી વસ્તી માટે અવકાશ કરી આપ્યો.

નદીપાર રહેનારા અને ખેતી કરનારાઓને માટે નદીપર પુલ બંધાવી સુગમતા કરી આપી. જંગલમાં નિપજતી કેટલીક ઉપયોગી ચીજોનું પણ લોકોને જ્ઞાન થાય તથા ખેતીવાડીનાં ઉપયોગી સાધનોની લોકોને માહિતી મળે એ હેતુથી દર ત્રીજે વરસે ખેતીવાડીના પ્રદર્શનો ભરવાનું ચાલુ કર્યું.

સ્વસ્થાનની અનાથ પ્રજાને સંકષ્ટ ન સહન કરવું પડે એ હેતુથી એક અનાથાશ્રમ બંધાવ્યું. સાધન શિક્ષણને અભાવે પાછળ પડી રહેલી કાળી પ્રજાની સંતતિ ઉદ્યોગ હુન્નર શીખી સ્વતંત્રતા માણી શકે એ હેતુથી એક બાળાશ્રમ ખોલી અનુકુળતા કરી આપી.

સ્વસ્થાનના વિદ્યાર્થીઓ ખર્ચના અભાવે વધુ વિદ્યાભ્યાસ કરતાં અટકે નહિ એ માટે જુદા જુદા શિક્ષણની ઘણીએક સ્કોલરશીપો સ્થાપી. લોકો તથા અધિકારી મંડળોને નવી નવી રમત ગમતોથી અણવાકેફ ન રહેવું પડે એ હેતુથી એક કલબની તેમજ એક જાહેર બગીચાની વ્યવસ્થા કરી. આજની રાજધાનીની રમ્યતા મહારાજ શ્રી ઇન્દ્રસિંહજીના કેળવાયલા શોખને આભારી છે એમ કહી શકાય. લોકો; વારંવાર સારા વકતાઓ, કવિઓ, સંગીતકારો અને સંતોના સમાગમમાં આવી પોતાના તનમનના વિકાસની યોજના પોતે કરી શકે એ હેતુથી એવા અનેક પુરૂષોને પોતાના રાજયમાં આમંત્રણ કરવાનો એક રિવાજ ચાલુ કર્યો. પ્રજાવર્ગના મંડળોને પોતાની

હાલ હકીકત શ્રીમન્તને રૂબરૂમાં જણાવવાની તક મળે અને સંતોષ થાય એ માટે સરકારે અઠવાડીયાનો એક દિવસ ખાસ મુકરર કર્યો છે અને એવે વખતે શ્રીમન્ત એકલાજ હોય છે. આ તો ખરેખર અન્ય રાજ્યોને અનુકરણિયજ છે. અનેક લગ્નની નીતિ મહારાજ શ્રીઇન્દ્રસિંહજીને પસંદ હોય એમ જણાતું નથી. મહારાજનાં પહેલાં લગ્ન સ્વસ્થાન અલીરાજપુરના કુંવરી શ્રીસુરજ કુંવરબા સાથે થયાં હતાં. પરંતુ પ્રથમ લગ્નનો ઉત્સાહ ભર્યો પ્રેમ હજુ વિકસતો હતો એવામાં (૧૯૦૯) મહારાણીના સંબોધનથી-વંચિત રહેવાના ભાગ્યવાળાં યુવરાણી શ્રી પાંચ છ માસ ક્ષયની બીમારી ભોગવી દેવલોક થયાં. આ પ્રસંગે મહારાજ શ્રીમાં સુપ્ત રહેલી અભિજાત વૈરાગ્ય વૃત્તિને કાંઇક ચમક આવી પરંતુ સંસાર વૃક્ષને મંગળ ફળોથી સુશોભિત કરાવવાની દૈવેચ્છાએ ૧૯૧૧ માં માણસા સ્વસ્થાનના મહારાવળ ઠાકોર શ્રી તખ્તસિંહજીના કુંવરી શ્રીઆનંદ કુંવરબા સાથે લગ્ન કરાવી આનંદની વૃદ્ધિ કરી. અ. સૌ. મહારાણી શ્રીઆનંદકુંવરબા પોતાના સ્વભાવથી નામ ગારવ સાચવી રહ્યાં છે. રાજસ સંતતિમાં વિરલતાં દર્શાવનાર સાત્વિક ગુણની આ પ્રત્યક્ષ મૂર્તિ, અસાધારણ પતિ પરાયણતા, સૌજન્ય સહિષ્ણુતા આદિ ઉચ્ચ ગુણોથી ભૂષિત છે. એની નિર્મળ છાપ પરસ્પરની લગ્નગ્રંથીને દૂર કરનારી મહારાજશ્રીની પ્રથમ સંતતિ કુંવરી સાહેબ શ્રીસુશીલ કુંવરબા સાહેબની મુખકાન્તિ પર મુદ્રિત છે. એમનો જન્મ સન ૧૯૧૪ માં થયો.

કુંવરીશ્રા તિક્ષણ બુદ્ધિનાં અને અત્યારથીજ આનંદી, પ્રેમાળ, દૃઢ, ચતુર અને મેધાવાન જણાય છે. કુંવરીશ્રીના પુનિત પગલે પિતા માતાના ઉત્કૃષ્ટ ગુણોનું દોહન કરી તેને પ્રકાશ કરનાર સિદ્ધિ બુદ્ધિના સ્વામી જેવા યુવરાજ કુમાર શ્રી દિગ્વિરસિંહજી સાહેબનો જન્મ સન ૧૯૧૬ માં થયો. પરમાત્મા એમને દીર્ઘાયુષ્ય અર્પો.

એ પછી અતુલ તેજસ્વિતાની મનોહર મૂર્તિ જેવા પણ દૈવેચ્છાથી અલ્પાયુષી કુમાર હર્ષદ કુમારનો જન્મ ૧૯૧૮ માં થયો. એમના અકાળ મરણના પરમ શોકને સમાવતી, સરસ્વતીની વીણા જેવી મધુર અને લક્ષ્મિના પદ્મ જેવી કાન્તિવાળી કુંવરી શ્રી જયરાજ કુંવરબાનો જન્મ ૧૯૨૦ માં

થયો, જેના મધુર સ્મિતમાં મહારાજ શ્રી ગુલતાન છે. પ્રભુ આ ધર્મનિષ્ટ રાજકુટુંબને સુખસંપત્તિ અને દીર્ઘાયુષ્ય અર્પો.

* * * *

પ્રભુ ઇચ્છાએ, દૈવી સંકેત બળવડે, આ લેખકનો અને શ્રીમન્ત મહારાજશ્રી ઇન્દ્રસિંહજી સાહેબનો સમાગમ થયો. સાહિત્યાનુરાગી, ધર્મનિષ્ઠ મહારાજ શ્રીએ સાહિત્ય સેવકોને પડતી અગવડો, ઉત્કૃષ્ટ ધાર્મિક મહા પુરૂષોનાં જીવન ચરિત્રો, ધર્મનીતિના ગ્રન્થો પ્રકટ નહિં થવાનાં કારણભૂત દ્રવ્યની અગવડતા વગેરે સ્થિતિની માહિતી મેળવી. પૂર્વ પુરૂષોથી રોપાયલા બીજને અંકુરો ફુટયા. ધર્મપ્રાણ આદર્શ મહા પુરૂષોનાં જીવનચરિત્રો લખાય અને સસ્તે મૂલ્યે પ્રકટ થાય એ જોવાની શ્રીમન્તને ઇચ્છા થઇ. એક યોજના ઘડવામાં આવી. રૂા. ૫૦૦૦) હજારની એક રકમ એ કાર્ય માટે જૂદી કાઢવામાં આવી અને તેનો લાભ પ્રથમજ **સ્વામી વિવેકાનન્દ** જેવા અપુર્વ, અલૌકિક, આદર્શભૂત, ધર્મ પ્રાણ મહા પુરૂપની જીવન કથા પ્રકટ કરવાના શ્રેષ્ઠ કાર્ય માટે અપાયો. વિશ્વવંદ્ય, વિશ્વપૂજ્ય સ્વામી વિવેકાનંદજીનું જીવન ચરિત્ર ગુર્જર પ્રજાને કેટલું ઉપયોગી છે તે અમે કહીએ તે કરતાં ગુજરાતના જૂદા જૂદા વિદ્વાનો અને ગુર્જર વાંચકો કહે તેજ શ્રેષ્ઠ છે. અમે તો એટલુંજ કહીશું કે શ્રીમન્તશ્રીએ જે ઉત્તમ વૃક્ષ રોપ્યું છે તેનાં મધુર ફળો ગુર્જર પ્રજાને પ્રાપ્ત થશે અને તેનાથી જેવી તુપ્રી થશે તેવી અન્ય મિષ્ટાન્નોથી થશે નહિ. ધર્મજ્ઞ શ્રીમન્ત વાંસદા નરેશ મહારાજ શ્રી ઇન્દ્રસિંહજી સાહેબે જેવું અમૃતમય વૃક્ષ રોપ્યું છે તેવું ગુજરાતના સર્વ રાજા મહારાજાઓ અને શ્રીમંત સજ્જનો રોપે અને તેનાં અમર–ફળ ગુર્જર પ્રજાને સમર્પી અધ્યાત્મ–જ્ઞાન–દાનરૂપી મહાન્ પુણ્ય પ્રાપ્ત કરે !

પરમાત્મા શ્રીમન્ત શ્રી ઇન્દ્રસિંહજી સાહેબને સહકુટુંબ દીર્ઘાયુ અને સુખ સમ્પત્તિ અર્પે. એજ પ્રાર્થના પૂર્વક हरिः ॐ तत्सत् ॥

**ભારતજીવન–કાર્યાલય,**
અમદાવાદ.
વિજયાદશમી. ૧૯૭૭.

શુભાકાંક્ષી.
**ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.**

## ( સ્વામી વિવેકાનંદ-જીવન-ચરિત્ર ભાગ ૧ લો. )
# એ પુસ્તક સંબંધી ગુર્જર વિદ્વાનોના અભિપ્રાય.

રા. બા. કમળાશંકર પ્રા. ત્રિવેદીજી. બી. એ.—પ્રે. રા. ટ્રેનગ કૅાલેજના માજી પ્રિન્સિપાલ સાહેબ—સુરત, તા. ૨૮-૯-૨૧. તમે મોકલેલી પ્રતિ હું અન્ત પર્યન્ત વાંચી ગયો છું અને તેથી મને ઘણોજ આનન્દ થયો છે.

શ્રી વિવેકાનન્દ જેવા નર રત્ન ભારતભૂષણના જીવન ચરિત્રની હકીકત સરળ અને છટાદાર ગુર્જર ભાષામાં આપી, તમે ગુર્જર વાંચક વર્ગ પર મોટો ઉપકાર કર્યો છે, અને ગુર્જર સાહિત્યની અમૂલ્ય સેવા બજાવી છે. એમના જીવનમાંથી સાધારણ તેમજ અસાધારણ બુદ્ધિવાળા વાંચકોને ઘણો બોધ મળે એવું છે. સ્વામીશ્રીની અપ્રતિમ પિતૃભક્તિ તેમજ અનુપમ માતૃપ્રેમ, અને અલૌકિક વિચાર શક્તિના અનેક દૃષ્ટાન્તોથી વાંચકના મન-પર ઉત્તમ સંસ્કાર પડે છે. એમના કૅાલેજ જીવન પરથી હાલના કૅાલેજના વિદ્યાર્થીઓને ઘણું જાણવાનું મળશે. " મનોરાજ્યમાં તુમુલ તોફાન." એ પ્રકરણ યુવક વર્ગને ખાસ અધ્યયન કરવા યોગ્ય છે. સ્વામીશ્રીના હિંદુસ્તાનના ભિન્નભિન્ન સ્થળોમાં પર્યટનમાંના અનેક પ્રસંગો તથા વ્યાખ્યાનો તેમજ ચિકાગોની ધર્મ સભાને લગતા પ્રકરણમાં વર્ણવેલી હકીકત ઘણીજ રસિક અને બોધદાયક છે. વાચકની રસધારા અવિચ્છિન્ન રહે છે અને તે દ્વિતીય ભાગ વાંચવા અત્યુત્સુક થાય છે એજ એ ગ્રન્થની ઉત્કૃષ્ટતાનું ઉત્તમ પ્રમાણ છે. જીવનની ઝીણી ઝીણી બાબતો જેવો પ્રકાશ મનુષ્યના ચરિત્ર પર પાડે છે તેવો સ્થુલ ને જગ જાહેર બાબતો પાડતી નથી. આ ચરિત્રમાં દૈનિક જીવનના એવા ઘણા પ્રસંગો વર્ણવ્યા છે તેથી એ બહુ બોધદાયક છે. **સનાતન ધર્મના રહસ્યવેત્તા ને વિવેચકનું ચરિત્ર ઉત્તમ રીતે ચિત્રાયું છે. સનાતન ધર્મનું તત્વ જાણવા ઇચ્છનારને આવાં પુસ્તકો અમૂલ્ય છે.**

રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઇ. બી. એ. એલએલ. બી. ચીફ જડજ સાહેબ, વડોદરા—તા. ૨–૧૦–૨૧ "**સ્વામી વિવેકાનન્દ જીવનચરિત્ર ભાગ ૧ લો.**" એ નામનું આપનું નવું પુસ્તક વાંચી મને ઘણો આનન્દ થયો છે. મહાત્મા શ્રીરામકૃષ્ણ પરમહંસનું વિસ્તૃત જીવન ચરિત્ર બહાર પડયાને હજી થોડોજ વખત થયો છે એટલામાં એવડુંજ-મોટું તેમના શિષ્ય સ્વામી વિવેકાનન્દના જીવન ચરિત્રનું પુસ્તક આપ તૈયાર કરી શકયા છો તેને માટે આપને અભિનંદન આપું છું.

સ્વામી વિવેકાનંદજીનું જીવન ચરિત્ર એવું રસિક અને બોધદાયક થયું છે કેઃ તેને હાથમાં લીધા પછી પૂરૂં કર્યા વગર મૂકવાનું મન થતું નથી. છેવટમાં આપેલા વચનામૃતો તો વારંવાર યાદ કરવા જેવાં છે. **દરેક ગૃહસ્થના ખાનગી પુસ્તક સંગ્રહમાં અને દરેક શાળાના પુસ્તકાલયમાં તથા દરેક જાહેર પુસ્તકાલયમાં આ પુસ્તક અવશ્ય રાખવા** જેવું છે. હું આશા રાખું છું કેઃ તેનો બહોળો ફેલાવો થશે અને બીજો ભાગ થોડાજ વખતમાં તૈયાર કરી આપ બહાર પાડી શકશો.

---

રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ. બી. એ. અધિપતિ બુદ્ધિ પ્રકાશ. અમદાવાદ—તા. ૨૮–૫–૨૧—એક બાહોશ પત્રકાર અને અથંગ લેખક તરીકે રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતાનું નામ ગુજરાતી વાચક વર્ગને સુપરિચિત છે. તેમણે ટુંક મુદત થયાં કારણવશાત્ બંધ પડેલા "**ભારત જીવન**" માસિકનો પુનરોદ્ધાર કરી તે દ્વારા ગુજરાતમાં ધાર્મિક સાહિત્યનો ઝરો રેલી જન પિપાસા તૃપ્ત કરવાનો સ્તુત્ય યત્ન આદર્યો છે, પણ તેટલેથી તેમને સંતોષ મળે તેમ નથી. હિંદની ધાર્મિક સમ્પતિ ગુજરાતીમાં સર્વાંશે ઉતારવા અને ગુજરાતી ધાર્મિક સાહિત્ય સમૃદ્ધ કરવાનો તેમને ઉત્કૃટ અભિલાષ છે. તે માટે લાંબી મુદતથી તે તૈયારી પણ કરી રહ્યા છે અને તે યોજનાને અંગે ગયે વર્ષે તેમના તરફથી **પરમહંસ રામકૃષ્ણનું વિસ્તૃત જીવન ચરિત્ર** બહાર પાડવામાં આવ્યું હતું. જેની ૩૧૦૦ નકલ ખપી જઇ તેની બીજી આવૃત્તિ છપાવવાની તૈયારી છે. તેજ ધોરણો પર પરમહંસ રામકૃષ્ણના પરમ પ્રિય ને મુખ્ય શિષ્ય **નરેન્દ્ર—સ્વામી વિવેકાનન્દ**, જેઓએ

યુરોપ, અમેરિકા આદિ દેશોમાં પ્રવાસ કરી હિંદની સંસ્કૃતિનું ગૌરવ અને મહત્તા દાખવી, તેનું નામ ઉજ્વલ કર્યું હતું. તેમનું સમ્પૂર્ણ જીવન ચરિત્ર બે ભાગમાં બંગાલી અને અંગ્રેજી સાધનો પરથી તેમણે તૈયાર કર્યું છે, અને તેનો પ્રથમ ભાગ જે આસરે ૫૦૦ થી વધુ પાનાનો છે તે સ્વામી વિવેકાનન્દના સંખ્યાબંધ ચિત્રોથી અલંકૃત કરી તેની શોભા અને ઉપયોગિતામાં ઉમેરો કરી બહાર પાડયો છે. અમારી ખાતરી છે કે, તે પુસ્તક લોકાદર પામી તેનો બહોળો પ્રચાર થશે અને દરેક પુસ્તકાલયમાં તેને સ્થાન મળશે.

---

રા. રા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ. કાદંબરીના કર્ત્તા. જૂનાગઢ સ્ટેટ વકીલ–રાજકોટ તા. ૯–૧૦–૨૧. સ્વામી વિવેકાનંદ જીવનચરિત્ર ભા. ૧ નું પુસ્તક આપે મને કૃપા કરીને મોકલ્યું તેની પહોંચ ઉપકાર સાથે સ્વીકારૂં છું.

વાંસદા નરેશ શ્રીમન્ત મહારાઉલશ્રી ઇન્દ્રસિંહજી સાહેબના ઉદાર આશ્રયથીજ આપ તે પ્રસિદ્ધ કરવાને સમર્થ થયા છો તેથી તેમનો ઉપકાર ગુર્જર પ્રજા જેટલો માને તેટલો ઓછો છે. આવા સાહિત્યના ઉપયોગી ગ્રંથો બહાર પાડવામાં તન મન અને ધનથી મદદ કરનાર મહારાજાઓ વિરલ જોવામાં આવે છે અને તેથી કરીનેજ શ્રીમન્ત વાંસદા નરેશને ખરેખર ધન્યવાદ ઘટે છે.

સ્વામી શ્રી વિવેકાનંદ સાથે ગાઢ સ્નેહનો સંબંધ સુભાગ્યે મને થયેલો તેથી તેમના જીવન ચરિત્રની કેટલીક વાતો તેમણે મને સ્વમુખે જણાવેલી તેની સાથે તેમની પૂર્વાવસ્થાની કેટલીક હકીકત પણ મ્હારા જાણવામાં

દેશમાં પણ પોતાનો વિજય ડંકો વગાડી આપણા સનાતન ધર્મની છાપ ત્યાંના વિદ્વાન મંડળના મન ઉપર સ્થાયીપણે ટકે એવી પાડી છે તે માટે આપણે ભરતખંડ વાસીઓએ તેમના પ્રતિ પૂજ્ય ભાવ રાખવોજ જોઇએ અને આપના આ ગ્રંથના વાચનથી તેવો ભાવ તેમનાથી અજાણ્યા માણસને પણ ઉત્પન્ન થયા વિના નહિં રહે એવી મ્હારી ખાત્રી છે. પોતાનું બ્રહ્મચર્ય વ્રત પાળવામાં તેમને કેટલી મુશ્કેલીઓ પડી છે. તે વાત મ્હારા જાણવામાં હતી તે ઉપરાંત આપના પુસ્તકમાં તેના ઉપર જે નવો પ્રકાશ પાડયો છે તેથી વિશેષ જાણવામાં આવ્યું અને પોતે સમર્થ વિદ્વાન છતાં કેવી સાદાઇથી નિરભિમાનપણે અમારી સાથે રહેતા હતા તેનો જ્યારે હું વિચાર કરૂ છું ત્યારે તેમના વિષે મને ઘણાજ માનની લાગણી સ્ફુરી આવ્યા વિના રહેતી નથી. ભરતખંડમાં તેમના જેવો અમૂલ્ય હીરો ધુળમાં ડટાઇ ગયા ખરેખર હતો, અને અમેરિકાના ધર્મ—ગુરૂઓની ભવ્ય સભામાં ભગવાં વસ્ત્ર પહેરીને અસાધારણ ગૌરવ ધારણ કરીને પોતાના જ્ઞાનનો પ્રકાશ છટાથી નિડરપણે આપી તેમણે જે ગર્જના ચારે પાસ ફેલાવી તેના પડઘા હિંદુસ્થાનમાં પડયા ત્યારેજ ભારત માતાને પોતાના આ બાહોશ બાલકની હયાતીની ખબર પડી એમ કહીએ તો ચાલે. અમેરીકામાં તો તેઓએ પ્રખ્યાત રોમન એમપરરની પેઠે I came, I saw, I conquered એમ અણધારી ફતેહ એકદમ મેળવીને ત્યાંના ઉંચા વર્ગના સ્ત્રી પુરૂષોમાં લોકપ્રિયતા મેળવી હતી અને આપણા વેદાન્ત ધર્મરૂપી વૃક્ષનું બીજ તેઓ વાવી આવ્યા તેજ તેમના અનુયાયી સ્વામીઓએ ઉછેરીને મોટું કરેલું છે અને તે વૃક્ષનીજ શાખાઓ આજ ચારે પાસ વિસ્તારમાં ફેલાઇ ગઇ છે.

આ મહાત્મા વિષે મ્હારા હૃદયના ઉદ્દગાર કાઢવામાં આવે તો બહુ લંબાણ થઇ જાય એથી હું અત્રે વિશેષ કહેતાં અટકુ છું અને આપનો ભગીરથ પ્રયત્ન સર્વ પ્રકારે સફળ થાય તથા ગુર્જર પ્રજા તેનો લાભ ઉત્સાહથી લે એમ ઇચ્છું છું.

સ્વામીજીના વચનામૃતનો સંગ્રહ વ્યવહારમાં ઘણો ઉપયોગી થઇ પડશે તેવી મ્હારી ખાત્રી છે.

# अनुक्रमाणिका.

# चित्र–अनुक्रम.

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

# ॥ श्रीमद् स्वामी विवेकानन्दजीने प्रेमांजलि ॥

( સુરતાની વાડીના મીઠા મોરલા—એ રાગ ).

આર્યભૂમિના દિવ્ય ! પનોતા પુત્ર ઓ !
સિદ્ધાત્મન્ ! ઓ ! દિવ્ય વિવેકાનન્દજી !
અલ્પકાળ તૂં આ અવની વિષે ઘુમ્યો !
ધન્ય ! ધન્ય ! તુજ જન્મદિવસ એ ધન્ય હો ! આર્યભૂમિ.
વીત્યાં ચાલીશ વર્ષ જીવન લીલા તણાં,
કેવળ દશ વર્ષોમાં અદ્‌ભુત તેં કર્યું;
પ્રાસાદિત જીવન તુજ સત્ય પ્રજ્ઞાનથી,
વ્યોમે રહીને દિવ્ય પ્રભા પ્રકટાવ તું. આર્યભૂમિ.
કેવો ! મિષ્ટ ધ્વનિમય તુજ ઉદ્‌ઘોષ જો !
હરતો શંકા, ભય ને મોહ તિમિર જો !
ગાયું ત્હેં તો જીવનપ્રેમ પ્રસારવું,
ગાયાં ત્હેં તો દિવ્યશાન્તિનાં ગાન જો ! આર્યભૂમિ.
ગાયાં ત્હેં તો કર્મયોગનાં ગાન જો,
ધર્મતણો ઉદ્‌બોધ કર્યો અણમોલ જો !
મુક્તિના પંથે ત્હેં પ્રેર્યો હંસ જો,
દીધી ત્હેં કંઇ ભક્તિ-ધર્મની પાંખ જો ! આર્યભૂમિ.
તારકરૂપ પ્રકાશ્યો પશ્ચિમ ભોમમાં,
અભિવંદન પ્રેરે આ સઘળું વિશ્વ જો !
ધન્ય ! વિભૂતિ આર્ય ઋષિની ઓ ! પ્રભો !
જોડયાં પ્રેમે પૂર્વ અને પશ્ચિમ જો ! આર્યભૂમિ.
દ્વારે દ્વારે ભટકયો દુઃખીઆં શોધતો !
અનાથના ઓ ! દૈવિ તૂં આધાર જો !
ભેદયાં વાદળ દુઃખનાં ચૈતન મન્ત્રથી !
હૃદય દ્રવ્યૂં તુજ જોઈ દુઃખી દીન બન્ધુને ! આર્યભૂમિ.

અનંત વિશ્વ પ્રવાહ વહ્યા શો! જાય જો!
વેગવતા વહીએ સૌ એજ પ્રવાહમાં,
ભાગ્યું-તૂટ્યું નાવ જૂવો! આ આપણું.
માયા વરણે આંખે વળ્યા અંધાર જો! આર્યભૂમિ.
કૃપા કરી ઓ! મિત્ર! સુકાની થાં હવે!
વ્હારે ધા તું ભવજળ તરવા કાજ જો!
પૂર્ણાત્મા! ઓ! દિવ્ય દ્રશ્ય તું આપજે!
લઇ જા ગાઢ તિમિરથી દિવ્ય પ્રકાશ જો! આર્યભૂમિ.*

बळवंतराय झवेरीलाल वैद्य.

---

# આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

૧. **અમદાવાદ**–ડાહ્યાભાઇ રામચન્દ્ર મ્હેતા. ઠે. દાણાપીઠ. નવો વાસ.
૨. ,, ગુજરાત સ્વદેશી સ્ટોર્સ લીમીટેડ. પાંચકુવા,
૩. ,, ,, ,, શાખા–રીચીરોડ. જુમા મસીદ સામે.
૪. ,, શાહ રણછોડલાલ મોતીલાલ બુકસેલર–રીચીરોડ.
૫. ,, એસ. બી. શાહ–બુકસેલર. પીરમશારોડ.
૬. ,, જીવનલાલ અમરસી મ્હેતા. બુકસેલર પીરમશારોડ.
૭. ,, નારણલાલ મોતીલાલ શાહ બુકસેલર–રીચીરોડ.
૮. ,, સાકરલાલ બુલાખીદાસ બુકસેલર–રીચીરોડ.
૯. **નડીઆદ**–હંસસુખરામ કેશવરામ પંડ્યા. ન્યુસ એજન્ટ.
૧૦. **સુરત**–શા. રંગીલદાસ કાશીદાસ. જનરલ મર્ચંટ–બુરાનપુરી ભાગોળ.
૧૧. **મુંબઇ**–એન. એમ. ત્રિપાઠીની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ.
૧૨. ,, એલ. એમ. ઠક્કર. પ્રિન્સેસ સ્ટ્રીટ.
૧૩. **ભાવનગર**–અબદુલ હુસેન આદમજી બુકસેલર.
૧૪. **કરાંચી**–સરસ્વતી ભુવન–હોટલ, નેપિયર રોડ.

એ સિવાય બીજા જાણીતા બુકસેલરોને ત્યાંથી પણ મળશે.

---

*શ્રી બેંગલોર વેદાન્ત સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયેલ એક ઇંગ્લીશ કાવ્યનો અનુવાદ.

॥ ॐ श्रीरामकृष्णाय नमः ॥



# स्वामी विवेकानंद जीवन चरित्र.

## भाग १ लो.

### वंश परिचय.

ॐ नित्य-शुद्ध-बुद्ध-मुक्त-वेदान्ताम्बुज भास्करम् ।
नमामि युग कर्त्तारं आर्त्तनाथं वीरेश्वरम् ॥

ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનો મંગલમય આશીર્વાદ મસ્તકે ધારણ કરી જે મહાપુરૂષે, ભારતવર્ષની અવળે માર્ગે વળેલી. પરદેશી-પરજાતિયોનું અનુકરણ કરવામાં મોહાચ્છન્ન બનેલી અને આત્મભાન ભૂલેલી આર્યજાતિની મધ્યમાં ઉભા રહી, અદ્વૈતની ગગન કમ્પિત સિંહ-ગર્જના કરી, વૈદિક ધર્મનો પુનઃ પ્રચાર કર્યો છે, જેના સમાધિ-સિદ્ધ અપૂર્વ પવિત્ર જ્ઞાનમાંથી તપઃ દ્વારા ઉત્પન્ન થયેલા તેજની ઉજ્જવળ પ્રભાનો વિસ્તાર થઇ, દશ વર્ષ પર્યંત મધ્યાહ્નના સૂર્યની પેઠે, સમગ્ર જગત્પર કિરણો પ્રસાર્યાં છે, જેના અતિશય યત્ને, અને નિર્ભય આત્મોત્સર્ગે, ભારતવર્ષના એક ગૌરવમય ભવિષ્યની સૂચના આપી દીધી છે-માત્ર ભારતવર્ષના જ નહિં પણ-જેણે વિશ્વ-માનવના કલ્યાણની કામનાથી મહાન્

યુગાદર્શને સ્વીય જીવનમાં પ્રકટ કરી જન્મ ધારણ કર્યો હતો, તેજ જગદ્‌ગુરૂ **આચાર્ય શ્રીમદ્ વિવેકાનંદ સ્વામીનો** જન્મ અને અવસાન, એ ઉભય આજે ભૂતકાળની ઘટના છે; પરન્તુ તેમના પછીની–ભાવી–પ્રજાને અનુકરણ અને આલોચના કરવા અને હિતકારક હોય તે સ્વજીવનમાં ઉતારવા માટે તેમણે પોતાના જે અદ્‌ભુત જીવન પ્રસંગ અને ઉપદેશામૃત અમર રાખ્યાં છે તે સર્વ પવિત્ર જીવનકથાનક લખતાં જો કે અનેક પ્રતિભાશાળી વિદ્વાનોનાં મસ્તક વિસ્મય વિભ્રમમાં અટવાઇ અંતે તેમણે પોતાની અયોગ્યતા સ્વીકારી છે, તેમ છતાં પણ આપણા આત્મકલ્યાણ–સાધનની સાથેજ સ્વદેશના હિત–સાધન માટે એ અલોક–સામાન્ય–મહદ્ ચરિત્રની આલોચના કરવા, અને તે પવિત્ર જીવનકથાનક લખવા અમારી ક્ષુદ્ર લેખિની છતાં અમારે પ્રવૃત્ત થવું જ પડેછે. આવો વાંચક બંધુ! અમે આજે તમારાં સમક્ષ તેજ અલૌકિક મહાપુરૂષ, સનાતન ધર્મ–પ્રેમી–વીર સન્યાસી, વિશ્વવંદ્ય મહાત્મા **સ્વામી વિવેકાનંદજીની** પવિત્ર જીવનકથા સાદર કરીએ છીએ. વાંચો, વંચાવો, પવિત્ર થાઓ અને પવિત્ર કરો!

* * * * *

સ્વામી વિવેકાનંદના નામથી જે મહાપુરૂષ જગત્ પ્રસિદ્ધ થયા હતા તેમનું પૂર્વ નામ નરેન્દ્રનાથ દત્ત હતું. કલકત્તા અંતર્ગત સિમુલિયા નામક સ્થાનમાં, પ્રસિદ્ધ દત્ત–વંશમાં એમનો જન્મ થયો હતો. એમના પિતાનું નામ વિશ્વનાથ દત્ત અને પિતામહનું નામ દુર્ગાચરણ દત્ત હતું. નરેન્દ્રનાથના બાલ્યજીવનનો ઇતિહાસ આલેખવામાં આવે તે પહેલાં સંક્ષેપમાં તેમના પિતા અને પિતામહનો કિંચિત્ પરિચય આપવાથી વાંચકો સમજી શકશે કે, તેમનો સન્યાસ જીવન પ્રત્યેનો પ્રેમ, એ એક પ્રકારે તેમના વંશપરંપરાથી જ ઉતરતો આવે છે.

દુર્ગાચરણ દત્ત સંસ્કૃત અને ફારસી ભાષામાં વિશેષ પારંગત હતા અને સંગીત વિદ્યામાં પણ તેઓ યથાર્થ પારદર્શી હતા. તેમના પિતા રામમોહન દત્ત, એ સુપ્રીમ કોર્ટના એક સુવિખ્યાત ધારાશાસ્ત્રી હતા અને તેમની ઉપાર્જન કરેલી લક્ષ્મીવડે દત્ત વંશમાં યથેષ્ટ વિષય, સમ્પત્તિ અને

માન આબરૂ હતાં. દુર્ગાચરણે પણ કાયદાના વ્યવસાયમાં પ્રવેશ કર્યો હતો. તેથી પિતાની પેઠે જ તેઓ શીઘ્ર ધન અને માન પ્રાપ્ત કરી સકયા હતા. તેઓ સ્વાભાવિક રીતે જ ધર્મ-પ્રાણ હતા, સદા સર્વદા સાધુ-સંગ અને સાધુસેવા કરતા. તેથીજ ધન, માન અને યશ, એ ત્રણે વિષયો તેમને અધિક દિવસ સંસાર-બંધનમાં બદ્ધ કરી શકયા નહિ. પચિશ વર્ષની વય-માંજ સ્ત્રી અને એક પુત્રના રક્ષણ-પોષણનો ભાર આત્મીય સ્વજનોને સોંપી તેમણે ગૃહનો ત્યાગ કર્યો અને પાંચ છ વર્ષ પર્યંત ભારતવર્ષનાં અનેક સ્થાનોમાં ભ્રમણ કરી અંતે પવિત્ર કાશી ક્ષેત્રમાં આવી પહોંચ્યા. તે સમયે કાશી ક્ષેત્રમાં પગરસ્તે અથવા નૌકામાર્ગે જઈ શકાતું કારણ કે તે સમયે આ દેશમાં આગગાડીનો પ્રચાર થયો નહતો. દુર્ગાચરણે સંસાર ત્યાગ કર્યા પછી પાંચેક વર્ષે તેમનાં પત્ની પાંચ વર્ષના બાળક પુત્ર વિશ્વ-નાથને સાથે લઈ નૌકામાર્ગે કાશી ધામ જવા નીકળ્યાં. દોઢ માસ પછી કાશીજી પહોંચ્યાં. માર્ગમાં રમતાં રમતાં વિશ્વનાથ જળમાં પડી ડૂબી ગયો હતો. તે જ ક્ષણે પુત્રવત્સલ જનનીએ પણ પુત્રનું રક્ષણ કરવા માટે કિંચિત્ પણ વિલંબ નહિં કરતાં પ્રાણની મમતા ત્યાગી દઇ, જળમાં ડૂબકાં ખાતા પુત્રનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી ભાગીરથીનાં જળમાં ભૂસકો માર્યો હતો, તે દિવસે માતાપુત્ર બન્નેના પ્રાણ નાશ પામવાના હતા પરંતુ ઇશ્વરકૃપાએ નૌકાના માછી ખલાસીઓના યત્નથી બન્નેનું રક્ષણ થયું હતું. કાશી ધામમાં પહોંચ્યા પછી દુર્ગાચરણની પત્ની અનેક દેવ દેવીનાં દર્શન કરી કંઇક શાંતિ પ્રાપ્ત કરી શકયાં હતાં. દૈવક્રમે એક દિવસ વૃષ્ટિ થવાથી તેઓ વિશ્વેશ્વરના મંદિર સમ્મુખ પડી ગયાં તે જોતાંજ એક સાધુએ "માઇ ગિર ગઇ." કહ્યું અને તુર્ત જ તેણે દોડી આવી તેનો હાથ ઝાલી બેઠી કરી. પરંતુ કેવું આશ્ચર્ય ? એ સન્યાસી કોણ ? સન્યાસીએ જે સમયે દુર્ગાચર-ણની પત્નીને યત્નપૂર્વક ઉચકી લઇ મંદિરના પગથિયાં ઉપર બેસાડી દીધી તે સમયે એક ક્ષણને માટે ચાર નેત્રોનું સંમિલન થયું. બન્ને એક બીજાને જોઇ કમ્પાયમાન થયાં ! શા કારણથી એમ થયું ? અહા ! વિધિની કેવી વિચિત્ર લીલા ! એ સન્યાસી બીજો કોઇજ નહિં પણ દુર્ગાચરણ દત્ત હતા.

ધર્મ પત્નીને ઓળખતાં જ સન્યાસી દુર્ગાચરણે મનમાં જ કહ્યું કે: "કયા અદ્‌ભૂત માઇ હય!" એમ કહી તેઓ ઉતાવળે પગલે ત્યાંથી અદૃશ્ય થઇ ગયા. ત્યાગી પુરૂષ! રમણી પણ ત્યાગશીલ! બન્ને ત્યાગી વિરાગી હતાં. ઘણા દિવસ પછી અકસ્માત્ પતિ દેવતાનાં પવિત્ર મુખ દર્શન થતાં દુર્ગાચરણની પત્નીને આંતરિક તૃપ્તિ લાભ થયો ખરો પરંતુ પુનઃ તેમને સંસાર બંધનમાં બાંધવાની કલ્પના તેમના મનમાં ઉદય પામી નહિ. તેમણે મંદિરની પ્રદક્ષિણા કરી વિશ્વનાથ ભગવાનનાં દર્શન કર્યાં અને ઘુંટણીએ પડી તેમના ચરણમાં અંતઃકરણની ભક્તિ–પુષ્પાંજલિ નિવેદન કરી.

* * * * * *

ત્યાં થોડા દિવસ નિવાસ કર્યા પછી માતા પુત્ર કલકત્તે પાછા ફર્યાં. માતા પોતાના એકના એક પુત્રનું મુખ–દર્શન કરી ગમે તેમ સંસાર–યાત્રા નિર્વાહ કરવા લાગ્યાં. પુત્રે કેટલાક દિવસ રમતમાં વ્યતીત કર્યા પછી અંતે વિદ્યાભ્યાસ કરવામાં મન પરોવ્યું.

સિમુલિયા સ્થાનમાં તે પુરાણું દત્ત–મહાલય હજી પણ વિદ્યમાન છે. પરંતુ આજે તેનું પૂર્વ ગૌરવ નથી. આજે તે મહાલયના દ્વાર પાસે દ્વારપાળ નથી, આજે ત્યાં દાસદાસી, નોકર ચાકર, ગુમાસ્તા મુનિમ, અને બંધુ બાંધવનો મ્હોટો કોલાહલ થતો નથી! તે સમયના જેવી ઉત્સવ–પૂજા, ધામધુમ, વ્રતપૂજા, વગેરે કાંઇ પણ થતું નથી! ગયું તે તો ગયું જ! માત્ર વિશાળ પ્રવેશદ્વાર, જીર્ણ છજું, ભાંગેલી ભીંતો અને તેજહીન અગાશીયો, માત્ર પ્રાચીન ગૌરવનું ક્ષીણ–સ્મરણ, પૃથિવિના હૃદય ઉપર ચુપચુપ ઉભું રહ્યું છે! અનેક જમીન–જાગીરો અન્ય જનોને હસ્તગત થયાં છે. ગૌરમોહન મુખર્જીના સ્ટ્રીટમાં જતાં આજે પણ તે ભાંગેલું મકાન દ્રષ્ટિયે પડે છે! તે સમયે ત્યાં ઐશ્વર્ય હતું, તે સમયે દત્તવંશની કીર્તિ–કથા પ્રત્યેક માનવ મુખ દ્વારા ઉચ્ચારિત થતી હતી, તે સમયે દત્ત–મહાલય, ચારે દિશાનાં ન્હાનાં મકાનો વચ્ચે ગર્વપૂર્વક મસ્તક ઉન્નત કરી ગગન સાથે વાતો કરતું! એ સર્વ મનુષ્યો સારી પેઠે જાણે છે. પરંતુ કાલની અકલિત–અકથિત પરિવર્તનશીલ ગતિએ ભલભલા રાજા મહારાજાઓનાં માન આબરૂ ચૂર્ણ વિ

ચૂર્ણ કરી દીધાં છે અને ભલભલા રાજમહાલયોને તોડી ફોડી ત્યાં કાગડા, વાગોળોના માળા બનાવી દીધા છે! તેજ કાલના અપાર બળ વડે દત્ત મહાલયની આજે એવી દુર્ગતિ થઇ ગઇ છે! આજે તે વિશાળ મહાલય, અનેક મોટી હવેલીયો અને મ્હોટાં મહાલયોથી પરિપૂર્ણ વિશાલ કલકતા નગરીની એક દિશામાં ગણત્રી વિનાનું ક્ષુદ્ર, સાધારણ મનુષ્યોથી પણ અપરિચિત થઇ રહ્યું છે! એક વખત જે મકાનનાં દર્શન કરવા હજારો મનુષ્યો હોંશથી જતાં તેજ મકાનને આજે કોઇ જાણતું પણ નથી! આજે કલકતામાં તેની કશી ગણત્રી જ નથી! અહો! કાલનો કેવો વિચિત્ર મહિમા છે! જે દત્તવંશ, એક દિવસ માન—આબરૂમાં અતિ ઉન્નતિ પામ્યો હતો, આજે પાર્થિવ સમૃદ્ધિને હિસાબે તેનું સ્થાન ક્યાં છે?

પરંતુ અમે જે સમયની વાર્તા કહીએ છીએ તે સમયે દત્તવંશનું ધન, માન, વિદ્યા, બુદ્ધિ અને પ્રતિષ્ઠા, એ સર્વ સમાજમાં શીર્ષસ્થાન પ્રાપ્ત કરી શક્યાં હતાં.

દુર્ગાચરણના પુત્ર વિશ્વનાથે બાલ્યાવસ્થાથીજ એવી કર્મ–તેજસ્વિતા દર્શાવવા માંડી કે, જેથી ભવિષ્યમાં તેના દ્વારા દત્ત વંશનું મુખ ઉજ્વળ થવાની તેમના કુટુંબ પરિવારમાં આશા બંધાઇ હતી.

સન્યસ્ત ધર્મની પ્રચલિત પ્રથા અનુસાર, દુર્ગાચરણ બાર વર્ષ પછી એક વખત જન્મસ્થાનનાં દર્શન કરવા આવ્યા હતા પરંતુ પ્રથમ પોતાના ઘરમાં પ્રવેશ નહિ કરતાં, એક પાડોશીના ઘરમાં ગયા અને તેને આગ્રહ કર્યો કેઃ તેના આગમનની વાર્તા તેમના આત્મીય–સ્વજનમાં પ્રચાર ન કરવી. પાડોશીએ દુર્ગાચરણનો આગ્રહ માન્યો નહિ. તેણે ગુપ્ત રીતે દત્ત મહાલયમાં જઇ દુર્ગાચરણના આગમન સમાચાર કહી દીધા. તે સાંભળતાંજ દત્ત કુટુંબનાં સર્વ મનુષ્યો પાડોશીને ઘેર જઇ બળપૂર્વક સન્યાસી મહારાજને પોતાના ઘરમાં લઇ ગયાં. સન્યાસીએ આંગણામાં પ્રવેશ કર્યો કે તુર્તજ બાળક વિશ્વનાથ સાધુ–દર્શન કરવા માટે દોડી આવ્યો. દુર્ગાચરણે તેને કેડમાં નહિ લેતાં માત્ર હાથ લાંબા કરી આશીર્વાદ દીધો. ઘણા દિવસ પછી દુર્ગાચરણનાં દર્શન થવાથી ઘરનાં સર્વ અતિ આનંદ પામ્યાં. તેમને પુનઃ

જવા દેવામાં નહિ આવે, એમ કહી સન્યાસી મહારાજને ઘરના એક ઓરડામાં પૂરી રાખ્યા અને તેમને સંસારાશ્રમમાં પુનઃ પ્રવેશ કરવા માટે વારંવાર આગ્રહ કરવા લાગ્યાં પરંતુ જેણે એક વખત સ્વતંત્રતાનું સુખ ભોગવ્યું છે, તે પુનઃ પિંજરામાં બંધન થવા ચ્હાય ખરૂં કે ? સન્યાસી ત્રણ દિવસ પર્યંત ઘરને એક ખુણે ચક્ષુ બંધ કરી જડવત્ બેસી જ રહ્યા. તેઓ અન્ન વિના પ્રાણ ત્યાગ કરશે એમ જાણી તેમના કુટુંબીજનો ગભરાઇ ઉઠયાં, અને ગૃહદ્વાર પ્રથમની પેઠે બંધ નહિ રાખતાં ઉઘાડી દીધાં. બીજે જ દિવસે જોવામાં આવ્યું કે, સન્યાસી મહારાજ ઘરમાં નથી. તે તો અદૃશ્ય થઇ ગયા હતા ! પિંજરામાંથી પક્ષી ઉડી ગયું હતું.

આ વિશાળ જગત્માં તેઓ પુનઃ એકલા થઇ રહ્યા ! સન્યાસી મહારાજ ચાલ્યા ગયા છે ! સ્ત્રી પુત્રની માયા તેમના મનમાં એક ક્ષણ પર્યંત પણ ઉદય પામી હતી ? કોણ કહી શકે એમ છે ? તેમણે પુત્રનું મુખ જોયું હતું ખરૂં પરંતુ તે મુખ તેમના વૈરાગ્ય–દગ્ધ ચિત્તપટ ઉપર એક ક્ષણને માટે પણ ક્ષીણ રેખા આંકી શકયું હશે કે કેમ તેની શંકાજ છે. અમે તો એમ જ કલ્પના કરી શકીએ છીએ કે, સન્યાસી મહારાજે પુત્રને સ્વપુત્ર નહિ જાણતાં તેને જીવનના શ્રેષ્ઠ અર્ધ્ય રૂપે, વિશ્વ પિતાને ચરણે અર્પણ કરી દીધો હતો.

અને પત્ની ? તે પતિવ્રતા, પ્રતિપ્રાણા, સ્વામિ-વિરહિણીનું દર્શન સન્યાસી મહારાજના ભાગ્યમાં લખ્યું ન હતું ! તેમણે સાંભળ્યું હતું કે: એક વર્ષ પૂર્વેજ તે દેવીએ આ લોકનો ત્યાગ કર્યો છે.

માયા બંધનમાંથી મુક્ત થયા તેથી પ્રભુ–ચરણમાં પ્રાર્થના કરતા કરતા સન્યાસી મહારાજ ઉતાવળે પગલે ઘરમાંથી નીકળી ચાલ્યા ગયા હતા.

આ જીવનમાં પુનઃ કોઇએ તેમનાં દર્શન કર્યાં નથી.

---



## પિતા માતાનો પરિચય.

પુત્ર વિશ્વનાથ મ્હોટો થતાંજ જૂદી જૂદી ભાષામાં વિદ્વાન થયો અને પોતાના પૂર્વજોને પગલે ચાલી વકીલાતનો વ્યવસાય કરવા લાગ્યો. હાઇકૉર્ટમાં વકિલાત કરવા માંડતાં તેમણે સર્વત્ર સત્વર ખ્યાતિ મેળવી લીધી. તેને પ્રતાપે બહારગામથી પણ અસીલો તેમને બોલાવવા આવતા. પ્રખર બુદ્ધિ અને મેધાશક્તિ વિશેષ હોવાથી વ્યવહાર શાસ્ત્ર સિવાય અન્ય શાસ્ત્રોમાં પણ તેઓ પારંગત થયા હતા. ઇતિહાસના અભ્યાસ ઉપર તેમને અતિશય પ્રેમ હતો. જૂદી જૂદી જાતિયોની અવનતિ-ઉન્નતિનાં કારણ શોધવામાં તેઓ અતિશય આનંદ માનતા. તેઓ કેવળ વિદ્વાન, બુદ્ધિમાન, જ્ઞાની અને બહુદર્શી હતા એમ ન હતું પરંતુ તે સાથે તેઓ અતિશય ભોગપ્રિય પણ હતા. તેમનો એવો અભિપ્રાય હતો કેઃ "સંસારમાં ઉત્તમ સ્થિતિ અને ઉચ્ચ ભાવનાપૂર્વક નિવાસ કરવો જોઇએ. જો ગૃહસ્થાશ્રમમાં-સંસારી-થવા ચ્હાતા હો તો ઉચ્ચ સ્થિતિમાં રહેવું, પ્રાણને સંતોષ થાય તેમ રહેવું, સર્વ પ્રકારની વાસનાઓ તૃપ્ત કરી સર્વ શૉખ-મોજ ભોગવી લેવી. પુષ્કળ પ્રાપ્ત કરો, ખાઓ, પીઓ, પિવડાવો અને જ્યાં સુધી દ્રવ્ય છે ત્યાં સુધી સુખ-સ્વચ્છંદમાં દિવસો નિર્ગમન કરો. પોતે ઉત્તમ વસ્તુઓ ખાઓ, બીજાંને ખવડાવો, રાજાના જેવી સ્થિતિમાં રહો અને આનંદ કરો." તેમની વર્તણુક અને જીવન વ્યવસ્થા પણ તેમના અભિપ્રાય અને વિચારના જેવાંજ હતાં. તેઓ દીન હીન સ્થિતિમાં જીવન વ્યતીત કરવાનું જાણતાજ ન હતા. પુષ્કળ દ્રવ્ય મેળવતા, અને જરા પણ સંકોચ વગર તેનો વ્યય કરતા. તેમને અનેક મિત્રો હતા, છતાં ઘણાં થોડાં મનુષ્યો તેમની પેઠે સહજમાં ખ્યાતિ મેળવી શકતાં. રસિક અને પ્રેમી વિશ્વનાથ, પોતાના સર્વ મિત્ર-બાંધવ સહિત આમોદ-આહ્લાદ કરવામાં અને લોકોને મિષ્ટાન્નાદિ

જમાડવામાંજ આનંદ માનતા. તેઓ નાના પ્રકારની ભોજન સામગ્રી બનાવવામાં કુશળ હતા. તેમના જેવો યત્ન કરીને નાના પ્રકારની ભોજન-સામગ્રી તૈયાર કરી તે દ્વારા આમંત્રણ કરેલા બંધુ-બાંધવને તૃપ્ત કરવાનું ઘણુંજ થોડાં મનુષ્યો જાણતા હશે ! તેઓ નિત્ય ભોજન ગૃહ પોતાની જાતે તપાસતા અને નિત્ય કાંઇક નવું ભોજન બનાવવા કહેતા. અતિથિ અભ્યાગતોને ભોજન કરાવવાના ઉદ્દેશ્યથી નૂતન પ્રકારના ભોજનની આવશ્યક્તા હોયજ. તે સ્વહસ્તે બનાવતા !

તેમને વળી દેશ પરદેશમાં પ્રવાસ કરવાનોયે શૉખ હતો. આજે એક દેશ તો કાલે બીજે દેશ. તેઓ કયે સમયે કયાં પ્રવાસ કરવા જશે તે નક્કી નહતું. એક દેશથી ઘેર આવી બીજેજ દિવસે કહેતા કેઃ ચાલો, અમુક સ્થાને જવું છે. ઉત્તર-પશ્ચિમ પ્રદેશમાં લખનૌ, લાહોર વગેરે મુસલમાની દેશોમાં કેટલાક સમય પર્યંત નિવાસ કરવાથી મુસલમાની આચાર વ્યવહાર ઉપર તેમને પ્રેમ ઉપજયો હતો. તેમના કુટુંબમાં પુલાવનું ભોજન કરવાનો રિવાજ કદાચ એજ કારણથી પચલિત થયો હશે.

એકદંરે વિશ્વનાથ બાબુ એક આબરૂદાર શ્રીમંત સદ્દગૃહસ્થ હતા. તેમનું જીવન કાવ્યના જેવું સુમધુર હતું.

પરંતુ તેઓ કેવળ શૉખિન બાબુ હતા તેમ નહિ. તેમનું હૃદય દયાનું પાત્ર હતું. પારકાનું દુઃખ જોઈ તેમનું હૃદય અશ્રુપાત કરતું. પરોપકારને માટે તેઓ સર્વદા મુક્ત-હસ્તે દ્રવ્યનો ઉપયોગ કરતા તેઓ અનેક સગાં-સંબંધીજનોના પ્રતિપાલક અને ગરીબ લોકોના માતાપિતા જેવા હતા. તેમની સહાયતા માંગવા આવનાર કોઇ પણ મનુષ્ય ખાલી હાથે પાછું જતું નહિ. તેમને ઘેર અનેક દૂરનાં સગાં બેઠાં બેઠાં અન્ન ખુટાડતાં અને તેમાંના કેટલાંક તો ભાંગ ગાંજો આદિ કેફી વસ્તુઓનું પણ સેવન કરતાં ! નરેન્દ્રનાથ મ્હોટી ઉમ્મરના થતાં ઉપરોક્ત અયોગ્ય-આળસુ-કેફી-નિરૂદ્યમી મનુષ્યોને અપાતી સહાયતા બંધ કરવાનું કહેતાં વિશ્વનાથ કહેતા કેઃ "ભાઇ! જીવન કેવું દુઃખમય છે તે તું હમણાં શી રીતે જાણી શકે ? જ્યારે તું તે જાણી શકશે, સમજી શકશે ત્યારે દુઃખમાંથી ક્ષણવારને માટે મુક્ત થવા જે મનુ-

ઓ ભાંગ-ગાંજાદિનો કેફ કરે છે તેના ઉપર સુદ્ધાં તું દયા દ્રષ્ટિયે જોશે." તેમનો એવો અભિપ્રાય હતો કે: "લોકો ઉપર જોરજુલ્મ કરીને તેમને સુધારવા તેના કરતાં પોતાના દુર્ગુણ સમજી જઇને તેઓ પોતાની મેળેજ સુધરે એવો યત્ન કરવો ઉચિત છે. જ્યાંસુધી કોઇ ક્ષુદ્ર અથવા નીચ વિષય પરત્વે મનુષ્યને આસક્તિ હોય છે ત્યાં સુધી તેનાથી ઉચ્ચ વસ્તુની ધારણા થઇ શકતી નથી; પરંતુ તે આસક્તિનો મોહ પોતાની મેળેજ કપાઇ જશે ત્યારે માનવ-પ્રાણમાં ઉચ્ચ વિચાર અને ઉચ્ચ આકાંક્ષા જાગૃત થઇ ઉઠશે."

કુટુંબીજનોના સુખ-સાધનમાં અને તેમના આનંદમાં વૃદ્ધિ કરવી એજ તેમના જીવનનું મુખ્ય લક્ષ્ય હતું. પુત્રોને માટે-વિશેષ કરીને જ્યેષ્ઠ પુત્ર નરેન્દ્રનાથને માટે-તેઓ જરા પણ વિચાર કરતા નહિ; અર્થાત્ તેની તેમને ચિન્તાજ ન હતી. તેમને ખાત્રી હતી કે સમય આવતાં સર્વે આદર્શ મનુષ્ય થઇ જશે.

વિશ્વનાથ બાબુનો ધર્મ સંબંધી એવો અભિપ્રાય હતો કે: ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર બાઇબલ અને ફારસી કવિ હાફેઝની બેતોમાં જે પ્રકારનું ગહન તત્ત્વ સમાયલું છે તેવું અન્ય કોઇ ધર્મશાસ્ત્રમાં નથી, તેઓ નિત્ય ઇસુ-ખ્રિસ્તનું પુણ્યમય જીવનચરિત્ર અને હાફેઝની કવિતાઓનું અધ્યયન કરતા અને પ્રસંગોપાત તેમાંનું થોડું થોડું પોતાનાં સ્ત્રી પુત્રાદિને પણ શ્રવણ કરાવતા.

વિશ્વનાથ ગમે તેવી અવસ્થામાં આવી પડયા હશે તોપણ હૃદયનું મહત્ત્વ તેઓ ભૂલ્યા ન હતા. જનસમાજ સાથે કેવી રીતે વ્યવહાર કરવો, કોને કેવા પ્રકારનો બોધ આપવો, કોનો ત્યાગ કરવો, કોની સંગતિ કરવી, એ સર્વ તેઓ ઉત્તમ પ્રકારે જાણતા હતા; સાધારણ રીતેજ, તેમના હૃદયનું સ્નેહ ઝરણ અને વ્યવહાર અતિ મધુર હતાં, તેમ છતાં તેમનામાં ગંભીરતાનો અભાવ ન હતો. તેમની શિક્ષા-દાન પ્રણાલી અતિ સુંદર હતી. જ્યેષ્ઠ પુત્ર નરેન્દ્રનાથે એક દિવસ તેમને કહ્યું હતું કે: "આપે મ્હારે માટે શું કર્યું છે?" તત્ક્ષણાત તેમણે સ્હામે મૂકેલા આરસા તરફ આંગળી બતાવી કહ્યું હતું કે; "જા, આરસામાં ત્હારો ચ્હેરો જોઇ આવ. તે ઉપરથી તું સમજી શકશે." બસ, અધિક કહેવાનું પ્રયોજન રહ્યું નહિ. પુત્રે પિતૃ-

વાક્યનો મર્મ સમજી લીધો, વળી એક અન્ય સમયે નરેન્દ્રનાથે એકાદ બાબત માટે માતા સાથે તકરાર કરી તેમને એક બે કટુ વચનો સંભળાવ્યાં હતાં. તે માટે પિતા વિશ્વનાથે નરેન્દ્રનાથને ઠપકો નહિ દેતાં જે ઓરડામાં સમાન વયના મિત્રો સાથે નરેન્દ્રનાથ વાર્તાલાપ કરતો હતો તે ઓરડાના પ્રવેશદ્વારને મથાળે તેમણે કોયલાવડે મ્હોટા મ્હોટા અક્ષરે લખ્યું હતું કેઃ નરેન્દ્ર બાબુએ તેની માતાને આજે નીચે પ્રમાણે કટુ શબ્દો કહ્યા છે." એમ કહી તે શબ્દો લખ્યા હતા. જે સમયે નરેન્દ્રનાથ અને તેના મિત્રો પેલા ઓરડામાં પ્રવેશ કરવા ગયા તેજ સમયે કોયલાથી લખેલા શબ્દો તેમના વાંચવામાં આવ્યા. આ પ્રમાણે અનેક દિવસ પર્યંત થવાથી નરેન્દ્રનાથને પોતાના અપરાધને માટે લજ્જા અને સંકોચનો અનુભવ થતો.

"સંસારમાં કયે પ્રકારે વર્તવું ઉચિત છે." એ સંબંધી એક દિવસ નરેન્દ્રનાથે પિતાની સલાહ પૂછી. પિતાએ ઉત્તર દીધું કેઃ "કોઇ પણ વિષય પરત્વે કદી પણ આશ્ચર્ય દર્શાવશો નહિ." (Never show surprise.) કલ્પના થઈ શકે છે કે; એ ઉપદેશાનુસાર વર્તવાથીજ નરેન્દ્રનાથ સ્વામીજી વિવેકાનંદ રૂપે પ્રકટ થયા તે સમયે, દેશ–પરદેશમાં, અને રાજાના મહાલયમાં તેમજ ભિખારીની પર્ણકુટીરમાં, સર્વત્ર સમાન ભાવે વિચરણ કરવા સમર્થ થયા હતા.

વિશ્વનાથનાં પત્ની ભુવનેશ્વરી દેવી પણ સર્વાંશે પતિને યોગ્ય પત્ની હતાં. પતિની મહારાજા જેવી ઉદાર ગંભીર પ્રકૃતિ હતી તેવાંજ પત્ની પણ ઉદાર ગંભીર હતાં.

જે મનુષ્યોએ ભુવનેશ્વરી માતાનાં દર્શન કર્યાં છે, જેઓ તેમના સમાગમમાં આવ્યાં છે તેઓજ કહી શકશે કે; તેમના જેવું રમણી રત્ન આ જગત્‌માં મળવું દુર્લભ્ય છે. તેઓ વિશેષ રૂપે બુદ્ધિમતી, કાર્યકુશળ, સુંદર રૂપવાળાં અને દેવ ભક્તિ પરાયણ હતાં અને એકલે હાથે વિશાળ કુટુંબનું સમસ્ત કાર્ય સહેલાઇથી પરિપૂર્ણ કરી લેતાં અને તેમાંથી ભરવા, ગુંથવા, સીવવાનો વખત કાઢી લેતાં. તેમણે રામાયણ અને મહાભારતનો ઉત્તમ પ્રકારે અભ્યાસ કર્યો હતો. તે ઉપરાંત પતિ અને પુત્રો પાસેથી અનેક વિષયો મોઢેથીજ શીખી લઇ એવું ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું કે; તેમની સાથે વાર્તાલાપ કરતી વખતે તેમને ઉત્તમ કેળવણી લીધેલાં સમજ-

વામાં આવતાં. તેમની ધારણા શક્તિ પણ અતિશય તીક્ષ્ણ હતી. તેઓ રાજરાણી જેવાં મહાન્ ગંભીર અને અતિશય તેજસ્વી હતાં. તેઓ થોડું બોલનાર અને ગંભીર સ્વભાવના હોવા સાથે વ્યવહારમાં અતિ શિષ્ટ હતાં. અન્ય રમણીયો તેમને જોતાંજ માન આપતી અને તેમને બેસવા માટે સ્થાન કરી દેતી. તેમની સાથે વાર્તાલાપ કરવાથી અને તેમના સમાગમમાં આવવાની તક મળવાથી તેઓ પોતાને ધન્ય માનતી.

જીવનના છેલ્લા દિવસ પર્યંત તેમણે પોતાની શક્તિ અને ગુણગાંભીર્યતા એ બન્ને ટકાવી રાખ્યાં હતાં.



ભગવાને તેમને ચાર કન્યાઓ આપી હતી, પરંતુ તેમાંની બે અલ્પ વયમાંજ મૃત્યુ પામી હતી. પુત્ર-મુખનું દર્શન નહિં થવાથી તેમના મનમાં શાંતિ ન હતી. દિવસ પર દિવસ વીતવા લાગ્યા. તેમ છતાં એક પણ પુત્ર થયો નહિં. ભુવનેશ્વરી દેવી સ્હવાર સાંજ ઇષ્ટ આરાધના સમયે દેવતા પાસે એક ચિત્તે પોતાના મનની વેદના નિવેદન કરતાં. તે કરૂણ પ્રાર્થના શાંત રીતે દેવતાને કાને પહોંચતી.

કાશીક્ષેત્રમાં તેમના કુટુંબની એક વૃદ્ધ સ્ત્રી નિવાસ કરતી હતી. ભુવનેશ્વરી દેવીએ તેને પત્ર લખ્યો કે; "તમારે મ્હારા વંશના રક્ષણ માટે એક પુત્રની ઇચ્છાથી "બાધા" માની નિત્ય શ્રી વિશ્વેશ્વર ભગવાનનું પૂજન કરવું." તેમની ઇચ્છાનુસાર વૃદ્ધ ડોસી બિચારી પાતળી લાકડીની સહાયતાથી નિત્ય શ્રી કાશી વિશ્વેશ્વરના મંદિરમાં જઇ પૂજન, હોમ કરી ઇચ્છિત વર યાચના કરવા લાગી. ભુવનેશ્વરી માતાને એ સમાચાર મળતાંજ અતિશય હર્ષ પામવા લાગ્યાં.

દિવસો વિત્યા, અઠવાડિયાં વિત્યાં, મહિના વિત્યા, તેમ તેમ ભુવનેશ્વરીના મનમાં પુત્ર પ્રાપ્તિની આશા ઉત્તરોત્તર વૃદ્ધિ પામવા લાગી. તેઓ રાતદિવસ શંકર ભગવાનના ધ્યાનમાં નિમગ્ન રહેવા લાગ્યાં. અનેક સંસારિક કાર્યોમાં ગુંથાવા છતાં એક ક્ષણ પણ તેઓ શિવ-સ્મરણ રહિત થતાં નહિં. દેવાદિ દેવ મહાદેવ શું તેમની પ્રાર્થના નહિં સાંભળે ? શું તે તેમની મન વાંચ્છના પૂર્ણ નહિ કરે ? જેઓ ચિરકાલ ભક્તોની કામના પૂર્ણ કરે છે,

તે શંકર ભગવાન ભુવનેશ્વરીના અંતઃકરણની પ્રાર્થના નિષ્ફળ જવા દેશે ? ભુવનેશ્વરી દેવી નિત્ય શિવ-પૂજન, શિવ મૂર્તિનું ધ્યાન, અને શિવ નામ જપમાં તન્મય થવા લાગ્યાં. ઘરનાં સઘળાં કહેવા લાગ્યા કે: "એમનું મુખ કેવું અપૂર્વ શોભે છે? એમના દેહમાંથી કેવી સ્વર્ગીય જ્યોતિઃ નિસરે છે!"

એ પ્રમાણે અનેક દિવસ વ્યતીત થઇ ગયા. એક દિવસ ભુવનેશ્વરી દેવી મહાદેવની યોગીશ્વર મૂર્તિનું ધ્યાન ધરતાં ધરતાં ધીમે ધીમે ઉંડા ધ્યાનમાં નિમગ્ન થઇ ગયાં, સમસ્ત દિવસ મંદિરની ઓરડીમાં જ ધ્યાનાવસ્થ બેસી રહ્યાં. સન્ધ્યા સમય પણ વીતી ગયો. તે દિવસે રાત્રિને સમયે ભુવનેશ્વરી દેવીએ એક સ્વપ્ન દીઠું. કોઇ એક શુભ ક્ષણમાં તેમના મનની પ્રાર્થના પ્રભુના પાદ-પદ્મમાં પહોંચી ગઇ છે, અખિલ વિશ્વના કરૂણામય સ્વામીએ તેમના તરફ મુખ ઉંચું કરી અમૃતમય દૃષ્ટિ કરી છે એ તો નિશ્ચય જ, નહિ તો એવું અપૂર્વ સ્વપ્ન હોય જ ક્યાંથી? ભુવનેશ્વરી દેવીએ સ્વપ્નમાં દીઠું કે, "જાણે યોગીન્દ્ર શંકર ભગવાન યોગનિદ્રામાંથી ઉઠી પુત્રરૂપે તેમના સ્હામે આવી ઉભા છે! તે રજત-ગિરિ સમાન તેજસ્વી પુત્ર-શરીર જોઇ નયન તૃપ્ત કરતાં કરતાં જ એકાએક તેમની નિદ્રા ભંગ થઇ. તેઓ આશ્ચર્ય પામી વિચારવા લાગ્યાં કે, "શિવ! શિવ! શિવ! શું આ સ્વપ્ન કે વિરાટ સત્યજ્યોતિ? કે સાગરનું એકાદ તરંગ?" કાશી વિશ્વેશ્વર ભગવાન કયે સમયે કયે પ્રકારે ભક્તના મનોરથ પૂર્ણ કરે છે તે કોણ કહી શકે છે?

## સ્વામીજીનો જન્મ અને બાલ્યકથા.

ઉપરોક્ત સ્વપ્ન દર્શન પછી કેટલેક મહિને શ્રીયુત નરેન્દ્રનાથ દત્તે (સ્વામી વિવેકાનન્દે) ઇ. સ. ૧૮૬૩, તારીખ ૧૨ મી જાન્યુઆરી, કૃષ્ણપક્ષની સપ્તમી તિથિએ કલકતા મહા નગરીમાં જન્મ ધારણ કર્યો. તે દિવસે પોષ માસ, મકરસંક્રાંતિનો મહા પુણ્યપર્વ દિવસ અને

પૂજાનો ઉત્સવ હોવાથી સમસ્ત બંગાલા દેશમાં મ્હોટી ધામધૂમ મચી રહી હતી.

બાળકનો જન્મ થતાં જ સગાં કુટુંબીજનો તેના મુખ–દર્શન માટે આતુર થયાં. તેની મુખ મુદ્રા અને શરીરના અવયવ તેના પિતામહ દુર્ગાચરણ સાથે મળતા જોઇ સર્વને બહુ આશ્ચર્ય થયું. સર્વેએ કલ્પના કરી કે, દેહ ત્યાગ કર્યા પછી દુર્ગાચરણે જ પુનઃ બાળક રૂપે જન્મ ગ્રહણ કર્યો છે. ગમે તેમ હો, બાળકના નામકરણ સંસ્કાર વખતે કોઇ કોઇ કહેવા લાગ્યાં કે, બાળકનું નામ “ દુર્ગાદાસ ” પાડજો, પરંતુ ભુવનેશ્વરીએ બાળકના નેત્ર સ્હામે દૃષ્ટિ રાખી થોડી ક્ષણ સ્તબ્ધ થઇ રહ્યા પછી કહ્યું: “ એનું નામ ? એનું નામ “ વીરેશ્વર. ” એ નામ માટે કોઇને વાંધો લેવાનું કારણ નહતું, તેથી સર્વ સંતુષ્ટ થયાં અને તેજ દિવસથી સર્વે બાળકને “ વીરેશ્વર ” અથવા “ વિલે–બીલે ” કહી બોલાવવા લાગ્યાં. “ વિલે–બીલે ” તો ઉલામણાનું નામ થયું. સારૂં નામ પાડવાની આવસ્યક્તા હતી, તેથી સર્વેએ મળી નિશ્ચય કર્યો કે; “ નરેન્દ્રનાથ. ” કહો. અને થયું પણ તેમજ.

જોત જોતામાં નરેન્દ્રનાથે ત્રીજા વર્ષમાં પ્રવેશ કર્યો. બાળક બહુ ચંચળ હતો. તેને માટે રાત દિવસ શાંતિભંગની ફરિયાદ સંભળાવા લાગી. માતા પુત્રને વશ કરી શક્તાં નહિ. પુત્ર બહુજ હઠીલો. જેને માટે તે આગ્રહ કે હઠ કરતો તે કર્યા સિવાય રહેતો નહિ. કોઇ પણ પ્રકારે તે ભૂલતો નહિ. તેના તોફાનથી ઘરનાં સર્વે ત્રાસ પામવા લાગ્યાં ! ધમકી આપો, ભય બતાવો, જૂઠું બોલી ગમે તેટલો ફગાવો તો પણ તે કશાથી ડરતો નહિં, પાછો હઠતો નહિ. પુત્રનો ક્રોધ જોઇ માતા કહેતાં કે; “ અનેક પ્રકારની બાધા આખડીયો રાખી શંકર ભગવાન પાસે એક બાળક માંગ્યું, ત્યારે તેમણે આ ભૂત મોકલી દીધું ! ” બાળકને ક્રોધ ચઢતો ત્યારે કોની મકદૂર કે તેને સમજાવી શાંત પાડે ! તેની માતા તેનો ક્રોધ સમાવવા માંટે અનેક સમયે તેના માથાપર શીતળ જળધારા કરતાં અને ભય બતાવી કહેતાં કે, “ જો હવે તોફાન મસ્તી કરશે તો શંકર ત્હને કૈલાસમાં પ્રવેશ કરવા દેશે નહિ. ” એ સાંભળતાં તુર્તજ બાળક તોફાન કરવું છોડી દઇ ચુપ થઇ જતો.

અનેક દિવસ પછી સ્વામીજીના યુરોપિયન–અમેરિકન ગૌર શિષ્યો, વૃદ્ધા ભુવનેશ્વરી માતાનાં દર્શન કરવા ગયા ત્યારે માતાના મુખેથી ઉપરોક્ત વાર્તાઓ સાંભળ્યા પછી હસતા હસતા તેઓ બોલ્યા કે, "વારૂ, ત્યારે સ્વામીજી બાલ્યાવસ્થામાં ઘણા તોફાની હતા ખરૂં ?" માતાએ ઉત્તર દીધું હતું કે, શું કહું ભાઇ તોફાનની વાત ? તેની સંભાળ રાખવા માટે બે દાસીઓ આઠે પહોર તેની સાથે સાથે જ ફરતી." તેઓ કહેતાં કે, "બાલ્યાવસ્થાથી જ નરેન્દ્રમાં એક મ્હોટો દોષ હતો. કોઇ કારણથી કદી તે ગુસ્સે થતો તો પછી તેને ભાનજ રહેતું નહિ. તે ઘરની અનેક વસ્તુઓ ભાંગી ફોડી ચૂરેચૂરા કરી નાંખતો. બધું વિખેરી નાંખતો."

ઘર આગળ સાધુ સન્યાસી આવતાં જ નરેંદ્રનાથ તેને જોવા દોડતા. તે સમયે તેમને કોઇ પણ પ્રકારે ખાળી શકાતા નહિં. સન્યાસી જે કાંઇ વસ્તુ માંગતાં તે નરેન્દ્ર તત્ક્ષણાત્ ઘરમાંથી લાવી આપતા. એમ થવાથી ઘણી વખત મ્હોટી મુસ્કેલી આવી પડતી ! એક દિવસ નરેન્દ્રને નવું ધોતિઉં અપાવ્યું હતું. તે પહેરી નરેન્દ્ર પોતાના સમાન વયના મિત્રો સાથે :આનંદ પામતો ફરતો હતો. એટલામાં "નારાયણ હરિ!" "નારાયણ હરિ !" બોલતો એક સન્યાસી તેમના બારણા આગળ આવી ઉભો. નરેન્દ્ર સન્યાસીનાં દર્શન કરવા લાગ્યા. સન્યાસી પણ તેજસ્વી બાળકના સ્હામે જોઇ તેની પાસે એક ધોતિયું માગવા લાગ્યો. ઉદારચિત્ત બાળક નરેન્દ્રે તુરતજ પોતાનું પહેરેલું નવું ધોતિયું કાઢી સન્યાસીને આપી દીધું. પરંતુ તે કમ્મરે પહેરતાં ટુંકું પડતું હોવાથી સન્યાસીએ હસતાં હસતાં માથે ફેંટાની પેઠે વિંટાળ્યું, અને બાળકને આશીર્વાદ દેતો દેતો ચાલ્યો ગયો.

તે સમયે દત્ત–નિવાસમાં વારંવાર સાધુસન્યાસીઓનો સમાગમ થતો. વિશ્વનાથ બાબુને સન્યાસી ફકિર ઉપર બહુ શ્રદ્ધા હતી, અને પરમભક્તિપૂર્વક તેમનો સત્કાર કરતા, પરંતુ ઉપરોક્ત બનાવ બન્યો ત્યારથી બારણે કે ઘરમાં સન્યાસી આવતાં જ તે વિદાય થાય ત્યાં સુધી બાળક નરેન્દ્રને ઓરડામાં પૂરી તાળુ વાસવામાં આવતું ! તેમ છતાં પણ બાળક દાન કરવામાં પાછો હઠતો નહિં. તેની પાસે જે પડયું હોય તે લઈ, આસપાસ

કોઇ ન હોય તે વખતે બારીયે ડોકિયું કરી સાધુ સન્યાસી તરફ ફેંકી દેતા! કુટુંબીજનોને એ પ્રમાણે ત્રાસ આપી બાળક નરેન્દ્ર આનન્દ પામી નૃત્ય કરવા મંડી જતો.

એ મ્હોટી બ્હેનો સાથે સ્વામિજી (નરેન્દ્રનાથ)ને ઘણુંખરૂં બનતું નહિં. તેઓ વારંવાર તેમને ત્રાસ આપતા, ગ્હીડવતા. બ્હેનો તેમને મારવા જતી ત્યારે તેઓ ન્હાસી જઇ કાદવમાં અથવા ખાળકુંડીમાં ઉભા રહેતા અને ત્યાં ઉભા ઉભા ઇચ્છા પ્રમાણે મ્હોઢાના ચાળા કરતા. અહા! તે મુખની આકૃતિ કેવી વિચિત્ર થતી? ખાળકુંડીમાં તેમનો કોઇ સ્પર્શ કરી શકે તેમ નહતું. નરેન્દ્ર તો પવિત્રતા–અપવિત્રતા તરફ લક્ષ્યજ આપતા નહિ. તેઓ તો માત્ર મૃદુ મૃદુ હસતા અને મ્હોઢું નચાવતા નચાવતા બોલતા કેઃ "પકડોની! પકડોની!"

નરેન્દ્રનાથને જંતુ જનાવરો સાથે રમત કરવાનો બહુ જબરો શૉખ હતો. વાંદરાં, બકરાં, મોર, કાકાકૌવા, કબુતર, અને થોડાક વિલાયતી ઉંદર, એ બધાં તેમના રમવાના સાથી–મિત્રો હતા. એ ઉપરાંત તેમના મકાનની ગાય પણ તેમની એક પરમપ્રિય વસ્તુ હતી. તેઓ પ્રસંગોપાત ગાયને ગળે ફુલની માળા પહેરાવતા, કપાળે સિંદુરનો ચાંલ્લો કરતા અને શરીરે હાથવડે પંપાળતા પંપાળતાં તેની સાથે અનેક મિષ્ટ વાક્યો બોલતા! જાણે વાતો કરતા હોય તેમ!

કલકત્તા શહેરની અસંખ્ય ઘોડાગાડીઓનો ઘરૂઘરૂ શબ્દ એ બાલ્યાવસ્થામાં તેમનો એક મુખ્ય આશ્ચર્યનો વિષય હતો. ગાડીઓનો ઘરૂઘરૂ શબ્દ સાંભળતાં જ તેઓ ગુપ્ત રીતે રસ્તા ઉપર સ્તબ્ધ ઉભા રહી ગાડીઓની હાર સ્હામે જોઇ રહેતા. ઘોડા ગાડીવાળા ગાડીવાનોને તેઓ એક ઉચ્ચશ્રેણીના જીવો હોય તેમ સમજતા. તેઓ કહેતા કેઃ એ "કેવા મ્હોટા લોકો છે! તેમને કોની દરકાર છે!" તેમના મનમાં થતું કેઃ "અરેરે! જો હું પણ એમની પેઠે ગાડીના કોચબૉક્ષ ઉપર બેસી ઘોડાઓની ત્રાસદાયક ચાબુક હાથમાં લઇ સટાક્ સટાક્ કરતો કરતો શહેરના સમસ્ત અજાણ્યા લત્તાઓની સહેલ કરી આવું તો કેવું સારૂં!"

એક દિવસ નરેન્દ્રનાથ ઘોડાગાડીમાં બેસી માતાપિતા સાથે ફરવા ગયા હતા. તે સમયે માતાના ખોળામાં બેઠાં બેઠાં તેઓ અસંખ્ય સંભવિત્ અસંભવિત પ્રશ્નના ઉત્તરો પૂછતા હતા. એ સમયે પિતાએ તેને પૂછ્યું કે: "વીરે! તું મ્હોટો થશે ત્યારે કેવો થશે વારૂ? ત્હને કેવા થવાનું મન થાય છે વારૂ?" નરેન્દ્રનાથે ઉત્તર દીધો હતો કે: "અશ્વપાળ અથવા કોચમેન!"

અશ્વપાળ અથવા કોચમેનની પદવી પ્રાપ્ત કરવી એજ મનુષ્ય જીવનની સર્વોચ્ચ આકાંક્ષા છે, એ સંબંધી બાળક નરેન્દ્રને બિંદુ માત્ર સંદેહ નહતો. એ ઉચ્ચ ધારણાને વશ થઇ તેઓ સદા સર્વદા ઘોડાના તબેલામાં જઇ તપાસ કરતા કે કયો નોકર ઘોડાની કયા પ્રકારની સેવા કરે છે! એ સ્થાને તેમનો મુખ્ય અખાડો હતો. તેઓ રાત દિવસ ત્યાંજ રહેતા. ઘોડાઓ ઉપર તેમને અતિશય પ્રેમ હતો.

બાલ્યાવસ્થામાં રામાયણની કથા સાંભળી રામ–સીતા ઉપર તેમને વિશેષ શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. એક દિવસ થોડાક પૈસા એકઠા કરી પાડોશના એક બ્રાહ્મણ છોકરાને સાથે લઇ બજારમાંથી રામ સીતાની માટીની મૂર્તિ લાવી પોતાના ઘરને ત્રીજે માળે અગાશીમાં ભરાઇ, બારણે સાંકળ વાસી બન્ને રામ સીતાની પૂજા કરવા બેસી ગયા. મૂર્તિઓની સ્હામે આંખો મીચી બન્ને બેસી રહ્યા હતા. ઘણીવાર સુધી "બિલે" ને નહિં જોવાથી ઘરનાં બધાં મનુષ્યો ચિન્તાતુર થઇ ઉઠયાં. "કયાં ગયો? કયાં ગયો?" કહી મ્હોટો કોલાહલ મચી ગયો. ચારે દિશામાં બધાં શોધ કરવા મંડી પ્રડયાં. કોઇ સ્થળે બાળકનો પત્તો લાગ્યો નહિં. એટલામાં કોઇના મનમાં આવ્યું કે: અગાશીમાં જૂવો તો ખરા. અગાશી ઉપર ચઢતાંજ દાદરનુ બારણું બંધ જણાયું. બારણાં ઘણાંએ ખખડાવ્યાં, પણ કોઇએ ઉઘાડયાં નહિં, ત્યારે છેવટે બારણાં ઉતારી નાંખવાં પડયાં. બધાં અગાશીમાં ચઢયાં. બ્રાહ્મણ બાળકે ગભરાઇ જઇ એકેશ્વાસે ત્યાંથી દોટ મૂકી અને તે ભાંગેલાં બારણામાંથી ન્હાસી ગયો, પરંતુ નરેન્દ્રનાથ (સ્વામિજી વિવેકાનન્દ) પ્રથમની પેઠે જ નેત્રો બંધ કરી સ્થિર–નિશ્ચલ–બેસી રહ્યા હતા. જાણે ધ્યાન મગ્ન શુકદેવજ! અંતે ઘણા ઢંઢોળ્યા ત્યારે તેમને તે દિવસે ચૈતન્ય આવ્યું.

વળી કેટલાક દિવસ વિત્યા પછી એક કૌતુક થયું. સ્વામિજી તો ઘણો ખરો વખત ઘોડાઓના તબેલામાંજ રહેતા. ઘોડાની ચાકરી કરનાર નોકર–અશ્વપાળ સાથે તેમને ગાઢ મૈત્રી બંધાઇ હતી; કારણ કે તેને તેઓ એક બહુ જ્ઞાની પુરૂષ માનતા! જ્યારે કાંઇ સલાહ લેવાની આવશ્યક્તા જણાતી ત્યારે તેઓ અશ્વપાળનેજ સલાહ પૂછતા. એક દિવસ રામ સીતાની પૂજા કરી રહ્યા પછી તેઓ ઘોડાના તબેલામાં ગયા. વાતો કરતાં કરતાં અશ્વપાળે ગંભીર મુખમુદ્રાએ કહ્યું કે: "વિવાહ કરવો એ બહુજ નઠારૂં કૃત્ય છે." અશ્વપાળને દામ્પત્ય જીવન ઉપર કોઇ કારણને લીધે તિરસ્કાર ઉપજ્યો હતો. પોતાના જાતિ અનુભવ ઉપરથી તે જાણી શકયો હતો કે: વિવાહ કરવાથીજ સંસારમાં ક્લેશ–દ્વેષ, મારામારી, લડાઈ, ટંટા અને અનેક પ્રકારના અનર્થ થાય છે. કુટુંબી જનો આવી ખાવા ભેગાં થાય છે, પુત્ર કન્યાનું પાલન કરવું પડે છે, અને તે ઉપરાંત બીજી અનેક પ્રકારની અગવડો ઉભી થાય છે! એક રીતે જોતાં વિવાહ કરવાથીજ મનુષ્યનું સુખ અને સ્વતંત્રતા નાશ પામે છે. એ સંબંધી વિસ્તૃત વિવેચન સ્વામિજીના મસ્તકમાં અશ્વપાળે ઉતારી દીધું. પોતાના પ્રિયબંધુ–પ્રિય સલાહકાર મિત્ર અશ્વપાળનો બોધ તેઓ ન માને એમ પણ કેમ બને? તેનો બોધ સ્વામીજીના મસ્તકમાં ઉતરી ગયો. તેમણે તેજ ક્ષણે મનમાં ને મનમાં જ પ્રતિજ્ઞા કરી કે, તેઓ (નરેન્દ્રનાથ) ભવિષ્યમાં કદી પણ વિવાહ કરશે નહિ, તેમ છતાં એક મુસ્કેલી ઉભી થઇ. જે રામ–સીતા પર તેઓ અપૂર્વ શ્રદ્ધા ભક્તિ રાખતા તે વિવાહીત હતાં! માતાના મુખથી તેમણે સાંભળ્યું હતું કે, સીતા અને રામના પ્રેમની તુલના થઇ શકે એમ નથી. તે પ્રેમ સ્વર્ગીય, અમૃતમય, અપાર આનન્દમય હતો. આમ છતાં અશ્વપાળ તેથી ઉલટું બોલે છે તેનું કારણ શું? તે તો કહે છે કે, જે વિવાહ કરે છે તેને સુખ પ્રાપ્ત થતું નથી. સ્વામીજી ઉંડાં વિચારમાં પડી ગયા. કશો નિશ્ચય કરી શકયા નહિ તેથી અશ્રુપાત કરતા કરતા ઘરમાં ચાલ્યા ગયા. એક રીતે કહીએ તો આજે તેમનું બાલ્ય–સ્વપ્ન ભાંગવાની તૈયારી હતી! સીતા રામને માટે તેમને મનમાં જ દુઃખ થતું હતું. પુત્રના નેત્રમાં આંસુ જોઇ તેમની માતાએ કારણ

પૂછ્યું. બાળક પ્રથમ તો ચુપ બેસી રહ્યો, પરંતુ પછીથી ડુસકાં લઇ રડવાં લાગ્યો. માતાએ પુત્રને પાસમાં દબાવ્યો. બાળકે માતાના ખોળામાં મુખ સંતાડી પોતાના મનનું દુઃખ કહી સંભળાવ્યું. બધું સાંભળ્યા પછી માતાએ હસતાં હસતાં ઉત્તર દીધોઃ "બિલે! એમાં તે શી મ્હોટી વાત? તું શિવ પૂજન કર."

સંધ્યા સમયના અંધકારમાં બાળક એકલો અગાશીમાં જઇ રામ-સીતાની મૂર્તિ મૂકી હતી ત્યાં બેસી એક ચિત્તે તેમના સ્હામે જોઇ ઉંડો નિઃશ્વાસ મૂકવા લાગ્યો. ત્યારપછી ધીમે ધીમે તેમણે બન્ને મૂર્તિના સેંકડો કટકા કરી રસ્તામાં ફેંકી દીધા!

બીજે દિવસે બજારમાંથી માટીની એક શિવ-મૂર્તિ ખરીદી લાવી તે રામસીતાના આસન પર સ્થાપી નરેન્દ્રનાથ તેના સ્હામે બેસી નેત્ર બંધ કરી ધ્યાનાભ્યાસ કરવા લાગ્યા.

સન્યાસી થવાનો શોખ તેમને બાલ્યાવસ્થાથી જ હતો. બાળક નરેન્દ્ર એક કટકો ભગવું વસ્ત્ર કમ્મરે વિંટાળી ફર્યા કરતા હતા. તે જોઇ માતાએ પૂછ્યુંઃ "આ શું કર્યું રે?" બાળકે હસીને ઉત્તર દીધો કેઃ "હું શિવ બન્યો છું." ઘરડાંઓ મશ્કરીમાં કહેતાં કે, ધ્યાન કરીએ તો ઋષિ મુનિયોની પેઠે માથે લાંબી જટા ઉગે અને તે વડની વડવાઇઓની પેઠે ઘણે વેગળે સુધી પૃથ્વીમાં મૂળીયાં પ્રસારે. નિષ્કપટી મનના બાળક નરેન્દ્રે એ સાંભળ્યું હતું. તેથી તે નેત્ર બંધ કરી ધ્યાન ધરવા બેસતા અને થોડી થોડી વારે નેત્ર ઉઘાડી જોતા કે, માથામાંથી જટા નીકળી પૃથિવિમાં પેઠી છે કે નહિ? જ્યારે તેમાંનું કાંઇ જોતા નહિ ત્યારે માતાની પાસે દોડી જઇ કહેતા કે, ધ્યાન તો કર્યું પરંતુ જટા ઉગી નહિ ને?" માતા કહેતાં કે, "વત્સ! કલાક અર્ધો કલાકમાં અથવા દિવસ અર્ધા દિવસમાં થાય નહિ. તેને તો ઘણા દિવસ જોઇએ."

ઘરનાં બધાં માણસો જોતાં કેઃ "બિલે"-નરેન્દ્ર-ક્વચિત એકલો અથવા ક્વચિત્ પાડોશીનાં બાળકોને સાથે લઇ ધ્યાન ધરવા બેઠો છે. બાળક નરેન્દ્રના મનમાં કેવા વિચાર થતા તે તો કોણ જાણે પરંતુ કેટલીક વખત તે એકાંતમાં જઇ એક ચિત્તે એવો તન્મય થઇ જતો કે; સહજે તેને શોધી શકાતો નહિ, કિંવા ચેતન કરી શકાતો નહિ.

એક દિવસ સંધ્યા સમયે કેટલાંક બાળકો મળી ઠાકોરજીના મંદિરમાં ધ્યાન ધરી રહ્યાં હતાં. એટલામાં એક બાળકે મંદિરમાં પડેલી બારટી ઉપર એક મ્હોટો ઝેરી સર્પ દીઠો. તેણે ભય પામી ચીસ પાડી કહ્યું:

"સાપ! સાપ!" નરેન્દ્રનાથ સિવાય બીજાં સર્વ બાળકો ભય પામી ત્યાંથી બહાર ન્હાસી ગયાં. પરંતુ નરેન્દ્ર ધ્યાન નિમગ્ન—જડવત્—હતા. બીજાં બાળકોએ તેમને ઘણીએ બૂમો પાડી. પરંતુ ઉત્તર કોણ આપે? મ્હોટી વિપદ ઉપસ્થિત જોઇ બાળકો નરેન્દ્રના માતાપિતાને બોલાવવા દોડી ગયાં. તેમણે આવી જોયું તો ભયંકર દેખાવ દીઠો. બાળક નેત્રો બંધ કરી બેઠો છે. તેની સ્હામે એક મ્હોટો સર્પ ફણા વિસ્તારી આમ તેમ ડોલી રહ્યો છે. ઉંચે આકાશમાં ક્ષીણ ચન્દ્ર શોભી રહ્યો છે. નીચે પૃથિવિ પર ઝાંખો અંધકાર પ્રસરી રહ્યો છે. કદાચ શબ્દોચ્ચાર કરવાથી સર્પ કંઇ અનિષ્ટ કરે એ બ્હીકથી તેઓ બાળકને બૂમો પાડી જાગૃત કરવાનું સાહસ કરી શક્યા નહિં. થોડીવાર પછી સર્પ એની મેળેજ ત્યાંથી ચાલ્યો ગયો. અદૃષ્ય થઇ ગયો. એક મિનિટ પછી ઘણું શોધવા છતાં પણ તે જડયો નહિ. તુરત જ નરેન્દ્રનાથને બાહ્યજ્ઞાન થયું. તેમને સર્પ સંબંધી સર્વ હકીકત કહી. તેમણે કહ્યું: "મ્હને તો કશી ખબરજ નથી."

રમત રમતાં ધ્યાન ધરવામાં આવતું છતાં પરિણામ એ થયું કે: નરેન્દ્રનાથને તે સમયે અનેક પ્રકારનાં અદ્ભૂત દર્શન થતાં. એ સંબંધી તેમણે પોતે જ કહ્યું હતું કે: "વિદ્યાભ્યાસ સમયે એક દિવસ રાત્રિએ ઓરડાનાં બારણાં બંધ કરી હું ધ્યાનમાં બેઠો હતો. ધ્યાન ભંગ થયા પછી ચુપ થઇને બેસી રહ્યો હતો! એટલામાં મ્હેં જોયું કે: ઓરડાની દક્ષિણ ભીંતના બે વિભાગ થઇ તેમાંથી એક દેવતુલ્ય, શાંત, જ્યોતિર્મય મૂર્તિ નીકળી મ્હારી સ્હામે આવી ઉભી. સન્યાસીની પેઠે તેના એક હાથમાં દણ્ડ, બીજા હાથમાં કમણ્ડલુ અને મસ્તક મુંડન કરાવેલું હતું. તેના મુખ ઉપર અતિશય શાંતિ વિરાજી રહી હતી. તે અપૂર્વ જ્યોતિર્મય પુરૂષ થોડીવાર સુધી મ્હારી સ્હામે એક દૃષ્ટિયે જોઇ રહ્યો. જાણે તે કંઇ બોલવા જતો હોય એમ કલ્પના થતી. હું પણ થોડીવાર સ્તબ્ધ થઇ તેની સ્હામે જોઇ રહ્યો, પરંતુ પાછ-

ળથી મ્હને ભય લાગ્યો. ઉતાવળે બારણાં ઉઘાડી હું ઓરડા બ્હાર ચાલ્યો ગયો. પછી કેટલીકવાર વિચાર સુજ્યો કેઃ મૂર્ખની પેઠે ભય પામી શામાટે હું ન્હાસી ગયો ? કદાચ તે મૂર્તિ મ્હારી સાથે વાર્તાલાપ કરત." ગમે તેમ હો. તે મૂર્તિનાં નરેન્દ્રનાથને પુનઃ દર્શન થયાં જ નહિ. તેમ જ તેના સંબંધી અનેક વિચારો કરવા છતાં તે કોણ હતું તેનો નિશ્ચય પણ કરી શક્યા નહિ. તેઓ કહેતા કેઃ એ મૂર્તિ ઘણું કરીને બુદ્ધદેવની હોવી જોઇએ."

નિદ્રા એ તેમને માટે અતિ આશ્ચર્યજનક બનાવ હતો. તેઓ અન્ય બાળકોની પેઠે પથારીમાં સૂતાં જ નિદ્રાવશ થતા નહિ. તેમને ઉંધા પડી સુઇ જવાનો નિયમ હતો. એ સ્થિતિમાં પ્રથમ તેમને તન્દ્રા આવતી અને બાહ્યજગત્ ધીમે ધીમે ક્ષીણ અને અસ્પષ્ટ થતું. તે સમયે તેઓ જોતા કેઃ જાણે એક બાળક એક ગોળાકાર જ્યોતિ–ગોલક ઉપર પગવડે આઘાત કરતો કરતો પોતાના તરફ આવી રહ્યો છે. તે દિશા તરફ જોયા કરવાથી ધીમે ધીમે જાણી શકાતું કે જાણે તે જ જ્યોતિ–ગોલક બન્ને ભ્રમરોની વચમાં આવી સ્થીતિ થયો છે. ત્યારપછી તે એકાએક તારાઓની પેઠે ફાટી જતો અને તેમની ( નરેન્દ્રની) આસપાસ અનંત પ્રકાશ પ્રસરી જતો. તે પ્રકાશ-સમુદ્રમાં ડૂબતાં ડૂબતાં અંતે તેઓ નિદ્રાવશ થઇ જતા. નિત્ય રાત્રે આ પ્રમાણે બનાવ બનતો. બનાવ અતિ આશ્ચર્યજનક હતો. તેઓ કલ્પના કરતા કેઃ જાણે બધાં માણસોને જ રાત્રે એવો અનુભવ થતો હશે. તેટલા માટે જ તેઓ એ સંબંધી કોઇને કાંઇ પૂછપરછ કરતા નાહ. ઘણા દિવસ પછી, જ્યારે દેવેન્દ્રનાથ ઠાકુર પાસે તેઓ ધ્યાન કરવાનું શિખતા ત્યારે કયા સાધકને કયા પ્રકારનું ધ્યાન થાય છે તે જાણવા જતાં એક મિત્રને પૂછ્યું કેઃ "ભાઇ, નિદ્રાવશ થતાં પહેલાં ત્હને એકાદ જ્યોતિનાં દર્શન થાય છે ?" તેણે કહ્યુંઃ "ના." પુનઃ ઠાકુરે પૂછ્યું; "શું નિદ્રાવશ થતાં પહેલાં એક લાંબા પ્રકાશથી આચ્છાદિત થયેલા રસ્તા ઉપર એક બાળક, જ્યોતિઃ ગોલક પગ વડે ઠેલતો ઠેલતો આવતો તમે જોઇ શકતા નથી ?" તેણે કહ્યુંઃ "નાં, ભાઇ." ઠાકુરે કહ્યુંઃ "એમ કેમ વારૂ ? ત્યાર પછી તે જ્યોતિઃ બન્ને ભ્રમરોની વચમાં આવી સ્થિતિ થાય તે જ ક્ષણે તમે તેની-

અંદર ભરાઈ જઇ નિદ્રાવશ થતા નથી?" બાળક તેમના કથનમાં કંઇ સમજી શક્યો નહિં તેથી ચુપ બેસી રહ્યો, પરંતુ સ્વામિજી—નરેન્દ્રનાથ—જીવન-પર્યંત નિદ્રાવશ થતા પહેલાં ઉપર પ્રમાણે જ્યોતિઃ દર્શન કરતાં; અને જ્યોતિના સમુદ્રમાં જ શયન કરી જતા. તેમ છતાં અંતે પૂર્વની પેઠે જ્યોતિ-સમુદ્ર તરંગો જણાતા નહિં અને સ્પષ્ટરૂપે જ્યોતિઃ પણ જણાતી નહિ. દીપક ઓલવાવાને સમયે જેમ ઝાંખો થાય છે. તેમ જ્યોતિઃ ગોલકનું પણ થતું.

એ વૃત્તાન્ત સાંભળી શ્રીરામકૃષ્ણ પરમહંસદેવે કહ્યું હતું કેઃ "એ ધ્યાનસિદ્ધ મહાત્માનું લક્ષણ છે."

ઘણા વર્ષ પછી તેમના એક ગુરૂ બંધુએ તેમને એ જ જ્યોતિનાં દર્શન કરાવવા માટે આગ્રહ કર્યો હતો. તે હજી પણ કહે છે કેઃ "સ્વામિજીએ તેને ( ગુરૂબંધુને ) કપાળે હાથ મૂક્યો તે જ ક્ષણે બાહ્ય જગત્ સંપૂર્ણ પરિવર્તિત થઇ ગયું હોય તેમ તેને જણાયું. તેને બદલે માત્ર એક અખણ્ડ જ્યોતિ સમુદ્ર તેને જણાવા લાગ્યો.

એ પ્રમાણે જ્યોતિઃ દર્શન થવું એ ગહન ધ્યાનાવસ્થાનું ફળ છે. ધ્યાન કરતાં કરતાં બાહ્યજગત્ ભૂલી જવાય, બાહ્યવિષયોનું વિસ્મરણ થાય ત્યારેજ જ્યોતિઃ દર્શન થાય છે. સ્વામિજી વિવેકાનંદને તો બાલ્યાવસ્થાથી જ જ્યોતિઃ દર્શન થતું હતું; એ સાંભળતાં જ કલ્પના કરી શકાય છે કેઃ પૂર્વજન્મે તેમણે અનેક ધ્યાન કર્યા હશે. તેથી જ આ જન્મે ધ્યાન એ તો જાણે તેમને માટે બહુ સહેલો વિષય થઇ પડયો હતો.



## વિદ્યારંભ.



છ વર્ષની વયે બાળક નરેન્દ્ર એક કોરૂં ધોતિયું પહેરી, કમ્મરે વાંસની કલમ ખોસી, આસન માટે બગલમાં સાદડીનો કટકો લઇ પાઠશાળામાં ગયો. પરંતુ બે ચાર દિવસમાંજ શબ્દ-કોષમાં પણ ન હોય એવી કેટલીક ભાષા શીખી ગયો કે જેથી પિતા માતાએ

તેને એવા વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરાવવાનું વાસ્તવિક ધાર્યું નહિ. પાઠશાળામાં જવાનું બંધ કરી નરેન્દ્રને વિદ્યાભ્યાસ કરાવવા એક ગુરૂ મહાશયને રાખ્યા. પરંતુ નરેન્દ્રને તો વિદ્યાલયમાં જવાનુંજ પ્રિય લાગ્યું હતું. અનેક મિત્રો સાથે મૈત્રિ બંધાઇ હતી. તેની સાથે એક હારમાં બેસી કાળી શાહી વડે તાડપત્ર ઉપર વિચિત્ર પ્રકારના અક્ષરો ચિતરવાનો—ઘૂંટવાનો—અભ્યાસ કરવામાં તેમને બહુ આનંદ થતો. ગમ્મત પડતી! એકાએક તે બધું છોડી દઇ ઘેર શિખવવા આવતા ગુરૂ મહારાજની કડક આજ્ઞા પ્રથમ તો તેમનાથી સહન થઇ નહિં; પરંતુ તેમના પિતાએ કુટુંબના કેટલાંક બાળકોને તેમની સાથે ભણવા પોતાને ઘેર બોલાવવા માંડયાં. જાણે ઘરમાંજ એક ન્હાનકડી નિશાળ બની ગઇ. ત્યાં તેમને ભણવાનું ઠીક પડયું.

પ્રથમ જે દિવસે નરેન્દ્રનાથ નિશાળે ગયા તે દિવસે પ્રાતઃ સમયે કુળ પુરોહિતે ( ગોર મહારાજે ) આવી પાટી ઉપર સફેત ખડી વડે અક્ષરો લખી તેમને શિખવ્યું કે; આ "ક" આ "ખ" વગેરે. નરેન્દ્ર પણ બોલ્યા કેઃ આ "ક," આ "ખ." તેઓ હમેશાં મિષ્ટ વાકયથી વશ થતા. કટુ ભાષણ સહન કરી શકતા નહિં, બાલ્યાવસ્થામાં પણ એવોજ સ્વભાવ હતો. ગુરૂ મહારાજ આંખો રાતીચોળ કરી અથવા મારમારીને તેમની પાસેથી પાઠ લઇ શકતા નહિ, તેમને જે કાંઇ કહેવું હોય તે તેમનું શરીર પંપાળીને! ભાઇ બાપા કહીને! મીઠાં વચનોથી!

બાળકોની ટોળીમાં તેમણે શીઘ્ર ઉપરીપણું પ્રાપ્ત કર્યું હતું. રમવા ખેલવામાં પણ તેઓ સર્વના અગ્રસર હતા. પર્વ કે ઉત્સવાદિ હોય ત્યારે વાંચવા લખવાનું બંધ કરી સમસ્ત રાતદિવસ ઉત્સવના આનંદમાં મસ્ત થઇ રહેતા. એક દિવસ મકર—સંક્રાતિને દિવસે વિચાર થયો કેઃ બધા મિત્રોની ટોળી લઇ ગંગા સ્નાને જવું અને ગંગા પૂજન કરવું. પિતાની આજ્ઞા મળી અને ખર્ચ પણ મળવાનું નક્કી થયું. બાળક મિત્રોને લઇ ઘેરથી નિશાન—ધ્વજા ઉડાવતા, ગળે ફુલની માળા પહેરી, તેમણે ગંગાજી તરફ પ્રયાણ કર્યું. જાણે એકાદ ન્હાનો વરઘોડો ન હોય! આખે રસ્તે " જય જય સુરેશ્વરી—ભગવતિ ગંગે." ગાતા ગાતા ચાલ્યા. ગંગાજી સમીપ પહોંચ્યા પછી ફુલ

અને ફુલની માળાઓ ભક્તિ સહિત ગંગા–પ્રવાહમાં સમર્પણ કરી. સંધ્યા સમયે સર્વ મિત્રોએ એકત્ર થઇ કેળાના છોડાંની ન્હાની ન્હાની નૌકા બનાવી તેમાં દીપકો પ્રકટાવી ગંગાજીમાં તરતા મૂકી દીધા. અહા! કેવું સુંદર દ્રષ્ય? તે દિવસે સેંકડો બાળકોએ અસંખ્ય દીપકો પ્રકટાવી ગંગાનો હૃદય-પ્રદેશ ઉજ્જવળ કરી મૂક્યો હતો.

ગુરૂ મહાશય જે સમયે વિદ્યાભ્યાસ કરાવતા તે સમયે નરેન્દ્રનાથ નેત્રો બંધ કરી શ્વાસ રોકી દઈ બેસી રહેતા. પરંતુ ગુરૂમહાશયને એવા પ્રકારનો ઢોંગ પસંદ ન હતો, તેઓ બધા ઉપર દયા રાખતા પરંતુ નરેન્દ્રને બે આંખે જોઇ શકતા નહિં! એક દિવસ નરેન્દ્રનાં નેત્રો બંધ જોઇ એકાએક તેઓ ક્રોધે ભરાયા અને બોલ્યા કેઃ "આ ક્યાંનો વાંદરો આવ્યો છે વારૂ? નિત્ય ભણવાની વખતેજ ઉંધી જાય છે!" એમ કહી ઔષધની શીશી પેઠે નરેન્દ્રનું સર્વ શરીર કેટલીકવાર બળપૂર્વક ખુબ હલાવ્યું. શરીર ઘણું હાલવાથી બાળક ધ્યાનભંગ થયો. અને ચક્ષુ ઉઘાડી ગુરૂમહાશયના સ્હામે જોવા લાગ્યો. તેણે જોયું કેઃ ગુરૂમહાશય ક્રોધે અગ્નિશર્મા થયા છે! બાળકે નિરૂપાયે પોતાનો દોષ ઢાંકવાનો અન્ય કોઇ ઉપાય નહિં જોયાથી તે સમયે જે પાઠ અન્ય બાળકોને શિખવવામાં આવતો હતો તે અક્ષરે અક્ષર ગુરૂમહાશયને કહી સંભળાવ્યો અને બતાવ્યું કેઃ તેમના ભણાવવા તરફ નરેન્દ્ર જરા પણ બેદરકાર નથી. નરેન્દ્રનો મુખ પાઠ સાંભળવાથી ગુરૂ મહાશયને એટલું બધું આશ્ચર્ય થયું કે; તે દિવસથી તેઓ તેમને નવીન ચક્ષુએ જોવા લાગ્યા. કારણ કેઃ તેમણે અત્યાર સુધીમાં ઘણા વિદ્યાર્થીઓને ભણાવ્યા હતા પરંતુ નરેન્દ્રનાથના જેવો મેધાવી–સ્મરણ શક્તિવાળો વિદ્યાર્થિ કદી પણ જોયો ન હતો.

રાત્રિને સમયે નરેન્દ્રનાથ એક વિદ્વાન કુટુંબી (ભક્ત રામદત્તના પિતા)ની પાસે શયન કરતા. તે વિદ્વાન ગૃહસ્થ થોડુંક સંસ્કૃત જાણતા. અને એવું માનતા કે કઠિન વિષયો બાલ્યાવસ્થામાંથીજ મોઢે કરાવ્યા હોય તો બાળકો વિદ્યાભ્યાસમાં સત્વર આગળ વધી શકે. એ વિચાર વશ થઇનેજ તેઓ નિત્ય રાત્રે નરેન્દ્રનાથને અમર કોષના (કોઇ કોઇ કહે છે કેઃ

"મુગ્ધ-બોધ વ્યાકરણ"ના ) થોડા થોડા શબ્દો મોઢેથી શિખવતા. એ શિક્ષણને પરિણામે નરેન્દ્રનાથ વર્ષ પૂરૂં થતાંજ એ પુસ્તકોમાંનો ઘણો ભાગ મોઢે કરી શક્યા હતા. એ સમયે તેમને પાંચમું વર્ષ પૂરૂં પણ થયું ન હતું.

બાલ્યાવસ્થાથીજ તેમના હૃદયમાં "આગેવાન" ( Leader ) થવાના અંકુરો જણાતા હતા. સમાન વયના મિત્રો સાથે રમતી વખતે તેઓ "રાજા" બનતા. દોડતાં દોડતાં પૂજન મંડપના સર્વોચ્ચ પગથિયે ઉચ્ચ આસન પર જઇ બેસતા. નીચેના પગથિયાં તરફ આંગળી બતાવી બીજા બે મિત્રોને કહેતા કેઃ "તમે થાઓ રાજમંત્રી, અને તમે સેનાપતિ, જાઓ. પ્હણે ઉભા રહો." તેની નીચેના પગથિયાં ઉપર સભાસદોને બેસવાનું સ્થાન નક્કી થતું. ત્યાર પછી દરબારનો આરંભ થતો. સેવકો એક પછી એક પૃથિવિ પર લાંબા પડી તેમને દણ્ડવત્ પ્રણામ કરી ઉભા રહેતા ત્યારે તેઓ પૂછતા કેઃ "મંત્રિ! રાજ્યના શા સમાચાર છે? પ્રજાજનો સુખશાંતિમાં છે કે?" મંત્રિજી ક્વચિત્ કહેતા કેઃ "હા, મહારાજ! પ્રજાજનો પરમ સુખ ભોગવે છે." ક્વચિત્ કહેતા કેઃ "ના, મહારાજ! એક લુંટારો બહુ તોફાન મચવી રહ્યો છે." તે સમયે તે અપરાધી લુટારાને ન્યાય માટે સભામાં હાજર કરતા. તેના ઉપર યોગ્ય રીતે કામ ચલાવ્યા પછી રાજા આજ્ઞા ફરમાવતા કેઃ "સિપાહીઓ! એ પાપીનું મસ્તક તુર્તજ કાપી નાંખો." તુર્તજ સિપાહીઓનો વેશ ધારણ કરેલા દશબાર બાળકો અપરાધી લુંટારાને વધ-ભૂમિ પર લઇ જવા તૈયાર થતા, પરંતુ લુંટારો તેમને શરણે નહિં થતાં તીરવેગે દત્ત નિવાસના મુખ્ય દરવાજા તરફ દોડી જતો. ગુસ્સે થયલા સિપાહીઓ પણ તેની પાછળ પાછળ દોડતા, મધ્યાહ્નનો સમય છે. ઘરનાં સર્વ નિદ્રાવશ થયાં છે. દરવાજા પર બેસતા નોકરો પણ નિદ્રા લઇ રહ્યા છે. તેમના નિદ્રાવશ થયલા શરીર ઉપર થઇને મ્હોટી બૂમો પાડતા સિપાહીઓ અને અપરાધી (બાળકો) દોડતાં. સૂતેલાં નોકરો ચમકી ઉઠી, ક્રોધે ભરાઇ તોફાની બાળકના ટોળાંને મારવા માટે તેમની પાછળ દોડતા. પરંતુ બાળકોની સાથે દોડી શકતા નહિં, તેથી અંતે થાકી પાછા ફરતા! બાળક નરેન્દ્ર પોતાના ઉચ્ચ આસન ઉપર બેઠા બેઠા બધો તમાસો જોતા અને મૃદુ મૃદુ હાસ્ય કરતા.

કદાચ તેઓ એમ પણ ધારતા હશે કે: નોકરો તેમને શું કરશે ? તેઓ રાજા બન્યા છે. તે અત્યારે સર્વ જગતના માલિક છે !

એ ઉપરાંત તેઓ બીજી પણ એવી કેટલીક રમતો રમતા કે જેમાં બુદ્ધિ ચાતુર્યનો ઉપયોગ કરવો પડતો. તે સમયે કલકત્તામાં ગ્યાસના દીવા અને સોડાલેમોનેડનો પ્રથમ જન્મ થયો હતો. નરેન્દ્રનાથે પણ રમવાના ઓરડામાં ગ્યાસનું કારખાનું અને સોડાલેમોનેડ તૈયાર કરવાની શરૂવાત કરી હતી ! ઉપરાંત નાના પ્રકારની કળો–સંચા એકત્ર કરી રમવાના ઓરડામાં રેલ્વેગાડી બનાવી હતી ! તેમના મધ્યમ ભ્રાતા કહેતા કે: "કેટલાક જૂના પદ્ધતિના નળ, ઘાસ, હાંલ્લી, વાંસ, દોરી અને નિસરણી લઈને મકાનના ઓટલાપર તેમણે પોતાનું ગ્યાસનું કારખાનું તૈયાર કર્યું હતું. ઘાસ સળગાવતાં જ તેમાંથી ધુમાડો નીકળતો તે નળમાં થઈને ઉંચે ચઢતો. તે વખતે બાળક–બુદ્ધિને લીધે નરેન્દ્ર એવું જ સમજતા કે: સમસ્ત કલકત્તા શહેરના ગ્યાસ–દીપકો આ ગ્યાસમાંથી જ પ્રકટે છે ! નરેન્દ્રનાથ કમ્મરે હાથ દઈ ગંભીરમુખે ઉભા ઉભા નળમાંથી નીકળતો ધુમાડો જોતા તે વખતે બહુ આનંદ ઉપજતો ! જાણે કોઈ એક કેવાએ પ્રવીણ એન્જીનિયર ઉભા ન હોય ! કોઈક વખત તો તેઓ નાક ચઢાવી ( એવી વંશગત્ ટેવ હતી ) કહેતા કે: "ના, ના, હજી કંઈ થયું નથી." મિત્રોને કહેતા કે: "હજી પણ અગ્નિ સળગાવો, ખુબ ફુંકો મારો. ગ્યાસ બહુ ઓછી નીકળે છે."

તે સમયે વિશ્વનાથ દત્તની પાસે નાના પ્રકારના અસીલો આવતા. તેમાં એક મુસલમાન પણ આવતો. તે દિવાનખાનામાં પ્રવેશ કરીને બે ત્રણ તકીયા આડા ગોઠવી તેના ઉપર આડો પડતો અને નેત્રો અર્ધાં મીચી હુક્કો પીતાં પીતાં "ઈયા અલ્લા," "ખુદા, તુમ સચ્ચ હો." વગેરે વાક્યો ઉચ્ચારણ કરતો અને તંબાકુ પીતાં થાકતો ત્યારે ઉંડો નિઃશ્વાસ મૂકી હાય પોકારતો અને કવચિત્ તે સાથે જ "યા, ઈલ્લાહા ઈલ અલ્લા, મહમ્મદ રસુલિલ્લા." કહી ચિત્કાર કરતો. તેની એની વર્તણુક જોઈ અન્ય અસીલો આશ્ચર્ય પામી વાતચિત બંધ કરી એકાએક ચુપ થઈ જતા અને પોતપોતાનો હુકકો પીવા મંડી જતા. પરિણામે વિશાળ દિવાનખાનું ધૂમાડાના ગોટેગોટથી ભરાઈ જતું !

પરંતુ એ મુસલમાન અસીલ નરેન્દ્રનાથ ઉપર બહુ પ્રેમ રાખતો. નરેન્દ્ર પણ તેને જોઇ "ચાચા" "ચાચા" કહી દોડી આવતા અને તેના ડુંગળી-લસણની ગંધ મારતા મુખેથી પંજાબ, અફઘાનિસ્થાન આદિ દૂર દેશની ઉંટ, ઘોડા, હાથી વગેરેની સહાયતાથી વ્યાપારી લોકોનાં ટોળાં કેવી રીતે પ્રવાસ કરે છે તે વાર્તાઓ સાંભળતા. એ વાર્તાઓનો આદિ-અંતજ ન મળે. પરંતુ બાલ્યાવસ્થાને ઉચિત સ્વભાવ પ્રમાણે એવી વાર્તાઓ સાંભળવામાં તેમને બહુ રસ પડતો. વૃદ્ધ મુસલમાન ઘણુંએ બોલી જતા, નરેન્દ્રનાથ પણ આશ્ચર્યચકિત નેત્રે તેના મુખ સ્હામે જોઇ શરીર કમ્પાયમાન કરે તેવી સર્વ વાર્તાઓ સાંભળતા. મુસલમાન તેમને કોઇ વખત પેંડા, બરફી વગેરે મિઠાઇ ખાવા આપતા. નરેન્દ્ર જરાપણ સંકોચ વગર તે ઉડાવી જતા. પરંતુ એ જોઇ અન્ય અસીલો (જૂદી જૂદી જ્ઞાતિના હિંદુ હોવાથી) કમકમી જતા.

શિવ! શિવ! કેવી ધર્મભ્રષ્ટતા! હિંદુ થઇને મુસલમાનની સ્પર્શ કરેલી મિઠાઈ ખાય છે! એ પ્રમાણે શબ્દોદ્ગાર કાઢતા તેઓ ધુમાડાના ગોટેગોટ કાઢતા અને તે સાથે ભ્રષ્ટાચારી બાળક-નરેન્દ્ર-ની ભાવી દુર્ગતિનું સ્મરણ કરી તેના તરફ ભ્રમરો સંકોચી નેત્ર કટાક્ષ કરતા. વિશ્વનાથ બાબુ દિવાનખાનામાં પ્રવેશ કરી ઉપરોક્ત બનાવ નજરે જોતા તે વખતે વસ્તુસ્થિતિ સમજી જતા પરંતુ આહારાદિ આચાર પાલન સંબંધી તેઓ પોતે જ કંઇક ઉદાસીન હતા તેથી પુત્રનું એવું આચરણ જોઇ પ્રકટરૂપે તેને ઠપકો નહિ દેતાં મનમાં ને મનમાં જ હાસ્ય કરતા.

એક દિવસ મ્હોટી ગમ્મત થઇ હતી. નરેન્દ્રના પિતા વાર્તાલાપમાં ગુંથાયા એટલે નરેન્દ્ર તે સ્થાન છોડી બહાર રમવા ચાલ્યા ગયા. તેમના પિતા અસીલો સાથેનું કામકાજ પતાવી તેમને વિદાય કરવા મુખ્ય બારણા સુધી વળાવવા ગયા હતા તે સમયે નરેન્દ્રે કોણ જાણે ક્યાંથી દિવાનખાનામાં પ્રવેશ કર્યો અને હારબંધ ગોઠવેલા દરેક હુક્કાની નળીને મ્હો લગાડી એક એક વખત પ્રત્યેક હુક્કો ગુડુડુડુ ગુડુડુડુ કરીને પીવા લાગ્યા. મુસલમાનનો હુક્કો જરા વધારે આગ્રહપૂર્વક પીધો, કારણકે તેની તંબાકુમાંથી ઘણી ખુશબો આવતી હતી!

એમ કરવાનું એક કારણ હતું તે પ્રકટ કરવામાં આવે છે. બાળક નરેન્દ્ર જાતિ ભેદ વ્યવસ્થાને મ્હોટી અજ્ઞાનતાનું કારણ માનતા હતા. એક મનુષ્યે બીજા મનુષ્ય સાથે બેસી ભોજન નહિ કરવાનું કારણ શું? પરસ્પર ભિન્ન જાતિ હોય તો પણ તેમાં દોષ શો? જો જાતિભેદ ન માનવામાં આવે તો પરિણામ શું આવે? તેથી શું આકાશ ભાંગી માથા ઉપર પડે અથવા મનુષ્યો મરણ પામે? બાળક-બુદ્ધિ નરેન્દ્ર, આવા આવા અનેક વિચાર કરે એમાં આશ્ચર્ય શું? બાળકને જાતિ ભેદનું રહસ્ય શું સમજાય? તેને મનથી તો બ્રાહ્મણ અને અતિ શૂદ્ર બધાં જ સરખાં! એ સમજણને લીધે જ તેમણે જાતિ ભેદ માન્યો નહિં, અને મસ્તકે આકાશ પડે છે કે મરણ શરણ થવાય છે તે જોવા માટે જ ઉતાવળે બધા અસીલોના હુક્કા પીને ધૂમાડા કહાડયા. પરંતુ આકાશ મસ્તકે ટૂટી પડયું નહિ અથવા તેનું મરણ પણ થયું નહિં! તેમણે વિસ્મય પામી જોયું કે: સર્વ વસ્તુઓ પ્રથમ જેમ હતી તેમની તેમજ પડી છે. એટલામાં વિશ્વનાથબાબુ આવી પહોંચ્યા અને બનેલો બનાવ નજરે જોયો. તેમણે પૂછ્યું: "શું કરે છે રે?" પુત્રે હાસ્યભરિત પણ ગંભીર વદને ઉત્તર દીધો; "જૂવો છો ને? જાતિ ના માનીએ તો શું થાય વારૂ?" પિતાએ ઉચ્ચ સ્વરે હાસ્ય કરી કહ્યું; "ત્હારૂં માથું, દુષ્ટ!" એમ કહી ધીમે ધીમે પોતાના વાંચનાલયમાં ચાલ્યા ગયા."

વળી એક દિવસ ઉપરોક્ત મુસલમાન અન્ય અસીલોની સાથે શાહેન-શાહ અકબરના ગુણ ગાન કરી રહ્યો હતો તે સમયે એકાએક વિશ્વનાથ દત્તના મકાનમાં મ્હોટો કોલાહલ મચી ગયો. અન્ય બાળકો સાથે ત્રીજે માળે સંતાકુકડી રમતાં રમતાં પગ લપસી જવાથી બાળક નરેન્દ્ર બે દાદરે ગબડતા ગબડતા છેક નીચે પડયા, ઘણું લોહી નીકળવાથી તે અજ્ઞાન થઇ ગયા હતા. તત્ક્ષણાત્ ડાકટરને બોલાવ્યો. અનેક ઓષધોપચાર કર્યા પછી એક કલાકે તેને ચેતન આવ્યું. પિતા માતાને ઘણી ચિંતા થઇ પરંતુ ડાક-ટરે છેવટે કહ્યું કે: મ્હોટો ઘા પડયો છે ખરો પરંતુ એની જીંદગીને કશો ભય નથી, તેમના કપાળમાં ઘા પડયો હતો, પુષ્કળ લોહી નીકળ્યું હતું. પરિણામે સ્વામી વિવેકાનંદજીના કપાળમાં-જમણા નેત્રની ઉપરના ભાગમાં

જીવન પર્યંત એક ડાઘ જણાયા કરતો હતો.

શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવ કહેતા કેઃ "જો તે દિવસે એ પ્રમાણે એની શક્તિ ઓછી ન થઇ ગઇ હોત તો એ (નરેન્દ્ર) પૃથિવિ ઉલટ પાલટ કરી નાંખત!"

પ્રથમથી જ કહેવામાં આવ્યું છે કેઃ અતિ બાલ્યાવસ્થાથી જ કૃતિ-વાસી રામાયણ નરેન્દ્રનાથને મોઢે થઇ ગયું હતું, અને વિદ્યાલયમાં પ્રવેશ કરતાં પહેલાં જ તેની વયના પ્રમાણમાં સારી પેઠે બંગાળી વિદ્યાભ્યાસ કરી લીધો હતો. બાલ્યાવસ્થાથી જ તેઓ સંગીતના પણ ભક્ત હતા. તેથી જે સમયે ભિખારીનાં ટોળાં મૃદંગ–ઢોલક મંજીરા, વગાડતાં વગાડતાં તેમને બારણે આવી ભિક્ષા માંગતાં અને ગાન ગાતાં તે સમયે તેઓ એકચિતે તેમનું સંગીત સાંભળતા. એક વખત તેમના ઘર આગળ થઇને સંગીત–રામાયણનાં કેટલાંક ગાયનો ગાતાં ગાતાં રામલીલાની ટોળી વાળાઓ પસાર થતા હતા તે વખતે કેટલાંક માણસો અશુદ્ધ પદ બોલતા હતા. એ જોઇ નરેન્દ્રનાથે તુરતજ વિશુદ્ધ પદો બોલી તેમની ભુલ દર્શાવી હતી. તેમ થવાથી રામલીલા વાળાઓએ તેમની પ્રશંસા કરી તેમને મિષ્ટાનનો પ્રસાદ આપ્યો હતો.

નરેન્દ્રનાથ–સ્વામી વિવેકાનંદજી–ને બાલ્યાવસ્થાથી જ રામાયણના શ્લોકો અને પદો સાથે ઘણો ગાઢ પરિચય થયો હતો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. જે સ્થળે રામાયણની કથા થતી તે સ્થળે તેઓ સાંભળવા જતા. અને બીજાં છોકરાંઓની પેઠે ચંચળચિત્તે નહિં પણ શાંતચિત્તે–એક નિષ્ઠાથી સાંભળતા. તેઓ સર્વ ગુણસંપન્ન શ્રી રામચંદ્રજીને આદર્શ પુરૂષ માનતા. ભક્ત શ્રેષ્ઠ, અદ્દ્ભૂત કર્મયોગી હનુમાનજીના ઉપર પણ તેમની ઓછી શ્રદ્ધા ભક્તિ નહતી. હનુમાનજીનાં દર્શન કરવા માટે તેઓ અતિશય ઉત્સુક થઇ રહ્યા હતા. તેમણે સાંભળ્યું હતું કેઃ રામ–સેવક હનુમાનજીનું એક ચિત્તે, તન્મય થઇ ધ્યાન ધરવાથી તેમનું દર્શન કરી શકાય છે. એક સમયે એક કથાકારે કથા કહેતાં કહેતાં કહ્યું હતું કેઃ "હનુમાનજી કદલી વનમાં નિવાસ કરે છે." નરેન્દ્રે આતુર થઇ પૂછ્યું કે; "મહારાજ! ત્યાં જવાથી તેમનાં દર્શન થઇ શકશે?" કથાકારે આશ્ચર્યજનક પ્રશ્નનો ઉત્તર દીધો કેઃ "હા ભાઇ, ત્યાં જઇને જૂવોને!" તે રાત્રે ઘેર પાછાં ફરતાં જ નરેન્દ્રનાથને વિચાર

થયો કે આપણા ઘરની સામે જ કેટલાંક કદલી વૃક્ષ છે. એમ કહી તુર્તજ તેમણે તેમાં પ્રવેશ કર્યો. તેમાંના એક કદલી વૃક્ષ નીચે નેત્રો બંધ કરી બેઠા અને વારંવાર હનુમાનજીનાં દર્શન થવા માટે પ્રાર્થના કરવા લાગ્યા. ઘણો સમય વિતવા છતાં તેમનાં દર્શન થયાં નહિં ત્યારે નરેન્દ્રનાથ દિલગીર થઇ ઘેર ચાલ્યા ગયા. ઘરનાં સર્વ તેમને શિખામણ આપતાં કહેવા લાગ્યાં કેઃ "કેમ બિલે ! અમે ધારીએ છીએ કે આજે તું હનુમાન પ્રભુને માટે કોઇ સ્થળે ગયો હોઈશ, તેથીજ તું વહેલો આવી શકયો નહિં." આ વાક્યથી તેમને કેટલુંક આશ્વાસન મળ્યું હતું. સ્વામિજી વિવેકાનંદ પોતાની બાલ્યાવસ્થામાં બનેલા એ બનાવનું વર્ણન ઉત્સાહ પૂર્વક કહી મહાવીર હનુમાનજીના પવિત્ર ચરિત્રની અનેક પ્રશંસા કરતા. ભક્ત શ્રેષ્ઠ મહાવીરનું મહાન જીવન ચરિત્ર તેમના હૃદયમાં એવી દૃઢ રીતે અંકિત થયું હતું કે, જેથી બેલુડ મઠમાં હનુમાનજીની એક પાષાણ-મૂર્તિ સ્થાપવાનો પણ તેમણે સંકલ્પ કર્યો હતો. ભક્તિ જોઇએ તો મહાવીર હનુમાનજીની! હનુમાનજીના શરીરના પ્રત્યેક અણુમાં "રામ, રામ." શબ્દ આલેખાઇ ગયો હતો. તેથી જ ભગવાન શ્રી રામચંદ્રજી તેમના ઉપર અતિશય પ્રસન્ન હતા. જેને ભક્ત થવું હોય તેણે હનુમાનજી જેવા થવું.

બાલ્યાવસ્થાથી જ નરેન્દ્રનાથના ચરિત્રમાં "દ્રઢતા" નું શુભ લક્ષણ જણાતું હતું. તે સમયના એક દીર્ઘદર્શી પ્રાચીન વૃદ્ધ-પુરૂષને તેમનો પરિચય થતાં અભિપ્રાય દર્શાવ્યો હતો કેઃ "સમય આવતાંજ આ છોકરો બહુ હોશિયાર પુરૂષ થશે." બનાવ એવો બન્યો હતો કે,—

ઇ. સ. ૧૮૬૯ માં દત્તવંશના વડિલ, નરેન્દ્રના પિતામહ કાલીપ્રસન્ન દત્ત મૃત્યુ શય્યાએ પડયા હતા. અંત ઘડી આવેલી જાણી તેમણે પોતાના કુટુંબનાં સર્વ મનુષ્યોને પોતાની પાસે બોલાવ્યાં અને બાળક-બાલિકાઓમાંથી જે કોઇ હાજર હોય તેમણે મહાભારતમાંનો એકાદ અધ્યાય વાંચી સંભળાવવાની ઇચ્છા દર્શાવી. પરંતુ લજ્જાને વશ થઇ કોઇએ એ કાર્ય કરવા હા પાડી નહિં ત્યારે છ વર્ષના બાળક નરેન્દ્રે વૃદ્ધની અંતિમ ઇચ્છા અપૂર્ણ રાખવા તદન નારાજ થઇ, ગંભીર મુખે તે મ્હોટો ગ્રંથ બે હાથે ઉંચકી લાવી તેમની પાસે જઇ બેઠા, અને ધીમેથી, શાંત ચિત્તે, સુંદર રાગ

જીવન પર્યંત એક ડાઘ જણાયા કરતો હતો.

શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવ કહેતા કેઃ "જો તે દિવસે એ પ્રમાણે એની શક્તિ ઓછી ન થઇ ગઇ હોત તો એ (નરેન્દ્ર) પૃથિવિ ઉલટ પાલટ કરી નાંખત!"

પ્રથમથી જ કહેવામાં આવ્યું છે કેઃ અતિ બાલ્યાવસ્થાથી જ કૃતિવાસી રામાયણ નરેન્દ્રનાથને મોઢે થઇ ગયું હતું, અને વિદ્યાલયમાં પ્રવેશ કરતાં પહેલાં જ તેની વયના પ્રમાણમાં સારી પેઠે બંગાળી વિદ્યાભ્યાસ કરી લીધો હતો. બાલ્યાવસ્થાથી જ તેઓ સંગીતના પણ ભક્ત હતા. તેથી જે સમયે ભિખારીનાં ટોળાં મૃદંગ-ઢોલક મંજીરા, વગાડતાં વગાડતાં તેમને બારણે આવી ભિક્ષા માંગતાં અને ગાન ગાતાં તે સમયે તેઓ એકચિતે તેમનું સંગીત સાંભળતા. એક વખત તેમના ઘર આગળ થઇને સંગીત-રામાયણનાં કેટલાંક ગાયનો ગાતાં ગાતાં રામલીલાની ટોળી વાળાઓ પસાર થતા હતા તે વખતે કેટલાંક માણસો અશુદ્ધ પદ બોલતા હતા. એ જોઇ નરેન્દ્રનાથે તુરતજ વિશુદ્ધ પદો બોલી તેમની ભુલ દર્શાવી હતી. તેમ થવાથી રામલીલા વાળાઓએ તેમની પ્રશંસા કરી તેમને મિષ્ટાનનો પ્રસાદ આપ્યો હતો.

નરેન્દ્રનાથ-સ્વામી વિવેકાનંદજી-ને બાલ્યાવસ્થાથી જ રામાયણના શ્લોકો અને પદો સાથે ઘણો ગાઢ પરિચય થયો હતો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. જે સ્થળે રામાયણની કથા થતી તે સ્થળે તેઓ સાંભળવા જતા. અને બીજાં છોકરાંઓની પેઠે ચંચળચિત્તે નહિં પણ શાંતચિત્તે-એક નિષ્ઠાથી સાંભળતા. તેઓ સર્વ ગુણસંપન્ન શ્રી રામચંદ્રજીને આદર્શ પુરૂષ માનતા. ભક્ત શ્રેષ્ઠ, અદ્દભૂત કર્મયોગી હનુમાનજીના ઉપર પણ તેમની ઓછી શ્રદ્ધા ભક્તિ નહતી. હનુમાનજીનાં દર્શન કરવા માટે તેઓ અતિશય ઉત્સુક થઇ રહ્યા હતા. તેમણે સાંભળ્યું હતું કેઃ રામ-સેવક હનુમાનજીનું એક ચિત્તે, તન્મય થઇ ધ્યાન ધરવાથી તેમનું દર્શન કરી શકાય છે. એક સમયે એક કથાકારે કથા કહેતાં કહેતાં કહ્યું હતું કેઃ "હનુમાનજી કદલી વનમાં નિવાસ કરે છે." નરેન્દ્રે આતુર થઇ પૂછ્યું કે; "મહારાજ! ત્યાં જવાથી તેમનાં દર્શન થઇ શકશે?" કથાકારે આશ્ચર્યજનક પ્રશ્નનો ઉત્તર દીધો કેઃ "હા ભાઇ, ત્યાં જઇને જૂવોને!" તે રાત્રે ઘેર પાછાં ફરતાં જ નરેન્દ્રનાથને વિચાર

થયો કે આપણા ઘરની સામે જ કેટલાંક કદલી વૃક્ષ છે. એમ કહી તુર્તજ તેમણે તેમાં પ્રવેશ કર્યો. તેમાંના એક કદલી વૃક્ષ નીચે નેત્રો બંધ કરી બેઠા અને વારંવાર હનુમાનજીનાં દર્શન થવા માટે પ્રાર્થના કરવા લાગ્યા. ઘણો સમય વિતવા છતાં તેમનાં દર્શન થયાં નહિં ત્યારે નરેન્દ્રનાથ દિલગીર થઇ ઘેર ચાલ્યા ગયા. ઘરનાં સર્વ તેમને શિખામણ આપતાં કહેવા લાગ્યાં કેઃ "કેમ બિલે ! અમે ધારીએ છીએ કે આજે તું હનુમાન પ્રભુને માટે કોઇ સ્થળે ગયો હોઇશ, તેથીજ તું વહેલો આવી શકયો નહિં." આ વાકયથી તેમને કેટલુંક આશ્વાસન મળ્યું હતું. સ્વામિજી વિવેકાનંદ પોતાની બાલ્યાવસ્થામાં બનેલા એ બનાવનું વર્ણન ઉત્સાહ પૂર્વક કહી મહાવીર હનુમાનજીના પવિત્ર ચરિત્રની અનેક પ્રશંસા કરતા. ભક્ત શ્રેષ્ઠ મહાવીરનું મહાન જીવન ચરિત્ર તેમના હૃદયમાં એવી દ્રઢ રીતે અંકિત થયું હતું કે, જેથી બેલુડ મઠમાં હનુમાનજીની એક પાષાણ-મૂર્તિ સ્થાપવાનો પણ તેમણે સંકલ્પ કર્યો હતો. ભક્તિ જોઇએ તો મહાવીર હનુમાનજીની! હનુમાનજીના શરીરના પ્રત્યેક અણુમાં "રામ, રામ." શબ્દ આલેખાઇ ગયો હતો. તેથી જ ભગવાન શ્રી રામચંદ્રજી તેમના ઉપર અતિશય પ્રસન્ન હતા. જેને ભક્ત થવું હોય તેણે હનુમાનજી જેવા થવું.

બાલ્યાવસ્થાથી જ નરેન્દ્રનાથના ચરિત્રમાં "દ્રઢતા" નું શુભ લક્ષણ જણાતું હતું. તે સમયના એક દીર્ઘદર્શી પ્રાચીન વૃદ્ધ-પુરૂષને તેમનો પરિચય થતાં અભિપ્રાય દર્શાવ્યો હતો કેઃ "સમય આવતાં જ આ છોકરો બહુ હોશિયાર પુરૂષ થશે." બનાવ એવો બન્યો હતો કે,—

ઇ. સ. ૧૮૬૯ માં દત્તવંશના વડિલ, નરેન્દ્રના પિતામહ કાલીપ્રસન્ન દત્ત મૃત્યુ શય્યાએ પડયા હતા. અંત ઘડી આવેલી જાણી તેમણે પોતાના કુટુંબનાં સર્વ મનુષ્યોને પોતાની પાસે બોલાવ્યાં અને બાળક-બાલિકાઓમાંથી જે કોઇ હાજર હોય તેમણે મહાભારતમાંનો એકાદ અધ્યાય વાંચી સંભળાવવાની ઇચ્છા દર્શાવી. પરંતુ લજ્જાને વશ થઇ કોઇએ એ કાર્ય કરવા હા પાડી નહિં ત્યારે છ વર્ષના બાળક નરેન્દ્રે વૃદ્ધની અંતિમ ઇચ્છા અપૂર્ણ રાખવા તદન નારાજ થઇ, ગંભીર મુખે તે મ્હોટો ગ્રંથ બે હાથે ઉંચકી લાવી તેમની પાસે જઇ બેઠા, અને ધીમેથી, શાંત ચિત્તે, સુંદર રાગ

કાઢીને ઉચ્ચ કણ્ઠે કેટલાંક પૃષ્ઠ વાંચી સંભળાવ્યાં. મૃત્યુની પૂર્વ ઘડીએ, મ્હોટાં વિદ્વાન કુટુંબીજનો સ્હામે દ્રષ્ટિ પ્રસારી રહેલા વૃદ્ધે નરેન્દ્રને માત્ર એટલું જ કહ્યું કેઃ "ભાઇ, સમય આવતાં જ તું બહુ હૉશિયાર–પુરૂષ થશે." એટલું કહી વૃદ્ધનો પ્રાણવાયુ શરીરમાંથી નીકળી ગયો.

બાળક નરેન્દ્રના ઉજ્જવળ ભવિષ્યનું ચિત્ર વૃદ્ધની દિવ્યદ્રષ્ટિએ જ-ણાઇ આવ્યું હતું. વાંચકો જાણી શકશે કેઃ તે મિથ્યા થયું નથી.

બાલ્યાવસ્થામાંથી જ નરેન્દ્રનાથમાં સાહસ અને હાજર જવાબી બુદ્ધિના બીજ પણ જોવામાં આવ્યાં હતાં. ૭ વર્ષની વયે તેઓ એક વખત એક મિત્રને લઇ મેળો જોવા ગયા હતા. ત્યાંથી માટીના મહાદેવ ખરીદી બન્ને ઘેર પાછા ફરતા હતા. સાથેનો મિત્ર કેટલેક દૂર આવ્યા પછી જરા પાછળ પડી ગયો. તે સમયે અંધકાર થયો હતો. એટલામાં એક ઘોડાગાડી ઉતાવળે દોડતી તેમના તરફ આવી પહોંચી. ગાડીનો શબ્દ સાંભળતાં જ નરેન્દ્રે પાછળ ફરી જોયું તો પોતાની સાથેનો મિત્ર ગાડીના ઘોડાના પગ નીચે પડેલો જણાયો. ડાબા હાથમાં મહાદેવ ઝાલી નરેન્દ્રનાથ તત્ક્ષણાત્ જ્ઞાનશૂન્ય થઇ મિત્રના જીવનનું રક્ષણ કરવા દોડી ગયા. માર્ગમાં ઉભેલા લોકો વિસ્મય–મુગ્ધ–નેત્રે એ બનાવ જોઇ રહ્યા હતા. અકસ્માત્ એટલી થોડી ક્ષણમાં બન્યો હતો કેઃ જેથી કોઇને તે છોકરો બચાવવાનો સમય પણ મળ્યો નહતો. ગમે તેમ હો, પણ તે સમયે બાળક મૃત્યુના મુખમાંથી રક્ષણ પામ્યો. નરેન્દ્રે તેને ઝટ બેઠો કરી તેનું શરીર અને આંખો દબાવ્યાં. અનેક જોનાર મનુષ્યોએ નરેન્દ્રની પરોપકાર વૃત્તિને ધન્યવાદ આપ્યો. કોઇએ તેની પીઠ થાબડી. કોઇએ આશીર્વાદ દીધા. ઘેર ગયા પછી નરેન્દ્રે માતાને બનેલા બનાવનું વર્ણન કહી સંભળાવ્યું ત્યારે ભુવનેશ્વરીદેવી આનંદાશ્રુ સારતાં બોલ્યાં કેઃ "બેટા! એજ સાચી માણસાઇનું લક્ષણ છે. સર્વ પ્રસંગે એજ પ્રમાણે મનુષ્ય થવાનો યત્ન કરજે." "મનુષ્ય"નો ધર્મ જ અન્ય જીવો પ્રત્યે દયા અને પ્રેમ દર્શાવવો એ છે. જાણવા–જોવા છતાં એક મનુષ્ય કોઇપણ દુઃખી થતા જીવને સહાય કરતો નથી તે "મનુષ્ય" નથી. સાચુ મનુષ્યત્વ પરોપકાર. એજ મનુષ્ય ધર્મ.

---



# વિદ્યાલયમાં.



સાત વર્ષની વયે નરેન્દ્રનાથને મેટ્રોપોલિટન સ્કૂલમાં મૂકવામાં આવ્યા હતા. અંગ્રેજી ભાષા શિખવા માટે પ્રથમ તો તેઓ બિલ્કુલ નારાજ હતા. તેમની ઇચ્છા જ ન હતી. તેઓ કહેતા કે: "એતો વિદેશી ભાષા છે. શામાટે શીખવી જોઇએ? પ્રથમ આપણી માતૃભાષા શીખવાથી જ આપણું કલ્યાણ થાય." કુટુંબીજનો તેમને અનેક પ્રકારે સમજાવવા લાગ્યા. પરંતુ તેઓ દ્રઢ પ્રતિજ્ઞાવાળા વીર બાળક હતા. તેમણે કહ્યું: "હું કદીપણ પર-ભાષા શીખીશ નહિ!" સર્વે કહેવા લાગ્યાં કે: "આજકાલ અંગ્રેજી ભાષા શીખવાની જ આવસ્યક્તા છે. ન શીખીએ તો ઉદર પોષણ શી રીતે થાય? એ વિના તો ચાલે જ નહિ! વગેરે." તેમ છતાં વીર બાળક નરેન્દ્રનાથ પ્રતિજ્ઞામાંથી ડગ્યા નહિ! તેમનું મન ફર્યું નહિ. રામચંદ્રદત્તના પિતા નરેન્દ્રને બહુ ચ્હાતા. તેમના ઉપર બહુ પ્રેમ રાખતા. વૃદ્ધે નરેન્દ્રને એકાન્તમાં લઇ જઇ ઘણું સમજાવ્યા, ઘણો યત્ન કરવા છતાં તેમનો અભિપ્રાય ફેરવવા સફળ થયા નહિ! પરંતુ થોડા મહિના વ્યતીત થતાં જ, કોણ જાણે શો વિચાર કરીને વૃદ્ધની શિખામણ પ્રમાણે કાર્ય કરવા સમ્મત થયા. આશ્ચર્યની વાત તો એ છે કે: નરેન્દ્રે જે દિવસે નિશ્ચય કર્યો કે: અંગ્રેજી ભાષા શીખવી જ છે તે દિવસથી એવા દ્રઢ આગ્રહથી શીખવા લાગ્યા કે: તેમનો વિદ્યા-પ્રેમ જોઇ સર્વ વિસ્મય પામ્યાં. વિધાતાનું કેવું અદ્ભૂત ચક્ર! ઉત્તર કાલમાં જે ભાષામાં (અંગ્રેજીમાં) તેમણે સમગ્ર જગત્‌ને અપૂર્વ બોધ આપ્યો છે, જે ભાષા-શિક્ષા વિના યુરોપ-અમેરિકાદિ દેશોમાં હિંદુ-ધર્મ આટલો શીઘ્ર અને સહજ રીતે વિસ્તાર પામવા શક્તિમાન થાત નહિં, એક રીતે કહેતાં જે ભાષાની સહાયતાવડે નરેન્દ્રનાથ-સ્વામી વિવેકાનંદજી-જગત્‌માં પોતાનો જીવન-ઉદ્દેશ્ય

સંપૂર્ણરૂપે સિદ્ધ કરી ગયા છે, તેજ ભાષાને-વિદ્યારંભના પ્રથમ પગથિય. ઉપર પગ મૂકતાં-વિજાતીય ભાષા કહી તેનાપર તેમણે તિરસ્કાર દર્શાવ્યો હતો!

માતાની પાસેથી તેમણે પ્રથમ અંગ્રેજી વર્ણમાળા અને અંગ્રેજી શબ્દ-શિક્ષા પ્રાપ્ત કરી હતી. અને તે સાથે જ રામાયણ, મહાભારતની વાર્તાઓ પણ સાંભળી લીધી હતી. એ વાર્તાઓ યાદ રાખેલી હોવાથી પરિણામે તેઓ એક ઉત્તમ વાર્તા-કહેનાર થઇ શક્યા હતા.

પ્રથમ તેઓ પાટલુંન પહેરી નિશાળે જતા અને ચંચળચિત્ત તથા કાળજી-રહિત હોવાથી નિત્ય તેનો કોઇક વિભાગ ફાટી પણ જતો. તેઓ બાલ્યાવસ્થામાં એટલા બધા ચંચળ-ચિત્ત હતા કેઃ " તેઓ સ્થિર થઇ આસ્ટી ઉપર બેસી શકતા નહિ. ઉભા અને બેઠાની વચમાં જેટલા પ્રકારે શરીર રાખી શકાય તેમાંની કોઈ એક સ્થિતિમાં-કોઇ એક પ્રકારે તેમને સર્વદા જોવામાં આવતા! અર્થાત્ નહિં બેઠામાં કે નહિં ઉભામાં! તેમ છતાં તેઓ સંપૂર્ણ રૂપે બાળક હતા. રમવાને સમયે તેઓ રમવામાં અત્યંત મદમત્ત બની જતા. તે સમયે અન્ય કોઇ વિષયનું તેમને ભાન જ રહેતું નહિં. પત્થરા ફેંકવા ન્હાસાન્હાસી, દહીંનો ઘોડો, મુક્કાબાજી, કુદાકુદ, એ સર્વ તેમને અત્યંત પ્રિય હતાં. એ સર્વ રમતમાં તેઓ સૌના આગેવાન બનતા. બીજે દિવસે કઇ કઇ રમતો રમવી તેની આગલે દિવસથી જ નિત્ય ગોઠવણ કરતા. બાળકોમાં લડાઇટંટો ઉપસ્થિત થતાં નરેન્દ્રનાથને જ મધ્યસ્થ બનાવી, સર્વે ઇન્સાફ મેળવતા. મૂળે તો તેઓ લડાઇ ટંટો પસંદ જ કરતા ન હતા. તેથી જેઓ તેમની સાથે નિત્ય રમવા એકઠા થતા તે સર્વ મિત્રોમાં મારા મારી થતાં જ તેઓ ગુસ્સે ભરાતા. ક્વચિત્ મિત્રોમાં એવો બનાવ બનતો તે વખતે તેઓ બન્ને પક્ષની વચમાં ઉભા રહી બન્નેને જૂદા પાડી દેતા અને તેમને શાંત પાડતા. પ્રસંગોપાત એમ કરવા જતાં તેમને પોતાને પણ એક બે સપાટા સહન કરવા પડતા. એટલી ન્હાની વયમાં પણ તેઓ મુક્કાબાજી ( મુષ્ટિ યુદ્ધ ) કરવામાં બહુ કુશળ હતા. તેથી સર્વને પોતાના કહેવા પ્રમાણે વર્તવાની સહજે ફરજ પાડી શકતા. જે ના માને તેને મુષ્ટિ પ્રહાર! ના માને તો જાય ક્યાં? તેઓ પોતાના શિષ્યોને કહેતા કેઃ " હું બાલ્યાવ-

સ્થામાં બહુ તોફાની અને સાહસિક હતો. તેમ ન હોત તો એક પાઈ પણ લીધા વગર હું આખી દુનિયા ફરીને પાછો આવી શકત ખરો કે ?"

લૌકિક ભાષામાં તોફાની અને સાહસિક શબ્દોના ગમે તે અર્થ કરવામાં આવે પરંતુ વાસ્તવિક રીતે જોતાં બાલ્યાવસ્થાથી જ તેમના ચરિત્રમાં આત્મશક્તિના અનુભવને લીધે ખરી નિર્ભયતા અને ચંચળતાનો આભાસ સ્ફુરણ પામ્યો હતો.

બાલ્યાવસ્થાને ઉચિત એવી ચપળતા સિવાય એક બીજી મહત્તર વૃત્તિ નરેન્દ્રનાથમાં જોવામાં આવતી. તે વૃત્તિનું નામ "દયા." તેમનાં જનની પુણ્ય શીલ–પવિત્ર–ભુવનેશ્વરી માતા અતિશય કરૂણ હૃદયનાં હતાં. નરેન્દ્રનાથે પોતાનું કરૂણ–કોમળ હૃદય પોતાની માતા પાસેથી પ્રાપ્ત કર્યું હતું. એક ક્ષુદ્ર બનાવનો આ સ્થળે ઉલ્લેખ કરી ભુવનેશ્વરી માતાના દયાળુ હૃદયનો પરિચય કરાવીશું. નરેન્દ્રનાથના પિતાએ એક ગીરવી રાખેલી જમીન સહધર્મિણીને નામે ચઢાવી આપી હતી. રંકાવસ્થામાં આવી પડેલા એક મુસલમાને એ સમ્પતિ તેમની પાસે ગીરવી મૂકી હતી, પરંતુ તેમને ઋણ ચુકવી આપવાની મુદત થઇ તે સમયે પૂરતા રૂપિયા એકત્ર નહિં કરી શકવાથી અતિશય ચિન્તાગ્રસ્ત થઈ તેણે કરૂણ સ્વરે સર્વ હકિગત ભુવનેશ્વરી માતાને નિવેદન કરી. તેના અનાહાર પિડિત મલિન મુખની ભય–ચકિત કરૂણ પ્રાર્થના ઉચ્ચ અંતઃકરણનાં–દયાળુ રમણીના હૃદયને સ્પર્શ કરવા શકિતમાન થઇ અને તેની દયાજનક સ્થિતિનું વર્ણન સાંભળતાંજ તેમનું હૃદય પીગળી ગયું. તેની રંકાવસ્થા ઉપર દેવીને દયા ઉપજી. તેમણે વિશેષ વાતચિત નહિં કરતાં તુર્તજ ગીરવી–ખત લાવી મુસલમાન ગૃહસ્થને પાછું આપી દીધું ! લ્હેણા પૈસા છોડી દીધા ! મુસલમાનનું મલિન મુખ આનંદ પ્રફુલ્લિત !

નરેન્દ્રનાથ–સ્વામી વિવેકાનંદજી–પણ દયાના વિષયમાં સંપૂર્ણ રૂપે પોતાની જનની જેવા જ સ્વભાવના હતા. પોતાની સાથે રમનાર સમાન વયના મિત્રોને તેઓ જીવની પેઠે ચ્હાતા. તેમના પર અતિશય પ્રેમ રાખતા. તે બધામાંથી કોના ઉપર તેમનો વિશેષ પ્રેમ છે, એ જાણવા માટે

બાળકોમાં પરસ્પર મ્હોટો વાદવિવાદ થતો. પ્રત્યેક મિત્રો એમજ જાણતા કે તેઓ અમને જ સૌથી વિશેષ ચ્હાય છે, રમતી વખત કોઇને વાગતું કે બીજી ઇજા થવાનું જાણતાં તેજ ક્ષણે રમત બંધ રાખી નરેન્દ્રનાથ તેની સેવા–શુશ્રુષા કરવા મંડતા. એક વખત વિશ પચિશ બાળક મિત્રોને સાથે લઇ તેઓ ગામ બહાર મેદાનમાં કિલ્લો જોવા નીકળ્યા. તેમાંના એક બાળકનું સહજ શરીર બગડયું હશે છતાં અન્ય બાળકો તે બિચારાને ઢોંગી કહી તેની મશ્કરી કરતા શહેર બહાર જતા હતા. પેલો વ્યાધિગ્રસ્ત બળહીન બાળક ધીમે ધીમે પાછળ પાછળ ચાલતો હતો. નરેન્દ્રનાથ પણ અન્ય બાળકોની પેઠે ઉચ્ચ હાસ્ય કરી ગગન ગજાવતા સૌના આગળ આગળ ચાલતા હતા. એકાએક તેમના મનમાં એવોજ વિચાર સૂજ્યો કે પાછળ ચાલતો છોકરો વ્યાધિગ્રસ્ત છે. તેજ ક્ષણે તેઓ પાછા ફર્યા, થોડે વેગળે જતાં જ તેમણે જોયું કે: તે બાળક રસ્તાની એક બાજુએ બેસી રહ્યો છે. તેના શરીરમાં સખ્ત તાવ ચઢયો હોવાથી તે થર થર કમ્પાયમાન થઈ રહ્યો છે તેજ ક્ષણે તેમણે તેને ખભે ઉંચકી લઇ ગાડીમાં બેસાડી તેને ઘેર પહોંચાડી દીધા પછી રમવાને સ્થળે ચાલ્યા ગયા. તેમના એવા ઉચ્ચ ગુણને લીધે જ અન્ય બાળકો તેમને વશીભૂત થયા હતા અને પ્રત્યેક કાર્યમાં તેમની આજ્ઞા માન્ય કરતા.

એ સમયે જ એક દિવસ નરેન્દ્રનાથે એક બાળક અને તેની માતાનું એક ભયંકર આફતમાંથી રક્ષણ કર્યું હતું. અકસ્માત્ તે માતા–પુત્ર ઉપર એક ઘોડાગાડી આવી પડવાથી તે બન્ને ગભરાઇ સ્તબ્ધ થઇ ગયાં હતાં. પરંતુ વીર નરેન્દ્રનાથે તુર્ત જ ત્યાં દોડી જઇ એક હાથે બાળકને અને બીજે હાથે તેની માતાને પકડી ઝટ ખસેડી લીધાં હતાં. આ કામ તેમણે બહુ જ ચપળતાથી કર્યું હતું, આંખ મીંચીને ઉઘાડતામાં તો બનાવ બની ગયો. ચપળ નરેન્દ્રે માતા–પુત્રને મૃત્યુના મુખમાંથી બચાવી લીધાં તેથી તેઓ તેમને અનેક ધન્યવાદ અને આશીર્વાદ આપવા લાગ્યાં. અનેક લોકોએ તેમને સાબાસી આપી હતી.

વિપદમાંથી પારકાનું રક્ષણ કરવાના પરોપકારી કાર્ય સમયે નરેન્દ્ર-

નાથ કદી પણ પોતાના ઉપર વિપદ આવી પડવાનો ભય રાખતા નહિ. પોતાનો જીવ ભયમાં નાંખીને પણ પારકાનું રક્ષણ કરવામાં તેઓ શૂરા હતા.

તેમની સાથે વિદ્યાભ્યાસ કરનાર મિત્રોને તેઓ પ્રાણથી અધિક ચ્હાતા તેજ પ્રમાણે તે મિત્રો પણ તેમના ઉપર પ્રેમ રાખતા. તેનું મુખ્ય કારણ એ હતું કે: જે ગુણ વડે બાલ્યજીવનમાં પૂર્ણ પરિવર્તન અને સાર્થકતા થાય તેમ હતું તે તેમનામાં પૂર્ણરૂપે હતા. અતિશય ચંચળતા, ક્રીડા, કૌતુક, રહસ્ય, હાસ્ય–પરિહાસ્ય વગેરે જે સર્વ કમનીય ભાવવડે બાલ્યજીવનની પરિપુષ્ટિ થાય એમ હતું તે સર્વ તેમનામાં યોગ્ય પ્રમાણમાં વિકસિત થયા હતા. પોતાના ક્લાસના પ્રત્યેક છોકરાઓને નરેન્દ્રનાથ, એકાએક મશ્કરીના ઉપનામથી બોલાવતા હતા! એ બનાવટી નામમાંનાં કેટલાંક તેમની કલ્પના–પ્રવીણ મસ્તકમાંથી જન્મ પામ્યાં હતાં અને કેટલાંક વિવિધ ઉપકથા અને ઉપન્યાસ વગેરેમાંથી તેમણે શોધી કહાડેલાં હતાં !

પૂર્વે કહેવામાં આવ્યું છે કે: નરેન્દ્રનાથ બાલ્યાવસ્થામાં બહુ તોફાની હતા. એ તોફાનીપણાને લીધે જ બાળક મંડળીનાં સર્વ સાથીઓ તેમના ઉપર અતિશય પ્રેમ રાખતા. ભણવા લખવા તરફ તેમને સામાન્ય પ્રેમ હતો. કારણ કે નિત્ય જે પાઠ શીખી નિશાળમાં શિક્ષકને આપવાનો હોય તે તૈયાર કરવામાં તેમને એક કલાકથી અધિક સમય લાગતો નહિં. બાકી રહેલો સર્વ સમય તેઓ કેવળ નવીન રમતો શોધવામાં અને હાસ્યવિનોદ કરવામાં વ્યતીત કરતા. બપોરે અર્ધાકલાકની પાણી પીવાની રજામાં ખાવાનું લેવા માટે જે પૈસા મળતા તે સર્વ વિદ્યાર્થિઓના એકત્ર કરતા અને તેમાંથી પેપરમીટ, મિઠાઇ અથવા નવાં બૉલ, બૅટ ખરીદતા. બહુ ન્હાની વયમાં જ તેઓ ક્રિકેટ રમવામાં હોંશિયાર બની ગયા હતા, વર્ષના નવ મહિના એ પ્રમાણે રમતો રમી પરીક્ષાને બે ત્રણ મહિના રહેતા તે વખતે વિદ્યાભ્યાસમાં સારી પેઠે ચિત્ત પરોવતા. આટલી વયમાં ઇતિહાસ, સંસ્કૃત અને અંગ્રેજી ભાષા, એ સર્વ તેમણે ઉત્તમ રીતે શીખી લીધાં હતાં. પરંતુ અંકગણિત શીખવા તેઓ તદ્દન નારાજ હતા. એ વિષયમાં તેઓ પોતાના પિતાના જેવા જ હતા. ગણિતશાસ્ત્ર માટે તેમના પિતા કહેતા કે:

"એ તો ગાંધીની વિદ્યા! એમાં તે શું?" પ્રથમ કેટલાંક વર્ષ મેટ્રોપોલિટન સ્કુલમાં વિદ્યાભ્યાસ કરતાં હતા તે સમયે તેમને અજીર્ણનો વ્યાધિ લાગુ પડવાથી તેમનું શરીર અત્યંત જીર્ણ થઇ ગયું હતું. તેમ છતાં બાળક–બુદ્ધિને લીધે જે ખોરાક–એ વ્યાધિને–અહિતકર હોય તે જ લાગ મળતાં ખાવામાં તેઓ આનંદ માનતા!

કલાસમાં કોઇ નૂતન વિદ્યાર્થી પ્રવેશ કરતાં જ નરેન્દ્રનાથ સૌથી પહેલાં તેને એવો જ પ્રશ્ન કરતા કેઃ તેનો કોઇ પૂર્વ પુરૂષ સાધુ સન્યાસી થયા હતા કે નહિં? બાલ્યાવસ્થાથી જ સન્યાસ–જીવન ઉપરનો તેમનો પ્રેમ તેમના હૃદયમાંથી કોઇપણ સમયે જરા પણ ઓછો થતો નહતો. સગવડ મળતાં જ સન્યાસી થવું એ તેમના મનમાં ને મનમાં જ રમ્યા કરતું હતું. બાલ્ય–સ્વભાવને વશ થઇ મિત્રોને પણ તેઓ કહેતા કેઃ મ્હોટા થતાંજ હું સન્યાસી થઇશ. અમુક અમુક સ્થળે ફરીશ અને અમુક અમુક કાર્યો કરીશ. વગેરે" કવચિત્ સમયે બાળકો એકત્ર થઇ પરસ્પર એક બીજાનો હાથ જોતા, પરંતુ હાથ જોવાની વિદ્યામાં તો નરેન્દ્રનાથ ઉસ્તાદ જ હતા. પોતાનો હાથ જોઇને પોતે જ કહેતા કેઃ "હું સાધુ થઇશ. એમાં જરા પણ સંદેહ નથી. મ્હારા હાથમાં સન્યાસી થવાની એક મ્હોટી રેખા છે." એમ કહી તેઓ કેટલીક હસ્તરેખાઓ મિત્રોને બતાવતા. એક વૃદ્ધ પુરૂષે કહ્યું હતું કેઃ "એના જન્મમાં સન્યાસયોગ લખેલો જણાય છે." નરેન્દ્રનાથ સન્યાસી થશે એ જાણી બીજા બાળકો પણ સન્યાસી થવાની ઇચ્છા દર્શાવતા. ત્યારપછી મ્હોટા મ્હોટા સાધુઓ શું કરતા હશે તેની વાતો કરતા. પ્રત્યેક બાળકો પોતાની કલ્પનાના બળવડે કલ્પિત કાર્યનાં વર્ણન કરતા. કોઈ બોલતા કેઃ "સાધુઓ આમ કરે છે અને સાધુઓ તેમ કરે છે." પરંતુ નરેન્દ્ર કહેતા કેઃ "તમે કોઇ જાણતાજ નથી. મ્હોટા મ્હોટા સાધુ–સન્યાસીઓ તો હિમાલય ઉપર નિવાસ કરે છે. તે સર્વ સ્થાને મનુષ્યો જઇ શકે નહિ, કૈલાસ પર્વત ઉપર તેમની સાથે નિત્ય શંકર-ભગવાનનો સાક્ષાત્કાર થાય છે. તમારે જો સન્યાસી થવું હોય તો એ સર્વ પહાડ અને જંગલોમાં જઇ એવા મહાત્માઓને પગે લાગવું જોઇએ. ત્યાર-

પછી તેઓ એક લાંબા વાંસ ઉપર નિદ્રા લેવાનું કહે છે. જો તેના ઉપર શયન કરી કોઇ નિદ્રા લઇ શકે તો તેને ભગવાં પહેરાવી ચેલો બનાવી લે છે. "

અહા ! બાલ્યાવસ્થાની કલ્પના કેવી સરલ! કેવી મધુર!

નરેન્દ્રનાથના એક સહાધ્યાયી મિત્રના ઘરમાં ચંપાનું એક વૃક્ષ હતું. જ્યારે તેમને કાંઇ ઠીક લાગતુ નહિં ત્યારે તે ચંપાના વૃક્ષની ડાળ સાથે પગ બાંધી માથું નીચું કરી તેઓ હીંચકા ખાવાનું નરેન્દ્રને બહુ પસંદ પડતું. અરે! મધ્યાહ્નના સખ્ત તાપમાં પણ એ પ્રમાણે હીંચકા ખાવાની તેમને ઇચ્છા થતી. ચંપાનું ફુલ મહાદેવજીને બહુ પ્રિય હોય છે. નરેન્દ્રને પણ તે બહુ પ્રિય હતું. એક દિવસ તેઓ ઉપરોક્ત પ્રકારે વૃક્ષ નીચે હીંચકા ખાઇ રહ્યા હતા એટલામાં સહાધ્યાયી મિત્રના વૃદ્ધ દાદા નરેન્દ્રનો કણ્ઠસ્વર સાંભળી તે સ્થળે ઉપસ્થિત થયા. આટલા નહાના બાળકને આવી વિપદ્જનક અવસ્થામાં વૃક્ષની ઉચ્ચ શાખાએ હીંચકા ખાતાં જોઇને અને ચંપાના પુષ્પોની શોચનીય અવસ્થા જોઇ વૃદ્ધે વ્યાકુળ થઇ નરેન્દ્રને વૃક્ષ પરથી નીચે ઉતરવા અને ભવિષ્યમાં પુનઃ વૃક્ષ ઉપર ચઢવાનો નિષેધ કર્યો. નરેન્દ્રે પૂછ્યું કેઃ " એ વૃક્ષ ઉપર ચઢવાથી શું થાય ? " વૃદ્ધે કહ્યુંઃ " એ વૃક્ષ ઉપર એક બ્રહ્મરાક્ષસ રહે છે. તેનું મુખ બહુ ભયંકર છે. મધ્યરાત્રે એક સફેદ ચાદર ઓઢી તે બધે ફરે છે. " બ્રહ્મરાક્ષસ રૂપી ભૂતની અદ્ભૂત વાર્તા સાંભળી નરેન્દ્ર આશ્ચર્ય પામી વિચારવા લાગ્યા કેઃ " ભૂત આપણને શું કરે વારૂ? એ પ્રમાણે ફરવા સિવાય તે બીજું કાંઇ કામકાજ કરતો હશે કે નહિં ? વગેરે. " એ સમયે વૃદ્ધે પુનઃ કહ્યુંઃ " જે માણસ ચંપાના વૃક્ષ ઉપર ચઢે છે તેનું ગળું રાક્ષસ મરડી નાંખે છે. " નરેન્દ્રે તે સમયે તો કંઇ કહ્યું નહિ. થોડીવાર પછી વૃદ્ધે જાણ્યું કે જુલાબ લાગ્યો ખરો! એમ કહી મનમાં ને મનમાં જ હસતા હસતા ત્યાંથી ચાલ્યા ગયા કે તુર્ત જ નરેન્દ્ર પુનઃ ચંપાના વૃક્ષ ઉપર ચઢયા. એ તે કાંઇ બીજાં બ્હીકણ છોકરાં જેવા હતા ? વીર નરેન્દ્રને એવા પ્રયોગો કરવા ગમતા, તેથી જ વૃક્ષ ઉપર ચઢયા હતા. તેમની ઇચ્છા હતી કેઃ બ્રહ્મરાક્ષસ દેખા દે તો તેના ઉપર મંત્ર રેડીને તેને વશ કરવો, પણ તેમના સહાધ્યાયી મિત્રે કહ્યું કેઃ " ના, ના,

એવું કામ કરતો નહિં. તેમ કરશે તો તે રાક્ષસ ત્હારૂં ગળું મરડી નાંખશે." મિત્રને ભય પામેલો જોઇ નરેન્દ્ર ઉચ્ચ હાસ્ય કરી ઉઠયા અને બોલ્યા કેઃ " તું કેવો બ્હીકણુ છોકરો છે! કોઇએ કંઇ વાત કહી તે શું સાચી માની લેવી? જો એ વૃદ્ધની બ્રહ્મરાક્ષસની વાત સાચી હોત તો અનેક વખત હું વૃક્ષ પર લટકયો તે વખતે તેણે મ્હારૂં ગળું કેમ મરડી નાખ્યું નહિ? એ તો ગપાટા ભાઈ ગપાટા!"

કદાચ એ તો અવશ્ય એક બાળકની વાર્તા જ કહી શકાશે. હજી પણ અનેક બાળકો સંબંધી એવી અથવા એથી પણ સારી વાર્તાઓ સાંભળવામાં આવશે. પરંતુ એમાં ધ્યાન ખેંચાય એવો વિષય માત્ર નરેન્દ્રનો ઉત્તર જ છે કેઃ "કોઇએ કંઇ વાત કહી તે શું સાચી માની લેવી?" એ વિચાર તેમને મુખેથી નિત્ય સાંભળવામાં આવતા. તેઓ વિચાર કર્યા વિના અંધની પેઠે કોઈ પણ વસ્તુ ઉપર વિશ્વાસ રાખવાના મહાન્ વિરોધી હતા. ઉત્તર વયમાં તેઓ કહેતા કેઃ–" પુસ્તકમાં લખ્યું છે તેથી તે સત્ય હોવું જોઇએ એમ જાણી કોઇ પણ વસ્તુને સત્ય માનશો નહિં. અમુક મનુષ્યે કહ્યું છે તેથી તે સત્ય હોવું જોઇએ એમ જાણી એકાએક તે વસ્તુને સત્ય માની લેશો નહિં. સત્ય એ શું છે તેનું સાચું સ્વરૂપ જાણવા માટે તમે પોતે જ યત્ન કરજો. એનું જ નામ સત્ય પ્રાપ્તિ અથવા સત્ય-લાભ માનજો."

ઉપરોકત સહાધ્યાયી મિત્રના પિતા નરેન્દ્રનાથ ઉપર બહુ પ્રેમ રાખતા, અને ભવિષ્યમાં તે એક સુવિખ્યાત મનુષ્ય થશે એવો તેમને વિશ્વાસ હતો. એક દિવસ નરેન્દ્રને ઉપરોકત મના કરેલા ચંપાના વૃક્ષ નીચે હીંચકા ખાતાં જોઇ વૃદ્ધે તેને પોતાની પાસે બોલાવી કહ્યું કેઃ " છોકરા, તું સમસ્ત દિવસ ઘેરેઘેર ભટકી આ પ્રમાણે રમતો ફરતો હશે એમ ધારૂં છું! તું વિદ્યાભ્યાસ કરે છે ખરો કે?" નરેન્દ્રે ઉત્તર દીધોઃ " જી, હા, હું બન્ને કામ કરૂં છું. રમું છું અને ભણું છું પણ ખરો." તેજ વખત વૃદ્ધે પરીક્ષા લેવાનું શરૂ કર્યું. તેમણે ભૂગોળ, અંકગણિત, કવિતા બોલવી વગેરે પૂછયું. સર્વ વિષયની પરીક્ષા લેવામાં આવી. નરેન્દ્રે ચટ્ ચટ્ બધા પ્રશ્નના ઉત્તર દીધા. પરીક્ષક ગૃહસ્થે અત્યંત ખુશી થઇ કહ્યુંઃ "સાબાશ, સાબાશ. સારી વાત

છે. વારૂ પણ ત્હારી દેખરેખ કોણ રાખે છે? ત્હારા પિતા તો લાહોરમાં છે." નરેન્દ્રે ઉત્તર દીધો: "હા, પિતાજી લાહોર છે એ ખરૂં પણ માતા તો અહિં છે ને! તે મ્હને શિખવે છે, શિખામણ આપે છે અને હું પોતે પણ વિદ્યાભ્યાસ કરૂં છું." તે ગૃહસ્થે તેને વિશેષ નહિં કહેતાં મનમાં ને મનમાં જ કહ્યું કે: "ધન્ય છે. વખત આવતાં જ તું ઉત્તમ પુરૂષ નિવડશે. ત્હારી ઉન્નતિ થશે. હું અંતઃકરણપૂર્વક ત્હને આશીર્વાદ આપું છું." એ સમયથી જ તેઓ નિત્ય નરેન્દ્રની ખબર કાઢતા અને તેના જીવનની નીતિ રીતિ ઉપર વિશેષ આગ્રહ પૂર્વક લક્ષ્ય રાખતા.

નરેન્દ્રનાથનું વય જે સમયે નવ દશ વર્ષનું હતું તે સમયે બનેલા એક બનાવથી તેમના સાહસનો વિશેષ પરિચય થાય છે.

એ સમયે એક દિવસ તેઓ કેટલાક સહાધ્યાયી મિત્રોને સાથે લઇ મેટે બુરૂજમાં લખનૌના ભૂત પૂર્વ નવાબ વાજિદઅલિ શાહની પશુશાળા જોવા જવા માટે ચાંદપાળ ઘાટેથી હોડીમાં બેઠા. પશુશાળા જોઈ પાછા ફરતી વખત એક બાળકનું શરીર ઠીક નહિં હોવાથી તેને હોડીમાં જ ઉલટી થઇ. એમ થવાથી મુસલમાન માછીઓ બાળકો પર અત્યંત ગુસ્સે ભરાઇ તે પોતાને હાથે સાફ કરવાની હઠ લઇ બેઠા. પરંતુ બાળકોએ બીજા કોઇ દ્વારા સાફ કરાવી લેવા કહ્યું અને તેને બદલે બમણું ભાડું આપવા કબૂલ્યું. માછીઓએ તે કબૂલ નહિં કરતાં ઉલટીની જગા તુર્ત જ સાફ કરી નાંખવા વારંવાર આગ્રહ કર્યો. બાળકોએ તેમ કરવા ના પાડી એટલે મુસલમાન માછીઓ બાળકોને ગાળો દઇ તિરસ્કાર કરી હોડી કિનારે નહિં લઇ જવાનો ભય બતાવવા લાગ્યા. બન્ને વચ્ચે બોલાબોલી થતાં છેવટે બન્ને પક્ષ બાથંબાથ આવવાની તૈયારી થઇ અને કિનારા ઉપર જેટલા માછી હતા તે સર્વે એક સંપ થઇ બાળકોને મારવા તૈયાર થયા. બધા વિપદમાં પડ્યા. બધાંમાં નરેન્દ્રનાથ વયમાં ન્હાનો હતો. હોડી કિનારા નજીક ચક્રાવો ફરી કિનારે થોભવાની તૈયારીમાં હતી એટલામાં નરેન્દ્રનાથ ઝપાટા બંધ કૂદકો મારી કિનારે ઉતરી પડ્યો અને શું કરવું તેનો વિચાર કરતો કરતો ઉભો હતો એટલામાં થોડે વેગળે બે ગોરા પુરૂષો હવા ખાવા

મેદાન તરફ જતા હતા. એ જોઇ તેમણે ત્યાં દોડી જઈ ભાંગી તુટી અંગ્રેજી ભાષામાં પોતાની પરિસ્થિતિ તેમને નિવેદન કરી. બન્ને પલટનના ગોરા સોલ્જરો હતા. મધપાન કરી લથડતા લથડતા આવતા હતા. પરંતુ નરેન્દ્રનો સરલ વિશ્વાસ અને સાહસ જોઇ તેમણે હસતાં હસતાં અભયદાન આપતાં કહ્યું: "All right my boy, All right my boy, don't you worry." નરેન્દ્રે પોતાના ન્હાના નાજુક હાથ વડે એક સોલ્જરનો હાથ ઝાલ્યો અને તેના લથડતા પગને યોગ્ય માર્ગે ચાલવાની સગવડ કરી તેને હોડીની પાસે લાવી ઉભો રાખ્યો. માછી, ખલાસી અને બાળકો, તેમને જોતાં જ સ્તબ્ધ થઇ ગયા! એક તો તેઓ સાહેબ, તેમાં વળી ગોરા અને અધુરામાં પૂરૂં દારૂડીયા! માછીઓ તો તેમને જોતાં જ બ્હી ગયા હતા. ગોરાઓએ હાથમાંની સોટીયો ઉંચી કરી કઠોર કણ્ઠે કહ્યું: "આભિ લેડકા લોગકો ઉતરને દેઓ નહિં તો માર ડાલેગા." એટલે માછીઓ "અચ્છા સાહેબ, બહુત આચ્છા સાહેબ, આભિ સાહેબ" બોલતા બોલતા તુર્તજ હોડી કિનારે લાવ્યા અને બધા ભય પામી પોત પોતાની હોડીમાં ચાલ્યા ગયા. નરેન્દ્રનાથની વર્તણુકથી બન્ને સાહેબો તેના ઉપર એટલા બધા ખુશી થયા હતા કે: તેને તે દિવસે પોતાની સાથે નાટક જોવા આવવાનો આગ્રહ કર્યો પરંતુ તેમણે તે માંગણી ઉપકાર સહિત ના પાડી અને કૃતજ્ઞતા પૂર્ણ હૃદયે મિત્રો સાથે ઘેર વિદાય થયા.

નરેન્દ્રનાથના સાહસનો પરિચય મેળવવા તેમના બાલ્ય જીવનના એક બે બીજા બનાવો પણ આ સ્થળે પ્રકટ કરવામાં આવે છે? ભૂત પૂર્વ શહેનશાહ સપ્તમ ઍડવર્ડ જે વર્ષે પ્રિન્સ ઑફ વેલ્સ થઇ ભારતવર્ષમાં પ્રવાસ કરવા પધાર્યા હતા, તેજ વર્ષમાં વિલાયતથી "સિરાપિસ" નામક "ટ્રૂપ સૅાટ" જાતની એક મ્હોટી લશ્કરી સ્ટીમર કલકત્તાના બંદરમાં આવી હતી. તે સમયે નરેન્દ્રનું વય માત્ર ૧૧ વર્ષનું હતું. નરેન્દ્રના મિત્રોએ હઠ લીધી કે: એ સ્ટીમર જોવા જવુંજ જોઇએ. સ્ટીમર જોવા માટે બંદરના ઉપરી અધિકારી સૅાહેબનો પાસ જોઇએ. નરેન્દ્ર કોઇ પણ કાર્યમાં પાછું પગલું "' તેઓ ચૌરંગીમાં ઉપરી સાહેબની ઑફિસમાં પહોંચ્યા

પણ એમના જેવા ન્હાના બાળકને જોઇ પહેરેગીર ચપરાશીએ આંખો ચઢાવી તિરસ્કાર કરતાં કહ્યું કે: "ચાલ્યો જા અહિંથી! સાહેબ જોડે વાત કરનાર મ્હોટો માણસ આવ્યો છે તે! જોયો ત્હને! લશ્કરી સ્ટીમર જોવી છે તે જાણ્યું! ન્હાસી જા!" ચપરાશીની ધમકીથી પ્રથમ તો નરેન્દ્ર જરા ગભરાયા પરંતુ તે માત્ર એક ક્ષણને માટે જ! થોડી વારમાં જ તેમનું મુખ તેજસ્વી થઇ ઉઠ્યું. ઓફીસના પાછલા વિભાગમાં એક લોઢાની નિસરણી જોતાંજ તેમણે કલ્પના કરી કે: કદાચ એ રસ્તેથી જ સાહેબની ઑફિસમાં જવાતું હશે. જ્યાં વિચાર થયો કે તુર્તજ તેમણે ચપરાશીની નજર ચુકવી ઝટ નિસરણી ઉપર ચઢવા માંડ્યું. વાર કેટલી? ઉપર જતાં જ જોયું કે: યોગ્ય સ્થળે જ પહોંચ્યા છીએ. ધીમેથી પડદો ખસેડી ઓરડામાં પ્રવેશ કર્યો. ઑફિસમાં બીજા પણ ઘણાં માણસો ઉભા હતા. બધા સ્ટીમર જોવાની અરજી લઇને સાહેબ પાસે આવ્યા હતા. નરેન્દ્ર પણ ઉભા રહી વાટ જોવા લાગ્યા. તેમણે પ્રથમથી જ અરજી લખી ગજવામાં રાખી હતી. પોતાનો વારો આવતાંજ તેમણે પોતાની અરજી સાહેબના હાથમાં મૂકી. સાહેબે આનાકાની કર્યા વગર તેના ઉપર પોતાની સહી કરી. તે લઇને નરેન્દ્રનાથ પાછલે રસ્તે નહિં જતાં બધા લોકોની સાથે જ મ્હોટે રસ્તે ઉતર્યા. પેલો ચપરાશી સિપાહી તેમને જોઇ સ્તબ્ધ બની ગયો! આશ્ચર્ય પામ્યો! તેણે પૂછ્યું: "તુમ કિસ તરહસેં ઉપર મે ગિયા થા?" નરેન્દ્રનાથે જરા મશ્કરીના રૂપમાં મ્હો મરડી કહ્યું: "હામ જાદુ જાનતા." એમ કહી તેના ઉપર નેત્ર કટાક્ષ ફેંકી ઘેર ચાલ્યા ગયા!

રામકૃષ્ણ મિશનના અધ્યક્ષ અને રામકૃષ્ણ મઠના ચાલક વિવેકાનંદજીના ગુરૂબંધુ સ્વામી સારદાનંદજી એ સમયના જ એક બનાવનું વર્ણન કરતાં લખે છે કે: "સિમુલિયા મહોલ્લાના બાળકોને કસરત શિખવવા માટે તે સમયે કૉર્નવૉલિસ સ્ટ્રીટ (કલકત્તા) માં એક જિમનેસ્ટિક અખાડો હતો. હિન્દુ મેલાના પ્રવર્ત્તક શ્રીયુક્ત નવગોપાલ મિત્રે જ તેની સ્થાપના કરી હતી. પોતાના ઘરની નજીક હોવાથી નરેન્દ્રનાથ નિત્ય ત્યાં આવી સમાન વયના બાળકો સાથે કસરત શીખતા. મહોલ્લાના લોકોને

મિત્ર મહાશય સાથે પ્રથમથી જ પરિચય થયલો હોવાથી તેમનેજ અખાડાની વ્યવસ્થા સોંપવામાં આવી હતી. અખાડામાં એક દિવસ એક લાકડાનો ટ્રાપિજ ( હિંડોળો ) દાટવા માટે બાળકો અતિશય યત્ન કરી રહ્યા હતા. તેના જાડા સ્તંભ ઘણા ભારે હોવાથી થાંભલા ઉભા કરી શકાતા નહિ. બાળકોની એ મહેનત જોવા રસ્તામાં અનેક માણસોની ઠઠ જામી હતી. પરંતુ કોઇ તેમને સહાયતા કરવા અગ્રસર થતા નહિં: લોકોની વચમાં એક બળવાન અંગ્રેજ સેલર ( ખલાસી ) ને ઉભેલો જોઇ નરેન્દ્રનાથે તેને સહાય કરવા આગ્રહ કર્યો. તેણે પણ આનંદ પુર્વક હા કહી બાળકો સાથે મહેનત કરવા માંડી. બાળકો દોરડાં વડે ટ્રાપિજનો ઉપલો ભાગ બાંધી ઉંચો કરવા લાગ્યાં અને સાહેબે તે કાષ્ટ સ્તંભના બે પગ, ધીમે ધીમે ખાડામાં સેરવવા માંડયા. આ પ્રમાણે કામ સુંદર રીતે ચાલતું હતું એટલામાં એકાએક દોરડું ટૂટી ગયું તેથી ટ્રાપિજના સ્તંભ પુનઃ પૃથિવિ ઉપર પડયાં. તેનો એક પગ એકાએક ખાડામાંથી નીકળી જવાથી સાહેબના કપાળે સખ્ત આઘાત થયો. સાહેબ તો ચક્કર ખાઇ ચૈતન્યહીન થઇ ભોંય પર પડયો. સાહેબ અચેતન થયો હતો. તેના કપાળના ઘામાંથી અનરગળ લોહી નીકળતું હતું. એ જોઇ બધા જીવ લઇને ન્હાસી ગયા. માત્ર નરેન્દ્રનાથ અને તેમના બે ત્રણ ગાઢ મિત્રો ત્યાં ઉભા રહી વિપદમાંથી ઉદ્ધાર પામવાનો ઉપાય શોધવામાં રોકાયા હતા. નરેન્દ્રનાથે પોતાનું ધોતિયું ફાડી તેને પાણીમાં પલાળી સાહેબને કપાળે ઘા ઉપર ઝટ બાંધી દીધું. તેના મુખ ઉપર પાણી છાંટી, પવન નાંખી ચેતન લાવવાનો યત્ન કરવા મંડયા. થોડી વાર પછી સાહેબને ચેતન આવતાં જ તેને બધાએ ઉંચકી સ્હામેની ટ્રેનિંગ એકેડેમિ નામક સ્કુલનાં એક ઓરડામાં લઇ જઇ શયન કરાવી નવ ગોપાળ બાબુને એક ડાકટર લઇ ઉતાવળે આવવા સમાચાર મોકલ્યા. ડાકટર આવ્યા. તેમણે ઘા તપાસી કહ્યું: ઘા અસાધ્ય નથી. એક અઠવાડિયા સુધી ઉપચાર કરવાથી મટી જશે. નરેન્દ્રનાથની સેવા શુશ્રૂષા અને ઔષધ–પથ્યાદિની સહાયતા વડે સાહેબ એટલા વખતમાં જ સાજા થઇ ગયા. તે સમયે મહોલ્લાના કેટલાક શ્રીમંત સદ્‌ગૃહસ્થો પાસેથી ઉઘરાણું કરી તે રકમ નરેન્દ્રે

સાહેબને અર્પણ કરી વિદાય કર્યો. વિપદમાં આવી પડયા પછી ગભરાયા વિના તેમાંથી મુક્ત થવા અને તે વખતે ચિત્ત શાંત રાખી કાર્ય કરવા જેવા અનેક બનાવો નરેન્દ્રનાથના બાલ્ય જીવનમાં બનેલા અમે સાંભળ્યા છે.”

નરેન્દ્રનાથ સર્વ પ્રકારે આદર્શ બાળક હતા, અથવા બીજા રુપમાં કહીએ તો તેમના સર્વ કાર્યમાં બાળક–મનુષ્ય–માત્રને શિખવા જેવા સદ્‌ગુણો જણાતા હતા. અન્ય બાળકોની પેઠે તેઓ પણ રમતા–કૂદતા એટલું જ નહિં પણ અન્ય બાળકો કરતાં કાંઇક વિશેષ રમતા પરંતુ એકાંતમાં તેમના હૃદય–પ્રદેશના ઉંડા ગુપ્ત વિભાગમાં અતિ ઉચ્ચ ભાવનાની ધારા સદા સર્વદા પ્રવાહિત થયાં કરતી, તે દેશ, કાલ અને પાત્રની હદ ઓલંગી જઇને કવચિત્ કવચિત્ જણાઇ આવતી. તે સમયે જાણે તેઓ બાળક નહિ પણ યુગ યુગાન્તરથી જ્ઞાનરાજ્યના એક પુરાતન પ્રવાસી હોય એમજ જાણી શકાતું. તેમની બાલ્યાવસ્થાની ધ્યાનાવસ્થામાં અથવા તન્મયત્વમાં, કેટલાક દેવતાઓ ઉપરના પ્રેમમાં, સન્યાસીઓ ઉપરની શ્રદ્ધામાં અને સન્યાસજીવન ગાળવાની આકાંક્ષામાં અમે એ જ્ઞાનધારા જોઇ શક્યા છીએ. એ પ્રત્યેક અવસ્થામાં, તેમના ઉત્તર–સન્યાસ જીવનનો આભાસ સ્પષ્ટ રીતે જોઇ શકાતો હતો. તેઓ પોતાનામાં એક વિશેષ પ્રકારની શક્તિનો અનુભવ કરતા. અને એવાં એવાં અદ્દભૂત દ્રષ્ય જોઈ શકતા કેઃ તેમની સમાન વયના બાળકોને એવાં દ્રષ્ય જણાતાં નહિં એમ જ માનવું પડશે. તે શક્તિ તેમના હૃદયના ઉંડા પ્રદેશમાંથી જન્મ પામી હતી. અંતઃકરણની એ ગૂઢ શક્તિ પ્રત્યેક ક્ષણે આત્મપ્રકાશ કરવા કોઇ એક માર્ગ શોધે છે એવો તેમને બાલ્યાવસ્થાના ક્ષુદ્ર સમયથી જ અનુભવ થતો. તેઓ બાહ્યરૂપમાં આટલા બધા ચંચળ જણાતા તે માત્ર હૃદયમાં અંતર્યુદ્ધ ચાલતું તેનું જ ફળ હતું. તે શક્તિ, આનંદ પ્રાપ્ત કરવાની આશાથી તેમની પ્રત્યેક ઇન્દ્રિયમાં અને પ્રત્યેક અવયવમાં દોડાદોડ કરતી અને રમવા કુદવા જેવા બહિર્વિષયમાં તેમને ઠેલીને લઇ જતી. પરંતુ વૈરાગ્ય–સિદ્ધ મહાપુરૂષનું મન, બાહ્ય વિષયોમાં કેટલો આનંદ પ્રાપ્ત કરે વારૂ ? તે જે રસ શોધી રહ્યા છે, જે આનંદ સાગરમાં ડૂબી રહેવા માટે યત્ન કરી રહ્યા છે, તેતો બાહ્ય જગત્‌માં છેજ

નહિ, તે તો આંતર પ્રદેશમાં જ છુપાઇ રહેલ છે, તેથી જ નરેન્દ્રનાથ-સ્વામી વિવેકાનંદજી-જે સમયે ધ્યાનમાં તન્મય થઇ જતા તે સમયની તૃપ્તિ આગળ રમવા-કુદવાની તૃપ્તિ તુચ્છ જ થઇ જતી. નિદ્રાવસ્થા થતાં પહેલાં જે અલૌકિક જ્યોતિઃ દર્શન થવાની વાત પૂર્વે લખવામાં આવી છે તેવાં દર્શન તો નિયમિત્ત થતાં જ હતાં પરંતુ તે ઉપરાંત એક વિષયનો ઉલ્લેખ આ સ્થળે કરવો ઉચિત્ જણાય છે. તેઓ ધ્યાન ધરવા બેસતા તે સમયે શરૂવાતમાં ન્હાનાં ન્હાનાં જ્યોતિબિંદુ જોઇ શકતા. જાણે અનેક આગીયા-પતંગિયા-નો પ્રકાશ હોય તેમ અનેક જ્યોતિબિંદુ જણાતાં, પરંતુ કેટલાક દિવસના અભ્યાસ પછી ન્હાના જ્યોતિબિંદુને બદલે એક મ્હોટા જ્યોતિઃ 'પિણ્ડમાંથી એક રશ્મિપૂર્ણ વાદળું' ઉડી આવતું જોવામાં આવતું. ક્રમે ક્રમે તે અતિશય ઉજ્જવળ થઇ ઉડતું અને તે ચતુષ્કોણ ક્ષેત્રનો આકાર ધારણ કરતું. એ જ્યોતિ દર્શન સાથે આધ્યાત્મિક રાજ્યમાં અગ્રેસર થવાનો જે ગૂઢ સંબંધ રહેલ છે તે પ્રત્યેક દિવ્યદૃષ્ટિ સંપન્ન મહાપુરૂષોના વાક્યથી સિદ્ધ થાય છે.

---

## પિતામાતાદ્વારા શિક્ષણ.

---

સન્તાનના જીવન ઉપર, સર્વ કરતાં પિતા માતાનો પ્રભાવ અધિક પડે છે તે સર્વના જાણવામાં જ છે. સ્વામી વિવેકાનંદજીના જીવનમાં પણ એ નિયમ-વિરૂદ્ધ કાંઇ જોવામાં આવતું નથી. સાધારણ રીતેજ બાળકો પિતા પાસેથી બુદ્ધિ-વૃત્તિ અને જ્ઞાનનો આદર્શ તથા માતા પાસેથી* હૃદયવૃત્તિ અને નૈતિક આદર્શ પ્રાપ્ત કરે છે તેમ છતાં કોઇક અમુક સ્થળે એ સિદ્ધાંતથી વિરૂદ્ધ ન્યુનાધિક પણ જોવામાં આવે છે. કેટલેક સ્થળે મનુષ્યમાં સંગતિથીજ ઉચ્ચ-નીચ ગુણ-અવગુણનો પ્રવેશ થતો જોવામાં આવે છે.

વિવેકાનંદજી પોતાના પિતાની વિદ્યા બુદ્ધિ, ગાંભીર્ય અને વિવેચના શક્તિને એટલી બધી શ્રદ્ધાની દૃષ્ટિએ જોતા કે જેથી અન્ય કોઇ પણ મનુ-

ધ્યને તેઓ પિતાના સમાન માનતાજ નહિ. તેમ છતાં કોઇ સમયે પિતાનું કોઇ કથન યુક્તિ સિદ્ધ નહિ જણાતું તેજ ક્ષણે તેઓ પિતાના મતનું ખણ્ડન કરી પોતાના મતનું મણ્ડન કરવાનો યત્ન કરતાં જરા પણ સંકોચ પામતા નહિ. એટલુંજ નહિ પણ તેમના ધાર્મિક જીવનનો માર્ગ દર્શાવનાર સદ્દગુરૂ પરમહંસદેવને પણ તેઓ પ્રથમ શરૂવાતમાં અભ્રાન્ત ધારતા નહોતા, અને જે સમયે તેમના મત સાથે પોતે મળતા થતા નહિ તે સમયે તત્ક્ષણાત્ સ્પષ્ટ વાકયદ્વારા તેમના વિરૂદ્ધ મત પ્રકટ કરતા, પરંતુ તેમના એવા મત વિરોધને કોઇ આત્મગર્વ રૂપ પ્રતિકૂલ આચરણ માની લેતા નહિ. એ કાંઇ પોતાનો મત સિદ્ધ કરવા માટે અન્ધવિદ્રોહિતા નહતી, પરંતુ એ તો માત્ર પોતાની માન્યતા—સત્યપરાયણતા—સત્યને માટે યુકિત સાથે યુક્તિનું દ્વંદ્વ હતું. તેઓ વિચાર કરીનેજ પ્રત્યેક પગલુ ભરતા. વિચાર કર્યા સિવાય કોઇનું પણ વાકય સત્ય માની લેતા નહિ. પોતાના વિચાર અને યુકિત પ્રમાણને અનુકૂળ જણાતું તેજ તેઓ સ્વીકારતા અને જે કાંઇ પ્રતિકૂળ જણાતું તેના વિરૂદ્ધ પોતાના સર્વ યુક્તિતર્કનો ઉપયોગ કરતા. તેમના પિતાના શિક્ષણને લીધેજ તેમનો એવો સ્વભાવ બંધાયો હતો. વિશ્વનાથબાબુએ પુત્રની બુદ્ધિ વૃત્તિનો વિકાશ કરવા માટે વિશેષ યત્ન કર્યો હતો. જે વિષયોની આલોચના દ્વારા જ્ઞાનની ગંભીરતા, વિચારની ગહનતા અને સુસંકલિત વિચારોની આવશ્યકતા જણાતી તે સર્વ વિષયોની લાંબો સમય સુધી ચર્ચા કરતા અને પુત્રને સ્વતંત્ર અભિપ્રાય દર્શાવવાની હંમેશાં તક આપતા. પોતાનો મત પુત્રને શિરે મૂકવાથી તેના ભારમાં કોમળ બુદ્ધિનું બાળક દબાઇ જઇ ધીમે ધીમે જડત્વ પ્રાપ્ત કરે છે એ તેઓ સારી પેઠે સમજતા. તેટલા માટેજ સ્મરણ શકિતના બળ વડે કેટલાક પુસ્તકો મોઢે ગોખી રાખવાના કાર્યને તેઓ શિક્ષણ માનતા નહિ. જે શિક્ષણ—જે જ્ઞાન વડે—સત્યાસત્યનો નિર્ણય કરવાની શક્તિ જન્મે અને વિચાર—બુદ્ધિ દ્રઢ થાય તે શિક્ષણને જ જ્ઞાન પ્રાપ્ત કરવાનું શ્રેષ્ઠ પગથિયું તેઓ સમજતા. શિક્ષણ કાર્યની પેઠેજ, પ્રત્યેક વિષયનાં મૂળ સૂત્ર સ્વામીજીએ પોતાના પિતા પાસેથી જ પ્રાપ્ત કર્યાં હતાં, અને સંકીર્ણતાની હદ ઓળંગી, ઉદાર દીર્ઘદષ્ટિ

દ્વારા સત્યનું અવલોકન કરવાનો તેમણે અભ્યાસ કર્યો હતો. એ પ્રમાણે જ પ્રત્યેક વસ્તુનો માત્ર બાહ્ય દેખાવ નહિ જોતાં તેનો તલ–પ્રદેશ–આંતર વિભાગ, પ્રત્યક્ષ જોવાની આકાંક્ષા બાલ્યાવસ્થાથી જ તેમના હૃદયમાં ઉદય પામી હતી, અને પિતાની સહાયતાથી જ, તેઓ ગહન યુક્તિ–તર્કની બહુ વિસ્તૃત જાળની મધ્યમાંથી તેનું સારતત્ત્વ સમજી શકતા અને તેને અતિ સરલ, વિશુદ્ધ ભાષામાં ઘણી સહેલાઈથી લોક સમક્ષ નિવેદન કરતાં શિખ્યા હતા. ઇતિહાસ આદિ સત્ સાહિત્ય ઉપરનો પ્રેમ અને જે શિક્ષણ દ્વારા જીવનનો ઉદ્દેશ્ય વ્યાપક થાય. લૌકિક વ્યવહારમાં વ્યક્તિગત જોખમદારી અને કર્ત્તવ્યનું જ્ઞાન દીપી નિકળે તેવા પ્રકારના શિક્ષણ તેમણે પિતા પાસેથી પ્રાપ્ત કર્યું હતું. વ્યવહારિક જીવનનું વાસ્તવિક સત્ત્વ સાથે જે શિક્ષણનો સંબંધ અથવા પરિચય નહોય એવું શિક્ષણ અથવા એવા વિચાર અને જ્ઞાનને વિશ્વનાથબાબુ અતિશય તુચ્છ સમજતા. ધારવામાં આવે છે કે: તેટલા માટે જ વિવેકાનંદજી પણ ધર્મ સંબંધી ઉપલકિયા પ્રચલિત મત અથવા અંધ વિશ્વાસ અને વસ્તુ તન્ત્રહીન દાર્શનિક યુક્તિ વાને બદલે સજીવ અને સાક્ષાત્ અનુભવ કરવા જેવા ધર્મના તેઓ વિશેષ પક્ષપાતી થયા હતા, અને તેજ પ્રાપ્ત કરવા માટે તેમણે સર્વને ઉપદેશ કર્યો છે.

વિશ્વનાથબાબુનું અંતઃકરણ અતિ ઉચ્ચ હતું અને તેઓ ભિન્ન ભિન્ન જાતિ અને ભિન્ન ભિન્ન ધર્માવલંબી જનોમાં, અનેક મનુષ્યો સાથે મિત્રતાના બંધનથી બંધાયા હતા. જાતિ અથવા વંશ દ્વારા મનુષ્યની મર્યાદા નક્કી કરવાનો તેમનો સ્વભાવ નહતો. જે મનુષ્યમાં મનુષ્યત્વ જોવામાં આવતું તેનેજ તેઓ સન્માન આપી તેનો જ આદર કરતા. જો કે પરમ્પરાથી ચાલતી આવેલી જાતીય–નીતિ–રીતિ અને ધર્મનાં અનુષ્ઠાન આદિને પણ તેઓ અતિશય શ્રદ્ધાની દૃષ્ટિએ જોતા અને તેમાં એક મ્હોટું ગૌરવ માનતા. બાલ્યજીવનમાં પિતૃ–પ્રકૃતિનું એવું સર્વ વિશેષત્વ વિશેષ ચિત્ત રાખીને અવલોકન કરવાનો નરેન્દ્રનાથને સુયોગ પ્રાપ્ત થયો હતો. તેથીજ પિતાની પ્રત્યેક

[illegible] નરેન્દ્ર હૃદયના પ્રત્યેક પડમાં દ્રઢ રૂપે અંકિત થઇ ગઇ હતી.

[illegible]માં ) ખ્રિસ્તી ધર્મનો વિશેષ પ્રભાવ

હતો. પાદરીઓ સ્થળે સ્થળે ખ્રિસ્તીધર્મનો ઉપદેશ કરતા અને અનેક લોકોને ખ્રિસ્તીધર્મમાં દિક્ષિત કરતા—ખ્રિસ્તી બનાવતા. બંગાળા જેવો મત્સ્ય-માંસાહારી, અને મદ્યપાન કરનાર દેશ, મૂર્તિપૂજા તરફ અભાવ ધરાવનારા બ્રાહ્મસમાજીઓના તર્કવાદથી શંકાશીલ થઇ પડેલો દેશ, તેમાં ખ્રિસ્તી ઉપદેશકો, અનેક પ્રકારની લલચાવનારી મધુરી વાણીવડે મુક્તિ અપાવવાનો ઉપદેશ આપી રહ્યા હતા. વિશ્વનાથબાબુએ તે ઉપદેશો અને ઇસુખ્રિસ્તનું જીવનચરિત્ર વાંચ્યાં હતાં. તેથી જ તેઓ પુત્ર સાથે વાર્તાવિલાપ કરતાં હિંદુધર્મ અને ખ્રિસ્તીધર્મની વચ્ચે કયા કયા વિષયમાં પ્રભેદ છે તેની તુલના કરી બતાવવાનો તેઓ વિશેષરૂપે યત્ન કરતા હતા, અને સાથે સાથે જે પ્રકારે સ્વધર્મ અને સ્વજાતિય-સ્વભ્યતા પ્રત્યે પુત્રની શ્રદ્ધા અને પ્રેમ દૃઢ રહે તે સંબંધી પણ સાવચેત રહેતા. તેમની દ્રઢ માન્યતા હતી કેઃ ધર્મ એજ મનુષ્યજીવનમાપક યંત્ર છે. તેથી જેનો ધર્મ અનેક શતાબ્દીઓની શિક્ષા અને સંશોધિત-સુઘડિત-સભ્યતા ઉપર પ્રતિષ્ઠિત છે તેમણે અલ્પ સમયમાં જન્મ પામેલો વિજાતીય ધર્મ ગ્રહણ કરવો એ સંપૂર્ણ અયોગ્ય-પ્રયોજન રહિત-છે. તેઓ કહેતા કેઃ "સર્વે ધર્મ એક જ મહાન વિચારનું પરિણામ છે કે? તે સર્વે શું એક જ સત્યનો ભિન્ન ભિન્ન સાક્ષાત્ અનુભવ નથી? પ્રત્યેક જાતિ માટે પોતાનો સાક્ષાત્ અનુભવ અને વિચારનું પરિણામ ઓછુંવત્તુ અનુકૂળ નથી શું?" વિશ્વનાથબાબુને દ્રઢ વિશ્વાસ હતો અને પુત્રને પણ તેમણે તેજ વિશ્વાસ-મંત્રમાં દિક્ષિત કર્યો હતો. જે સમયે કોઇ પણ મનુષ્ય સ્વજાતિય અતીત ગૌરવ વિસ્મૃત થશે, તેજ સમયે તેની આત્મ મર્યાદા લુપ્ત થશે, અને તેજ સમયે તે પોતાનો આત્મ-વિશ્વાસ ગુમાવી દેશે. "પરાજય પામવો" એનો અર્થ, શસ્ત્રના બળ સમક્ષ દૈહિક સ્વતંત્રતા ગુમાવવી એવો નથી પરંતુ મનની સ્વતંત્રતા ગુમાવવી-વૈદેશિક ભાવનાઓ સમક્ષ પોતાના મનને નમન કરાવવું, એજ એનો અર્થ થાય છે.

ઉપરોક્ત પ્રમાણે નરેન્દ્રનાથે પોતાના પિતા પાસેથી અનેક વિષયનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. પિતાના વિદ્યા બુદ્ધિ ઉપર તેમને અગાધ વિશ્વાસ હતો તે કારણને લીધેજ તેઓ તેમના પ્રત્યે અત્યન્ત સન્માન અને શ્રદ્ધા

રાખતા. તેમ છતાં પણ તેમનું આંતરિક આકર્ષણ તો માતા પ્રત્યે હતું. માતાને તેઓ યથાર્થ દેવી માની તેમનું પૂજન કરતા. અને સુખમાં, દુખમાં, બાલ્યાવસ્થામાં યૌવનમાં, સંસારમાં, સંન્યાસમાં, સ્વદેશમાં, વિદેશમાં, સામાન્ય અવસ્થામાં તેમજ સન્માન અને યશના સર્વોચ્ચ શિખર પર ઉભા રહ્યા હતા તે સમયે પણ તેઓ પોતાની દિવ્ય માતાને અને તેમના દિવ્ય ઉપદેશને કદી પણ ભૂલ્યા નથી. તેઓ અનેક પ્રસંગે માતાનું સ્મરણ કરતા. મદ્રાસમાં નિવાસ કરતા હતા તે સમયે એક વખત માતાની સખ્ત માંદગીના સમાચાર સાંભળતાંજ તેમનું મન એટલું બધું નિરાશ અને શોકાતુર થયું હતું કે જ્યાં સુધી તારદ્વારા તેમનું દર્દ શાંત થવાના સમાચાર સાંભળ્યા નહિ ત્યાં સુધી તેમનું ચિન્તાતુર હૃદય શાંતિ પામ્યું નહિં. તેમજ તેમની કરૂણ મુખમુદ્રા જરા પણ પ્રસન્ન જણાઇ નહિં. તે સમયે શોકાતુર ચ્હેરે તેઓ માત્ર તારની જ વાટ જોયા કરતા. તેઓ પોતાના જીવનના છેલ્લા વિભાગમાં પ્રસંગોપાત કહેતા કે: "જે મનુષ્ય સત્યનિષ્ઠાથી પોતાની માતાનું પૂજન કરતો નથી તે કદીપણ મહાન–સર્વોચ્ચ–થઇ શકતો નથી." એક વખત તેમણે અનેક વિચાર કર્યા પછી ગર્વસહિત કહ્યું હતું કે: "મ્હારા જ્ઞાન–વિકાશને માટે હું મ્હારાં માતાનો જ ઋણી છું."

માતા ભુવનેશ્વરીદેવી પોતાના પુત્રોને હમેશાં ઉપદેશ આપતાં કે— "જીવનપર્યંત સત્યને માર્ગે સંચરજો. પવિત્ર થજો. પોતાનું સન્માન જાળવજો; બીજાનું માન ખણ્ડન કરવાનો કદીપણયત્ન કરશો નહિ, અથવા અન્યની સ્વતંત્રતામાં હસ્તક્ષેપ કરશો નહિ. અતિશય શાન્ત થજો, પરંતુ આવસ્યક જણાતાં હૃદય દૃઢ કરજો."

"સ્વતંત્રતાનું રક્ષણ કરવું." એ મહાન માતૃ ઉપદેશ સ્વામીજીની નસેનસમાં ઉતરી ગયો હતો. તેનું મૂલ્ય તેઓ સમજતા હતા તેથીજ તેઓ ઉત્તરવયમાં કોઇ પણ સમયે કોઇને ઉપદેશ દેતી વખતે બળપૂર્વક પોતાનો અભિપ્રાય અન્યને ગળે ઉતારવાનો તેમજ તેને પોતાના ધર્મ માર્ગ ઉપર ચલાવવાનો યત્ન કરતા નહિં. તેઓ માત્ર ધર્મ–માર્ગ દર્શાવી આપતા અને ઉચ્ચ ભાવનાઓ સર્વ સમક્ષ પ્રકટ કરતા તે પછી શ્રોતાજનનો

પોતાની ઇચ્છા પ્રમાણે ગ્રહણ કરે અથવા કાર્ય કરવાનું શરૂ કરે તેમાં તેમને વાંધા જેવું નહતું.

બાલ્યાવસ્થામાં નરેન્દ્રનાથ માતા પાસે કોઇ વાત ગુપ્ત રાખતા નહિં. માતાને પોતાના પ્રાણથી અધિક વ્હાલા હોવાથી સારૂં હો અથવા માઠું હો, જે સમયે જે કાર્ય કરતા, જે જોતા અથવા જે સાંભળતા તે દોડતા આવી માતાને સંભળાવ્યા સિવાય તેમનો જીવ શાંત થતો નહિં. મેટ્રોપોલિટન સ્કૂલમાં અભ્યાસ કરતા હતા તે સમયે એક દિવસ ક્લાસના એક વિચિત્ર વિદ્યાર્થિના આચરણથી વિદ્યાર્થિઓને અત્યંત હાસ્યાનંદ થયો હતો. શિક્ષકે વિદ્યાર્થિ બાળકોને ઘણા ધમકાવ્યા તેનાથી શાંત થવાનું તો દૂર રહ્યું પણ ઉલટું બાળકો નિર્લજની પેઠે ઉચ્ચ હાસ્ય કરવા લાગ્યા! એ જોઇ ક્લાસનાં અન્ય બાળકો પણ હાસ્ય રોકી શકયા નહિં. નરેન્દ્રનાથ નજીક જ બેઠા હતા. તેમને પણ એ હાસ્યમાં ભળેલા જોઇ શિક્ષકે ગુસ્સે થઇ તેમના કાન આમળ્યા. કાન આમળતાં આમળતાં અંતે તેમાંથી પુષ્કળ લોહી નિકળવા માંડયું. અપમાનિત અને વ્યથિત નરેન્દ્રનાથે પુસ્તકો લઇ તુર્ત જ ક્લાસ બહાર જવા માંડયું. એજ સમયે સ્વર્ગસ્થ પૂજ્ય વિદ્યાસાગર મહાશય એ રસ્તે થઇને જતા હતા. શિક્ષકની એવી તિરસ્કારજનક શિક્ષાવિધિ જોઇ બનેલો બનાવ જાણવાની જિજ્ઞાસાથી તેમણે ક્લાસમાં પ્રવેશ કર્યો. સર્વ વૃત્તાન્ત સાંભળ્યા પછી તેમણે શિક્ષકને તિરસ્કાર કરતાં કહ્યું: “ હું સમજતો હતો કે તમે શિક્ષક એટલે એક “ મનુષ્ય ” હશો, પરંતુ હમણાં હું જોઇ શકું છું કે તમે ખરેખર એક “પશુ” જેવા છો—અરે! પશુ જ છો.” આ પ્રમાણે શિક્ષકને ઘણો ઠપકો દીધો. પછી તેમણે નરેન્દ્રનાથને આશ્વાસન આપ્યું. શાંત પાડયા. અન્ય બાળકો પણ પોતાના સ્નેહી, મંડલાધિપતિ અને સર્વ વિષયમાં મુખ્ય સહપાઠી નરેન્દ્રને ઉપરોક્ત પ્રકારે અપમાનિત થયેલો જોઇ ઉશ્કેરાઇ ગયાં હતાં પરંતુ વિદ્યાસાગર મહાશયે શિક્ષકનો સખ્ત તિરસ્કાર કર્યો, તેને ઠપકો દીધો તેથી સર્વ બાળકો શાંત થયાં. તે સમયથી જ વિદ્યાસાગર મહાશયની આજ્ઞાથી મેટ્રોપોલિટન સ્કૂલમાંથી શારીરિક દણ્ડ-વિધાન બંધ થઇ ગયું છે.” ગુજરાતની તમામ નિશાળો, સ્કૂલોમાંથી

તેવી શિક્ષા તદ્દન બંધ થઇ ગઇ નથી એજ દીલગીરીની વાત છે!

બાલ્યાવસ્થાથી જ નરેન્દ્રનાથ નિર્ભય અને દ્રઢ–ચિત્ત હતાં. ઉપરોક્ત બનાવના થોડા દિવસ પહેલાં એક શિક્ષકે નરેન્દ્રના ભૂગોળના પાઠમાં ભૂલ થયેલી માની માર માર્યો હતો. તેમણે શિક્ષકને વારંવાર કહ્યું કે: "મ્હારી ભૂલ થઇ નથી. મ્હેં સાચો ઉત્તર દીધો છે." એ સાંભળી શિક્ષક વિશેષ ગુસ્સે ભરાયો અને તેમને હાથ ધરવા કહ્યું. નરેન્દ્રનાથે હાથ ધર્યો એટલે તેમણે ઉપરાછાપરી સટાસટ્ સોટીયો મારી. નરેન્દ્રનાથે મુંગે મોઢે સોટીયોનો માર સહન કર્યો. થોડીવાર પછી શિક્ષકને જણાયું કે: નરેન્દ્રની ભૂલ નથી પણ તેની પોતાની જ ભૂલ થઇ છે. તેથી તેમણે પોતાના વિદ્યાર્થિ નરેન્દ્રની પાસે ક્ષમાપ્રાર્થના સહિત ભૂલ કબૂલ કરી. તે સમયથી જ શિક્ષકે તેમને સામાન્ય વિદ્યાર્થિ જાણી કદીપણ અપમાન કર્યું નથી પણ તેમના તરફ હમેશાં માનની દ્રષ્ટિએ જ જોતા.

ઉપરોક્ત બન્ને બનાવો નરેન્દ્રનાથે ઘેર જઇ માતાને કહી સંભળાવ્યા હતા. માતાએ તેમની વેદનાને સ્થળે હાથ ફેરવી સાન્ત્વન આપતાં કહ્યું હતું કે: "વત્સ! ત્હારી ભૂલ નહિં હોય તો પણ શી અડચણ છે? પરિણામ ગમે તેવું આવે પરંતુ સત્ય હોય તે પ્રમાણે જ સર્વદા વર્તવું. જોકે એને માટે અનેક સમયે અન્યાય અને અપ્રીતિકર ફળ સહન કરવાં પડશે પરંતુ સત્યનો કદી પણ ત્યાગ કરવો નહિં."

નરેન્દ્રનાથે પોતાની માતાના એ ઉપદેશનું જીવનની છેલ્લી ક્ષણ પર્યંત પાલન કર્યું હતું. એ માટે તેમને અનેક સમયે તિરસ્કાર અને કષ્ટ સહન કરવું પડયું હતું. અનેક સમય પ્રિય અને નિકટનિવાસી બન્ધુજનો સાથે પણ મતાન્તર ઉપસ્થિત થવા છતાં પણ તેમણે જેને સત્ય માન્યું હતું તેમાંથી તેઓ જરા પણ ડગ્યા નહોતા. તેઓ કિંચિત્ અંશે પણ સત્ય ભ્રષ્ટ થયા નહોતા.

આ સમયે તેમણે એક બીજો ઉપદેશ પણ ગ્રહણ કર્યો હતો અને જીવનપર્યંત તેનું પાલન કર્યું હતું. તે ઉપદેશ એ હતો કે:

"જીવનથી મરણ પર્યંત કદીપણ કર્તવ્ય વિમુખ થવું નહિ."

નરેન્દ્રનાથ જે સમયે ચૌદ વર્ષના હતા (ઇ. સ. ૧૮૭૭) તે સમયે તેમના પિતા, મધ્યપ્રદેશના રાયપુર નામક સ્થાનમાં હવાફેર કરવા માટે ગયા હતા. એ સમયે નરેન્દ્રનાથ મેટ્રોપોલિટન સ્કૂલમાં ત્રીજા ધોરણનો વિદ્યાભ્યાસ કરતા હતા. વિશ્વનાથબાબુ રાયપુર ગયા પછી કેટલેક મહિને તેમનાં પત્ની–પુત્ર પણ ત્યાં ગયાં હતાં. તે સમયે માત્ર નાગપુર સુધી રેલ્વે લાઇન હતી. અલાહાબાદ અને જબલપુર થઇને નાગપુર પર્યંત રેલ્વેમાં જવાતું, પરંતુ ત્યાંથી બળદના ગાડાં સિવાય આગળ પ્રવાસ કરવા માટે અન્ય કોઇ સાધન ન હતું. એક પખવાડીયાથી અધિક સમય લાગલાગટ ગાડામાં જવું પડતું. માર્ગની બન્ને બાજુએ વૃક્ષ, લતા, ફલ, પુષ્પથી શોભી રહેલું વિવિધ વનવિહંગના કલરવથી આનંદમય જણાતું નિબિડ અરણ્ય અને વિંધ્યાચલની ઉચ્ચ ગગનસ્પર્શી ગિરિશૃંગમાલા જણાતી હતી. ધીર મન્થર ગતિએ ચાલતાં બળદ ગાડાં ધીમે ધીમે એક એવે સ્થળે ઉપસ્થિત થયાં કે જે સ્થળે પવર્તનાં બે શૃંગો જાણે પ્રેમપૂર્વક અગ્રસર થઇ વનમાર્ગને તદ્દન સ્પર્શ કરી રહ્યાં છે. વન–સ્થળની એવી અપૂર્વ શોભા નિહાળી નરેન્દ્રનાથના મનમાં એક નૂતન ભાવનાનો સંચાર થયો. એક દિવસ, સમસ્ત દિવસ ધર્મ સંબંધી કથાવાર્તા થયા પછી સાયંકાલને સમયે નિત્યનિયમ પ્રમાણે ભજન અને ઉપાસના થઇ રહ્યા પછી સર્વે પોતપોતાના કાર્યમાં ગુંથાયાં. ચારે દિશામાં શાંતિ પ્રસરી રહી હતી. એ સમયે નરેન્દ્રનાથ ગાયન ગાવા લાગ્યા. ગાતાં ગાતાં અન્ય સર્વના અસ્તિત્વને ભૂલી જઇ પોતાનું ભાન પણ ભૂલી ગયા. તેમના સુલલિત કણ્ઠમાંથી વિશ્વપતિના મહિમા–વ્યંજક વન્દન ગીતનો ધ્વનિ થવા લાગ્યો. સંગીતનું છેલ્લું ચરણ ગાતાં ગાતાં પર્વત સ્હામે દ્રષ્ટિ હોવાથી નરેન્દ્રનાથે જોયું કેઃ એક દિશાના પર્વતમાં શિખરથી તે તલેટી સુધી મ્હોટી ફાટ પડેલી છે અને તેમાં અસંખ્ય મધમાખીઓએ દીર્ઘકાળના પરિશ્રમથી રચેલો એક મ્હોટો મધપૂડો લંબાયમાન થઈ રહ્યો છે. એ જોઇ નરેન્દ્રનાથ વિસ્મયાનંદ પામી મધુ મક્ષિકા રાજ્યના આદિ અંતનો વિચાર કરતાં કરતાં તેમનું મન એક એવી અનન્ત ભાવનામાં લય પામી ગયું કે જેથી તેમને થોડીવારને માટે બાહ્ય-

સંજ્ઞા રહી નહિં. સ્વામિજી વિવેકાનંદજી કહેતા કેઃ "એવી અચેતન અવસ્થામાં હું કેટલીવાર સુધી બળદ ગાડામાં પડી રહ્યો હતો તેનું મ્હને ભાનજ નથી. જયારે મ્હને ચૈતન્ય આવ્યું ત્યારે જણાયું કેઃ તે સ્થાનથી બહુ દૂર સુધી અમારાં ગાડાં ચાલ્યાં આવ્યાં છે. હું ગાડામાં એકલો હોવાથી મ્હને કશું ભાન જ રહ્યું નહિં." પૂજ્યપાદ સ્વામી સારદાનંદજી કહે છે કેઃ "પ્રબળ કલ્પનાની સહાયતાવડે ધ્યાન-રાજ્યમાં આરૂઢ થઇ તદ્દન તન્મય થઈ જવું એ નરેન્દ્રનાથના જીવનમાં આ પ્રથમ પ્રસંગ જ હોવો જોઇએ."

રાયપુરમાં સ્કૂલ ન હોવાથી નરેન્દ્રનાથ અધિક સમય પિતાની સ્હામેજ રહેતા, તેને પરિણામે તેઓ નિત્ય વિવિધ પ્રકારની નૂતન શિક્ષા પ્રાપ્ત કરવા સાથે જ્ઞાનસંચય કરતા હતા. એ શિક્ષણ કાંઇ વિદ્યાલયમાં અપાતા નિર્જીવ શિક્ષણ જેવું નહતું. વિશ્વનાથબાબુ કેવા ઉત્તમ પ્રકારથી-સુપ્રયત્નથી પુત્રના મનનો વિકાશ કરતા તે પ્રથમ જ કહેવામાં આવ્યું છે. પ્રચલિત રિવાજ પ્રમાણે પુત્રને પુસ્તકો કણ્ઠસ્થ નહિં કરાવતાં તેઓ તેમની સાથે ઉચ્ચ વિચારની આપ લે દ્વારા તેમના હૃદયમાં ઉચ્ચ ભાવનાનાં બીજ રોપવાનો યત્ન કરતા હતા. એમ કરતાં અનેક સમયે પિતા-પુત્ર વચ્ચે ઘોર તર્કવાદ ઉઠતો અને પરિણામે ક્વચિત્ પિતા તો ક્વચિત્ પુત્ર એમાંથી એકને જય પ્રાપ્ત થતો. પુત્રને જય પ્રાપ્ત થતાં જ નરેન્દ્ર-જનનીને કાંઇક વિશેષ આનંદ થતો.

આ સિવાય વિશ્વનાથબાબુના મકાનમાં અનેક વિદ્વાન્ અને પણ્ડિતજનોનો સમાગમ થતો. એમની વચ્ચે જે વિષયોની ચર્ચા થતી તે નરેન્દ્રનાથ શાંતચિત્તે શ્રવણ કરતા, પણ વચમાં વચમાં પોતાનો સ્વતંત્ર મત દર્શાવવાને તેઓ કદી ચૂકતા નહિં. વયોવૃદ્ધ પણ્ડિતો બાળક નરેન્દ્રની તીવ્ર બુદ્ધિ-શક્તિ જોઇ અનેક સમય તેમને પોતાના જેવા જ વિદ્વાન જણાવવા અચકાતા નહિં તેમજ તેમની સાથે તેવો જ સદ્વ્યવહાર રાખતા. તેમને બાળક ગણી હસી કાઢતા નહિં. તેમની વિદ્વત્તાને યોગ્ય હોય એવું માન આપતા.

બંગ સાહિત્યના એક સુવિખ્યાત પિતૃ-મિત્ર સાથે વાર્તાલાપ કરતાં કરતાં એક દિવસ નરેન્દ્રનાથે તેમને વિદ્વાન્ ગ્રન્થકારોના ગ્રન્થોમાંથી અનેક ગદ્ય-પદ્ય કહી સંભળાવી એવા સ્તબ્ધ કરી દીધા હતા કેઃ જેથી તેમને કહે-

વાની ફરજ પડી હતી કેઃ "બાળક! કોઇ એક દિવસ પણ અમે ત્હારૂં નામ ( ત્હારી કીર્તિ ) સાંભળવા શક્તિમાન થઇશું."

તે પછીના સમયમાં જે જે મનુષ્યોએ સ્વામીજીની વ્યંગ–સાહિત્ય રચનામાં દક્ષતા જોઇ છે તે ઉપરોક્ત દીર્ઘ દ્રષ્ટિ સમ્પન્ન, પ્રાચીન સાહિત્ય વેત્તા પિતૃ–મિત્રની ભવિષ્ય વાણી કેટલે અંશે સાર્થક થઇ છે, તે સારી પેઠે સમજી શકયા છે.

તેઓ બાલ્યાવસ્થાથી જ એવા આત્મ–શ્રદ્ધાળુ હતા કેઃ બુદ્ધિ શક્તિમાં પોતાને બીજા કરતાં કનિષ્ટ માનતા જ નહિં. બીજો કોઇ ગમે તેવો મ્હોટો વિદ્વાન, જ્ઞાન, વયોવૃદ્ધ અથવા માનાસ્પદ હોય તો પણ શું થઇ ગયું. તેનાથી બાળક નરેન્દ્રનાથનો તિરસ્કાર થઇ શકતો જ નહિ. બાળક જાણી નરેન્દ્રનાથનો જો કોઇ તિરસ્કાર કરતું તો પછી તેનો છુટકો જ થતો નહિં. નરેન્દ્રનાથ પોતાનું કથન તેને હઠ પૂર્વક સંભળાવી તેની પાસેથી જ માન મેળવતા. એક વખત તેમના પિતાના એક જૂના મિત્રે એક વિષયમાં તેમનો ઉપહાસ કરી તેમના કથન તરફ જરા બેદરકારી બતાવી હતી. પિતૃ–મિત્રની એવી વિચિત્ર વર્તણુક જોઇ નરેન્દ્રનાથ તેના ઉપર ઘણા ક્રોધે ભરાઇ વિચાર કરવા લાગ્યા કેઃ "કેવું આશ્ચર્ય! મ્હારા પિતા મ્હને તુચ્છ ગણતા નથી અને આ માણસ મ્હને તુચ્છ સમજે છે!" તેમનું મુખ અગ્નિ–જ્વાળા જેવું તેજસ્વી લાલ થઇ ઉઠયું! તેમણે પિતૃ–મિત્રને કહ્યું કેઃ "તમારા જેવા કેટલાક માણસોની એવી જ ધારણા બંધાઇ ગઇ છે કે જેનું વય ઓછું તેની બુદ્ધિ શક્તિ પણ ઓછી જ. પરંતુ એ કેવળ અહંકાર સિવાય બીજું કશું જ નથી!"

તેઓ એટલા બધા ક્રોધે ભરાઇ ગયા હતા કે અંતે તે મનુષ્ય સાથે બોલવાનું જ તેમણે બંધ કર્યું હતું. અંતે તેણે સ્વામિજી પાસે ક્ષમા પ્રાર્થના કરી ત્યારે જ તેની સાથે તેમણે બોલવાનું પુનઃ શરૂ કર્યું!

આ પ્રમાણે વયમાં સુકુમાર હોવા છતાં નરેન્દ્રનાથ, બુદ્ધિ અને શિક્ષણમાં દિન પર દિન વિશેષ પ્રવીણતા પ્રાપ્ત કરતા હતા.

બે વર્ષ રાયપુરમાં વિતાડયા પછી વિશ્વનાથબાબુ પુનઃ કલકત્તે આવ્યા. એ સમયે નરેન્દ્રનાથમાં સંપૂર્ણ રૂપે પરિવર્તન થયું હતું. એ સમયે

તેમને પોતાના કર્તવ્ય ઉપર અટલ શ્રદ્ધા ઉપજી હતી. શરીર હૃષ્ટપુષ્ટ અને બળવાન થયું હતું અને સમાન વયના મિત્રોની તુલનામાં જ્ઞાન બુદ્ધિ પણ તેમનામાં યથેષ્ટ થઇ હતી. બે વર્ષ બહાર ગામ નિવાસ હોવાથી શિક્ષકો તેમને એન્ટ્રન્સ કલાસમાં દાખલ કરવા આનાકાની કરવા લાગ્યા. અંતે, ઘણું કષ્ટ સહન કરીને "વિશેષ અનુમતિ." (Special permission) મેળવી તેઓ દાખલ થયા. તે પછી તેમણે પુસ્તકો વાંચવા માંડયાં અને અનાયાસે ત્રણ વર્ષનો અભ્યાસ એક વર્ષમાં જ શીખી લીધો! સોળ વર્ષની વયમાં તેમણે પ્રાવેશિક પરીક્ષા આપી. મેટ્રોપોલિટન સ્કૂલમાં તે વર્ષે માત્ર તેઓ જ પ્રથમ વિભાગમાં પાસ થયા હતા.



## બાલ્યજીવનની છેલ્લી કથા !



નરેન્દ્રનાથ જે સમયે એન્ટ્રન્સ પરીક્ષામાં પાસ થયા, તે સમયે વયના પ્રમાણમાં તેમણે કાંઇ સામાન્ય વિદ્યાસંચય કર્યો નહતો. સમગ્ર અંકગણિત અને બિજગણિતનો થોડો વિભાગ, સંસ્કૃત વ્યાકરણ, સાહિત્યના અનેક ગ્રન્થો અને ભારતવર્ષનો ઇતિહાસ, એ સર્વનું તેમણે વિશેષ ચિત્ત રાખી અધ્યયન કર્યું હતું. તેઓ માત્ર પુસ્તકના કીડા નહતા. વાંચવા લખવા કરતાં પણ આમોદ પ્રમોદ, હાસ્યવિનોદને તેઓ ચ્હાતા અને નવીન ક્રીડા-કૌતુક-રચના માટે મન પ્રાણ સમર્પણ કરતા.

તેમણે રામપુરમાં પિતા પાસેથી રાંધવાની કળાનું જ્ઞાન મેળવ્યું હતું. "હું સર્વના કરતાં ઉત્તમ ભોજન રાંધી શકીશ." તેઓ હમેશાં એવી હઠ કરતા અને રાંધવાનો વખત આવતાં સુંદર રસોઇ બનાવતા. સમાન વયના રમતીયાળ મિત્રો પાસેથી તેમની સ્થિતિ પ્રમાણે એક આનો, બેઆના ફંડ ઉઘરાવતા અને તેમાંથી પ્રસંગોપાત વન-ભોજનનો તેમને મૂખ્ય શૉખ હતો. ખર્ચનો વિશેષ ભાગ તેઓ જ આપતા અને રસોઇનું કાર્ય પણ સ્વહસ્તેજ કરતા. જો કે અન્ય બાળકો પણ તેમને સહાય કરતા તો ખરા.

જ. પુલાવ, ભાત, નાના પ્રકારની ખિચડી, અને અન્ય બહુ પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજનો તૈયાર કરવામાં આવતાં. રસોઇ બહુજ ઉત્તમ થતી, પરંતુ દુઃખની વાત એજ છે કે: તેઓ અતિશય મરચાં અને મસાલાનો ઉપયોગ કરતા.

આ સમયે બાળક નરેન્દ્રનાથના નવ સ્ફુટિત જ્ઞાન ચક્ષુ જાગૃત થઇ ચારે દિશામાં મનનો આહાર શોધતાં હતાં. રાયપુરમાં તેઓ કુસ્તીના દાવ પેચ રમતાં શીખ્યા હતા અને ભલભલા રમનારાઓ સાથે કુસ્તી રમવામાં તેઓ જય પ્રાપ્ત કરી શકયા હતા. એ સમયે કલકત્તામાં એક સાધારણ નાટયશાળાનો જન્મ થયો હતો. તે જોઇ તુર્તજ તેમણે પણ એક નાટયગૃહ સ્થાપ્યું અને ઘરનાં માણસો તથા પડોશીઓ પાસેથી નાટક જોવાની ફી માત્ર એક આનો લઇ નવીન શૉખ પૂરો કરવાની વ્યવસ્થા કરવા લાગ્યા. તેઓ પ્રત્યેક પ્રકારની રમતમાં આનંદ જ પ્રાપ્ત કરતા. મેજિક લૅન્ટર્નનું ગુપ્ત રહસ્ય જાણી લઈ તે દ્વારા સર્વને છબિઓ બતાવતા એટલું જ નહિ પણ નૌકા ચલાવવી અને તરવાર વડે પટા રમવા વગેરે કોઇ પણ રમત તેમનાથી અજાણી રહી નહોતી.

પરંતુ સર્વ કરતાં તેમની પ્રતિભાનો વિકાશ સંગીતમાં વિશેષ રૂપે થયો હતો. તેઓ બાલ્યાવસ્થાથી જ સંગીત–પ્રિય હતા, અતિ અલ્પ વયથી જ સંગીત–ચર્ચામાં ચિત્ત પરોવતા અને જ્યાં સુધી ઉત્કૃષ્ટ ગાયક રૂપે લોકો તરફથી સર્વત્ર પરિચિત થયા નહોતા ત્યાં સુધી અતિશય ખંતથી તેઓ સંગીત વિદ્યા શીખતા હતા. તેમનો કણ્ઠસ્વર સ્વાભાવિક રૂપે જ મધુર મિષ્ટ હતો, તેમાં વળી શિક્ષણ અને સાધનાના ગુણ વડે વિશેષ ઉત્કર્ષ કરી શકયા હતા. એકાદ મિત્રને ત્યાં ગાયન–વાદનની મિજલસ થતી તે સમયે ઘરના માલિકની ગેરહાજરીમાં બન્ને મિત્રો મળી ગાયન–વાદન ચલાવતા. તેમનો સાથીદાર તબલાં કે વાજીંત્ર વગાડવાનો અભ્યાસ કરતો અને નરેન્દ્રનાથ તેની સાથે સૂર સાધતા. મિત્રના ઘરનાં સર્વ મનુષ્યો તેમનું ગાન સાંભળવા આતુર રહેતાં. તેમના પિતા વિશ્વનાથબાબુ એ વિષયમાં તેમને વિશેષ ઉત્સાહ પ્રેરતા. ગાયનમાં તેમનો અધિકાર કંઇક વિશેષ પ્રકારનો થયો હોય એમ જણાતું હતું કારણ કે સ્કુલના સંગીત–શિક્ષક કરતાં પણ

તેઓ કોઇ કોઇ વિષયમાં આગળ વધ્યા હતા.×

તેઓ બાલ્યાવસ્થાથી જ કેવા પ્રકારના તેજસ્વી અને તીક્ષ્ણ બુદ્ધિના હાજર જવાબી હતા તે નીચે લખેલા બનાવથી જાણી શકાશે.

એક વખત એક નાટકશાળામાં નાટ્યપ્રયોગ ભજવાતો હતો. તે સમયે એકાએક કોર્ટના એક બેલિફે સ્ટેજ ઉપર જઇ એક મુખ્ય ઍક્ટરને વૉરંટ બતાવી કહ્યું કેઃ "કાયદા પ્રમાણે કૉર્ટની આજ્ઞાથી મ્હેં તમને કેદ પકડયા છે." તુર્તજ નાટકશાળામાં ધાંધાટ થવા માંડયો. તેજ ક્ષણે કોઇએ ઉચ્ચ કણ્ઠે તેજસ્વીપણે બેલિફને કહ્યુ કેઃ "સ્ટેજ ઉપરથી હેઠળ ઉતરી જાઓ. જ્યાં સુધી નાટક પૂરો ન થાય ત્યાં સુધી બહાર ઉભા રહો. આ પ્રમાણે ગેરવર્તણુક ચલાવી આટલાં બધાં માણસોને અસંતોષ આપવાનું કારણ શું?" સર્વ શ્રોતાજનોએ તીક્ષ્ણ કણ્ઠસ્વર સાંભળી નરેન્દ્રનાથને ઓળખ્યા. તે સ્પષ્ટ આજ્ઞા સૂચક-વાણી બીજા કોઇની નહિ પણ નરેન્દ્રનાથની જ હતી. તેજ ક્ષણે બીજા વિશ કણ્ઠમાંથી બૂમો પડી કેઃ "હેઠળ ઉતરી જાઓ. હેઠળ ઉતરી જાઓ. ઝટ ઉતરી પડો." બેલિફ ગભરાઇ ત્યાંથી ચાલ્યો ગયો. જેઓ નરેન્દ્રની પાસે બેઠા હતા તેમણે તેમની પીઠ થાબડી સાબાસી આપતાં કહ્યુંઃ "વાહવા, ભાઇ વાહવા, તમે ન હોત તો આજ બધું ધૂળ મળી જાત!"

આવા પ્રકારની તેજસ્વિતાને લીધે જ તેઓ સર્વ મનુષ્યોને પ્રિય થઇ પડયા હતા. રમવા કૂદવામાં અને મસ્તી તોફાનમાં તેઓ સર્વના અગ્રગણ્ય હતા ખરા પરંતુ બાળકબુદ્ધિ અને બાલ્યચેષ્ટાઓમાં પણ મનુષ્યોચિત તેજસ્વિતા અને દ્રઢતાએ તેમના ચરિત્રને રમણીય કરી મૂકયું હતું.

તેઓ સર્વ પાડોશીઓના પ્રેમપાત્ર થઇ પડયા હતા. મ્હોટા હો, ન્હાના હો, ઉચ્ચજાતિ હો, નીચ જાતિ હો, સર્વ કુટુંબીજનો સાથે તેમણે કોઇએક પ્રકારનો સંબંધ બાંધી રાખ્યો હતો. બંગાલામાં ચોદ પંદર વર્ષનો બાળક

---

× સંગીતાદિ કલા-વિદ્યા પ્રત્યે તેમના પિતા માતા ઉભયને વિશેષ પ્રેમ હતો. સ્વામિજી કહેતા કેઃ "તેમના પિતાનો કણ્ઠ સુમિષ્ઠ હતો અને નિધુબાબુના ટપ્પા વગેરે ગાઇ શકતા." તેમના માતા ભુવનેશ્વરી પણ વૈષ્ણવ ભિક્ષુક અને રાત્રિના ભિખારીઓનાં ભજન ગાન એક વખત માત્ર શ્રવણ કરતાં કે તુર્ત જ સૂર-તાલ લય સહિત તે શીખી લેતાં.

અન્ય કુટુંબીજનોમાં પ્રવેશ કરતાં સાધારણ રીતે જ સંકોચ પામે છે, પરંતુ નરેન્દ્રનાથમાં એવો સંકોચ બિંદુ માત્ર જણાતો નહિ. પાડોશીઓ જાણે તેમના પોતાના જ કુટુંબીજનો જેવા થઇ રહ્યા હતા. તેઓ કોઇને માસી, કોઇને ફોઇ, કોઇને દાદી, કોઇને મામી અથવા કોઇને બ્હેન કહીને બોલાવતા. એટલું જ નહિ પણ એકાદ નીચ જાતિની સ્ત્રીને પણ તેઓ માસી કહીને બોલાવતા. કોઇની સમક્ષ તેમને લજ્જા અથવા સંકોચ થતો નહતો. જેના ઘરમાં પ્રવેશ કરતા ત્યાં જાણે પોતાનું જ ઘર ન હોય એમ તેઓ વર્તતા. પરઘરનાં માણસોને અતિશય પ્રેમભાવથી બોલાવતા અને વાર્તાલાપ કરતા. એવા સદ્‌ગુણને લીધે જ આબાલ વૃદ્ધ વનિતા સર્વ તેમના ઉપર અતિશય પ્રેમ રાખતાં, તેમને ચ્હાતાં અને તેઓ પણ તેમને પોતાના કુટુંબીજન સમજી તેમની સાથે સરલ હાસ્યવિનોદ કરતા. તેમને દુઃખે દુઃખી થતા, અને વિપદમાં સહાયતા, સાન્ત્વના આપતા.

વાર્તાઓ કહેવામાં તેમના સમાન કોઇ બીજું નહતું. "અલિબાબા અને ચાલિશ ચોર" અથવા એવાજ પ્રકારની બીજી રૂંવાડાં ઉભાં કરે એવી અદ્‌ભૂત વાર્તા કહી બાલ-સખાઓના કલ્પનાત્મક સરલ મન-પ્રાણમાં કૌતુહલનું તોફાન જન્માવવાનું કામ તેઓ સહેલાઇથી કરી શકતા.

વાસ્તવિક કહીએ તો નરેન્દ્રનાથ સર્વ વિષયમાં અતિશય બાળક જ હતા. તેઓ સહૃદય, તેજસ્વી, પ્રખરબુદ્ધિ, અને ઉચ્ચ આકાંક્ષ પરાયણ હતા. તેઓ રમવા કુદવામાં અને આમોદપ્રમોદમાં ઉન્મત્ત તેમજ કોઇ પણ નૂતન વિષય જોવા-સાંભળવા માટે વ્યગ્ર અને ગમે તેવા વિઘ્ન-સંકટને ઓળંગવામાં ઉત્સાહશીલ તથા ઉદ્યોગી રહેતા. એ વિષયોમાં તેઓ આપણા દેશના અન્ય સાધારણ બાળકોની પેઠે "મ્હોરખા, ભોળા માણસ અથવા મ્હોં ઉપર થપ્પડો વાગવા છતાં બોલી શકે નહિ અથવા મ્હોં ફાડી સ્પષ્ટ વાત કહી શકે નહિ," એવા મૂર્ખ નહતા. યુરોપિયનોના બાળકોની પેઠે કર્મનિષ્ઠ, ચંચળ-ચપળ, દ્રઢપ્રતિજ્ઞ, અને તપ્ત અગ્નિની પેઠે તેજપૂર્ણ-તેજસ્વી હતા.



# कॉलेज-जीवन.

સોળ વર્ષની વયે પ્રાવેશિક પરીક્ષામાં પાસ થતાં જ નરેન્દ્રનાથની બાલ્યક્રીડાનું અવસાન થયું. જે જે મિત્રોના ટોળામાં રહી તેઓ નિત્ય નૂતન ક્રીડા કૌતુક શોધવામાં—રમવામાં નિમગ્ન રહેતા તેમની પાસેથી હવે રજા લેવાનો સમય આવી પહોંચેલો જોઇ પરીક્ષામાં પસાર થવા માટે કૃતકાર્યતાજનિત આનન્દમાં પણ તેઓ દુઃખ અનુભવવા લાગ્યા. હાય ! જે મિત્રોની સાથે આટલો બધો સમય આમોદ-પ્રમોદમાં વ્યતીત કર્યો, જે મિત્રોને તેઓ કેટલાંએ અદ્દભુત ઉપનામ આપી બોલાવતા, જે મિત્રો તેમના આધિપત્ય નીચે કેટલું સુખ અને ગૌરવ માનતા તે સર્વ મિત્રોનો ત્યાગ કરી જવું પડશે ! તેજ વિદ્યાલયગૃહ—કે જે તેમની ક્રીડા-ધ્વનિથી પ્રતિધ્વનિત થઇ ઉઠતું, તેજ કલાસ—જેમાં તેઓ સૌથી પ્રથમ નંબર બેસતા, તે સર્વનો ત્યાગ કરી જવું પડશે! કોમળ હૃદયના નરેન્દ્રનાથના હૃદયમાં એ સર્વના વિયોગથી મ્હોટો આઘાત થયો! બહુ દુઃખ થયું, મિત્રો, સ્કુલ, કલાસ, રમતો, શિક્ષકો વગેરે સાથે ઘણા લાંબા સમયથી એક પ્રકારનો સ્નેહસંબંધ થયો હતો તેમાં વિચ્છેદ-વિયોગ—પડવાનો સમય આવી ઉપસ્થિત થયો એ તેમનાથી સહન થયું નથી! હમણાં તેઓ તે બધું છોડી કૉલેજમાં વિદ્યાભ્યાસ કરવા જાય છે, તેથી તેમને પ્રથમના કરતાં વધારે ગંભીર—ઠાવકા થવું પડશે. હવે પ્રથમના જેવી દોડાદોડી, ન્હાસાન્હાસી કરી શકશે નહિ. હવે પૂર્વની પેઠે લશ્કરી સિપાહીઓ બની હારબંધ થઇ ઘણે વેગળે સુધી "કુચ માર્ચ" અથવા બનાવટી રણસંગ્રામ કરી શકાશે નહિ. એ બધી ચિન્તાઓને લીધે તેમનું હૃદય વ્યથિત થવા લાગ્યું. પરંતુ ધીમે ધીમે વ્યથાનો વેગ મંદ થવા લાગ્યો અને નૂતન જીવનના ઉચ્ચતમ લક્ષ્ય તરફ તેમની ચિત્તવૃત્તિ સ્થિત થઇ ગઈ.

પ્રથમ તેમણે પ્રેસિડન્સિ કૉલેજમાં વિદ્યાભ્યાસ કરવા પ્રવેશ કર્યો; પરંતુ બીજે જ વર્ષે તે કૉલેજનો ત્યાગ કરી જનરલ એસેમ્બ્લીઝ ઇન્સ્ટીટ્યુશનમાં ગમન કર્યું. અતિશય વિદ્યાભ્યાસના ભારને લીધે અને વર્ષપર્યંત મેલેરિયા જ્વરની પીડા થવાથી નરેન્દ્રનાથનું શરીર બગડ્યું હતું. તેથી જ અભ્યાસ બરાબર થયો નહતો. કૉલેજ બદલવાનું પણ એજ કારણ હતું પરંતુ નવીન કૉલેજમાં પ્રવેશ કર્યા પછી નરેન્દ્રનાથે બે વર્ષપર્યંત અભ્યાસમાં અત્યંત મન પરોવ્યું અને વિશેષરૂપે સાહિત્ય અનુશીલનમાં મગ્ન થઇ, રચના અને અલંકાર શાસ્ત્રમાં સારી પેઠે ઉન્નતિ કરી. Logic, Philosophy નો ઘણા આગ્રહ સહિત અભ્યાસ કરવા લાગ્યા ખરા પરંતુ અંગ્રેજી ભાષામાં લેખો લખવા, ભાષણો કરવાં, અને વાર્તાલાપ કરવાનું શિક્ષણ મેળવવા માટે તેઓ અધિક પરિશ્રમ કરવા લાગ્યા. તેમની ખંતને પરિણામે એ સર્વ વિષયોમાં તેમણે કૉલેજના અન્ય વિદ્યાર્થિઓમાં શીર્ષસ્થાન પ્રાપ્ત કરી લીધું હતું. વિદ્યા ઉપાર્જનદ્વારા મનોમંદિર વિભુષિત કરવું જોઇએ, એજ તેમનું આ સમયથી મૂખ્ય લક્ષ્ય થઇ પડ્યું.

અંગ્રેજી ભાષામાં સુસમ્પન્નતા પ્રાપ્ત કરવાની ઉચ્ચાકાંક્ષા તેમના હૃદયમાં ઘણા દિવસથી સંચિત થઇ રહી હતી. એક વખત મેટ્રોપોલિટન સ્કુલમાં વિદ્યાર્થિઓને ઇનામો વહેંચી આપવાનો એક મિલાવડો થયો હતો. એ સમયે એક શિક્ષકે રાજીનામું આપેલું હોવાથી તેને માન આપવાની તક લેવામાં આવી હતી. નરેન્દ્રનાથના સહાધ્યાયી મિત્રોએ તેમને કહ્યું કે: આપણા શિક્ષકને માટે તમારે પ્રશંસા જનક ભાષણ કરવું પડશે. નરેન્દ્રનાથે કબૂલ કર્યું! તે દિવસે સુપ્રખ્યાત ભાષણકાર શ્રીયુક્ત સુરેન્દ્રમોહન બન્દોપાધ્યાયે સભાપતિનું આસન ગ્રહણ કર્યું હતું. નિર્ભય ચિતના નરેન્દ્રનાથે સભામાં ઉભા થઈ અતિ પ્રતિભા પૂર્ણ સ્વરે, ઉચ્ચ ભાવના દર્શક શબ્દોમાં અંગ્રેજીમાં ભાષામાં, અર્ધા કલાક સુધી શિક્ષક મહાશયના ગુણાનુવાદ ગાયા. અને શિક્ષકના અન્યત્ર ગમનથી વિદ્યાર્થિઓના હૃદયમાં કેવા પ્રકારનો કલેશ થાય છે તે સુંદર રૂપે કહી સંભળાવ્યું. તેમનું ભાષણ પૂરૂં થયા પછી સભાપતિ મહાશયે તેમની સારી પેઠે પ્રશંસા કરી. એ પછી ઘણે દિવસે સુરેન્દ્રબાબુએ

## कॉलेज-जीवन.

સોળ વર્ષની વયે પ્રાવેશિક પરીક્ષામાં પાસ થતાં જ નરેન્દ્રનાથની બાલ્યક્રીડાનું અવસાન થયું. જે જે મિત્રોના ટોળામાં રહી તેઓ નિત્ય નૂતન ક્રીડા કૌતુક શોધવામાં-રમવામાં નિમગ્ન રહેતા તેમની પાસેથી હવે રજા લેવાનો સમય આવી પહોંચેલો જોઇ પરીક્ષામાં પસાર થવા માટે કૃતકાર્યતાજનિત આનન્દમાં પણ તેઓ દુઃખ અનુભવવા લાગ્યા. હાય ! જે મિત્રોની સાથે આટલો બધો સમય આમોદ-પ્રમોદમાં વ્યતીત કર્યો, જે મિત્રોને તેઓ કેટલાંએ અદ્‌ભુત ઉપનામ આપી બોલાવતા, જે મિત્રો તેમના આધિપત્ય નીચે કેટલું સુખ અને ગૌરવ માનતા તે સર્વ મિત્રોનો ત્યાગ કરી જવું પડશે ! તેજ વિદ્યાલયગૃહ-કે જે તેમની ક્રીડા-ધ્વનિથી પ્રતિધ્વનિત થઇ ઉઠતું, તેજ કલાસ-જેમાં તેઓ સૌથી પ્રથમ નંબર બેસતા, તે સર્વનો ત્યાગ કરી જવું પડશે! કોમળ હૃદયના નરેન્દ્રનાથના હૃદયમાં એ સર્વના વિયોગથી મ્હોટો આઘાત થયો ! બહુ દુઃખ થયું, મિત્રો, સ્કુલ, કલાસ, રમતો, શિક્ષકો વગેરે સાથે ઘણા લાંબા સમયથી એક પ્રકારનો સ્નેહસંબંધ થયો હતો તેમાં વિચ્છેદ-વિયોગ-પડવાનો સમય આવી ઉપસ્થિત થયો એ તેમનાથી સહન થયું નથી ! હમણાં તેઓ તે બધું છોડી કૉલેજમાં વિદ્યાભ્યાસ કરવા જાય છે, તેથી તેમને પ્રથમના કરતાં વધારે ગંભીર-ડાવકા થવું પડશે. હવે પ્રથમના જેવી દોડાદોડી, ન્હાસા ન્હાસી કરી શકશે નહિ. હવે પૂર્વની પેઠે લશ્કરી સિપાહીઓ બની હારબંધ થઇ ઘણે વેગળે સુધી "કુચ માર્ચ" અથવા બનાવટી રણસંગ્રામ કરી શકાશે નહિ. એ બધી ચિન્તાઓને લીધે તેમનું હૃદય વ્યથિત થવા લાગ્યું. પરંતુ ધીમે ધીમે વ્યથાનો વેગ મંદ થવા લાગ્યો અને નૂતન જીવનના ઉચ્ચતમ લક્ષ્ય તરફ તેમની ચિત્તવૃત્તિ સ્થિત થઇ ગઈ.

પ્રથમ તેમણે પ્રેસિડન્સિ કૉલેજમાં વિદ્યાભ્યાસ કરવા પ્રવેશ કર્યો; પરંતુ બીજે જ વર્ષે તે કૉલેજનો ત્યાગ કરી જનરલ એસેમ્બ્લીઝ ઇન્સ્ટીટ્યુશનમાં ગમન કર્યું. અતિશય વિદ્યાભ્યાસના ભારને લીધે અને વર્ષપર્યંત મેલેરિયા જ્વરની પીડા થવાથી નરેન્દ્રનાથનું શરીર બગડ્યું હતું. તેથી જ અભ્યાસ બરાબર થયો નહતો. કૉલેજ બદલવાનું પણ એજ કારણ હતું પરંતુ નવીન કૉલેજમાં પ્રવેશ કર્યા પછી નરેન્દ્રનાથે એ વર્ષપર્યંત અભ્યાસમાં અત્યંત મન પરોવ્યું અને વિશેષરૂપે સાહિત્ય અનુશીલનમાં મગ્ન થઇ, રચના અને અલંકાર શાસ્ત્રમાં સારી પેઠે ઉન્નતિ કરી. Logic, Philosophy નો ઘણા આગ્રહ સહિત અભ્યાસ કરવા લાગ્યા ખરા પરંતુ અંગ્રેજી ભાષામાં લેખો લખવા, ભાષણો કરવાં, અને વાર્તાલાપ કરવાનું શિક્ષણ મેળવવા માટે તેઓ અધિક પરિશ્રમ કરવા લાગ્યા. તેમની ખંતને પરિણામે એ સર્વ વિષયોમાં તેમણે કૉલેજના અન્ય વિદ્યાર્થિઓમાં શીર્ષસ્થાન પ્રાપ્ત કરી લીધું હતું. વિદ્યા ઉપાર્જનદ્વારા મનોમંદિર વિભુષિત કરવું જોઇએ, એજ તેમનું આ સમયથી મૂખ્ય લક્ષ્ય થઇ પડ્યું.

અંગ્રેજી ભાષામાં સુસમ્પન્નતા પ્રાપ્ત કરવાની ઉચ્ચાકાંક્ષા તેમના હૃદયમાં ઘણા દિવસથી સંચિત થઇ રહી હતી. એક વખત મેટ્રોપોલિટન સ્કુલમાં વિદ્યાર્થિઓને ઇનામો વહેંચી આપવાનો એક મિલાવડો થયો હતો. એ સમયે એક શિક્ષકે રાજીનામું આપેલું હોવાથી તેને માન આપવાની તક લેવામાં આવી હતી. નરેન્દ્રનાથના સહાધ્યાયી મિત્રોએ તેમને કહ્યું કે: આપણા શિક્ષકને માટે તમારે પ્રશંસા જનક ભાષણ કરવું પડશે. નરેન્દ્રનાથે કબૂલ કર્યું! તે દિવસે સુપ્રખ્યાત ભાષણકાર શ્રીયુક્ત સુરેન્દ્રમોહન બન્દોપાધ્યાયે સભાપતિનું આસન ગ્રહણ કર્યું હતું. નિર્ભય ચિતના નરેન્દ્રનાથે સભામાં ઉભા થઈ અતિ પ્રતિભા પૂર્ણ સ્વરે, ઉચ્ચ ભાવના દર્શક શબ્દોમાં અંગ્રેજીમાં ભાષામાં, અર્ધા કલાક સુધી શિક્ષક મહાશયના ગુણાનુવાદ ગાયા. અને શિક્ષકના અન્યત્ર ગમનથી વિદ્યાર્થિઓના હૃદયમાં કેવા પ્રકારનો કલેશ થાય છે તે સુંદર રૂપે કહી સંભળાવ્યું. તેમનું ભાષણ પૂરૂં થયા પછી સભાપતિ મહાશયે તેમની સારી પેઠે પ્રશંસા કરી. એ પછી ઘણે દિવસે સુરેન્દ્રબાબુએ

સ્વામિજી સંબંધી એક સમયે કહ્યું હતું કે: "He was the greatest public orator India had ever known." ભારતવર્ષમાં સ્વામિ વિવેકાનંદના જેવા અન્ય વક્તાએ જન્મ ગ્રહણ કર્યો નથી." કૉલેજમાં અધ્યયન કરતા હતા તે સમયે નરેન્દ્રનાથ ભાષણ આપવાનો અભ્યાસ કરતા ખરા પરંતુ તેઓ સ્વાભાવિક રીતે જ વાક્પટુ હતા. અભ્યાસ ન કર્યો હોત તો પણ વક્તૃતા આપવા માટે તેઓ ખ્યાતિ પ્રાપ્ત કરત એમાં સંદેહ જ નથી. સારા વક્તા થવા માટે જે સદ્ગુણની આવશ્યકતા હોય છે તે સર્વ ગુણ-કળા તેમનામાં પુષ્કળ પ્રમાણમાં વિદ્યમાન હતી. સુન્દર સુગોઠિત મૂર્તિ, સુલલિત અને મેઘગર્જના જેવો ગંભીર કણ્ઠધ્વનિ, અને અસરકારક, સુંદર શબ્દ પ્રયોગ, તેમજ અસ્ખલિત રૂપે બોલ્યાં જવાની મનોહર છટાદ્વારા શ્રોતાજનોનાં ચિત્ત આકર્ષણ કરવાની શક્તિ, એ સર્વ તેમનામાંસંપૂર્ણ રૂપે હતાં.

જે યુવકો કૉલેજમાં નરેન્દ્રનાથ સાથે પરિચિત અથવા મિત્રતાના બંધનમાં બંધાયલા હતા તે સર્વ કહે છે કે: "તેઓ પોતાની શક્તિ ઉત્તમ રૂપે જાણતા-સમજતા, અને ઘણી જ સરસ રીતે તે શક્તિનો ઉપયોગ કરતા, દેશી અને યુરોપિયન, સર્વ પ્રૉફેસરો તેમના ઉપર સ્નેહ રાખતા અને તેમના સદ્ગુણ જોઈ મુગ્ધ થઇ જતા, સર્વે એકી અવાજે કહેતા કે: "આ બાળકમાં અતિશય શક્તિ ગુપ્ત રૂપે વિદ્યમાન્ છે. એક દિવસ એવો આવશે કે જે દિવસે સમગ્ર જગત્ એની શક્તિનો પરિચય મેળવશે."

બે વર્ષ પછી નરેન્દ્રનાથ ફર્સ્ટ આર્ટ્સ પરીક્ષામાં પાસ થઇ બી. એ. નો અભ્યાસ કરવા લાગ્યા અને બે વર્ષ પછી અર્થાત્ વિશ વર્ષની વયે બી. એ. ની પરીક્ષામાં પાસ થઇ તેમણે બી. એલ. નો અભ્યાસ શરૂ કર્યો. એ સમયે જ અર્થાત્ બી. એ. પાસ કર્યા પછી થોડે દિવસે તેમના પિતા મરણ પામ્યા. અને તેમને નાના પ્રકારની સાંસારિક વિટંબણાઓ અને અન્ન કષ્ટ સહન કરવું પડ્યું. તેથી બી. એલ. ની પરીક્ષામાં પાસ થવાનો સુયોગ તેમના અદૃષ્ટમાં બન્યો નહિ. પરંતુ અલાર પહેલાં થોડા દિવસથી ( બી. એ. ક્લાસમાં અધ્યયન કરતા હતા તે સમયે ) તેમના મનોરાજ્યમાં એક વિષયની ચિન્તાનું તોફાન ઉત્પન્ન થયું હતું. તે આંતર

તોફાને પિતૃ-વિયોગને લીધે પ્રબળ રૂપ ધારણ કર્યું, પરંતુ અંતે સદ્ગુરૂદેવ ઇશ્વરાવતાર શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના ચરણ કમળનો આશ્રય લેતાં જ એ તોફાન શાંત થઇ ગયું અને સંદેહ–તરંગના સપાટામાંથી મુક્તિ પ્રાપ્ત કરી સત્ય–માર્ગ શોધી લેવા તેઓ સમર્થ થયા. હવે પછીના અધ્યાયમાં એ સર્વનું વિસ્તૃત વિવેચન કરવામાં આવ્યું છે તેથી આ સ્થળે માત્ર સંક્ષેપમાં જ તેનો આભાસ આપવામાં આવે છે. ફર્સ્ટ આર્ટસની પરીક્ષામાં પાસ થયા પછી અર્થાત્ ૧૮ થી ૨૪ વર્ષ પર્યંત તેમનો જીવન–ઇતિહાસ અતિ ચિત્તાકર્ષક અને શિક્ષાપ્રદ છે. સભ્ય જગત્માં તુમૂલ આન્દોલન ઉત્પન્ન કરવા માટે જે વિરાટ શક્તિએ શીઘ્રજન્મ ધારણ કર્યો હતો, તેમણે યૌવનના પ્રથમ પગથિયામાં પદાર્પણ કરતાં જ ક્ષુદ્ર રક્ત–માંસના પિંજરામાં પુરાઇ રહેવાનું પસંદ કર્યું નહિ. તેણે તો આત્મજ્યોતિ વિસ્તારવા માટે મનપૂર્વક યત્ન કરવા માંડયો. લગભગ પ્રત્યેક મહા પુરૂષના જીવનમાં, વયનો સંધિકાલ એ ઘોર પરિવર્તનનો, સમય જોવામાં આવે છે. એ સમયે જ તેઓ સર્વના સાધારણ અને પોતાના અસાધારણ ગમન માર્ગના મધ્ય સ્થળમાં ઉભા રહી "કયે માર્ગે જવું?" "કયે માર્ગે ગમન કરવાથી ઇષ્ટ સિદ્ધિ–સત્ય પ્રાપ્તિ–થશે? જીવન ધન્ય અને સફળ થશે, તેમજ જીવનનો ઉદ્દેશ્ય સિદ્ધ અને સાર્થક થશે?" એવા પ્રકારની શંકા જાળમાં ફસાઇ પડે છે. પરંતુ તેઓ તુર્તજ પોતાનો માર્ગ નક્કી કરી લે છે અને શંકા જાળ તોડી ફોડી તેમાંથી બહાર નિકળી જાય છે. વાંચકો જોઈ શકશે કેઃ સ્વામી વિવેકાનંદજીના જીવનમાં પણ એવો જ પ્રકાર બન્યો હતો. તેઓ કૉલેજમાં અધ્યયન કરતા હતા તે સમયના તેમના ચરિત્રનો કિંચિત્ પરિચય અમે અત્રે આપીશું.

તેમણે કૉલેજમાં પણ સ્કુલની પેઠે જ સર્વ વિદ્યાર્થિઓમાં શીર્ષસ્થાન અધિકાર કર્યું હતું. પગલે પગલે અન્યના કરતાં તેમનું શ્રેષ્ઠત્વ સાબિત થવાથી સર્વ વિદ્યાર્થિઓએ નરેન્દ્રનાથને જ પોતાના નેતા માની લીધા હતા. સંકલનાબદ્ધ વિચાર, તર્ક અને યુક્તિમાં કોઇ તેમનો પરાજય કરી શકતા નહિ. ક્લાસમાં તર્કવાદ આરંભ થતાં રમવાના સમયપર્યંત તેમની દલીલ ચાલ—

રહેતી. યુક્તિ અને તર્કની સહાયતાથી પ્રત્યેક વસ્તુના પ્રત્યેક વિભાગ જૂદા જૂદા કરી તેનું પ્રથક્કરણ કરવાનો તેમને અત્યારથીજ અભ્યાસ થઇ ગયો હતો. વાદવિવાદ અને વાર્તાલાપમાં પણ તેમના જેવો અન્ય કોઈ તર્કવાદી કે હાજર જવાબી નહતો. હાસ્ય મશ્કરીમાં, આમોદપ્રમોદમાં, રમવામાં, ગાવામાં, સર્વ વિષયોમાં તેઓ સમાનરૂપે અગ્રસર હતા. તેમના સિંહ સમાન પરાક્રમને લીધે સર્વે તટસ્થ જ રહેતા. કોઇ તેમની સ્હામે ટકતું નહિ. કોલેજમાં પ્રવેશ કરવા છતાં પણ તેઓ પ્રથમની પેઠે કાંઇક નવીન સાંભળતા અથવા જોતા કે તુર્ત જ તે તરફ ધ્યાન આપતા, પરંતુ સ્કુલમાં વિદ્યાભ્યાસ કરતા તે સમયે જેમ અધિક સમય રમવાકુદવામાં નિમગ્ન રહેતા તેમ કોલેજના અભ્યાસ વખતે કરતા નહિ. કૉલેજ-જીવન સમયે તેઓ અતિશય અધ્યયન કરતા હતા. તે અધ્યયન માત્ર કૉલેજનાં પાઠ્ય-પુસ્તકોની સીમા-બદ્ધ નહતું. નૉવેલો, નાટકો, માસિક પત્રિકાઓ, વર્તમાનપત્રો અને સાહિત્યની અન્ય રચનાઓ-ગ્રન્થો વાંચવાનો પણ તેમને બહુ શોખ હતો. એ સિવાય ગણિત, ઇતિહાસ, કાવ્ય, સાહિત્ય, અને પ્રાચ્ય-પાશ્ચાત્ય ઉભય પ્રકારનાં દર્શન શાસ્ત્રોનો તેમણે વિશેષ ચિત્ત રાખીને અભ્યાસ કર્યો હતો. શિક્ષણ સંબંધી તેમની ધારણા અતિ વિસ્તૃત અને ઉદારતા ભરેલી હતી. એક વખત એક સહાધ્યાયી મિત્રે તેમને પૂછ્યું હતું કેઃ "પરીક્ષાને માટે તમે મહેનત કેમ કરતા નથી ?" તેમણે ઉત્તર દીધું હતું કેઃ "પરીક્ષામાં તે શું ભર્યું છે ? પરીક્ષામાં પાસ થવું એ કાંઈ જીવનનો ઉદ્દેશ્ય નથી. માત્ર પાસ થવા માટે પુસ્તકનાં પાનાં કણ્ઠસ્થ કરવાં એ તો સ્મરણશક્તિનો દુરૂપયોગ કરવા જેવું છે. પાસ થવા માટે જ માત્ર જેટલો વિદ્યાભ્યાસ કરવાની આવશ્યકતા છે તેટલો જ કરવો ઉચિત છે. ડિગ્રી પ્રાપ્ત કરવા સાથે જ એ વિદ્યાભ્યાસનો અંત થશે. સાચી જ્ઞાન-પ્રાપ્તિ કોને કહે છે, તેનો ઉદ્દેશ્ય શો અને માનવ-ચરિત્ર ઉપર કેટલે દરજ્જે તેનો પ્રભાવ પડે છે તે સંબંધી આ દેશના વિદ્યાર્થિઓની ઉત્તમ પ્રકારની વિશુદ્ધ ધારણા થવાની આવશ્યકતા છે." તેમના હૃદયમાં આવી શ્રદ્ધા અંત પર્યંત હતી. અને અંત પર્યંત તેઓ નિત્ય પોતાનો અધ્યયન કરવાનો વિષય નક્કી

કરી, ચિત્તવૃત્તિ સ્થિર રાખી ધ્યાનપૂર્વક તેનું અધ્યયન કરતા.

કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે સમયે જે જે વિષયો સંપૂર્ણરૂપે શિખવા તેમણે વિશેષ યત્ન કર્યો હતો તેમાં અંકગણિત અને જ્યોતિષગણિત–(Astronomy) પણ હતાં. જ્યોતિષમાં તેઓ વિશેષ પારંગત થયા હતા. ચતુર્થ વાર્ષિક શ્રેણીમાં વિદ્યાભ્યાસ કરતા હતા તે સમયે "Godfrey's Astronomy" નામક સમગ્ર પુસ્તક તેઓ શીખી ગયા હતા અને ઉચ્ચ પ્રકારના ગણિત (Higher Mathematics) નો અભ્યાસ કરવામાં તેઓ અતિશય આનંદ અનુભવ કરતા. બાલ્યાવસ્થાથી તેઓને સંસ્કૃત ઉપર બહુ પ્રેમ હતો. બાર વર્ષની વયમાં જ તેમણે "મુગ્ધબોધ" વ્યાકરણનાં સર્વ સૂત્રો કણ્ઠસ્થ કરી દીધાં હતાં અને ચૌદ વર્ષની વયે બહુ સુંદર સંસ્કૃત રચના કરી શકતા. તેમ છતાં સર્વના કરતાં વિશેષ પ્રેમ તો તેમને બંગાલી ભાષા ઉપર હતો.

તેમની સ્મરણશક્તિ અદ્ભુત પ્રકારની હતી. પૂર્વે જ કહેવામાં આવ્યું છે કે: એ વિષયમાં તેમની માતા સાથે તેમનું વિશેષરૂપે મળતાપણું જોવામાં આવે છે. તેમની માતા સમક્ષ કોઇપણ કવિતા એક વખત ગાવામાં આવતાં જ પછીથી કોઇ પણ સમયે તેઓ તે કવિતા–સહજ આગળ પાછળ પણ સમગ્ર મોઢે બોલી જતાં. નરેન્દ્રનાથમાં એ શક્તિ વિશેષરૂપે ઉત્કર્ષ પામી હતી. તેઓ ઇચ્છા થતાં જ કોઇ પણ વિષયનું થોડી ક્ષણમાં જ અધ્યયન કરી શકતા અને ત્યારપછી તે વિષય તેમની સ્મરણ–શક્તિમાંથી કદીપણ ભૂસાતો નહિં. તેમની સ્મરણ શક્તિ ક્વચિત્ તો જાણે દૈવની કૃપાપાત્ર હોય તેમ ધારવામાં આવતું. એ જોઇ સાધારણ મનુષ્યોના વિસ્મયની અને ભક્તિની હદજ રહેતી નહિં. જે વિષય તેઓ એક વખત સાંભળતા તેની પ્રત્યેક પંક્તિ તેઓ જીવનની છેલ્લી ક્ષણપર્યંત બોલી શકતા.

શ્રીરામકૃષ્ણ લીલા પ્રસંગના લેખક અને વિવેકાનંદજીના ગુરૂબંધુ મહાત્મા સારદાનંદજી કહે છે કે: "તેમની વિદ્યાભ્યાસ–અધ્યયન કરવાની રીતિ અન્ય સાધારણ બાળકોના જેવી નહતી. બાલ્ય સમયે વિદ્યાલયમાં પ્રવેશ કર્યા પછી તેમને નિત્ય અભ્યાસ કરાવવા માટે એક શિક્ષક રાખવામાં

આવ્યો હતો. નરેન્દ્રનાથ કહેતા કે: "માસ્તર ઘેર આવતાં જ અભ્યાસ કરવાનાં બંગાલી અને અંગ્રેજી પુસ્તકો હું તેમની પાસે મૂકતો અને તે દિવસે કયાં પુસ્તકમાંથી કેટલાં પૃષ્ઠ સુધી અભ્યાસ કરવો તે બતાવવાનું કહેતો અને પછી બેસી રહેતો અથવા સુઇ જતો. માસ્તર સાહેબ કેટલાંક પુસ્તકો લઇ મ્હારે અભ્યાસ કરવાનાં પાનાં જાણે પોતે જ અભ્યાસ કરતા હોવાથી બે ત્રણ વખત મ્હને વાંચી સંભળાવ્યા પછી ચાલ્યા જતા. બસ, એટલાથી જ મ્હારો અભ્યાસ થઇ જતો! શિક્ષકનાં ઉચ્ચારેલા પ્રત્યેક શબ્દો, વાક્યો, લીંટીયો મ્હને યાદ રહી જતાં. મ્હારે પુનઃ તે પાનાં વાંચવાની આવશ્યકતા રહેતી નહિં." ધન્ય છે એ સ્મરણ શક્તિને! વયોવૃદ્ધિ થયા પછી પણ નરેન્દ્રનાથ પરીક્ષાના બે ત્રણ માસ બાકી રહેતાં જ કલાસનાં પાઠ્ય-પુસ્તકો વાંચવાનું શરૂ કરતા. બાકી આઠ-નવ મહિનાાને સમય પોતાની ઇચ્છાનુસાર અન્ય પુસ્તકો વાંચવામાં વ્યતીત કરતા. એ પ્રમાણે તેમણે પ્રાવેશિક પરીક્ષા આપતાં પહેલાં જ સમગ્ર અંગ્રેજી અને બંગાલી સાહિત્ય અને અનેક ઐતિહાસિક ગ્રન્થોનું અધ્યયન કર્યું હતું. જો કે એમ કરવામાં તેમને પરીક્ષા પહેલાં થોડા દિવસ આગમચ કવચિત્ અતિશય પરિશ્રમ કરવો પડતો. અમારા જાણવામાં છે કેઃ એક દિવસ તેઓ પૂર્વોક્ત વાત કરતાં અમને કહેતા કેઃ "પ્રાવેશિક પરીક્ષા આરંભ થતાં પહેલાં બે ત્રણ દિવસ આગમચ મ્હારા જાણવામાં આવેલું કેઃ જ્યોમિતિનો અભ્યાસ જરા પણ થયો નથી. તે દિવસે સમસ્ત રાત્રિ ઉજાગરો કરી હું અભ્યાસ કરવા લાગ્યો અને ચોવિશ કલાકમાં તો તેનાં ચારે પુસ્તકો કણ્ઠસ્થ કરી પરીક્ષા આપી આવ્યો!" ઇશ્વરની કૃપાથી તેમનું શરીર સુદ્રઢ, બળવાન અને અપૂર્વ મેધા-પ્રાપ્ત હતું તેથી જ એ પ્રમાણે અભ્યાસ કરી શકયા હતા, એ કહેવાની આવશ્યકતા નથી."

વિદ્યાભ્યાસમાં પ્રવૃત્ત થયા ત્યારથી નરેન્દ્રનાથની એ મેધા શક્તિ તેમના વિશેષ ઉપયોગમાં આવી હતી. અભ્યાસ કરવાના અનેક વિષયો તેઓ આવશ્યકતા પ્રમાણે અતિ સત્વર કણ્ઠસ્થ કરી લેતા, અને તે સર્વ વિષયો એટલા બધા દીર્ઘકાળ પર્યંત તેમના સ્મરણમાં રહેતા કેઃ અન્યને તેનો વિશ્વાસ ઉત્પન્ન થવો પણ અસંમ્ભવિત થઇ પડે. તેમ છતાં જેમણે સ્વચક્ષુએ

એ સર્વ બનાવ જોયા છે તેમાંના ઘણા મનુષ્યો હજી જીવિત છે અને તેઓ સ્વમુખે એ વિષયનું પ્રમાણ આપે છે, તેથી જ અમે એવા અસંભવિત જણાતા બનાવને સત્ય માનતાં જરા પણ અચકાતા નથી. તેઓ કહે છે કે: "નરેન્દ્રનાથ એક જ વખત પુસ્તક વાંચતા તે પછી તેમાંનો કોઇ પણ વિષય જીવનની છેલ્લી ક્ષણ પર્યંત પોતાને મુખેથી બોલી જવામાં જરા પણ તેમને અડચણ કે ભૂલ પડતી નહિ!" એવી આશ્ચર્યજનક સ્મરણ શક્તિને લીધે જ તેઓ અનેક ગ્રન્થોનાં અધ્યયન-અવલોકન-કરવાનો સમય પ્રાપ્ત કરી શક્યા હતા. કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતા તે સમયે લગભગ સમસ્ત દિવસ મિત્ર-બંધુઓ સાથે આમોદ પ્રમોદ કરતા અને મોડી રાતે ઇતિહાસ અથવા કઠિન દર્શન શાસ્ત્રોનું અધ્યયન કરવામાં ગુંથાતા અને ૪૦-૫૦ પૃષ્ઠ વાંચ્યા પછી જ ઉઠતા. તે દિવસથી જ એ ૪૦-૫૦ પૃષ્ઠ તેમના કણ્ઠસ્થ થઈ જતાં. તેનો શબ્દે શબ્દ તેમને યાદ રહી જતો. મોડી રાત સુધી અભ્યાસ કરતા તેથી તેમને ચાહ અને કૉફિ પીવાની ટેવ પડી ગઇ હતી.

જે મહા પુરૂષમાં આવી સ્મરણ શક્તિ હોય તે અલ્પ દિવસમાં અનેક વિદ્યામાં પારંગત થાય એમાં આશ્ચર્ય શું? ઇતિહાસના અભ્યાસમાં તેમને અતિશય પ્રેમ હતો. માત્ર અનેક બનાવોનું વિવરણ સંગ્રહ કરવાનો તેમનો મુખ્ય ઉદ્દેશ્ય નહતો. જે જે અનુકૂળ પ્રતિકૂળ અવસ્થાઓની મધ્યમાં થઇને એક જાતિ અથવા તેમાંના કોઇ એક શક્તિમાન પુરૂષોની ક્રિયાઓ પ્રકટ થાય છે તે અવસ્થાનો, ઇતિહાસના અધ્યયન દ્વારા પરિચય પ્રાપ્ત કરવામાં અને તેની સમાલોચના કરવામાં તેઓ અત્યન્ત આનંદ માનતા. Green's History of the English people, Alison's History of Europe અને ફ્રાન્સ વિપ્લવનો ઇતિહાસ; એ પુસ્તકોનો તેમણે ધ્યાન પૂર્વક અભ્યાસ કર્યો હતો. પરંતુ તે કરતાં પણ વિશેષ લક્ષ્ય રાખીને Gibbon's Decline and fall of the Roman Empire નામક પુસ્તકનો તેમણે આગ્રહપૂર્વક અભ્યાસ કર્યો હતો. અતુલ વિક્રમશાલી સમ્રાટ્ નેપોલિયનને સાચો વીર માની તેને તેઓ માન આપતા, અને નેપોલિયનના સેનાપતિઓમાં માર્શલ નેને અતિ ઉચ્ચ પદે સ્થાપતા.

દુર્બળતાને તેઓ અંતઃકરણપૂર્વક ધિક્કારતા. જે સમયે તેમનું ઇતિહાસ-જ્ઞાન એવા અનેક વીર પુરૂષોનાં ચિત્ર તેમની કલ્પના સમ્મુખ તાદૃષ્ય કરી દેતું, ત્યારે શક્તિનો સંચય એજ મહત્ કાર્યનાં દ્વાર સ્વરૂપ છે એવું તેઓ જ્ઞાનોન્મેષ થવા સાથે જ સમજી શક્યા હતા. અન્ય દેશોના ઇતિહાસનો અભ્યાસ કરવામાં જ તેઓ સંતોષ માની બેઠા નહતા. ભારતવર્ષનો ઇતિહાસ અને ઇતિહાસ–પ્રસિદ્ધ વ્યક્તિયો સાથે તેમનો એટલો બધો પરિચય થઈ ગયો હતો કે જાણે તે સર્વને તેમણે સ્વચક્ષુએ જોયા ન હોય! ગુપ્ત-વંશના હિંદુ નૃપતિઓ અને મોગલ બાદશાહોની કીર્તિ–કથાનું વર્ણન કરતાં કરતાં તેઓ પ્રસંગોપાત આત્મભાન ભૂલી જતા. ઉત્તરાવસ્થામાં સન્યાસીનો વેશ ધારણ કરી તેમણે જ્યારે સમસ્ત ભારતભૂમિ પર પર્યટન કર્યું તે સમયે–અતિ પ્રાચીન કાળની ઇતિહાસ–સ્મૃત્તિ–જડિત સ્થાનનાં દર્શન કરતી વખતે–એ સર્વ પ્રાચીન કથાઓ તેમના સ્મરણમાં જાગ્રત થઇ ભારતવર્ષના અતીત ગૌરવની કલ્પનામયી મૂર્તિ સમક્ષ, તેમના હૃદયને ભક્તિ અને શ્રદ્ધા સહિત નમન કરાવી દેતી અને ભક્તિ ગદ્ગદ્ હૃદયે તેઓ તે સર્વ સ્થાનોનું નિરીક્ષણ કરતા. તે સમયે જાણે સર્વ અતીત ગૌરવ, ભારતના ભાવી ઉચ્ચ ગૌરવ પ્રત્યે અંગુલિ–સંકેત કરતું હોય એવું તેમને ભાન થતું.

યુવક માત્ર સામાન્યતઃ કાવ્ય પ્રેમી હોય છે. નરેન્દ્રનાથ પણ વિદ્યાભ્યાસ સમયે કવિતા દેવીના અતિશય ભક્ત હતા. ભાષા અને ભાવનાના સૌંદર્ય માટે તેમણે Wordsworth નેજ કાવ્યાકાશનો ધ્રુવ તારો માની લીધો હતો, અને એ કવિની ઉચ્ચ–ભાવનાપૂર્ણ કવિતાઓનો મ્હોટો ભાગ તેમને કણ્ઠસ્થ હતો. માત્ર છન્દ ઝંકાર પૂર્ણ શબ્દ વિન્યાસને જ તેઓ કવિતા માનતા નહિ. તેમની ધારણા એવી હતી કેઃ "ઉત્તમ કાવ્ય તો જાણે બહુ વર્ણાંકિત ચિત્રપટના જેવું એક ખાસ મનોરમ શબ્દમય ચિત્ર રૂપ છે. એ કાવ્ય તો જાણે લોક–ચક્ષુ સમક્ષ આદર્શને સ્થાપન કરવાની અતિ શ્રેષ્ઠ શિલ્પ રચના, અને સત્યને સાધારણ જગતનું અંગીભુત કરવાનું એક માત્ર કૌશલ જાણવું." Ideal અથવા આદર્શ, એ તો જીવન પર્યંત તેમના હૃદયમાં જાગૃત જ હતો. તેઓ સ્વરચિત આદર્શ–જગતમાં જ નિવાસ કરતા અને

એમ જ ધારતા કેઃ માનવ જીવનનો પાયો એ અંતઃકરણના ઉત્તમ ઉચ્ચ આદર્શો ઉપર જ રચાયો છે, અને જીવનની વ્યર્થતાનું કારણ માત્ર એ સાચા આદર્શોના દર્શનનો અભાવ જ છે. તેઓ જે કાંઇ કર્મ કરતા અને વિચારતા તે સર્વ તેમના હૃદયમાં સ્થપાયલા આદર્શના પોષક જ હતાં. ઇતિહાસ, કાવ્ય, દર્શન, અથવા વિજ્ઞાન, એ સર્વ તેમની દ્રષ્ટિમાં, પોતાના આદર્શની ભિન્ન ભિન્ન મૂર્તિ અથવા પ્રકાશ સિવાય અન્ય કશું જ જણાતું નહિ.

પરંતુ જેમ જેમ દિવસો વ્યતીત થવા લાગ્યા તેમ તેમ તેમનું સંશોધક મન સત્યની પ્રાપ્તિ માટે અતિશય વ્યગ્ર થઇ ઉઠ્યું. બી. એ. કલાસમાં વિદ્યાભ્યાસ કરતી વખતે તેમણે તૃષાતુર ચાતકની પેઠે પ્રાચ્ય અને પાશ્ચાત્ય દર્શન શાસ્ત્રમાંથી સત્યનું શોધન કરવા માંડ્યું હતું પરંતુ હાય! તેનું પરિણામ તો માત્ર મૃગતૃષ્ણા સમાન ફળ આપનાર જ નિવડ્યું! પુસ્તકોમાં તે સત્ય ક્યાંથી હોય! તેથી જ સન્યસ્ત દશા વખતે તેમણે Song of Sannyasin ( સન્યાસીનું સંગીત ) શીર્ષક કવિતામાં કહ્યું છે કેઃ—

"Where seek'st thou friend?
That freedom this world nor that can give.
In books and temples vain thy search."

હર્બર્ટસ્પેન્સરના કઠિન દર્શન શાસ્ત્ર પ્રત્યે તેઓ કંઇક આકર્ષાયા હતા અને તેનો વિશેષરૂપે અભ્યાસ કર્યો હતો. એ સિવાય કૅન્ટ, અને શોપનહેર નામક જર્મન વિદ્વાનોનાં અને આગષ્ટકોમટ્ અને જૉનસ્ટુઅર્ટ મિલના દાર્શનિક સિદ્ધાંતનો તેમણે ઉત્તમરૂપે અભ્યાસ કર્યો હતો, એટલું જ નહિં પણ પ્રાચીન એરિસ્ટોટલનો મત પણ સારી પેઠે જાણી લીધો હતો. એ સર્વ ગ્રન્થોના અધ્યયનથી તેમના મનમાં કેવું ઘોર પરિવર્તન શરૂ થયું હતું તે અમે હવે પછીના અધ્યાયમાં બતાવીશું. હમણાં તો વાચકોએ માત્ર એટલું જ ધ્યાનમાં રાખવાનું છે કેઃ એ સર્વ દર્શન શાસ્ત્રોના ઉંડા અભ્યાસને પરિણામે જ ઉત્તર-કાલમાં ( સન્યસ્તાવસ્થામાં ) સર્વ પ્રજાને, હિંદુ ધર્મનું ખરૂં રહસ્ય સમજાવવા અને વિરૂદ્ધ પક્ષવાદીઓના મતનું ખણ્ડન કરવા તેઓ શક્તિમાન થયા હતા. એ સમયે ભારતીય દર્શન-

શાસ્ત્રની પ્રાચીન ટીકા–ભાષ્ય, વર્તમાન યુગના પ્રયોજન–અનુસાર સમજવાનો તેઓ યત્ન કરતા હતા. તે સર્વ ટીકા–ભાષ્ય ભૂલ–રહિત હોઇ શકે પરંતુ તેમણે જોયું કેઃ તે સર્વ વર્તમાન યુગ–ધર્મને ઉપયોગી હોય એવા પ્રકારે ગ્રહણ કરવાં જોઇએ. પ્રથમ હિંદુ દર્શનશાસ્ત્રોનો અભ્યાસ શરૂ કરતાં જ તેમના મનમાં તર્ક થયો હતો કેઃ એનાં મૂળ આકાશમાં રોપાયલાં છે. એક આઘાતમાં જ તે ચૂર્ણ વિચૂર્ણ થઇ જાય એમ છે. પરંતુ એ વિષય પરત્વેની શંકા જ્યાં સુધી તેમના મનમાંથી ભૂસાઇ ગઇ નહિં, ત્યાંસુધી તેમના અંતઃકરણમાં દારૂણ દુઃખ થયાં કરતું હતું. ત્યારપછી વિશેષ એકાગ્રતાપૂર્વક પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડતાં ધીમે ધીમે તેઓ સમજી શક્યા કેઃ ભારતવર્ષનાં હિંદુ દર્શનશાસ્ત્રો, યુગયુગાન્તરથી જે સત્યનો નિશ્ચય સિદ્ધાંત કરી ચૂક્યાં છે તેનો જ ક્ષીણ આભાસ માત્ર પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રોના મૂળ સૂત્રોમાં જણાય છે! તેઓ (પાશ્ચાત્યો) માત્ર એજ પૂર્ણ સત્યની દિશામાં કિંચિત્ અંશે અગ્રસર થયા છે એટલું જ!

અધ્યયન કરવામાં એટલે સુધી આકર્ષાયા હતા તેમ છતાં નરેન્દ્રનાથે પોતાની સ્વાભાવિક ચંચળતા અને આમોદ–પ્રિયતાનો ત્યાગ કર્યો નહતો. પૂર્વની પેઠે જ આ સમયે પણ કોઇ એક નૂતન વસ્તુ અથવા વિષય જોતાં જ સર્વસ્વનો ત્યાગ કરી તેઓ તેની પાછળ મંડતા. વિદ્યાર્થિઓમાં તેમના જેવો રસિક અન્ય કોઇ જ નહતો. કોઇ પણ બનાવમાં કૌતુક તો સૌથી પ્રથમ તેમની દૃષ્ટિયે પડતું. તેમના સહાધ્યાયીઓમાં અનેક વિદ્યાર્થિઓ સ્વાભાવિક રીતે જ આમોદપ્રિય હતા અને પ્રત્યેક હાસ્યપ્રિય પ્રકૃતિના હતા તે ઉપરાંત જ્યારે સર્વ એકઠા થતા તે સમયે તેમની ચંચળતાનો બહાર કોણ જોઇ શકે? એવા અનેક દિવસો વ્યતીત થયા છે કે જે દિવસે એક ગાડી ભાડે કરી તેમાં બધા મિત્રો ખીચોખીચ ભરાઇ બેસતા અને પછી કલકત્તાના અનેક રસ્તાઓ ઉપર ગાન ગાતા ફરતા. રવિવાર અથવા અન્ય રજાના દિવસોમાં સર્વે એકઠા થઇ ગંગાસ્નાન કરવા જતા. ગંગાજીમાં તરતા, ભૂસકા મારતા, કૂદતા, જલક્રીડા કરતા, તે સાથે જ હાસ્યરંગ અને વાતોના તડાકા ઉડાવતા! પૂજાપર્વણી સમયે સર્વ રાજમાર્ગો દિપમાળાઓવડે વિભૂ-

ર્ષિત થતા તે સમયે એ યુવકોનાં ટોળાં બ્હાર ફરવા નીકળી પડતાં, અને ઉછળતા આનંદ કલ્લોલ ધ્વનિવડે ગગન કમ્પાયમાન કરી દેતા.

નરેન્દ્રનાથ એ ટોળાંના ઉપરી હતા. સર્વ યુવકો સોળેસોળ આના આમોદ ઉપભોગ કરી શકે તેવી ક્રિયાઓ કરવા તરફ તેમનું લક્ષ્ય રહેતું. પરંતુ એ સર્વ આમોદ-પ્રમોદની ક્રિયાઓમાં જરા પણ કલંકનો સ્પર્શ રહેતો નહિં. સર્વ નિર્દોષ રમત ગમત થતી. યુવાવસ્થામાં પ્રાણ અને મનમાં ચંચળતાનો પ્રવેશ થાય એવો જ પ્રાકૃતિક નિયમ છે અને ઉપરોક્ત આમોદ-પ્રમોદ તેનું જ ફળ હતું પરંતુ તેમાં કિંચિત્ અંશે પણ કલંકને સ્થાન નહતું. સર્વ સરલ અને નિર્દોષ પુરૂષોચિત આમોદને લીધે નરેન્દ્રનાથને અનેક મિત્રો સાથે મરણ પર્યંત મૈત્રસંબંધ જળવાઇ રહ્યો હતો. યુવક નરેન્દ્રનાથના ચરિત્રમાં પવિત્રતા અને નિર્મળતા એ બે મૂખ્ય સદ્ગુણ હતા. એ વિષયમાં તેમનો આદર્શ અતિ ઉચ્ચ હતો, અને તે આદર્શમાંથી તલભાર તેઓ ડગતા નહિં અથવા ડગવાનું સહન પણ કરી શકતા નહિં. યૌવનકાલ અતિ સંકટમય સમય કહેવાય છે. આમોદ-પ્રમોદ કરતાં કરતાં, અજાણતાં જ પાપમાર્ગમાં પગ મૂકાઇ જાય એમાં આશ્ચર્ય નથી; પરંતુ બાલ્યાવસ્થાથી જ નરેન્દ્રનાથે માતા પાસેથી, સત્ કોને કહેવું, સાધુતા કોને કહેવી, એ સર્વ શિખ્યા હતા અને યૌવનમાં નીતિશાસ્ત્ર તથા દર્શનશાસ્ત્રનાં અધ્યયન, મનન અને નિદિધ્યાસન દ્વારા સમજવા પામ્યા હતા કે: પવિત્રતા એટલે શું અને સાધુતા કોને કહે. તેથી જ સેંકડો પ્રકારના આમોદ પ્રમોદ કરતા છતાં તેમણે પોતાના ચરિત્રની વિશુદ્ધતાને કલંક લગાડયું નથી. એ સંબંધી એમનો એક યૌવન-સહચર-મિત્ર (કે જે પૂર્વે સુનીતિ-કુનીતિ સંબંધી વિશેષ સમજતો નહતો પરંતુ પાછળથી તે સ્વામિજીનો મતાવલંબી શિષ્ય થયો હતો તે) કહે છે કે: "યૌવનમાં સ્વામિજી પવિત્રતાની જ્વલંત મૂર્તિ હતા. હું તેમને ઘણો વખત Over puritanical (અતિશયોક્તિવાન પવિત્ર ભક્ત) કહી મશ્કરી કરતો હતો, પરંતુ કોઇ કોઇ વખત તેમની સાથે વાર્તાલાપ કરવા જતાં મ્હારી જીભ અટકી જતી. મ્હારાથી વિશેષ વાતચિત થઈ શકતી નહિં. તે સમયે હું સ્પષ્ટ

સમજી શકતો કે તેમના કરતાં હું કેટલો બધો હીન છું!" તે એમ પણ કહે છે કેઃ "નરેન્દ્રના શરીરમાંથી જાણે એક પ્રકારનું આધ્યાત્મિક તેજ વિકાશ પામતું, તેની સ્હામે ઉભા રહી શકાતું નહિ!" માત્ર એ મિત્રે જ નહિં પણ નરેન્દ્રના અન્ય મિત્ર–બંધુઓએ પણ તેમનામાં એવું તેજ જોયું હતું. નરેન્દ્રનું ચરિત્ર, જીવન પર્યંત એજ પાવત્રતાની મહિમામય જ્યોતિવડે પ્રકાશિત થઇ રહ્યું હતું. એજ પવિત્રતાની મધ્યમાં નિવાસ કરીને ધર્મ, ઇશ્વર, આદિ પ્રત્યેક વિષય પ્રાપ્ત કરવાનો તેઓ યત્ન કરતા હતા. એજ પવિત્રતા તેમના ચરિત્રના મેરૂદણ્ડ સ્વરૂપ હતી. તેમણે પ્રત્યેક સ્ત્રીને "માતા" કહેવાનો જ અભ્યાસ રાખ્યો હતો, અને અંતઃકરણના ઉંડા ભાગમાંથી તેઓ સ્ત્રી માત્રને માતા સમાન જ માનતા હતા.

પ્રવેશિકા શ્રેણીમાં અભ્યાસ કરતા હતા તે વખતથી જ નરેન્દ્રનાથે પદ્ધતિસર ગીત–વાદ્યની ચર્ચા કરવા માંડી હતી. સુપ્રસિદ્ધ સંગીત વિશારદ અહમ્મદખાંના શિષ્ય વેણીગુપ્ત નામક એક ઉસ્તાદ પાસે તેમણે સંગીત શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. તેઓ કણ્ઠ અને વાદ્ય યન્ત્ર, ઉભયવિધ સંગીતમાં પારદર્શી હતા. વિશ્વનાથે બાલ્યાવસ્થાથી જ પુત્રની સંગીતપ્રિયતા જોઇ લીધી હતી અને યોગ્ય શિક્ષણ પ્રાપ્ત કર્યા સિવાય તેમનામાં યોગ્ય અધિકાર ઉત્પન્ન થશે નહિં. એવું જાણી નિશ્ચય કર્યો હતો કેઃ નરેન્દ્રનાથને ઉસ્તાદ પાસેથી રાગ રાગિણીનું શિક્ષણ અપાવવું અને તાલ, માન, લય સંબંધી શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે ઉપદેશ અપાવવો. પિતાની એ ઇચ્છાનુસાર નરેન્દ્રનાથે ચાર પાંચ વર્ષ પર્યંત ઉપરોક્ત ઉસ્તાદ પાસે સંગીતનું શિક્ષણ પ્રાપ્ત કર્યું, અને કૉલેજના વિદ્યાભ્યાસને બદલે સંગીત શિક્ષણમાંજ અધિક સમય વ્યતીત કર્યો હતો. તેઓ કુશળતાથી વાદ્ય યન્ત્રો પણ વગાડતાં શિખ્યા હતા પરંતુ સંગીતમાં તેમની વિશેષ દક્ષતા પ્રકટ થઇ હતી. તેઓ જે સ્થળે જતાં ત્યાં તેમને ગાવાનો આગ્રહ થતો. સર્વ તેમની ઉસ્તાદના જેટલી ખાતર બરદાસ્ત કરતા અને સંગીત સંબંધી તેમને "ઑથોરિટિ" (પ્રમાણ–સ્વરૂપ) ગણતા. પ્રાચ્ય સંગીતની સાથે પાશ્ચાત્ય સંગીતની તુલના દ્વારા તેમણે સંગીત વિદ્યા સંબંધી અનેક નૂતન શોધનો સંગ્રહ કર્યો હતો.

અને એ શાસ્ત્રનાં એક પ્રવીણ સમાલોચક થઇ પડયા હતા. એટલુંજ નહિં પણ એક દરિદ્ર સંગીત-પુસ્તક પ્રકાશકને તેના પુસ્તકનું વેચાણ કરવામાં સગવડતા થાય તે માટેજ તેમણે "ભારતીય સંગીત તત્ત્વ" સંબંધી એક મ્હોટો લેખ મુખબંધ તરીકે લખી આપ્યો હતો, અને અંતમાં કેટલાંક સુંદર સંગીત પણ બનાવી આપ્યાં હતાં. તેમના સંગીત ગુરૂએ તેમની એવી પ્રતિભા જોઇ મુગ્ધ થઇ અન્ય શિષ્યો કરતાં તેમને અનેક વિષયો શિખવ્યા હતા અને તેમના દ્વારા પોતાની કીર્તિ સારી પેઠે પ્રસરવા પામશે એમ જાણી તેમને શિખવવા માટે (ઉસ્તાદજી) જીવતોડ મહેનત કરતા. નરેન્દ્રનાથ ગુરૂ પાસેથી અનેક હિંદી, ઉર્દુ, અને ફારસી ગાયનો શિખ્યા હતા. એમાંનાં ઘણા ખરા મુસલમાનોના ધર્મોત્સવ પ્રસંગે ગવાય છે.

જનરલ એસેમ્બ્લીસ કૉલેજના વિદ્યાર્થીઓ ઘણું ખરૂં ટોળાંમાં એકત્ર થઇ નરેન્દ્રનાથનું ગાયન સાંભળવા બેસતા. એક દિવસ એક અંગ્રેજ પ્રૉફેસર સાહેબને ક્લાસમાં આવતાં સ્હેજ વિલંબ થયો હતો. ક્લાસમાં બસો વિદ્યાર્થીઓ હતા. પ્રૉફેસર સાહેબને આવતાં વિલંબ જાણી વિદ્યાર્થીઓએ નરેન્દ્રનાથને એકાદ ગાયન-લલકારવાનો આગ્રહ કર્યો-કારણ કે તેમ કરવાથી વખત આનંદમાં જાય-નરેન્દ્રનાથે ગાવાનો આરંભ કર્યો. બધા શાંત થઇને સાંભળવા લાગ્યા. એટલામાં પ્રૉફેસર સાહેબ ક્લાસ નજીક આવ્યા પણ સુંદર-મનોહર સંગીત સાંભળતાંજ મુગ્ધ થયા. તેઓ બારણાં આગળજ થોભી ગયા અને ગાયન પૂરૂં થયા પછી તેમણે હસતાંહસતાં ક્લાસમાં પ્રવેશ કર્યો. ક્લાસમાં આવ્યા પછી તેમણે ગાયન ગાનારની ઘણી પ્રશંસા કરી. ખુબી એ હતી કે: કોઇ પણ વિદ્યાર્થિએ ગાયન ગાનાર નરેન્દ્રનાથનું નામ તેમના સમક્ષ પ્રકટ કર્યું નહિ !

વાંચકો જોઇ શકશે કે: નરેન્દ્રનાથના ગુરૂદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસ પણ તેમના કોમળ-લલિત કણ્ઠમાંથી ગવાયલું સંગીત સાંભળી એક દિવસ મુગ્ધ થઇ ભાવાવિષ્ટ અને સમાધિસ્થ થયા હતા. તેમજ ખેતડિ રાજ-સભામાં પણ નરેન્દ્રનાથે દરબારી કાનડો, યમન કલ્યાણ, અને વાગેશ્રી રાગ રાગિણી ગાઇને અને મૃદંગ વગાડીને શ્રોતાજનોને મુગ્ધ કરી દીધા હતા!

મિત્રમંડળમાં અવસ્થાન સમયે નરેન્દ્રનાથ ઘણોખરો વખત સંગીત

દ્વારા તેમનાં મનરંજન કરતા. તેઓ પણ તેમને વન્સમોર; વન્સમોર. એનકોર, એનકોર, (ચાલવા દો, ચાલવા દો,) વગેરે કહી. એક મિનિટ પણ વિશ્રાંતિ લેવા દેતા નહિ. તેઓ ઉત્સાહમાં અધીર થઇ ક્રમશઃ ગાયનો ગાવામાં તન્મય થઇ જતા. કલાકના કલાક ક્યાંય વીતી જતા તેની કોઇને ખબર પણ રહેતી નહિ, હજી પણ અનેક મનુષ્યો કહે છે કેઃ જ્યારે તેઓ એકલા પડતા તે સમયે કેટલીક વખત ગાતાં ગાતાં એટલા બધા તન્મય થઇ જતા કે જેથી તેમને આહાર કરવાનું પણ ભાન રહેતું નહિ, અને કેટલો સમય વીતી ગયો છે તે પણ તેઓ જાણી શકતા નહિ. કોઇ સમય એમ પણ બનતું કે સ્નાન કરવા માટે શરીરે તેલ મર્દન કરતા અને સાથે સાથે સંગીત ગાતા જતા. બીજી તરફ ભોજન કરી ઉતાવળે બહાર જવાનું હોય તેમ છતાં ગાયન આરંભ કર્યા પછી સ્નાન અથવા ભોજન વગેરેની વાત તેઓ ભૂલીજ જતા! સંગીત સાગરમાં જાણે ડૂબીજ ગયા ન હોય! સંગીત ઉપર તેમને એટલો બધો પ્રેમ હતો.

નરેન્દ્રનાથ જેમ મનોમુગ્ધકર ગાયન ગાઇ જાણતા તેજ પ્રમાણે સુંદર નૃત્ય પણ કરી શકતા. પ્રાચીન ગ્રીક લોકોમાં "વીરોચિત કલા"માં નૃત્ય કલાનો અતિ આદર હતો અને ધર્મોત્સવાદિ પ્રસંગે નૃત્યાદિ અનુષ્ઠાન થતાં. સ્વાભાવિક કલા—પ્રેમને વશ થઇ નરેન્દ્રનાથ નૃત્ય કરતા તે સમયે અંગ-સંચાલનમાધુર્ય વડે સર્વનાં હૃદય આકર્ષણ કરી શકતા અને તે સાથે કદાચ ઉચ્ચ ભાવ દર્શક સંગીત ગાવામાં આવતું ત્યારે તો ભાવનાની પ્રેરણાને લીધે નૃત્ય—સૌષ્ઠવમાં વિશેષ વૃદ્ધિ થતી. એ વિષયમાં તેઓ તદ્દન ગ્રીક લોકોના જેવાજ હતા. તેઓ શૈશવાવસ્થાથીજ સૌંદર્ય—પ્રેમી હતા. તેઓ પોતે પણ સુંદર હતા—સુંદર દેખાતા, ઉપરાંત બાહ્ય સૌંદર્ય સાથે આંતર—સૌંદર્યનો સંબંધ સાંધવા શક્તિમાન હતા, તેથી તેમના મધુર કણ્ઠમાંથી નિસરતા અમૃત ઝરણમય સંગીત અને તે સાથે લલિત શરીરના તરંગાયિત સંચાલન—હાવ ભાવ, એ ઉભય વડે શ્રોતા અને દર્શકના પ્રાણ તેઓ હરણ કરતા.*

* રામકૃષ્ણ મઠના સાધુઓ દ્વારા સાંભળ્યું છે કેઃ અમેરિકામાં સભ્ય સમાજની પ્રથાનુસાર ક્વચિત્ ક્વચિત્ સ્વામીજીને નૃત્ય કરવું પડતું. તેઓ તે દેશના નૃત્ય કરતી વખતે ઉચ્ચારવામાં આવતા અનેક શબ્દો પણ શિખ્યા હતા.

એ સમયે કોઇ મિત્ર–બંધુને ઘેર ઉત્સવ પ્રસંગે જો તેઓ ગેરહાજર રહેતા તો સર્વ એમજ સમજતા કે જાણે આજે કશી મઝા પડીજ નથી! કારણ કે તેમના જેવો આનંદ–પ્રવાહ બીજું કોઈ વહેવડાવી શકતું નહિ. તેમનાં પગલાં થતાંજ જાણે તે સ્થાન ચંચલ અને પ્રાણમય થઇ ઉઠતું, અને સભામાં હર્ષનો પ્રવાહ વહન થઇ રહેતો. તેમની આનંદી–આનંદમયી હાસ્ય ભરિત મુખમુદ્રાનાં દર્શન થતાંજ સભાસદોમાં ઉત્સાહનો ઝરો ફુટતો! ક્યા બહાર! તેઓ સર્વ પ્રકારનાં ગાયનો જાણતા. જે મનુષ્યની જેવી ઇચ્છા હોય તેવું ગાયન સંભળાવી તેને સંતોષ પમાડતા. સર્વ તેમના ઉપર પ્રેમ રાખતા અને આગ્રહપૂર્વક તેમના આગમનની વાટ જોઇ રહેતા. તેમને સભામાં નહિં જોતાંજ "નરેન્દ્ર ક્યાં છે? નરેન્દ્ર ક્યાં છે?" "તેમને સાથે તેડી લાવ્યા કેમ નહિં?" એવા શબ્દોદ્વારા આશ્ચર્ય પ્રકટી રહેતું. તેમના આવતાં સુધી સંગીત બરાબર જામતું નહિ અને કોઇને બરાબર મજાહ પણ પડતી નહિ. સમસ્ત કૉલેજ–જીવનમાં તેઓ એ પ્રમાણેજ પોતાના મિત્રોના પ્રેમાસ્પદ મિત્ર બની રહ્યા હતા, અને વાર્તાઓ, રહસ્ય, અને ક્રીડા–કૌતકાદિ દ્વારા તેમના આનંદમાં વૃદ્ધિ કરતા.

ગાયન–વાદન સિવાય અન્ય એક વસ્તુ ઉપર પણ તેમનો પ્રેમ હતો, એટલે તેમને અભિનય પ્રત્યે શૉખ હતો. પૂર્વેજ કહ્યું છે કેઃ તે સમયે બંગાલામાં રંગાલય–નાટ્ય શાળાઓનો જન્મ થતો હતો. નાટ્ય શાળાઓમાં નાટ્ય પ્રયોગ થવાની તે વખતે સાધારણ શરૂવાત થઇ હતી. સામાજિક આમોદ–પ્રમોદ સમયે શ્રીમંત અને આબરૂદાર વ્યક્તિયો દ્વારા નાટ્ય પ્રયોગ થવાની શરૂવાત થઈ ચૂકી હતી. નરેન્દ્રનાથે પણ નાટ્ય પ્રયોગ આરંભ કરી મિત્ર–બંધુઓના હૃદયમાં નાટ્ય–પ્રવૃત્તિ જાગૃત કરી હતી. તેમ છતાં તેઓ જે વિષયનો પાર્ટ ભજવતા. તેમાં ચિત્તની ઉન્નતિ સાધવાનુંજ તેમનું મૂખ્ય લક્ષ્ય રહેતું. કેશવચંદ્ર સેન રચિત "નવ વૃન્દાવન" નાટ્ય પ્રયોગ કરતી વખતે તેઓ "યોગી"નો વેશ ધારણ કરતા.

તેમના સુગઠિત–સુડોલદાર–સુંદર શરીરાવયવ જોતાં સર્વને આનંદ થતો. તે અવયવોમાં સિંહાવયવ જેવું સૌંદર્ય હતું. ઉપરાંત તેઓ ખુલ્લા

દિલના, સાદા, સરલ અને સર્વદા સ્ફુર્તિ સમુદ્રમાં તરતા જણાતા. તેઓ સર્વ કાર્યમાં સરલ ચિત્તે પ્રવેશ કરી શકતા. પ્રત્યેક કાર્યમાં તેઓ તૈયારજ! સર્વ આમોદ આહ્‌લાદ અને હાસ્યવિનોદ પ્રવાહમાં તેઓ સંપૂર્ણ રૂપે ભાગ લેતા.

ઉપરોક્ત આમોદ–પ્રમોદ સિવાય અન્ય કેટલાક પ્રકારની રમતગમતોમાં પણ નરેન્દ્રનાથ સારો રસ લેતા. એ રમતોમાં અંગ–ચાલનની વિશેષરૂપે આવશ્યકતા રહેતી. જેમ કે દોડવું, કૂદવું, કુસ્તિ રમવી, જિમનેસ્ટિક, તરવાની સરત રમવી, હોડી ચલાવવી ગંગામાં સહેલ કરવી, ખુલ્લાં ખેતરોમાં ઘણે દૂર સુધી ફરવા જવું વગેરે જે રમતોમાં શરીર દ્રઢ અને સબળ થાય, હૃદયમાં સાહસ ઉત્પન્ન થાય, મનમાં તેજની વૃદ્ધિ થાય, તે રમતો ઉપર તેમને બાલ્યાવસ્થાથીજ પ્રેમ હતો. તેને લીધેજ તેમના શરીરની માંસ–પિંડલીઓ સશક્ત હૃષ્ટપુષ્ટ થઈ હતી અને તેમના શરીરનું સૌંદર્ય વિશેષ વૃદ્ધિ પામ્યું હતું.

બાલ્યાવસ્થાથીજ તેમને ઘોડા ઉપર બહુ પ્રેમ હતો. તેમના સગાનો એક સફેદ ટટ્ટુ તેમના તાબામાં હતો. નિત્ય સંધ્યા સમયે તે ઘોડા ઉપર સ્વાર થઇ ફરવા જવાનો તેમને શોખ હતો, તેઓ જે જિમનેસ્ટિકના અખાડામાં વ્યાયામ–અભ્યાસ કરતા ત્યાં લાઠિ ફેરવવાની અને લકડીપટા આદિ રમતનો અભ્યાસ કરાવતા. લાઠિની રમત પ્રત્યે તેમને બાલ્યાવસ્થાથીજ આસક્તિ હતી. કેટલાક મુસલમાનો સાથે તેમને મિત્રતા હતી. તેમની પાસે લાઠિ ફેરવતાં અને લકડી–પટા રમતાં શિખતા. કેટલી વયે લાઠિ ફેરવવાની રમતમાં તેમણે કેવી નિપુણતા પ્રાપ્ત કરી હતી તે નિમ્નલિખિત બનાવ ઉપરથી વાંચકો સારી પેઠે જાણી શકશે. તે સમયે તેમનું વય દશ વર્ષનું હતું. મેટ્રોપોલિટન સ્કુલમાં વિદ્યાભ્યાસ કરતા હતા, એક મેળો ભરાવાનો હતો, તેમાં કસરતી ખેલો બતાવવાનું નક્કી થયું હતું. તેમને પણ એક દર્શકરૂપે ત્યાં આવવાનું નિમન્ત્રણ થયું હતું. અન્ય રમતો પૂરી થયા પછી લકડી–પટાની અને લાઠિ ફેરવવાની રમત શરૂ થઇ. ધીમે ધીમે રમવાનો ઉત્સાહ મંદ પડી ગયો. એ સમયે એકાએક નરેન્દ્રનાથ ઉઠી ઉભા

થયા અને બોલ્યા કે: "મ્હારી સ્હામે રમવા તૈયાર હોય તેની સાથે હું રમવા તૈયાર છું." રમનાર ઉસ્તાદોમાં સૌથી જે બળવાન હતો તેજ તેમની સ્હામે રમવા આવ્યો. બન્ને વચ્ચે ઘોર શબ્દે સમસમાટ લાઠિ યુદ્ધ ચાલ્યું. દર્શકો રમતનું પરિણામ જોવા વ્યગ્ર થઇ ઉઠયા. કારણ કે નરેન્દ્રનાથ કરતાં તેમની સ્હામે રમવા ઉતરેલા પ્રતિદ્વંદ્વિનું વય અને શારીરિક શક્તિ એ બન્ને અધિક હતાં. પરંતુ મુસલમાન ઉસ્તાદોના શિક્ષણને લીધે નરેન્દ્રનાથ લાઠિ-ચલાવવામાં એવા તો પરિપક્વ થયા હતા કે, પ્રતિદ્વંદ્વિના શકિત-સામર્થ્યની લેશ પણ પરવાહ કર્યા વિના જમીન ઉપર પડી લાકડી ચલાવતાં ચલાવતાં અચાનક યુકિતથી સ્હામાવાળાને એક પ્રચણ્ડ આઘાત કર્યો કે જેથી તેના હાથમાંની લાકડીના બે કટકા થઇ પૃથ્વિપર પડી ગઇ. એ જોતાંજ દર્શક વૃન્દના આશ્ચર્ય અને આનન્દનો પાર રહ્યો નહિ ! નરેન્દ્રની જીત થવાથી તેને સર્વથી શ્રેષ્ઠ ઇનામ મળ્યું. તે દિવસથીજ નરેન્દ્રનાથ મેટ્રોપોલિટનના બાળકોનું ગૌરવપાત્ર થઇ પડયા હતા.

તેમના શરીરમાં અથવા મનમાં કિંચિત્‌માત્ર જડતા નહતી, તે માટે જ યૌવનનો સમસ્ત ઉત્સાહ બાહ્ય પ્રકૃતિના પ્રેમને લીધે, જ્ઞાન સ્પૃહામાં ફેરવાઇ ગયો હતો. રમવું અને વિદ્યાભ્યાસ કરવો એ બન્ને તેમનાં યૌવનનાં મુખ્ય કાર્ય હતાં. તેમ છતાં આ સમયે વિદ્યાભ્યાસ તરફ તેમનું મન કંઇક વિશેષ હતું. સત્તર વર્ષની વય પૂર્ણ થવાની સાથેજ માત્ર શોખને ખાતરજ રમત નહિ; પણ માત્ર જે રમતો વડે શરીર અને મનનો વિકાશ થાય તેવી રમતો જ તેઓ રમતા, અને મ્હોટે ભાગે ગહન વિષયોની આલોચના કરવામાંજ ગુંથાઇ રહેતા. એ સમય પછી અનેક મનુષ્યોએ તેમને અધ્યયનમાંજ કુશળ હોય એવા વિદ્યાર્થીની અવસ્થામાં જોયા હતા.

કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતા તે સમયે તેઓ બાહ્યાડંબરી વસ્ત્રાભૂષણોમાં સજ્જ થવાનું પસંદ કરતા નહિ. વિદ્યાર્થિઓમાં કોઇને પણ શોખિન બાબુ બનેલા જોઇ તેઓ અનેક સમય તેના મ્હોં ઉપર જ બે કડવાં મિઠાં ભાષણો કહી સંભળાવતા! જો તેવા "શોખિન બાબુ"ઓનાં પહેરવેશ અને હાવભાવમાં નારીને ઉચિત એવી દુર્બળતા જોવામાં આવતી

તો તેઓ તેને સખ્ત રીતે બોધ આપતા! માથે પટીયાં, તેલ ફુલેલ, નેકટાઇ, કોલર વગેરે પહેરી શોખન થઇ ફરનાર તરફ તેઓ તિરસ્કારની નજરે જોતા, અને તેને સખ્ત રૂપે બોધ કરતા.

બી. એ. ની પરીક્ષાનો દિવસ નજીક આવતાં નરેન્દ્રનાથ પોતાને ઘેર થતો મિત્રોનો ગડબડાટ, અને અન્ય અડચણોમાંથી મુક્તિ પામવા માટે કલકત્તામાં રાયતનુ બસુની ગલીમા માતામહીને ઘેર જઇ નિવાસ કરવા લાગ્યા હતા. ત્યાં જ રાતદિવસ રહેતા. માત્ર ભોજન કરવા માટે જ બે વખત પોતાને ઘેર જતા. માતામહીને ઘેર બહારના વિભાગમાં એક બે માળનું ન્હાનકડું ઘર હતું. તેમાં નરેન્દ્રનાથનો નિવાસ હતો. ઘરની સ્હામે જ માળ ઉપર ચ્હડવાની નિસરણી હતી. આ નિવાસગૃહ સાથે એ વિભાગને કોઇ પ્રકારનો સંબંધ નહતો. એ ઘરમા રહીને જ તેઓ વિદ્યાભ્યાસ કરતા. સાધારણ રીતે જ તેમનો એવો નિયમ હતો કે જ્યાં સુધી પોતાનો નિત્યાભ્યાસ પરિપૂર્ણ કરી લેતા નહિ ત્યાં સુધી તેઓ ઘર બહાર નિકળતા જ નહિ. અનેક દિવસ પછી તેમણે પોતાના એક મિત્ર સમક્ષ તે દિવસની વાત કહાડી કહ્યું હતું કે; "હું ઘરમાં ચોપડી લઇને બેસતો, અને બાજુમાં એક વાસણમાં ગરમ ચાહ અને કાફિ રહેતી. નિદ્રા આવતાં જ પગે એક દોરી બાંધતો. નિદ્રાવસ્થામાં પડતાં જ પગની દોરી ખેંચાતી કે તુર્ત જ હું જાગ્રત થઇ જતો."

વાંચવા લખવામાં વિઘ્નો પણ બહુ આવતાં. મિત્ર બંધુઓ ઇચ્છા થતાં જ તેમની પાસે આવતા, અને જ્યાં એક વખત તર્કવાદ અથવા ગાયન વાદન શરૂ થયું કે પછી વખત ક્યાં ચાલ્યો ગયો તેનું કોઇને ભાન જ રહેતું નહિ. શ્રીયુત પ્રિયનાથસિંહ મહાશયે બંગ સંવત ૧૩૧૭ (આશરે અગીયાર વર્ષ પહેલાં) ફાલ્ગુન માસના "ઉદ્‌બોધન" નામક બંગાલી માસિક પત્રમાં "સ્વામીજીરસ સ્મૃત્તિ." શીર્ષક પ્રબંધમાં એ સમયનું એક સુંદર ચિત્ર આલેખ્યું છે. તેમાંથી કેટલોક વિભાગ આ સ્થળે ઉતારી લેવાનો લોભ અટકાવી શકતા નથી. તેમણે લખ્યું છે કે:—

"નરેન્દ્રે પોતાના એ અપૂર્વ ન્હાનકડા ઘરનું નામ રાખ્યું હતું

"ડૅાંગ". કોઈને પણ સાથે લઈને વે ઘેર જવાનું થતાં જ કહેતા કે: "ચાલ, ડૅાંગમાં જઈએ." ઘર બહુ જ ન્હાનું હતું. લાંબુ ચાર હાથ. પહોળાઈમાં લગભગ એનાથી બમણું. ઘરના સરસામાનમાં એક ફોલ્ડિંગ ખાટલો, તેના ઉપર મેલી ન્હાની એક શેતરંજી, બાજુમાં બાસ્ટી ઉપર એક ફાટલી સાદડી પાથરેલી. એક ખૂણામાં એક તંબુરો. તેની જ પાસે એક સિતાર અને એક બાંયુ. બાંયું કવચિત્ત સાદડી ઉપર અને કવચિત્ પેલા ખાટલાની નીચે પણ પડયું હોય. કવચિત્ ખાટલાની ઉપર પણ ચઢી બેઠું હોય! મકાનના એક ખુણામાં એક ન્હાનો હુકકો પડયો રહેતો. તેની બાજુમાં હુક્કાનો ગલ અને રાખોડી નાંખવાનું એક વાસણ પડી રહેતું. તેની પાસે ગડાકુ–તમાકુ અને દિવાસલી રાખવાનું એક માટીનું વાસણ ગૉખલામાં, ખાટલા ઉપર અને સાદડી ઉપર અભ્યાસ કરવાનાં પુસ્તકો આમ તેમ વિખરાયલા પડયાં રહેતાં. એક ભીંતે દોરી લટકાવેલી. તેમાં ધોતીઉ, પેરણ, અને ઓઢવાની ચાદર ઝુલતી રહેતી. ઘરમાં એક બે ભાંગેલી સીસીઓ પણ જણાતી. આ સમયે તેમનું શરીર બગડયું હતું તેથી નરેન્દ્રનાથ ધારે તો પોતાને ઘેરથી સુંદર શેતરંજી, ઉત્તમ બિછાનું અને કેટલીક સારી સારી વસ્તુઓ લાવીને અને બે ચાર સુંદર છબિઓ વગેરે ગોઠવીને પોતાનું મકાન સુંદર પ્રકારે સજવા શકિતમાન હતા. પરંતુ એમ નહોતા કરતા તેનું કારણ માત્ર એ હતું કે: તે તરફ તેમનું લક્ષ્ય જ નહતું. તેથી જ ઘરમાં સર્વત્ર જાણે અવ્યવસ્થિત, અસ્વચ્છ પડેલું જણાતું. સાચી વાત તો એ હતી કે તેમનામાં આત્મતૃપ્તિની વાસના કોઈ પણ વિષય પરત્વે બાલ્યાવસ્થાથી જ જણાતી ન હતી.

આજે નરેન્દ્રનાથ ધ્યાનપૂર્વક વિદ્યાભ્યાસ કરી રહ્યા છે, એટલામાં કોઈ એક મિત્રનું આગમન થયું. અગીઆરેક વાગ્યાનો સમય છે. આહારાદિ કરીને નરેન્દ્રનાથ વિદ્યાભ્યાસ કરવા બેઠા છે. મિત્રે આવી નરેન્દ્રને કહ્યું: "ભાઈ! રાત્રે વાંચજો. અત્યારે તો એક બે ગાયન ગાઓ."

તત્ક્ષણાત નરેન્દ્રે વાંચવાની ચોપડી બંધ કરી ભીંતને અઢેલી મૂકી દીધી. નરેન્દ્રનાથે તંબુરાના તાર ઉપર સૂર બાંધ્યા, પછી મિત્રને કહ્યું: "સારે તું બાંયુ લે." મિત્રે કહ્યું: "ભાઈ! મ્હને વગાડતાં નથી આવડતું.

સ્કુલમાં હાથવડે ટેબલ ઉપર વગાડું છું તેથી તમારી સાથે બાંયું વગાડી શકાય કે ?" નરેન્દ્રે બાંયું હાથમાં લઇ થોડું વગાડી બતાવ્યું અને કહ્યુંઃ "સારી પેઠે જોઇ લે. વગાડી શકાશે, શા માટે નહિ વગાડાય? કાંઇ અઘરૂં કામ નથી. આ પ્રમાણે માત્ર ઠેકો વગાડતો જા. એટલે ચાલશે." સાથે સાથે ગાયન પણ બોલતા ગયા. મિત્ર એક બે વખત યત્ન કરી ગમે તેમ ઠેકો વગાડવા માંડ્યો. ગાયન ચાલવા લાગ્યું. તાન—લયમાં પોતે ઉન્મત્ત થઇને અને મિત્રને ઉન્મત્ત કરીને નરેન્દ્રનું હૃદય—સ્પર્શી ગાયન ચાલવા લાગ્યું. ટપ્પા, ખ્યાલ, ટપ ખ્યાલ, ધ્રુવપદ, બંગાલી, હિંદી, સંસ્કૃત, નૂતન ઠેકો વગાડવાનો સમય આવતાં નરેન્દ્રનાથે ગાયનના બોલ સાથે ઠેકો વગાડવાનું એવી ખુબીથી મિત્રને શીખવી દીધું કે જેથી એક જ દિવસમાં તેના દ્વારા તેમણે કવ્વાલી, એકતાલો, આડો ઠેકો, મધ્ય માન, એટલું જ નહિ પણ સુર ફાગતાલ સુદ્ધાં વગડાવી લીધો! મિત્ર પ્રસંગોપાત હુક્કામાં તમાકું ભરી નરેન્દ્રને પાતો અને પોતે પણ બે સડાકા ખેંચી લેતો. ગાયન—વાદનમાંથી વખત કાઢી એમ ન કરવામાં આવે તો વખતે ભુલી જવાય! નરેન્દ્રનાથ પાસે ગાયનની ખોટ નહોતી. હિંદી ગાન ગાતાં નરેન્દ્ર તેનો અર્થ સમજાવતા, અને તેમાં સમાયલા ભાવ—તરંગ સાથે સુર—લયનું અપૂર્વ ઐક્ય દર્શાવી મિત્રને મોહિત કરતા. દિવસ તો કોણ જાણે ક્યાંએ ચાલ્યો ગયો. સન્ધ્યા સમય થયો. ઘરનો નોકર આવી એક ઝીણો દીપક સળગાવી ગયો. અંતે રાતના દશ વાગે બન્નેને ભાન આવ્યું. ત્યારે તે દિવસને માટે એક બીજાને નમસ્કાર કર્યા. નરેન્દ્ર પિતાને ઘેર જમવા ચાલ્યા ગયા. મિત્ર પોતાને ઘેર વિદાય થયો.

આ પ્રમાણે નરેન્દ્રનાથના વિદ્યાભ્યાસમાં કેટલાંએ વિઘ્નો આવતાં તે કહી શકાય તેમ નથી. આ સમયે નરેન્દ્રનાથ સાથે જેમને ગાઢ પરિચય થયો હતો તેમણે તેમની એવી સ્થીતિ નજૂરે જોઇ હતી. પરંતુ ગમે તેટલાં વિઘ્નો આવવા છતાં નરેન્દ્રનાથ નિર્વિકારી હતા. તેમના અભ્યાસમાં ખામી આવતી નહિં.

* * * * *

બી. એ. ની પરીક્ષા આપવા માટે ફી ભરવાનો સમય આવી પહોંચ્યો. સર્વ વિદ્યાર્થિઓએ પોતપોતાની માસિક અને પરીક્ષાની ફી ભરી

દીધી. પરંતુ નરેન્દ્રનાથના એક સહાધ્યાયી હરિદાસની સ્થિતિ સારી નહતી. તેણે એક વર્ષથી કૉલેજની ફી ભરી નહતી. તે સમયે જનરલ એસેમ્બલી કૉલેજમાં ઉધાર ભણાવવાનું કામ ચાલતું. પરીક્ષાની વખતે સમસ્ત રૂપિયા વસુલ કરવામાં આવતા. જે વિદ્યાર્થિઓ પૂરી ફી આપવા અશક્ત હોય તેમની પાસેથી કોઇ કોઈ વખત ફી છોડી દેવામાં પણ આવતી. એ પ્રમાણે ફી છોડી દેવાનું કામ રાજકુમાર નામક એક વૃદ્ધ ક્લાર્કના હાથમાં સંપૂર્ણ રૂપે રહેતું. રાજકુમાર સાદો અને સરલ માણસ હતો. થોડીઘણી નિસા પણ કરતો. પરંતુ ગરીબ વિદ્યાર્થિઓ ઉપર તે વિશેષ દયા રાખતો. તેના દયાના ગુણને લીધે જ અસમર્થ વિદ્યાર્થિઓ વગર ફીએ વિદ્યાભ્યાસ કરવા પામતા. ફીને માટે સ્કૂલના કાર્યભારીઓનો રાજકુમાર ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. રાજકુમાર પોતે તપાસ કરીને કોઇને અર્ધ ફીએ તો કોઇને સંપૂર્ણ ફી લીધા વગર વિદ્યાભ્યાસ કરવા દેવાની પરવાનગી આપતો. સ્કૂલના વ્યવસ્થાપકો તેની પરવાનગીથી સંતોષ પામતા અને તે મંજૂર કરતા. તેથી જ વિદ્યાર્થિઓમાં રાજકુમારનું વિશેષ માન હતું. સર્વે વૃદ્ધ ક્લાર્ક ઉપર બહુ પ્રેમ રાખતા. રાજકુમાર પણ બાળકોનો ઝવેરી હતો! કયો છોકરો કેવા સ્વભાવનો છે તે તે સારી પેઠે જાણતો. નરેન્દ્રના અસમર્થ મિત્ર હરિદાસ ચટ્ટોપાધ્યાયે ઘણી મહેનતે પરીક્ષાની ફીની ગોઠવણ કરી હતી પરંતુ તે આખા વર્ષની સ્કૂલ ફી મેળવી શક્યો નહતો. તે સંબંધી તેણે નરેન્દ્રનાથને એક દિવસ જણાવી દીધું. નરેન્દ્રે કહ્યું કેઃ "તમે ચિન્તા ન કરશો. નિશ્ચિંત જીવે પરીક્ષા આપવા માટે તૈયાર થજો, હું રાજકુમારને કહી સ્કુલની ફી માટે યોગ્ય વ્યવસ્થા કરીશ. માસિક ફી માફ કરાવી દઇશ. માત્ર પરીક્ષાની ફીની ગોઠવણ કરજો."

મિત્રે કહ્યુંઃ "ફીની ગોઠવણ કરી છે. માસિક ફી માફ થાય તો બધી પંચાત મટે."

નરેન્દ્રે ઉત્તર દીધોઃ "હવે ચિન્તા શી છે? બધું સારૂં થશે." બે ત્રણ દિવસ પછી બન્ને મિત્રો રાજકુમારના ઘર આગળ ટહેલતા વાતો કરતા હતા એટલામાં ત્યાં બીજા પણ કેટલાક વિદ્યાર્થીઓ આવી પહોંચ્યા. રાજ-

કુમાર પણ ત્યાં આવ્યા. અનેક વિદ્યાર્થીઓને એકત્ર થયેલા જોઇ રાજકુમારે પ્રથમ તો સર્વની બાકી રહેલી ફી માટે તગાદો કર્યો, એટલુંજ નહિ પણ બોલ્યા કેઃ "અમુક દિવસની અંદર જેમની ફી નહિ ભરાય તેમને પરીક્ષા માટે મોકલવામાં આવશે નહિ." વિદ્યાર્થીઓ રાજકુમારને ઘેરી વળ્યા અને પોત પોતાના દુઃખની વાર્તા સંભળાવી પોતાની બાકી રહેલી ફી માફ કરવા હઠપૂર્વક પ્રાર્થના કરવા લાગ્યા. કેટલાક સારા વિદ્યાર્થીઓ રાજકુમારના પ્રેમપાત્ર હતા. તેમના ઉપર રાજકુમારનો વિશેષ પ્રેમ હતો. બીજા વિદ્યાર્થિઓની સ્થિતિ સંબંધી તપાસ કરવાનો સમય આવતાં રાજકુમાર પોતાના પ્રેમ પાત્રને તે કામ સોંપતો. નરેન્દ્રનાથ પ્રેમપાત્ર વિદ્યાર્થિઓમાંના એક હતા. નરેન્દ્રનાથ સારી પેઠે જાણતા કેઃ તેમની ભલામણ રાજકુમાર પાછી ઠેલશે નહિ. રાજકુમારના માથાના વાળ કેટલા ધોળા અને કેટલાક કાળા થયા હતા. દાઢી પણ તેવી જ થઇ ગઇ હતી. બન્ને બાજુએ માત્ર તમાકુની પિચકારીના ડાઘા પડેલા હતા. કોઇ વખત તેમને કોટના અને ખમીસના બટન બંધ કરવાનો અવકાશ જ મળતો જ નહિ. ખભે નાંખેલો દુપટ્ટો જાણે વહાણના ખલાસિ જેવો મેલો ઘેલો! રાજકુમારે સ્કુલમાં જઇ ખુરસીના હાથા સાથે દુપટ્ટો બાંધી પોતે ખુરસી પર બેઠા; એટલે તુર્ત જ વિદ્યાર્થિઓએ ફીના રૂપિયાનો ખણખણાટ કરી મૂકયો. રાજકુમારની ચારે બાજુએ મ્હોટી ભીડ થઇ રહી. નરેન્દ્રનાથ ભીડમાં થઇને મહામુસીબતે રાજકુમાર પાસે જઇ ઉભા અને બોલ્યા કેઃ "મહાશય! હરિદાસ માસિક ફી આપી શકે એમ મ્હને જણાતું નથી, માટે તેની ફી માફ કરો. તેને પરીક્ષામાં મોકલવાથી ઉપલે નંબરે પાસ થશે. નહિ મોકલો તો બિચારાનું બધું ધૂળ મળી જશે!"

રાજકુમારે દાંત પીસી મ્હોં ચઢાવી કહ્યુંઃ "મ્હોટા ભાઇ થઇ ત્હારે સિફારસ કરવી પડે એમ નથી. ચાલ્યો જા અહિંથી. ત્હારા ચરખામાં તેલ પુર એટલે થયું. માસિક ફી નહિ આપે તો હું તેને પરીક્ષામાં મોકલીશ નહિ." નરેન્દ્રનાથ અપમાન સહન કરીને ચાલ્યા આવ્યા. તેમના મિત્રને માથે તો જાણે વિજળી પડી! અતિશય દિલગીર થઇ હરિદાસ નરેન્દ્રની

સાથે ચુપચુપ ક્લાસ તરફ ચાલ્યો. ગમે તેમ થાય તો પણ નરેન્દ્ર નિરાશ થાય એવા મનુષ્ય ન હતા. મિત્રને દિલગીર થયલો જોઇ તેને એક બાજુએ લઇ જઇ કહ્યું: " તું નિરાશ શા માટે થાય છે? આ પ્રમાણે ધમકાવી કાઢવાની એ બુઢ્ઢાને ટેવજ પડી છે! હું ખાત્રીપૂર્વક કહું છું કે: હું ત્‍હારૂં એટલું કામ કરી આપીશ. તું નિશ્ચિંત રહેજે. મ્હારાથી જેટલો યત્ન થશે તેટલો કરીને પણ ત્‍હારે માટે કંઇક વ્યવસ્થા કરીશ. તું એગ્ઝામિનેશન (પરીક્ષા) આપી શકે તો પછી બીજું શું જોઇએ? જરા પણ ચિન્તા ન કરીશ દોસ્ત. હું પ્રતિજ્ઞા કરૂં છું કે: ત્‍હારે માટે બનતો ઉપાય કરીશ." મિત્રના મુખ ઉપરથી નિરાશાનો અંધકાર જતો રહી તેને બદલે પુનઃ આશાનો પ્રકાશ જણાવા લાગ્યો. મિત્રે જાણ્યું કે: નરેન્દ્ર મ્હોટાનો છોકરો છે, પિતા વકિલ છે, એને ગાયન શિખવવા પગારદાર ઉસ્તાદ રાખ્યો છે. વખતે પિતાને કહીને પણ મ્હારા જેવા અસમર્થ મિત્રને માટે કોઈ પ્રકારની ગોઠવણ કરશે. તેથીજ તે આટલી બધી ખાત્રી આપે છે. જો બાકી ફી આપ્યા વગર રાજકુમાર પરીક્ષા આપવા નહિ મોકલે તો નરેન્દ્રનાથ ફીના રૂપિયાની ગોઠવણ કર્યા વિના રહેશે નહિં. આવા અનેક વિચાર કરી મિત્ર નિશ્ચિંત થયો. નરેન્દ્રનાથ કૉલેજમાંથી નીકળી રસ્તાની ખુલ્લી હવામાં આમ તેમ ફરી ઘેર આવી પહોંચ્યા. અન્ય દિવસોએ તે સન્ધ્યા પછી ઘેર આવતા પરંતુ આજે વિચાર તરંગમાં તણાતા સન્ધ્યા પહેલાં ઘેર આવ્યા હતા. તેઓ ઘરમાં પ્રવેશ નહિં કરતાં સિમુલિયાના બજાર સ્હામે આમતેમ ફરવા લાગ્યા, અને વચમાં વચમાં થોડે વેગળે તૃષાતુર નેત્રે જોવા લાગ્યા. બજારથી પશ્ચિમ–દક્ષિણ દિશામાં જતાં એક ગલિ આવે છે. તે ગલિમાં વળતાંજ એક મ્હોટું ચંડુલખાનું આવેલું છે ત્યાં ચંડુલ પીનારાઓનો મ્હોટો અખાડો જામેલો હોય છે. નરેન્દ્રનાથે ઉતાવળે પગલે જઇ ચંડુલખાનાંના માલિકને ચુપચુપ કંઇક પ્રશ્ન પૂછ્યો. ચંડુલખાનાવાળાએ માત્ર માથું હલાવી "ના" કહ્યું. નરેન્દ્રનાથે ત્યાંથી નિકળી ગલિને નાકે રસ્તાપર આમતેમ ફરવા માડયું. સન્ધ્યાનો અંધકાર ચારે દિશામાં છવાઇ ગયો છે. મ્હોઢે મ્હોઢું જણાય તેમ નથી. એ સમયે ગલિને નાકે રાજકુમાર આવી ઉભો રહ્યો. તેણે નરેન્દ્રને

જોયો. નરેન્દ્રનાથના ઉભા રહેવાની તરેહ જોઈ રાજકુમારનું મ્હોં સુકાઇ ગયું ! પોતાના મનોભાવ દબાવી તેણે પૂછ્યું: "કેમ રે દત્ત ! તું અહિં ક્યાંથી ?"

નરેન્દ્રે ગંભીર સ્વરે કહ્યું: "કેમ તે વળી શું ? આપને માટેજ ઉભો છું. સાંભળો સાહેબ, હું શારી પેઠે જાણું છું કે: હરિદાસની સ્થિતિ બહુ ખરાબ છે. તે ઘણોજ ગરીબ છે. તે ફીના રૂપિયા આપી શકે તેમ નથી. તેમ છતાં તેને પરીક્ષામાં મોકલવોજ પડશે. હું આપને છોડવાનો નથી. જો ત્હમે મ્હારૂં કહ્યું નહિં માનો તો ચંડુલખાનામાં જઇ ચંડુલ પીવાની તમારી વાત હું પણ બધે ફેલાવી દઇશ, અને એમ કરી સ્કુલમાં રૂપિયા વસુલ કરી લઇશ ! આટલા બધા છોકરાના રૂપિયા માફ કર્યા અને બિચારા હરિદાસના શા માટે માફ નહિં કરો ?" દ્રઢ પ્રતિજ્ઞ નરેન્દ્રનાથના મુખનો ભાવ જોઇ રાજકુમારનું મુખ ઉતરી ગયું. તુર્તજ તેણે પ્રેમભાવ દર્શાવી હાસ્યભરિત મુખે નરેન્દ્રનાથને ગળે હાથ ભેરવી કહ્યું: "ભાઇ ! ગુસ્સે શા માટે થાય છે ? તું કહે છે તેમજ કરીશ. તું જે વખતે જે કહે છે તે હું કરતો નથી વારૂ ?"

નરેન્દ્રે બનાવટી ગુસ્સો બતાવી કહ્યું: "ત્યારે સ્હવારે મ્હારી વાતને કેમ તદ્દન ઉડાવી દીધી ?"

રાજકુમાર: "શું તું જાણતો નથી ? ત્હારૂં જોઇને બીજા બધા વિદ્યાર્થિઓ એવીજ હઠ કરે તે વખતે કોને હા અને કોને ના કહેવી ભાઇ ? એવી વખતે મ્હોટી વિપત્તિમાં પડવાનું થાય. હું એકાંતમાં હોઉં તે વખતે એવી વાત કહેવી જોઇએ. તું હજી બાળક છે. તું એ બધું સમજતો નથી. કોઇના દેખતાં એવી વાત કહેવાય ખરી કે ? નિશ્ચિંત રહેજે. માસિક ફી માફ થશે, પણ ફીના રૂપિયા તો માફ થઇ શકે તેમ નથી. તે તો આપી શકશે ને ?"

નરેન્દ્ર: "તેની ગોઠવણ થઇ શકશે પણ માસિક ફી તો આપે માફ કરવી પડશે. તેનામાં એક પૈસો આપવાની શક્તિ નથી."

"વારૂ, વારૂ. તેમજ થશે." એમ કહી ચંડુલખાનાની આસપાસ બે ચાર આંટા મારી નરેન્દ્રના ગયા પછી રાજકુમારે ચંડુલખાનામાં પ્રવેશ કર્યો !

વૃદ્ધ રાજકુમારની મનેચ્છા જાણી લઇ નરેન્દ્રનાથે જતાં જતાં મોઢામાં રૂમાલ ઘાલી ખડ્ખડ્ હસવા માંડયું. નરેન્દ્રના મિત્ર હરિદાસનું મકાન તેના

મકાનથી બહુ વેગળે ન હતું. ચોર બાગાનમાં ભુવનમોહન સરકારની ગલિમાં હતું. બીજે દિવસે પરોઢીયામાં સૂર્યોદય પહેલાંજ મિત્રને ઘેર જઇ, બારણું ખખડાવી તેઓ ભેરવીમાં ગાવા લાગ્યાઃ—

અનુપમ મહિમાપૂર્ણ બ્રહ્મ કરો ધ્યાન,
નિરમલ પવિત્ર ઉષા કાલે,
ભાનુ નવ તારાં પ્રેમ મુખ છાયા,
દેખ એ ઉદયગિરિ શુભ્ર ભાલે,
મધુ સમીરણ બહિ છે આજિ શુભ દિને,
તાંર નામ ગાન કરિ અમૃત ઢાલે,
ચલ સબે ભક્તિ ભાવે ભગવત નિકેતને,
પ્રેમ–ઉપહાર લયે હૃદય–થાલે.

નરેન્દ્રનાથનો મધુર કણ્ઠ સ્વર સાંભળતાંજ સહાધ્યાયી મિત્રે શય્યા ત્યાગ કરી ઉતાવળે બારણું ઉઘાડ્યું. નરેન્દ્રે હસતાં હસતાં કહ્યુંઃ "ભાઇ! ખુબ ઉતાવળ કર. ત્હારૂં કામ ફત્તેહ થયું છે. ત્હારી માસિક ફી હવે આપવી પડશે નહિ, બસ, થયું હવે ?" પછી આગલે દિવસે બનેલો સમસ્ત બનાવ કહી સંભળાવ્યો. રાજકુમારને કેવી રીતે પકડ્યો, તેને કેવી રીતે ભય બતાવ્યો તે કહ્યું. પછી ભયની વાત સાંભળી ત્હેનું મુખ કેવા પ્રકારે વિકૃત થયું તેની નકલ કરી, ત્યાર પછી કેવી રીતે પ્રતિદિન ચારે દિશામાં ડોકિયાં કરી ઝટ લઈને ચંડુલખાનામાં તે પ્રવેશ કરે છે વગેરેની નકલ કરતાં કરતાં વાત કહેવા લાગ્યા તેથી બન્નેના હસવાનો પાર રહ્યો નહિ! તે હસવું આખા ઘરમાં વ્યાપી રહ્યું હતું!

પરીક્ષાને વધારે દિવસ નહોતા. કદાચ એકાદ મહિનો પણ નહિ રહ્યો હોય. ઇંગ્લંડના ઇતિહાસ ( Green's History of England ) નો મ્હોટો પોથો નરેન્દ્રનાથે એક વખત પણ વાંચ્યો ન હતો. પરીક્ષામાં પાસ થવુંજ જોઇએ. એમ જાણી નરેન્દ્રનાથને વિશેષ યત્નસહિત અભ્યાસ કરતા તેમના કોઇ પણ મિત્રે જોયા ન હતા. પ્રસંગોપાત્ પૂર્વોક્ત મિત્રને ચોર બાગાનવાલે ઘેર કંઇક વિદ્યાભ્યાસ કરવા જતા ખરા પરંતુ ત્યાં ગયા પછી

ઘણો વખત વાર્તાલાપ અને ગાયન ગાવામાં વ્યતીત થઇ જતો! તેમની માતાના જે ન્હાનકડા મકાનમાં તેઓ રહેતા તેની ઉત્તરમાં બીજે મજલે તેના કરતાં એક મ્હોટો ઓરડો હતો. તે ઓરડાની પશ્ચિમમાં એક ચોર–કોટડી હતી. એ મ્હોટા ઓરડામાં થઇનેજ તેમાં પ્રવેશ કરવાનું ન્હાનકડું બારણું હતું. ઘુંટણીયે પડીને તેમાં પ્રવેશ કરી શકાય એટલું બધું ન્હાનું હતું. તેની દક્ષિણ દિશામાં એક ન્હાનકડી બારી હતી. એ સમયેજ એક દિવસ પ્રાતઃકાલમાં તેમનો એક મિત્ર ત્યાં જઈ "નરેન્દ્ર નરેન્દ્ર" કહી બૂમો પાડવા લાગ્યો. નરેન્દ્રે ઉત્તર દીધો ખરો પરંતુ ઘરમાં ચારે તરફ શોધવા છતાં નરેન્દ્રને તે જોઇ શક્યો નહિ, તેથી મિત્રને ઘણું આશ્ચર્ય થયું. થોડીવારે નરેન્દ્રે કહ્યું કેઃ "આ ચોર–કોટડીની અંદર છું." તે સ્થળેથીજ મિત્ર સાથે વાતચિત કરી હતી. ત્રીજે દિવસે મિત્રે સાંભળ્યું કેઃ છેલ્લા બે દિવસથી નરેન્દ્ર એ કોટડીમાં ભરાઇને ઇંગ્લંડનો ઇતિહાસ વાંચે છે. તેઓ સંકલ્પ કરીનેજ બેઠા છે કેઃ એકાસને બેસી ઇતિહાસ સંપૂર્ણ વંચાઇ રહ્યા પછીજ કોટડીમાંથી બહાર નિકળવું. નરેન્દ્રનાથે તેમજ કર્યું હતું. ત્રણ દિવસ પર્યંત મ્હોટો પોથો સંપૂર્ણ રીતે અભ્યાસ કરી રહ્યા પછીજ નરેન્દ્ર બહાર નિકળ્યા હતા. પરીક્ષાનો દિવસ આવી પહોંચ્યો છતાં પરીક્ષામાં પાસ થવાની ઉત્કંઠા કે કોઇ પ્રકારનો ઉદ્વેગ નરેન્દ્રમાં જોવામાં આવ્યો નહિં.

આજે પરીક્ષાનો પ્રથમ દિવસ હતો. સૂર્યોદય પહેલાં જ નરેન્દ્રનાથે શય્યા ત્યાગ કરી આમતેમ ફરતાં ફરતાં ચોરબાગાનમાં હરિદાસ અને દાશરથી ( કલકત્તા હાઇકૉર્ટના સુપ્રસિદ્ધ વકીલ બાબુ દાશરથી સત્યપાલ ) ને ઘેર આવી પહોંચ્યા. મિત્રો હજી પણ શય્યામાં નિદ્રાવશ હતા. તેમના બારણાં આગળ આવી ભૈરવી રાગમાં એક મનોહર ગાયન ગાવા માંડ્યું.

નરેન્દ્રના ગળાનો સુમિષ્ટ અવાજ સાંભળી મિત્રો આંખળા ચોંકળા શય્યામાંથી ઉઠયા અને બારણાં ઉઘાડયાં. તેમણે જોયું કે નરેન્દ્ર આનન્દ ભરિત સુખે, એક પુસ્તક હાથમાં લઇ ઉભા ઉભા ગાયન ગાઇ રહ્યા છે. વિદ્યાભ્યાસ કરવાની ઇચ્છાથી મિત્રને ઘેર આવી પહોંચ્યા હશે પરંતુ ઘરનાં બારણા આગળ ઉભા રહી ગાયન ગાઇ જે ભાવના પ્રસારી દીધી હતી તેની

અસરથી તે દિવસે વિદ્યાભ્યાસ થઇ શક્યો નહિં. પ્રાતઃકાલના નવ વાગતા સુધી "આગરા જે શિશુ અતિ." "અચલ ઘન ગહન ગુણ ગાઓ તાં-હારિ." વગેરે ગાયનો અને વાર્તાલાપ ચાલ્યો. નરેન્દ્રના ઘરમાં નરેન્દ્રનાથનો એક બીજો સહાધ્યાયી મિત્ર રહેતો હતો. નરેન્દ્રનું ગાન શરૂ થતાં જ તે ત્યાં આવી ઉપસ્થિત થયો હતો પરંતુ થોડુંક ગાયન સાંભળ્યા પછી પરીક્ષાની વાત તેના મનમાં જાગૃત થઇ. તેણે ત્યાંથી જતાં પહેલાં નરેન્દ્રને બંધુ ભાવે પરીક્ષાનું સ્મરણ કરાવ્યું, પરંતુ નરેન્દ્રે માત્ર સ્મિત હાસ્ય જ કર્યું. ગાયનનો પ્રવાહ બંધ પડ્યો નહિ, તેથી પેલો મિત્ર તો ત્યાંથી ચાલ્યો ગયો. એક બીજા મિત્રે આશ્ચર્ય પામી કહ્યું: "નરેન્દ્ર! પરીક્ષાના દિવસો છે. જે કાંઇ અઘરા વિષયો હોય તે તમારે વાંચી જોવા જોઇએ નહિં તો તમારી વિપરીત દશા થશે. આમ ભટકતા ફરવું સારૂં નહિં."

નરેન્દ્રે ઉત્તર દીધો: "હા, તેથીજ આમ કરૂં છું. હું તો મ્હારૂં મગજ સ્વચ્છ રાખું છું. મગજને જરા વિશ્રાંતિ પણ આપવી જોઇએ. નહિં તો હમણાં બે કલાક વાંચીયે તે આગાઉ વાંચેલું હોય તેને ઠેલી દે એમાં સંશય નથી. આટલા બધા દિવસ અભ્યાસ કર્યાથી જે ન થયું હોય તે બે કલાકમાં થઇ જાય કે? પરીક્ષાના દિવસોમાં તો પ્રાતઃ સમયે માત્ર સ્ફૂર્તિ રાખી શરીર મનને કંઇક શાંતિ આપવી જોઇએ. ઘોડો ફેરવીને આવ્યા પછી તેને જેમ શરીરે માલિસ કરી તાજો કરવો પડે છે તે પ્રમાણે મગજને પણ તાજું કરવું જોઇએ."

આ સમયે નરેન્દ્ર કઠોર બ્રહ્મચારીની પેઠે દિવસ વ્યતીત કરતા અને અર્ધ રાત્રિ પર્યંત ધ્યાનમગ્ન રહેતા. તર્ક અને દર્શન શાસ્ત્રની આલોચનાને પરિણામે અને સ્વાભાવિક પ્રવૃત્તિ વશતઃ બ્રહ્મચર્ય એ ધર્મ જીવનનું પ્રથમ અપરિહાર્ય પગથિયું છે એવી તેમને દૃઢ પ્રતીતિ થઇ હતી. ચિત્ત શુદ્ધિ થયા સિવાય વેદાન્તમાં દર્શાવેલા તત્ત્વજ્ઞાનનો ઉદય થતો નથી તેથી જ ચિત્તશુદ્ધિની આવશ્યકતા છે, અને બ્રહ્મચર્યના પાલન સિવાય યોગ્ય ચિત્તશુદ્ધિ થવી અસમ્ભવિત છે, એમ સમજીને જ તેઓ અત્યારથી બ્રહ્મચારીની પેઠે રહેવાનો અભ્યાસ કરવા લાગ્યા હતા. તેમ છતાં બીજાં મનુષ્યોને માટે બ્રહ્મચારી થવું એટલે માત્ર અશુદ્ધિ અથવા અપવિત્રતામાંથી

બળપૂર્વક મનને પાછું ફેરવી શુદ્ધિ અથવા પવિત્રતા તરફ લઇ જવાનું સમજવામાં આવે છે તેમ નરેન્દ્રના સમજવામાં નહતું. બાલ્યાવસ્થાથી જ તેમની સ્વાભાવિક પ્રવૃત્તિ સત્, ઉચ્ચ અને મહત્ હતી. યૌવનના આરંભમાં એ પ્રવૃત્તિએ માત્ર પ્રખર અને બળવાન થઇ તેમને વિશેષ ભાવે સત્કાર્ય-સાધનમાં જોડી દીધા હતા, તેથી બ્રહ્મચર્ય પાલનનો અર્થ અસત્ આદિ અધોગતિ કારક વિષયો સાથે દ્વંદ્વ કરી તેમાં વિજય પ્રાપ્ત કરવાનો યત્ન વાંચકે સમજવાનો નથી પરંતુ સત્, ઉચ્ચ અને મહત્ વિષયો પરત્વે તેમનો સાધારણ રીતે જ પ્રેમ હતો એમ સમજવું.

આ સમયે નરેંદ્રનાથ, કોઈ પણ પરિવ્રાજક સાધુ સન્યાસીને જોતાં જ તેનો આદર સત્કાર કરી પોતાને ઘેર તેડી લાવતા અને તેમનું ગાયન અને વાર્તાલાપ સાંભળતા. મામાને ઘેર નિવાસ હતો તે સમયે સામાજિક અથવા અન્ય કોઇ વિષય સંબંધી તર્ક ઉઠતાં તે વિષયની આલોચનામાં નરેન્દ્રનાથનું મુખ મંડલ ઉત્સાહવડે પ્રદીપ્ત થઇ ઉઠતું. તેમનો એવો મનોભાવ જોઇ વડીલો કહેતા કે: " અહા! નરેન્દ્રભાઇ! તું અદ્‌ભૂત છોકરો છે. નિશ્ચય ત્હારૂં ભવિષ્ય બહુ ઉજ્જવળ છે!"

તેમના ચરિત્રમાં બે અસામાન્ય પ્રકૃતિ, અતિ સામાન્ય રૂપે પરસ્પર આલિંગન કરી વિરાજી રહી હતી. એક ત્યાગ અને વૈરાગ્યની ભાવના અને બીજી આનન્દની શુદ્ધ મૂર્તિ રૂપે જગત્ રસનો આશ્વાસ લેવાની ભાવના. વૈરાગ્યની જ્વલંત મૂર્તિ, ભવિષ્યના **સ્વામી વિવેકાનંદ**, યૌવન કાળના પ્રારંભથી જ તૈયાર થતા હતા. તેઓ અદ્વૈત સિદ્ધાંતના એકનિષ્ઠ પ્રચારક હોવા છતાં વ્યવહારિક જીવનમાં કર્મશીલતા ત્યાગ કરવાનો તેમણે કદી પણ ઉપદેશ દીધો નથી, અને સત્ય રૂપે જોતાં જગત્ મિથ્યા માનતા છતાં અંતઃકરણમાં નિરવિચ્છિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં પહેલાં જગતને મિથ્યા માની લઇ તેનો તિરસ્કાર કરવાનો તેમણે સર્વથા નિષેધ જ કર્યો છે. તેમણે યૌવનના આરંભમાં ગૃહસ્થાશ્રમમાં રહી જીવનને કેવી મધુર ભાવનાઓ વડે ભોગવી શકાય છે તે દર્શાવી આપ્યું છે. જીવન્મુક્ત બ્રહ્મજ્ઞ પુરૂષ સમક્ષ જગત્ સત્ત્વ ( સત્ય રૂપે ) ન જણાય પરંતુ જેમણે બ્રહ્મનો

સાક્ષાત્કાર કર્યો નથી, માત્ર બ્રહ્મના નામનો ઉચ્ચાર જ કરી શકે છે તેવાં સર્વે મનુષ્યો માટે તો જગત્ મિથ્યા કહેવાય જ કેમ? તેથી જ કહેવું પડશે કેઃ એવાં મનુષ્યો માટે જગત્ એ ભોગને માટે જ છે પરંતુ તે અજ્ઞાનીને માટે ભોગવવા લાયક નથી. સ્વાર્થ જડિત ઉચ્છૃંખલ લાલસાને વશ થઇ, હિતાહિતના જ્ઞાન રહિત થઇ, વિષય–ભોગની પાછળ ઉન્મત્તની પેઠે દોડવું, અને પ્રત્યેક પગલે કાંટા વાગ્યાથી લોહી લુહાણ થવું ઉચિત નથી. જ્ઞાનીનો જગત્–ભોગ એજ ખરો ઉપભોગ છે. તેમાં સ્વાર્થનો લેશ માત્ર અંશ હોતો નથી, તેમાં મલિન વાસનાઓની છાંયાનો સ્પર્શ શુદ્ધાં થતો નથી. તે તો વિશુદ્ધ પ્રેમનો, પરિપૂર્ણ આનન્દનો, વિચિત્ર લીલા–વિલાસ જ હોવો જોઇએ–અરે હોય છે જ. અંતઃકરણમાં વૈરાગ્યનો પ્રદીપ્ત અગ્નિ પ્રજ્વળતો હોય છે, તેથી તેનામાં આસક્તિનો અંશ હોતો જ નથી. ત્યાં કેવળ આનન્દ જ વિરાજી રહ્યો હોય છે. પ્યુરિટનોની પેઠે બળપૂર્વક મનને ભોગ–વિમુખ કરવાનો યત્ન થાય તો પ્રાણમાં નિરાનન્દ જન્મે જ નહિં, નિત્ય વિષય વાસનાના અસંખ્ય દુઃખથી વિષજ્વાળાની ઉત્પત્તિ થાય નહિ, પરંતુ સહજ રીતે, સરલ નિષ્કામ ભોગ દ્વારા જ પરિતૃપ્તિ, પરમ શાંતિ અને અજસ્ર આનન્દ પ્રાપ્ત થાય છે.

નરેન્દ્રનાથે જગતને નિષ્કામ ભાવે આલિંગન કર્યું હતું તેથી જ ઘેર અસંખ્ય દાસ–દાસીઓ હોવા છતાં અને ક્ષણવારમાં પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરવાનો સંભવ હતો છતાં પણ તેઓ નિત્ય દરિદ્ર મિત્ર અને બંધુઓને ઘેર જઇ દરિદ્રતા અને નિરાશાની મ્લાન છબીની મધ્યમાં નિવાસ કરી અધિક સમય વ્યતીત કરતા હતા. એમના સંસર્ગમાં આવતાં તે મિત્રોને જે આનન્દ થતો તે આનંદ અતિશય ઐશ્વર્યની મધ્યમાં પણ શોધતાં જડતો નહિ!

એ સમયે હર્બર્ટ સ્પેન્સર રચિત દર્શનશાસ્ત્રની આલોચના કરવી એજ તેમનું ધ્યાન, જ્ઞાન થઇ પડયું હતું. તેમણે એ મતવાદના કોઈ કોઇ પ્રસંગોની સમાલોચના કરી હર્બર્ટ સ્પેન્સરને પત્ર પણ લખ્યો હતો. તેમ થવાથી દાર્શનિક પ્રવર સ્પેન્સરે અતિશય આનન્દ પામી તેમની યોગ્ય પ્રશંસા અને સાધુતા દર્શાવી તેમના ઉપર એક ઉત્સાહપૂર્ણ ઉત્તર મોકલ્યો હતો અને એમ પણ સાંભળવામાં આવ્યું છે કેઃ પોતાના ગ્રન્થની તે પછીની

આવૃત્તિમાં નરેન્દ્રનાથની સમાલોચના પ્રમાણે કેટલાંક સિદ્ધાંતોમાં ફેરફાર કરવાની આશા પણ તેમણે દર્શાવી હતી. સ્પેન્સર જેવા મહાન વિદ્વાનો એવો અભિપ્રાય દર્શાવ્યાથી નરેન્દ્રનાથનો ઉત્સાહ વિશેષરૂપે વૃદ્ધિ પામ્યો હતો તેમણે ધાર્યું કે: "વિચારશીલ મનુષ્યો મ્હારૂં કથન–મ્હારા વિચારો તદ્દન અગ્રાહ્ય માની ઉડાવી દેતા નથી. મ્હારા વિચારોનું પણ મૂલ્ય અંકાય છે." તે સમયે Rev. W. W. Hastie સાહેબ General Assembly's Institutionમાં પ્રોફેસર હતા. ભારત વર્ષના અંગ્રેજ વિદ્વાનોમાં એમના જેવો વિદ્વાન અન્ય કોઇ નહતો. નરેન્દ્રનાથે તેમની પાસેજ દર્શન શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. પણ્ડિત કુલ ચુડામણિ સુપ્રસિદ્ધ બંગ સંતાન બ્રજેન્દ્રનાથ શીલ પણ એજ હેસ્ટી સાહેબના શિષ્ય હતા. તેઓ નરેન્દ્રનાથ કરતાં એક ક્લાસ ઉપર ભણતા. એજ હેસ્ટી સાહેબે કહ્યું છે કે: Narendra Nath Dutta is really a genius ! I have travelled far and wide, but I have never yet come across a lad of his talents and possibilities, even in the German Universities, amongst philosophical Students. He is bound to make a mark in life." (નરેન્દ્રનાથ દત્ત એક સાચો પ્રતિભાવાન બાળક છે. મ્હેં અનેક સ્થાને ભ્રમણ કર્યું છે, પરંતુ એના જેવો એક પણ વિદ્યાર્થી જોયો નથી. એટલું જ નહિ પણ જર્મન વિશ્વવિદ્યાલયના દર્શન શાસ્ત્રના અભ્યાસી વિદ્યાર્થીઓમાં પણ એવો વિદ્યાર્થી નથી. એ બાળક જગતમાં પોતાનું નામ અવશ્ય અમર રાખશે." નરેન્દ્રનાથને પોતાને પણ વિશ્વાસ હતો કે કોઇ એક મહત્ કાર્ય પૂર્ણ કરવા માટે જ તેમનો જન્મ થયો છે.

વિચાર અને અભ્યાસ કરતાં કરતાં જ ધ્યાન અને પ્રાર્થના કરવાની તેમને ટેવ પડી ગઇ હતી. તેથી spencer આદિ પણ્ડિતોના પાણ્ડિત્યપૂર્ણ દાર્શનિક ગ્રન્થોના અભ્યાસની સાથે જ "ઇશાનુસરણ" (Imitation of Christ.") નામક ભક્તિગ્રન્થ પણ તેઓ પ્રેમપૂર્વક વાંચતા.

તેમનું અંગ્રેજી–જીવન ચરિત્ર લખનારાઓનું નિશ્ચલ કથન વાસ્તવિક

રૂપે સત્ય છે કે: "નરેન્દ્રનાથ તેમના સમયના યુવકોમાં એક અદ્ભુત યુવક હતા. તોફાન કરવામાં બાળક, સંગીતમાં ઉસ્તાદ, વિદ્યા બુદ્ધિમાં શ્રેષ્ઠ અને સાંસારિક વ્યાપારમાં વિચારશીલ દાર્શનિક પણ્ડિત હતા. એવું બાલક કોઇ પણ સ્થળે જોવામાં આવતું નહતું."

## મનોરાજ્યમાં તુમુલ તોફાન.

કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતી વખતે નરેન્દ્રનાથે પાશ્ચાત્ય દાર્શનિક વિદ્વાનોના ઘણા ગ્રન્થોનો અભ્યાસ કરેલો હોવાથી તેનું પરિણામ એ આવ્યું કે: તેમના મન ઉપર અજ્ઞેયવાદ અથવા ઇશ્વરના અસ્તિત્વ સંબંધી સંશયની છાંયા પડી ગઇ હતી. પૂર્વે જ કહેવામાં આવ્યું છે કે: સ્પેન્સરના ગ્રન્થોએ તેમના મન ઉપર અતિશય પ્રભાવ પાડ્યો હતો. સ્પેન્સર કૃત "મૂલતત્વવિજ્ઞાન." (The Science of the First Principles) નામક ગ્રન્થ, ધર્મ શ્રદ્ધાના મૂળમાં સહજે કુહાડાનો પ્રચણ્ડ ઘા મારવા શક્તિમાન છે. અર્થાત્ એ ગ્રન્થના અધ્યયનથી ધર્મ શ્રદ્ધાળુ જનોનું મન ફેરવાઇ જાય એમ છે. તેથી એ ગ્રન્થનું અધ્યયન કર્યાથી નરેન્દ્રનાથની દીર્ઘ કાળની ધર્મ શ્રદ્ધા કિંચિત્ અંશે શિથિલ થઇ ગઇ પરંતુ તેઓ પોતે અતિશય વિચારશીલ હતા. યુક્તિ વિના કોઇ વિષય ઉપર વિશ્વાસ રાખે અથવા તેને ગ્રાહ્ય કરે એવા નહતા. જ્યાં સુધી જે વિષય યુક્તિસિદ્ધ તેમને જણાતો–ખાત્રી થતી–ત્યાં સુધી તેનો તેઓ ત્યાગ કરતા નહિ. એટલું જ નહિ પણ તેને તેઓ પોતાના વિચાર સમૂહમાં યત્નપૂર્વક એક સ્થાને ગોઠવી રાખતા. આ સમયથી તેમણે પુરેહિત મહાશયો પ્રત્યેનો અંધ વિશ્વાસ Blind faith ત્યાગ કર્યો, અને તેમનાં પ્રાધાન્યપણા ઉપરથી તેમની આસ્થા ઉડી ગઈ! તેઓ સમજી શક્યા કે: તેમનાં પ્રભુત્વે અને જનસાધારણનાં અંધ વિશ્વાસે જ સમગ્ર જાતિઓના ધર્મ જીવનને વિકૃત કરી નાંખ્યું છે તેથી તેઓ તેમના વિરૂદ્ધાચરણ કરવા

કટિબદ્ધ થયા. સ્પેન્સરની યુક્તિ અખંડનીય માનવાનો તેમણે આરંભ કર્યો, અને સંપૂર્ણરૂપે તેમના ઉપર આધાર નહિ રાખવા છતાં પણ અનેક રૂપે તેમના દર્શાવેલા માર્ગે જ ચાલવા માંડ્યું હેગલ, શોપન હાયર અને મિલને પણ તેઓ કંઇક અંશે પોતાના જીવનના પરિચાલક રૂપે માનતા હતા, પરંતુ સ્પેન્સરને તેઓ સર્વ કરતાં અભ્રાન્ત માનવા લાગ્યા. તેઓ ઇશ્વરનાં અસ્તિત્વ સંબંધી શંકાશીલ થયા. પુરોહિતોની સ્વાર્થ પરાયણ વૃત્તિ અને છળકપટને લીધે તેમના પર ગુસ્સે ભરાયાં ખરા છતાં પણ સાધારણ નીતિનું ઉલ્લંઘન કરવામાં પાપ અને સંપૂર્ણરૂપે અન્યાય કર્મ છે એવું પણ તેમના મનમાં ઠસ્યા વગર રહ્યું હતું. એ વિષયમાં તેમણે ઓગસ્ત અને કોમતેના પોઝિટિવિસ્ટિક દર્શનશાસ્ત્રનો આશ્રય ગ્રહણ કર્યો અને વ્યવહારિક જીવનમાં તેમને જ સંપૂર્ણરૂપે પ્રયોજનીય માની તેમનું જ અનુસરણ કરવા લાગ્યા, પરંતુ એ અજ્ઞેયવાદ તેમને અધિક દિવસ પર્યંત પરિતૃપ્ત કરી શક્યો નહિ. આ વિશ્વ બ્રહ્માણ્ડનો કોઇ સ્રષ્ટા જ નથી અને હોય તો પણ તે જાણી શકાતો નથી. એ સંબંધી તેઓ જેમ જેમ વિચાર કરવા લાગ્યા તેમ તેમ તેમનું વિદ્રોહી મન તેમને અધિક દુઃખ આપવા લાગ્યું. તેઓ જેમ જેમ વિચાર કરવા લાગ્યા તેમ તેમ ઘોર સંદેહરૂપી અંન્ધકાર તેમને ચારે દિશાએથી વિશેષ પ્રચણ્ડરૂપે ઘેરવા લાગ્યો. તેઓ મનમાં વિષમ યાતના અનુભવવા લાગ્યા. કોઇ પણ દિશામાં સત્યનો કિંચિત્ પણ આભાસ જણાયો નહિ, તેથી તેઓ અતિશય વિહ્વલ થઇ ઉઠયા, પરંતુ નૈતિક જીવનની ઉપયોગિતા સંબંધી તો તેમના મનમાં બિન્દુમાત્ર પણ સંદેહ ઉત્પન્ન થતો નહિ. તેમને એ સંબંધી બાલ્યાવસ્થાથી જ વિશ્વાસ હતો. વળી ગૃહશિક્ષણ અને જીવન વ્યતીત કરવાની પ્રણાલી, એ બન્ને તેમને એ સત્યની દિશામાંથી કોઇ પણ પ્રકારે વિચલિત કરવા સમર્થ થયાં નહિ. તે સમયે તેમના મનોભાવ એવા થયા હતા કેઃ ઇશ્વરના અસ્તિત્વ સંબંધી મનમાંગમે તેટલો ગહન સંદેહ ઉત્પન્ન થાય તો પણ તેને લીધે વ્યવહારિક જીવનની વિશુદ્ધતા નષ્ટ કરવી એ તો કોઇ પણ બુદ્ધિમાન્ મનુષ્યને માટે ઉચિત નથી. મનુષ્યની વિચારશક્તિ ગમે તેટલી અગ્રસર થાય તો પણ તેની હદ છે. અનેક વિષયોનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાની તેમનામાં શકિત નહોતી તેથી હૃદયને

સંપૂર્ણ રૂપે બદલી નાંખી તેને સ્થળે તેઓ શુધ્ધ વિચારની પ્રતિષ્ઠા કરવા શક્તિમાન થયા નહિ. તેમનું હૃદય તેમને જે ઉચિત અથવા ન્યાયયુક્ત દર્શાવતું તેનો બુદ્ધિ અથવા વિચાર ઉપર આધાર નહિ રાખતાં તેઓ અ-સંકુચિત ચિત્તે તેનું અનુસરણ કરતા હતા. પોતાના હૃદયની પ્રેરણાથી જ કઠોર ત્યાગીના જેવું જીવન ગાળવાનો દૃઢ સંકલ્પ કરીને તેઓ વિધવાની પેઠે સફેત વસ્ત્ર ધારણ કરી પૃથિવિ ઉપર શયન કરવા લાગ્યા. મનમાં જે ત્યાગની ભાવના, જળના પ્રચણ્ડ પ્રવાહની પેઠે ઘૂ ઘૂ કરતી વહન થતી હતી તેને અટકાવવાનું તેમણે આવશ્યક માન્યું નહિ, પરંતુ જીવન સં-પૂર્ણ રૂપે બદલવા માટે તેની વિશેપ ઉપયોગિતા છે એમ માનવા લાગ્યા.

નરેન્દ્રનાથની આવી સ્થિતિ હતી તે સમયે ઘરનાં મનુષ્યો તેમનાં લગ્ન કરવા તૈયાર થયાં. પિતા માતા વગેરે સર્વની ઇચ્છા એવી હતી કે તેઓ વિવાહ કરી સંસારી બને, પરંતુ આશ્ચર્યની વાત તો એજ છે કે તેમણે જેટલી વખત સ્વામિજીના વિવાહનો બંદોબસ્ત કર્યો તેટલી વખત એક નહિં ને બીજું એમ અદ્રષ્ટપૂર્વ વિઘ્ન આવી ઉપસ્થિત થતું ! અંતે તેમના પિતા આ લોકનો ત્યાગ કરી પરલોક સિધારી ગયા. આ બનાવ તેમના બી. એ. પાસ થયા પછી થોડે દિવસે બન્યો હતો. તેમના કુટુંબમાં વિવાહ માટે ઘણી ચર્ચા થઇ હતી પરંતુ નરેન્દ્રનાથનું તે તરફ જરા પણ લક્ષ્ય નહતું × તેમણે દર્શનશાસ્ત્રનો અભ્યાસ અને અધ્યયન કર્યું હતું

× તેમના પિતા માતાની ઇચ્છા હતી કે નરેન્દ્રનાથને વિવાહ કર્યા પછી વિલાયત મોકલવો અને ત્યાં તેઓ સિવિલ સર્વિસ અથવા બારિસ્ટરની પરીક્ષાને માટે યત્ન કરે. કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે સમયે નરેન્દ્રનાથના મનમાં પણ "વિલાયત જઇ સિવિલ સર્વિસની પરીક્ષા આપીશ." એવી ઉચ્ચાકાંક્ષા હતી; પરંતુ વિવાહ કરવાની તેમને ઇચ્છા ન હતી. કારણકે ગુરૂદેવ પરમહંસદેવ તેમના વિવાહથી વિરૂદ્ધ હતા અને વિવાહની વાત સાંભળી પરમહંસદેવે કાલી-માતા સમક્ષ અશ્રુપાત કરી પ્રાર્થના કરી હતી કે: "મા ! એના વિવાહનું કામ ઉડાવી દે !" એ ઉપરથી નરેન્દ્રનાથે પણ દ્રઢ પ્રતિજ્ઞા કરી હતી કે: "કદી પણ લગ્ન કરીશ નહિં." તેમના પિતાએ તેમનો તિરસ્કાર કર્યો હતો અને ઘરમાંથી કાઢી મુકવાનો ભય બતાવ્યો હતો છતાં નરેન્દ્રનાથે લગ્ન કર્યા નહિં.

તેને પરિણામે તેઓ ઐહિક ભોગ–દુઃખને અતિ તુચ્છ માનવા લાગ્યા હતા. સંદેહવાદે તેમને બીજો કોઈ બોધ આપ્યો હોય અથવા ન આપ્યો હોય પરંતુ જીવન એ સ્વપ્નવત્ અસ્થાયી, અલીક, અને જગતના સર્વ દ્રવ્ય પદાર્થો તેના જેવા જ નિરર્થક છે એવો બોધ વિશેષરૂપે આપ્યો હતો. આ અસાર સ્વપ્નવત્ જીવનમાં સત્યની પ્રાપ્તિ કરવી એજ સાર્થકતા છે. એવો નિશ્ચય કરી ધીમે ધીમે વિચારની સહાયતાથી તેનો જ નિર્ણય કરવાનો તેઓ યત્ન કરતા હતા. તેમને પ્રત્યેક પગલે પગલે અવિશ્વાસની સાથે યુદ્ધ કરી અગ્રસર થવું પડયું હતું. એક વસ્તુ સત્ય માનવા માટે જ્યાંસુધી સંદેહ રહિત પ્રમાણ તેમને મળતું નહતું ત્યાંસુધી કોઇપણ પ્રકારે તે ગ્રાહ્ય કરી શકતા નહિ, અને પ્રમાણ પ્રાપ્ત કરવા માટે વિધિપુરઃસર યત્ન કરવામાં એક ક્ષણનો પણ તેઓ વિલંબ કરતા નહિં. પોતાનું ભાવી કેવું સ્વરૂપ ગ્રહણ કરશે તે તેઓ ઘણે અંશે સ્પષ્ટરૂપે સમજી શકયા હતા. તેઓ સારી પેઠે જાણતા હતા કેઃ આટલો બધો યત્ન અને સંગ્રામ નિષ્ફળ જશે નહિં. એક દિવસ એવો પણ આવશે કે જે દિવસે તેઓ જે વસ્તુની અપેક્ષા રાખે છે તે પ્રાપ્ત થશે. અને સંદેહ તથા અજ્ઞાનના હસ્તમાંથી મુક્તિ પ્રાપ્ત કરી તેઓ ઉજ્વળ સત્યની સ્હામે ઉભા રહી શકશે. પરંતુ આટલી બધી શંકા અને વિચાર તરંગોની મધ્યમાં હોવા છતાં તેમણે ધ્યાન અને ધારણાનો પૂર્વાભ્યાસ ત્યાગ કર્યો નહતો. ધ્યાન જે સમયે બરાબર જામી જતું તે સમયે તેઓ સંપૂર્ણ અંતર્લીન અવસ્થામાં સ્થિત થઇ જતા. તે સમયે તેમના હૃદયમાં સંદેહ કિંવા અવિશ્વાસને પ્રવેશ કરવાનો અધિકાર નહતો. તે સમયે તો પ્રસંગોપાત જ્યોતિઃ પુંજ આવી તેમના મનમાં એક ત્રિકોણાકૃતિ જ્યોતિ ઉત્પન્ન કરતો. એ સમયે તેઓ આનંદ–પ્રફુલ્લ થઇ ઉઠતા. કારણ કે એ સ્થિતિ કાંઇ સંદેહજનક કિંવા કલ્પનાત્મક નહતી. તેનો તો કેવળ સાક્ષાત્કાર થતો–તે તો અનુભવ સિદ્ધ સ્થિતિ હતી, તેથી ત્યાં શંકાને જરા પણ સ્થાન જ નહતું. તેઓ જ્યોતિ–પ્રકાશના–પ્રચણ્ડ ગોલકને જોઇ અતિ આનંદ પ્રાપ્ત કરતા. નરેન્દ્રનાથના ચરિત્રમાં એવી આધ્યાત્મિક પ્રાપ્તિ અને સંશયાકુલચિત્ત, એ બન્ને એક બીજાની નજીક

જ રહેતાં, એજ એમનામાં વિશેષત્વ હતું. અન્ય સંદેહવાદીઓની પેઠે તેમણે પોતાનો માર્ગ અંધકારમાં ગુમાવી દીધો નહતો. અંધકારમાં પણ (જ્યોતિ) પ્રકાશની આશા માટે ધીમે ધીમે તેઓ અગ્રસર થતા હતા. ધીમે ધીમે જેમ જેમ દિવસો વ્યતીત થતા ગયા તેમ તેમ સત્ય-પ્રાપ્તિ માટેની પ્રતિજ્ઞા તેમના મનમાં દ્રઢ થવા લાગી, પરંતુ અજ્ઞેયવાદમાં ભટકતું મન અધિક દિવસ પરિતૃપ્ત રહી શકતું નથી. નરેન્દ્રનાથને પણ પરિતૃપ્તિ થઇ નહિં. "જ્ઞાનની હદ એટલે સુધી જ છે. એથી વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન નથી." એવા વિચારમાં તેમના વિશેષ દિવસો વિત્યા નહિં. જો કે તેમની સ્વભાવસિદ્ધ ધર્મપ્રવૃત્તિ, સંદેહ અને તર્કના ચરણ-કમલમાં કચડાઇ જઇ લગભગ પ્રાણ ગુમાવવાની તૈયારીમાં હતી, પરંતુ કઠોર બ્રહ્મચર્ય અને ત્યાગની મધ્યમાં તે એક દિવસ આશ્ચર્યકારક રીતે પુનઃ સજીવન થવા પામી અને અજ્ઞેયવાદને દેશનિકાલ કરી તેને સ્થાને એક અદ્વિતીય, જ્ઞાનમય અને પ્રેમમય ઇશ્વરને ગૌરવ સહિત સ્થાપન કરવા શક્તિમાન થઇ. તે દિવસથી જ તેમને અચલ વિશ્વાસ ઉત્પન્ન થયો કેઃ "જગતનો રચનાર ઇશ્વર છે. જો કે આપણે તેને ચર્મચક્ષુ દ્વારા જોઇ શકતા નથી તેમ છતાં તે (ઇશ્વર) અવશ્ય છે." તે જ દિવસથી વિશ્વાસની સાથે સાથે જ શ્રદ્ધાએ આવી ભક્તજનના ઉપાસ્ય દેવતા ઇશ્વિરના ચરણમાં તેમના મસ્તકને નમાવી દીધું. તે દિવસથી તેઓ પોતાના મકાનની પૂજન-અટ્ટાલિકામાં મિત્રો સાથે બેસી કેવળ આધ્યાત્મિક-તત્ત્વજ્ઞાનની વ્યાખ્યા અને ઇશ્વર મહિમાનો પ્રચાર કરવા લાગ્યા, પરંતુ તેથી પણ તેમના મનની પિપાસા મટતી નહતી. તેઓ એવા એક જીવન ઉદ્ધારક સમર્થજ્ઞાની મહાત્માની શોધમાં હતા કે જે તેમના હૃદયની ભાવનાઓ સમજી લઇ તેમને ઇચ્છિત માર્ગે લઇ જવા સમર્થ હોય, પરંતુ એવા કોઇ મહાપુરૂષનો મેળાપ થયો નહિં. તેમણે સંકલ્પ કર્યો કેઃ **ગમે તેમ થાય, તોપણ ઇશ્વર-દર્શન કરવાં જ જોઇએ.** તે સંકલ્પની સિદ્ધિને માટે તેઓ એવા એક મહા પુરૂષને શોધતા હતા કે જેમણે પોતાની જાતે ઇશ્વરનાં દર્શન કર્યાં હોય અને તેમને (નરેન્દ્રનાથને) પણ ઇશ્વર-દર્શન કરાવી શકે. ભક્તા-

ધિન ભગવાને પ્રસન્ન થઇ એક દિવસ મનવાંચ્છિત મહાપુરૂષ સાથે તેમનું મિલન કરાવી દીધું ખરૂં પરંતુ વાચકો જોઇ શકશે કે તે કાંઈ સહજ રીતે અથવા શીઘ્ર બનવા પામ્યું નહતું ! મસ્તકમાં અતિશય ચિન્તાનો અને હૃદયમાં તીવ્ર વેદનાનો ભાર લઇ તેમને ઘેરેઘેર ભટકવું પડ્યું હતું, અને ધૈર્ય ધારણ કરી અનેક દિવસ પર્યંત તેમને ગુરૂદેવની વાટ જોવી પડી હતી. ત્યારે જ તેઓ મન વાંચ્છિત મહાપુરૂષનાં-ગુરૂદેવનાં દર્શન કરવા ભાગ્યશાળી થયા હતા અને ત્યારે જ તેમની ઇશ્વર-દર્શનની ભવ-તૃષ્ણા દૂર થઇ હતી. અનેક વિષયોનો ત્યાગ કરી ઇશ્વરદર્શન માટે તાલાવેલી લાગે ત્યારે જ ગુરૂદેવ મળી આવે છે એમાં સંશય નથી.

પ્રથમ તેમણે બ્રહ્મ સમાજમાં જવું શરૂ કર્યું હતું. જે દિવસે ત્યાં વ્યાખ્યાન કે ઉપાસના હોય તે દિવસે તેઓ ત્યાં હાજર રહેતા. તેઓ ધીમે ધીમે રાજા રામ મોહનરાયની રચના અને ભાવના સાથે દ્રઢરૂપે પરિચિત થઇ ગયા. તે સમયે સમર્થ વક્તા કેશવચન્દ્ર નવીન બંગાલાના નેતા સ્વરૂપ હતા. કેશવબાબુના અનેક ભક્તો હતા. તેમની ગહન ભાવના, ધર્મોત્સાહ અને આકર્ષક શક્તિ વડે નરેન્દ્ર મુગ્ધ થઇ ગયા અને જરા પણ સંકોચ વગર કેશવબાબુને આત્મ સમર્પણ કર્યું. નરેન્દ્રનાથ માનતા હતા કે પોતે પણ એક સમયે કેશવબાબુના જેવાજ થશે. એક હિસાબે તેમની એ વાસના પરિપૂર્ણ પણ થઇ હતી. ઉત્તરાવસ્થામાં તેઓ પણ વ્યાખ્યાન-કુશળ, લોકશિક્ષક, ધર્મોપદેશક ગણાઈ કેશવબાબુની પેઠે પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી શક્યા હતા. તેમ છતાં એ બન્નેમાં ભેદ એટલોજ હતો કે: કેશવબાબુની પેઠે પ્રાચીન હિંદુ ધર્મને દુર ધકેલી દઇ તેમણે કોઇ પણ નૂતન વિષયનું પ્રતિપાદન કર્યું નહોતું. તેમણે તો પોતાના પુરાતન-સનાતન-ધાર્મિક વિચારો નવા સ્વરૂપમાં મૂકી આપણા સનાતન ધર્મનુંજ તેમણે મંડન કર્યું હતું.

કેવળ હાડપિંજર સમાન પુરાતન સમાજના અત્યાચારથી દુઃખી થયેલા નરેન્દ્રનાથે બ્રાહ્મસમાજના કેટલાક વિચારો ગ્રાહ્ય કર્યા હતા, અર્થાત તેમના કેટલાક મત સાથે તેઓ મળતા થયા હતા. જાતિ ભેદનું દૌરાત્મ્ય અને સ્રીજાતની કેળવણી વિષયક હીન દશા તેમની દ્રષ્ટિએ અસહ્ય થઇ

ઉઠયાં હતાં. તેમણે પોતાના કુટુંબ પરિવારમાં અને આત્મીય સ્વજનોમાં એ વિષયની ચર્ચા કરી તુમુલ આન્દોલન કરી મૂકયું હતું. માતાએ પુત્રના સર્વ વિચારો ધૈર્યપૂર્વક સાંભળ્યા હતા, પરંતુ પુત્રની સત્ય પ્રિયતા અને અકપટતા ઉપર માતાને દૃઢ વિશ્વાસ હતો તેથી તેમને વિશેષ કાંઇ કહ્યું નહિ. માત્ર તેમણે મનમાં જ નિશ્ચય કરી લીધો કે: વખત આવતાં તે પોતે જ ( નરેન્દ્રનાથ ) સારૂ-નરસું સમજવા શક્તિમાન થશે.

બ્રાહ્મસમાજમાં આવ જા કરતાં કરતાં નરેન્દ્રનાથે એક દિવસ બ્રાહ્મસમાજના સભાસદ તરીકે નિયમ પૂર્વક પોતાનું નામ નોંધાવ્યું, એટલું જ નહિં પણ જે સમયે તેઓ સ્વામી વિવેકાનન્દના નામથી વિશ્વવિખ્યાત થયા હતા તે સમયે પણ કદાચ તેમનું નામ બ્રાહ્મસમાજના ચોપડામાં દાખલ જ હશે, તે સમયે તો તેમનો આદર્શ, બ્રાહ્મ-આદર્શ કરતાં બહુ ઉચ્ચ ભૂમિકામાં સ્થિત થયો હતો અને સંસ્કાર સંબંધી પોતાની કલ્પનામાં, બ્રાહ્મસમાજબદ્ધ સંસ્કાર કરતાં વિશેષ રૂપે પરિવર્તન કરવાનો તેમણે સંકલ્પ કર્યો હતો. એ સંસ્કારના માર્ગ અને ઉપાય સંબંધી બ્રાહ્મસમાજીયો સાથે તેમને મ્હોટો મતભેદ ઉપસ્થિત થયો હતો. શેષ જીવનમાં તેમને એવો દૃઢ વિશ્વાસ થયો હતો કે: માનવ ચિત્ત ઉપર વિનાશમૂલક સંસ્કાર કરતાં ગઠનમૂલક સંસ્કાર પડે એજ શ્રેષ્ઠ છે અને સારી રીતે સુધારો કરવો હોય તો બાહ્ય આઘાતો દ્વારા જન સમાજના દીર્ઘ કાળના વિશ્વાસ અને ધારણા ઉપર પુનઃ પુનઃ આઘાત કરી તેને ચૂર્ણ અને ધ્વંસ નહિં કરતાં માનવ-બુદ્ધિને શિક્ષિત, માર્જિત અને ઉન્નત કરી તેમના હૃદયમાં સ્વતઃ તે સંસ્કાર પ્રવૃત્તિને જાગૃત કરવી જોઈએ, નહિં તો કાર્ય ઉત્તમરૂપે થવાની આશા ઓછી સમજવી. પૂર્વપુરૂષ પરંપરાથી ચાલતી આવેલી નીતિરીતિની અને કર્મ-વિશ્વાસની નિન્દા અથવા તિરસ્કાર નહિં કરતાં બનતે યત્ને તેમને તેવી જ સ્થિતિમાં રહેવા દેવાં અને તેમાંના નઠારા વિભાગનો ત્યાગ કરવો એજ માનવકર્ત્તવ્ય છે. વિદેશીઓની ભાવના અને વિજાતીયોના આદર્શની પાછળ દોડી અથવા તેમનું જે શ્રેય અને પ્રેય છે તે સર્વને-અંધની પેઠે-આપણું કેવળ શ્રેય અને પ્રેમ માની લઇ તે ગ્રહણ-

કરવાથી હિતને બદલે આપણું વિપરીત જ થશે, વિશેષ લાભ જરા પણ થશે નહિં. એમાં સંદેહ જ નથી ! પુરાતન–સનાતન–નો ત્યાગ કરી પાશ્ચાત્યો–તનનું અંધ–અનુકરણ કરવું એ કાંઇ સાચો સુધારો નથી, પરંતુ પુરાતન–સનાતન–ઉપર ચારે દિશામાંથી જે નવીન રશ્મિ પડે છે તેની સહાયતાવડે પુરાતન–સનાતનના સારાંશને સમજી લઇ, તેને નવીન પાશ્ચાત્યની સાથે કેટલેક અંશે મેળવી લઇ તેને કર્મમય જીવનમાં આપણા હૃદય અને મનના અંશીભૂત કરી લેવું એજ સાચો સુધારો કહેવાય.

નરેન્દ્રનાથ ગહન એવા વિચારી તરંગોમાં મગ્ન થઇ રહ્યા હતા. આ સમયે ભારત વર્ષના અનેક પ્રશ્નો તેમના વિચારનો વિષય થઇ પડયા હતા. સંકુચિત હિંદુધર્મનો વિશેષ રૂપે પ્રસાર થાય એવો પ્રયત્ન કરી તેમાંજ જાતીય ભાવનાને જાગ્રત કરી દેવી એજ આ સમયે તેમનું મુખ્ય ધ્યેય થઇ પડયું હતું.

બ્રહ્મસમાજના સભાસદ થઇ નરેન્દ્રનાથે સમાન વયના અને મ્હોટી વયના મનુષ્યો સમક્ષ અગ્નીમયી ભાષામાં, નિરંકુશ અને અધોગતિ પામેલા હિંદુ સમાજમાં સુધારો કરવા માટે વ્યાખ્યાનો આપવા માંડયાં તેમ છતાં હૃદયમાં તેઓ પોતાને હિંદુ સિવાય અન્ય કોઇ જાતિ માનતા નહિ. તેઓ પોતાને સંપૂર્ણ રૂપે હિંદુ કહેવડાવતા, ખરા પરંતુ સમાજની સંકુચિત ભાવનાને ઉત્તેજન આપવા ચ્હાતા નહિ.

## अपार चिन्ता सागरमां निमग्न.

બ્રાહ્મ સમાજમાં ભળ્યા પછી શરૂવાતમાં નરેન્દ્રનાથને કંઇક શાંતિનો અનુભવ થયો. તેમના મનમાં સદા કેશવબાબુના જેવા ધર્મપ્રચારક થવાની પ્રબળ વાસના ઉદય પામતી. તે સમયે બ્રાહ્મ સમાજમાં અનેક સત્ચરિત્રવાન મનુષ્યો હતા. તેમની સાથે વાર્તાલાપ અને પરિચય–સહવાસ કરવાથી તેમને આનંદ થતો હતો. કેટલાક દિવસને માટે તેમનું મન શાંત પણ થયું, પરંતુ થોડા દિવસ વીતતાં જ

તેમના મનમાં પ્રથમની પેઠે જ અશાંતિની શરૂવાત થઈ. કેવળ એવા જ વિચારો ઉઠવા લાગ્યા કેઃ હા! ઇશ્વરનાં દર્શન તો થયાં જ નહિ!" બ્રાહ્મ-સમાજમાં જ્યારે તેઓ ભગવત્ ગુણગાન ગાતા તે સમયે ક્ષણને માટે તેઓ ભગવત્–રસનો આસ્વાદ ચાખતા, પરંતુ તે ક્ષણિક! તેથી જ તેઓ પુનઃ એકાન્તમાં શાન્ત ચિત્તે જ્યોતિ–દર્શન માટે પ્રભૂ પ્રાર્થના કરવા લાગ્યા. એક દિવસ ઉત્કંઠિત જીવે તેઓ મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરને ઘેર ગયા. મહર્ષિ તે સમયે વિદ્વાન મનુષ્યો સમક્ષ એક ઉચ્ચ શ્રેણીના ધર્મ શિક્ષક ગણાતા: અતુલ ઐશ્વર્યના અધિકારી હોવા છતાં શાંતિ અને સત્ય પ્રાપ્તિની ઇચ્છાથી કેટલેક અંશે ત્યાગી મહાત્માના જેવું જીવન ગાળતા અને સર્વદા ઘણુંખરૂં ધ્યાન ધારણામાં જ તેઓ સમય વ્યતીત કરતા. તેમણે જ મહાત્મા કેશવ-ચંદ્રસેનને ધર્મ–માર્ગે આકર્ષી લાવી તેમના હૃદયમાં ગુપ્ત રહેલી શક્તિનો બાહ્યવિકાશ કર્યો હતો તેથી જ નરેન્દ્રનાથે ધાર્યું હતું કે તેમની પાસે જવા-થીજ ઉદ્દેશ્ય સિદ્ધ થશે. મહર્ષિ દેવેન્દ્રનાથે તેમની મનેચ્છા જાણી લઇ ગહન ધ્યાનમાં ચિત્ત પરોવવાનો તેમને ઉપદેશ દીધો. તુર્ત જ એક ન્હાનું ધ્યાન–સાધક–મંડળ સ્થપાયું. મહર્ષિ તે સર્વને ધ્યાનનો અભ્યાસ કરવાની ક્રિયા થોડો થોડો વખત શિખવવા લાગ્યા. ધ્યાન કરી રહ્યા પછી કયા સાધકને કેવો આંતર અનુભવ થાય છે તે પૂછતા. નરેન્દ્રને ધ્યાનાવસ્થામાં એવું જણાતું કે જાણે એક જ્યોતિર્બિંદુ ફરતું ફરતું ધીમે ધીમે ભ્રૂમધ્યમાં સ્થિર થાય છે, ત્યારપછી જાણે તે જ્યોતિના મધ્યમાંથી નાના પ્રકારનાં અસંખ્ય કિરણો ચારે દિશામાં પ્રસરી જાય છે, ત્યારપછી તેમનું જ્ઞાન જાણે સાધારણ સીમાબદ્ધ ક્ષેત્રનો ત્યાગ કરી એક અજાણ્યા અસીમ રાજ્યમાં જઇ પ્રવેશ કરે છે, પરંતુ તે સ્થાને આવતાં જ તેઓ ધ્યાન ભંગ થતા અને પેલાં જ્યોતિકિરણો અન્તર્ધ્યાન થઇ જતાં. મહર્ષિ જાણી શકયા હતા કે બીજા સાધારણ યુવકો કરતાં આ બાળકમાં કંઇક વિશેષ શક્તિ છે, તેથી તેઓ તેમને વિશેષ ઉત્સાહ પ્રેરવા લાગ્યા, અને એ વિષયમાં પોતા-નાથી બનતી સહાયતા આપવા લાગ્યા; એટલું જ નહિં પણ તેઓ અન્ય યુવકો સમક્ષ નરેન્દ્રનાથને એક નિદ્રિત–શક્તિમાન યુવક જણાવતા. નરેન્દ્ર-

નાથ અતિશય શ્રદ્ધાપૂર્વક નિત્ય તેમની પાસે જતા અને તેમના ઉપદેશ પ્રમાણે કાર્ય કરતા. તેમ છતાં પણ નરેન્દ્રનાથનું તૃષાતુર ચિત્ત, ક્ષુધિતપ્રાણ જે વસ્તુ શોધતા તે તેમને મળતું નહિં. તેમની ક્ષુધા–તૃષા મટાડવાની મહર્ષિમાં–બ્રાહ્મસમાજમાં–શક્તિ જણાઈ નહિં, તેથી જ તેમના હૃદયમાં શાંતિ થઈ નહિં.

એક દિવસ નરેન્દ્રનાથે મહર્ષિ દેવેન્દ્રનાથની ગંગા નદીમાં તરતી એક નૌકામાં ગમન કરી ઉતાવળે પગલે તેમના ઓરડામાં પ્રવેશ કર્યો. તે સમયે મહર્ષિ ઉપાસના કરતા હતા, નરેન્દ્રનાથે સહજ ઉત્તેજિત સ્વરે પ્રશ્ન કર્યો: "મહાશય! શું આપે ઇશ્વરનાં દર્શન કર્યાં છે?" એકાએક તીક્ષ્ણ કણ્ઠમાંથી નિકળેલો એ અપૂર્વ પ્રશ્ન સાંભળી મહર્ષિનું ધ્યાન ભંગ થયું. તેમણે સ્વસ્થચિત્ત થઇ પ્રશ્નનો ઉત્તર આપવા યત્ન કર્યો. એક વખત–બે વખત–ત્રણ વખત યત્ન કરવા છતાં તેમનો યત્ન વ્યર્થ ગયો! શો જવાબ દે? તેમણે ક્ષણ પર્યંત નરેન્દ્રનાથના નેત્ર ઉપર દ્રષ્ટિ સ્થાપ્યા પછી માત્ર એટલુંજ કહ્યું કે: "વત્સ! ત્હારાં નેત્રો યોગીજનનાં જેવાં જણાય છે!"

એ પછી કેટલાક દિવસ વ્યતીત થયા. નરેન્દ્રનાથના ચિત્તની અશાંતિ ધીમે ધીમે વૃદ્ધિ પામતી ગઇ. મહર્ષિના ઉત્તરથી તેમને વિશેષ તૃપ્તિ થઇ નહતી, કારણ કે તેમણે ઇશ્વર–દર્શન કર્યાં છે એવું કહ્યું નહતું. ત્યારે હવે કયે પ્રકારે ઇશ્વરનાં દર્શન થાય? કયે પ્રકારે ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકાય? કયે પ્રકારે ઇશ્વર–પ્રાપ્તિ થઇ શકે? તેઓ કહેવા લાગ્યા કે: દર્શન આદિ શાસ્ત્રો અતિ તુચ્છ છે. તે બધાં માત્ર ભગવાનને ઓળખવા માટેનો તુચ્છ યત્ન છે. પુસ્તકમાંથી ભગવદ્દર્શન થવાં અસંભવિત છે. અનેક ધર્મ–ગ્રન્થો વાંચવાથી માત્ર શુષ્કવેદાંતિ થવાય છે. માત્ર વાક્–વિતંડા કરનાર પંડિત થઇ શકાય છે! પુસ્તકો વાંચવાથી માત્ર વાક્ જાળમાં મનુષ્યને ગુંથી નાંખવાની કળા આવડે છે! એવાં પુસ્તકો શા કામનાં! અનેક ધર્મગ્રન્થો વાંચનાર પંડિતોએ તેમાંનું કશું અનુભવ્યું જણાતું નથી. ઇશ્વર સંબંધી લાંબી લાંબી વાતો કહેનાર ઉપદેશકો અને આચાર્યો સુદ્ધાં લોભ–પાપમાં ફસાયલા જણાય છે. પુસ્તકો વાંચી વાક્ચાતુરીથી લોકોને આંજી નાંખનારા ભક્તો સુદ્ધાં અંદરખાનેથી દુષ્કર્મો કરનારા જણાયા છે! ગ્રન્થોનું

-સાન કોઈએ અનુભવમાં ઉતાર્યું હોય એવું જોવામાં આવતુ નથી. જેને જે ઠીક લાગે છે તેનો ઉપદેશ કરે છે. હવે શું કરવું? ભગવાનનાં દર્શન શી રીતે થાય? પ્રાણમાં અનંત શીતળતા શી રીતે પ્રકટે? શીતળતાના પર્વત પાસે જવાય અર્થાત્ જેણે ભગવાનનાં દર્શન કરી પ્રાણમાં શીતળતા અનુભવી હોય એવા મહાપુરૂષનો સમાગમ કરવો જોઈએ, તો જ પ્રાણ શીતળ થાય. તોજ ભગવદ્દર્શનનો લાભ થાય. આ સમયે તેમના મનમાં શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનું સ્મરણ થયું. તેમને પરમહંસદેવ યાદ આવ્યા. ઈ. સ. ૧૮૮૧ ના નવેમ્બર માસમાં તેમણે પ્રથમ જ પરમહંસદેવનાં દર્શન કર્યાં. એ વર્ષે તેઓ F. A. ની પરીક્ષા આપવા માટે અભ્યાસ કરતા હતા. સુરેન્દ્રનાથ મિત્ર નામક પરમહંસદેવના એક પરમ શિષ્યે એક દિવસ સિમુલિયાના પોતાના મકાનમાં પરમહંસદેવને બોલાવી એકાદ ન્હાનો ઉત્સવ ઉજવવાની તૈયારી કરી હતી. તે સમયે એક સારા ગાનારની આવશ્યકતા હોવાથી, બીજો કોઇ નહિં મળવાથી પોતાના પાડોશી વિશ્વનાથ દત્તના પુત્ર શ્રીમાન્ નરેન્દ્રનાથ (સ્વામીવિવેકાનંદજી)ને પ્રેમ પૂર્વક તેઓ પોતાને ઘેર તેડી ગયા. એ દિવસે નરેન્દ્રનાથને જોતાં જ શ્રીરામકૃષ્ણ દેવ તેમના તરફ આકર્ષાયા, અને ભજન વગેરે સંપૂર્ણ થયા પછી સુરેન્દ્રનાથ અને મહાત્મા રામચંદ્રદત્તને નરેન્દ્રનાથ સંબંધી વિશેષ પુછપરછ કરી અને એક દિવસ તેમને દક્ષિણેશ્વર લઇ આવવા આગ્રહ કર્યો, કેટલાંક અઠવાડિયાં વિત્યા પછી નરેન્દ્રનાથના પિતા એક ધનાઢ્યની કન્યા સાથે નરેન્દ્રનાથનો વિવાહ કરવા તત્પર થયા અને કન્યાનો પિતા પણ પહેરામણીમાં દશ-હજાર રૂપિયાને બદલે નરેન્દ્રનાથ જેવો સર્વગુણ સમ્પન્ન જામાતા-રત્ન પ્રાપ્ત કરવાનો સંભવ જોઇ પોતાના અદ્રષ્ટને ધન્યવાદ આપતો હતો! તે સમયે નરેન્દ્રનાથને ઉપરોક્ત વિવાહ બંધનમાં નહિ બંધાવા દ્રઢ પ્રતિજ્ઞ જોઇને અને તેમની આંતરિક ધર્મ-ભાવના પ્રત્યે લક્ષ્ય રાખી તેમના જ એક આત્મીયે અને તેમના જ પિતાના અન્નથી પોષાયલા "રામદાદા" એ (ભક્ત રામચંદ્ર દત્તે) તેમને કહ્યું કેઃ "ભાઇ, તમે "ધર્મ, ધર્મ" બોલીને આમ તેમ શામાટે ભટકતા ફરો છો? જો સાચું ધર્મ તત્ત્વ જાણવા

અને ઇશ્વર–દર્શન કરવા ચ્હાતા હો તો દક્ષિણેશ્વરમાં પરમહંસદેવ પાસે જાઓ." ત્યારપછી એક દિવસ સુરેન્દ્રનાથ મિત્ર અને બીજા બે ત્રણ સમાન વયના મિત્રો સાથે નરેન્દ્રનાથ બળદગાડીમાં બેસી દક્ષિણેશ્વર ગયા અને પરમહંસદેવનાં બીજીવાર દર્શન કર્યાં. આ સમયે પરમહંસદેવે નરેન્દ્રનાથને જોઇ બહુ આનંદ પ્રદર્શિત કર્યો. તેઓ બહુ પ્રસન્ન થયા. પરમહંસદેવે નરેન્દ્રને ગાયન ગાવાની આજ્ઞા કરી, એટલે તેમણે તુરત જ બ્રહ્મસમાજમાં ગવાતું "मन चल निज निकेतने, એ ગાયન ગાયું હતું. પરમહંસદેવ, ગાયન સાંભળતાં સાંભળતાં જ ધ્યાનાવસ્થ થઇ ગયા. સચેત થતાં જ પરમહંસદેવ એકદમ ઉઠયા અને નરેન્દ્રનાથનો હાથ ઝાલી ઉત્તરદિશાના ઓટલાપર લઇ ગયા અને ઓરડાનાં બારણાં બંધ કરી બન્ને એકલા રહ્યા. તે વખતે પરમહંસદેવ ચોધાર આંસુએ રડતાં રડતાં જાણે તે બહુ દિવસનો પરિચિત હોય તેમ કહેવા લાગ્યા કેઃ " આટલા બધા દિવસ પછી આવવાનું હોય કે ? હું ત્હારી વાટ જોઇને બેસી રહ્યો છું તેનું તને જરા પણ ભાન નથી કે ? વિષયી લોકોની સાથે વાતો કરી કરીને મ્હારા ઓઠ બળી કોયલા જેવા થઇ ગયા છે ! " એવા અનેક ઠબકા દઇ રોદન કરવા લાગ્યા. થોડીવાર પછી પાછા તેઓ કૃતાંજલિ બદ્ધ થઇ નરેન્દ્રનાથ પ્રત્યે બોલવા લાગ્યા કેઃ "પ્રભો ! હું જાણું છું કે તમે કોણ છો ? તમે તે જ પુરાતન ઋષિ, નરનારાયણ જ છો. જીવાત્માની દુર્ગતિ નિવારણ કરવા માટે જ તમે શરીર ધારણ કર્યું છે." વગેરે.

નરેન્દ્રનાથે ( સ્વામી વિવેકાનંદજીએ ) પરમહંસદેવના મુખમાંથી ઉપરોક્ત શબ્દો સાંભળીને અને તેમના હાવભાવ જોઇને તેમને એક પ્રકારના ગાંડા ( Monomaniac ) હોય તેમ ગણી કાઢયા. એથી વિશેષ કાંઇ પણ કહ્યું નહિ. તેઓ માત્ર ચુપ જ રહ્યા. ત્યાર પછી પરમહંસદેવ નરેન્દ્રનાથને સ્વહસ્તે માખણ, મિસરી, પેંડા વગેરે જમાડવા લાગ્યા. તેમણે પોતાની સાથેના મિત્રોને જમાડવાનું કહેતાં પરમહંસદેવે કહ્યું કેઃ "તેમને પણ મળશે. હમણાં તું તો ભોજન કર." તેમણે તેમને બધું જમાડી દીધું ત્યારે જ છોડયા. ત્યાર પછી તેમનો હાથ ઝાલી કહ્યું: " જલદી કહે, એક દિવસ તું

એકલો મ્હારી પાસે ક્યારે આવશે?" તેમનો આગ્રહ પાછો ઠેલી નહિં શકવાથી નરેન્દ્રે "આવીશ." કહી વચન બદ્ધ થયા. 31,806

ઘેર આવ્યા પછી પરમહંસદેવનું અદ્ભુત આચરણ અને ઇશ્વર પ્રેમમાં ઉન્માદવત્ અવસ્થા કેટલાક દિવસ પર્યંત વારંવાર નરેન્દ્રનાથના મનમાં ઉદય પામતી તથાપિ ઉપરોક્ત વચન પાલન કરવાનો તેમને સુયોગ મળ્યો નહિ. એકાદ મહિનો વિત્યા પછી તેઓ એકલા પગે ચાલતા દક્ષિણેશ્વર પરમહંસદેવનાં દર્શને ગયા. તે દિવસે પણ પરમહંસદેવ એક ન્હાની ગાદી પર બિરાજ્યા હતા. ત્યાં બીજું કોઈ નહતું. નરેન્દ્રનાથને જોતાં જ પરમહંસદેવે આનંદ પૂર્વક તેમનો હાથ ઝાલી પોતાની જોડે જ ગાદી ઉપર બેસાડ્યા અને ધ્યાનાવસ્થ થઈ અસ્પષ્ટ ભાષામાં કંઇક શબ્દોચ્ચાર કરવા લાગ્યા. નરેન્દ્રનાથે વિચાર્યું કેઃ ગાંડા મહારાજ વખતે કાંઇ ગાંડા ચાળા કરશે. તેઓ એવો વિચાર કરતા હતા એટલામાં જ પરમહંસદેવે ઓચિંતાં પોતાનો જમણો પગ નરેન્દ્રના શરીર ઉપર મૂક્યો. પગનો સ્પર્શ થતાં જ નરેન્દ્રનાથના મનની સ્થિતિ બદલાઇ ગઇ. તેમનું શરીર ઝમઝમ થવા લાગ્યું. તેમને એવું જ જણાવા લાગ્યું કેઃ જાણે ઘરની ભીંતો અને ચારે દિશામાં જણાતી વસ્તુઓ, ઝાડ, પાંદડાં, ચંદ્ર, સૂર્ય. વગેરે સર્વ વસ્તુઓ વેગ ધારણ કરી ચક્કર ચક્કર ફરતી ફરતી આકાશમાં લય પામે છે અને સમસ્ત પૃથિવિ જાણે તેના અસ્તિત્વનો ગ્રાસ કરવા આવે છે. તેઓ એકાએક દારૂણ ભય ચકિત થયા અને મૃત્યુનો સંભવ જાણી કરૂણ સ્વરે ચિત્કાર કરી બોલવા લાગ્યા કેઃ "ઓ બાપરે! આ શું થયું? મહારાજ! તમે મ્હને શું કર્યું? મ્હારે ઘેર તો માતાપિતા છે!" એ સાંભળી પરમહંસદેવ પ્રથમ તો ઉચ્ચહાસ્ય કરી ઉઠ્યા ત્યાર પછી તેમની છાતીપર હાથ ફેરવતા બોલ્યા કેઃ "ત્યારે હમણાં શાંત થા. ઉતાવળનું કામ નથી. સમય આવતાં સો થઇ રહેશે." થોડી વાર પછી નરેન્દ્રનાથને ભાન આવ્યું. તેઓ પ્રથમ હતા તેવા થઇ ગયા.

તે દિવસે બનેલા બનાવ ઉપરથી તેમણે નિશ્ચય કર્યો કેઃ "પરમહંસદેવ, "હિપનોટિઝમ Hypnotism," અથવા "મેસમેરિઝમ" Mesmerism માં ઘણા કુશળ જણાય છે. તેઓ એમ પણ જાણતા હતા કેઃ દુર્બળ ચિતના

અને દુર્બળ મસ્તકનાં માણસો હોય તે જ એ પ્રમાણે વશ થાય છે. ચિર-કાલથી પોતાની માનસિક દ્રઢતા ઉપર વિશ્વાસ હોવાથી પરમહંસદેવના ચરણ-સ્પર્શથી આજે કેવો દૈવી વ્યાપાર રચાયો તે નરેન્દ્રનાથથી સમજી શકાયું નહિ.

ઉપરોક્ત બનાવ બન્યા પછી એક અઠવાડિયે નરેન્દ્રનાથ પુનઃ દક્ષિ-ણેશ્વર ગયા. આ સમયે પરમહંસદેવની પરીક્ષા કરવાની ભાવના તેમના મનમાં પ્રબળ વેગે ઉત્પન્ન થઇ હતી. તે દિવસે રાણી રાસમણિના બગિ-ચામાં ઘણાં માણસો એકત્ર થયેલાં હોવાથી અથવા બીજા કોઇ પણ કાર-ણથી પરમહંસદેવે નરેન્દ્રનાથનો હાથ ઝાલી તેમની જોડેના યદુમલ્લિકના બગિચામાં પ્રવેશ કર્યો. અને બગિચામાં તથા ગંગાકિનારે થોડી વાર ભ્રમણ કર્યા પછી બગીચાના એક ઓરડામાં આવી બેઠા અને થોડી વાર પછી સમાધિસ્થ થઇ પડયા. નરેન્દ્રનાથ તેમની પાસે બેસીને શાંત ચિત્તે મહા-રાજની સ્થિતિ તપાસતા હતા. એટલામાં પરમહંસદેવે પ્રથમની પેઠે જ ઓચિંતા નરેન્દ્રનાથને સ્પર્શ કર્યો. પ્રથમથી સચેત હોવા છતાં પરમહંસદેવે સ્પર્શ કરતાં જ નરેન્દ્રનાથ અચેતન થયા વિના રહી શકાય નહિં. આજે પ્રથમની પેઠે નહિં પણ એકદમ અચેતન—જડવત્ થઇ પડયા. થોડી વાર પછી ચેતન આવતાં તેમણે જોયું કેઃ પરમહંસદેવ તેમની છાતી પર હાથ ફેરવે છે અને તેમને ચેતન આવેલું જોઇ સ્મિત હાસ્ય કરી રહ્યા છે.

શ્રીરામકૃષ્ણ લીલા પ્રસંગના લેખક મહાત્માશ્રી સારદાનંદજી શ્રીરામ-કૃષ્ણદેવના પરમપ્રિય શિષ્ય છે. તેઓ કહે છે કેઃ એ દિવસે નરેન્દ્રનાથને બાહ્યજ્ઞાન શૂન્ય થતાં જ પરમહંસદેવે પૂછ્યું હતું કેઃ " તું કોણ છે ? ક્યાંથી આવ્યો છે ? શા માટે જન્મ ગ્રહણ કર્યો છે ? કેટલા દિવસ આ સ્થળે ( પૃથિવિ ઉપર ) રહેશે." વગેરે વગેરે અચેતન અવસ્થામાં હોવા છતાં નરેન્દ્રનાથના અંતરાત્માએ સર્વ પ્રશ્નોના યથાર્થ ઉતર દીધા હતા. એ ઉપ-રથી પરમહંસદેવ જાણી શકયા હતા કેઃ " નરેન્દ્ર સંબંધી તેમણે જે ધારણા રાખી હતી તે સર્વ સત્ય છે, અને નરેન્દ્રનાથ જે દિવસે તે સર્વ જાણશે તે દિવસે પોતાનો દેહ રહેવા દેશે નહિ, અર્થાત્ જન્મનું પ્રયોજન જાણ્યા પછી તે દેહ ધારણ કરી રહેશે નહિ, તે સંકલ્પ દ્વારા યોગ માર્ગે દેહ ત્યાગ કરશે." તેમણે નરેન્દ્રનાથને " ધ્યાન સિદ્ધ મહા પુરૂષ છે, " એમ કહ્યું હતું-

આ પ્રમાણે અઢાર વર્ષની વયથી જ નરેન્દ્રનાથ પરમહંસદેવ પાસે પ્રસંગોપાત આવજા કરતા હતા, તેમ છતાં પણ અલૌકિક સામાન્ય મહા પુરૂષ પરમહંસદેવનું અદ્ભુત ચરિત્ર યથાર્થ રૂપે તેઓ જાણી શક્યા નહતા. કવચિત્ ધારતા કે: "તેઓ ( પરમહંસદેવ ) ગાંડા છે, ઇશ્વરના વિચારો કરતાં કરતાં તેમનું મસ્તક ભમી ગયું છે." કવચિત્ ધારતા કે: "ના, તેઓ સાચા સમાધિ સિદ્ધ મહા પુરૂષ છે." તેમ છતાંયે તેમના સાચા સ્વરૂપને ઓળખી શક્યા નહતા. પોતાના અંતઃકરણની ધર્મ પિપાસા શાન્ત કરવા માટે તેઓ બ્રાહ્મસમાજ અને અન્ય સ્થાનોમાં વિચરતા હતા ખરા પરંતુ કોઇ પણ યત્ને સત્યનો નિર્ણય કરવા સમર્થ થયા નહિં, અને જ્યારે જાણ્યું કે: દેવેન્દ્રનાથ ઠાકુર જેવા મહાત્માએ-કહેવાતા બ્રાહ્મ સમાજીએ-પણ ઇશ્વર દર્શન કર્યાં નથી ત્યારે તેમણે નિશ્ચય કર્યો કે: પરમહંસદેવને એ સંબંધી એક વખત પૂછવું. તેઓ ઉત્તર આપશે કે: "ના, મ્હને ઇશ્વર દર્શન થયાં નથી." એવો મનમાં ભય ઉત્પન્ન થયો તો પણ એક વખત એવો પ્રશ્ન પૂછવાનો તેમણે દ્રઢ નિશ્ચય કર્યો.

એક દિવસ નરેન્દ્રનાથ ઉત્સાહપૂર્ણ હૃદયે દક્ષિણેશ્વર જઇ પહોંચ્યા, અને પરમહંસદેવને પ્રશ્ન પૂછ્યો કે: **"આપે ઈશ્વરનાં દર્શન કર્યાં છે!"** પરમહંસદેવે તુર્તજ ઉત્તર દીધું કે: **"હા, ભાઈ! જેમ હું ત્હને જોઉં છું તેજ પ્રમાણે મ્હેં ઈશ્વિરનાં દર્શન કર્યાં છે. તેમની સાથે વાર્તાલાપ કરી શકું છું."** માત્ર પોતે જ ઈશ્વિર દર્શન કર્યાં છે એટલું જ કહીને પરમહંસદેવ અટક્યા નહિં પરંતુ નરેન્દ્રનાથને સુદ્ધાં તેઓ ઇશ્વર દર્શન કરાવી શકશે એમ પણ કહ્યું હતું. નરેન્દ્રનાથને તેમનાં જે અદ્ભુત રૂપનાં દર્શન થતાં તેની વાસ્તવિક સત્તા ઉપર સંદેહ પામી ઇંગ્રેજી ભણેલા અને બાહ્ય યુક્તિયોના સહાયક નરેન્દ્રનાથ અદ્ભૂત દર્શનના વિષયને હાસ્યમાં ઉડાવી દેતા પરંતુ ધીમે ધીમે તેઓ પરમહંસદેવની પ્રેમ લક્ષણા ભક્તિ; તીવ્ર વૈરાગ્ય અને અમૃતમય ઉપદેશ તરફ આકર્ષાયા હતા. તેમની દ્રષ્ટિ શક્તિ ધીમે ધીમે બહુ દૂર સુધી પ્રસરવા લાગી હતી. અનેક અંતઃ સંગ્રામ અને તર્ક વિરોધ પછી અંતે તેમણે પરમહંસદેવની સર્વ વાત સત્ય માનવાનો

આરંભ કર્યો હતો, પરંતુ એ કાર્ય કાંઇ એક બે દિવસમાં થઇ જાય એમ નહતું. નરેન્દ્રનાથે પાંચ વર્ષ જેટલા લાંબા સમય સુધી પગલે પગલે પરમહંસદેવની પરીક્ષા કરી હતી. સંપૂર્ણ પ્રમાણોની સહાયતાથી પોતાનો દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થવા પહેલાં તેમના ઉપર સંદેહની દ્રષ્ટિથી જ તેઓ જોતા. જ્યારે તેમના અંતઃકરણની ખાત્રી થઇ ત્યારે જ તેમના મનનો સંદેહ ટળ્યો.

## पितृवियोग अने सांसारिक कष्ट.

એ સમય દરમિયાન ઈ. સ. ૧૮૯૪ના પ્રથમ ભાગમાં નરેન્દ્રનાથના જીવનમાં એક વિષયનું પરિવર્તન શરૂ થયું હતું. એ સમયે તેમના પિતા વિશ્વનાથ બાબુએ પરલોક ગમન કર્યું. નરેન્દ્રનાથનું વય માત્ર ૨૦ વર્ષનું હતું. બી. એ. ની પરીક્ષા આપી હતી. પરીક્ષા થઇ ગયા પછી એક દિવસ તેઓ બરાહનગરના મિત્રોને મળવા ગયા હતા. રાત્રિના ૧૧ વાગતા સુધી ગાનતાન કરી આહારાદિ પરવાર્યા પછી સર્વ મિત્રો એકજ મકાનમાં શયન કરી વાર્તાલાપ કરી રહ્યા હતા એટલામાં એક જણે દોડતાં દોડતાં આવી સમાચાર કહ્યા કેઃ “ હૃદ્‌રોગથી વિશ્વનાથ બાબુનું મૃત્યુ થયું છે. ” એ અતિ દુઃખદ સમાચાર સાંભળતાંજ નરેન્દ્રનાથ અધીર થઇ તત્ક્ષણાત્ સ્વગૃહે આવ્યા અને શોકાંકિત હૃદયે પિતાને યથાવિધિ અન્ત્યેષ્ટિ સંસ્કાર કર્યો.

એ પછી મહાન સંકષ્ટ શરૂ થયું. અનરગળ દ્રવ્ય ઉપાર્જન કરવા છતાં મુક્ત હસ્ત–ઉદાર વિશ્વનાથ બાબુ વિશેષ કાંઇ મૂકી ગયા ન હતા. ઉલટું કાંઇક ઋણ રાખી ગયા હતા, તેથી તેમના મૃત્યુ પછી ગૃહસ્થાશ્રમ ચલાવવો દુષ્કર થઇ પડયો હતો. શોકાતુર નરેન્દ્રનાથે નિરાશ માતુશ્રીને અનેક સાંત્વન આપ્યું અને કહ્યું કેઃ સૌ સારૂં થશે, દુઃખી સંસાર સાગરમાં ડૂબકાં ખાતા પુત્રનું હૃદય બળ જોઇ દુઃખી માતાને કાંઇ આશ્વાસન મળ્યું. કેટલાક મહિના સુધી તો સંસારનું ગાડું ગબડયું, પરંતુ તે પછી અન્ન કષ્ટ ઉત્પન્ન

થયું. નરેન્દ્ર તે વખતે B. L. નો અભ્યાસ કરતા હતા. પૈસાની તંગી હોવાથી ગરીબના જેવાં વસ્ત્રો ધારણ કરી કૉલેજમાં જતા. ઘણે વેગળે જવાનું હોય તો તેઓ પગે ચાલીને જતા. ગાડીમાં બેસવાના પૈસા ક્યાંથી લાવે ? કેટલાક ભાડુતી ગાડીવાળા પૂર્વે તેમની પાસેથી અનેક વખત ઇનામ મેળવી ગયા હતા તે આ સમયે તેમની અવસ્થા જોઇ કવચિત્ તેમનું પૂર્વ ગૌરવ યાદ કરી ભાડાના પૈસા લીધા વગરજ તેમને ગાડીમાં બેસાડવા ચ્હાતા અને આગ્રહ કરતા પરંતુ નરેન્દ્રનાથ એવો લાભ કદી પણ લેતા નહિ. એ સમયે તેઓ કેવા પ્રકારનું દારૂણ અન્ન વસ્ત્રનું સંકષ્ટ ભોગવતા અને પૈસા વગર તેમને કેવી વિપત્તિ વેઠવી પડતી તે માત્ર નરેન્દ્રનાથ અને તેમના માતાજ જાણતાં. બીજા લોકો સોમાંથી એક અંશ પણ જાણવા પામતાં નહિં:* સંકષ્ટ સહન

* "પતિના મૃત્યુ પછી દરિદ્ર અવસ્થા ભોગવવાથી ભુવનેશ્વરી દેવીનું ધૈર્ય, સહિષ્ણુતા, અને તેજસ્વિતા આદિ સદ્ગુણ વિશેષ વિકશિત થયા હતા. એક હજાર રૂપિયાનો ખર્ચ કરી જે સ્ત્રી પ્રતિ માસે સંસાર ચલાવતાં તેજ સ્ત્રી આજે મહિને ત્રિશ રૂપિયામાં પોતાના પુત્રો સહિત ભરણ પોષણ કરતાં તેમ છતાં પણ તે એક દિવસ શોકાતુર જણાતાં નહિ ! એટલી ટુંકી આવકમાં પણ તેઓ એવી ખુબીથી નિર્વાહ કરતાં કે જેથી બીજા લોકો તો તેમનો ખર્ચ અનેકગણો હશે એમજ જાણતા. વાસ્તવિક જોતાં પતિના એકાએક મૃત્યુથી શ્રીમતી ભુવનેશ્વરી દેવી તે સમયે એવી ભયંકર અવસ્થામાં આવી પડયાં હતાં કે તેનો વિચાર કરતાં હૃદય કમ્પી ઉઠે છે ! ઘર ખર્ચ માટે આવકનું ઠેકાણું ન હતું તેમ છતાં તેમની સુખમાં ઉછરેલી પોતાની વૃદ્ધ માતા અને પુત્રોનું ભરણ પોષણ તથા વિદ્યાભ્યાસનો બંદોબસ્ત કોઇ પણ રીતે ચલાવવો તો જોઈએ-તેમના પતિની સહાયતા વડે જે આત્મીય સ્વજનો સારી કમાણી કરતા હતા તે સર્વ સહાય કરવાને બદલે તેમના કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત કરવા લાગ્યા. તેમનો અનેક સદ્ગુણ સમ્પન્ન જ્યેષ્ઠ પુત્ર નરેન્દ્રનાથ ( સ્વામી વિવેકાનંદ ) અનેક યત્ન કરવા છતાં પણ કોઇ નોકરી ચાકરી પ્રાપ્ત કરી શક્તા નહોતા, તેથી સંસાર ઉપર વીતરાગ થઇ તે ચિરકાલને માટે સંસારનો ત્યાગ કરવાના પક્ષપાતી-થતા હતા. આવી ભીષણ અવસ્થામાં અટવાયા છતાં પણ શ્રીમતી ભુવનેશ્વરી દેવીએ જે ધૈર્ય ધારણ કરી સ્વકર્ત્તવ્ય પાલન કર્યું હતું તેનું સ્મરણ કરતાં તેમના ઉપર ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન થયા વિના રહેતાં નથી."

સ્વામી શારદાનંદ.

કરવામાંજ તેમણે મહત્ત્વ માન્યું હતું. કેટલાક મહિના પછી તો પગમાં બુટ પહેરવાનું પણ જાણે એકાદ વિલાસની સામગ્રી ન હોય તેમ થઇ પડયું હતું! પહેરવામાં જાડું ખાદીનું પહેરણ અને જાડી ધોતી! પેટમાં અન્ન ન મળે! સમસ્ત દિવસ મધ્યાહ્નના સખ્ત તાપમાં ભૂખે પેટે ઉઘાડે પગે નોકરી મેળવવા માટે નરેન્દ્રનાથ અરજી હાથમાં લઇ પ્રત્યેક ઑફીસમાં ભટકતા હતા. તેમ છતાં કોઇ પણ દિવસ કોઇના દ્વારા વિશેષ સહાયતા કે સહાનુભૂતિ પ્રાપ્ત કરી શકયા ન હતા. ઉલટું પૂર્વે જે મિત્રો અને ગૃહસ્થો તેમને સહાયતા કરી જીવનને ધન્ય માનતા તેઓ પણ આ સમયે તેમનો નબળો સમય જોઈ મ્હોડું સંતાડવા લાગ્યા અને તેઓ શક્તિમાન હોવા છતાં સહાયતા કરવામાં પાછા પડયા! આવા અનેક પ્રકારના અનુભવ થવાથી નરેન્દ્રનાથના મનમાં તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન ન થાય તો બીજું શું થાય? તેમણે સંસારમાં એવાં અનેક દૃષ્યો જોયાં કે જેથી તેઓ સંસારને આસુરી સૃષ્ટિ માનવા લાગ્યા! જે મિત્રો અને શ્રીમંતો પાસે પુષ્કળ દ્રવ્ય હોવા છતાં નરેન્દ્ર જેવા મહાપુરૂષોનું અન્ન, વસ્ત્ર સંકષ્ટ ન ટળે તે મિત્રો અને શ્રીમંતોના નિવાસવાળી સૃષ્ટિને આસુરી સૃષ્ટિ નહિં તો બીજું શું કહેવું? તેમના હૃદયને રાક્ષસી હૃદય નહિં તો બીજું શું કહેવું? જેના હૃદયમાં વિશ્વ પ્રેમ નથી, અનાથ પ્રત્યે દયા નથી, તેમના હૃદયને રાક્ષસી હૃદય નહિં તો બીજું શું કહેવું? ધન્ય માયા! ધન્ય ત્હારી લીલા! નરેન્દ્રનાથે એ માયાને અનેક નમસ્કાર કર્યા.

શ્રીરામકૃષ્ણ દેવના પરમભક્ત અને નરેન્દ્રનાથના ઇષ્ટ મિત્ર સ્વામી સારદાનંદજી કહે છે કેઃ “એ સમયે એક દિવસ સખ્ત તાપમાં ફરવાથી તેમના (નરેન્દ્રનાથના) પગમાં ફોલ્લા થઇ ઉઠયા હતા. પગે ચાલી શકાતું નહિં હોવાથી તેઓ શહેર બહાર એક પૂતળાની છાયામાં બેસી પડયા હતા. થોડી વારે ત્યાં બે મિત્રો આવી પહોંચતાં તેમાંના એકે તેમને આશ્વાસન આપવા માટે “બહિ છે કૃપા ધન નિઃશ્વાસ પવન.” એ ગાયન ગાવા માંડયું. સ્વામિજી કહેતા કેઃ “એ ગાયેન સાંભળી મનમાં એવું થતું કેઃ જાણે માથામાં કોઇ સખ્ત પ્રહાર કરી રહ્યું છે. ઘરમાં ક્ષુધાતુર માતા અને ભાઈ ભગિનીઓનું સ્મરણ થતાંજ ક્રોધ, અભિમાન અને નિરાશાજનક સ્વરે હું

બોલી ઉઠયો હતો કેઃ " બંધ કર હવે. ક્ષુધાના દુઃખથી જેનાં માતા અને ભાઇને કષ્ટ સહન કરવું પડતું નથી, રંકાવસ્થામાં અન્ન દ્રવ્યાદિની તંગીનું જેને ભાન નથી, અને નોકરો પંખો નાંખતા હોય તે વખતે એવાં ગાયનો સારાં લાગે. મ્હને પણ એક દિવસ એ બધું સારૂં લાગતું, પરંતુ કઠોર સત્ય સ્હામે એ બધું અત્યારે વિષમ હાસ્યજનક કહેવાને અડચણ નથી. " જો કે ગાન ગાનાર મિત્ર તેમનાં એવાં વાક્યથી દિલગીર થયો હતો, પરંતુ દારિદ્ર્યના કેવા કઠોર ઝપાટાને લીધે નરેન્દ્રનાથના મુખમાંથી એ વાક્ય નિકળ્યાં હશે તે તે બિચારો શી રીતે સમજી શકે ? નરેન્દ્રનાથ નિત્ય પ્રાતઃકાળમાં ઉઠીને ઘરમાં ખાવાનું અન્ન છે કે નહિં તેનો ગુપ્ત રીતે તપાસ કરતા. જે દિવસે અન્ન ન હોય અને ઘરમાં પૈસા પણ ન હોય તે દિવસે તેઓ ઘરમાં માતાને કહેતા કે: " આજે મ્હારે અમુક મિત્રને ઘેર જમવાનું આમંત્રણ છે. " પછી ઘરમાંથી બહાર નિકળી પડતા, અથવા જો ઘરમાં થોડું અન્ન હોય તો તેમાંથી કિંચિત્ પોતે ભોજન કરતા અને વિશેષ ભાગ ભાઇ, બહેનોને માટે રહેવા દેતા. કોઇ કોઇ દિવસ તો તેમને ઉપવાસજ થતો અથવા કોઈ દિવસ એક વખતજ ભોજન કરી ચલાવી લેવું પડતું !

વાંચક! આટલી બધી દુઃખી અને દરિદ્ર અવસ્થામાં પણ નરેન્દ્રનાથે હૃદય-બળ ગુમાવ્યું ન હતું. અથવા પોતાની કોઇ પ્રકારની દુર્બળતાનું ચિહ્ન બહાર કોઇ પણ મિત્રો સમક્ષ પ્રકટ કર્યું ન હતું. ધન્ય છે તેમના ધૈર્યને! ઘરમાં ગમે તેટલી દરિદ્રતા હોય તો પણ શું થયું ? બહારનાં માણસો તે જાણે કેમ ? દત્તવંશ હમેશાં માન પામતો આવ્યો છે, તે માન ગૌરવને કલંકિત કરી શકાય નહિ. નરેન્દ્રનાથ જો પોતાની દરિદ્રતાની વાત બહાર કરે તો દત્તવંશ કલંકિત થાય. તેમનાથી એવું અપકૃત્ય થાયજ કેમ ? મિત્ર અને બંધુઓમાંના કેટલાક શ્રીમંત-પુત્રો સાંજે ફરવા જતી વખતે, પ્રથમની પેઠેજ તેમને ઘેર તેડવા જતા, તેમને ગાડીમાં બેસાડી ફરવા લઇ જતા અને બગિચાઓમાં જઇ સંગીતાદિ આમોદ પ્રમોદમાં ભળવાનો આગ્રહ કરતા. નરેન્દ્રનાથ મિત્ર-બંધુઓનો આગ્રહ ટાળી શકતા નહિં તેથી ઇચ્છા ન હોવા છતાં પણ તેમની સાથે આમોદ પ્રમોદ કરવા પ્રેરાતા, તેમ છતાં કદી પણ અંતઃકરણની

વાત તેમને કહેતા નહિ. તે મિત્રો પણ સ્વેચ્છાપૂર્વક તેમને કદી પણ એ સંબંધી પૂછતા નહિ. તેઓ જોઇ શકતા હતા કે: નરેન્દ્રનાથ દિન પર દિન સુકાતા જાય છે, તેમનો ચ્હેરો મલિન થતો જાય છે પરંતુ એનું કારણ પિતૃ વિયોગ સિવાય અન્ય કાંઇ હશે એમ તેમની કલ્પનામાં પણ આવતું નહતું. સ્વામિજી (નરેન્દ્રનાથ ) કહેતા કે: “સમય જોઇને અવિદ્યા રૂપિણી મહામાયાએ પણ એ સમયે મ્હારી પાછળ આવવાનું બાકી રાખ્યું નહતું. એક સંગીત પ્રવીણ રમણીની પ્રથમથી જ મ્હારા ઉપર નજર પડી હતી. અવસર જોઇને તેણે મ્હને કહાવ્યું હતું કે: “મ્હારી સાથે રહી મ્હારી સમ્પત્તિના માલિક થાઓ અને દરિદ્રતાના દુઃખમાંથી મુક્ત થાઓ.” પરંતુ સખ્ત તિરસ્કાર સહિત તેની માંગણી મ્હારે પાછી ઠેલવી પડી હતી.” દરિદ્રાવસ્થામાં જ એક દિવસ કેટલાક શ્રીમંત પુત્રોએ તેમને બગીચામાં લઇ જઇ આમોદ પ્રમોદ કરવાનું આમંત્રણ કર્યું અને દુઃખમાંથી મુક્તિ પામવાનું અમોઘ ઔષધ જણાવી થોડું મદ્યપાન કરવાની પણ પ્રાર્થના કરી. એટલું જ નહિં પણ કહેતાં લજ્જા આવે છે કે: તે લંપટ મિત્રોએ એક વારાંગનાને પણ તેમની પાસે મોકલી દીધી, પરંતુ તે જ્યારે તેમને લોભાવવા આવી ત્યારે નરેન્દ્રનાથે તેનો પૂર્વ પરિચય પૂછયો અને શા માટે તે આવી ધિઃક્કારપાત્ર, પાપી વર્તણુક ચલાવી રહી છે, તેમજ એ ધંધાથી તેના મનને બિંદુ માત્ર સુખ છે કે નહિં અને તેણે પરલોકનું કાંઇ સુખ સાધન કર્યું છે કે નહિં વગેરે અનેક વાર્તાલાપ કર્યો. ત્યારે વારાંગનાને લજ્જા ઉત્પન્ન થઇ અને ત્યાંથી ન્હાસી જઇ લંપટ મિત્રોને કહેવા લાગી કે: “આવા માણસ પાસે મ્હને શા માટે મોકલી?” નરેન્દ્રનાથ તે મકાનમાંથી બહાર નિકળ્યા પછી જે કોઇ મિત્ર–બંધુને મળતા તેને કહેતા કે: મ્હેં આજે મદ અને માનિની સાથે આનંદ ઉપભોગ કર્યો છે. ઘેર ગયા પછી પોતાની માતાને પણ એ વાત જણાવી દીધી હતી. તેમના ઉપર દ્વેષ રાખનાર કેટલાક માણસોએ જઇ એ વાત પરમહંસદેવને કહી દીધી હતી. તેમણે તેમને કહ્યું હતું કે: “નરેન્દ્રને માટે તમારે માથુ દુઃખવવાની આવશ્યકતા નથી. હું સારી પેઠે જાણું છું કે: તેના જીવનમાં તે કદી પણ વિષયોપભોગ માટે સ્ત્રી સંગ કરશે નહિં.”

નરેન્દ્રનાથે બગીચાની ગુપ્ત વાર્તા સર્વને જણાવી દીધી તેનું એક કારણ હતું. ગુપ્ત રીતે કોઇ પણ કાર્ય કરવું એ તેમની પ્રકૃતિ વિરૂદ્ધ હતું, બાલ્યાવસ્થાથી જ ભય કે લજ્જાનો કોઇ પણ વિષય ગુપ્ત રાખવાનો તેમને અભ્યાસ નહતો. તેથીજ ઇશ્વર નથી અથવા હોવા છતાં તેની પ્રાર્થના કરવાનું કશું પ્રયોજન નથી. આવા પ્રકારનો અભિમાનસૂચક અભિપ્રાય નિરાશા-ભરિત હૃદયે સ્પષ્ટ વાક્યમાં, સર્વ લોકો સમક્ષ પ્રકટ કરવામાં, આ સમયે નરેન્દ્રનાથને કિંચિત્ પણ સંકોચ થયો નહિં, તેમાં વળી ઉપરોક્ત લંપટ, વિષયી શ્રીમંત–મિત્રો સાથે મળી આમોદ પ્રમોદ કરવાથી લોકોમાં વાયકા ઉડી કેઃ "નરેન્દ્રનાથ નાસ્તિક થયા છે. નઠારા મિત્રોની સંગતિથી મદ્યપાન કરવામાં અને વેશ્યાના ગૃહે જવામાં પણ પાછા હઠતા નથી." એવી ખોટી નિન્દા થતી સાંભળવાથી તેમનું બાલ્યાવસ્થાથી જ તેજસ્વી બનેલું હૃદય આ સમયે વિશેષ કઠિન થઈ ઉઠયું તેથી તેઓ જાણી જોઇને, લોકોને બતાવવાને માટે જ, સર્વને કહેવા લાગ્યા કેઃ "આવા કષ્ટ ભરેલા સંસારમાં, પોતાની દુર્દશા થોડી ક્ષણ ભૂલી જવા માટે જો કોઇ મદ્યપાન કરે અથવા વેસ્યા-ગૃહે ગમન કરે તો તેમાં દોષ શો?" એટલું જ નહિં પણ જો તેઓ નિઃશંકપણે સમજી શકે કેઃ એ પ્રમાણે આચરણ રાખવાથી સાચું સુખ પ્રાપ્ત થાય છે તો તેઓ એ પ્રમાણે કરવા ખુશી થાત. તે માટે તેમને લોક નિન્દાનો જરા પણ ભય લાગત નહિં. અથવા તેજ કારણથી સાચું સુખ પ્રાપ્ત કરતાં અટકત નહિં. પરંતુ તેમાં સાચુ સુખ કયાંથી હોય? તેઓ જાણતા હતા કે એવા વિષયોપભોગથી મનુષ્યો નરકની દિશામાં જ ઠેલાય છે!

સ્વામિજી ( નરેન્દ્રનાથ ) કહેતા કેઃ "એવો અહંકાર અને અભિ-માન ધારણ કરી નાસ્તિકતાનું પોષણ કરવાથી શું વળે તેમ હતું? બીજી ક્ષણે જ બાલ્યાવસ્થાથી જ, અને વિશેષતઃ પરમહંસદેવ સહિત સાક્ષાત-કાળ થયા પછી જીવનમાં જે અનેક અદ્દભુત અનુભવો અનુભવ્યા હતા, તે સર્વ બનાવો ઉજ્જવળ રૂપે મન પર ઉદય પામતાં મ્હને વિચાર થતો કેઃ "**નિશ્ચય ઈશ્વર છે, અને તેમને પ્રાપ્ત કરવાનો માર્ગ પણ નિશ્ચય છે જ. તેમ ન હોય તો આ સંસારમાં પ્રાણ ધારણ કર-**

**વાની કોઈ પણ આવશ્યકતા નથી. જીવનમાં ગમે તેટલાં દુઃખ-કષ્ટ કેમ સહન કરવાં પડતાં નથી પણ હું તે ( ઈશ્વર પ્રાપ્તિનો ) માર્ગ શોધી કાઢીશ. એજ મ્હારો દૃઢ નિશ્ચય.**" એવા વિચારોમાં ને વિચારમાં દિવસ ઉપર દિવસો વ્યતીત થવા લાગ્યા. અનેક સંશયોવડે ચિત્ત નિરન્તર ડોલવા લાગ્યું. શાન્તિ તો ઘણે વેગળે ન્હાસી ગઇ! સાંસારિક ઉપાધિયો ઓછી થઇ નહિં. ઘરમાં તો પૈસાની તંગીની તંગી જ હતી !"

"ગ્રીષ્મ પછી વર્ષાઋતુ આવી. હજી પણ પહેલાંની પેઠે જ નોકરીની શોધમાં હું ફર્યા કરતો હતો. એક દિવસ, સમસ્ત દિવસ ઉપવાસ કરીને વૃષ્ટિમાં પલળતો રાત્રે થાકેલે પગે અને તેથી વિશેષ શોકાકુલ મનવડે ઘેર પાછો આવ્યો. એ સમયે શરીરે એટલો બધો થાક લાગ્યો હતો કે એક ડગલું પણ ચાલવાની શક્તિ રહી નહતી. તેથી પાડોસીને ઓટલે જડ પદાર્થની પેઠે પડી રહ્યો. થોડીવાર ચેતન શક્તિનો લોપ થયો હતો કે નહિં તે કહી શકાય એમ નથી તોપણ એટલું સ્મરણમાં છે કે મનમાં નાના પ્રકારની ચિન્તા અને અનેક દેખાવો પોતાની મેળે જ એક પછી એક ઉદય પામતા અને લય પામી જતા. તેને ધકેલી કાઢી કોઇએક મુખ્ય વિચારમાં મનને બાંધી રાખવાનું પણ મ્હારામાં સામર્થ્ય નહતું. સહસા અનુભવ થયો કેઃ કોઈ એક દૈવિશક્તિના પ્રભાવવડે એક પછી એક એમ અંતરના અનેક પરદા ઉંચકાવા લાગ્યા અને શિવ ( કલ્યાણ )ના સંસારમાં અશિવ (અકલ્યાણ) થાય છે તેનું કારણ શું? વળી ઈશ્વરની કઠોર ન્યાયપરતા અને અપાર કરૂણાની સરખામણી વગેરે અનેક વિષયોનો નિર્ણય કરી શકાતો નહતો તેથી જ મન આટલા બધા દિવસથી નાના પ્રકારના સંદેહ તરંગોમાં અથડાતું વ્યાકુળ થઇ રહ્યું હતું. તે સર્વ ગૂઢ વિષયોની મીમાંસા, મ્હારા અંતરના અતિ ઉંડા વિભાગમાં થઇ રહી હતી. અહા! ધન્ય તે ક્ષણને! જે ગૂઢ વિષયો સમજાતા નહતા, જેને માટે શંકાઓ થતી તે બધા અચાનક સમજાઈ ગયા! જાણ્યે અજાણ્યે તપસ્યા થઈ ગઇ! કોણ જાણે કઈ દૈવિ શક્તિયે તે બધું મ્હને સમજાવી દીધું. બસ, હવે પુછવું જ શું? શંકાઓ ઉડી ગઇ. હું આનન્દ પ્રફુલ્લ થઇ ઉઠયો. ત્યારપછી ઘરમાં પ્રવેશ

કરતી વખતે જાણી શક્યો કેઃ શરીરમાં જરા પણ થાક નહતો. મન અપાર બલ અને શાંતિવડે પરિપૂર્ણ થઈ રહ્યું હતું. આ સમયે રાત્રિ વીતી પ્હો ફાટવાની તૈયારી હતી."

નરેન્દ્રનાથ, ગૃહસ્થાશ્રમ ચલાવવાને માટે અનેક યત્નો કરતા હતા. "ફ્રિ-મેસન" પંથમાં મેમ્બર થવાથી જો કોઈ પ્રકારની સહાયતા મળી શકે એમ હોય તો તેમ કરવા તત્પર થયા. કેટલાક દિવસ તે પંથમાં રહ્યા. મેમ્બરો સાથે હળ્યા મળ્યા. કેટલાક દિવસ વિદ્યાસાગરની બૌ બજાર-સ્કૂલમાં શિક્ષક થયા, પરંતુ અનુકૂળતા નહિં મળવાથી રાજીનામું મોકલી દીધું. કેટલાક દિવસ એટર્નિ નિમાઇ બસુના Articled clark (એટર્નિ થવા માટે) થયા હતા. પરંતુ ફી ભરવાના રૂપિયા નહિં મેળવી શકયાથી એ કામ પડતું મૂક્યું હતું. પરિણામે એટર્નિની ઑફિસમાં સામાન્ય નોકરી કરીને અને કેટલાંક પુસ્તકોના અનુવાદ વગેરે વ્યવસાય કરીને જે કાંઇ સામાન્ય દ્રવ્ય ઉપાર્જન કરતા તે ઉપર દિવસો વ્યતીત કરવા લાગ્યા ખરા, પરંતુ સ્થાયી કોઈ નોકરી મળી નહિં, અને માતા તથા ભાઇઓનું પોષણ કરવાનું સ્વતંત્ર સાધન પણ થઈ શક્યું નહિં!

કેટલાક દિવસ વિત્યા પછી તેમની સ્થિતિ બહુ વિકટ થઈ પડી. તેમના કેટલાક પિતરાઇ બંધુઓ કૌટુંબિક મહાલયના વિભાગ પાડી વહેંચી લેવા તત્પર થયા. મહાલયનો જે વિભાગ અતિશય સુંદર અને અધિક વિશાળ હતો તે લેવા માટે તેમણે યત્ન કર્યો. અંતે એવી સ્થીતિ ઉપસ્થિત થઇ કે કૉર્ટમાં ગયા સિવાય તકરારનો નિવેડો આવે તેમ નહતું. નરેન્દ્રનાથની ઇચ્છા શરૂવાતમાં એવી હતી કેઃ ઘરની તકરાર ઘરમાં જ સમાપ્ત થવી જોઇએ. બહારના લોકો જાણે તેમાં દત્તવંશની આબરૂ નહિં. અનેક લોકો કુટુંબ-કલેશ જોઇ હાસ્ય-મશ્કરી કરે તેમાં લાભ શો? પરંતુ જ્યારે એ પ્રમાણે સમાધાન થયું નહિં, ત્યારે તેઓ છંછેડાયલા સિંહની પેઠે ગર્જના કરી ઉઠયા. તેમના પિતૃ-મિત્ર સ્વર્ગીય ઉમેશચંદ્ર બંદોપાધ્યાય મહાશયે (Barrister W. C. Bonarji) તેમનો મુકર્દમો લીધો. કેસ ઘણા દિવસ સુધી ચાલ્યો. એ સમયે સ્વામિજીનું

સાહસ અને બુદ્ધિ-નૈપુણ્યનો યથેષ્ઠ પરિચય મળ્યો હતો. સ્હામા પક્ષના અંગ્રેજી બારિસ્ટરો તેમને કોર્ટ સન્મુખ એક દુરાગ્રહી જુવાન (Fanatic) સાબિત કરવાની ઇચ્છાથી "ચેલા" કહીને સંબોધન કરતા હતા. પરંતુ નરેન્દ્રનાથ ગભરાય એવા નહતા. તેઓ જાણતા હતા કે: સાહેબ, એ તો વિદેશીયો છે. તેઓ જ "ચેલા" નો ખરો અર્થ જાણતા નથી. તેમણે સાહેબ બેરિસ્ટરને પૂછ્યું કે: "Do you know, sir, what a Chela is?" (સાહેબ! "ચેલો" કોને કહે છે તે તમે જાણો છો કે?) સાહેબે જોયું કે: યુવક કાંઇ ગાંજ્યો જાય તેવો નથી, ત્યારે તેમણે તેમની અનેકરૂપે ઉલટ પાલટ તપાસ કરી. (Cross Examination) પરંતુ તેથી કાંઇ ફાવી શકયા નહિં. ન્યાયમૂર્તિ-જડ્જ સાહેબે-પ્રતિભાવાન યુવક નરેન્દ્રનાથના ઉપરોક્ત પ્રશ્નના ઉત્તરો સાંભળીને તેમ જ તેમને કાયદાના અભ્યાસી જાણીને કહ્યું હતું કે: "Young man, you will make a very good lawyer." (યુવક, તમે એક ઉત્તમ વકીલ થઇ શકશો.) સ્હામાવાળાઓના એટર્નિયે પણ કોર્ટની બહાર આવી નરેન્દ્રનાથનો હાથ ઝાલી ઉત્સાહ સહિત કહ્યું હતું કે: "જડ્જ સાહેબના જેવોજ મ્હારો પણ અભિપ્રાય છે. વાસ્તવિક રીતે જોતાં વકીલાતનો વ્યવસાય જ તમારે માટે યોગ્ય છે. તમારૂં કલ્યાણ થાઓ એજ મ્હારો આશીર્વાદ છે." કોર્ટમાં કેસ ઘણા દિવસ પર્યંત ચાલ્યો હતો. પરમહંસદેવના જીવતાં કેસનો આરંભ થયો હતો, તે તેમના દેહ ત્યાગ પછી પણ કેટલાક દિવસ ચાલ્યો હતો. પરિણામે વિશ્વનાથ બાબુના કુટુંબીજનોમાં કંઇક અનુકૂળતા થઇ હતી ખરી પરંતુ કોર્ટમાં લડતાં જ ખર્ચ એટલો બધો થયો કે જેથી તેમણે સર્વસ્વ ગુમાવ્યું હતું. "જે જાય દરબાર તેનાં જાય ઘરબાર!" આ કહેવત ખરી પડી!

એ સમયે નરેન્દ્રનાથને જે દુઃખ કષ્ટ ભોગવવું પડ્યું હતું તેનું વર્ણન થઇ શકે એમ નથી. તેમનાં ઘરનાં માણસો અન્ન વસ્ત્ર માટે ટળવતાં હતાં. તેમનાં દુઃખની તો વાત જ કોણ સાંભળે? એ દુઃખ સહન નહિં થવાથી નરેન્દ્રનાથ એક દિવસ દક્ષિણેશ્વર પર્યંત ચાલ્યા ગયા હતા. ઉતાવળે ચાલતાં ચાલતાં પગમાંથી જોડા સુદ્ધાં નિકળી ગયો હતો. જંગલના માર્ગમાં ચાલતાં

પગે અને હાથે કાંટા વાગવાથી લોહી પણ નિકળ્યું હતું, છતાં તે તરફ તેમની દ્રષ્ટિ ગઇ જ નહતી. દક્ષિણેશ્વર જઇ પહોંચી પરમહંસદેવનાં ચરણમાં આલોટી પડી કરૂણ કણ્ઠે બોલ્યા કે: "મહારાજ! શું કરવું તે કહો. શું કરૂં તે કહો. બીજી કાંઇ આશા નથી. આધાર નથી. આપ કાલીમાતાને મ્હારા તરફથી પ્રાર્થના કરી મ્હારૂં સાંસારિક દુઃખ નિવારણ થાય એવો ઉપાય કરી આપો." પરમહંસદેવે નરેન્દ્રનાથને આશ્વાસન આપી બેઠા કર્યા અને તેમની જાતે જઇ કાલી માતાની પ્રાર્થના કરવા કહ્યું. પ્રથમ તો નરેન્દ્રનાથે તે કબુલ કર્યું નહિ કારણ કે દેવદેવીઓ ઉપર તેમને વિશેષ આસ્થા ન હતી, પરંતુ પરમહંસદેવે વારંવાર આગ્રહ કર્યાથી તેમણે ભવતારિણી કાલીમાતાના મંદિરમાં પ્રવેશ કર્યો. તેમણે એક ચિત્તે માતાજીનું ધ્યાન ધર્યું. બસ. થોડી ક્ષણ પછી તેમણે ત્યાં શું જોયું? આજે તેમણે જે જોયું તે અદ્ભુત, અભૂતપૂર્વ, આશ્ચર્યકારક હતું. આટલા દિવસ તેઓ જે દેવીને પાષાણની જોતા અને જાણતા તે આજે પાષાણમયી નથી. તેણે તો આજે નવું સ્વરૂપ ધારણ કર્યું હતું. અહા! જે મંદિર હમેશાં દીપકોવડે સહજ ઉજાસ માત્રવું તે આજે માતા જગદંબાના અપાર તેજથી ઝળહળી રહ્યું છે. આજ તે અપૂર્વ તેજસ્વી જણાય છે. આજે માતાજીની મૂર્તિ ચૈતન્યરૂપિણી, અનન્ત સ્નેહમયી, મૃદુ હાસ્યમયી, વરાભયદાયી, સાક્ષાત્ જગતજનની રૂપે જણાય છે. આટલા દિવસ જે મૂર્તિ જડ જણાતી, જેનામાં કશું ચૈતન્ય જણાતું નહિ તે આજે સાક્ષાત્ ચૈતન્યમયી, અપૂર્વ સૌંદર્યમયી નારીમૂર્તિ જણાય છે. જાણે તે ભક્તજન સાથે વાર્તાલાપ કરવા તૈયાર થઇ રહી હોય તેમ જણાય છે. આ શો ચમત્કાર! આજે નરેન્દ્રનાથના હૃદયના વિચારો બદલાઇ ગયા; દેવદેવીને નહિં માનનારા નાસ્તિક કહેવાતા નરેન્દ્રનાથ આજે દેવદેવીને માનતા આસ્તિક થઇ ગયા, એટલું જ નહિં પણ માતાજીએ હાસ્યવદને જ્યારે પૂછ્યું કે: "વત્સ! ત્હારે શું જોઇએ છે?" ત્યારે ઉત્તરમાં તેમણે કાલીમાતાના ચરણકમળમાં સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કર્યા પછી "વિવેક, વૈરાગ્ય, જ્ઞાન અને ભક્તિ" મળવા માટે પ્રાર્થના કરી. અન્ન, વસ્ત્ર કે પૈસા મેળવવાનું તેમને યાદજ આવ્યું નહિં. માતાજીએ હાસ્યભરિત મુખે

ભક્ત નરેન્દ્રને અભયદાન સાથે "અસ્તુ" કહી આશ્વાસન આપ્યું. માતાજીનાં દર્શન કરી આશ્ચર્ય પામતા નરેન્દ્રનાથ પરમહંસદેવની પાસે ગયા. પરમહંસદેવે પૂછ્યું: "કેમ રે! માતાજીને ત્હારી ઇચ્છા નિવેદન કરી કે?" ત્યારે જ નરેન્દ્રનાથને ભાન આવ્યું. તેમણે ઉત્તર દીધો: "ના, મહારાજ! તે કહેવું ભૂલી ગયો." પરમહંસદેવે તેમને પુનઃ માતાજીના મંદિરમાં જવા આજ્ઞા કરી. તેઓ બીજી વખત મંદિરમાં ગયા. માતાજીનું ધ્યાન ધર્યું. પુનઃ જગદંબાના સચેતન–સજીવ દર્શન થયાં. પુનઃ માતા જગદંબા પાસે તેમણે વિવેક, વૈરાગ્ય, જ્ઞાન અને ભક્તિની જ પ્રાર્થના કરી. માતાજીનું અપૂર્વરૂપ અને સાક્ષાત્ ચેતન મૂર્તિ જોઇ નરેન્દ્રનાથનું હૃદય આનંદ પ્રફુલ્લ થયું હતું. તેમને બાહ્ય જગતનું ભાન રહ્યું નહતું. તે અંતઃકરણમાં પણ માતા જગદંબાની જ મૂર્તિ નિરખી રહ્યા હતા. તે માયાને ભૂલ્યા હતા. અવિદ્યાને ભૂલ્યા હતા. માતા, ભાઇ, ભગિની આદિ સર્વ સંસારને ભૂલ્યા હતા. તેમના મનમાં માતા કાલીની ચૈતન્યમયી મૂર્તિ રમણ કરી રહી હતી. આટલા બધા દિવસ શોધવા છતાં જે સત્ય વસ્તુ પ્રાપ્ત થઇ નહતી તે તેમને આજે મળતાં અપાર આનંદ થયો હતો. ત્યાંથી પરમહંસદેવ પાસે ગયા પછી તેમણે પૂછ્યું કે: "કેમ રે! ત્હેં અન્ન વસ્ત્ર આદિ માંગી લીધું કે?" નરેન્દ્રે કહ્યું: "ના, મહારાજ." એ પછી પરમહંસદેવે તેમને ત્રીજી વખત માતાજીના મંદિરમાં મોકલ્યા અને ઇચ્છિત વસ્તુ માગવા કહ્યું પરંતુ ત્રીજી વખત પણ તેમણે માતાજી પાસે પ્રથમની પેઠે જ વિવેક, વૈરાગ્ય અને જ્ઞાન ભક્તિની જ પ્રાર્થના કરી. પોતાનાં સાંસારિક દુઃખ કષ્ટ ટાળવા અને દ્રવ્યાદિની ભિક્ષા માગવા ત્રણ ત્રણ વખત નરેન્દ્રનાથ માતાજી સન્મુખ ગયા પણ ત્યાં ગયા પછી તે વાત જ ભૂલી જતા! ધન રત્નને બદલે વિવેક, વૈરાગ્ય અને જ્ઞાનભક્તિની જ પ્રાર્થના કરતા. અંતે તેમને જ્ઞાન થયું. તેમણે જાણી લીધું કે: "જે મહાત્માની કૃપાથી પાષાણમયી મૂર્તિએ ચૈતન્યરૂપ ધારણ કર્યું છે તે મહાત્મા ચૈતન્યનો જ ભંડાર છે. તે પોતે જ ચૈતન્યમય હોવાથી જગતના કોઇ પણ પદાર્થમાં પોતાની ચૈતન્યશક્તિ પ્રેરી શકે એમ છે. પરમહંસદેવ પોતે જ સાક્ષાત્ ઇશ્વર, માતા કાલી વગેરે જે કહો તે છે,

એમાં જરા પણ સંશય નથી. દેવ, દેવી, શાસ્ત્રો સાચાં છે. અંતઃકરણ પવિત્ર થયા વિના તેમનો સાક્ષાત્કાર થતો નથી. સત્ સમજાતું નથી ત્યાં સુધી તેનો અનુભવ થતો નથી. ધન્ય પ્રભુ, રામકૃષ્ણદેવ! ધન્ય આપનો અપાર મહિમા! ધન્ય ઇશ્વરાવતાર! ગુરૂ બ્રહ્મા, ગુરૂ વિષ્ણુ, ગુરૂ દેવ મહેશ્વર, ગુરૂ સાક્ષાત્ પરબ્રહ્મ કહે છે તે સત્ય છે. તે જ આપ છો." નરેન્દ્રનાથનાં જ્ઞાનચક્ષુ આજે ઉઘડી ગયાં. તેમણે પરમહંસદેવના ચરણમાં મસ્તક નમાવી કહ્યું: "આપને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો છે માટે આપ જ સાક્ષાત ઇશ્વર છો. આપના જેવા ગુરૂદેવની કૃપા થતાં માનવ જીવને કાંઇ પણ દુર્લભ્ય નથી. મ્હારા માતા–ભાઇઓનું દુઃખ ટાળવા આપ જ સમર્થ છો." પરમહંસદેવે પણ તેની આંતર સ્થિતિ, તેના હૃદયની પવિત્રતા, નિર્મળતા જાણી લીધી. તેમણે અભયદાન આપી કહ્યું કે: "જા, નિશ્ચિંત રહે, માતાજીની ઇચ્છાથી આજથી તેમને અન્ન વસ્ત્રની કદી પણ તંગી પડશે નહિં." ધન્ય પ્રભુ!

વિશ્વનાથબાબુએ થોડા દિવસ ઉપર એક ધનાઢ્ય ગૃહસ્થ (બેરિસ્ટર આર. મિત્ર)ની કન્યા સાથે નરેન્દ્રનાથનો વિવાહ સંબંધ નક્કી કર્યો હતો, તે પ્રથમ જ કહેવામાં આવ્યું છે. હમણાના જેવા દુઃખ કષ્ટના સમયમાં ઉપરોક્ત વિવાહ થઇ ગયો હોત તો અનેક પ્રકારનું સુખ થાત એમાં સંદેહ નહિં, કારણ કે કન્યાના પિતાએ પહેરામણીરૂપે પુષ્કળ દ્રવ્ય આપવાનું કબુલ્યું હતું, પરંતુ વિવાહ–વિમુખ નરેન્દ્રનાથે વિવાહ કરવા સમ્મતિ દર્શાવી નહોતી. એક તરફ દરિદ્રતા, દુઃખ, કષ્ટ, અને બીજી તરફ પત્નિ સુખ અને દ્રવ્ય ભોગ, એ બન્ને જોવા–જાણવા છતાં, સુખની દરકાર નહિં કરતાં તેમણે તો દરિદ્રતાને–દુઃખને–આલિંગન કર્યું હતું. તેમણે તો પરિશ્રમ કરી વિદ્યાભ્યાસ જ કર્યો હતો. આ સમયે તેમણે બ્રહ્મસમાજનો સંબંધ ત્યાગ કર્યો હતો. તેઓ જાણી શક્યા હતા કે: બ્રહ્મસમાજમાં "ઇશ્વર, ઇશ્વર"નો પોકાર કરવામાં આવે છે પણ ઇશ્વર પ્રાપ્તિ માટે કોઇ યોગ્ય યત્ન જ કરતું નથી. ઇશ્વર–સાક્ષાત્કાર થઇ શકે એવા માર્ગે કોઇ જવાને યત્ન જ કરતું નથી! તેમણે પિતાના જીવતાં જ શ્રીરામકૃષ્ણદેવનાં ચરણકમળનો આશ્રય ગ્રહણ કર્યો હતો. આ સમયે સંપૂર્ણરૂપે ગુરૂદેવને ઇશ્વર માની લઇ

તેમના ઉપર વિશ્વાસ મૂકયો. પુત્ર નરેન્દ્રની સંસાર ઉપર ઉત્પન્ન થયેલી ઉદાસિનતા તરફ માતા લક્ષ્ય રાખતાં હતાં. આ સમયે તેમને પણ શંકા ઉત્પન્ન થઇ કેઃ " રખેને પુત્ર સાધુની સંગતિથી એકદમ સંસાર ત્યાગ કરે !" અનેક સમયે એ સંબંધી વાત નિકળતી પરંતુ નરેન્દ્રનાથ સ્પષ્ટ ઉત્તર દેતા નહિં, તેમ છતાં તેમના આચરણ ઉપરથી જણાતું કેઃ માતાને દુઃખના વિકાળ મુખમાં નાંખી નરેન્દ્રનાથ એકાએક કોઇ પણ સ્થળે ન્હાસી જશે નહિં. વળી વિવાહ કરવા માટે માતાનો આગ્રહ તેમણે કબુલ કર્યોજ નહિં. ઘરનાં સર્વ માણસો તેમને અતિ આગ્રહ કરવા લાગ્યાં, તેમ છતાં કોઇ પણ કારણસર તેમણે પોતાનો સંકલ્પ ત્યાગ કર્યો નહિં. પિતાના મૃત્યુ પછી ત્રણ વર્ષ પર્યંત ધૈર્ય ધારણ કરી તેમણે ઘરમાંજ નિવાસ કર્યો હતો, ત્યારપછી જ્યારે તેમણે જોયું કેઃ હવે મ્હારા સિવાય પણ ઘરનો ખર્ચ ચાલશે ત્યારે ધીમે ધીમે સંસારનો ત્યાગ કર્યો. શરૂવાતમાં તેમણે ઘણો સમય દક્ષિણેશ્વરમાં ગુરૂદેવ સમીપ નિવાસ કરવા માંડયો. એક રીતે ઘણું ખરૂં તેઓ ઘરમાં રહેતા જ નહિં. જે સમયે પરમહંસદેવને વ્યાધિ ઉત્પન્ન થતાં કાશીપુરના બગિચામાં લઇ ગયા તે સમયે પણ નરેન્દ્રનાથ તેમની પાસે જ રહેતા. વ્યાધિ વધવા લાગ્યો તેમ તેમ તેઓ અધિક ક્ષણ તેમની સમક્ષ જ રહેવા લાગ્યા. પરમહંસદેવે દેહ ત્યાગ કર્યો, તે પહેલાં નરેન્દ્રનાથ રાત દિવસમાં ભાગ્યે જ તેમનાથી વેગળા રહ્યા હશે, એટલા સમયમાં તો તેમને ગુરૂદેવે જે આપવાનું હતું તે સર્વ આપી દીધું હતું.

સંસાર ત્યાગ કરવા છતાં પણ નરેન્દ્રનાથે સંસાર સાથેનો પોતાનો સંબંધ તદ્દન તોડી નાંખ્યો નહતો; જ્યારે તેઓ કલકત્તે નિવાસ કરતા ત્યારે પ્રસંગોપાત પોતાને ઘેર જઇ આવતા. હજારો સ્મરણવડે જડાયલું ઘર–આંગણું તેમને મનથી તીર્થના જેવું પવિત્ર હતું. માતૃ–દેવ, પિતૃ–દેવ પ્રપિતા દેવ, પ્રપિતામહદેવ, આદિ અનેક દેવોની ચરણરજ વડે પવિત્ર થયેલા તે તીર્થ–સ્થાનનાં દર્શન કરવાની કોઇક વખત તેમને તીવ્ર ઉત્કંઠા થતી. એ સમય સુધી તેમનાં પુણ્યશીલ પવિત્ર માતાના ચરણની પવિત્ર રજ ત્યાં વિદ્યમાન હતી. તેઓ માતાનાં દર્શન કરતા અને તેમની ચરણરજ મસ્તકે

ચઢાવતા. માતાને તેઓ પ્રાણથી વિશેષ સ્નેહ કરતા. ભાઈ-બ્હેનો ઉપર પણ એટલો બધો પ્રેમ રાખતા કે: સન્યાસી થયા પછી પણ તેમના મૃત્યુના સમાચાર જાણી તેઓ શોકાકુળ થયા હતા. સ્વામીજીની એવી મનોવેદના જાણી તેમની માતા તેમને ધન્યવાદ આપતાં. સ્વામિજીના એક શિષ્યને તેમણે કહ્યું હતું કે: "મ્હારો પુત્ર ચોવિશ વર્ષની વયે સન્યાસી થયો હતો." પરંતુ પરમહંસદેવ તો એટલે સુધી કહેતા કે: "નરેન્દ્ર જન્મથીજ બ્રહ્મજ્ઞાની છે. નિત્યસિદ્ધ, નિત્યમુક્ત છે."

---

## ગુરુ શ્રીરામકૃષ્ણદેવના ચરણમાં.

પ્રથમ દર્શન થયાં ત્યારથી જ પરમહંસદેવ નરેન્દ્રનાથને અતિ સ્નેહની દ્રષ્ટિએ જોતા હતા. છ માસ પર્યંત વચમાં વચમાં તેઓ તેમને મળતા નહિ, તે સમયે અધિર થઇ ઉઠતા, અને પાસે જે કોઇ બેઠેલુ હોય તેને પૂછતા કે: "આમ કેમ થાય છે? નરેન્દ્રને માટે મ્હારા હૃદયની અંદર જાણે કોઇ ચૂંટીયો દે છે. જાણે કોઇ ધક્કો મારે છે." નરેન્દ્ર અતિ ઉચ્ચ પાત્ર અને અતિ શ્રેષ્ઠ અધિકારી હતા તેનો પરમહંસદેવે પ્રથમ દિવસે તેમને જોતાં જ નિશ્ચય કર્યો હતો, તેથી જ અન્ય યુવકોની સાથે તેમને આવતા જતા જોઇ આશ્ચર્ય પામી પરમહંસદેવે કહ્યું હતું કે; "કલકત્તા જેવા સ્થાનોમાં આવા સત્વગુણી પાત્ર પણ નિવાસ કરે છે ખરા!" તેમણે નરેન્દ્રનાથને એકાંતમાં તેડી જઇ પોતાને હાથે જ અનેક મિષ્ટાન્ન ભોજન કરાવ્યાં હતાં તેમ કરવાથી તેમને સર્વેએ પક્ષપાતી કહ્યા હતા, પરંતુ તેમ કહેવામાં કહેનારનાં ચક્ષુનો દોષ હતો. પરમહંસદેવનો નહિ. તેઓ નરેન્દ્રનાથ ઉપર એટલો બધો પ્રેમ રાખતા કે: તેનું કહેવું એકદમ ઉડાવી દેતા નહિ. નરેન્દ્ર કહેતા કે: "રૂપ વગેરે આપના મસ્તકનો તર્ક માત્ર જ છે." તે સમયે તેઓ અશ્રુપાત કરી મા કાલીને કહેતા કે: "મા, નરેન્દ્ર કહે છે કે રૂપ વગેરે મ્હારા મસ્તકનો તર્ક જ છે.

મ્હારી ભ્રમણા છે. શું એ સાચું છે મા?" માતાજી ઉત્તર દેતાં કેઃ "ના, એ બધું સત્ય છે. ભૂલ નથી. નરેન્દ્ર હજી બાળક છે, અજ્ઞાન છે તેથી જ એવું બોલે છે." પુનઃ પરમહંસ દેવ નરેન્દ્રને કહેતા કેઃ "તું ગમે તેમ કહે પણ હું તે સાચું માનીશ નહિ." શરૂવાતમાં નરેન્દ્રનાથ સમજી શકતા નહિ કે પરમહંસ દેવ તેમને માટે આટલું બધું કરે છે તેનું કારણ શું? પોતાના ઉપર અતિશય પ્રેમ જોઇ તેમણે એક દિવસ પરમહંસ દેવને કહ્યું હતું કેઃ અંતને સમયે આપને ભરત રાજાની પેઠે ન થાય તે સંભાળજો! ભરતરાજાએ હરણનો વિચાર કરતાં કરતાં પ્રાણ ત્યાગ કર્યા હતા તેથી તેમને બીજે જન્મે હરણનો અવતાર લેવો પડયો હતો. એ સાંભળી પરમહંસદેવે કાંઈ પણ ઉત્તર આપ્યો નહતો. માત્ર સહજ સ્મિત કર્યું હતું. કોઇ કોઇ સમયે પરમહંસ દેવને પણ એવો જ પ્રશ્ન થતો કેઃ "આમ કેમ થાય છે? એક સામાન્ય બાળકને માટે મ્હારૂં ચિત્ત આટલું બધું ચંચળ થાય છે તેનું કારણ શું?" તેમણે કાલી માતા પાસે અશ્રુપાત કરી પોતાના પ્રશ્નનો ઉત્તર પૂછ્યો હતો. માતાજીએ કહ્યું હતું કેઃ "નરેન્દ્રના હૃદયમાં નારાયણની સત્તા તું જોઇ શકે છે માટે જ એમ થાય છે." હાજરા નામક એક ગૃહસ્થ દક્ષિણેશ્વરનાં કાલી મંદિરમાં નિવાસ કરતા હતા. તેમણે પરમહંસ દેવને કહ્યું હતું કેઃ "તમે રાત દિવસ આ બધા છોકરાઓના વિચાર કરોછો ત્યારે ભગવાનનું ભજન કયારે કરશો?" એ સાંભળી પરમહંસ દેવે કાલી માતા પાસે જઇ અશ્રુપાત કરતાં કહ્યું હતું કેઃ "મા, નરેન્દ્ર અને આ બીજા છોકરાઓ સંબંધી વિચાર હું શા માટે કરૂંછું? તેના ઉપર પ્રેમ શા માટે રાખુંછું? "તે સાંભળી માતાજીએ તેમને સ્પષ્ટ રૂપે દર્શાવ્યું હતું કેઃ" મ્હેં પોતેજ સર્વ મનુષ્યનું રૂપ ધારણ કર્યું છે છતાં શુદ્ધ–સ્વચ્છ–પાત્રમાં મ્હારો પ્રકાશ વિશેષ જણાય છે." પરમહંસ દેવ વાત કરતા કેઃ "તેનાં રૂપનું દર્શન કર્યા પછી સમાધિ ભંગ થઇ ત્યારે હાજરા ઉપર હું ગુસ્સે થયો. મ્હેં કહ્યુંઃ બેવકુફે મ્હારૂં મન બગાડી નાંખ્યું છે. વળી વિચાર્યું કેઃ "તે બિચારાનો દોષ શો? માતાજીની અલૌકિક લીલા તે શી રીતે સમજી શકે? તેને જ્ઞાન કેટલું? પરમહંસદેવ એમ પણ કહેતા કેઃ "હું તો તે યુવકોને

જાણે સાક્ષાત્ નારાયણ સ્વરૂપ જોઇ શકું છું. નરેન્દ્રને પ્રથમ જોયો તે વખતે તેના શરીરમાં વિશેષ પાત્રતા હતી. તેના શરીરે મ્હેં સ્પર્શ કર્યો તેજ વખતે તેનું આત્મજ્ઞાન લુપ્ત થયું, ત્યાર પછી તેને જોવા-મળવા માટે મ્હારા પ્રાણમાં આકુલતા વ્યાકુલતા થવા લાગી. કોઇ કોઇ સમયે તો મ્હારા હૃદયમાં એટલું બધું દુઃખ થવા લાગ્યું કે; જાણે હૃદયમાં કોઇ લુગડું નિચોવતું હોય તેમ જોર કરી કોઇ મ્હારૂં હૃદય આમળે છે. તે સમયે જે દર્દ થતું તે સહન થઇ શક્તું નહિ. અરેરે! નરેન્દ્રને મળવા માટે મન એટલું બધું તણાય કે કહેવાની વાત જ નહિ. એ સમયે હું બગિચામાં જઇ ઉત્તર દિશા તરફ દોડી જતો. વૃક્ષોની ઘટામાં જ્યાં કોઇ જતું નહિ ત્યાં જઇ મ્હોટી બૂમો પાડી હું પ્રાર્થના કરતો કેઃ ઓ નરેન્દ્ર રે! તું આવરે! ત્હને દીઠા સિવાય મ્હારાથી રહી શકાતું નથી રે! થોડીવાર એ પ્રમાણે બૂમો પાડી અશ્રુપાત કરતો. ત્યારે મન શાંત થતું. છ માસ પર્યંત આવી અવસ્થા મ્હેં ભોગવી હતી. અન્ય યુવકો મ્હારી પાસે આવી ગયા તેમાંના કેટલાકને માટે ક્વચિતજ મ્હને લાગણી થઇ છે પરંતુ નરેન્દ્રને માટે જે કષ્ટ થયું છે તેની તુલનામાં તે તુચ્છ છે. એક દિવસ કાલી મંદિરના ખજાનચી ભોળાનાથને મ્હેં કહ્યું હતું કે "ભાઇ, મ્હને એમ કેમ થતું હશે?" ભોળાનાથે ઉત્તર દીધું હતું કેઃ "એનું કારણ વિચારવું જોઇએ. સમાધિસ્થ મહાપુરૂષોના મન જે સમયે ઉચ્ચ બ્રહ્મજ્ઞાનમાંથી માયામાં—નીચે—ઉતરે છે ત્યારે સત્વગુણી મનુષ્યો સાથે તે વિલાસ કરે છે. સત્વગુણી મનુષ્યોને જૂવે છે ત્યારે જ તેમનું મન શાંત થાય છે." એ ઉત્તર સાંભળીને મ્હારૂં મન શાંત થયું. તેમ છતાં વચમાં વચમાં નરેન્દ્રને જોવા માટે અધિર થઇ હું બેઠો બેઠો રડતો હતો.

નરેન્દ્રનાથના વિયોગ સમયે પરમહંસ દેવને અસહ્ય કષ્ટ થતું અને જ્યારે તે તેમના સન્મુખ આવતા ત્યારે તેમને અસીમ આનંદ થતો. શ્રીયુક્ત પ્રિયનાથ સિંહ નામક ગૃહસ્થે, સ્વામીજીએ બી. એ. પરીક્ષા પસાર કરી તે પહેલાંના એક બનાવનું વર્ણન "ઉદ્બોધન" નામક બંગાલી માસિક પત્રિકામાં નીચે પ્રમાણે કર્યું છેઃ—

"એક દિવસ પ્રાતઃ સમયે શ્રીરામકૃષ્ણદેવ, નરેન્દ્રને અનેક દિવસથી

દીઠા નહિ હોવાથી તેમને મળવા માટે રામલાલને સાથે લઇ કલકત્તે નરેન્દ્રના "ટૉંગ" ભવનમાં જઈ ચઢયા હતા. તે દિવસે નરેન્દ્રના મકાનમાં હરિદાસ ઉપાધ્યાય, અને દાશરથિ સન્યાલ નામક તેમના બે સહાધ્યાયી મિત્રો બેઠા બેઠા કવચિત્ વાંચતા તો કવચિત્ વાર્તાલાપ કરતા. એટલામાં બહારથી "નરેન્દ્ર નરેન્દ્ર" શબ્દોચ્ચાર સંભળાયો. શબ્દ સાંભળતાં જ નરેન્દ્ર આંફળા ક્રાંફળા ઉતાવળે પગલે નીચે ઉતર્યા. તેમના સહાધ્યાયી મિત્રો પણ સમજી શક્યા કે પરમહંસદેવ પધાર્યા છે, તેથી જ નરેન્દ્ર આટલો બધો આકુલ થઇ તેમને તેડી લાવવા દોડયો. મિત્રોએ જોયું કે દાદરના મધ્યમાં જ ગુરૂ–શિષ્યનો મેળાપ થઇ ગયો છે. નરેન્દ્રને જોતાં જ શ્રીરામકૃષ્ણદેવે આંસુ ભરેલે નેત્રે ગદ્દગદ્ કણ્ઠે કહ્યું; "તું આટલા દિવસથી કેમ આવતો નથી? તું આટલા દિવસથી કેમ આવતો નથી?" વારંવાર એજ શબ્દોચ્ચાર કરતા ઉપર આવી બેઠા. ત્યાર પછી પોતાના રૂમાલને છેડે મિઠાઇ બાંધી લાવ્યા હતા તે છોડી પ્રેમપૂર્વક નરેન્દ્રના મોઢામાં મૂકતા "ખા, ખા," કહી ખવડાવવા લાગ્યા. તેઓ જ્યારે જ્યારે નરેન્દ્રને મળવા આવતા ત્યારે કાંઇ પણ ઉત્તમ મિષ્ટાન્ન બાંધી લાવતા. કોઇ કોઇ વખત કોઇ માણસ જોડે પણ મિષ્ટાન્ન નરેન્દ્રને પહોંચાડી દેતા. નરેન્દ્ર એકલો મિષ્ટાન્ન ઉડાવે તેવો માણસ નહતો. મિષ્ટાનમાંથી કેટલુંક પ્રથમ મિત્રોને આપ્યા પછી જ પોતે ખાતા. શ્રી રામકૃષ્ણદેવે આતુર નેત્રે તેમના મુખ સ્હામે જોયા કર્યું. ત્યાર પછી તેમણે કહ્યું: "ત્હારૂં ગાન ઘણા દિવસથી સાંભળ્યું નથી. સંભળાવ તો ભાઈ." તેજ ક્ષણે તંબુરો લઇ સૂર મેળવીને નરેન્દ્રે મિષ્ટ કંઠે ગાવાનું શરૂ કર્યું:—

"જાગ મા કુલકુણ્ડલિનિ.
(તુ.) બ્રહ્માનન્દ–સ્વરૂપિણી.
(તુ.) નિત્યાનન્દ–સ્વરૂપિણી.
પ્રસુપ્ત ભુજગાકારા આધાર–પદ્મ–વાસિની." વગેરે.

ગાયનનો આરંભ થયો તેમ તેમ શ્રીરામકૃષ્ણદેવ પણ સમાધિસ્થ થવા લાગ્યા. ગાયનના સ્વર સાથે જ મન ..ઉર્ધ્વ ગતિએ પહોંચ્યું. નેત્ર

પલક મારતાં બંધ થયાં. શરીર શ્વાસોશ્વાસ લેતું બંધ પડયું. મુખ ઉપર અપૂર્વ પ્રકાશ હોવાથી દૈવી ભાવ ધારણ કર્યો હતો. ધીમે ધીમે આરસની મૂર્તિ હોય તેમ જડવત્ થઇ પરમહંસદેવે નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત કરી. નરેન્દ્રના મિત્રોએ અત્યાર પહેલાં કોઇ દિવસ મનુષ્યની આવી સ્થિતિ દીઠી નહતી. તેમણે એકાએક આવો બનાવ જોઈ કલ્પના કરી કે: "કદાચ પરમહંસ દેવના શરીરમાં અકસ્માત્ કોઇ વ્યાધિ થઇ આવવાથી તેઓ અચેતન થઇ પડયા હશે!" મિત્રોને બહુ ભય લાગ્યો. તે બિચારા અંગ્રેજી બાબુ! સમાધિમાં શું સમજે? દાશરથિ ઉતાવળે પગલે જળ લાવી પરમહંસ દેવના મુખ ઉપર છાંટવા જતો હતો તે જોઇ નરેન્દ્રે તેને ના પાડતાં કહ્યું કે: "જળ છાંટવાની આવશ્યકતા નથી. તેઓ અચેતન થયા નથી. માત્ર સમાધિસ્થ થયા છે. ગાયન સાંભળતાં સાંભળતાં જ પુનઃ તેમને ચૈતન્ય પ્રાપ્ત થશે." એમ કહી તેમણે માતાજી સંબંધી ગાયન ગાવાનું શરૂ કર્યું: "એક વાર તેમનિ તેમનિ તેમનિ કરે નાચમા શ્યામા." શ્યામા વિષયક અનેક ગાયન ગવાયાં. કાલી સંબંધી પણ અનેક ગવાયાં. ગાયન સાંભળતાં સાંભળતાં શ્રીરામકૃષ્ણદેવ ક્વચિત્ સમાધિસ્થ થાય છે, ક્વચિત્ અર્ધ બાહ્ય જ્ઞાન પ્રાપ્ત કરે છે, નરેન્દ્રે ઘણાં ગાયનો ગાયાં. અંતે ગાયન બંધ પડયા પછી શ્રીરામકૃષ્ણદેવે કહ્યું કે: "દક્ષિણેશ્વર આવે છે કે? ઘણા દિવસથી આવ્યો નથી. ચાલની ભાઇ, જલદી પાછો આવજે." નરેન્દ્રે તુર્ત જ હા કહી. પુસ્તકો પડયાં હતાં તેમ જ પડયાં રહ્યાં. માત્ર તંબુરો સંભાળીને એક બાજુએ મૂકયો અને ગુરૂદેવની સાથે ગમન કર્યું. મિત્રો પોતપોતાને ઘેર ગયા.

નરેન્દ્રનાથ ઉપર પરમહંસદેવનો કેવો ગાઢ પ્રેમ હતો અને તેઓ તેમને કેવી સ્નેહ દૃષ્ટિએ જોતા હતા તેનું વર્ણન અમારી સામાન્ય લેખિનિ દ્વારા થઇ શકે એમ નથી. જે સમયે નરેન્દ્રનાથને પરિવાર વર્ગ માટે અન્ન વસ્ત્ર મેળવવાનો કાંઈ ઉપાય નહિ મળ્યાથી અતિશય ચિન્તાતુર થયા હતા, તે સમયે તેમના મનમાં એવો વિચાર થયો હતો કે: સામાન્ય મનુષ્યોની પેઠે દ્રવ્ય ઉપાર્જન કરી કુટુંબ–પરિવારને અન્ન–વસ્ત્ર પુરૂં પાડવા માટે મ્હારો જન્મ થયો નથી. એ વિચારને વશ થઇને તેમણે ગૃહત્યાગ કરવાનો

દઢ સંકલ્પ કર્યો હતો. ઘરમાંથી ઉપડી જવા માટે સર્વ તૈયારી પણ તેમણે કરી રાખી હતી. એ સમયે એક દિવસ પરમહંસદેવ દક્ષિણેશ્વરથી કલકત્તે એક ભકતને ઘેર પધાર્યા. નરેન્દ્રે વિચાર કર્યો કેઃ "સારૂં થયું. ગુરૂ દર્શન કર્યા પછી હમેશને માટે તેમની પાસેથી વિદાયગિરી લઇ ગૃહ ત્યાગ કરીશ." એ વિચારથી તેઓ ગુરૂદર્શને ગયા. પરમહંસદેવે તેમને દક્ષિણેશ્વર આવવાનો આગ્રહ કર્યો. નરેન્દ્રે ઘણીએ આનાકાની કરી, ઘણાં બ્હાનાં કાઢયાં પરંતુ તેમણે કાંઇ પણ સાંભળ્યું નહિ. ભકતને ઘેર ઉત્સવ કીર્તન થઇ રહ્યા પછી નરેન્દ્ર પરમહંસદેવ સાથે ગાડીમાં બેસી દક્ષિણેશ્વર ગયા. ગાડીમાં વિશેષ વાતચિત થઇ નહિ. દક્ષિણેશ્વર ગયા પછી અનેક ભકતો સહિત પરમહંસદેવે પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો. ગાદી પર બેઠા પછી થોડીવારે અર્ધ સમાધિ સ્થિતિ પ્રાપ્ત થઇ. એ સ્થિતિમાં જ નરેન્દ્રની પાસે જઇ તેને ગળે વળગી અશ્રુપૂર્ણ નેત્રે જોવા લાગ્યા.

"કથા કહિ તે ડરાઈ, ના કહિ તે ડરાઇ. આમાર મને સન્દ હય બુઝિ તોમાય હારાઇ હા–રાઇ." ભાઇ, ત્હને કહેતાં ભય લાગે છે. ના કહેતાં પણ ભય લાગે છે. મનમાં સન્દેહ થાય છે કે કહું તો વખતે ત્હને ગુમાવી બેસું. નરેન્દ્ર સ્થિર રહી શકયા નહિં. હૃદયમાં રોકાઈ રહેલી ભાવનાઓને તે દબાવી શકયા નહિં. પરમહંસદેવની પેઠે જ તેમની છાતી પણ નેત્રના આંસુથી પલળી ગઇ. તેઓ જાણી ગયા કેઃ "પરમહંસદેવ સર્વ હકિગત જાણી શક્યા છે." તેમનાં એવાં આચરણથી સર્વ ભકતો સ્તબ્ધ થઇ ગયા. પરમહંસદેવને દેહભાન આવ્યું ત્યારે કોઇ કોઈ ભકતોએ ઉપર પ્રમાણે કરવાનું કારણ પૂછતાં તેમણે હાસ્ય ભરિત મુખે ઉત્તર દીધું કે: "તેની સ્હાથે મ્હારો કંઇક સંબંધ સંધાઇ ગયો છે. તે મ્હારો કંઇક સગો થયો છે." તે રાત્રે સર્વ ભકતોના વિદાય થયા પછી પરમહંસદેવે નરેન્દ્રનાથને બોલાવી કહ્યું કેઃ "હું જાણું છું કે તું મા કાળીના કાર્ય માટે જ આવ્યો ( જન્મ્યો ) છે. સંસારમાં ( ગૃહસ્થાશ્રમ–માયામાં ) તું કદી પણ રહી શકશે નહિં. પરંતુ હું જેટલા દિવસ જીવન ધારણ કરૂં છું ત્યાં સુધી મ્હારે ખાતર તું સંસારમાં માત્ર ગૃહસ્થાશ્રમીની પેઠે જ નિવાસ કર." એટલું બોલી. હૃદયના આવેગથી પુનઃ તેઓ અશ્રુ વિસર્જન કરવા લાગ્યા.

નિઃસ્વાર્થ પ્રેમ કેવો અને તેનું સ્મરણ કેવું મધુર હોય છે તે ઉપરોક્ત બનાવ ઉપરથી વાંચકો અનુમાન કરી શકશે. જે પ્રેમમાં ભેદાભેદ હોતો નથી, જે પ્રેમ પારકાને પોતાનું બનાવી દે છે, જે પ્રેમ વિશ્વપ્રેમનું માત્ર નામાન્તર જ છે, તેનો જ આભાસ ઉપરોક્ત ચિત્રમાંથી વાંચકોને મળી શકશે. નરેન્દ્રનાથ કહેતા કેઃ "પરમહંસદેવના એ પ્રેમે જ મ્હને ચિરકાળને માટે બાંધી રાખ્યો છે. માત્ર તેઓ એકલા જ પ્રેમ કરી જાણતા અને પ્રેમ રાખી શકતા. સંસારનાં અન્ય સર્વ મનુષ્યો સ્વાર્થ–સિદ્ધિને માટે ખોટો–બનાવટી–પ્રેમ દર્શાવે છે."

પરમહંસદેવ નરેન્દ્ર તરફ આંગલીનો સંકેત કરી કહેતા કેઃ "અતિ ઉચ્ચ મહાલય. પુરૂષની સત્તા, એજ ખરો ભક્ત છે. એના સમાન બીજો એક પણ નથી." એ ઉપરથી જ સમજી શકાય છે કે તેઓ નરેન્દ્રને કેવું ઉત્તમોત્તમ પાત્ર–અધિકારી–જાણતા હતા. તેઓ અંતર્યામી હતા. સર્વ યુવકોના હૃદયની અવસ્થા તેઓ ઉત્તમ રૂપે જાણતા અને સર્વના સમક્ષ મુક્ત કણ્ઠે તે પ્રકટ પણ કરતા. એક સમયે તેમણે કહ્યું હતું કેઃ "કેશવમાં (બ્રાહ્મસમાજી–સુધારક) જો કે એક ઉત્તમ લક્ષણ છે પરંતુ નરેન્દ્રમાં તો તેવાં અઢાર ઉત્તમ લક્ષણ છે." વળી એક સમયે બોલ્યા હતા કેઃ "કેશવનાં હૃદયમાં જ્ઞાનનો એક દીપક પ્રકટ્યો છે, પરંતુ નરેન્દ્રના હૃદયમાં તો જ્ઞાન–સૂર્ય પ્રકાશી રહ્યો છે." અનેક સેવકો પરમહંસદેવની સેવા કરતા, કોઇ પવન નાંખતા, કોઇ પગ દબાવતા, પરંતુ નરેન્દ્રને તેઓ કદી પણ પોતાની સેવા કરવા દેતા નહિં. તેમને "નારાયણ" માનતા તેથી જ કદાચ સેવા કરાવતા નહિં હોય એમ કલ્પના થાય છે. નરેન્દ્ર તેમની સેવા કરવા ઘણી વખત વ્યાકુળ થઇ ઉઠતા, પરંતુ તેઓ કહેતા કેઃ "ત્હારો માર્ગ જ નિરાળો છે."

પરમહંસદેવ નરેન્દ્રનાથને અતિશય ઉચ્ચ અધિકારી–પાત્ર માનતા. તે સંબંધી તેમણે નરેન્દ્રના સન્મુખ તેમજ તેમની ગેરહાજરીમાં અન્ય ભક્તો સમક્ષ ઘણી વખત પ્રકટ કર્યું હતું, પરમહંસદેવ ઘણી વખત કહેતા કેઃ "એ (નરેન્દ્ર) મ્યાન વગરની–ઉઘાડી–તલવાર છે." "એનામાં સાચું

પુરૂષત્વ જણાય છે." "તે ( નરેન્દ્ર ) અખણ્ડનું ( નિરાકારનું ) મહાલય છે." "તે સપ્તર્ષિમાંનો એક છે." "તે નરનારાયણ ઋષિમાંનો નર છે." વગેરે. એ સિવાય તેમના અનેક સાધારણ ગુણની પણ તેઓ અતિશય પ્રશંસા કરતા. તેમની પાસે જે કોઇ જતું તેને તેઓ પૂછતા કેઃ "તમે નરેન્દ્રને ઓળખોછો કે ?" થોડી વાર પછી કહેતા કેઃ "બહુ ઉત્તમ છોકરો. ગાવામાં, વગાડવામાં, વિદ્યાભ્યાસમાં, બધી રીતે ઉત્તમ છે. જે દિશામાં તે જશે ત્યાં કંઇક શ્રેષ્ઠ કરી મૂકશે." વગેરે.

પરંતુ નરેન્દ્ર તો પરમહંસદેવને પ્રથમ ઘણું ખરૂં અર્ધ ગાંડા અથવા ચસ્કેલા મગજના ધારતા એ અમે પ્રથમ જ કહ્યું છે. તેમ ધારવા છતાં પણ પરમહંસદેવનું અદ્દ્ભુત–દૈવી સમ્પતિ વિભુષિત ચરિત્ર, તેમનો અદ્દ્ભુત ઇશ્વર પ્રેમ, અને તત્ત્વ–જ્ઞાન જોઇ તેમના પ્રત્યે શ્રદ્ધાન્વિત થયા વિના તેઓ રહ્યા નહતા. નરેન્દ્રનાથ તે સમયે કાળી, રાધા, વગેરે દેવ દેવીને માનતા નહિં, તેમ અદ્વૈત તત્ત્વને પણ સત્ય રૂપે માની શકતા નહિં, તેથી જ હાજરા મહાશયને મુખેથી "સર્વ બ્રહ્મ" છે. એવું સાંભળી મશ્કરીમાં તેઓ કહેતા કેઃ "હા, તેમ છે તો પછી ઘડો પણ બ્રહ્મ, ઘર પણ બ્રહ્મ." પરંતુ બીજા માણસોનાં કથનમાં અને પરમહંસદેવના કથનમાં ભેદ એટલો હતો કે બીજાઓ કેવળ પુસ્તકો વાંચીને ધર્મની વાતો કરતા ત્યારે પરમહંસદેવને પુસ્તકો વાંચીને જ્ઞાન થયું નહતું. તેમને સાધન વડે સર્વ જ્ઞાન પ્રાપ્ત થયું હતું. તેથી તેઓ જે કથન કહેતા તેમાં વિલક્ષણ પ્રકારનું બળ જોઇ શકાતું. તે ઉપરાંત પરમહંસદેવ શુષ્ક વિચાર કરવા કરતાં વિવેક–વૈરાગ્યયુક્ત વિચાર અને પ્રથમ ભક્તિને, ઇશ્વર પ્રાપ્તિ માટે અધિક અનુકૂળ હોવાનું જણાવતા. નરેન્દ્રનાથને પણ તેમણે ધીમેધીમે એજ માર્ગે ચઢાવ્યા હતા. તેમને જોતાં જ તેઓ "કામિની–કાંચન ત્યાગી, મહા શુદ્ધ સત્ત્વ–પાત્ર–અધિકારી પુરૂષ જાણી શકયા હતા" તેથી જ તેઓ કહેતા કેઃ "આ તો નિત્ય-સિદ્ધ છે." વળી એમ પણ કહેતા કેઃ "એ ( નરેન્દ્ર ) જે દિવસે પોતાના સ્વરૂપને ઓળખી શકશે તે દિવસે એનો દેહ રહેવા દેશે નહિં." નરેન્દ્રનાથની માયા રહિત વૃત્તિ ઉપર તેમને એટલો બધો દૃઢ વિશ્વાસ હતો કે, એમનામાં

કિંચિત્ પણ માયાનો પ્રભાવ નહિં હોય તો કદાચ તેઓ જગતનાં કોઇ પણ કાર્યમાં પ્રવૃત્ત નહિં થતાં એકદમ સ્વસ્વરૂપમાં લીન થઇ જશે. એવા ભયથી પરમહંસદેવે મહામાયા કાળી માતા સમક્ષ અશ્રુપાત કરતાં પ્રાર્થના કરી હતી કેઃ " મા! એના હૃદયમાં થોડી માયાનો પ્રવેશ કરાવી દે, નહિં તો કાંઇ પણ કાર્ય થશે નહિં." નરેન્દ્રનાથ જેવો ઉત્તમ અધિકારી પ્રાપ્ત કર્યાથી પરમહંસદેવના આનંદની સીમા રહી નહતી. તેઓ જાણી શક્યા હતા કેઃ એ ( નરેન્દ્રનાથ ) ની સહાયતાથી જ ભવિષ્યમાં સનાતન ધર્મનો પુનઃ અભ્યુદય થઇ શકશે. તેથી જ તેઓ યત્નપૂર્વક ધીમે ધીમે નરેન્દ્રનાથના ભ્રાન્ત સંસ્કારોનો ઉચ્છેદ કરતા હતા. જે નરેન્દ્રનાથ પ્રથમ કાંઇ પણ માનતા નહતા, મહાન્ સંશયવાદી હતા, તે ધીમે ધીમે સર્વ માનવા લાગ્યા હતા, તેમ છતાં તેમણે ડગલે ડગલે પરમહંસદેવની સુદ્ધાં પરીક્ષા લીધી હતી. તેમનો કોઇ પણ ઉપદેશ અથવા સિદ્ધાંત તેઓ પ્રમાણ વગર સત્ય માની લેતા નહિં. શરૂવાતમાં તેમના પ્રત્યેક કથન ઉપર શંકા રાખી પરીક્ષા કરતા ત્યાર પછી વારંવાર તેમની સત્યતાનું નિઃસંદેહ પ્રમાણ પ્રાપ્ત કરતાં અંતે તેમણે એ ટેવ ઘણે ભાગે છોડી દીધી હતી. જો કે તે તદ્દન તો છોડી નહતી. દૃષ્ટાંત સ્વરૂપ આ સ્થળે એક વિષયનો ઉલ્લેખ કરવામાં આવે છે. અનેક સમયે પરમહંસદેવ ગમે તે માણસના હાથનું જળ પાન કરતા નહિં અથવા ગમે તે માણસનું સ્પર્શ કરેલું ભોજન કરતા નહિં. નરેન્દ્રનાથ એમજ ધારતા કેઃ એ માત્ર ખોટો વ્હેમજ છે. ગમે તેના હાથનું જળ પાન કરવાથી અથવા ગમે તેના હાથનું ભોજન કરવાથી નુકશાન શું? જો માણસ સ્વચ્છ વસ્ત્રો ધારણ કરતો હોય અથવા શરીરે સ્વચ્છ રહેતો હોય તો પછી તેના હાથનું જળ પાન કે ભોજન કરવામાં દોષ શો? આ શંકાનું સમાધાન કરવાની ઇચ્છાથી તેમણે પરમહંસદેવને એક માણસ બતાવીને ઉપરોક્ત પ્રશ્ન કર્યો હતો. ઉત્તરમાં તેમણે કહ્યું હતું કેઃ " એ માણસનું વર્તન પવિત્ર નથી ભાઇ! જે માણસો બહારથી ઉજળાં વસ્ત્રો પહેરે, ઘર સાફસુફ રાખે કે શરીરે સાબુ ચોળી સ્વચ્છ રહે તેથી તેમનું આંતર ચરિત્ર શુદ્ધ હોય છે એમ માનવાને કારણ નથી. જો બાહ્ય દેખાવ સાથે મનુષ્યનું

આંતર જીવન વિશુદ્ધ—પવિત્ર—ચારિત્ર હોય તોજ તે પવિત્ર ગણાય." નરેન્દ્રનાથને પ્રથમ તો વિશ્વાસ બેઠો નહિં પણ પાછળથી જે માણસ માટે પૂછ્યું હતું, તેનું ખાનગી જીવન તપાસતાં તે માણસ અતિ હીન ચરિત્રનો જણાયો હતો.

ગૃહસ્થના જેવાં વસ્ત્રો ધારણ કરેલા સાધારણ મનુષ્યોનાં અતિ ગુપ્ત પાપ અથવા નિન્દનીય આચરણ પણ પરમહંસદેવની સૂક્ષ્મ દ્રષ્ટિથી અજાણ્યાં રહેતાં નહતાં તે ઉપરોક્ત બનાવ ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે. પરંતુ નરેન્દ્રનાથની સ્વતઃ સિદ્ધ પવિત્રતા ઉપર, એ સૂક્ષ્મ દર્શી મહાપુરૂષનો એવો અટલ—અચલ વિશ્વાસ હતો કે જેથી તેઓ વારંવાર કહેતા કેઃ "એ (નરેન્દ્ર) તો અગ્નિ સ્વરૂપ છે. એના સ્પર્શથી પાપ—તાપ સર્વ બળીને ભસ્મ થઇ જશે. એ ગમે તેનો આહાર કરશે તો પણ એને દોષ લાગે તેમ નથી." આ વાક્યો ઉપરથી સમજી શકાય છે કેઃ પરમહંસદેવે તેમને જીવન્મુક્ત મહાપુરૂષની કોટીમાં મૂક્યા હતા.

ભગવદ્ભક્તિમાં હાનિ થવાનું જણાવી પરમહંસદેવ પોતે નાના પ્રકારના નિયમોનું પાલન કરતા અને સર્વ ભક્તોને તે પ્રમાણે વર્તવાનો સર્વદા ઉપદેશ દેતા. પરંતુ તેઓ વળી એમ પણ કહેતા કે: "નરેન્દ્ર જો એ નિયમોનું ઉલંઘન કરશે તો પણ તેને કાંઇ અડચણ નડશે નહિં. નરેન્દ્રના હૃદયમાં જ્ઞાનાગ્નિ સર્વદા પ્રજ્વલિત થઇ રહ્યો છે. તેથી તે સર્વ પ્રકારના આહાર—દોષને ભસ્મીભુત કરી દેશે. તેથી જ ગમે તે સ્થળે એની ઇચ્છાનુસાર ભોજન કરવા છતાં એનું મન કદીપણ કલુષિત થશે નહિં. જ્ઞાનરૂપ અસિદ્વારા તે હમેશાં માયાના સમસ્ત બંધનોને કાપી કટકે કટકા કરી નાંખે છે, તેથી જ મહામાયા તેને કોઇ પ્રકારે વશ કરી શકતી નથી," આ પ્રમાણે કેટલીએ વાર નરેન્દ્ર સંબંધી તેમણે કહ્યું હશે તેની ગણત્રી નથી. મારવાડી ભક્તો પરમહંસદેવનાં દર્શને આવતા તે સમયે તેઓ અનેક પ્રકારના ખાદ્ય પદાર્થો—મિષ્ટાનાદિ—લાવી ભેટ ધરતા. તે સમયે પરમહંસદેવ કહેતા કેઃ "આ લોકો નિષ્કામ ભાવે દાન કરી જાણતા નથી. એક પાનની બીડી દાન કરતી વખતે સોળ ગણી કામના કરીને પછી આપે છે! એવા પદાર્થનું ભોજન કરવાથી ભક્તિને હાનિ પહોંચે છે." એમ કહેવા

છતાં પણ એવા પદાર્થો નરેન્દ્રને ભોજન કરવા આપતા અને કહેતા કેઃ "એના ભોજનથી એને કશી હાનિ થશે નહિં. એ બધું પચાવી શકશે."

નરેન્દ્રનાથ સંબંધી આવી ઉચ્ચ ધારણા હોવા છતાં તેમના આચરણમાં જો કાંઇ ભૂલ જણાતી તો તેનું તેઓ કદી પણ સમર્થન કરતા નહિં. તે ભૂલ સુધારવા તુરત જ તેમને ટોકતા. જરા પણ વિલંબ કરતા નહિં.

એક સમયે નરેન્દ્રનાથે એક ભકતની શ્રદ્ધાને "અંધ શ્રદ્ધા" કહી હતી. એ સાંભળી ભકતના મનમાં બહુ દુઃખ થયું હતું. એ જોઇ પરમહંસદેવે નરેન્દ્રને કહ્યું કેઃ "શ્રદ્ધામાં વળી અંધપણું કેવું રે? શ્રદ્ધા માત્ર તો અંધજ છે! શ્રદ્ધાને તે વળી નેત્રો હોતાં હશે કે? "શ્રદ્ધા" કહે કે "જ્ઞાન" કહે. તેમ નહિં કહેતાં "અંધશ્રદ્ધા" અને "નેત્રવાળી શ્રદ્ધા એ શું?"

નરેન્દ્ર ધીમે ધીમે સમજવા પામ્યા હતા કેઃ "પુસ્તકોનો અભ્યાસ કરીને અથવા અન્યને મુખેથી સાંભળીને જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે સત્યજ્ઞાન અથવા સત્યધર્મ નથી. સાચો ધર્મ તો અનુભવ સાપેક્ષ જ છે. ઇશ્વરનાં દર્શન કરવાની ઇચ્છા હોવાથી જ તેમણે બ્રહ્મ–મહર્ષિ દેવેન્દ્રનાથને પૂછ્યું હતું કેઃ "તમે ઇશ્વરનાં દર્શન કર્યાં છે કે નહિં?" જો કે આવો પ્રશ્ન પૂછતાં પહેલાં જ તેમણે પરમહંસદેવનાં દર્શન તો કર્યાં હતાં, પરંતુ તે વખતે તેઓ તેમને "ગાંડા" સિવાય અન્ય કાંઇ માનતાં નહિ. તે સમયે બ્રહ્મસમાજ અને દેવેન્દ્ર તથા કેશવબાબુ વગેરે આચાર્યો નવીન યુવકોના નેતા હતા. નરેન્દ્ર પોતે પણ બ્રાહ્મસમાજી અને નિરાકાર બ્રહ્મની ઉપાસનાના પક્ષપાતી હતા. તેઓ દેવ–દેવી માનતા નહતા, પરંતુ પરમહંસ દેવની પાસે આવજા કરતાં કરતાં તેમણે ધાર્યું કે ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકાય એમ છે, છતાં ઇશ્વરના સાક્ષાત્કાર સંબંધી મહર્ષિદ્વારા હું કાંઇ વિશેષ જાણી શકયો નહિ! આ વિચાર દૃઢ થતાં જ તેમણે ધીમે ધીમે બ્રાહ્મ ધર્મનો આશ્રય ત્યાગ કરી પરમહંસદેવના ચરણનું શરણ ગ્રહણ કર્યું અને ધ્યાન, ધારણા, તપસ્યા, વિવેક, વૈરાગ્ય અને ઉત્તમ વિચારની સહાયતા વડે તેમજ સર્વ કરતાં વિશેષ કલિયુગાવતાર, કલ્પતરૂ સમાન, **સદ્‌ગુરૂદેવ ભગવાન શ્રીરામકૃષ્ણદેવની** કૃપા વડે ધર્મ અને ઇશ્વર પ્રાપ્ત કર્યા.

"ધન્ય ધન્ય ગુરૂપ્રતાપ, અમર ચિહ્નન્યો આત્મા." શ્રી સદ્‌ગુરૂના પ્રતાપ વડે જ ભક્ત (શિષ્ય) અમર આત્માને ઓળખી શકયો. તે અમર જ થયો. પરમહંસદેવના બોધથી અને તેમના જ્વલન્ત દૃષ્ટાન્તથી નરેન્દ્રનાથ અંતે સાકાર અને નિરાકાર બન્ને માનવા લાગ્યા. તેઓ નિરાકાર બ્રહ્મને પણ માનતા અને માતા કાલી, કૃષ્ણ, શિવને પણ માનતા. અહા! કેવું અદ્‌ભુત પરિવર્તન! કેવો ગુરૂદેવનો પ્રબળ પ્રતાપ! જે એક વખત ઘોર નાસ્તિક તે જ આ સમયે ઘોર આસ્તિક! પરંતુ તે પરિવર્તન કઠિન સંગ્રામને પરિણામે સાધ્ય થયું હતું. એ સંગ્રામમાં એક તરફ મૂર્તિમાન સનાતનધર્મ ઉભો હતો અને બીજી તરફ પ્રત્યક્ષવાદી પાશ્ચાત્ય શિક્ષાભિમાની નવિન તન્ત્ર હતો. એ બન્નેના યુદ્ધમાં અંતે સનાતન ધર્મનો જ જય થયો! પાશ્ચાત્ય જડવાદીયો, પ્રત્યક્ષવાદીયોની તાર્કિક દલીલો હવામાં ઉડી ગઇ! પરમહંસદેવે તેના ફુરચે ફુરચા ઉડાવી દીધા! ભલભલા બ્રાહ્મ સમાજીયોનો પરાજય થયો. સનાતન ધર્મનો જય ડંકો ગગડી રહ્યો. આકાશથી તે પાતાળ પર્યંત તેના ભણકારા અદ્યપિ પર્યંત વાગી રહ્યા છે. જય સનાતન ધર્મ!

પરમહંસદેવના મહિમામય ચરિત્ર ઉપર નરેન્દ્રનાથ એટલા બધા મોહિત થઇ ગયા હતા કે: પિતાના મૃત્યુ પછી પોતાના ઘરની અનંત દુર્દશા, ભાઇભગિની અને જનનીની વિષાદ–કરૂણ મુખ છબિ, અન્ન કષ્ટ, એક વખત આહાર, વગેરે કોઇને પણ નહિં ગણકારતાં, તેઓ દક્ષિણેશ્વર દોડી ગયા. દારૂણ દુઃખથી હૃદય નિર્બળ થઇ ગયું હતું છતાં પણ હૃદયમાં જાણે કોઇની બૂમ સંભળાયાથી સ્થિર રહી શકયા નહિં. પરમહંસદેવે તેમને કાલી માતાના મંદિરમાં જઇ ધન રત્ન માટે પ્રાર્થના કરવાનું કહ્યું હતું, પરંતુ તેમણે તે નહિં માગતાં ત્રણ ત્રણ વખત માત્ર "જ્ઞાન–ભક્તિ"ની જ પ્રાર્થના કરી હતી. એજ ગુરૂકૃપા! એજ ગુરૂ પ્રતાપ!

પૂર્વે કહેવામાં આવ્યું છે કે: શરૂવાતમાં નરેન્દ્રનાથ અદ્વૈતવાદ સમજી શકયા નહતા. તેઓ કહેતા કે: હું જ બ્રહ્મ સ્વરૂપ છું. એવી ધારણા કરવી એ શું ઘોર પાપ અને અહંકાર નથી? પરંતુ એના ઉત્તરમાં પરમહંસદેવ તેમને માત્ર અદ્વૈત પ્રતિપાદક શાસ્ત્ર–ગ્રન્થોનું અધ્યયન કરવાનો ઉપદેશ



दक्षिणेश्वर, पंचवटी, समाधि साधन, गुरुशिष्य

स्वामी विवेकानंदजी। श्री रामकृष्ण परमहंस।

આપતા. અન્ય શિષ્યોને તેઓ સાધારણ રીતે જ ભક્તિ–શાસ્ત્રના ગ્રન્થોનું અધ્યયન કરવાનું કહેતા પરંતુ નરેન્દ્રનાથને તો યોગવાશિષ્ઠ, અધ્યાત્મ રામાયણ, અને મુખ્ય મુખ્ય ઉપનિષદોનું અધ્યયન કરવાનું કહેતા હતા. તેઓ પણ એ સવ ગ્રન્થોનું સ્વયં અથવા પરમહંસ દેવના સમક્ષ અધ્યયન કરતા. ધીમે ધીમે જ્ઞાન પ્રદીપ્ત થતાં તેઓ સમજી શક્યા કેઃ અદ્વૈત તત્ત્વ છે તેજ અતિ શ્રેષ્ઠ અને પરમ સત્ય છે અને શ્રીરામકૃષ્ણદેવ જાણે વેદાન્તાદિ શાસ્ત્રના જ્વલન્ત ભાષ્ય સ્વરૂપ જ છે. ઇ. સ. ૧૮૮૫ માં કાશીપુરના બગિચામાં પરમહંસદેવ વ્યાધિગ્રસ્ત હતા તે સમયે નરેન્દ્રનાથ ઉપરોક્ત સત્ય બરાબર સમજી શક્યા હતા. તેઓ પ્રથમથી જ ઉત્તમ "દાર્શનિક" વિદ્વાન હતા. પરંતુ પરમહંસદેવના સંસર્ગમાં આવ્યા પછી "ભક્ત" થઇ ગયા. અંતે નરેન્દ્રનાથ એવા ભક્ત બની ગયા હતા કેઃ મૃદંગ અને કરતાલ લઇને કીર્તન કરતા અને પરસ્પર ભક્તોના હાથ ઝાલી નૃત્ય કરતા. કાશીપુરના બગિચામાં નિવાસ હતો તે સમયે સત્ય પ્રાપ્તિ માટે નરેન્દ્રનાથ અતિશય ઉત્કંઠિત થઇ રહ્યા હતા. તે સમયે એમના હૃદયમાં ભવ્ય વૈરાગ્ય અને મનમાં દારૂણ અશાન્તિ ઉપસ્થિત થઇ હતી. તેમણે દક્ષિણેશ્વરની પંચવટી સ્થાનમાં બિલ્વ વૃક્ષની નીચે બેસી સાધના કરવા માટે પરમહંસ દેવની આજ્ઞા માગી હતી. પરમહંસદેવે સહર્ષ પૂછ્યું હતું કેઃ "વિદ્યાભ્યાસ છોડી દેવાની ઇચ્છા છે?" નરેન્દ્રે ઉત્તર દીધો હતો કેઃ "મહારાજ! એકાદ એવું ઔષધ ખાવા મળે કે જેનાથી અત્યાર સુધી ભણેલું સર્વ ભૂલી જવાય તો જ મ્હારો જીવ બચે." આ સમયે નરેન્દ્રનાથ નિત્ય કાશીપુરના બગિચામાંથી દક્ષિણેશ્વરના બગિચામાં જઇ પંચવટીમાં ધૂણી પ્રકટાવી સાધના કરતા. ધ્યાન કરતાં કરતાં અનેક સમયે કપાળના મધ્ય ભાગમાં એક ત્રિકોણાકાર જ્યોતિઃનાં દર્શન કરી શકતા. એ જ્યોતિને પરમહંસદેવ બ્રહ્મયોનિ કહેતા. અનેક સમયે તેઓ ધૂણીની આસપાસ અનેક દેવદેવીઓનો સમાગમ જોઇ શકતા. એવા સાધન સમારંભથી ધીમે ધીમે તેમની માનસિક અશાંતિ અને સંદેહ નાશ પામ્યો હતો, અને કંઇક દૈવી શક્તિ પણ પ્રાપ્ત કરી શક્યા હતા. કાલી (અભેદાનન્દ) નામક એક ગુરૂબંધુને એક દિવસ તેમણે પોતાનો

હાથ પકડવાનું કહ્યું હતું. તેણે એ પ્રમાણે હાથને સ્પર્શ કર્યો તેજ ક્ષણે જાણે તેમનામાં વિજળીક બળ ફરતું હોય એવો તેને અનુભવ થયો. કાલી-નો હાથ આકર્ષાવા લાગ્યો. તુર્ત જ તેનું બાહ્ય જ્ઞાન લુપ્ત થયું. તેણે પૂર્ણ અંતઃ સુખ અનુભવ્યું. પરમહંસદેવ પાસે અનેક ભકતો આવ જા કરતા પરંતુ તેમના પ્રત્યેક કથનનો ગૂઢ મર્મ યોગ્ય રીતે તો માત્ર નરેન્દ્રનાથ જ સમજી શકતા. એક દિવસ તેઓ વૈષ્ણવમતનો સાર-મર્મ સમજાવતા બોલ્યા કેઃ " ત્રણ વિષયનું પાલન કર્યાથી વૈષ્ણવ થઈ શકાય છે. નામમાં રૂચિ, જીવ માત્ર ઉપર દયા અને વૈષ્ણવ પૂજન. જે નામ તેજ ઇશ્વર, નામ અને નામીમાં અભેદ ભાવના રાખી સર્વદા પ્રેમપૂર્વક કૃષ્ણ ભજન કરવું. તે જ પ્રમાણે ભક્ત અને ભગવાન તેમજ કૃષ્ણ અને વૈષ્ણવને અભેદ માની સર્વદા "સાધુ ભકતો" ઉપર શ્રદ્ધા રાખવી અને તેમનું પૂજન કરવું, અને આ સર્વ જગત્ સંસાર કૃષ્ણનો જ છે એ કથન સત્ય માની સર્વ જીવ માત્ર ઉપર " દયા " રાખવી. " આટલે સુધી બોલીને તેઓ સમાધિસ્થ થઇ ગયા થોડી વાર પછી અર્ધ બાહ્ય દશામાં આવ્યા પછી બોલવા લાગ્યા કેઃ "જીવ માત્ર ઉપર દયા, જા, જા, બેવકુફ, તું કીટાનુકીટ, તું શું જીવ ઉપર દયા કરશે ? દયા કરનાર તું કોણ? ના, ના, જીવ પ્રત્યે દયા નહિ પરંતુ જીવને શિવ માની જીવ માત્રની સેવા કરવી."

ભગવાન શ્રીરામકૃષ્ણ દેવના પરમભક્ત સ્વામી સારદાનંદજી કહે છે કેઃ "સમાધિસ્થ પરમહંસદેવના એ શબ્દો બધાએ સાંભળ્યા ખરા પરંતુ તેનો ગૂઢ મર્મ તે સમયે કોઈ સમજી તેમ જ ગ્રહણ કરી શકયું નહિ. એકલા માત્ર નરેન્દ્રનાથ જ સમાધિભંગ થયા પછી બહાર આવી કહેવા લાગ્યા કેઃ " અહા ! કેવો અદ્‌ભુત ( જ્ઞાન ) પ્રકાશ આજે મહારાજશ્રીના કથનદ્વારા હું જોઇ શકયો છું ? શુષ્ક, કઠોર અને ધર્મ રહિત ગણાતા પ્રસિદ્ધ વેદાન્તના જ્ઞાનને ભક્તિ સાથે સમ્મિલિત કર્યાથી કેવો સરળ, સુરસ અને મધુર ( જ્ઞાન ) પ્રકાશ જોઈ શકયો ? અદ્વૈતજ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો સંસાર અને લોક-સંગ, સર્વથા ત્યાગ કરીને જંગલમાં જવું પડશે અને ભક્તિ તથા પ્રેમ વગેરે કોમળ ભાવનાઓને હૃદયમાંથી સમૂળ ઉખેડી નાંખી ચિર-

કાસને મારે દૂર ફેંકી દેવી પડશે. એવું અત્યાર સુધી નરેન્દ્રનાથે સાંભળ્યું હતું. વાસ્તવિક જોતાં એ પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરવા જતાં જગત્ સંસાર અને તેમાંથી પ્રત્યેક વ્યક્તિને ધર્મ-માર્ગમાં વિઘ્નકારક જાણી તે સર્વ ઉપર તિરસ્કાર ઉત્પન્ન થઇ સાધકને અવળે માર્ગે ચઢી જવાનો વિશેષ સંભવ છે પરંતુ પરમહંસદેવે આજે સમાધિસ્થ સ્થિતિમાં જે કાંઇ કહ્યું હતું તે ઉપરથી સમજવામાં આવ્યું કે: વન-જંગલના વેદાન્તને ઘેર લાવી શકાય છે અને સંસારનાં સર્વ કામકાજમાં તેનું અવલંબન કરી શકાય છે. માનવ જે કાંઇ કરતાં હોય તે સર્વ ભલે કરે, તેમાં નુકસાન નથી. માત્ર તેણે અંતઃકરણમાં એટલી જ દ્રઢ શ્રદ્ધા અને ધારણા કરવી જોઇએ કે: "ઇશ્વર **જ જીવ અને જગત્રૂપે તેના સ્હામે પ્રકાશિત થઇ રહ્યા છે."** જીવનની પ્રત્યેક ક્ષણમાં તે (સાધક) જેના સંબંધમાં આવે છે, જેના ઉપર પ્રેમ રાખે છે, જેના ઉપર શ્રદ્ધા, સન્માન, અથવા દયા કરે છે, તે સર્વ ઇશ્વરનો અંશ જ છે-સર્વ તેજ (ઇશ્વર જ) છે. સંસારનાં સર્વ જીવોને જો તે એ પ્રમાણે શિવ-રૂપ માને તો પછી પોતાને કોઇના કરતાં વિશેષ માની અન્ય જીવો પ્રત્યે રાગ, દ્વેષ અથવા દંભ કરવાનો તેને સમય જ ક્યાંથી મળે? ઉપરોક્ત પ્રમાણે જીવને શિવ માની જીવ માત્રની સેવા કરતાં કરતાં સાધકનું ચિત્ત શુદ્ધ થઇ જશે. અને સ્વલ્પ સમયમાં તે (સાધક) પોતાને પણ ચિદાનન્દમય ઇશ્વરનો અંશ, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ સ્વરૂપ જ સમજવા શક્તિમાન થશે.

એ પ્રમાણે કહી, પરમહંસદેવે પોતાના ઉપદેશદ્વારા માત્ર જ્ઞાન માર્ગીઓને જ નહિ પણ ભક્તિ, કર્મ, અને રાજયોગાદિ સર્વ માર્ગના સાધકોને વિશેષ જ્ઞાન પ્રકાશ દર્શાવી આપ્યો છે એ સ્પષ્ટ જ છે.

નરેન્દ્રનાથ સાથે સાક્ષાત્કાર થયા પછી ચાર વર્ષે પરમહંસદેવના ગળામાં કેનસર (Cancer) નામક ક્ષત વ્યાધિ થયો હતો, તેથી તેમને કાશીપુરના બગિચામાં નિવાસ કરવાની ફરજ પડી હતી, તે પછી થોડે દિવસે તેમણે દેહત્યાગ કર્યો હતો. અંત સમયના કેટલાક દિવસ પર્યંત તેમના સર્વ શિષ્યો, ભક્તો અને પાર્ષદો સતત્ તેમની પાસે જ રહેતા, અને શરીર

વગેરે કેટલાક યુવક ભક્તોએ મન–પ્રાણપૂર્વક મહેનત કરી પરમહંસદેવની સેવા શુશ્રુષા કરી હતી. આ સમયે જ પરમહંસદેવનો પરિચય મેળવવાની કલકત્તાના શિક્ષિત–કેળવાયલા–અને શ્રીમંત–આબરૂદાર મનુષ્યોને સારી તક મળી હતી. પરમહંસદેવને કઠિન તેમ જ કલેશકર દુઃખ થતું હોવા છતાં પણ તેમણે આગંતુક સર્વને સતત ધર્મ–જ્ઞાનોપદેશ વિતરણ કર્યો હતો. એ કારણને લીધે જ કોઇક વખતે તેમનો વ્યાધિ વૃદ્ધિ પામતો હોવાથી ડાકટરોએ તેમને બોલવાની વારંવાર મના કરતા છતાં પણ જગતના કલ્યાણ-સાધન માટે તેઓ ઉપદેશ કરતાં જરા પણ અટકયા નહતા.

એ સમયે એક દિવસ શ્રીરામકૃષ્ણદેવે નરેન્દ્ર આદિ કેટલાક યુવક ભક્તોને પોતાની પાસે બોલાવી પૂછ્યું હતું કેઃ "તમે હાથમાં ભિક્ષાપાત્ર લઈ ઘેરે ઘેર ફરી ભિક્ષા યાચના કરી શકશો કે કેમ?" ભક્તોએ ઉત્તરમાં હા કહી, ઉત્સાહ દર્શાવ્યો, તુર્ત જ ગામડામાં ભિક્ષા માગવા નીકળી પડ્યાં. અને ભિક્ષા પ્રાપ્ત અન્નની સ્વહસ્તે રસોઇ બનાવી પરમહંસદેવને નૈવેદ્ય ધર્યું હતું. ભક્તોની એવી વર્તણૂંક જોઇ પરમહંસદેવે માની લીધું હતું કેઃ તે સર્વે સાચા વૈરાગ્યવાન અને નિરહંકારી છે. તેમણે અતિશય આનંદ પામી સ્વહસ્તે સર્વ યુવકભક્તોને ગેરૂવાં વસ્ત્ર આપ્યાં અને સન્યાસ ધર્મની તેમને મંત્ર–દીક્ષા આપી હતી.

શ્રીરામકૃષ્ણદેવના અંતર્ધાન થયા પહેલાં થોડા દિવસથી તેમના શિષ્યો કવચિત્ ગુરૂદેવને ગુમાવી બેસાશે એવી કલ્પના કરી એક તરફ અતિશય મન–કષ્ટ ભોગવી રહ્યા હતા પણ બીજી તરફ ધ્યાન–ધારણા અને તપસ્યાદિ અપૂર્વ અનુભવ અને જ્ઞાન પ્રાપ્ત કરી આનંદ–રસમાં મગ્ન થઇ રહ્યા હતા. પરમહંસદેવનો વ્યાધિ નિવારણ કરવાનો કોઇ ઉપાય નહિં મળી આવવાથી નરેન્દ્રનાથ નિરાશ ચિત્તે દોડા દોડી કરી રહ્યા હતા, એટલું જ નહિં પણ એક દિવસ તો તેમણે પ્રતિજ્ઞા સુદ્ધાં કરી હતી કે ગમે તેમ થાય તો પણ પરમહંસદેવનો વ્યાધિ નિવારણ કરવા કોઇ એક સમર્થ વૈદ્ય–ડાંક્ટરને શોધી લાવીશ. તે દિવસે સંધ્યા સમયથી જ તેઓ "રામ" "રામ" શબ્દોચ્ચાર કરી ગગન ગજાવતા બગિચાની ચારે દિશામાં ટહેલવા લાગ્યા હતા. તે

સમયે પ્રબળ માનસિક જુસ્સાને લીધે તેમનું બાહ્યજ્ઞાન ઘણું ખરૂં લુપ્ત થયું હતું. પરંતુ હૃદયમાં દારૂણ અશાંતિનો અગ્નિ પ્રકટી રહ્યો હતો. તેમણે સમસ્ત રાત્રિ એ પ્રમાણે જ શબ્દોચ્ચાર કરી આમતેમ ફર્યા કર્યું ? જેમ જેમ રાત્રિ વિશેષ થતી ગઇ તેમ તેમ તેનો કણ્ઠધ્વનિ અતિ ઉચ્ચ સંભળાવા લાગ્યો. રાત્રિના છેલ્લા ચોઘડીયામાં રામકૃષ્ણદેવ તેમનો રામ નામોચ્ચાર–ચિત્કાર ધ્વનિ સાંભળી શકયા. તેમણે જાણી લીધું હતું કે: હવે પોતાનો અંત સમય નજીક આવ્યો છે, આ શરીરને પકડી રાખવાનું કોઇનામાં સામર્થ્ય નથી, તેથી જ એક ભક્તને કહ્યું કે: "જા, નરેન્દ્રને મ્હારી પાસે સત્વર બોલાવી લાવ." પરંતુ કોઇ નરેન્દ્રને રામ નામોચ્ચારની ધુનમાંથી અટકાવી શકયું નહિ, વૃદ્ધિ પામતી જળ દ્વારા પેઠે તેમના મુખમાંથી રામ-નામોચ્ચાર થતો. તેમના શરીરનાં રૂંવેરૂંવાં તેજ શબ્દોચ્ચાર કરી રહ્યાં હતાં. તેમને બાહ્યજ્ઞાન જ નહતું. સર્વ શરીર ધૂનમાંને ધૂનમાં જ કમ્પી રહ્યું હતું. સર્વ ભકતોએ બળપૂર્વક તેમને પકડી લઇ જઈ પરમહંસદેવ સન્મુખ ઉપસ્થિત કર્યા. તેમણે પ્રેમપૂર્ણ શબ્દે કહ્યું: "કેમ રે! તું આ પ્રમાણે કરે છે તેનું કારણ શું ? એમ કરવાથી શું થશે." થોડી વાર પછી પુનઃ બોલ્યા કે: "સાંભળ, તું હમણાં જે પ્રમાણે કરે છે તેજ પ્રમાણે બાર વર્ષ મ્હારા મસ્તક ઉપર વા વંટોળીયાની પેઠે વહી ગયાં છે. ત્યાં પછી તું એક રાત્રિમાં શું કરશે ?"

કાશીપુરનો બગિચો ધીમેધીમે જાણે મહાનતીર્થ અને શિક્ષાક્ષેત્ર જેવો થઇ પડયો હતો. નિત્ય મ્હોટા મ્હોટાં પંડિતો અને ભકતોનો ત્યાં સમાગમ થતો હતો. પરમહંસદેવ સમક્ષ દર્શનાદિ શાસ્ત્રીય વિષય પરત્વે તુમુલ તર્ક વિતર્ક થવા લાગ્યાં હતાં. સંગીત, કીર્તન અને સ્તોત્રાદિનો પણ અભાવ નહતો. નરેન્દ્રનાથ પ્રસંગોપાત કહેતા કે: "મહારાજ! મ્હને એક એવું ઔષધ આપો કે જેથી મ્હારા મનનો રોગ મટી જાય!" તે સમયે પરમહંસદેવ ક્વચિત્ તેમને ગાયન ગાવાનું કહેતા અથવા કોઇ વખત કહેતા કે: "જા, ધ્યાન કર જઇને." આજ્ઞાનુસાર ધ્યાન કરતી વખતે નરેન્દ્રનાથને ભ્રકુટીરમાં અનેક પ્રકારનાં આશ્ચર્યકારક દર્શન થતાં. કેટલાક દિવસ આગમચ પરમહં-

સદેવે તેમને કહ્યું હતું કેઃ "મ્હને કેટલાંક માણસો ઇશ્વિર કહે છે." નરેન્દ્રે ઉત્તર દીધું હતું કેઃ "તમને હજારો માણસો ઇશ્વિર કહે તેથી શું થયું ? મ્હને જ્યાં સુધી ખાત્રી થશે નહિં ત્યાં સુધી હું તેમ કહી શકીશ નહિ." પોતાનો દૃઢ વિશ્વાસ અને નિઃસંદેહ અભિપ્રાય મુક્ત કણ્ઠે જણાવી દેવાનું સાહસ કરવા માટે પરમહંસદેવને નરેન્દ્રનાથ ઉપર બહુ પ્રેમ ઉપજ્યો હતો. નરેન્દ્રનાથે એમ પણ કહ્યું હતું કેઃ "મ્હારે ઇશ્વરનાં દર્શન કરવાં નથી. મ્હને માત્ર શાંતિ જોઇએ છે, सत्यम् ज्ञानमनन्तम् ।"

આ સમયે સાધનના પ્રભાવથી નરેન્દ્રનાથને એક અદ્ભુત પ્રકારનાં દર્શન થતાં હતાં. ધ્યાનાવસ્થા પછી તેઓ જોઇ શકતા કેઃ જાણે તેમના જ જેવો કોઇ એક પુરૂષ ત્યાં આવી ઉભો છે. શરીરની આકૃતિ, પ્રકૃતિ અને અવયવાદિ સર્વ બરાબર પોતાના જેવાં જ જણાતાં. તેઓ આશ્ચર્ય પામી વિચારતા કેઃ આ વળી કોણ? બીજો નરેન્દ્ર કયાંથી ? કેટલા ? વખત તો તે મૂર્તિ એક કલાકથી પણ વધારે વખત સુધી તેમની પાસે રહેતી. નરેન્દ્ર તે મૂર્તિ ( બીજા નરેન્દ્ર ) સાથે વાર્તાલાપ કરતા. તે મૂર્તિ પણ નરેન્દ્રની સાથે જ, તેમના જેવા જ શબ્દો બોલતી. નરેન્દ્રનાથ જેમ કરતા તેમ તે મૂર્તિ પણ કરતી. શરૂવાતમાં આવો બનાવ બનવાથી નરેન્દ્રનાથે તે વાત પરમહંસદેવને નિવેદન કરી હતી. પરમહંસદેવે વિશેષ કાંઇ નહિં કહેતાં માત્ર એટલો જ ખુલાસો કર્યો હતો કેઃ "એ તો ધ્યાનની ઉચ્ચાવસ્થાનું લક્ષણ છે."

ઇ. સ. ૧૮૮૬ ના એપ્રિલ માસના પ્રારંભમાં કાશીપુરના બગિચામાં નિવાસ હતો તે સમયે એક દિવસ નરેન્દ્રનાથ, તારક અને કાલી ( શિવાનન્દ અને અભેદાનન્દ ) ને સાથે લઇ બુદ્ધ ગયા દર્શન કરવા ગયા હતા. લલિત વિસ્તાર અને ત્રિપિટક નામક ગ્રન્થો વાંચતાં વાંચતાં ભગવાન બુદ્ધદેવના અસાધારણ ત્યાગ અને વૈરાગ્ય ઉપર મોહ પામી તેમનું સાધન—સ્થળ જોવાં માટે નરેન્દ્રનાથના મનમાં આગ્રહ ઉત્પન્ન થયો હતો, તેને પરિણામે તેઓ બુદ્ધ ગયા જવા પામ્યા હતા. ગયા પહોંચ્યા પછી ફલ્ગુ નદીમાં સ્નાન કરી ભિક્ષાદિ કાર્યથી પરવારી તેઓ પગે ચાલતા બુદ્ધગયા પહોંચ્યા અને

ત્યાંના મહંત મહારાજના આશ્રમમાં નિવાસ કર્યો. મહંતજીએ અતિ આદર-પૂર્વક તેમને રહેવાની વ્યવસ્થા કરી આપી હતી. ત્યાંથી તેમણે બુદ્ધ ગયાનાં પ્રત્યેક સ્થળનાં વિશેષ માહિતીપૂર્વક દર્શન કર્યાં હતાં. સેંકડો વર્ષ પૂર્વનાં કીર્તિ–મંદિરની પ્રત્યેક રેણુ, એક દિવસ ભગવાન્ તથાગતના ચરણ સ્પર્શ વડે પવિત્ર થઇ હતી તેનું સ્મરણ કરી નરેન્દ્રનાથ હૃદયમાં અતિ આનંદ-પુલકિત થયા હતા અને તે પવિત્ર રેણુ પોતાને સર્વ શરીરે ભક્તિ પૂર્વક લેપન કરી હતી. તેમણે ગુરૂ બંધુઓ સાથે બોધિવૃક્ષ નીચે પાષાણ–વેદી ઉપર બેસી ધ્યાન ધર્યું હતું. તે સમયે સંધ્યા સમય હોવાથી ચારે દિશામાં અંધકાર પથરાતો હતો. જગત્ નિઃસ્તબ્ધતાના ખોળામાં ઢળી પડતું હતું. ધ્યાન ધરતાં ધરતાં નરેન્દ્રનાથ એકાએક દડ્દડ્ અશ્ર ધારાવડે અશ્રુપાત કરવા લાગ્યા અને અતિશય પ્રેમથી સમીપ બેઠેલા ગુરૂબંધુના કણ્ઠમાં આલિંગન કર્યું. તેમનાં એવાં આચરણ જોઈ આશ્ચર્ય પામી ગુરૂ બંધુ કારણ પૂછવાની તૈયારીમાં હતા; એટલામાં જ નરેન્દ્રનાથ ગહન ધ્યાન નિમગ્ન થઈ ગયેલા જણાયા તેથી આલિંગન અને અશ્રુપાતનું કારણ જાણી શકાયું નહિ, તેમ છતાં સંભવિત છે કેઃ ધ્યાનાવસ્થામાં તેમને તથાગતનો સાક્ષાત્કાર થયોછે અને જાણે તેમનાં જ ચરણાલિંગન કરી રહ્યા છે એવી ભાવનાથી તેમણે સમીપ જે જણાયું તેને આલિંગન કરેલું હોવું જોઇએ.

બુદ્ધગયામાં તેઓ ત્રણ દિવસ રહ્યા હતા. નરેન્દ્રનાથ ઘણે વેગળે પ્રવાસ કરવા ઇચ્છતા હતા પરંતુ પરમહંસદેવનાં દર્શન નહિ થવાથી તેમના બન્નેગુરૂ બંધુઓનાં મન ઉચ્ચાં થયાં તેથી એકાએક તેમને લઇ કલકત્તે પાછા ફરવાની નરેન્દ્રનાથને ફરજ પડી હતી.

બુદ્ધ ગયા જતી વખતે નરેન્દ્રનાથે પરમહંસદેવને અથવા બીજા કોઇને કંઈ પણ કહ્યું નહતું, તેથી તેમને ત્યાં નહિં જોવાથી સર્વને આશ્ચર્ય થયું હતું. તે સમયે ગુરૂ બંધુઓમાં અપૂર્વ સ્નેહ સંબંધ સંધાયો હતો. તેઓ પરસ્પર એક બીજાનાં દર્શન વિના રહી શકતા નહિ. તેમાં વળી નરેન્દ્રનાથ ઉપર સર્વનો અધિક પ્રેમ હતો. તેજ નરેન્દ્રનાથનાં દર્શન નહિં થવાથી તેમનું શું થયું હશે એ જાણવા સર્વનાં ચિત્ત ચંચળ થઇ ઉઠયાં હતાં.

કોઈએ જઈ એ વાત પરમહંસદેવને કાને નાંખી. તેમણે કશો ઉત્તર દીધો નહિ. માત્ર સ્મિત હાસ્ય જ કર્યું? થોડી વાર પછી કહ્યું; "તે ક્યાંય પણ જશે નહિ. તેને અહિં આવવું જ પડશે." એમ કહી નિમ્નોક્ત વાર્તા કહી:-

"સાંભળો, એક મયુર નિત્ય એક મનુષ્યના બગિચામાં આવતો. બગિચાનો માલિક ખાવાના સાથે સહજ આફણ મેળવી મયુરને રોજ ખાવાનું નાંખતો. કેટલાક દિવસ વિત્યા પછી મયુરને એવી જ ટેવ પડી ગઈ કે બગિચામાં આવ્યા વિના તેને ચાલે જ નહિં. નરેન્દ્રની પણ એવીજ અવસ્થા થઈ છે. આમ તેમ વિચરે છે ખરો, પરંતુ આ સ્થળે જે રસ પડયો છે તેનો ત્યાગ કરીને તે જશે ક્યાં?"

ત્રણ દિવસ વીતી ગયા છતાં નરેન્દ્ર વગેરે પાછા ફર્યા નહિં ત્યારે સર્વ ગુરૂ બંધુઓ ઉદ્વિગ્ન ચિત્તે પરમહંસદેવ પાસે જઈ નરેન્દ્રાદિ સત્વર પાછા ફરે એવી પ્રાર્થના કરવા લાગ્યા. પરમહંસદેવે જમીન ઉપર એક લીંટી દોરી કહ્યું કે: "આટલેથી દૂર જવાની તેમનામાં સત્તા નથી." એ બનાવ બન્યા પછી થોડી વારમાં જ નરેન્દ્રાદિ ત્યાં આવી પહોંચ્યા. અધિર થયેલા ગુરૂ-બંધુઓ તેમને આલિંગન દઈ કૃતાર્થ થયા અને નૃત્ય ગીત વાદ્ય કરી આનંદનું બજાર વસાવ્યું.

કાશીપુરના બગિચામાં નિવાસ હતો તે સમયે નરેન્દ્રનાથે પરમહંસદેવ પાસે વારંવાર નિર્વિકલ્પ સમાધિ સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા દર્શાવી હતી. પરમહંસદેવે ઉત્તર દીધો હતો કે: "હું સાજો થાઉં તે પછી તું જે માંગશે તે આપીશ." નરેન્દ્રે પૂછ્યું હતું કે: "કદાચ આપનું શરીર સારૂં ન થયું તો પછી મ્હને શું આપશો?" પરમહંસદેવ આડું જોઈને પોતાના મન સાથે જ બોલવા લાગ્યા કે: "બેવકુફ શું બોલે છે?" પોતાના પ્રાણતુલ્ય પ્રિય શિષ્યના મનમાં નિરર્થક એ શંકા ઉત્પન્ન થયલી જોઈ તેમને દુઃખ થયું હતું. તેઓ જાણતા હતા કે: "નરેન્દ્ર જેવા ઉત્તમ અધિકારી શિષ્યની આધ્યાત્મિક ઉન્નતિ કોઈ પણ ગુરૂની વિદ્યમાનતા અથવા અવિદ્યમાનતા ઉપર આધાર રાખતી નથી." ગમે તેમ હો, પરમહંસદેવે શાન્ત ચિત્તે નરેન્દ્રને પૂછ્યું હતું કે: "ત્હારે શું જોઈએ છે તે કહે." નરેન્દ્રે કહ્યું

કેઃ "એવી ઇચ્છા થાય છે કેઃ શુકદેવની પેઠે લાગલાગટ પાંચ છ દિવસ પર્યંત સમાધિમાં ડૂબ્યો રહું અને ત્યાર પછી શરીર રક્ષણને માટે થોડોક વખત નીચે ઉતરી આવ્યા પછી પુનઃ સમાધિમાં ચાલ્યો જાઉં." એવું વારંવાર થયા કરે છે. "શ્રીરામકૃષ્ણદેવે સહજ ઉત્તેજિત કણ્ઠે કહ્યું કેઃ "છટ્ છટ્! તું આવો મ્હોટો અધિકારી, ઉત્તમપાત્ર, ત્હારે મુખે એવી વાત શોભે? હું તો ધારૂં છું કેઃ તું કોઇ સ્થાનમાં એકાદ વિશાળ વટવૃક્ષના જેવો થશે અને ત્હારી છાયામાં હજારો મનુષ્યો આશ્રય પ્રાપ્ત કરશે. તેમ નહિં થતાં માત્ર ત્હારે એકલાને જ મુક્તિ જોઇએ છે કેમ? એ તો તુચ્છ, અતિ હીન માંગણી. ના રે ના. એવી હલકી દ્રષ્ટિ રાખીશ નહિં. ભાઇ, મ્હને બધાં ઉપર પ્રેમ છે. હું સમાધિઅવસ્થામાં નિર્ગુણભાવે ઇશ્વરનાં દર્શન કરી શકું છું, વળી બીજી ક્ષણે અનેક મૂર્તિઓમાં પણ ઐહિક સંબંધ સહિત તેના જ દર્શન કરૂં છું. હમેશાં એક સ્થિતિ સારી લાગે નહિં. તું પણ તેમ જ કર. જ્ઞાની અને ભક્ત, બન્ને બની જા."

ઉપર પ્રમાણે જરા તિરસ્કારસૂચક વાક્ય સાંભળતાંજ નરેન્દ્રના નેત્રમાંથી પુષ્કળ અશ્રુધારા નિસરવા લાગી. તેમણે પરમહંસદેવની મનોભાવના જાણી લીધી. તેઓ સમજ્યા કેઃ પરમહંસદેવ તેમને સમાધિ સ્થિતિ અર્પવા નિષેધ અથવા નિરૂત્સાહ કરતા નથી પરંતુ તેવી અવસ્થા પ્રાપ્ત કરવી એ તેમના જેવા ઉત્તમ અધિકારીનું એકજ લક્ષ્ય હોવું જોઇએ નહિ, એમ તેમનું કથન છે. વિશાલ બ્રહ્માણ્ડના કરોડો જીવાત્માઓ ઘોર (અજ્ઞાન) અંધકારમાં પડયા રહ્યા છે. તેમની મુક્તિનો કંઇક ઉપાય કરવો એ પણ તેમનું (નરેન્દ્રનું) એક બીજું લક્ષ્ય હોવું જોઇએ. સાધારણ મનુષ્યો પોતાની મુક્તિ માટે પ્રયત્ન કરે છે પરંતુ નરેન્દ્રનાથ જેવા અસાધારણ પુરૂષને માટે (જેને તેઓ નિત્યસિદ્ધ અથવા આચાર્ય કોટીના જણાવતા તે) એવી મુક્તિ માટે પ્રયત્ન કરે એ વિશેષ દિલગીરીની વાત જ કહેવાય! રાજપુત્ર હોય તે મજુરની પેઠે બે ચાર રૂપિયા મળતાંજ સંતોષ માની બેસે એ શું તેને શોભાસ્પદ કહેવાય?

પણ ગુરુ કૃપાનું ફળ અદ્દભુત હોય છે. શિષ્યની ઇચ્છા થતાંજ તેની

મનકામના પરિપૂર્ણ થાય છે? કેટલાક દિવસ વિત્યા પછી નરેન્દ્રનાથ નિર્વિકલ્પ સમાધિ સ્થિતિ પ્રાપ્ત કરી શકયા. ચારે દિશા શાંત હતી. અનેક શિષ્યો ધ્યાનમાં બેઠા હતા. કોઇક રામકૃષ્ણ દેવની સેવા કરવામાં રોકાયા હતા. કોઇ વળી વેગળે બગિચામાં એક ખૂણે બેસી ભગવત્—સંગીત આલાપ કરી રહ્યા હતા. નરેન્દ્ર અને ગોપાલદાદા નામક મ્હોટી વયના એક ગુરૂબંધુ બન્ને એક ઓરડામાં ધ્યાનમગ્ન થયા હતા. એકાએક કરૂણ ચિત્કાર સાંભળી ગોપાળદાદા આંકળા કાંકળા ઉભા થઈ ગયા. તેના કાનમાં જાણે નરેન્દ્ર કહે છે કેઃ "ગોપાલદાદા, ગોપાલદાદા! મ્હારૂં શરીર કયાં ગયું?" ગોપાલદાદા વ્યાકુલ થઇ દોડતા નરેન્દ્ર પાસે જઇ તેમના શરીરે હાથ ફેરવી બોલવા લાગ્યા કેઃ "કેમ નરેન્દ્ર! ત્હારૂં શરીર તો આ રહ્યું." છતાં નરેન્દ્રના મનમાં તો એમજ થવા લાગ્યું કેઃ માત્ર ત્હેમનું મસ્તકજ છે. શરીરનો નીચલો ભાગ નથી. ગોપાલદાદા એમાંનું કાંઇ પણ સમજી શકયા નહિ. તે ભયચકિત થઇ અન્ય ગુરૂબંધુઓને સહાયતા માટે બોલાવવા લાગ્યા. ગુરૂબંધુઓ ત્યાં દોડી આવ્યા એટલે ગોપાલદાદાએ નરેન્દ્રનું શરીર બતાવ્યું. તેઓ પણ કાંઇ સમજી શકયા નહિ ત્યારે તેમણે તે સમાચાર પરમહંસદેવને નિવેદન કર્યા. ગુરૂદેવે શયન કર્યું હતું. શિષ્યો દ્વારા સમાચાર સાંભળી જરા નેત્ર ચઢાવી બોલ્યા કેઃ "ઘણું સારૂં થયું. થોડીવાર સુધી એ સ્થિતિમાંજ એને રહેવા દો. એ સ્થિતિ માટે તો એ મ્હને હમેશાં સંતાપતો હતો!"

એક પ્રહર રાત્રિ એ સ્થિતિમાં વ્યતીત થઇ તે પછી ધીમે ધીમે નરેન્દ્રને દેહભાન આવ્યું ત્યારે તે પરમહંસદેવની પાસે જઈ બેઠા. તે સમયે પણ તેમને સંપૂર્ણ દેહ—ભાન તો ન હતું. દાદરે પગથિયાં ચઢતી વખતે બન્ને પગ ઉપડે છે કે નહિં તે તેઓ સમજી શકતા નહિં. તેમને જોતાંજ પરમહંસદેવે પૂછ્યું કેઃ "કેમ! આજે તો માતાજીએ ત્હને બધું બતાવી દીધું છે ને! પરંતુ કુંચી તો મ્હારા હાથમાંજ છે. ત્હારે મ્હારી ઇચ્છાનુસાર કર્તવ્ય કર્મ કરવું પડશે. જ્યારે મ્હારૂં કામ પૂરૂં થશે ત્યારેજ પછી કુંચી વડે તાળુ ઉઘાડી દઇશ." થોડીવાર સુધી નરેન્દ્રના શરીર સ્હામે જોયા પછી શરીર તરફ બેદરકારી કરવા માટે તેનો મૃદુ તિરસ્કાર કરી આહાર અને

સંગતિ ( મિત્ર ) પસંદ કરવા સંબંધી તેમણે તેમને થોડો ઉપદેશ આપ્યો.

સમાધિ ભંગ થયા પછી નરેન્દ્રની દેહ–સ્થિતિ અને મનસ્થિતિ કેવા પ્રકારની થાય છે તેનો કિંચિત્ પરિચય આપણે મેળવી શકયા, પરંતુ સમાધિ સમયે અંતઃકરણમાં કેવો અનુભવ થાય છે તે સબંધી આપણે કાંઇ પણ ધારણા કરી શકીએ એમ નથી. તે તો માત્ર અનુભવીજ જાણી શકે છે. સ્વામિજી (નરેન્દ્રનાથ) પોતેજ " નાહિં સૂર્ય, નાહિં જ્યોતિ, નાહિં શશાંક સુન્દર. " નામક સંગીત દ્વારા એ વિષયનો કિંચિત્ આભાસ દર્શાવી ગયા છે, તેમ છતાં તે દિવસે એવો બનાવ બન્યો હતો કેઃ તેઓ (નરેન્દ્ર) શયનાવસ્થામાં ધ્યાન ધરી રહ્યા હતા. એટલામાં એકાએક એવો અનુભવ થયો કેઃ મસ્તકના પાછલા વિભાગમાં પુષ્કળ ઉજ્જવલ પ્રકાશ પ્રકટયો છે. તે પ્રકાશ ધીમે ધીમે વિશેષ ઉજ્જવળ થવા લાગ્યો તે સાથેજ એવું જણાયું કેઃ જાણે ચંદ્ર, સૂર્ય, આકાશ વગેરે નેત્ર સ્હામેથી ભૂસાઇ જવા લાગ્યું. વિશ્વસંસાર ડોલવા લાગ્યો. ધીમે ધીમે મન બાહ્ય જગત્માંથી સંકોચાઇ જઇ એક અખણ્ડ જ્યોતિ–સમુદ્રમાં નિમગ્ન થઇ ગયું. તેમને દેશ, કાળ અને પાત્રનું કાંઇ પણ જ્ઞાન રહ્યું નહિં. કેવળ બ્રહ્મ સત્તા જણાવા લાગી. સ્વામિજી કહેતા કેઃ " તે દિવસે મ્હારામાંથી દેહાદિ બુદ્ધિનો તદ્દન લોપજ થયો હતો. જાણે દેહ લયજ પામી ગયો હતો! કિંચિત્ " અહંત્વ " હતું તેથીજ મહા–સમાધિમાંથી પાછો ફર્યો હતો. એવી સમાધિ અવસ્થામાંજ "અહં" અને "બ્રહ્મ"નો ભેદ ટળી જાય છે. સર્વ એક–બ્રહ્મમય–થઇ જાય છે. જાણે સર્વત્ર મહાસમુદ્ર હોય તેમ જણાતું–સર્વત્ર જળ જળાકાર જણાતો–અન્ય કાંઇ જણાતું નહિ. એ સમયે ભાવના અને ભાષા સર્વ શાન્ત થઇ જાય છે. " સમાધિ અવસ્થામાંથી નીચે ઉતરી આવ્યા પછી તેમને એવું જણાવા લાગ્યું કેઃ જાણે મસ્તક સિવાય બીજું કાંઇ છેજ નહિં. એવી સ્થિતિમાંજ તેમણે ગોપાલદાદાને બૂમ પાડી હતી.

એ સમયે નરેન્દ્રનાથની ધ્યાનાવસ્થા કેટલે દરજ્જે પરિપકવ થઇ હતી તે નીચે લખેલા એક બનાવ ઉપરથી સમજી શકાય છે. એક દિવસ ભક્તરાજ ગિરિશચંદ્ર ઘોષ અને નરેન્દ્રનાથ બન્ને એક વૃક્ષ નીચે ધ્યાનમાં બેઠા

હતા. તે સ્થળે મચ્છરનો એટલો બધો ઉપદ્રવ હતો કે જેથી ગિરિશ બાબુનું ચિત્ત સ્થિર રહી શક્યું નહિ. અંતે મચ્છરના ડંખથી ત્રાસ પામી તેમણે નેત્રો ઉઘાડી નાંખ્યાં અને નરેન્દ્રનાથ સ્હામે દૃષ્ટિ ફેરવી એટલે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ! તેમણે જોયું કેઃ નરેન્દ્રનાથના શરીર ઉપર એટલા બધા મચ્છરો બેઠા હતા કે જાણે તેમણે કાળા રંગની કામળ વડે શરીર ઢાંક્યું ન હોય! એ જોઇ ગિરિશબાબુ તેમને વારંવાર બૂમો પાડવા લાગ્યા પરંતુ કશો ઉત્તર મળ્યો નહિ. અન્તે નરેન્દ્રનો પગ ઝાલી વારંવાર ખેંચવા લાગ્યા તો પણ તેમને ચૈતન્ય આવ્યું નહિ. છેવટે તેઓ નરેન્દ્રનું આસન ઝાલી તાણવા લાગ્યા ત્યારે તેમનું ચૈતન્યહીન દેહ ધડાક્, કરતું પૃથિવિ ઉપર પડી ગયું. તે વખતે તેમનું શરીર મૃત દેહવત્, જડવત્ અને સંપૂર્ણ બાહ્યજ્ઞાન શૂન્ય હતું. અનેક ક્ષણ પછી ધ્યાન ભંગ થતાં નરેન્દ્રને પુનઃ બાહ્યાવસ્થા પ્રાપ્ત થઇ હતી.

ઇ. સ. ૧૮૮૬ ના ઑગષ્ટ માસની ૧૬ મી તારીખે રવિવારે ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસદેવે બ્રહ્મનિર્વાણ પ્રાપ્તિ કરી. દેહ ત્યાગ કરતાં પહેલાં કેટલાક દિવસ આગમચ નિત્ય સન્ધ્યા સમયે તેઓ નરેન્દ્રનાથને પોતાની પાસે બોલાવતા. અન્ય શિષ્યોને ઓરડા બહાર જવાનું કહી બારણાં બંધ કરાવી દેતા અને નિત્ય બે ત્રણ કલાક પર્યંત નરેન્દ્રને ભવિષ્ય સંબંધી અનેક પ્રકારનો આવશ્યકીય ઉપદેશ દેતા. નરેન્દ્ર સમજી શક્યા હતા કેઃ “ગુરૂદેવ, આ પાપ પૂર્ણ મર્ત્ય લોકનો ત્યાગ કરી સત્વર ચાલ્યા જશે.” તેથી એ ચિન્તામાં તેઓ કોઇ કોઇ સમય એટલા બધા શોકવિહ્વલ થઇ જતા કે તે શાન્ત કરવા માટે ભગવત્–ગાન ગાતા. દેહત્યાગ કરતાં પહેલાં ચાર દિવસ આગમચ તેમને એવા શોકાતુર અને ચિન્તાતુર જોઈ પરમહંસદેવે પોતાની સ્હામે બેસાડી એક દ્રષ્ટિયે પોતાના મુખ સ્હામે જોવા કહ્યું હતું, અને તેઓ પોતે પણ નરેન્દ્રના મુખ સ્હામે જોઇ સમાધિસ્થ થઇ ગયા હતા.

સ્વામિજી કહેતા કેઃ “ તે સમયે મ્હને એવું જણાતું કે જાણે ગુરૂદેવના શરીરમાંથી વિજળીકિ રેખાના જેવાં કેટલાંક સૂક્ષ્મ તેજસ્વી કિરણો મ્હારા શરીરમાં પ્રવેશ કરે છે. છેવટે મ્હારૂં બાહ્યજ્ઞાન લુપ્ત થયું હતું. કેટલી વાર

સુધી એવી સ્થિતિ રહી હશે તે કહી શકાતું નથી. મ્હને ચૈતન્ય આવ્યું, ત્યારે હું જોઈ શક્યો કેઃ પરમહંસદેવનાં નેત્રમાંથી અશ્રુધારા ચાલી રહી છે. અતિશય આશ્ચર્ય પામી મ્હેં કારણ પૂછ્યું ત્યારે તેઓ સ્નેહપૂર્વક બોલ્યા કેઃ "આજે ત્હને મ્હારૂં સર્વસ્વ અર્પણ કરી દઈ હું ફકીર બન્યો છું! તું એ શક્તિ વડે જગતનાં અનેક કાર્ય કરી શકશે. કર્તવ્ય કર્મ પૂર્ણ થયા પછી પાછો આવતો રહેજે." એ સાંભળી હું પણ અશ્રુપાત કરવા લાગ્યો. તે પછી ગુરૂદેવ ધ્યાનાવસ્થા થયા હતા અને વાક્શક્તિ બંધ થઇ હતી. ધ્યાન ભંગ થતાં તેઓ પુનઃ બાળકની પેઠે અશ્રુપાત કરવા લાગ્યા હતા."

જીવનલીલા સમાપ્ત કરતાં પહેલાં બે દિવસ આગમચ શ્રીરામકૃષ્ણદેવે નરેન્દ્ર અને અન્ય સર્વ ભક્તોને પોતાની પાસે એકાંતમાં બોલાવી કહ્યું હતું કેઃ "સાંભળ નરેન્દ્ર! આ બધા મ્હારા બાળકો જેવા છે. એ બધાને ત્હારા હાથમાં સોપી જાઉં છું, કારણ કે બધાં કરતાં તું બુદ્ધિમાન અને શક્તિમાન છે. એ સર્વ ઉપર અતિશય સ્નેહ રાખી કર્મ માર્ગ બતાવજે અને મ્હારૂં કાર્ય પરિપૂર્ણ કરજે." નરેન્દ્ર શોકાવેગમાં આકુલ થઇ અશ્રુપાત કરવા લાગ્યા. તેમના મુખમાંથી એક પણ શબ્દોચ્ચાર થઇ શક્યો નહિ. માત્ર વિચાર કરવા લાગ્યા કેઃ "શું પ્રભુનો અંત દિવસ આવી પહોંચ્યો હશે? હાય! હાય! આટલા દિવસ પછી બધું ચાલ્યું જવા બેઠું છે?" એ દિવસે સન્ધ્યા સમયે પરમહંસદેવે એક કાગળના કટકા ઉપર લખ્યું કેઃ "નરેન્દ્ર સર્વને ઉપદેશ આપશે." પરંતુ એ આજ્ઞા પાળવા શક્તિમાન થઇ શકાશે કે નહિ તેનો વિચાર કરી નરેન્દ્રે કહ્યું હતું કેઃ "પ્રભૂ! મ્હારામાં તેટલી શક્તિ નથી. હું તેમ કરી શકીશ નહિં." એ સાંભળી પરમહંસદેવે જુસ્સામાં જ કહ્યું હતું કેઃ "ત્હારે તેમ કરવું જ પડશે. ત્હારૂં મસ્તક કરશે. ત્હારામાં શક્તિ છે." કેટલાક દિવસ પહેલાં તેમણે નરેન્દ્રને એમ પણ કહ્યું હતું કેઃ "ત્હારા અંતરમાં રહીને મ્હારી સિદ્ધિ કાર્ય પરિપૂર્ણ કરશે."

અતિન્દ્રિય વિષયો ઉપર નરેન્દ્રને એટલો બધો સંદેહ હતો અને તેની પરીક્ષા કરવાનો આગ્રહ તેમનામાં એટલો પ્રબળ હતો કેઃ પરમહંસ-

દેવના પ્રાણ દેહત્યાગ કરવાની તૈયારીમાં હતા તે અંત સમયે પણ તેઓ તેમની શય્યા પાસે ઉભા રહી મનમાં વિચાર કરી રહ્યા હતા કેઃ "વારૂ, પરમહંસદેવ પોતાને ભગવાનનો અવતાર કહી પરિચય આપે છે પરંતુ આ સમયે જો તેઓ બોલે અને કહે કેઃ "હું ભગવાન છું." તો જ મ્હને તેમના કથન ઉપર શ્રદ્ધા બેસે." અહા! કેવું આશ્ચર્ય? અંત સમયે ગળામાં કષ્ટ થવા છતાં પણ પરમહંસદેવે નરેન્દ્રના મનની વાત જાણી લીધી હતી. તેમણે તેમના સ્હામે મુખ ફેરવી કહ્યું: "હજી પણ ત્હને જ્ઞાન થયું નહિ? હજી પણ ત્હને સંદેહ રહ્યો? હું સત્ય કહું છું કેઃ પૂર્વે જે રામ અને જે કૃષ્ણ થઇ ગયા છે તે ( રામ અને કૃષ્ણ )જ આ સમયે આ શરીરરૂપે સર્વને દર્શન દઇ રહ્યા છે. માત્ર ત્હારી વેદાન્તની દ્રષ્ટિએ નહિં! જેનાં જેવાં પુણ્ય તેવાં તેને દર્શન." મનમાં ઉદ્ભવેલા પ્રશ્નનો એવો સ્પષ્ટ ઉત્તર સાંભળી નરેન્દ્ર એટલું બધું વિસ્મય પામ્યા કે જો તે સમયે તે સ્થળે વજ્રપાત થાત તો પણ તેટલું વિસ્મય તેમને થાત નહિં! તે સમયે તેમના મનની ખાત્રી થઇ કે: "**પરમહંસદેવ સાક્ષાત્ ઈશ્વરાવતાર જ છે. કલિયુગના પાપી જીવોનો ઉદ્ધાર કરવા અને સનાતન ધર્મનું રક્ષણ કરવા માટે જ તેમણે અવતાર ધારણ કર્યો છે.**" આ વખતે તેમનું હૃદય અને મન આનંદ સાગરમાં ડોલવા લાગ્યું. તેમના મુખ ઉપર આનંદ જ્યોતિ વિકસી રહી. તેમણે બે હાથ જોડી ગુરૂદેવને નમન કર્યું અને ચરણસ્પર્શ કરી કંઇક ગુપ્ત પ્રાર્થના પણ કરી. તે ક્ષણે સર્વ ભક્તોએ પણ શ્રીરામકૃષ્ણદેવને અપૂર્વ શ્રદ્ધાભક્તિ સહિત સાષ્ટાંગ પ્રણામ કર્યા અને તેમને ભગવાન જાણી આંતર પ્રાર્થના કરી. ભગવાન શ્રીરામકૃષ્ણદેવે પણ સર્વ ભક્તોના સ્હામે સ્નેહપૂર્ણ અમૃતમય દ્રષ્ટિ ફેરવી આશિષ આપી તેમની કલ્યાણ કામના કરી."

વાંચક! આવા દેવદુર્લભ્ય મહાપુરૂષ પ્રત્યે ક્ષુદ્ર સંદેહ ઉત્પન્ન થવાથી નરેન્દ્રનાથના અંતઃકરણમાં બહુ દુઃખ થયું હતું. તેમને પશ્ચાતાપ પણ થયો હતો અને પ્રભૂ શ્રીરામકૃષ્ણદેવ પાસે ક્ષમા પ્રાર્થના પણ કરી હતી. આ સમયે તેમના નેત્રમાંથી અનરગળ અશ્રુપાત પણ થયો હતો!

* * * * *

બે દિવસ પછી શ્રીરામકૃષ્ણદેવે દેહ ત્યાગ કર્યો. સ્વસ્વરૂપમાં લીન થયા. તેમણે આ જગતની લીલા સમાપ્ત કરી. અધ્યાત્મ રાજ્યનો એક અતિ ઉજ્જવળ સૂર્ય, ચિરકાલને માટે આલોકમાંથી અસ્ત થયો.

અમે આ સ્થળે પરમહંસદેવ સંબંધી એટલું જ કહીશું કે તેઓ પતિત-પાવન ઇશ્વરાવતાર હતા. તેમણે અનેક પાપીઓને તાર્યા છે. તેમની લીલા તેમના ભક્ત સિવાય કોઈ પણ મનુષ્ય કોઇ પણ સમયે સમજી શકશે કે નહિં એજ સંદેહજનક છે. સ્વામિજી નરેન્દ્રનાથે પોતે જ કહ્યું છે કે: "પરમહંસદેવ સંબંધી અન્ય લોકો જે કાંઇ અભિપ્રાય દર્શાવે છે તે સર્વ Partial truth સત્યનો કિંચિત્ અંશ જ છે. જે જેવું પાત્ર (અધિકારી), જે જેવો પુણ્યશાલી જીવ-જેનામાં જેટલો સત્વગુણ તે પરમહંસદેવ સંબંધી તેવા જ પ્રકારનો અભિપ્રાય દર્શાવશે એમ કહેવું કાંઇ ખોટું નથી. તેમ છતાં તેમના ભક્તોમાંથી કોઇ તેમને સંપૂર્ણરૂપે ઓળખી શક્યા હોય અને અભિપ્રાય દર્શાવતા હોય કે "અમે કહીએ છીએ તે જ કેવળ સત્ય છે" તો અમારે કહેવું પડશે કે તે તમારી ગુરૂભક્તિ છે. પરમહંસદેવને કોઇ મનુષ્યો કહે છે કે એ તો તાંત્રિક-કૌલ હતા. કોઇ કહે છે કે એ તો ચૈતન્ય-દેવ હતા, તે નારદીય ભક્તિ પ્રચાર કરવા જન્મ્યા હતા. કોઇ કહે છે કે: સાધન ભજન કરવું એ પરમહંસદેવના અવતારત્વ ઉપરની શ્રદ્ધા વિરૂદ્ધ હતું. કારણ કે: ઇશ્વરાવતાર હોય તેને સાધન ભજન કરવાની અને કરાવવાની શી આવશ્યકતા? તે તો ધારે તે કરી શકે ત્યાં પછી વળી એવી મહેનત શા માટે? કોઇ કહે છે કે: "સન્યાસી થવા માટે પરમહંસદેવનો અભિપ્રાય નહતો અને તેથી આર્યઋષિની આશ્રમ પ્રણાલિકામાંથી ઇશ્વર-સાક્ષાતકાર કરવા માટે નિર્માણ થયલો ચોથો આશ્રમ ઉડાવી દેવા જેવું તેઓ કરતા. એ સિવાય કેટલાંએ ગૃહસ્થાશ્રમી મનુષ્યો કેટલીએ વાતો કહે છે, તેના તરફ અમે લક્ષ્ય આપતા નથી. પરમહંસદેવ કોણ હતા, તેમનું વાસ્તવિક સ્વરૂપ કેવું હતું, તે કેટલા પૂર્વ-અવતારી પુરૂષો દ્વારા રચાયલી ભાવના-રાજ્યના રાજા હતા, તે જાણવા માટે તો જીવન પર્યંત તપાસ્યા કરવી જોઇએ તો પણ તેનો એક અંશ જાણી શકાય

તેમ નથી તેથી જ તેમના સંબંધી અભિપ્રાય દર્શાવતાં પહેલાં પ્રત્યેક મનુષ્યે બહુ વિચાર કરવો જોઇએ. જે મનુષ્ય જેટલો અધિકારી, જેટલો પૂર્વનો પુણ્યશાળી તેમને જણાયો તેને તેઓ તેટલી જ્ઞાન ભક્તિ આપી ગયા છે. પરમહંસદેવના ભાવના રૂપી સમુદ્રના એક બિન્દુ તરંગની જો ધારણા કરી શકાય તો પછી મનુષ્ય તેજ ક્ષણે દેવતા થઇ જાય! સર્વ ધર્મની ભાવનાઓનું આવું સંમેલન ( પરમહંસદેવ ) જગતના ઇતિહાસમાં શોધતાં કોઇ પણ સ્થળેથી પ્રાપ્ત થાય એમ છે? એટલા ઉપરથી જ સમજી લેવું કે તેમણે કયો દેહ–જન્મ–ધારણ કર્યો હતો. અમારો અભિપ્રાય તો એવો છે કે: તેઓ ઇશ્વરાવતાર—સાક્ષાત્ ઇશ્વર જ હતા. એમાં અમને તો સંદેહજ જણાતો નથી.

* * * * *

પરમહંસદેવના દેહ–ત્યાગ પછી પણ તેમના ભક્તો અને શિષ્યોએ કેટલાક દિવસ પર્યંત કાશીપુરના બગિચામાં નિવાસ કર્યો હતો, કારણ કે જેટલા દિવસ માટે બગિચો ભાડે લીધો હતો તે મુદતમાં સાત દિવસ બાકી હતા. સર્વ સન્યાસી શિષ્યો દિવસમાં એક વખત ત્યાં જતા, કોઇ કોઇ તો રાત દિવસ ત્યાં જ રહેતા. તેમ છતાં સન્ધ્યા સમય પછી અનેક શિષ્યો તે સ્થળે એકત્ર થઇ ધ્યાન ધારણા, પરમહંસદેવ સંબંધી વાર્તાલાપ, તેમનું પૂજન અને ધર્મ સંગીતાદિ કરવામાં સમસ્ત રાત્રિ વ્યતીત કરતા. ગુરુદેવના દર્શન વગર તેમના મન–પ્રાણમાં વિષમ વેદના થયાં કરતી. તે વેદનામાંથી શાંતિ મેળવવા માટે તેઓ ઉન્મત્ત બની તેમનો ઉપદેશ કાર્યના રૂપમાં બદલવાનો યત્ન કરવા લાગ્યા હતા. જયારે જયારે બે શિષ્યો એકત્ર થતા ત્યારે તેઓ એજ વાત અને એજ ચર્ચા કરતા. ક્વચિત્ તો જે દિવાનખાનામાં પરમહંસદેવ નિવાસ કરતા ત્યાં તેમની ગાદી ઉપર શિષ્યો–ભક્તો આલોટતા અને પવિત્ર થતા. એ પ્રમાણે કેટલાક દિવસ વિત્યા. ગૃહસ્થાશ્રમી શિષ્યો પણ ત્યાં આવતા. તેઓ પણ એવાજ વિચારો કરતા. તે સ્થાનની ધૂળનાં પ્રત્યેક રજકણોમાં જાણે શ્રીરામકૃષ્ણદેવનું સ્મરણ અને પ્રભાવ વિરાજ કરી રહ્યો હતો, તેથી તે ધૂળને શરીરે ચોળી ગુરૂદેવનું સ્મરણ કરતા. ધન્ય એ ગુરૂભક્તિ!

પરમહંસદેવના અંતર્ધાન પછી એક અઠવાડિયામાં જ એક અદ્દભુત બનાવ બન્યો હતો. એક દિવસ રાત્રે નરેન્દ્રનાથ અને તેમનો એક ગુરૂ-બંધુ બન્ને ચિન્તામગ્ન ચિત્તે બગિચામાં આમતેમ ફરતા હતા. એટલામાં એક જ્યોતિર્મય મૂર્તિ બન્નેના નેત્ર સ્હામે જણાઇ. અહા! આ શું? આ તો શ્રીસદ્દગુરૂદેવની સાક્ષાત્ મૂર્તિ! બન્ને જણાએ તે મૂર્તિ દીઠી. પરંતુ પોતાને ભ્રાંતિથી એ દર્શન થાય છે એવી આશંકાથી નરેન્દ્રનાથ કાંઇ પણ બોલ્યા નહિ. તેમણે જોયાજ કર્યું. જ્યારે તેમનો ગુરૂબંધુ બોલી ઉઠયો કેઃ– " નરેન્દ્ર, જો, જો. આ તો સાક્ષાત્ ગુરૂદેવ, ગુરૂદેવ." ત્યારે તેમનો સંશય ટળ્યો. ત્યારેજ તેમણે જાણ્યું કેઃ પ્રભૂ શ્રીપરમહંસદેવે કૃપા કરી જ્યોતિર્મય સ્વરૂપે દર્શન દીધાં છે. તેમણે તુરતજ દણ્ડવત્ નમન કર્યું અને અન્ય સર્વ ભકતોને બૂમો પાડી બોલાવ્યા, પરંતુ તેમના આવતાં પહેલાં તો એકાએક ગુરૂદેવની મૂર્તિ હાસ્ય કરતી કરતી અદ્રષ્ય થઇ ગઇ. અન્ય શિષ્યોને પરમહંસદેવ ઉપર દ્રઢ શ્રદ્ધા હતી, પરંતુ નરેન્દ્રનાથ (સ્વામી વિવેકાનંદ)ના સંશયગ્રસ્ત મનને બોધ દેવા માટેજ આવાં દર્શન થયાં હોય એમ ધારવામાં આવે છે.

પરમહંસદેવના દેહત્યાગ પછી તેમના દેહની ભસ્મ અને અસ્થિ અવશેષ રહેલાં તે એક તામ્ર કલશમાં ભરી કાશીપુરના બગિચામાં જે ઓરડામાં તેઓશ્રી નિવાસ કરતા હતા ત્યાં રાખવામાં આવ્યાં હતાં. પરંતુ એ સંબંધી તેમના ગૃહસ્થાશ્રમી અને સન્યાસી શિષ્યો વચ્ચે મત ભેદ ઉપસ્થિત થયો હતો. સંન્યાસી શિષ્યો કહેતા કેઃ ભસ્માદિ ગંગાકિનારે સ્થાપન કરી ત્યાં સમાધિ મંદિર બંધાવવું. કારણકે પરમહંસદેવ પોતાના નિવાસસ્થાન માટે ગંગાકિનારો જ બહુ પસંદ કરતા. અને ગૃહસ્થાશ્રમી શિષ્યો કહેતા કેઃ " ગૃહસ્થાશ્રમી શિષ્યો શિવાય અન્ય કોઇનો એના ઉપર અધિકારજ નથી. કદાચ અધિકાર હોય તોપણ સંન્યાસીઓ સહાયતા હીન છે. તેમને પોતાને ધર્મ–કાર્યમાંથી મસ્તક ઉંચું કરવાનો અવસર નથી ત્યાં પછી વળી અસ્થિ અને ભસ્માવશેષ રાખશે કયાં? કેટલાક વાદવિવાદ પછી શ્રીરામકૃષ્ણ દેવના પરમ પ્રિય ભક્ત મહાત્મા રામચંદ્રદત્ત*ની સલાહથી તે કલશ કલકત્તા, કાંકુડ-

---

* આ મહાત્માનું બોધદાયક અને શિક્ષાપ્રદ જીવન ચરિત્ર આ સેવકે જ લખી પ્રકટ કર્યું છે. મૂલ્ય રૂ. ૧–૮–૦ પો. જુદું છે. એ પુસ્તકની આવકમાંથી શતો

ગાચ્છિના યોગોદ્યાનમાં સ્થાપવાનો સંકલ્પ કર્યો. સન્યાસીઓમાં મુખ્ય કરીને શશી અને નિરંજન મહારાજે તે કબુલ કર્યું નહિં, તેથી બન્ને પક્ષ વચ્ચે વિષમ કલહ ઉત્પન્ન થવાનું બીજ રોપાયું. આ કલહ સમયે નરેન્દ્રનાથ (સ્વામી વિવેકાનંદજી) વચમાં પડયા. ગૃહસ્થાશ્રમી શિષ્યોને ભસ્મ–અસ્થિ આપવાનું તેઓ કબુલ કરી આવ્યા અને સન્યાસી–ગુરૂબંધુઓને એક ભકતે કહ્યું કેઃ " તમે શું એમ સમજો છો કે પરમહંસદેવના ભસ્મ–અસ્થિ તમારા તાબામાં હશે તોજ તમે તેમના યોગ્ય શિષ્ય કહેવાશો? શું તેમના ઉપર તમારી શ્રદ્ધા–ભકિત છે તેનું એજ પ્રમાણ ગણાશે ? જો આપણે તેમના યોગ્ય શિષ્યો હોઇએ તો તેમના ભસ્મ–અસ્થિ સંબંધી તકરાર–ટંટો કરવા કરતાં તેમના ઉપદેશ પ્રમાણે આપણું જીવન–ગઠન કરવું જોઇએ. આપણે તેમના ઉપદેશો પ્રમાણે વર્તવું જોઇએ, તોજ આપણે સાચા શિષ્યો કહેવાઇશું. બંધુઓ! આવો, આપણે તેવોજ યત્ન કરીએ. " એ સાંભળીને સર્વ સન્યાસીઓ તેમના કહેવા પ્રમાણે વર્તવા કબુલ થયા. સ્વામિજી ભસ્માદિનો કલશ પોતાને મસ્તકે લઇ અન્ય સર્વ સન્યાસીઓ સહિત કાંકુડગાચ્છિના યોગો-દ્યાનમાં મૂકી આવ્યા. તે કલસમાંથી અર્ધા ઉપરાંત ભસ્માદિ કલકત્તા બાગ બાજાર નિવાસી શ્રીયુક્ત બલરામ બસુ મહાશયને ઘેર રાખી મૂકવામાં આવ્યું હતું. થોડા દિવસ પછી તેને પણ મઠમાં લઇ જઈ તેની નિત્ય સેવા પૂજા કરવાની વ્યવસ્થા થઇ. ચોદ વર્ષ પછી તે ભસ્માદિ સ્વામિજી વિવેકાનંદજીએ મ્હોટા ઠાઠમાઠથી બેલુરમઠ ( કલકત્તા ) માં પધરાવી સ્થાયીરૂપે તેની પ્રતિષ્ટા કરી છે. આજે એજ મઠ સેવાકાર્ય માટે બહુ પ્રસિદ્ધ થઇ પડયો છે. રામ-કૃષ્ણ મિસનની ત્યાં સ્થાપના થઇ છે અને રામકૃષ્ણદેવના શિષ્ય–સન્યાસી-ઓ પણ ત્યાંજ નિવાસ કરે છે.



---

તમામ નફો શ્રીરામકૃષ્ણ માતૃમંદિરમાં ભેટ આપી દેવાનો છે. પ્રત્યેક સજ્જને એ પુસ્તકના ગ્રાહક થવું. લેખક.

## वराहनगर मठ प्रतिष्ठा.

બગિચાની મુદ્દત પૂરી થવાનો સમય આવી પહોંચ્યો હતો. શ્રીરામકૃષ્ણદેવ આ જગતનો ત્યાગ કરી ગયા હતા તેથી જે સજ્જનો તરફથી બગિચાનું ભાડું અપાતું હતું તેઓ બગિચાનો કબજો છોડી દેવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. આવી સ્થિતિમાં શું કરવું તેનો સર્વને વિચાર થઇ પડ્યો. અનેક તર્ક-વિતર્ક કરવા છતાં કાંઇપણ નિશ્ચય કરી શક્યા નહિ. ગૃહસ્થાશ્રમી શિષ્યોમાંના અનેક ગૃહસ્થો સંન્યાસી શિષ્યો ઉપર પ્રેમ રાખતા હતા. તેમણે કહ્યું કેઃ "એ (સન્યાસી) અન્ય સાધારણ સાધુઓની પેઠે ભિક્ષા યાચના કરતા ફરતા ફરે એ ઉચિત નથી. એ બધા હજી બાળક છે. અત્યાર સુધી અહિંજ પડયા રહ્યા છે. એમના ઉપર કેટલીએ આશા રાખી છે. તેઓ આમતેમ ફર્યા કરે એના કરતાં તેમણે પોતાને ઘેર પાછા ફરવું." પરંતુ સન્યાસીઓએ તે માન્યું નહિ. ઘેર પાછા ફરવું? એ તો તદ્દન અસમ્ભવિત! શ્રીરામકૃષ્ણદેવના જીવન સમયે કેટલાક બી. એ. પરીક્ષા આપવાની તૈયારીમાં હતા. તેમના પિતા, સગાંઓ અને વાલીવારસો આ સમયે તેમને (સન્યાસી શિષ્યોને) સમજાવવા લાગ્યા કેઃ "બી. એ. પરીક્ષામાં પાસ થાઓ, પછી જે કરવું હોય તે કરજો. ગૃહસ્થાશ્રમી થઇ, સંસારમાં રહેવાની ઇચ્છા ન હોય તોપણ બી. એ. પરીક્ષામાં પાસ તો થવુંજ જોઇએ. કારણકે તેમ થવાથી તમારૂં માન વધવા પામશે. ઘટશે નહિ." આ પ્રમાણે ઘણી ભલામણો પછી લોભ અને છેવટે ભય પણ તેમને બતાવવામાં આવ્યો. યુવક સન્યાસીઓમાંના કેટલાક બિચારા આગ્રહને નહિ ઠેલી શકવાથી પરીક્ષા આપવા અથવા તો કેટલાક કૌટુંબિક વ્યાપાર પૂર્ણ કરી આવવા માટે પુનઃ ઘેર પાછા ફર્યા. તેમની ઇચ્છા હતી કેઃ અપૂર્ણ કાર્ય પૂર્ણ કરીને સન્યાસ્તાશ્રમમાં પ્રવેશ કરીશું.

ગાચ્છિના યોગોદ્યાનમાં સ્થાપવાનો સંકલ્પ કર્યો. સન્યાસીઓમાં મુખ્ય કરીને શશી અને નિરંજન મહારાજે તે કબુલ કર્યું નહિં, તેથી બન્ને પક્ષ વચ્ચે વિષમ કલહ ઉત્પન્ન થવાનું બીજ રોપાયું. આ કલહ સમયે નરેન્દ્રનાથ (સ્વામી વિવેકાનંદજી) વચમાં પડયા. ગૃહસ્થાશ્રમી શિષ્યોને ભસ્મ–અસ્થિ આપવાનું તેઓ કબુલ કરી આવ્યા અને સન્યાસી–ગુરૂબંધુઓને એક ભકતે કહ્યું કેઃ " તમે શું એમ સમજો છો કે પરમહંસદેવના ભસ્મ–અસ્થિ તમારા તાબામાં હશે તોજ તમે તેમના યોગ્ય શિષ્ય કહેવાશો? શું તેમના ઉપર તમારી શ્રદ્ધા–ભકિત છે તેનું એજ પ્રમાણ ગણાશે ? જો આપણે તેમના યોગ્ય શિષ્યો હોઇએ તો તેમના ભસ્મ–અસ્થિ સંબંધી તકરાર–ટંટો કરવા કરતાં તેમના ઉપદેશ પ્રમાણે આપણું જીવન–ગઠન કરવું જોઇએ. આપણે તેમના ઉપદેશો પ્રમાણે વર્તવું જોઇએ, તોજ આપણે સાચા શિષ્યો કહેવાઇશું. બંધુઓ! આવો, આપણે તેવોજ યત્ન કરીએ. " એ સાંભળીને સર્વ સન્યાસીઓ તેમના કહેવા પ્રમાણે વર્તવા કબુલ થયા. સ્વામિજી ભસ્માદિનો કલશ પોતાને મસ્તકે લઇ અન્ય સર્વ સન્યાસીઓ સહિત કાંકુડગાચ્છિના યોગો-દ્યાનમાં મૂકી આવ્યા. તે કલસમાંથી અર્ધા ઉપરાંત ભસ્માદિ કલકત્તા બાગ બાજાર નિવાસી શ્રીયુક્ત બલરામ બસુ મહાશયને ઘેર રાખી મૂકવામાં આવ્યું હતું. થોડા દિવસ પછી તેને પણ મઠમાં લઇ જઈ તેની નિત્ય સેવા પૂજા કરવાની વ્યવસ્થા થઇ. ચોદ વર્ષ પછી તે ભસ્માદિ સ્વામિજી વિવેકાનંદજીએ મ્હોટા ઠાઠમાઠથી બેલુરમઠ ( કલકત્તા ) માં પધરાવી સ્થાયીરૂપે તેની પ્રતિષ્ઠા કરી છે. આજે એજ મઠ સેવાકાર્ય માટે બહુ પ્રસિદ્ધ થઇ પડયો છે. રામ-કૃષ્ણ મિસનની ત્યાં સ્થાપના થઇ છે અને રામકૃષ્ણદેવના શિષ્ય–સન્યાસી-ઓ પણ ત્યાંજ નિવાસ કરે છે.

---

# वराहनगर मठ प्रतिष्ठा.

બગિચાની મુદ્દત પૂરી થવાનો સમય આવી પહોંચ્યો હતો. શ્રીરામકૃષ્ણદેવ આ જગતનો ત્યાગ કરી ગયા હતા તેથી જે સજ્જનો તરફથી બગિચાનું ભાડું અપાતું હતું તેઓ બગિચાનો કબજો છોડી દેવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. આવી સ્થિતિમાં શું કરવું તેનો સર્વને વિચાર થઇ પડયો. અનેક તર્ક-વિતર્ક કરવા છતાં કાંઇપણ નિશ્ચય કરી શકયા નહિ. ગૃહસ્થાશ્રમી શિષ્યોમાંના અનેક ગૃહસ્થો સંન્યાસી શિષ્યો ઉપર પ્રેમ રાખતા હતા. તેમણે કહ્યું કેઃ "એ (સન્યાસી) અન્ય સાધારણ સાધુઓની પેઠે ભિક્ષા યાચના કરતા ફરતા ફરે એ ઉચિત નથી. એ બધા હજી બાળક છે. અત્યાર સુધી અહિંજ પડયા રહ્યા છે. એમના ઉપર કેટલીએ આશા રાખી છે. તેઓ આમતેમ ફર્યા કરે એના કરતાં તેમણે પોતાને ઘેર પાછા ફરવું." પરંતુ સન્યાસીઓએ તે માન્યું નહિ. ઘેર પાછા ફરવું? એ તો તદ્દન અસમ્ભવિત! શ્રીરામકૃષ્ણદેવના જીવન સમયે કેટલાક બી. એ. પરીક્ષા આપવાની તૈયારીમાં હતા. તેમના પિતા, સગાંઓ અને વાલીવારસો આ સમયે તેમને (સન્યાસી શિષ્યોને) સમજાવવા લાગ્યા કેઃ "બી. એ. પરીક્ષામાં પાસ થાઓ, પછી જે કરવું હોય તે કરજો. ગૃહસ્થાશ્રમી થઇ, સંસારમાં રહેવાની ઇચ્છા ન હોય તોપણ બી. એ. પરીક્ષામાં પાસ તો થવુંજ જોઇએ. કારણકે તેમ થવાથી તમારૂં માન વધવા પામશે. ઘટશે નહિ." આ પ્રમાણે ઘણી ભલામણો પછી લોભ અને છેવટે ભય પણ તેમને બતાવવામાં આવ્યો. યુવક સન્યાસીઓમાંના કેટલાક બિચારા આગ્રહને નહિ ઠેલી શકવાથી પરીક્ષા આપવા અથવા તો કેટલાક કૌટુંબિક વ્યાપાર પૂર્ણ કરી આવવા માટે પુનઃ ઘેર પાછા ફર્યા. તેમની ઇચ્છા હતી કેઃ અપૂર્ણ કાર્ય પૂર્ણ કરીને સન્યાસતાશ્રમમાં પ્રવેશ કરીશું.

પરંતુ કેટલાક સંન્યાસી યુવકોએ તો અત્યાર પહેલાંજ એક પ્રકારે ઘરનો ત્યાગજ કર્યો હતો. તેમણે ક્યાં જવું? એ સંબંધી ગૃહસ્થાશ્રમી શિષ્યો વચ્ચે અનેક વાદવિવાદ ચાલ્યો. તેમાંથી બલરામ બસુ, સુરેન્દ્રનાથ મિત્ર, ગિરિશચન્દ્ર ઘોષ અને મહેન્દ્રનાથ ગુપ્ત, એ ચાર જણની એવી તીવ્ર ઇચ્છા હતી કે: સર્વે સન્યાસી યુવકોએ એકઠા મળી એક સંસ્થા સ્થાપન કરવી.

પરંતુ અન્યગૃહસ્થાશ્રમી ભક્તોએ કહ્યું કે: "એમ કરવાથી પરિણામ સારૂં આવશે નહિ, કારણકે પૈસા ક્યાં છે?" યુવક સન્યાસીઓએ ઉત્તર દીધો કે:–"અદ્રષ્ટમાં જે લખ્યું હશે તે થશે, પરંતુ ગુરૂદેવને મુખેથી કામિની–કાંચન ત્યાગનો ઉપદેશ અને તેમના જીવનમાં જ્વલન્ત વૈરાગ્ય નજરે જોયા પછી હવે શું અમે ઘર–સંસ્કાર રૂપી ભયંકર કુપમાં પડી અનેક પ્રકારનાં દુઃખ ભોગવીશું? શું ગુરૂદેવે કહ્યું ન હતું કે:–"સન્યાસીઓએ ધન સંચયની વાતજ ન કરવી? કાલે શું ભોજન કરીશું તેની પણ ચિન્તા ન કરવી. કોને ધન જોઇએ છે? અમે બારણે બારણે ભિક્ષા માંગી અમારૂં પેટ ભરીશું. અમારા ગુરૂદેવનેજ અમારી ચિન્તા છે. તેજ અમારૂં રક્ષણ કરશે." એ સાંભળી જે સન્યાસી યુવકો ઘેર પાછા ફરવા તૈયાર થયા હતા તેઓ પણ બોલ્યા કે: "અમારી પરીક્ષા પુરી થશે કે તુર્તજ અમે ઘરનો ત્યાગ કરી ભિક્ષાવૃત્તિ અવલંબન કરી ઘેરઘેર ભ્રમણ કરીશું!" સર્વ સન્યાસી–ત્યાગી યુવકોનો એવા પ્રકારનો દ્રઢ સંકલ્પ જોઇને સુરેન્દ્રનાથ મિત્રે સન્યાસીઓને સજલ નયને કહ્યું કે; "બંધુઓ! તમે બધા ક્યાં જશો? તમારે ક્યાંય પણ જવાની તેમજ દ્વારે દ્વારે ભિક્ષા માંગવાની આવશ્યકતા નથી. અમે કેટલાક ગૃહસ્થાશ્રમી ભક્તો છીએ. અમારાથી બનશે તેટલો યત્ન કરીને તમને એક મકાન ભાડે લઇ આપીશું. તમે બધા ત્યાં નિવાસ કરજો. અમે પણ બધા પ્રસંગોપાત ત્યાં આવીને સંસારની જ્વાળા શાંત કરીશું. કાશીપુરનો બગીચો ભાડે લીધો તેમાં હું પણ કંઇક રકમ આપતો. તે રકમ હવે બંધ કરીશ નહિ. એટલી રકમમાંથીજ તમે એકાદ ન્હાનું મકાન ભાડે લઇ રહેજો; અને જે કાંઇ પ્રાપ્ત થાય તેવડે ઉદરપોષણ કરી સાધન–ભજન કરજો. તમારે ભિક્ષા માંગતા ભટકવું પડશે નહિ."

સુરેન્દ્રબાબુ એક અદ્‌ભુત હૃદયવાન નિઃસ્વાર્થ ભક્ત હતા. પરમહંસદેવ તેમને પ્રેમ પૂર્વક: "શિવાનુચર" કહીને બોલાવતા. તેમના ઉપરોક્ત કથનથી વરાહનગરમાં એક મકાન ભાડે લેવામાં આવ્યું. મકાન ઘણા દિવસનું પુરાતન અને વન જંગલથી પૂર્ણ હતું. ઘણા દિવસથી તેમાં કોઇ રહેતું નહિં હોવાથી જીર્ણ મકાન તરીકે ગણવામાં આવ્યું હતું, એટલું જ નહિં પણ એથી પણ વિશેષ ભયંકર લોક વાયકા એ મકાન સંબંધી પ્રચલિત હતી. લોકો કહેતા કે એ મકાનમાં તો ભુત છે ભૂત! ગમે તેમ હો પણ એ મકાન ઘણાં વર્ષથી જીર્ણવસ્થામાં પડી રહ્યું હતું એમાં તો કાંઇ પણ સંદેહ નહિં. ભાડું આપી તેમાં નિવાસ કરવા માટે કોઇ પણ માણસ કબુલ કરતું નહિં. ભાડે લેનારને ભય લાગતો કે વખતે છત ટૂટી મસ્તક ચૂર્ણ કરી નાંખે! વખતે ભીંત પડે! વખતે છાપરૂં પડે! મકાનની આવી સ્થિતિ છતાં રામકૃષ્ણ-શિષ્યોને ભૂતનો કિંવા મૃત્યુનો ભય નહતો. તેમણે જોયું કે: મકાનનું ભાડું ઓછું છે, ગંગાનો કિનારો, અને એકાંત સ્થળ, વળી શહેરના લોકોની ધાંધલ-ગડબડ બહુ દૂર છે. ધ્યાન ધારણામાં કોઇ પ્રકારનું વિઘ્ન નડે એમ નથી, તેથી તેમણે કાશીપુરનો બગીચો છોડી તે સ્થળે જ આવી નિવાસ કર્યો અને તેને જ રામકૃષ્ણ-આશ્રમ બનાવ્યો. ઇ. સ. ૧૮૮૬ થી ૧૮૯૨ સુધી એ સ્થાનમાં જ આશ્રમ હતો. એનું જ નામ "વરાહનગર-મઠ."

ઇ. સ. ૧૮૮૬ ના ઑગષ્ટથી ડિસેમ્બર પર્યંત આશ્રમે ધીમે ધીમે મઠનું સ્વરૂપ લીધું. સન્યાસીઓમાં કોઇ કોઇ ત્યાં સ્થાયી ભાવે રહેતા હતા. કોઈ કોઈ વળી થોડા દિવસ માટે તીર્થ ભ્રમણ કરવા પણ જતા, અને પાછા આવી ત્યાંજ આશ્રય લેતા. જેઓ ઘેર બંદોબસ્ત કરવા રહેતા હતા તેઓ પણ ઘણું ખરૂં નિત્ય મઠમાં આવી એકત્ર થતા. નરેન્દ્રનાથ (સ્વામી વિવેકાનંદ) આ ટોળીમાંના જ હતા. સાંસારિક વિટંબણાઓને લીધે તેઓ એકદમ ઘર સંસારનો ત્યાગ કરી શક્યા નહતા. તેઓ મઠમાંથી વખતો વખત ઘેર જઇ ઘરમાં જોઇતી વસ્તુઓ પુરી પાડવાનો યત્ન કરતા અને માતા-ભ્રાતાઓની સંભાળ લેતા તો પણ દિવસનો મ્હોટો ભાગ અને રાત્રિનો સમય તો તેઓ મઠમાં જ વ્યતીત કરતા. આટલા બધા યુવક સન્યાસીઓ

એકત્ર મળી એક નવીન સમ્પ્રદાયના રૂપમાં ગોઠવાયા. તેના મૂખ્ય ઉદ્યોગ- કર્તા નરેન્દ્રનાથ હતા. તેઓ જ એ સર્ઝના પરિચાલક, ઉત્સાહ દાતા અને કેન્દ્ર સ્વરૂપ, આત્મા સ્વરૂપ હતા. કુટુંબ ઘરની ચિન્તાઓ સાથે મન-પ્રાણ- પૂર્વક યુદ્ધ કરવા છતાં પણ તેઓ એક ક્ષણ પણ મઠની ચિન્તાથી વિમુક્ત નહતા. ભગવાન રામકૃષ્ણદેવના આશીર્વાદથી ધીમે ધીમે તેમના ઘર-કુટુંબની સ્થિતિ સારી થતી ગઇ તેમ તેમ તેઓ ચિન્તા મુકત થયા. તેમણે જોયું કે જંજાળ ઓછી થઈ છે કે તુર્તજ જે યુવકો જાન્યુઆરીમાં બી. એ. ની પરીક્ષા આપવા માટે પોતાને ઘેર જઇ રહ્યા હતા તેમને મઠમાં લાવવાનો ઉદ્યોગ કરવા કટીબદ્ધ થયા. દિવસને વખતે તેઓ કયે સમયે કયા યુવકને ઘેર જઈ ઉભા રહેશે તે નક્કી કહી શકાતું નહિં. સર્વ યુવકો તેમના આવવાના ભયથી બારણાં બંધ કરી પરીક્ષા માટે વિદ્યાભ્યાસ કરતા. પરંતુ નરેન્દ્રનાથ મ્હોટા પ્રચંડ વા વંટોળીયાની પેઠે અકસ્માત્ આવીને ઉભા રહેતા. અને તેમને બારણે વારંવાર હાથ ઠોકી તેમને બારણાં ઉઘાડવાની ફરજ પાડતા! યુવકને ઘરમાંથી બહાર રાજમાર્ગ ઉપર એકાંતમાં લઈ જઇ કહેતા કેઃ "શું પરીક્ષા આપવામાંજ જીવન વિતાડવાનું તમે નક્કી કર્યું છે? આ શું ગુરૂદેવનો ઉપદેશ પાલન કરવાનું લક્ષણ કહેવાય કે? આ શું ગુરૂદેવની ઇચ્છાનુસાર કાર્ય તમે કરો છો કે? આટલા માટેજ શું ગુરૂદેવે અત્યંત કષ્ટ સહન કર્યું હતું કે? તમે સન્યાસી થયા છો, તમે ત્યાગ-મંત્રની દીક્ષા લીધી છે, તો પણ શું પરીક્ષા આપી ઘર સંસારની ઉન્નતિ કરવા ધાર્યું છે? ત્યાગ અને ભોગવાસના, એ બન્ને શું એક સ્થળે રહી શકશે? ધિક્ છે તમને! એ બધું ત્યાગ કરી તુર્તજ મઠમાં ચાલો." ક્વચિત્ આવાં તિરસ્કાર-વાક્યથી, ક્વચિત્ ધીમેથી સમજાવી પટાવી નરેન્દ્રનાથ તેમને મઠમાં લાવવાનો યત્ન કરતા. તેમનું ઉત્સાહ પ્રેરક, ઓજસ્વી કથન સાંભળી ગુરૂદેવનો પૂર્વ ઉપદેશ અને ગુરૂ બંધુઓનાં ત્યાગ-ચારિત્ર્ય તેમના સ્મરણ પટ ઉપર તુરતજ જાગ્રત થઇ ઉઠતાં અને સંસાર-કામના-વાસનાનાં ક્ષિણ- બીજ તુર્તજ બળી ભસ્મ થઇ જતાં! તેઓ નરેન્દ્રનાથનાં વાક્યો સાંભળી પશ્ચાતાપ કરતા અને વિદ્યાભ્યાસ ત્યાગ કરી, ગુરૂ દેવના પવિત્ર નામનું

સ્મરણ કરતા કરતા મઠમાં ચાલ્યા જતા પરંતુ એક બે દિવસમાં નિશ્ચય કરી પુનઃ પાછા ઘેર આવતા. નરેન્દ્રનાથ તેમને છોડે તેવા નહતા. તેઓ પણ પુનઃ તેમને ઘેર જઇ અગ્નિમયી ભાષામાં સર્વના પ્રાણમાં વૈરાગ્ય-વહ્નિ પ્રજળાવવાનો યત્ન કરતા. એ પ્રમાણે કરતાં કરતાં ક્રમશઃ ગુરૂ બંધુઓનાં મન પિગળ્યાં. સંસાર ત્યાગ કરવાનો સંકલ્પ દ્રઢ થયો. તેમણે જોયું કેઃ જેઓ પારમાર્થિક માર્ગના પ્રવાસીઓ છે, જેઓ ઇન્દ્રિય રાજ્યનો ત્યાગ કરી આધ્યાત્મિક રાજ્યમાં પ્રવેશ કરવા માટે અગ્રસર થઇ રહ્યા છે, તેમના મનમાં વિશ્વ વિદ્યાલયની ઉપાધિ ( ડીગ્રી ) નું મૂલ્ય અતિ તુચ્છ છે! કહો કે નહિં જેવું જ છે! સાંસારિક વિદ્યા-શિક્ષા અતિ તિરસ્કાર જનક છે; એમ સમજી તેઓ પરીક્ષા ઉપર શ્રદ્ધા રહિત થયા અને એક પછી એક યુવકો મઠમાં આવી નિવાસ કરવા લાગ્યા.× ડિસેમ્બર માસના અંત ભાગમાં સર્વેએ એકદમ ઘરનો ત્યાગ કર્યો અને મઠમાં જ નિવાસ કરવા લાગ્યા. ઘર-સંસાર, ભોગ, વિલાસ, વાસના, સર્વ દૂર ઠેલી મૂકયાં. આધ્યાત્મિકતાનો પ્રબળ પ્રવાહ તેમને નૂતન માર્ગે આકર્ષી જવા લાગ્યો.

બળવાન સિંહના જેવા તેજસ્વી નરેન્દ્રનાથ, આ સમયે ભાવી કર્મ-

× આ પ્રમાણે યુવકોનાં મન બદલાવાનું એક મૂખ્ય કારણ આંટપુરનો બનાવ પણ કહી શકાશે. ડિસેમ્બર માસના ત્રીજા અઠવાડીયામાં પ્રેમાનન્દ સ્વામીની માતાએ પોતાના આંટપુરને ઘેર સન્યાસીઓને નિમંત્રણ કર્યું હતું. એ સ્થળે તેમણે કેટલાક દિવસ એકત્ર નિવાસ કરી કીર્તન, ધ્યાન, ધારણા અને ધર્મ વાર્તા તથા ધર્મ ચર્ચા કર્યાથી તેમને એટલો બધો વૈરાગ્ય ઉપજ્યો હતો કેઃ હવે પછી ઘેર પાછા નહિં જતાં મઠમાં નિવાસ કરવાનો નિશ્ચય કર્યો હતો. આંટપુરમાં એક દિવસ સ્વામી વિવેકાનંદજીએ એવી પ્રાણ સ્પર્શી ભાષામાં ખ્રિસ્ત માહાત્મ્ય વર્ણવ્યું હતું કે તેથી સર્વ એકાએક તે મહાત્માની ભાવનામાં તન્મય થઈ ગયા હતા. દૈવેચ્છાએ તે દિવસે ખ્રિસ્તનો જન્મ દિવસ હતો. પરંતુ પ્રથમ તે કોઈ જાણતા નહતા. પાછળથી જ્યારે તે જાણવામાં આવ્યું ત્યારે સર્વના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેઓ મનમાં વિચારવા લાગ્યા કેઃ એ દિવસે અજાણતાં જે ભાષણ થયું તે નિશ્ચય વિધાતાએ નિર્માણ જ કર્યું હશે. તેજ દિવસથી એક સમ્પ્રદાય રચવાની વાસના સર્વના મનમાં દ્રઢ થઈ હતી.

ક્ષેત્ર માટે ગુરૂબંધુ સન્યાસીઓનાં હૃદયને, પોતાની અનંત શક્તિની સહાયતાથી વજ્રવત્ દ્રઢ બનાવી સુંદર રૂપે રચવા લાગ્યા. સન્યાસીનું જીવન બહુ કઠોર હોય છે! સુખના ખોળામાં પ્રતિપાલિત થયેલા, સર્વ ગૃહસ્થ–સન્તાનો (સન્યાસીઓ) કોઇ પણ કારણથી ત્યાગ–માર્ગના પ્રચંડ અગ્નિની જ્વાળા સહન કરવા અસમર્થ થઇ દુર્બલ ચિત્તે પલાયન ન કરે તે માટે તેઓ સતત્ પરિશ્રમ કરી તેમના શરીરને કષ્ટ સહિષ્ણુ અને મનને ત્યાગ-વૈરાગ્ય દ્વારા બળવાન્ બનાવવા લાગ્યા. યુવકોએ પણ આનંદપૂર્વક સ્વામિજીના હસ્તમાં આત્મસમર્પણ કર્યું. તેઓ જાણતા હતા કે પ્રભુ શ્રીરામકૃષ્ણદેવે તેમના (નરેન્દ્રના)જ હસ્તમાં તેમને (સન્યાસીઓને) સોપ્યા છે. નરેન્દ્ર ઉપર પરમહંસદેવનો અગાધ વિશ્વાસ હતો. તે ઉપરાંત નરેન્દ્રનાથમાં પણ એવી એક અદ્‌ભુત શક્તિ હતી કે જેથી કોઇ તેમનો પ્રભાવ ઉલ્લંઘન કરવા શક્તિમાન નહતું. તેમની ચાલવાની ખુબી, નેત્રમોહિની શક્તિ, ઓજસ્વિની ભાષા, અને પ્રતિભાવડે પ્રકાશતું મુખમણ્ડલ જોતાં જ, દર્શકના મન–પ્રાણમાં તેમના ઉપર અકસ્માત્ શ્રદ્ધા જન્મ પામતી. ગુરૂબંધુઓમાના કોઇ કોઇ એમ પણ કલ્પના કરતા કેઃ "નરેન્દ્રની ઇચ્છાનુસાર કાર્ય કરવાથી જ ગુરૂદેવ સંતુષ્ટ થશે." કોઇ કોઇ એમ પણ માનતા કેઃ "એ (નરેન્દ્ર) તેમનોજ (શ્રીરામકૃષ્ણદેવનો જ) પ્રતિનિધિ છે." પરંતુ નરેન્દ્ર તે સર્વને સહોદર સમાન માનતા, અને તેમને સતત્ નિર્મળ પ્રેમના બંધનથી બાંધી લેવાનો જ ઉદ્યોગ કરતા. તેમ છતાં તેમના નિર્મળ ચરિત્રમાં ફેરફાર જણાતાં તેમના ઉપર કઠોર વાક્યરૂપી અસ્ત્ર ચલાવવાનું પણ જાણતા હતા. નરેન્દ્રનાથે ધીમે ધીમે નવીન સમ્પ્રદાયનો પાયો બહુ મજબૂત કર્યો. તેઓ પોતેજ તેના આગેવાન બન્યા.

મઠની સ્થાપના થયા પછી પણ કેટલાક યુવક સન્યાસીઓના પિતા-બંધુઓ પ્રસંગોપાત્ મઠમાં આવી પહોંચતા અને તેમને ઘેર પાછા લઇ જવાનો યત્ન કરતા. તેઓ ક્વચિત્ કાલાવાલા અને વિનંતિ કરતા, ક્વચિત્ અશ્રુપાત કરી તેમના મનમાં દયા ઉત્પન્ન કરવાનો યત્ન કરતા, ક્વચિત્ ભય પણ દર્શાવતા, અને સર્વ દોષ નરેન્દ્રને મસ્તકે આરોપતાં કહેતા કેઃ "આં

છોકરો જ બધા પાપનું મૂળ છે. આ બધા ઘેર જઇ ઉત્તમ પ્રકારે વિદ્યાભ્યાસ કરતા હતા ત્યાંથી એજ (નરેન્દ્ર જ) બધાને ઘેરથી મઠમાં ખેંચી લાવ્યો છે, અને નઠારી સલાહ આપી રહ્યો છે!" આવું કલંક સાંભળી નરેન્દ્ર અને અન્ય સન્યાસીઓ હાસ્ય રોકી શકતા નહિં! અને અનેક પ્રકારે તેમને સમજાવી તેમના મનનો ક્રોધ શાંત પાડવાનો યત્ન કરતા. તે તરફ તેઓ લક્ષ્ય નહિં આપતા ત્યારે સન્યાસીઓ કહેતા કે: "અમે એક વખત ઘરનો ત્યાગ કરી આવ્યા છીએ. હવે પુનઃ ઘેર પાછા આવીશું નહિં." શશીના પિતાએ જ્યારે તેને ઘેર પાછા આવવાનો વિશેષ આગ્રહ કર્યો ત્યારે તેણે ઉત્તર દીધો કે: "એક વખત ઘર–સંસાર છોડી આવ્યા પછી હવે તો તે અમને વાઘના નિવાસ સ્થાન જેટલું ભયંકર લાગે છે!"

સર્વ સન્યાસીઓના પિતા–બંધુ વગેરે વાલી–વારસોએ તેમના ચિત્તની દ્રઢતા અને અટલ અધ્યવસાય જોયો ત્યારે તેઓ નિરાશ થયા અને પુનઃ એવો યત્ન કરવાનું છોડી દીધું.

ઇ. સ. ૧૮૮૬ થી ૧૮૯૨ પર્યંત મઠ વરાહનગરમાં અને ૧૮૯૨ થી ૧૮૯૭ પર્યંત દક્ષિણેશ્વર નજીક આલમ બજારમાં હતો. ત્યાંથી થોડા દિવસ માટે વરાહનગરને સ્હામે પાર, ગંગાકિનારે, નીલામ્બર મુખોપાધ્યાય મહાશયના બગીચામાં લઇ જવામાં આવ્યો હતો પરંતુ તે પછીથી સ્થાયીરૂપે સ્થાપના કરવામાં આવી હતી.

મઠની સ્થાપના થઇ ત્યારથી જ સર્વ યુવક સન્યાસીઓમાં પરસ્પર પ્રેમબંધન અને ભ્રાતૃભાવ ધીમે ધીમે દ્રઢ થતો ગયો. સર્વ કઠોર અગ્નિ–પરીક્ષામાં પડયાથી દિન પર દિન તેમના હૃદયમાં રહેલી ગુપ્ત દૈવી શક્તિનો વિકાસ થવા લાગ્યો. અગ્નિમાં પડી તપાયા, ટીપાયા અને તણાયા પછી જ જેમ સુવર્ણનો પ્રકાશ વૃદ્ધિ પામે છે તેમ અનેક વિલાસ–વાસનાનું કઠોરરૂપે દમન કર્યાથી જ દૈવિ શક્તિનો વિકાસ થાય છે! વાસનાનું દમન એ એક પ્રકારની તપસ્યા જ છે.

અહા! એ કેવી ભયંકર પરીક્ષા! આહારનું કશું નક્કી નહિં! પહેરવાનાં વસ્ત્ર નહિં! દાસ–દાસી વગેરે કોઇ નહિં! હાથમાં દ્રવ્ય પણ નહિં!

ભિક્ષા માંગવાનો અભ્યાસ નહિં! દાન ગ્રહણ કરવું એ તો નિષિદ્ધ જ હતું. કોઇની પાસેથી વિશેષ પ્રકારની સહાયતા મળવાની આશા પણ નહિં! એવી અવસ્થામાં સર્વ તેજસ્વી યુવક–સન્યાસીઓ હૃદય–બળનો જ માત્ર આધાર લઇને, અને પ્રભુ શ્રીરામકૃષ્ણદેવ ઉપર દ્રઢ વિશ્વાસ રાખીને સાધન માર્ગે અગ્રસર થયા. એ સાધના તે કાંઇ પોતાની મુક્તિ કામના માટે નહતી. વાચકો જોઇ શકશે કેઃ એ સાધનાવડે ભારતવર્ષનું–માત્ર ભારતવર્ષનું જ નહિં પણ સમગ્ર જગત્‌નું કેવું કલ્યાણ–સાધન થયું છે. એકનું નહિં પણ અનેકનું કલ્યાણ થયું છે! જીવને જીવ અને શિવ સમજીને જ કલ્યાણ થયું છે. ધન્ય એ સન્યસ્ત જીવનને!

સ્વ. સુરેન્દ્રનાથ મિત્ર એ મઠના પ્રાણસ્વરૂપ હતા. પૂર્વે જ કહેવામાં આવ્યું છે કેઃ તેમના જેવા ઉદાર અંતઃકરણના પુણ્યશાલી મનુષ્યો જગતમાં દુર્લભ્ય છે. મઠમાં નિવાસ કરતા સર્વ યુવકોને તેઓ પ્રાણથી અધિક ચ્હાતા. તેમને જોઇતી વસ્તુની તંગી કે અગવડ વેઠવી ન પડે તે માટે તેઓ સતત તપાસ રાખતા અને કાયા મનોવાક્યથી તેમજ દ્રવ્ય દ્વારા બનતી સહાયતા કર્યા જતા. પૂર્વે કહેવામાં આવ્યું છે કેઃ વરાહનગર મઠનું ભાડું આપવાનું તેમણે જ સ્વીકાર્યું હતું. મઠ સ્થપાયા પછી તેમણે ગોપાલ નામક એક મનુષ્યને મઠમાં રાખીને તેને કહ્યું હતું કેઃ "ત્હારો સર્વ ઘર–ખર્ચ મ્હારે માથે લઉં છું. તું મઠમાં રહીને મઠનું કામકાજ કરજે અને નિત્ય અથવા એક દિવસને આંતરે મ્હારી પાસે આવી મઠમાં નિવાસ કરતા સન્યાસી બંધુઓના સમાચાર કહી જજે. વિશેષ એટલું લક્ષ્યમાં રાખજે કે જ્યારે એમને ભોજન આદિ વસ્તુઓની તંગી દેખે ત્યારે તે વાત તુર્ત જ મ્હારે કાને નાખજે." ગોપાળે પરમહંસદેવનાં દર્શન કર્યાં હતાં. નરેન્દ્રનાથ ઉપર તેને બહુ પ્રેમ હતો. તેના બે ન્હાના ભાઇઓ અને વિધવા માતાને લીધે પહેલાં તે મઠમાં રહી શકયો નહતો પણ હમણાં સુરેન્દ્રબાબુની માંગણીથી અતિ આનંદ સહિત તે મઠમાં આવી રહેવા લાગ્યો અને તેમના ઉપદેશ પ્રમાણે મઠનું કામકાજ કરવા લાગ્યો. તે જ્યારે જાણતો કેઃ અમુક વસ્તુની તંગી છે કે તુર્તજ સુરેન્દ્રબાબુને સમાચાર

નિવેદન કરતો. " આજે સમસ્ત દિવસ મઠમાં ઉપવાસ થયો છે." અથવા "કાલ રાત્રિથી સર્વને ભોજન મળ્યું નથી." એવી એવી ખબરો લઇને જ્યારે જ્યારે તે સુરેન્દ્રબાબુ પાસે જતો ત્યારે તેઓ તુર્તજ તેને રૂપિયા આપી બજારમાં મોકલતા અને જોઇએ તે વસ્તુઓ મઠમાં લઇ જવાનું કહેતા. પરંતુ તે સાથે એવી પણ ચેતવણી તેને આપતા કેઃ આ વાત બીજા કોઇને કહેવી નહિ. તેઓ એમ પણ જાણતા હતા કેઃ જો એ વાત પ્રકટ થાય તો મઠ નિવાસીઓ તેમની પાસેથી સહાયતા ગ્રહણ કરવાનું કબુલ કરે જ નહિ. ગોપાળ જે સમયે જોઇતી સામગ્રી લઇને મઠમાં જતો ત્યારે ત્યાંના યુવકો તેમને પૂછતા કેઃ " આ તું કયાંથી લઇ આવ્યો ? " ત્યારે ગોપાળ પણ ચતુરાઇથી ઉત્તર દેતો કેઃ " અરે, એ તો એક ગૃહસ્થે મોકલી દીધું છે. હું તો કાંઇ પણ લેતો નહતો પરંતુ તેણે મ્હને અત્યંત આગ્રહ કર્યો. પછી શું કરૂં ? તેથી જ લાવવું પડ્યું." મઠ નિવાસી સન્યાસીઓ વિચારતા કેઃ "પ્રભુનો મહિમા કોણ સમજી શકે એમ છે ? પ્રભુ કયા મનુષ્યદ્વારા કયા પ્રકારનું કાર્ય કરાવે છે તે અમે શું સમજીયે ?"

ધન્ય સુરેન્દ્રનાથ ! ધન્ય તમારો ગુરૂ પ્રેમ ! સુરેન્દ્રનાથ સંબંધી સ્વામિજીએ સ્વયં શરતચંદ્ર ચક્રવર્તી મહાશયને કહ્યું હતું કેઃ " સુરેશબાબુનું નામ સાંભળ્યું છે કે ? તેઓ જ આ મઠના એક પ્રકારના પ્રતિષ્ઠાતા કહી શકાશે. તેઓ જ વરાહનગર મઠનો સર્વ ખર્ચ વહન કરતા. એ સુરેશ મિત્ર જ તે સમયે અમારે માટે અનેક ચિન્તા કરતો. અમારે માટે તેને બહુ લાગણી થતી. એની ભક્તિ અને શ્રદ્ધાની તુલના થઇ શકે એમ નથી.+ "

## વરાહનગર મઠમાં તપસ્યા.

વરાહનગર મઠમાં સર્વ નિવાસ કરતા હતા તે સમયે એ સન્યાસી સમ્પ્રદાયને એક નિષ્ઠાપૂર્વક સાચી તપશ્ચર્યા કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો. તે સ્થળે નિત્ય કેવા પ્રકારના સુખ-તરં-

× "સ્વામી-શિષ્ય" સંવાદ. ( બંગાલી પુસ્તક ) ઉતરભાગ ૧૮૧ પૃષ્ઠ.

ગો પ્રવાહિત થઇ રહ્યા હતા અને આનન્દ–કલ્લોલ થઇ રહ્યો હતો તે લેખની દ્વારા શું વર્ણવી શકાય એમ છે? સૂર્યોદયથી તે સૂર્યાસ્ત પર્યંત અવિરામ કીર્તન થતું. કોઇના મનમાં ક્ષુધા–તૃષાનો ઉદય થાય કિંવા થાક કિંવા વિશ્રાંતિ લેવાની જરા પણ આકાંક્ષા થતી નહિ. માત્ર વ્યાકુલ–ચિત્તે ઇશ્વર–દર્શન લાલસા, દાવાગ્નિની પેઠે પ્રત્યેકના હૃદયમાં પ્રજ્વલિત થઇ રહી હતી. નરેન્દ્રાદિ કેટલાકે તો ભોંયપર નહિ બેસવાનો સંકલ્પ કર્યો હતો. સર્વત્ર કેવળ ભજનાનંદ વ્યાપી રહ્યો હતો. જે દિવસે જે પ્રકારનો આહાર મળતો તેનું ભોજન કરી લેતા. ભોજન માટે કશી પંચાત જ નહતી, જે મળ્યું તે ઠીક. સ્વામિજીએ એક સમયે કહ્યું હતું કે: "વરાહ નગરમાં એવા પણ કેટલાક દિવસો વિત્યા છે કે જે દિવસે અમને ભોજન જ મળતું નહિ. ચોખા હોય તો મીઠું ન હોય! કેટલાક દિવસ તો ભાત અને મીઠાથી જ ચલાવી લીધું પરંતુ કોઇ પણ ગુરૂબંધુએ તે માટે આનાકાની કે નારાજી દર્શાવી નથી. તે સમયે અમે જપ–ધ્યાનના પ્રબળ તરંગમાં તણાતા હતા. કોઇ કોઇ વખત તો તાંદળજાની ભાજી અથવા ફક્ત ભાત તથા મીઠું મહિનો મહિનો સુધી ભોજન કરતા. અહા! તે કેવા વિકટ દિવસો હતા! તે કઠોરતા જોઇ ભૂત સુદ્ધાં ન્હાસી જાય ત્યાં પછી મનુષ્યની તો વાત જ શી? પરંતુ આ તો ભગવન શ્રીરામકૃષ્ણ દેવના ભક્તો હતા! ઇન્દ્રિયોને વશ કરી વાસનાઓ જીતવા તત્પર થયા હતા!

ખાવા પીવાની અવસ્થા તો એવી હતી, તેમાં વળી કોઇ નોકર ચાકર ન મળે. તેથી ઘરમાં વાસીદું વાળવું, વાસણો માંજવાં, પાણી ભરવું, વખતે રસોઇ પણ બનાવવી વગેરે સર્વ કાર્યો સ્વામીજીને પોતાને પણ કરવાં પડતાં. પ્રત્યેક સન્યાસીઓ પોતાના ગુરૂબંધુને બદલે કાર્ય કરવા વ્યાકુલ થતા. કાર્ય થતું અને વચમાં જ રાત દિવસ ધર્મ–દર્શન આદિની ચર્ચા પણ ચાલતી. એવા પણ કેટલાક દિવસો વિત્યા છે કે જે દિવસે ભોજન સુદ્ધાં મળતું નહિ છતાં ધર્મ–પ્રસંગ તો સતત ચાલ્યાં જ કરતો. ધર્મપ્રસંગમાં એવો રસ પડતો અને આનંદ પ્રાપ્ત થતો કે જેથી તેમની ક્ષુધા તૃષા બાપડી કોણ જાણે ક્યાંયે સંતાઇ જતી! પહેરવામાં પ્રત્યેકની પાસે એક કોપિન અને એક

ભગવા વસ્ત્રનો કટકો. સર્વને માટે એક સફેદ વસ્ત્ર અને એક ચાદર ભીંતે ટંગાવી રાખતા. તે જ્યારે કોઇને બહાર જવું પડતું ત્યારે તેનો ઉપયોગ કરવામાં આવતો, ઘરમાં સરસામાન જૂનો તો બીજી કેટલીક વસ્તુઓ સાથે એક સાદડી ઉપર ચાદર પાથરેલી રહેતી, તેના ઉપર જ રાત્રે શયન કરતા. જપ કરવા માટે કેટલીક માળાઓ અને ભીંત ઉપર બે ચાર દેવ દેવીની છબીઓ તેમ જ એક તંબુરો હતો, તે ઉપરાંત સો એક સંસ્કૃત, બંગાળી અને અંગ્રેજી પુસ્તકો ભક્ત અને મિત્રોએ ભેટ આપેલાં હતાં તેજ.

તે સમયે સ્વામિજી લાગલાગટ ચોવિશ કલાક કામ કરતા. કામ કરતાં કરતાં જાણે ઉન્મત્ત જેવા બની જતા હતા. પોતે બ્રાહ્મમુહૂર્તમાં જાગૃત થઇ અન્ય સર્વને જાગૃત કરવા માટે " જાગો, જાગો સબે અમૃતેર અધિકારી " નામક ગાન ગાતા. મધુર કણ્ઠનું ગાન કર્ણમાં પ્રવેશ કરતાં જ નિદ્રાવશ થયલાને તુર્ત જાગૃત કરી દેતું. સર્વ જાગૃત થઇ થોડી વારમાં જ ધ્યાન કરવા બેસી જતા અને મધ્યાહ્ન સમય પર્યંત ભજન અને સત્પ્રસંગમાં ગુંથાઇ રહેતા. સ્તુતિસ્તોત્ર પાઠ અને ભજન થતાં થતાં ઇતિહાસની ચર્ચા ઉઠતી. જ્હોન ઓફ આર્ક અને ઝાંસીની રાણી વગેરેની વાતો થતી. ક્વચિત્ તો સ્વામિજી પોતે જ કાર્લાઇલકૃત " ફ્રેન્ચ રેવોલ્યુશન " ( ફ્રાન્સનો બળવો ) નામક ગ્રન્થમાંથી મ્હોટા મ્હોટા પ્રસંગો વાંચી સંભળાવતા, અને સર્વ એકે સ્વરે " પ્રજાતન્ત્રનો જય થાઓ. પ્રજાતન્ત્રનો જય થાઓ " એવા શબ્દોચ્ચાર કરતા. છેક પાછલે પહોરે શશી મહારાજ સર્વને ભય બતાવી સ્નાન આહાર કરવા ઉઠાડતા પરંતુ તે બધું પરવાર્યા પછી પુનઃ સર્વ એકત્ર થતા અને ભજન તથા સત્ પ્રસંગ-ધર્મચર્ચા શરૂ થતી તે છેક સન્ધ્યાપર્યંત. તે પછી શ્રીરામકૃષ્ણદેવની આરતી બે કલાક સુધી થતી, પછી મધ્યરાત્રિ અથવા એક બે વાગ્યા સુધી સર્વ સન્યાસીઓ અગાસીમાં બેસી " સીતારામ " નામ ગાન ગાતા. મધ્યરાત્રે એ પ્રકારે ઉચ્ચ રામનામ ધ્વનિ થવાથી કેટલોક વખત પાડોસીઓની નિદ્રામાં વિઘ્ન થતું એમાં સંદેહ નહિ પરંતુ સન્યાસીઓનું તે તરફ વિશેષ લક્ષ્ય ન રહેતું તેઓ તો માત્ર પોતાના કાર્યમાં જ મચ્યા રહેતા.

શરૂવાતમાં મઠના સન્યાસીઓ શ્રીરામકૃષ્ણ દેવનાં સિદ્ધાંતોનો જનસમાજમાં પ્રચાર કરવાના કાર્યથી વિરૂદ્ધ હતા. તે સમયે તો પ્રથમ પોતે ઇશ્વર–દર્શન કરવાં એજ તેમનો મુખ્ય ઉદ્દેશ્ય હતો. તે પછી આવશ્યકતા જણાય તો પરમહંસ દેવની પેઠે શાંત રીતે પરોક્ષ ભાવે પોતાના જ્વલંત દૃષ્ટાન્તદ્વારા પ્રચાર કાર્ય કરવું એવો સંકલ્પ હતો. એ ભાવના નરેન્દ્રનાથે જ તેમના હૃદયમાં ગૂઢ રીતે ઠસાવી દીધી હતી, તેઓ પુનઃ પુનઃ કહેતા કેઃ "અન્યને ઉપદેશ દેતા પહેલાં પોતે જ યોગ્ય થવું જોઇએ. પ્રથમ પોતે પ્રાપ્ત કરવું જોઇએ અને પછી બીજાને દાન કરવું ઉચિત છે. ઘણા ઉપદેશકોના મુખમાંથી ઉપદેશ દેતી વખતે જેવાં બોધ વચનો સાંભળીયે છીએ તેમાંનો એક અંશ પણ તે ઉપદેશકના વર્તનમાં જણાતો નથી. વળી તેમનાં ખાનગી જીવન બહુ નિન્દનીય, દુષ્કૃત્યપૂર્ણ જણાય છે તેથી જ તેમના ઉપદેશની જોઇએ તેવી અસર થતી નથી." સ્વામિજી એ સારી પેઠે જાણતા તેથી જ તેઓ ઉપર પ્રમાણે અભિપ્રાય દર્શાવતા. તેમ છતાં પ્રસંગોપાત ઉપદેશ કરવાની ભાવના તેમનું હૃદય ઘેરી વળતી. તે સમયે તેઓ કહેતા કેઃ ઉપદેશ આપવા તો બધાએ તૈયાર થાય છે અને વિષયને બરાબર સમજ્યા વગર તેઓ ઉપદેશ આપે છે, પણ હું તો સમજીને–તે પ્રમાણે વર્તન વર્તીને ઉપદેશ આપીશ. તમે મ્હારા ગુરૂ–બંધુઓ છો, છતાં તમે મ્હને એ કાર્ય વિરૂદ્ધ સલાહ આપશો તો પણ મ્હારૂં કર્તવ્ય હું છોડીશ નહિ. દીન હીન ચણ્ડાલની ઝુંપડીમાં સુદ્ધાં જઇને ધર્મ–પ્રચાર કરી આવીશ." તેઓ કહેતા કેઃ "ધર્મ પ્રચારનો અર્થ ધર્મ–પ્રકાશ. ( Expression ). જૂવો તૈલંગ સ્વામી × તેઓ રાત દિવસ કાશીવિશ્વેશ્વરના ચરણમાં પડ્યાં રહેતા. મુનિવ્રત ધારણ કરતા. મુખેથી એક પણ શબ્દોચ્ચાર કરતા નહિ. પૂછવા છતાં કાંઇ ઉત્તર દેતા નહિ, તેથી શું તમે એમ સમજોછો કે તેમણે આપણને કંઇ ઉપદેશ આપ્યો નથી ? મૌન એજ તેમનો ધર્મ–પ્રચાર. મૌન–

× આ અદ્‌ભુત યોગનિષ્ઠા, બ્રહ્મનિષ્ઠા બ્રહ્મવિજી કાશીક્ષેત્રમાં દિગંબર અવસ્થામાં નિવાસ કરતા. હમણાં તેઓએ દેહ ત્યાગ કર્યો છે. તેઓ બાળક જેવી ચેષ્ટા રાખતા. તેઓ સમર્થ વિદ્વાન હતા તેમને મસ્તકે દેવતા બળતો છતાં શાંત સ્થિર રહેતા. તેમનું ચરિત્ર જ્ઞાનિ જીવોને બહુ લાભકારક છે.–ડા. રા. મહેતા.

ભાષામાં જ તેમણે જગતને ધર્મ-શિક્ષણ આપ્યું છે. તેની સાક્ષીમાં જૂવો. આપણને આ વૃક્ષ-પલ્લવ સુદ્ધાં શિક્ષણ આપે છે." આ પ્રસંગે તેઓ એક ઉપાખ્યાન કહેતા. "એક રાજાએ એક સાધુને પૂછ્યું હતું કે: "ઇશ્વરનું સ્વરૂપ અને લક્ષણ કેવાં હોય?" સાધુ કાંઇ પણ ઉત્તર નહિ દેતાં ચુપ રહ્યો. રાજા ઘણીવાર સુધી થોભ્યો છતાં પણ જ્યારે તેણે ઉત્તર દીધો ત્યારે કંટાળીને પુનઃ એજ પ્રશ્નનો ઉત્તર દેવાની પ્રાર્થના કરી ત્યારે સાધુએ ઉત્તર દીધો કે: "મહારાજ, મ્હેં તો ક્યારનોએ તમારા પ્રશ્નનો ઉત્તર દીધો છે. કારણ કે ચુપ રહેવું એજ એનું લક્ષણ છે.

ઉપરોક્ત ઉપદેશાનુસાર સન્યાસીઓ નિર્જનતાનો આશ્રય ગૃહણ કરી ગહન ધર્મ-ચર્ચા અને ઇશ્વર ધ્યાનમાં નિમગ્ન રહેતા.

વસ્તુતઃ તે સમયે વરાહનગર મઠમાં નરેન્દ્રનાથના આધિપત્ય નીચે રામકૃષ્ણ શિષ્યો ઉત્કટ સાધનમાં ગુંથાઇ રહ્યા હતા તેની તુલના જગતમાં થઇ શકે તેમ નથી તે સમયે જે જે મનુષ્યો મઠમાં આવ જા કરતા તેમાંના કેટલાક હજી પણ કહે છે કે: "તેમની તપસ્યા કેવી કઠોર હતી તેનું વર્ણન સુખેથી થઇ શકે એમ નથી. એવી કઠોરતા સહન કરવી એ મનુષ્યને માટે તો અસંભવિત છે." તેમ છતાં પણ સન્યાસીઓ તે અવસ્થાને વિશેષ કઠોર અથવા કષ્ટકારક જણાવતા નહિં, અથવા તે પ્રાપ્ત કરવા યોગ્ય માની સંતુષ્ટ પણ થઇ શકતા નહિં. તેઓ તો વારંવાર ઉંડો નિઃશ્વાસ મૂકી કહેતા કે: "અહા! પરમહંસદેવનો કેવો અદ્ભુત વૈરાગ્ય અને કેવી વ્યાકુળતા હતી! તેમણે પોતાના ચારિત્ર્યથી અમને જે દર્શાવી આપ્યું છે તેમાંનું એક આની જેટલું પણ અમે કરી શકતા નથી. અરેરે! અમારૂં કેવું દુર્ભાગ્ય! અમે કેવા નાલાયક!" પરંતુ વાસ્તવિક રીતે નરેન્દ્રનું કાર્ય જોતા મનમાં એમ જ થતું કે: તેઓ તપસ્યારૂપી અગ્નિમાં પોતાને ભસ્મીભૂત કરવા માટે જ કટીબદ્ધ થયા છે. અમારા મનમાં એમ જ થતું કે: તેમના હૃદયની પ્રબળ વ્યાકુળતા અને ઇશ્વર-દર્શનની તૃષ્ણા એમનું

---

+ ઉપનિષદમાં લખ્યું છે કે બાહ્ય ઋષિને બ્રહ્મનું સ્વરૂપ પૂછતાં તેમણે ઉત્તર દીધો કે: "मौनमेव ब्रह्म"

દેહ—પિંજર ભાંગી તોડી નાંખશે. તેઓ નિત્ય સન્ધ્યા સમય પછી ધ્યાનમાં બેસતા અને સમસ્ત રાત્રિ શ્વાસ લીધા વગર આત્મચિન્તામાં નિમગ્ન રહેતા. તે સમયે અન્ય કોઇ તેમની પાસે જવાનું સાહસ કરતું નહિ. જ્યાં સુધી અંધકાર જણાતો ત્યાં સુધી તેઓ આસન ત્યાગ કરી ઉઠતા નહિ. અંતે જ્યારે પુર્વ દિશા ઉષાની લાલ રેખાવડે રંગાયલી જણાતી ત્યારે તેઓ ( સ્વામી વિવેકાનંદ ) ધીમે ધીમે આસન ત્યાગ કરી ઉઠતા. સમસ્ત રાત્રિ એકાગ્રતા સાધનના અદમ્ય પ્રયત્નને લીધે તેમનાં બન્ને નેત્રો લાલ રંગ ધારણ કરતાં. તેમના મુખ મણ્ડલ ઉપર દિવ્ય જ્યોતિ જણાતી અને તેમના પ્રાણ અત્યંત આનંદ વડે પ્રફુલ્લિત થઇ ઉઠતા.

અન્ય સાધુ સન્યાસીઓ સ્વામીજીનું દ્રષ્ટાંત જોઇ તેવું જ કઠોર સાધન કરવા પ્રેરાતા પરંતુ તેમની પિપાસા મટતી નહિ. તેઓ વારંવાર નિઃશ્વાસ મૂકી કહેતા કેઃ "હાય ! હાય ! ઇશ્વર પ્રાપ્તિ માટે અમે કાંઇ પણ કરી શકતા નથી."

વાસ્તવિક રીતે જોતાં તે સમયે મઠ—નિવાસી ગુરૂબંધુઓ રાતદિવસ પરમહંસદેવની ભાવનામાં તન્મય થઇ રહેતા. એવો દિવસ અથવા સમય ન હતો કે જે સમયે ગુરૂદેવનું સ્મરણ તેમનામાંથી તદ્દન લુપ્ત થયું હોય. તે સમયે જે મનુષ્યો મઠમાં આવજા કરતા તે સર્વ એ સાધુસન્યાસીઓનાં કર્તવ્ય કર્મ જોઇ આશ્ચર્ય પામી કહેતા કેઃ " આ બધા કોણ હશે ? એમનાં નેત્રમાંથી જાણે અગ્નિ વર્ષી રહ્યો છે ! જાણે ગાંડા જેવા જણાય છે ! " સત્ય છે કે તેઓ ઇશ્વરને માટે ગાંડા બની ગયા હતા અને સર્વ પ્રકારનાં સાધનો કરી રહ્યા હતા. કોઇ કોઇ સન્યાસી શ્વાસોશ્વાસ લીધા વગર કેટલાક પ્રહર પર્યંત બેસી ભગવત્ ધ્યાન ધરી રહ્યા છે. કોઇ કોઇ અધ્યાત્મ સંગીત ગાતા ગાતા બાહ્યજ્ઞાન શૂન્ય થઇ હૃદયમાં ચિદાનન્દ—સુખનો અનુભવ કરી રહ્યા છે. સ્વામિજી પોતે એવા સર્વ વિષયોના ઉદ્યોગી હતા તેથી સર્વ ગુરૂબંધુઓને તેવાંજ કાર્ય કરવાનો ઉત્સાહ પ્રેરતા. તેમનું જીવન એવું એક આદર્શ સ્વરૂપ હતું કેઃ જેથી તેમના સ્હામે કોઈ પણ જડવત્ (નિરર્થક) બેસી રહેતું નહિ. તે સર્વને જોતાં પ્રસંગોપાત એમ જ ધારવામાં આવતું કેઃ એ બધા સાધકો સર્વ પ્રકારનાં બંધનો છિન્ન ભિન્ન કરી નાંખશે અને જીર્ણ વસ્ત્રના

કટકાની પેઠે દેહનો ત્યાગ કરી રામકૃષ્ણ-લોકમાં ચાલ્યા જશે. તે સમયે તેમના જીવન અને મૃત્યુમાં કશો ભેદ ન હતો. મૃત્યુ થાય તોપણ નુકશાન શું? કોઇ કોઇ સન્યાસીઓ તો શ્મશાનમાંજ રાત્રિ વિતાડતા અને ચિતાગ્નિની સેંકડો રક્ત જિહ્વાના સ્પર્શવડે, આ નશ્વર માનવ દેહનું શેષ ચિહ્ન, ચિરકાલને માટે પૃથિવિના હૃદયપટ ઉપરથી કેવી રીતે લુપ્ત થાય છે તે જોતા જોતા મૃત્યુ પામવા કરતાં મૃત્યુ ઉપર જય પ્રાપ્ત કરવાના વિચારમાં મગ્ન થઇ જતા. કોઇ સન્યાસી તો "જગતમાતાનાં રૂપ-દર્શન કર્યા સિવાય રહીશું નહિ." એવી પ્રતિજ્ઞા કરી બેસતા, કોઇકિ સન્યાસી સમસ્ત રાત્રિ દિવસ માળા લઇ જપ કરતા બેસી રહેતા. વળી કોઇક સન્યાસી સત્ય (ઇશ્વર) પ્રાપ્તિને માટે દ્રઢ સંકલ્પ કરી નિત્ય રાત્રે એક મ્હોટી ધૂણી સળગાવી તેની પાસે બેસી રહેતા.

એ પ્રમાણે દિવસો ઉપર દિવસ વિતવા લાગ્યા. નરેન્દ્રનાથ જોતા કેઃ ગુરૂ-બંધુઓ અત્યન્ત કઠોર અનુષ્ઠાનની પ્રતિજ્ઞા કરી બેઠા છે. એ દ્વારા તેમનાં શરીર બગડવાનો પણ સંભવ છે તેથી તેમણે તેમને કહ્યું કેઃ "શું એમ ધારો છો કેઃ તમે સર્વ રામકૃષ્ણ પરમહંસ થઇ જશો? તેમ નહિ થઇ શકાય સમજ્યા? રામકૃષ્ણ પરમહંસ તો પૃથિવિ ઉપર એકજ જન્મ્યા હતા. તે તો એકજ વખત આવ્યા હતા." ક્વચિત્ તેઓ કહેતા કેઃ "રામકૃષ્ણ પ્રભૂને મુખેથી કીડી અને સાકરના પર્વતની વાર્તા સાંભળી હતી કે? તમે બધા કીડી સ્વરૂપ અને ભગવાન્ સાકરના પર્વત સ્વરૂપ છે એમ સમજજો. તમને માત્ર એક દાણો મળે તો તમારૂં પેટ ભરાઇ જાય પરંતુ તમે તો સમસ્ત પર્વતને ખેંચી લઇ જવાનો વિચાર કર્યો છે!"

ઉપરોક્ત સાધન સિવાય મઠમાં નિત્ય મન્ત્ર પાઠ થવા સાથે ધૂપ દીપ પ્રકટાવી, શંખ ઘણ્ટાનાદ સહિત પરમહંસદેવની પૂજા થતી. સન્ધ્યા સમયે તેમની આરતિ અને ભજનગાન થતાં અને ગમે તેટલી અડચણ હોવા છતાં તેમને નિત્ય પ્રસાદ-ભોગ ધરાવવાની વ્યવસ્થા થઇ હતી. એ પૂજન પદ્ધતિ સ્વામિજી દ્વારાજ મઠમાં પ્રથમ પ્રચલિત કરવામાં આવી હતી. તે હજી પણ પ્રચલિત છે.

સર્વ સન્યાસીઓ હળીમળીને મઠનું કાર્ય ચલાવી લેતા. સ્વામિજી સર્વ કાર્યના મૂળ અને મુખ સ્વરૂપ હતા. પરંતુ શ્રીરામકૃષ્ણદેવના પૂજન કાર્યમાં શશીમહારાજ (સ્વામી રામકૃષ્ણાનંદ) ના જેવું અન્ય કોઇ નહતું. સ્વામી વિવેકાનંદજી કહેતા કેઃ "શશી એ તો મઠના મુખ્ય સ્તંભ જેવો છે. તે ન હોય તો મઠનું કાર્ય ચાલવું અશક્ય થઇ પડે."

મઠના અન્ય સન્યાસીઓ તીર્થ પર્યટન અને તપસ્યાદિ કરવા માટે વ્યાકુલ થઇ રહ્યા હતા પરંતુ શશી–મહારાજ તો ગુરૂદેવના પૂજન સિવાય અન્ય કાંઇ પણ કરવા ચ્હાતા નહિ. તે જ તેમનું તીર્થ–પર્યટન અને તેજ તેમની તપસ્યા. ગુરૂ–પૂજન સિવાય અન્ય કશાથી તેમને શાંતિ વળતી નહતી. તેમના જેવો એકનિષ્ઠ ભક્ત જગતમાં મળવો દુર્લભ છે. તેઓ મઠના રસોયા અને પૂજારી ઉપરાંત મઠના તમામ કામકાજની સંભાળ રાખનાર પણ તેજ હતા. જે સમયે મઠના સન્યાસીઓ ધ્યાન–ધારણામાં ગુંથાતા તે સમયે તેઓ મઠનાં અતિ આવશ્યક ન્હાનાં ન્હાનાં કાર્યો કરી લેતા. તેમજ સર્વને ધમકાવી સ્નાનાહાર વગેરે કામ પૂરૂં કરાવતા. તેઓ પણ જપ–ધ્યાન યથેષ્ટ કરતા પરંતુ મઠના વ્યવસ્થા–કાર્ય–પ્રત્યે તેઓ જેટલું લક્ષ્ય રાખતા તેટલું અન્ય કાર્ય પ્રત્યે રાખી શકતા નહિ. સ્વામિજી કહેતા કેઃ "અહો ! શશીની કેવી અદ્‌ભુત ગુરૂ–નિષ્ઠા હતી ? શશીજ મઠના કેન્દ્ર સ્વરૂપ હતો. ભિક્ષા, શિક્ષા કરીને પરમહંસદેવને ભોગરાગાદિ કર્યા પછી રાંધવું, પિરસવું તથા સર્વને ભોજન જમાડવા સુધીનાં સર્વ કામકાજ ઉપર તેમને સતત્ દેખરેખ રાખવી પડતી. અમે પાછલી રાત્રે ત્રણ વાગતે જાગૃત થતા. ત્યાર પછી કોઇ સ્નાન કરતા તો કોઇ એમને એમજ પરમહંસદેવના મંદિરમાં જપ–ધ્યાન કરવા બેસી જતા. એવા પણ કેટલાક દિવસ વ્યતીત થયા છે કે જે સમયે પ્રાતઃકાલના ચારપાંચ વાગતાથી સન્ધ્યાના ચાર પાંચ વાગતા સુધી જપ અને ધ્યાનનુંજ કાર્ય ચાલતું. શશી અમારી ભોજન સામગ્રી લઇને બેઠો બેઠો વાટ જોતો. અંતે ધમકાવી, બળપૂર્વક પણ બધાને જમાડતો. તે સમયે જપ–ધ્યાનમાં અમારૂં ચિત્ત એટલું બધું પરોવાયું હોય કેઃ " વિશ્વ રહે કિંવા નાશ પામે તેની અમને જરાપણ પરવા રહેતી નહિ.

એ તો તપસ્યા અને સાધન ભજનની વાત થઈ. એ ઉપરાંત સ્વામિજી ગુરૂબંધુઓને કર્મ ક્ષેત્ર માટે યોગ્ય અધિકારી-બનાવવા વિશેષ યત્ન કરતા હતા. વરાહનગરના મઠમાં એક મ્હોટો હૉલ-ઓરડો હતો. સર્વ તેને "વૈરાગીઓનો ઓરડો" પણ કહેતા. તે સ્થળે ધૈર્ય, સંગીત, દર્શન, ઇતિહાસ, જડ-વિજ્ઞાન, સમાજ-વિજ્ઞાન, સાહિત્ય, શિલ્પ-કલા, વગેરે અનેક વિષયો ઉપર વાદવિવાદ થતો. ગીતા, ઉપનિષદાદિનું અધ્યયન થતું, વળી કૅન્ટ, મિલ, હેગલ, સ્પેન્સર એટલુંજ નહિ પણ બીજા અનેક નાસ્તિક અને જડવાદીઓના મત મતાન્તરો પણ વંચાતાં અને તેના ઉપર ચર્ચા ચાલતી. તે સભાના સભાપતિ અને મુખ્યવક્તા બનતા નરેન્દ્રનાથ. અન્ય સન્યાસીઓ ઘણું ખરૂં એકે અવાજે તેમના પક્ષનું સમર્થન કરતા. તેઓ પણ પ્રતિકૂલ યુક્તિનું અવતરણ કરી સર્વની યુક્તિનું ખણ્ડન કરવા તત્પર થતા. જ્યારે તેઓ તર્કવાદમાં અસમર્થ થતા ત્યારે પુનઃ નરેન્દ્રનાથજ તેમનો પક્ષ લઇ પોતાની સર્વ યુક્તિઓનું ખણ્ડન કરતા. જો પ્રશ્ન ઉપસ્થિત થતો કેઃ "ઇશ્વર છે." તો સભાપતિ મહાશય તર્કના બળવડે મણ્ડન કરતા કેઃ ઇશ્વરનું અસ્તિત્વજ નથી, એ તો મનની કલ્પનાજ માત્ર છે, પરંતુ થોડીવાર પછી તુર્ત તેઓજ પ્રમાણિત કરતા કેઃ "ઇશ્વર છે. તેજ એક માત્ર સત્ય વસ્તુ છે." વળી કવચિત્ શંકર દર્શન સંબંધી પ્રશ્ન ઉપસ્થિત થતો ત્યારે શંકરાચાર્યની યુક્તિનું ખંડન કરતા અને તેમાં અનેક દોષ હોવાનાં પ્રમાણ બતાવતા. તેમાં કોઇથી ના કહેવાતું નહિ પરંતુ થોડીવાર પછી તેઓજ પાછા વિરૂદ્ધ પક્ષ અવલંબન કરી પ્રમાણિત કરતા કેઃ "શંકર દર્શન એજ એક માત્ર સત્ય દર્શન (શાસ્ત્ર) છે, અને તેમની યુક્તિયો કદી પણ ખણ્ડન થઈ શકે એમ નથી." એ પ્રમાણે સાંખ્ય, વેદાન્ત, ન્યાય યોગાદિ ષડ્દર્શનની સભા મધ્યે વ્યાખ્યા અને ચર્ચા થતી, એ સિવાય બૌદ્ધ, શૈવ, અને વૈષ્ણવ દર્શન, તન્ત્ર, પુરાણ, દેવીપૂજા વગેરે વિષયો ઉપર પણ અનેક તર્ક વિતર્ક, તૂલના અને સમાલોચના થતી. સર્વ પ્રસંગ અને સર્વ સમાલોચના અંતે શ્રીરામકૃષ્ણદેવમાં સમાપ્ત થતી. નરેન્દ્રનાથ પ્રત્યેક સિદ્ધાંતમાં નૂતન માર્ગે ચઢી જતા અને પાશ્ચાત્ય શિક્ષાવડે શિક્ષિત બનેલી વર્તમાન હિંદુજાતિ ઉપર,

શ્રીરામકૃષ્ણદેવના જીવન અને ઉપદેશનો કેટલો પ્રભાવ પડયો છે, અને તેનું મૂલ્ય કેટલું છે તે દર્શાવી આપતા. તેઓ કહેતા કેઃ "હમણાં તો સમુળ ઉખડી ગયેલો હિંદુ ધર્મ, પવનના મહાન્ ઝપાટાથી ઉછળી રહેલા સમુદ્ર પટ ઉપર, સુકાની વગરની જીર્ણ નૌકાની પેઠે ધીમે ધીમે ડુબતો જતો હતો પરંતુ પરમહંસદેવનાં ચરણ સ્પર્શથી તે નૌકા સામ્પ્રતને માટે તો બચવા પામી છે, અને ગંતવ્ય સ્થાનની દિશા નક્કી કરવા સમર્થ થઇ છે. એવો દિવસ શીઘ્ર આવી પહોંચશે, કે જે દિવસે તમે સમજી શકશો કે નાશ પામવા બેઠેલા હિંદુધર્મનું રક્ષણ કરવા માટે પરમહંસદેવે શું કર્યું છે." એ સર્વ મહાન આલોચના સમયે પ્રસંગોપાત્ "ગુરૂગીતા" મોહમુદ્દગર" અથવા એવાજ પ્રકારની અન્ય સંસ્કૃત કવિતાઓ બોલવામાં આવતી અથવા "પ્રસાદસંગીત" કિંવા "શ્રીકૃષ્ણસંગીત" પણ ગાવામાં આવતું.

સ્વદેશ અથવા સમાજ સંબંધી ચર્ચા ઉઠતી તો પછી તેમાં જ કેટલાક દિવસ વીતી જતા. હિંદુ સમાજ અને હિંદુ સભ્યતાનું મૂળ કયાં છે તે સંબંધી નરેન્દ્રનાથ શ્રોતાઓના મન ઉપર બહુ ઉત્તમ ઉદાર ધારણા ઉત્પન્ન કરી દેતા. કુરૂક્ષેત્ર કુળના શ્રીકૃષ્ણથી તે સમ્રાટ અકબર પર્યંત, શક્તિમાન ભારત સંતાનોએ કયે પ્રકારે આ દેશમાં જાતિગઠન કરવાનો યત્ન કર્યો છે અને તે દ્વારા કયે પ્રકારે ધીમે ધીમે જાતીય જીવન ગઠન કર્યું છે અને પરિપુષ્ટિ થયું છે તે તેઓ આધ્યાત્મિક જ્ઞાન દ્વારા અતિ વિશદ્ ભાવે સમજાવી આપતા. ભારતીય સભ્યતાના ઐકય સંબંધી તેમની ધારણા એવી દ્રઢ હતી કે જેથી અનેક સમય મુસલમાન જાતીના કોઈ પણ મનુષ્યને પોતાની સ્હામે જોતાં જ તેને તેઓ શ્રદ્ધા પૂર્વક નમન કરતા. તેમના મનમાં તે સમયે એમ જ થતું કેઃ આ (મુસલમાન) મનુષ્ય પણ ભારતીય સભ્યતા અને સાધનાનું એક અંગ જ છે. અનેક સમયે તેઓ સ્વદેશના ઇતિહાસ સિવાય અન્ય જાતિઓના ઇતિહાસની પણ ચર્ચા ચલાવતા. તેમાં ગિબન કૃત "રોમ સામ્રાજયનું અધઃપતન" અને કાર્લાઇલકૃત "ફ્રેન્ચ રે. વોલ્યુશન." એ બન્ને ઇતિહાસ મુખ્ય વંચાતા અને ચર્ચાતા.

ઉપરોકત વૈરાગીઓના ઓરડા ઉપરાંત મઠમાં બીજો એક ઓરડો હતો.

કોઈ સન્યાસીઓએ તેનું નામ "કાલી તપસ્વીનો ઓરડો" એવું પાડ્યું હતું. એ ઓરડાનાં દ્વાર બંધ કરી કાલી (સ્વામી અભેદાનંદ) રાત દિવસ સંસ્કૃત શાસ્ત્રાદિનો અભ્યાસ કરતા. તેઓ એક ચિત્તે એવી રીતે અધ્યયન કરતા કે: કોઈ કોઈ સમયે તો પ્રાતઃકાલથી તે મધ્ય રાત્રિ સુધીમાં એક ક્ષણ પણ તેમનો અભ્યાસ બંધ રહેતો નહિં. અનેક સમયે મઠનિવાસી ગુરૂબંધુઓ પ્રાતઃકાલીન ધ્યાન ધારણા સમાપ્ત કરી તેમની પાસે જઈ બેસતા અને સ્વામિજી સાથે અનેક વિષયોની ચર્ચા કરવામાં ગુંથાતા. કોઇ સમયે તો વૃક્ષ નીચે બેસી એ પ્રમાણે શાસ્ત્ર ચર્ચા ચાલતી. એક દિવસ એકાદ વિષય ઉપર ચર્ચા શરૂ થઇ કે પછી તે વિષય ઉપર ઘણા દિવસ પર્યંત ચર્ચા ચાલ્યાં જ કરતી. ઉદાહરણ સ્વરૂપ એક બે વિષયનો આ સ્થળે ઉલ્લેખ કરીએ છીએ. કલ્પના કરો કે એક દિવસ બુદ્ધદેવ સંબંધી ચર્ચા શરૂ થઈ. મઠના સર્વ સન્યાસીઓ પ્રથમ "લલિત બિસ્તર" નામક પુસ્તક ધ્યાન-પૂર્વક સંપૂર્ણ વાંચી લેતા. પછી તેમનું મન પુસ્તકમાં લખાયલા વિષયોમાં એટલું બધું લીન થઇ જતું કે તેઓ વર્તમાન છોડી અતીતમાં ડૂબી જતા. જાણે તેઓ તે સમયનો સાક્ષાત્ અનુભવ કરતા નહોય તેવી સ્થિતિમાં જઇ ઉપસ્થિત થતા. જાણે તેમને એવો અનુભવ થવા લાગ્યો કે: તેઓ ભગવાન્ બુદ્ધદેવ સાથે બુદ્ધગયાથી રાજગૃહ અથવા સારનાથ પ્રયાણ કરી રહ્યા છે. અથવા બોધિવૃક્ષ નીચે થતો સત્ય લાભ અથવા નિર્વાણ દૃષ્ય તેઓ સ્વચક્ષે જોઇ અનંદ વશ થઇ રહ્યા છે. જાણે ભગવાન તથાગતના ત્યાગ–વૈરાગ્યે તે સમયે તેમના હૃદય ઉપર સંપૂર્ણ અધિકાર જમાવ્યો છે. તેઓ ક્વચિત્ તેમના ચિતારોહણ દ્રષ્યનો અનુભવ કરી બુદ્ધદેવના શિષ્ય આનન્દાદિ સહિત અશ્રુપાત કરી રહ્યા છે. ક્વચિત્ જાણે અનુભવ કરી રહ્યા છે કે: તેઓ કુશીનગરના મલ્લરાજાઓ સાથે મળી તેમનાં સ્મૃતિ ચિહ્નનું સંરક્ષણ કર-વાનો યત્ન કરી રહ્યા છે, વળી ક્વચિત્ એવો પણ અનુભવ કરી રહ્યા છે કે, જાણે નાગસેન અથવા મિલિન્દરાજ સાથે બૌદ્ધ-દર્શનની ગહન તત્વા-લોચના કરવામાં ગુંથાયા છે. એ પ્રમાણે સમ્રાટ અશોકની શિલાલિપિનું કોતર કામ, કારલા, એલિફન્ટા અને અજન્ટાની ગિરિગુહાનાં વિચિત્ર શિલા-

ચિત્રો, સારનાથનો વિહાર, નાલન્દાનું વિશ્વ વિદ્યાલય વગેરે બૌદ્ધ–કાલિન સર્વ પ્રકારની ભિન્ન ભિન્ન ઘટનાઓ અને કીર્તિ સાથે તેઓ પોતાને એકીભૂત કરી રહ્યા છે. બૌદ્ધ–વાર્તાઓની ચર્ચા કરતાં તેમના હૃદયના પ્રત્યેક તારમાં વિશેષ રૂપે સ્ફુરણ થતું. "મહામાન" "હીનમાન" વગેરે વિભિન્ન બૌદ્ધ–સમ્પ્રદાયના ગ્રન્થો તેમ જ નવ પ્રકાશિત "પ્રજ્ઞાપારમિતા" વગેરે ગ્રન્થોનું અધ્યયન કરવાથી જાણે તેઓ સર્વે પોતાને કેટલેક અંશે બૌદ્ધ શ્રમણ માનતા. એ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા પછી સ્વામિજીએ તેમને ( સન્યાસી બંધુઓને ) ધીમે ધીમે એ ભાવનામાંથી વિમુક્ત કરી કેટલાક દિવસ પર્યંત "હિન્દુ અવતાર, ભક્ત અને આચાર્યોની ઐતિહાસિક મહત્તા." એ વિષયની ચર્ચામાં ગુંથી દીધા. રામકૃષ્ણ, શંકર, રામાનુજ, કબીર, તુલસીદાસ, રામદાસ, ચૈતન્ય, રામપ્રસાદ, ગુરૂ નાનક, વગેરે મહાપુરૂષોની જીવનકથાઓ, એક પછી એક છાયાચિત્ર ( છબી ) ની પેઠે તેમના નયન સમક્ષ તાદ્રશ્ય થતી અને તેમની પ્રત્યેકની અલૌકિક શક્તિ અને દૈવી પ્રભાવ, કયે પ્રકારે પરસ્પર સાથે સંમિલિત થઈ ભારતવાસીઓને એક નિર્દિષ્ટ લક્ષ્ય પરત્વે લઇ ગયાં છે અને ભારતવર્ષના ઇતિહાસને મહિમા-મણ્ડિત કર્યો છે તે સ્વામિજી સર્વને સમજાવતા.

આ પ્રમાણે દેશ, કાલ, પાત્રની હદ ઓળંગતાં ઓળંગતાં ક્રમે તેમની કલ્પના અતિ દૂર વૈંતલેહમ નગર પર્યંત પ્રસરવા પામતી. તેઓ સાધુ–શિરોમણી ઇસુ ખ્રીસ્તની જીવન–લીલા આદિથી અંત પર્યંત માનસનેત્ર દ્વારા પ્રત્યક્ષ કરી શકતા. દેવ દૂત દ્વારા ભરવાડોમાં તે મહાપુરૂષનો જન્મ થયો ત્યાંથી તે ક્રૉસ ઉપર તેમનો પ્રાણ ગયો–દેહ ત્યાગ થયો ત્યાં સુધીની તેમના જીવનની–સર્વ ઘટનાઓ એક પછી એક તેમના માનસ પટ ઉપર ઉદય પામતી. તેઓ એમ જ માનતા કે તેઓ વરાહનગરના ઉદ્યાનમાં નિવાસ કરતા નથી પરંતુ ઇસુ ખ્રીસ્તની લીલાભૂમિ જેરૂસલમમાં જ બેઠા છે. મહર્ષિ ઇસુ ખ્રીસ્ત ઉપર સ્વામિજી એટલી બધી શ્રદ્ધા ભક્તિ રાખતા કે: એક વખત Sistine Madonna નું એક ચિત્ર તેમની સમક્ષ લાવવામાં આવતાં જ તેમણે બાળક ખ્રીસ્તનો ચરણ–સ્પર્શ કર્યો હતો. વળી એક

સમયે તેમના કોઇ એક શ્વેતાંગ શિષ્યાએ અવતાર વાદ સંબંધી સંદેહ દર્શાવતાં તેમણે કહ્યું હતું કે: "જો ઇસુ ખ્રીસ્તના સમયે મ્હેં પેલેસ્ટાઇનમાં જન્મ ગ્રહણ કર્યો હોત તો માત્ર મ્હારાં નેત્રની આંસુ ધારા દ્વારા જ નહિં પણ હૃદયના રક્ત દ્વારા તેમનાં ચરણ ધોયાં હોત."

એ પ્રમાણે કેટલાક દિવસ પર્યંત લાગ લગાટ ખ્રીસ્તના આદર્શની સમાલોચના કર્યા પછી સર્વે પુનઃ રામકૃષ્ણદેવનો પ્રસંગ ઉત્થાપન કરતા. અહા તે સમયે ત્યાં જ્ઞાન અને પ્રેમનો નિરંતર કેવો વરસાદ વરસી રહેતો! અહા! તે આદર્શનું અતિ ઉન્નત પવિત્ર ધામ શું કદી પણ ભૂલી શકાય ખરૂં? કદી પણ નહિં. પરમહંસદેવનું સ્મરણ કરતાં કરતાં સ્વામિજીનો કણ્ઠ રૂંધાઇ જતો, અને નેત્રમાંથી અવિચલ અશ્રુ ધારાઓ પડતી. તેમની એ અપૂર્વ પ્રેમ–કાહિની અમારા હૃદયને પણ પલાળી દઇ અતલ પ્રેમ સિંધુ જળમાં ડૂબાવી દે છે!

એ સમયે મઠમાં સર્વ ધર્મનાં મ્હોટાં મ્હોટાં પર્વો વિધિ પૂર્વક ઉજવવામાં આવતાં. જેમ કે મ્હોટા પર્વને દિવસે એક ધૂણી પ્રકટાવી સર્વે ધૂણીની આસપાસ અર્ધ શયન કરી ઇશુ ખ્રિસ્તની જન્મ કથા અને તેમનું અદ્ભુત જીવન–લીલા–કારણ વગેરે વિષયની ચર્ચા કરતા. એક વખત તેમણે ગુડ ફ્રાઇડેનો ઉત્સવ ઉજવ્યો હતો. તેનું વૃત્તાન્ત બહુ કૌતુકાવહ છે. સમસ્ત દિવસ ઉપાસનામાં વ્યતીત થયો હતો. આહાર તો માત્ર નામનો જ. એક પ્રકારનો ઉપવાસ કહીએ તો પણ ચાલે. કારણ કે માત્ર કેટલીક દ્રાક્ષનો રસ જળમાં મેલવી સર્વેએ એક એક ચમચો પાન કર્યું હતું. સર્વનાં હૃદયો ભાવનામાં તન્મય થઇ રહ્યાં હતાં. એ સમયે બારણે એક યુરોપીયન અતિથિનો કણ્ઠ સ્વર સંભળાયો. તેણે કહ્યું કે: "કોણ છે ઘરમાં? ખ્રિસ્તની પ્રતિજ્ઞા છે. બારણાં ઉઘાડો." અતિ આનન્દને લીધે આત્મજ્ઞાન ભૂલી દશ પંદર જણ દોડતા જઇ યુરોપીયન અતિથિને મઠમાં લાવ્યા અને સર્વે તેની આસપાસ વિંટળાઇને બેઠા. એક ખ્રિસ્તને મુખેથી આજે ખ્રિસ્ત મહાત્માનું માહાત્મ્ય સાંભળવા માટે અમે સર્વે વ્યાકુળ થયા હતા, પરંતુ તેણે કહ્યું કે: "હું તો મુક્તિ ફોજનો માણસ છું. Crucifixtion ની કથા જાણું છું.

હું ગુડ ફ્રાઇડે સંબંધી કાંઇ પણ જાણતો નથી. અમે બે પર્વ ઉજવીયે છીએ. એક ખ્રિસ્તનો જન્મ દિવસ અને બીજો જનરલ બુથનો જન્મ દિવસ" એ સાંભળી સન્યાસીઓ દિલગીર અને આશ્ચર્ય પામી બોલ્યા કે: "એ શું બોલો છો? જે દિવસે તમારા પ્રભૂએ ( ખ્રિસ્ત ) ક્રોસ ઉપર ચઢી પ્રાણ ત્યાગ કર્યો તે દિવસની કથા તમે કંઇ પણ જાણતા નથી?" તેણે કહ્યું: "ના." સન્યાસીઓ આશા ભંગ થવાથી એટલા બધા દિલગીર થયા કે જેથી પાદરી અતિથિના હાથમાંનું બાઇબલ ખુંચવી લઇ તેને બહાર કહાડી મૂક્યો પરંતુ સાંભળવામાં આવ્યું છે કે: થોડી વાર પછી તેમાંના જ એક સન્યાસીના હ્રદયમાં દયા ઉત્પન્ન થતાં અન્ય દ્વારથી તેને પુનઃ મઠમાં લાગ્યા અને થોડુંક ખાવાનું આપી ગુપ્ત રીતે તેનું પુસ્તક તેને પાછું આપી દીધું. સન્યાસીઓના આવા વ્યવહારથી પાદરી મહારાજ તો સ્તબ્ધ ચકિત્ થઇ ઉતાવળે પગલે મઠ બહાર ચાલ્યા ગયા. જતાં જતાં બોલ્યા કે: "આ કોણ હશે વારૂ? એમને જોતાં અનુમાન થાય છે કે જાણે ઇસુ-ખ્રિસ્તની પ્રિય શિષ્ય મણ્ડલી હશે."

ક્વચિત્ ક્વચિત્ નરેન્દ્રનાથ મઠનિવાસી ગુરૂ—બંધુઓ પાસે સૅન્ટ ફ્રાન્સિસ અને સૅન્ટ ઇગ્નેસિયસ, લયોલાની કથા અને ફ્રાન્સિસ્કાન અને જેસુઇટ ધર્મ—સમ્પ્રદાય જે પ્રકારે રચાયા હતા તેનું સવિસ્તર વૃત્તાન્ત કહી સંભળાવતા. વળી અનેક સમય "ઇસાનુસરણ." ( Imitation of Christ ) નામક પુસ્તકની ભાવના તેમના મન—પ્રાણમાં જાગૃત કરી દેતા. એ પુસ્તક તે સમયે મઠનિવાસી સર્વ બંધુઓનો અભ્યાસ—ગ્રન્થ થઇ પડ્યો હતો. ત્યાર પછી તેનું સ્થાન શ્રીમદ્ ભગવદ્ગીતાએ લીધું હતું. ભગવત્-ગીતા ઉપર સ્વામિજીની ધીમે ધીમે એટલી બધી પ્રીતિ ઉત્પન્ન થઇ હતી કે: તેનું મધુરત્વ અન્ય જનોને ચખાડવા માટે તેમણે ભિક્ષા માંગીને પણ એ ગ્રન્થની સેંકડો કૉપીઓ ખરીદી લઇ અન્ય સાધારણ પ્રજાજનોમાં મફત વહેંચી દીધી હતી.

એ વર્ષે ( ઇ. સ. ૧૮૮૭ ) મઠમાં પ્રથમજ શિવરાત્રિ મહાવ્રત—પાલન કરવામાં આવ્યું હતું. પ્રાતઃ સમયે સર્વ સન્યાસીઓ ગંગાસ્નાન કરી આ-

વ્યા પછી નરેન્દ્રનાથ રચિત " તા થૈયા તા થૈયા નાચે ભોલા." નામક ગાન સર્વે ગાવા લાગ્યા. ત્યાર પછી સમસ્ત દિવસ ઉપવાસમાં અને રાત્રિનો સમય શંકર–ઉપાસનામાં વ્યતીત થયો. વચમાં વચમાં પૂજન વિધિ બંધ પડતાં નરેન્દ્રનાથ ધર્મ સંબંધી ભાષણ અને ઉપદેશ કરતા અને રાત્રિની શાંતિનો ભંગ કરી સર્વ સન્યાસીઓ સમાન સ્વરે " શિવગુરૂ, શિવગુરૂ, હર, હર" ધ્વનિ સાથે નૃત્ય પણ કરતા. સર્વ શરીરે ભસ્મનું લેપન કર્યું હતું. નેત્રમાં વૈરાગ્યનાં ચિહ્ન જણાતાં હતાં. તે એક અપૂર્વ દ્રષ્ય હતું. અહા!

પ્રાતઃકાલમાં હોમ આરંભ થતો. હિંદુઓના સર્વ દેવ દેવી અને અવતારોને નામે ઘીની આહૂતિયો અપાતી. હોમ સમાપ્ત થતો. વ્રતનું ઉદ્દયાપન થતું.

એ પ્રમાણે વરાહ નગરના મઠમાં દિવસો વ્યતીત થતા. ઘણી વાર તો મઠમાં બીજો કોઇ પણ શબ્દ કાને સંભળાતોજ નહિ. ચારે દિશા સ્તબ્ધ–શાંત જણાતી. માત્ર વચમાં વચમાં નરેન્દ્રનાથના મધુર કણ્ઠમાંથી " મા, મા, બ્રહ્મમયી " શબ્દો શાંતિનો ભંગ કરતા. ક્વચિત્ તેઓ સન્ધ્યાના ઝાંખા અંધકારમાં બિલ્વ વૃક્ષ નીચે એકલા બેસી સંગીત ગાતા ગાતા અંતરના ઉંડા–એકાંત–રાજ્યમાં ચાલ્યા જતા. એ સ્થિતિમાં તેમને બાહ્ય જગતનું જરા પણ જ્ઞાન–ભાન રહેતું નહિં. અત્યાર સુધી અમે મઠની આંતર સ્થિતિનું વર્ણન કર્યું પરંતુ હવે બાહ્ય સ્થિતિ જૂવો. મઠનિવાસી સન્યાસીઓ ધીમે ધીમે બહારનાં માણસો સાથે ભળવા લાગ્યા. તેઓ ગૃહસ્થાશ્રમી જનોના સમાગમમાં આવતા. સદાનન્દ સ્વામી કહેતા કેઃ " તે કેવા આનંદના દિવસો વ્યતીત થયા છે! એક ક્ષણ શ્વાસ મૂકવાનો સમય મળતો ન હતો. રાત દિવસ બહારનાં માણસો આવજા કરતાં હતાં. પણ્ડિતો આવે છે. મહાન્ તર્ક વિતર્ક ચાલી રહ્યા છે, પરંતુ તેથી સ્વામિજી એક ક્ષણ પણ ક્રોધ, કંટાળો કે ઔદાસિન્ય દર્શાવતા ન હતા. આધ્યાત્મિક વિદ્યા હો કે સાધારણ વિદ્યા હો, તેઓ સર્વ વિષયની ચર્ચા કરવા સર્વદા તૈયારજ રહેતા."

મઠમાં આ સમયે મ્હોટા મ્હોટા પણ્ડિતો અને વિદ્વાનોનું આગમન થાય છે. તેઓ મઠના સન્યાસીઓ સાથે ધર્મ અને દર્શન શાસ્ત્રાદિ વિષ-

યની ચર્ચા કરી રહ્યા છે. મ્હોટાં લાંબાં સંસ્કૃત વચનો અને શ્લોકાદિ સંભળાવી અંધ શ્રદ્ધા અને લુચ્ચાઇનો પાયો બરાબર મજબૂત કરવાનો યત્ન કરી રહેતા પરંતુ સ્વામિજી પ્રબળ યુક્તિ–વચનો દ્વારા તેમનો મત છિન્નભિન્ન કરી નાંખતા! તેઓ સ્પષ્ટરૂપે કહેતા કેઃ "સસ્કૃત વિદ્યા અને સર્વ શાસ્ત્રનાં મૂળ, આ દેશના લોકોની શિક્ષા, દીક્ષા અને જીવનની ઉન્નતિ–અવનતિ સાથે ગાઢ સંબંધ ધરાવે છે. દેશની ઉપેક્ષા કરીને, દેશવાસીયોના પ્રાણથી વિચ્છિન્ન અને વિયુક્ત કરીને શાસ્ત્રોનો અભ્યાસ કરવાથી શાસ્ત્રનો સાચો મર્મ સમજવો દુઃસાધ્ય છે. શાસ્ત્રો એ કાંઇ કેટલાંક મન–કલ્પિત નિયમો નથી પરંતુ જાતિય ગઠન અને તેની પરિપુષ્ટિ એજ તેનો (શાસ્ત્રોનો) મુખ્ય ઉદ્દેસ્ય છે. દેશનું સર્વ પ્રકારે કલ્યાણ કરે એનુંજ નામ શાસ્ત્ર."

જે સમયે ખ્રીસ્તી પાદરીઓ હિન્દુ ધર્મનું અસત્યત્વ પ્રતિપાદન કરવાની ધારણાથી તર્કના ગોળા ફેંકતા અને હિંદુઓના મનમાં, શંકા ઉત્પન્ન કરતા તે સમયે તેમનો ઉત્પાત શાંત પાડવા માટે સ્વામિજીને તેમની સાથે તર્ક–યુદ્ધમાં ઉતરવું પડતું. તેમની તલવારની ધાર જેવી તીક્ષ્ણ બુદ્ધિ–તર્ક સમક્ષ પાદરીઓ ટકી શકે શી રીતે? તેમની સર્વ વિતંડાના કટકે કટકા થઇ જતા અને ક્ષણવારમાં તો તે કોણ જાણે ક્યાંયે અદ્રષ્ય થઇ જતા! અંતે જ્યારે તેઓ તર્ક–વાદમાં પરાજય પામી નમી જતા ત્યારે સ્વામિજી તેમનો પક્ષ લેતા અને પોતાની સ્વાભાવિક સરલ ભાષામાં ખ્રીસ્ત–હૃદયનાં અદ્ભુત–પ્રેમની અપૂર્વ વ્યાખ્યા તેમને કહી સંભળાવતા.

મઠનિવાસી સન્યાસીઓની કર્મશીલતા માત્ર પઠન–પાઠન, અને તર્ક–આલોચનામાંજ અટકી ન હતી. તેમના હૃદય ક્ષેત્રમાં અન્ય એક વસ્તુનાં અંકુર આ સમયથીજ જોવામાં આવતાં, તેનું નામ સેવા–ધર્મ. વર્તમાન સમયે તે સેવાકાર્ય, રામકૃષ્ણદેવના શિષ્ય–મણ્ડલ (રામકૃષ્ણ મિસન) દ્વારા શ્રેષ્ઠ વ્યાપક રૂપે થતું જોવામાં આવે છે! તેઓ અત્યારે એ સેવા–ધર્મ બહુ ઉત્તમ રૂપે બજાવી રહ્યા છે. હિંદુસ્થાનમાં એવો સેવા–ધર્મ ભાગ્યેજ અન્યત્ર જોવામાં આવતો હશે. તે સમયે એ ધર્મ આટલો બધો દેશવ્યાપી થયો ન હતો એ ખરૂં, પરંતુ તે સમયે પણ સ્વામિજીના ઉપદે-

શથી સર્વ સન્યાસી-બંધુઓ પોતે આહાર નહિ કરતાં ક્ષુધાતુર દરિદ્ર અને અભ્યાગતોને આહાર કરાવતા. તેમજ ગૃહસ્થાશ્રમી ગુરૂબંધુઓનાં દુઃખ દારિદ્ર સમયે પ્રાણપૂર્વક પરિશ્રમ કરી તેમની સેવા સુશ્રુષા અને સહાયતા કરતા. એટલુંજ નહિ, પણ તેમાંના કેટલાક સન્યાસીઓ કોઢ અને રક્ત-પિત્તાદિના ભયંકર ચેપી-રોગીયોની સેવા કરવામાં જરા પણ અચકાતા નં હતા! દુઃખી દરિદ્રીઓની સેવા એજ તેમનો સેવા-ધર્મ.

# परिव्राजक वेशमां.

રામકૃષ્ણ-મઠની સ્થાપના થઇ ખરી પરંતુ મઠનિવાસી સન્યાસીઓ અધિક દિવસ એકત્ર નિવાસ કરી શક્યા નહિ. તેમાંના ઘણાના હૃદયમાં એકાન્ત-નિવાસ કરવાની ઇચ્છા ધીમે ધીમે બળવાન થઇ હતી. વાસ્તવિક રીતે હિંદુ સન્યાસીઓને તીર્થ પર્યટન કરવાનો અને તીર્થ ભ્રમણ સમાપ્ત થયા પછી નિર્જન નિવાસ કરી એકાન્તમાં ઇશ્વરનું ધ્યાન ધરવાનો અભ્યાસજ થઇ પડ્યો છે. જાતીય જીવનની એ એક પ્રથા ચિર કાલથી ચાલી આવે છે તેને બંધ પાડવી કિંવા તેનું ઉલ્લંઘન કરવું એ સુસાધ્ય નથી. એ પ્રથા જાણે આ દેશના લોકોનાં અસ્થિ મજ્જામાં જડાઇ ગઇ છે, તેથી જ મઠ સ્થાપવામાં આવ્યો છતાં મઠનિવાસી સન્યાસીઓની પર્યટન કરવાની તૃષ્ણા મટી નહિં. ગૃહસ્થાશ્રમી જનોની પેઠે એકજ સ્થાનમાં જીવન વ્યતીત કરવાનો સંકલ્પ કરી, ભગવાં છુપાવી સંસારયાત્રા નિર્વાહ કરવાનું મઠના સન્યાસીઓથી બન્યું નહિ, તેથીજ પરમહંસદેવના અંતર્ધાન થયા પછી કેટલાક અલ્પ વયના યુવક-સન્યાસીઓએ, શ્રી માતાજી (પરમહંસદેવનાં ધર્મ પત્ની) સાથે વૃન્દાવન ધામમાં જઇ એક વર્ષ પર્યંત નિવાસ કર્યો હતો. યોગાનન્દ, લાટુ વગેરે એ મંડળીમાં હતા. મઠ સ્થાપન થયા પછી કેટલેક મહિને સારદ (સ્વામી ત્રિગુણાતીત) પ્રથમ મઠમાંથી અદૃષ્ય થઈ ગયા. તે સમયે મઠાધ્યક્ષ નરેન્દ્રનાથ કલકત્તે

હતા. તેમણે મઠમાં આવ્યા પછી સારદના અંતર્ધાન થયાના સમાચાર સાંભળ્યા ત્યારે તેમનુ ચિત્ત ઘણું ચંચલ થયું હતું. કારણ. તેઓ જાણતા હતા કેઃ સારદ એ સંસારથી અજાણ્યો–બાળક જેવો હતો, તેની હઠને માટે તેને ઘણું કષ્ટ સહન કરવું પડશે. નરેન્દ્રનાથે રાખાલને કહ્યું કેઃ “ રાજા, ત્હેં તેને જવા દીધો શા માટે ? હવે કેવી મુશ્કેલીમાં આપણે આવી પડયા છીએ તેનો ખ્યાલ કર. તેણે તો આપણને મ્હોટી આપદામાં નાંખી દીધા ! આ તો માયાના સંસારમાં બંધાઇ રહ્યા છીએ બીજું શું ? ” વાત પણ તદ્દન સત્ય હતી. નરેન્દ્રનાથ ગુરૂબંધુઓની સ્નેહ જાળમાં જકડાઈ ગયા હતા. ગુરૂબંધુઓને જરા પણ દુઃખ થવાની કલ્પના થતાંજ તેમનું હૃદય થર થર કંપી ઉઠતું. તેમના મનમાં એમજ થતું કેઃ તે મને (સન્યાસીઓને) જે કાંઇ દુઃખ ભોગવવું પડશે તેના જોખમદાર તેજ ( નરેન્દ્રનાથજ ) છે, કારણ કે પરમહંસદેવે સર્વ સન્યાસીઓની સંભાળ રાખવાનો અને રક્ષણ કરવાનો ભાર તેમના ઉપરજ મૂકયો હતો. સારદને માટે ખેદ કરતાં કરતાં આસપાસ તપાસ કરવાનું ચાલુ રાખ્યું હતું, એટલામાંજ સારદનો હસ્તલિખિત એક પત્ર પ્રાપ્ત થયો. તેમાં લખ્યું હતું કેઃ

“ હું પગે ચાલતો વૃન્દાવન જાઉં છું. આ સ્થળે રહેવું મ્હારે માટે નિરાપદ નથી, કારણ કે મનની ગતિ બદલાઇ જઈ શકે એમ છે. પ્રથમ માતાપિતા અને ઘરનાં સર્વ મનુષ્યોનું સ્વપ્ન જોતો ત્યારપછી માયાની મૂર્તિ જોવામાં આવી. એ વખત ઘણું કષ્ટ ભોગવ્યું. ઘેર પાછું ફરવું પડ્યું હતું તેથી જ આ વખત દૂર ચાલ્યો જાઉં છું. પરમહંસદેવે મ્હને કહ્યું છે કેઃ “ ત્હારા ઘરનાં માણસો બધું જ કરી શકે એમ છે. એમનો વિશ્વાસ કરવો નહિં. ”

પત્ર સાંભળી રાખાલ મહારાજે કહ્યુંઃ “ જોયું, આટલાને માટે જ તે ચાલ્યા ગયા છે.” થોડીવાર પછી પુનઃ બોલ્યા કેઃ “ હું પોતે પણ એક વખત તીર્થભ્રમણ કરવા જવાની ઇચ્છા રાખું છું, ” નરેન્દ્રે તેમનો તિરસ્કાર કરી કહ્યુંઃ “ હા, જવું જ જોઈએ. બીજું શું ? એ પ્રમાણે જગતમાં ભટકવાથી જ ભગવાન દેહ ધારણ કરી તમને દર્શન દેશે !” જો કે સુખેથી એ પ્રમાણે કહ્યું તો ખરૂં પરંતુ તે જ સમયથી પર્યટન કરવા માટે તેમના જ પ્રાણ



परिव्राजक–स्वामी विवेकानंदजी।

[ पृष्ठ १७३ ]

मोनार्क प्रिन्टरी, अमदावाद

આકર્ષાવા લાગ્યા હતા. જો તે ઇચ્છા પ્રકટરૂપે કહેવામાં આવે તો મઠ ભાંગી જાય તેથી જ તેમણે અંતઃકરણની ઇચ્છા અંતઃકરણમાં જ સમાવી દીધી. જેમ જેમ દિવસો વ્યતીત થવા લાગ્યા તેમ તેમ તે સંકલ્પ દ્રઢ થઇ તેમનું ચિત્ત આકર્ષાવા લાગ્યું. તેઓ એ વિચાર અન્યજનો સમક્ષ છુપાવી શકયા નહિં. વાતચિત કરતાં અંતઃકરણનો ઉચ્છ્વાસ બહાર નિકળવા લાગ્યો. મહાન્ વ્યક્તિયોના હૃદયનો વેગ અતિશય પ્રબળ હોય છે. એક વખત મનમાં ઉચ્ચ સંકલ્પ ઉદય પામતાં જ ક્રમે તેની ગતિ એવી બળવાન થઇ ઉઠે છે કેઃ તેના સમક્ષ સર્વ જગત્ સંસાર ડૂબી જાય છે. સ્વામિજીનું પણ બરાબર તેમજ થયું. અંતઃકરણમાં છુપાઇ રહેલી મનોભાવના કોઇ કોઇ સમયે પ્રચણ્ડ વા વંટોળીયાની પેઠે સબળ થઇ બહાર નિકળવા લાગી. એ હૃદય-વેગ જોઇને ગુરૂ-બંધુઓ શંકિત થઇ ઉઠતા. ધીમે ધીમે મઠનિવાસી સન્યાસીઓમાં તેનો પ્રભાવ વ્યાપ્ત થઇ ગયો. તેઓ એક પછી એક મઠ ત્યાગ કરી પર્યટન કરવા ચાલ્યા ગયા. ક્રમે મઠનિવાસી સન્યાસીઓની સંખ્યા બહુ જ ઓછી થઇ ગઇ. સ્વામિજી પણ પ્રસંગોપાત પર્યટન માટે જવા લાગ્યા. બેચાર માસ ફરી આવ્યા પછી તેઓ પુનઃ મઠમાં આવતા. કેટલાક મહિના મઠમાં નિવાસ કર્યા પછી પુનઃ બહારગામ ચાલ્યા જતા. બધા ચાલ્યા ગયા છતાં શશી મહારાજને કોઇ મઠનો ત્યાગ કરાવી શકયું નહિં. તેઓ એકનિષ્ઠ સાધકની પેઠે બેચાર જણ સાથે રહી પરમહંસદેવના દેહાવશેષનું યથાયોગ્ય રક્ષણ અને નિત્ય નિયમિતરૂપે તેની સેવા અને પૂજા કરતા હતા. એ સંબંધી સ્વામિજી કહેતા કેઃ "મ્હેં સર્વના પ્રાણમાં અગ્નિ સળગાવી દીધો હતો. સર્વને મઠનો ત્યાગ કરાવી ભિક્ષાવલમ્બી સન્યાસી બનાવ્યા હતા પરંતુ માત્ર શશીને તેમ કરી શક્યો નહતો. શશિ તો મઠના મેરૂ દણ્ડ સ્વરૂપ હતો."

વાસ્તવિક જોતાં, મઠ સાથે એક માત્ર શશી મહારાજનો અતિ નિકટ-સાક્ષાત્-સંબંધ રહ્યો હતો. અન્ય સન્યાસીઓને માટે તો મઠ જાણે થોડો વખત રહેવાની ધર્મશાળા હોય તેમ થઇ રહ્યું હતું. ચારે દિશામાં ભ્રમણ કર્યા પછી જ્યારે તેમને થાક લાગતો કિંવા કંટાળો આવતો ત્યારે તેઓ થોડા દિવસને માટે મઠમાં આવી આશ્રય લેતા.

શરૂવાતમાં તો સ્વામિજી થોડા દિવસ માટે અદ્રષ્ય થઇ જતા. આજે વૈધનાથ તો કાલે સિમુતલા. એમ એક એક સ્થાને કેટલાક દિવસ નિવાસ કરી આવતા અને પુનઃ મઠમાં આવતા. પ્રત્યેક વખત તેઓ કહી જતા કેઃ "બસ, આ છેલ્લી વખત છે. હવે પાછો આવીશ નહિં." તેમ છતાં પ્રત્યેક વખત તેમને કોઇ એક કારણ માટે મઠમાં પાછું આવવું પડતું. ઇ. સ. ૧૮૯૧ ની શરૂવાતથી તેમનો એકલા ભ્રમણ કરવાનો શૉખ પૂર્ણ થયો હતો. એ સમયે તેઓ કયાં રહેતા તેનો કોઇને પત્તો લાગતો નહિં અથવા અનેક યત્ન કરવા છતાં તેમને શોધી કઢાતા નહિં. પરમહંસદેવના અંતર્ધાન પછી ચાર વર્ષ પર્યંત (ઈ. સ. ૧૮૮૭ થી ઇ. સ. ૧૮૯૦ પર્યંત) તેમણે ગુરૂ-બંધુઓનો સંગ ત્યાગ કર્યો નહતો, અર્થાત્ કાં તો વરાહનગરના મઠમાં રહ્યા હશે અથવા તો કોઈ એક પણ ગુરૂ-બંધુને સાથે લઇ તીર્થ ભ્રમણ કરવા બહાર નિકળી પડયા હશે. એમાંથી એક તો ખરૂં જ; પરંતુ ઇ. સ. ૧૮૯૧ ની શરૂવાતથી તેમણે ગુરૂ-બંધુઓનો સંગ પણ તદ્દન ત્યાગ કર્યો હતો. મહાનગરી દિલ્હીથી એવો વિચ્છેદ શરૂ થયો હતો. તે દિવસથી આજસુધી તેમના ભ્રમણ સમયે કોઇ સાથીદાર રહ્યો નહતો. જો કે કોઇ કોઇ ગુરૂબંધુએ તેમના ભ્રમણ સમયે શોધ કરવામાં પાછી પ્હાની કરી નહતી પરંતુ તેઓ પોતાનું નામ અને પરિચય બદલી નાંખતા તેથી એકાએક તેમને શોધી કાઢવાનું સહેલું નહતું.

એવી અવસ્થામાં માત્ર બે ત્રણ વખત તેમના ગુરૂ-બંધુઓ સાથે તેમનો સાક્ષાત્કાર થયો હતો અને તે વખત તેમણે તેમનો તિરસ્કાર કરી પોતાનાથી દૂર ચાલ્યા જવાનું કહ્યું હતું. સ્વામિજીના પ્રવ્રજ્યાકાલનો ઇતિહાસ બહુ કૌતુહલજનક છે. તેઓ બને ત્યાંસુધી પોતાની અતુલ વિદ્યા બુદ્ધિ ગુપ્ત રાખી સાધારણ સાધુની પેઠે ભ્રમણ કરતા, એટલું જ નહિં પણ તેઓ ખાસ પોતાનો પરિચય ન કરાવે ત્યાં સુધી તેમને જોવાથી અથવા તેમની સાથે વાર્તાલાપ કર્યાથી કોઇપણ સમજી શકે તેમ નહતું કેઃ સ્વામિજીને અંગ્રેજી આવડે છે અને તેઓ મહાસમર્થ વિદ્વાન છે. અનેક સમય તેઓ પ્રતિજ્ઞા કરતા કેઃ "કોઇની પાસે ભિક્ષા માંગીશ નહિં. જયારે આપોઆપ

પ્રાપ્ત થશે ત્યારે જ ભોજન કરીશ." એને પરિણામે તેમને અનેક સમય લાગલાગટ પાંચ પાંચ દિવસના ઉપવાસ કરવા પડતા એવું તેમણે સ્વમુખે કહ્યું છે. તેમના કેટલાક દિવસ તો રસ્તાની બાજુએ આવેલા ભાંગેલા દેવાલયમાં અથવા ધર્મશાળાઓમાં અથવા ગાઢ જંગલમાં અને પર્વતની ગુફામાં વ્યતીત થતા. વળી કેટલાક દિવસ તો એવા પણ વ્યતીત થયા છે કે જ્યાં માથું ઉંચું કરવાનું સ્થાન પણ નહોય, ખુલ્લા આકાશ નીચે વર્ષાદ અને ઝાકળ કે બરફ પડતું હોય તેમની વચમાં અથવા પ્રચણ્ડ તાપમાં સખ્ત તપેલી રેતી ઉપર પણ કેટલાક દિવસો વિત્યા છે! પહેરવેશમાં ભગવું કૌપિન અથવા ભગવો જભ્ભો. હાથમાં દણ્ડ અને કમણ્ડલુ, આધારમાં માત્ર એક ગીતાજી. એ પ્રમાણે રાજેન્દ્ર-ગમન સ્થિતિમાં, તેજસ્વી વિશાળ નયનવાળા, અનુપમ કાંતિના, વીર દેહધારી–સંન્યાસી વિવેકાનંદજી ભિક્ષાન્ન સંગ્રહ કરતા અને તીર્થ પર્યટન કરવા માટે "નારાયણ હરિ" શબ્દોચ્ચાર કરતા કરતા બારણે બારણે ભ્રમણ કરતા. પરંતુ મુખેથી એવો ઉચ્ચાર કરતા તે સમયે પણ મનમાં તો ગુરૂદેવનું જ સ્મરણ થયા કરતું. તેને વિશ્રામ જ નહતો.

* * * * *

કેટલાંક નજીકનાં સ્થાનોમાં થોડા દિવસને માટે બે ચાર વખત આવજા કર્યા પછી ઇ. સ. ૧૮૮૮ માં સ્વામિજીએ મનમાં તીર્થ-પર્યટન કરવાના સંકલ્પ કરી, સૌથી પ્રથમ કાશીધામ તરફ યાત્રા કરી. જીવન ધારણ કરવા માટે અતિ અગત્યની વસ્તુઓ સિવાય તેમણે અન્ય કોઇ વસ્તુ સાથે રાખી નહતી. કાશીધામમાં તેમણે વિશ્વેશ્વર, વીરેશ્વર અને અન્ય દેવ મૂર્તિઓનાં દર્શન કર્યા પછી એક દિવસ સારનાથ તરફ ગયા હતા. તે સમયે સારનાથનો સ્તંભ અને મઠના ભાગેલાં ખંડિયેરો વનજંગલથી પૂર્ણ હતાં. એક દિવસ પ્રાતઃ સમયે તેઓ દુર્ગા મંદિર તરફ ગમન કરતા હતા, એટલામાં વાંદરાંનું એક ટોળું તેમની પાછળ પડ્યું. એ સ્થાનનાં વાંદરો કોઇ કોઇ સમયે અજાણ્યાં માણસો ઉપર અતિ ભયંકર અત્યાચાર કરે છે એ વાત સ્વામિજી જાણતા હતા. વાંદરાની દૃષ્ટિ પોતાના તરફ જોઇ તેઓ ઉતાવળા ચાલવા લાગ્યા. વાંદરાં પણ પહેલાંના કરતાં વિશેષ ઉતાવળે સ્વા-

મિજીની પાછળ ચાલવા લાગ્યાં એટલે સ્વામિજીએ કિંચિત્ ઉદ્વિગ્ન થઇ દોડવાનો આરંભ કર્યો કે તુર્ત વાંદરાએ તેમની આસપાસ ઘેરો ઘાલ્યો! એ જોઇ પાછળથી એક માણસે ઉચ્ચ કણ્ઠે કહ્યું કેઃ "ઉભા રહો, ઉભા રહો, વાંદરાની સ્હામે થાઓ." સહસા એ વાક્ય સાંભળી સ્વામિજીને ચૈતન્ય આવ્યું. તેમને જ્ઞાન થયું. ક્ષણનો પણ વિલંબ કર્યા વગર સ્થિર નેત્રે તેઓ વાંદરાંઓની સ્હામે ઉભા રહ્યા. તેજ ક્ષણે ભીષણ વેગથી દોડયાં આવતાં વાંદરાઓનું ટોળું સ્તબ્ધ થઇ ઉભું રહ્યું અને ભય પામી પાછું ન્હાસવા લાગ્યું. તેમની બદલાયલી ગતિ જોઈ સ્વામિજી મનમાં ને મનમાં ખુબ હસવા લાગ્યા. થોડીવાર પછી એક વૃદ્ધ સન્યાસી તે સ્થાને આવી ઉપસ્થિત થયા. તેમને જોઇ સ્વામિજીએ નમન કર્યું. તેઓ પણ પ્રતિનમન કર્યા પછી ચાલ્યા ગયા. સ્વામિજી સમજી શકયા કેઃ "એમનાજ ઉપદેશ પ્રમાણે કાર્ય કરવાથી આપણા પ્રાણનું રક્ષણ થયું છે. ભયના સ્હામે ઉભા રહેવાથીજ મનુષ્ય વિજય પામે છે, તેનાથી ન્હાસતા મનુષ્યો અનેક ભયંકર કષ્ટ ભોગવે છે એમાં સંશય નથી. ભય એ મનની દુર્બળતાજ છે ભયના સ્હામેજ થવું ઇષ્ટ છે."

એ બનાવનો ઉલ્લેખ કરી સ્વામિજીએ અમેરિકામાં ભાષણ કરતાં કહ્યું હતું કેઃ "So face Nature. Face ignorance. Face Illusion. Never fly." અર્થાત્ "પ્રકૃતિ, અવિદ્યા અને માયા એ પ્રમાણેજ છે. સર્વદા એની (ભયની) સ્હામે થવું જોઇએ. એના ભયથી બ્હી જઇ કાયર પુરૂષની પેઠે ન્હાસી જવું નહિ. (આફતથી બ્હી જવું નહિ પણ તેના સામે થવું એમાંજ પુરૂષત્વ છે.)

કાશીમાં દ્વારકાંદાસના આશ્રમમાં સ્વામિજી નિવાસ કરતા હતા તે સમયે કાશીધામના અનેક પણ્ડિતો અને સાધુ—મહાત્માઓ સાથે તેમને સાક્ષાત્કાર થયો હતો. એ સ્થળે પ્રસિદ્ધ મનસ્વી ભૂદેવ મુખોપાધ્યાય સાથે હિંદુઓના વિભિન્ન આદર્શના ગુણ અવગુણ સંબંધી તેમને ઘણીવાર સુધી વાદવિવાદ થયો હતો. અંતે ભૂદેવે કહ્યું હતું કે. "અહા! અતિ આશ્ચર્યની વાત છે કે આટલી વયમાં આટલું બધું જ્ઞાન અને બહુદર્શિતા. એક સમયે (સ્વામિજી) અદ્વિતીય વ્યક્તિ થઇ પડશે તેમાં સંદેહ નહિ."

એ સમયે તેમને કાશીક્ષેત્રમાં સદ્‌ભાગ્યે ભારત–પ્રસિદ્ધ અદ્‌ભુત યોગી મહાત્મા તેલંગ સ્વામીનાં દર્શનનો લાભ થયો હતો. સર્વ મનુષ્યો જાણે છે કે તૈલંગસ્વામી પોતાની અંતીમ અવસ્થા સમયે કોઇની સાથે વાતચિત કરતા નહતા. વિશેષ આવશ્યક્તા જણાય ત્યારે આંગળીથી ઇસારત કરતા અથવા માટીમાં આંગળીવડે લખી પ્રશ્નનો ઉત્તર આપતા. ઘણાં વર્ષ ઉપર પરમહંસદેવે તેમને પૂછ્યું હતું કે: "જીવ અને બ્રહ્મમાં કોઇ પ્રકારનો ભેદ છે કે નહિં ?" એ સાંભળી તેમણે સંકેતદ્વારા ઉત્તર દઇ સમજાવ્યું હતું કે: "જ્યાં સુધી ભેદ–જ્ઞાન છે ત્યાં સુધી પૃથક્ અને ભેદજ્ઞાન રહિત થતાં જ બન્ને એક." સ્વામિજીએ તૈલંગસ્વામીનાં દર્શન કરી પ્રણામ કર્યા અને તેમના ચરણની રજ મસ્તકે ચઢાવી ચાલ્યા ગયા હતા.

ત્યાંથી તેઓ ભાસ્કરાનંદ સ્વામી પાસે ગયા હતા. એ મહાપુરૂષ પરમયોગી અને અસાધારણ પણ્ડિત હતા. તેમણે એક માસ પર્યંત હિમાલય સ્થિત કૈલાસધામની પ્રદક્ષિણા કરી હતી. તેઓ પોતાના આશ્રમમાં ઘણું ખરૂં દિગંબર ( નગ્ન ) સ્થિતિમાં નિવાસ કરતા. સ્વામિજી અતિશય શ્રદ્ધાપૂર્વક પ્રણામ કર્યા પછી તેમના સ્હામે ઉભા રહ્યા હતા. વાર્તાલાપ કરતા કામિની–કાંચન ત્યાગનો વિષય નિકળ્યો. ભાસ્કરાનંદે કહ્યું કે; "કોઇ પણ મનુષ્ય સંપૂર્ણ રૂપે કામિની–કાંચનનો ત્યાગ કરી શકે છે કે નહિં તે સંદેહજનક છે." સ્વામિજીએ કહ્યું કે: "મહારાજ ! એ શું કહોછો ? સન્યસ્ત ધર્મનો મૂળ પાયો તો એના ઉપર જ રચાયલો છે." મહાત્મા ભાસ્કરાનંદે સ્મિત હાસ્ય કરી કહ્યું: "તુમ લડકા હો, ક્યા સમજો ?" સ્વામિજીએ ઉત્તર દીધો કે: "મ્હેં મ્હારી નજરે એવા પુરૂષ દીઠા છે." ભાસ્કરાનંદે તે વચન ઉપર અવિશ્વાસ દર્શાવી ઉડાવી દેવાનું કર્યું. તે સમયે બન્ને વચ્ચે તુમુલ વાદવિવાદ ચાલ્યો હતો.×

---

× એ પછી કેટલેક વર્ષે સ્વામી શુદ્ધાનંદ અને તેના પછી કેટલેક વર્ષે સ્વામી નિરંજનાનન્દ સાથે સ્વામી ભાસ્કરાનંદનો મેળાપ થયો હતો. તેમને વિશ્વવિખ્યાત શ્રીરામકૃષ્ણપરમહંસદેવ શિષ્ય અને વિવેકાનંદજીના ગુરૂ–બંધુ જાણી તેમણે તેમનો વિશેષ આદરસત્કાર કર્યો હતો, અને સ્વામિજીના દર્શન કરવા માટે અતિશય આગ્રહ દર્શાવ્યો હતો. તે સમય પર્યંત તેઓ જાણતા નહતા કે

કાશીથી અયોધ્યા થઇને સ્વામિજીએ આગ્રામાં ગમન કર્યું હતું. માર્ગમાં ભિક્ષા માગવી એજ તેમનું નિત્યકર્મ હતું. આગ્રામાં તાજમહેલ જોઇ તેઓ મુગ્ધ થયા હતા. તેઓ કહેતા કેઃ "એનો અતિ ક્ષુદ્ર વિભાગ પણ આખો દિવસ રહી શાંત ચિત્તે જોવો જોઇએ. સમગ્ર મહેલ બરાબર જોવા માટે ૭ માસ જોઇએ." આગ્રાનો કિલ્લો જોઇને પણ તેમના ઇતિહાસ–રહસ્યજ્ઞ હૃદયમાં નાના પ્રકારની ભાવનાઓ ઉત્પન્ન થઇ હતી. આગ્રાથી તેઓ વૃન્દાવન ગયા હતા. તેમની પાસે એક પાઇ પણ નહતી. પગે ચાલવાથી અતિ થાક લાગેલો, શરીરે પુષ્કળ ધૂળ પણ ચોંટેલી. એવી સ્થિતિમાં તેઓ વૃન્દાવન નજીક પહોંચ્યા. ત્યાં તેમણે જોયું કે એક મનુષ્ય આનંદપૂર્વક હુક્કો ગગડાવી તંમાકુનું સેવન કરી રહ્યો છે. ક્ષુધા તૃષાતુર સ્વામિજીએ તેની પાસેથી હુક્કો માંગ્યો. તેણે દિલગીર થઇ કહ્યું: "મહારાજ, હમ ભંગી (મહેતર) હય." એ સાંભળી સ્વામિજી નિરાશ ચિત્તે ચાલ્યા ગયા. થોડે વેગળે ગયા પછી તેમના મનમાં વિચાર થયો કેઃ "સમસ્ત જીવન-પર્યંત આત્માના અભેદત્વનો વિચાર કરવા છતાં અંતે હું જાતિ ભેદની જ જાળમાં સપડાયો કે? છટ્ છટ્! હજી પણ એ સંસ્કાર મ્હારામાં રહ્યા કે?" એવો વિચાર કરી એક માઇલ જેટલો માર્ગ પાછા ફરી પુનઃ તેઓ તેજ સ્થળે આવી પહોંચ્યા, પેલો ભંગી ત્યાં જ બેઠો હતો. તેની પાસે જઇ સ્વામિજીએ કહ્યું: "બેટા! મ્હને જલદી એક ચલમ ભરીને આપ." તેણે પહેલાંની પેઠે જ કહ્યું: "મહારાજ! આપ સાધુ છો. હું ભંગી છું." પરંતુ સ્વામિજીએ તેના કહેવા તરફ વાંધો દર્શાવ્યો નહિ. તેથી ભંગીએ તેજ હુક્કા ઉપર તમાકુ ભરી ચલમ મૂકી આપી, સ્વામિજીએ આનંદપૂર્વક હુક્કો પીવા લાગ્યા. ગિરિશ બાબુ સ્વામિજીને મુખેથી એ વાત સાંભળી મશ્કરી કરતા કહેતાં કેઃ "તમે ગાંજાખોર છો તેથી જ નિશાની ધુનમાં ભંગીનો હુક્કો પીધો હતો." સ્વામિજીએ ઉત્તર દીધો હતો કેઃ "ના,

---

પેલો બાળક એજ "સ્વામી વિવેકાનંદ" હતા, કે જેની સાથે પૂર્વે એક દિવસ તેમને મતભેદ અને વાદવિવાદ ઉપસ્થિત થયો હતો. શારીરિક અસ્વસ્થતા અને અન્ય કારણોને લીધે સ્વામિજી પુનઃ તેમને મળી શક્યા નહતા, તેમ છતાં સંસ્કૃત ભાષામાં તેમણે ભાસ્કરાનંદને એક પત્ર લખ્યો હતો.

ગિરિશ, ઇશ્વરને મ્હારી પરીક્ષા કરી જોવાની ઇચ્છા થઇ હતી. સન્યસ્ત ગ્રહણ કર્યા પછી મ્હારા પૂર્વ સંસ્કાર દૂર થયા છે કે નહિ, જાતિ વર્ણની પેલે પાર હું ચાલ્યો ગયો છું કે નહિં. આત્માને અભેદ માનુંછું કે નહિ, દ્વૈતમાંથી હું અદ્વૈતમાં ગયો છું કે નહિં તેની પરીક્ષા કરવી જોઇએ, તેથી જ ઇશ્વરે પરીક્ષા કરી, ભાઇ! સાચું સત્યવ્રત પાળવું મહા કઠિન છે. કહેણી અને કરણીમાં એક વાળ જેટલો પણ તફાવત હોય તો તે ચાલે નહિં. કહેવા પ્રમાણે જ વર્તવું જોઇએ. નહિં તો પછી ઢોંગ-પ્રપંચ જ કહેવાય."

વૃન્દાવનમાં કેટલાક દિવસ (ઇ. સ. ૧૮૮૮ તા. ૧૨ થી ૨૦ ઑગષ્ટ) પર્યંત વ્યતીત થયા પછી સ્વામિજીના મનમાં નજીકનાં ગામો જોવાની ઇચ્છા થઇ. તેઓ જાણતા હતા કે વ્રજભૂમિનાં સર્વ સ્થળ અતિ પવિત્ર છે. તેઓ સર્વત્ર ફર્યા હતા. ગોવર્દ્ધન પર્વતની પરિક્રમા કરતી વખત તેમણે સંકલ્પ કર્યો હતો કેઃ કોઇની પાસેથી ભિક્ષા માગીશ નહિં. પ્રથમ દિવસ મધ્યાહ્ને અત્યન્ત ક્ષુધા ઉત્પન્ન થઇ, તે જ સમયે મૂશળધાર વૃષ્ટિ થવા લાગી. ક્ષુધાથી અને પર્યટનથી અતિશય થાક લાગવા છતાં તેમણે કોઇની પાસેથી ભિક્ષા માંગી નહિ! રાધારમણની મૂર્તિનું હૃદયમાં ધ્યાન ધરી ધીમે ધીમે માર્ગ કાપવા લાગ્યા. જતાં જતાં સહસા સાંભળ્યું કેઃ કોઇ પાછળથી તેમને બુમ પાડે છે. તે તરફ લક્ષ્ય નહિં આપતાં તેઓ આગળ ચાલ્યા ગયા. પાછળનો સ્વર ધીમે ધીમે નજીક સંભળાયો ત્યારે તેમણે દોડવાનો આરંભ કર્યો. પાછળનું માણસ પણ દોડવા લાગ્યું અને અર્ધ ગાઉ દોડતાં જ તેણે સ્વામિજીને પકડી પાડયા. તેના હાથમાં નાના પ્રકારની ભોજન-સામગ્રી હતી. તે સ્વામિજીને ગ્રહણ કરવા વિનતિ કરવા લાગ્યો. એ અદ્દભુત બનાવ જોઇ સ્વામિજી અતિ આશ્ચર્ય પામ્યા હતા, અને નારાયણની અપાર કરૂણાનું-આત્મશ્રદ્ધાના અદ્દભુત પરિણામનું-સ્મરણ થતાં તેમના બન્ને નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં!

ગોવર્દ્ધનથી તેમણે રાધાકુણ્ડ તરફ ગમન કર્યું હતું. એ સ્થળે પણ એવો જ એક બનાવ બન્યો હતો. માત્ર એક જ કૌપિન પહેરેલું હોવાથી તેમણે તેને પ્રથમ કુણ્ડના જળમાં ધોઇ પગથિયાં ઉપર મૂક્યું, અને પછી

નગ્ન અવસ્થામાં સ્નાન માટે કુણ્ડમાં ઉતર્યા. સ્નાન કરી રહ્યા પછી તેમણે જોયું કે: કૌપિન તે સ્થળે નથી. કોણ જાણે કયાંય અદ્રષ્ય થઇ ગયું છે. આમ તેમ નિરીક્ષણ કરતાં જોયું કે: એક વાંદર કૌપિન લઇ વૃક્ષની એક ડાળ ઉપર બેઠો છે. વૃક્ષની ડાળ નજીક જઇ તેમણે વાંદર સ્હામે જોયું તો તેણે માત્ર પોતાના સફેત દાંત બતાવ્યા ! કૌપિન પાછું આપવું તો દૂર રહ્યું પણ તેના કટકે કટકા કરી ફેંકવાનો યત્ન કરતાં તેને જોયો. સ્વામિજીએ અનેક યત્ન કરી વાંદરની પાસેથી કૌપિન પાછું મેળવ્યું ખરૂં પરંતુ તે વખતે વાંદરના અત્યાચ્ચારથી તેના કટકે કટકા થઇ ગયા હતા. સ્વામિજીએ કુણ્ડની અધિષ્ઠાત્રી દેવી શ્રીમતી રાધારાણી પ્રત્યે અતિશય અભિમાન પૂર્વક પ્રતિજ્ઞા કરી કહ્યું કે: "આજથી હું લોકસમૂહમાં જઇશ નહિ. જંગલમાં પ્રવેશ કરીને જોઇશ કે તેઓ સાચા ભક્તનો યોગક્ષેમ વહન કરે છે કે નહિં." એવો દ્રઢ નિશ્ચય કરી તેમણે નજીકના જંગલ તરફ ગમન કર્યું. થોડે વેગળે જતાં જ પાછળથી કોઇ માણસે તેમને બુમો પાડી. સ્વામિજીએ પ્રથમ તે માણસના બોલાવવા તરફ ધ્યાન આપ્યું નહિં. તેમણે ઉતાવળે પગલે આગળ ચાલવા માડયું, તેમ તેમ પાછળનો માણસ સ્વામિજીને પકડી પાડવા માટે દોડવા લાગ્યો. સ્વામિજી પણ દોડવા લાગ્યા. અંતે પાછલો માણસ હાંફતો હાંફતો સ્વામિજીની સ્હામે આવી પહોંચ્યો. તેણે અનેક કાલાવાલા કરી તેમને ભોજન કરાવ્યું અને પોતાને ઘેર લઇ જવા આગ્રહ કર્યો. તેમને એક નૂતન વસ્ત્ર ( કૌપિન ) પણ આપ્યું સ્વામિજી તેને ઘેર ગયા, તેણે તેમને પોતાને ઘેર રહેવા અતિશય આગ્રહ કર્યો પણ સ્વામિજી ત્યાંથી ચાલ્યા ગયા હતા.

એવા અનેક બનાવો ઉપરથી સ્વામિજીને દ્રઢ વિશ્વાસ ઉત્પન્ન થયો હતો કે: "હું ભગવાનની કૃપાથી જરા પણ વંચિત નથી. ક્ષણે ક્ષણે ભગવાન જ મ્હારૂં રક્ષણ કરે છે. જે મનુષ્ય સંપૂર્ણરૂપે ભગવાનનો આશ્રય ગ્રહણ કરે છે તે ભગવાનનો જ છે. ભગવાન પણ તેનો જ છે."

વૃન્દાવનથી બહાર નિકળ્યા પછી સ્વામિજી ઉતરાખણ્ડ–હાથરસમાં આવી ઉપસ્થિત થયા.

હાથરસ સ્ટેશનના એક ખુણામાં તેઓ ચુપચુપ બેસી રહ્યા હતા. ભૂખ અને થાકથી તેમનો દેહ અને મન અત્યન્ત ક્લાન્ત થઇ રહ્યાં હતાં. તે જ સમયે આસિસ્ટન્ટ સ્ટેશનમાસ્તર શરતચંદ્રગુપ્ત કંઇ કારણસર તે દિશામાં જતાં સ્વામીને જોવા પામ્યા. શરતચંદ્રગુપ્ત બહુ સુંદર પુરૂષ હતા. બાલ્યાવસ્થાથી જ જૌનપુરના મુસલમાનોમાં નિવાસ કરવાથી બંગાલી કરતાં ઉર્દુ અને હિંદીભાષા શીઘ્ર બોલી શકતા. તેમનું ચરિત્ર પણ ઉત્તમ, અકપટ અને પુરૂષોચિત શુભ ગુણથી ભુષિત હતું. પ્લેટફોર્મ ઉપરથી જતાં જતાં એકાએક તેમણે જોયું કે: એક સન્યાસી આસનવાળી સ્ટેશનના કમ્પાઉન્ડની એક બાજુએ બેઠો છે. તેમને જોતાં જ મનમાં થયું કે: "અહા! આવી ચમત્કારિક મૂર્તિ સાધુ તો કદીપણ જોયો નથી!" સ્વામિજીનાં દર્શનથી તેમને અતિશય આનંદ થયો. ઉતાવળે પગલે તેમની પાસે જઇ કહ્યું કે: "આપને ભૂખ લાગી હોય એમ જણાય છે." સ્વામિજીએ ધીમેથી કહ્યું: "હા, મ્હને ભૂખ લાગી છે ખરી."

"આપને માટે શું લાવું?"

"જે બની શકે તે."

અલ્પ ક્ષણમાં જ શરતબાબુ સ્ટેશન ઉપરથી જે કાંઇ મળી શક્યું તે વડે સ્વામિજીના આહારની વ્યવસ્થા કરી.

જે કાંઇ થોડો આહાર મળતો તે વડે સ્વામિજી ઘણા દિવસ પર્યંત સંતોષ પામતા, અર્થાત્ તૃપ્ત થતા. પરંતુ અત્યારે તો તેનો પણ અભાવ હોવાથી ક્ષુધાને લીધે તેઓ મૃતપ્રાય થઇ ગયા હતા. અત્યારે ભક્ત શરત્‌બાબુ દ્વારા નાના પ્રકારની ભોજન સામગ્રી પ્રાપ્ત થતાં તેમણે સંતુષ્ટ ચિત્તે ભોજન કર્યું હતું.

નિત્ય કાર્યથી પરવાર્યા પછી સાધુ મહારાજને સારી પેઠે નિરખવા અને તેમની સાથે આલાપ કરવાનો શરતબાબુને સુયોગ પ્રાપ્ત થયો. તેઓ કહેતા કે: સ્વામિજીનાં ચક્ષુએ જ વિશેષરૂપે તેમનું આકર્ષણ કર્યું હતું, અને પ્રથમદર્શન થતાં જ સ્વામિજી ઉપર તેમને અપૂર્વ શ્રદ્ધા અને પ્રેમ ઉત્પન્ન થયો હતો. તેમણે સ્વામિજીને કેટલાક દિવસ હાથરસમાં નિવાસ

ફરવાનો આગ્રહ કર્યો અને પછી કહ્યું કે: "મ્હને કિંચિત્ બોધ આપો."

સ્વામિજીએ ઉત્તરમાં એક ગાન ગાયું હતું:—

" વિદ્યા યદિ લભિતે ચાઓ,
" ચાંદ મુખે છાઇ માખ,
" નઇલે એઇ બેલા પથ દેખ.

અર્થાત્ "વિદ્યાની ઇચ્છા હોય તો શારીરિક-સુંદરતા તરફ લક્ષ્ય ન રાખો. તે તરફ લક્ષ્ય રાખવું હોય તો રસ્તો પકડો!" ગાયન સાંભળતાં જ શરતબાબુએ કહ્યું કે: "સ્વામિજી! આપ જે કહેશો તે કરવા તૈયાર છું. હું સર્વસ્વનો ત્યાગ કરી આપની સાથે આવવા ખુશી છું. આપ મ્હારાપર દયા કરો. મ્હને બોધ આપો."

તેમની નિઃસ્પૃહતા જોઇ સ્વામિજીને અતિશય આશ્ચર્ય થયું પરંતુ તે સમયે તેઓ કંઇપણ બોલ્યા નહિ.

વાતવાતમાં વ્રજેનબાબુ નામક વ્યક્તિનું નામ સાંભળી સ્વામિજીના મનમાં થયું કે: તેઓ કલકત્તે હતા અને પોતાના ઓળખિતા છે. પછી તેઓ તત્ક્ષણાત્ વ્રજેનબાબુને ઘેર ગયા. તેમને જોતાં જ ઓળખી શકયા. સ્વામિજીના આગમનથી વ્રજેનબાબુને અતિશય આનંદ થયો. તેમણે તેમને થોડાક દિવસ પોતાને ઘેર નિવાસ કરવાનો આગ્રહ કર્યો. સ્વામિજીએ તે કબુલ કર્યું. ત્યાં રહ્યા પણ થોડા દિવસ પછી પુનઃ શરતબાબુને ઘેર પાછા ફરવાની રજા માંગી. વ્રજેનબાબુને ઘેર નિવાસ કર્યો તે સમયે ત્યાંના બંગાલી-ટોલા (મહોલ્લા)ના સર્વ લોકો સ્વામિજીનાં દર્શન માટે તૂટી પડયા. એ સમયે ત્યાંના બંગાલીયોમાં પક્ષાપક્ષી અને મનોમાલિન્ય ઉપસ્થિત થયું હતું પરંતુ સ્વામિજીના સમાગમથી તે બધું અનર્હિત થઇ ગયું. તેમને સુખેથી ધર્મ, દેશ અને જાતિ સંબંધી પ્રાણસ્પર્શી કથાવાર્તા શ્રવણ કરવાથી વ્રજેનબાબુના ઘરમાં લોકસમાગમ ઉત્તરોત્તર વધતો ગયો. સ્વામિજી શરતગુપ્ત અને નટુકૃષ્ણ નામક શરતબાબુના એક મિત્રને ઘેર ઘણુંખરૂં આવજા કરતા. એ બન્ને ધીમે ધીમે તેમનાં વિશેષ પ્રેમ-પાત્ર થઇ પડયા હતા. તેઓ પોતાના મકાનમાં તેમને રાખવા માટે અતિશય યત્ન કરતા. તેમનો આગ્રહ

જોવાથી સ્વામિજી થોડા દિવસ ત્યાં રહ્યા. તે સ્થળે પણ અનેક શ્રીમંત અને આબરૂદાર મનુષ્યો સ્વામિજીની ધર્મ કથા–વાર્તા અને સંગીત શ્રવણ કરવા માટે જતા.

એક દિવસ પ્રાતઃસમયે ઉઠી સ્વામિજીએ કહ્યું કેઃ "હવે હું આ સ્થળે રહી શકીશ નહિં. સન્યાસીએ એક સ્થાનમાં અધિક દિવસ નિવાસ કરવો ઉચિત નથી. વળી આ સ્થળે રહી ધીમે ધીમે તમારા પ્રેમબંધનમાં બંધાઇ રહ્યો છું તે યોગ્ય નહિં. સન્યાસીને માનવ–પ્રેમ કેવો?" સર્વેએ તેમને સંકલ્પરહિત કરવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તેમણે કહ્યુંઃ "હવે તમે મ્હને આગ્રહ કરશો નહિં." તેમનો અટલ સંકલ્પ જોઇ શરતબાબુ અતિશય દુઃખિત થયા. એટલા ટુંક સમયમાં સ્વામિજી જાણે અતિ નિકટના સગા હોય તેટલો પ્રેમ તેમના ઉપર દર્શાવ્યો હતો. તેમણે બાલ્યાવસ્થામાં જોનપુરના મુસલમાન મિત્રો દ્વારા સુફિ ધર્મ સમ્પ્રદાયના સાહિત્યનો અભ્યાસ કર્યો હતો. સ્વામિજીનો સમાગમ થયો ત્યારથી તેમના મનમાં એમ જ થયું હતું કેઃ જાણે સુફિ–વર્ણિત પ્રેમનો તેઓ (સ્વામિજી) જીવન્ત આદર્શ જ છે. સ્વામિજીને વિદાય થતા જોઇ શરતબાબુએ કહ્યું કેઃ "સ્વામિજી આપ મ્હને શિષ્ય બનાવો." એ સમયે શિષ્ય બનાવવાની સ્વામિજીને કલ્પના પણ નહતી. તેમજ સહસા કોઇને શિષ્ય બનાવવો ઉચિત છે કે નહિં તે સંબંધી તેમને સંદેહ પણ હતો. તેથી શરતબાબુની પ્રાર્થનાનો સ્પષ્ટ ઉત્તર નહિં આપતાં બોલ્યા કેઃ "શી જરૂર છે? મ્હારા શિષ્ય થવાથી જ અધ્યાત્મજગતનું સર્વજ્ઞાન તમને આવડી જશે એમ નથી. ઇશ્વર સર્વભૂતમાં વિરાજી રહ્યો છે. એ સત્રનું સ્મરણ રાખજો. એના સ્મરણથી જ તમારી ઉન્નતિ થશે. પ્રસંગોપાત તમને મળીશ." પરંતુ શરતબાબુ સહજમાં સમજે એવા નહતા. તેઓ પુનઃ પુનઃ આગ્રહ કરવા લાગ્યા અને અંતે બોલ્યા કેઃ "સ્વામિજી! આપ ઇચ્છાનુસાર આજ્ઞા ફરમાવો. હું તે પ્રમાણે વર્તવા તૈયાર છું. આપની સાથે જ્યાં કહો ત્યાં આવવા તૈયાર છું." શરતબાબુની દ્રઢતા જોઇ સહજ કૌતુહલપૂર્ણ સ્વરે કહ્યુંઃ "મ્હારી સાથે આવવા તમે સંપૂર્ણ રાજી છો?" શરતબાબુએ સમ્મતિ દર્શાવી. સ્વામિ-

જીએ કહ્યું: "ત્યારે પેલું મ્હારૂં ભિક્ષાપાત્ર લઇ સ્ટેશનનં ઉપરના કુલીઓ પાસેથી ભિક્ષા માંગી લાવો જોઉં." આજ્ઞા થતાં જ શરત્‌બાબુ પોતાના તાબાના કુલીઓ પાસેથી ભિક્ષા માંગી લાવ્યા. એ જોઇ સ્વામિજીએ અનેક આશીર્વાદ આપી તેમને પોતાના શિષ્ય બનાવ્યા. એ પછી કેટલેક દિવસે શરત્‌બાબુએ પોતાની નોકરી એક બીજા માણસને સોંપી દીધી અને તેઓ સ્વામિજીની સાથે હૃષીકેશ તરફ સિધાવ્યા.

ગૃહસુખના અભ્યાસ? સદાનન્દ ( સ્વામિજીએ શરતબાબુને પાછળથી એજ નામ આપ્યું હતું. ) તુર્તજ સમજી શકયા કે: સન્યાસીનું જીવન બહુ કઠોર હોય છે. એ સમયનું વૃત્તાન્ત સદાનન્દ સ્વામી કહેતા કે: "એક દિવસ પર્વતે પર્વત ફર્યાથી મ્હારૂં શરીર અતિશય થાકી લોથ થઈ ગયું હતું. તે દિવસે નક્કી હું મરણ પામત. પરંતુ અહા! સ્વામિજીનો કેવો પ્રેમ! મ્હને ઉંચકી ઉંચકીને કેટલેક દૂર સુધી લઇ જઇ તેમણે મ્હારો જીવ બચાવ્યો હતો. વળી એક દિવસ એક પહાડી નદીને પેલે પાર જવાનું હતું. અમે એક માણસ પાસેથી એક ઘોડો મેળવી નદી પાર જવાનો યત્ન કરવા લાગ્યા. નદી અતિશય વેગવતી હતી. તેને તળીયે ચીકણી લીલ પથરાયલી હતી. પગ લપસવાનો વિશેષ સંભવ હતો. જો પગ લપસ્યો તો મરણને જ શરણ સમજી લેવું. હું ઘોડા ઉપર બેસી પાર થવા લાગ્યો. સ્વામિજી જાણે નોકર હોય તેમ ઘોડાની લગામ ઝાલી આગળ ચાલવા લાગ્યા. વચમાં બે ચાર વખત એવું બન્યું કે: જેથી ઘોડો તેમનાથી પકડી શકાયો નહિં. પરંતુ અસાધારણ સાહસિક અને સ્નેહાર્દ હૃદયના સ્વામિજી પોતાનું જીવન સંકટમાં નાંખીને પણ મ્હને ઘોડા સુદ્ધાં નદી પાર લઇ ગયા! ધન્ય ગુરૂદેવ! તેમનો પ્રેમ અને સ્નેહપૂર્ણ લાગણીનું વર્ણન હું ક્ષુદ્ર શી રીતે કરી શકું? તેઓ જાણે પ્રેમનો જ અવતાર હતા. વળી એક વખત મ્હને અતિશય દુઃખ થયું હતું. તેઓ મ્હારો તમામ સર સામાન એટલું જ નહિં પણ પગના જોડા સુદ્ધાં–ઉંચકી લઇ ગયા હતા. તેમની સાથે રહેવાથી એટલું બધું બળ અને સાહસ રહેતું કે મૃત્યુ પણ તુચ્છ જણાતું. એક દિવસ માર્ગમાં જતાં જતાં જોવામાં આવ્યું કે: એક સ્થાનમાં મનુષ્યનાં કેટલાંક

હાડકાં અને તેની આસપાસ ભગવા વસ્ત્રનાં કટકા પડયા છે. સ્વામિજીએ તેના તરફ આંગળી બતાવી કહ્યું કેઃ "જો, સદાનંદ! આ સ્થાને એક સન્યાસીને વાઘે મારી નાંખ્યો છે! ત્હને વાઘનો ભય લાગે છે કે?" મ્હેં ઉત્તર દીધોઃ "આપ મ્હારી સાથે છો પછી ભય કેવો?"

હૃષીકેશમાં સ્વામીજી અને તેમના શિષ્યો, સાધારણ સાધુઓની પેઠે જ નિવાસ કરતા. ભજન, ભ્રમણ અને ધ્યાન–ધારણામાં જ અધિક સમય વ્યતીત થતો. ઉત્તરાખંડમાં વિશેષ આગળ કેદાર–બદરી તરફ જવાની તેમને ઇચ્છા થઇ હતી, પરંતુ સદાનન્દ સ્વામી સહસા કઠિન પીડાગ્રસ્ત થઇ પડવાથી પુનઃ હાથરસ પાછું ફરવું પડયું. તેઓ હાથરસ આવ્યા તેથી સર્વને ઘણો આનંદ થયો. ત્યાં આવ્યા પછી સ્વામિજી પણ વ્યાધિના સપાટામાં સપડાયા. આહાર–વિહાર અનિયમિત થવાથી ઉભયનાં શરીર ક્ષીણ થઈ પડયાં હતાં. વળી હૃષીકેશનાં જળ વાયુ જોઇએ તેટલાં સારાં ન હતાં. કારણ કે ત્યાં મેલેરિયા છે, તેથી જ બન્નેને કષ્ટ સહન કરવું પડયું. એ સમયે કોઇ સજ્જન બંગાળી ગૃહસ્થે વરાહનગરના મઠમાં સ્વામિજીની પીડાગ્રસ્ત સ્થિતિના સમાચાર મોકલી દીધા હોવા જોઇએ. કારણ કે થોડા દિવસમાં જ ગુરૂબંધુઓ તરફથી વરાહનગર પાછા ફરવાની પ્રાર્થના પૂર્ણ એક પત્ર તેમને મળ્યો હતો. તે પત્રમાં એમ પણ લખ્યું હતું કે? "કેટલાંક અગત્યનાં કારણ માટે આપે એક વખત અવશ્ય કલકત્તે પધારવું." એ પત્ર મળતાં જ, શરીર નિર્બળ હોવા છતાં તેઓ કલકત્તે ગયા અને સદાનન્દ સ્વામીને પણ સહજ આરામ થતાં જ કલકત્તે આવવાની આજ્ઞા કરતા ગયા. સ્વામિજી મઠમાં પધારતાં જ સર્વેએ અતિશય આનંદ પ્રદર્શિત કર્યો અને થોડા દિવસ આરામ લેવાનો આગ્રહ કર્યો. થોડા મહિના પછી સદાનન્દ સ્વામી પણ ત્યાં આવી પહોંચ્યા.

સ્વામિજીના પુનરાગમનની સાથે જ મઠમાં પૂર્વ ભાવના પાછી સતેજ થઇ. ભ્રમણ સમયે તેમણે જે જે નૂતન જ્ઞાન અને અનુભવ સંચય કર્યો હતો તેની સહાયતા વડે ભારતીય સભ્યતાનું એકત્વ તેમના હૃદયમાં વિશેષ રૂપે ઠસ્યું હતું. તેઓ કહેતા કેઃ "**રામકૃષ્ણદેવના પ્રભાવવડે**

સર્વત્ર છિન્ન ભિન્ન થયેલો ભરતખણ્ડ પુનઃ એકત્ર થશે.” મઠના ગુરૂબંધુઓને પુનઃ શિક્ષાદાન દેવાનું શરૂ કર્યું. એ પ્રમાણે કેટલાક મહિના વિત્યા પછી જ્યારે તેમણે જાણ્યું કે: હવે મઠમાં રહેવાનું પ્રયોજન નથી ત્યારે તેઓ પુનઃ દેશ ભ્રમણ માટે બહાર નિકળી પડયા.

## ગાજીપુરના પવનહારી બાબા.

આ સમયે સ્વામિજી સૌથી પહેલાં ગાજીપુર ગયા હતા. ગાજીપુરનિવાસી પવનહારી બાબા એક અસાધારણ યોગી અને જ્ઞાની પુરૂષ હતા. મહાત્મા કેશવચંદ્રસેન, ભારતવર્ષની ચારે દિશામાં મહા પુરૂષની શોધ કરતા ફરતા હતા તે સમયે સૌથી પહેલાં તેમને એમનો પત્તો લાગ્યો હતો. દક્ષિણેશ્વરના બગિચામાં એ વાત સાંભળતાં જ સ્વામિજી પવનહારી બાવા તરફ અકર્ષાયા હતા અને પરમહંસદેવનો દેહ ત્યાગ થયા પછી અનેક સમય તેમના દર્શન કરવા જવાનો તેમણે સંકલ્પ કર્યો હતો, પરંતુ આટલા બધા દિવસ પછી હમણાં તે સુયોગ તેમને પ્રાપ્ત થયો. ગાજીપુરમાં રાય ગગનચંદ્ર બહાદુરના મકાનમાં સ્વામિજીએ ઉતારો લીધો હતો. એ સ્થળે નિત્ય અનેક મનુષ્યો તેમની સાથે વાર્તાલાપ કરવા અને મળવા આવતા. તેઓ પણ સર્વને યથા રીતિ ધર્મોપદેશ આપતા. સંસ્કાર સંબંધી તેમણે કહ્યું હતું કે: “પુરાતન ( પ્રાચીન રીત રિવાજ ) ની નિન્દા અથવા કઠોર સમાલોચના કર્યાથી તેમાં રહેલા દોષ સુધારી શકાશે નહિં. સુધારવાની રીતિ તો સ્વતંત્ર જ છે. અસીમ પ્રેમ અને સહિષ્ણુતા દ્વારા સર્વ જન સમાજમાં શિક્ષણનો પ્રસાર કરવો એ સૌથી પ્રથમ અગત્યનું છે. શિક્ષણ દ્વારા ક્રમે ક્રમે સર્વ મનુષ્યો પોતાના અંતઃકરણમાં હિતકર અને અહિતકર વિષયો સારી પેઠે સમજી શકશે. ત્યાર પછી તેઓ અહિતકર વિષયોનો ત્યાગ કરી હિતકર ગ્રહણ કરશે પરંતુ એ શિક્ષણ સર્વ પ્રકારે હિંદુ ભાવનાપૂર્વક આપવું જોઇએ. સર્વ વસ્તુઓ હિંદુની દ્રષ્ટિ લઇને

જ જોવી અને સમજવી ઉચિત્ છે. વાસ્તવિક રીતે સાચું શિક્ષણ તો એને જ કહી શકાય કે જે દ્વારા હિંદુઓનો આદર્શ આપણી દ્રષ્ટિમાં વિશેષ રૂપે મહાન્ અને ગૌરવાન્વિત થઇ પડે. કારણ, નિશ્ચય સમજજો કે હિંદુ ધર્મ એ કાંઇ એકાદ મ્હોટી ભૂલ નથી. ડૂબકી મારી જૂવો. અતિ ગહન પ્રદેશોમાં અનુસન્ધાન કરો, ત્યારે જ તમે સમજી શકશો કેઃ હિંદુ ધર્મ એ તો જાણે અતલ સ્પર્શ સમુદ્ર છે. વિદેશી–શિક્ષણના મોહમાં એ તત્ત્વ ભૂલી જશો નહિં. દેશને ઓળખો, જાતિને ઓળખો. જાતીય જીવનની ગતિ, વૃદ્ધિ અને પ્રસાર કઇ દિશામાં થાય છે, તેનો ઉદ્દેશ્ય કયા લક્ષ્ય તરફ ધાવમાન થઇ રહ્યો છે તે બરાબર સમજો. જ્યારે તમે પોતાને ઓળખશો ત્યારે જ બધો ગોટાળો મટી જશે.”

ગગનબાબુએ મિ. રોસ ( Mr. Ross ) નામક એક રાજદ્વારી પુરૂપ જોડે સ્વામિજીની ઓળખાણ કરાવી હતી. રાસ સાહેબે સ્વામિજીને સર્વ હિંદુ–પર્વોના ( તહેવારોના ) અને વિશેષ રૂપે હોળી તથા રામલીલાના ઐતિહાસિક તત્વ સંબંધી કેટલાક પ્રશ્નો કર્યા હતા. એ સિવાય તેમણે તેમને હિંદુઓનાં સામાજિક અનુષ્ટાન સંબંધી પણ કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા. સ્વામિજીએ તે સર્વ પ્રશ્નોના અતિ સુન્દર ઉત્તર આપી સાહેબને સંતોપ પમાડી હિંદુ ધર્મ ઉપર તેમની શ્રદ્ધા અને પ્રેમ વધાર્યાં હતાં. સાંભળવામાં આવ્યું છે કેઃ હોળીના તત્ત્વ સંબંધી રોસ સાહેબને માટે સ્વામિજીએ એક નિબંધ પણ લખી આપ્યો હતો. તેમના પાણ્ડિત્યથી મુગ્ધ થઈ રોસ સાહેબ તેમને ડિસ્ટ્રિક્ટ જડ્જ મિ. પેનિંગટન સાહેબ પાસે લઇ ગયા હતા. પેનિંગટન સાહેબે સ્વામિજી પાસેથી અનેક સત્ય તત્ત્વો સંગ્રહ કર્યાં હતાં. સ્વામિજીએ જળના પ્રવાહની પેઠે અનર્ગલ વાક્ય–પ્રવાહ વડે તેમને મુગ્ધ કરી નાખ્યા હતા, અને હિંદુ ધર્મ તથા યોગનું વૈજ્ઞાનિક તત્ત્વ, હિંદુ ધર્મનો પુનઃ અભ્યુદય, ભારતની આધુનિક પરિવર્તન ગતિ વગેરે જૂદા જૂદા વિપયોની વિશેપ યુક્તિ સહિત વ્યાખ્યા અને સમાલોચના કરી હતી. તેઓ સ્વામિજીના વાર્તાલાપથી એટલા બધા મુગ્ધ થયા હતા કેઃ તેમને વિલાયત જવાનો આગ્રહ કરવા લાગ્યા અને તેમને સર્વ પ્રકારની સહાયતા

આપવાનો નિશ્ચય પણ દર્શાવ્યો હતો. આ સમયે કર્નલ રિવેટ કર્નાક ( Riwett Carnac ) નામક એક અન્ય શ્વેતાંગ ગૃહસ્થ સાથે તેમને વેદાન્ત સંબંધી લાંબી ચર્ચા થઇ હતી. કર્નલ સાહેબ, તેમની અદ્ભુત વિદ્યા અને તર્ક શક્તિ જોઈ સ્તબ્ધ થયા હતા.

વિશેષ આગ્રહ હોવા છતાં પણ આ સમયે સ્વામિજી પવનહારી બાબાનાં દર્શન કરવા સમર્થ થયા નહિ. કારણકે એ મહાપુરૂષ એક ઉચ્ચ દિવાલની વચમાં આવેલા બગિચાની ગુહામાં નિવાસ કરતા હતા. તેમાં પ્રવેશ કરવાનો સામાન્ય મનુષ્યને માટે કોઇ ઉપાયજ નહતો. બાબાજીએ પણ ઘણા દિવસથી બહાર નિકળવાનું બંધ કરી દીધું. હતું. પાંચ વર્ષમાં એક દિવસ પણ તેઓ ગુહા બહાર નિકળ્યા નહોતા. ગુહામાંજ રહેતા. તેઓ અંદર શું કરતા તે કોઇ જાણી શકતું નહિ. ઇચ્છા થતાં ક્વચિત્ ક્વચિત્ તેઓ બારણાની આડે ઉભા રહીને વાતચિત કરતા. બાબાજી મહિનાના મહિના સુધી સમાધિ–સ્થિતિમાં રહેતાં તે અને એવીજ બીજી અનેક વાર્તાઓ સ્વામિજીએ સાંભળી હતી પરંતુ તેમનાં દર્શન નહિ થવાથી સ્વામિજી દિલગીર–ચિત્તે વરાહનગર પાછા ફર્યા હતા.

વરાહનગર પાછા આવ્યા પછી તેમણે ગુરૂબંધુઓ સાથે પવનહારી બાબાની પવિત્ર જીવન–કાહિની સંબંધી ચર્ચા કરવા માંડી. તે સમયે તેમનું ચિત્ત પવનહારી બાબાની ભાવના–પૂર્ણ થઇ રહ્યું હતું તેમ છતાં ભગવાન શ્રીરામકૃષ્ણદેવનું અતુલ મહત્ત્વ પણ તેમના સ્મૃતિપટ ઉપરથી લુપ્ત થયું ન હતું. કારણકે, એ સમયેજ* એક દિવસ તેમણે વાતચિતમાં કહ્યું હતું કેઃ " શ્રીરામકૃષ્ણદેવનાં એક એક ઉપદેશ વચન ઉપર એક એક મ્હોટો ગ્રંથ લખી શકાય એમ છે. " એ સાંભળી એક ગૃહસ્થાશ્રમી ભક્તે તેમને કહ્યું હતું કેઃ " શી રીતે ? સમજાવો જોઉં. " સ્વામિજીએ ઉત્તર દીધો કેઃ " તમે તેમનો ( પરમહંસદેવનો ) કોઇપણ ઉપદેશ કહો. હું તમને સમજાવી દઇશ." ભક્તે પરમહંસદેવ કથિત મહાવત નારાયણ અને હાથી નારાયણની વાર્તા કહી તે ઉપરથી સ્વામિજીએ ત્રણ દિવસ પર્યંત તેની વ્યાખ્યા કરી હતી.

---

* સ્વામી શારદાનન્દ કહે છે કેઃ " એ બનાવ એથી પણ વહેલો બન્યો હતો."

એ પછી કેટલેક દિવસે (ઇ. સ. ૧૮૮૯–ડિસેમ્બર,) સ્વામિજીએ વૈદ્યનાથ ધામ જઇ ત્યાં કેટલાક દિવસ નિવાસ કર્યો. ત્યાંથી કાશીધામ જવાનો વિચાર કરતા હતા, એટલામાં સાંભળ્યું કેઃ સ્વામી યોગાનન્દ અલાહાબાદમાં ભયંકર રોગમાં સપડાયા છે. એ સાંભળતાંજ સ્વામિજીએ અલાહાબાદ ગમન કર્યું. એ સ્થળે તેમના ગુરૂ–બંધુ નિરંજનાનન્દ, અને પૂર્વોક્ત સદાનન્દ વગેરે તેમને મળ્યા. સર્વેના અહોરાત્ર યત્ન અને સેવાથી યોગાનન્દ સ્વામીનો રોગ ધીમે ધીમે મટી ગયો, ત્યારે સ્વામિજી તેમની રોગ શય્યાપાસે બેસી સર્વને ધર્મોપદેશ દેવા લાગ્યા. એ સમયેજ તેમણે એક દિવસ એક મુસલમાન ફકિર વેશ ધારણ કરેલા મહાપુરૂષનાં દર્શન કર્યાં હતાં. તે મહાત્માનાં મુખ ઉપરની પ્રત્યેક રેખાઓ (ચિહ્નો) જ કહી આપતી હતી કેઃ તે "પરમહંસ" છે. તેમને જોઇ સ્વામિજીએ શ્રીમદ્ શંકરાચાર્ય વિરચિત વિવેક ચુડામણિ ગ્રન્થમાંનો નીચલો શ્લોક કહ્યો હતોઃ—

"दिगम्बरो वापि साम्बरो वा<br>
त्वगम्बरो वापि चिदम्बरस्थः।<br>
उन्मतवद्वापि च बालवद्वा<br>
पिशाचवद्वापि चरम्य वन्याम्॥"

યોગાનન્દ સ્વામીને આરોગ્ય પ્રાપ્ત થયા પછી સ્વામિજી થોડાક દિવસ કાશીધામ રહી ઇ. સ. ૧૮૯૦ ના જાન્યુઆરી માસના અંતભાગમાં ગાજીપુર ગયા.* આ સમયે તેમણે પ્રથમ થોડા દિવસ પોતાના બાલ્યમિત્ર સતીશચન્દ્ર મુખોપાધ્યાયને ત્યાં અને તે પછી ગગન બાબુને ઘેર નિવાસ રાખ્યો હતો. આ સમયે પણ પ્રથમની પેઠેજ પવનહારી બાબાનાં દર્શન કરવાનોજ મૂખ્ય ઉદ્દેશ્ય હતો, તેથીજ તેઓ બાબાજીના આશ્રમથી થોડે વેગળે એક લીંબુના બગિચામાં રહી ભિક્ષા અને લીંબુના રસદ્વારા જીવન ધારણ કરવા લાગ્યા અને નિત્ય બાબાજીના દ્વાર આગળ જઇને બેસી રહેતા. કેટલાક દિવસ ત્યાં ફેરા આંટા માર્યા પછી અંતે એક દિવસ તેમને બાબાજીનાં દર્શન થયાં. દર્શન એટલે તેમનો સમક્ષ મેળાપ થયો નહિ, પણ બારણાને ઓથે ઉભા

* કોઈક કહે છે કેઃ "સ્વામીજી માત્ર એકદમજ ગાજીપુર ગયા હતા."

રહી બાબાજીએ વાર્તાલાપ કર્યો. બાબાએ તેમને કહ્યું હતું કે: જોન્ સાધન, તૌન્ સિદ્ધિ." (જેવું સાધન તેવી સિદ્ધિ.) સ્વામિજીએ તેમને પૂછ્યું હતું કે: "તિતિક્ષા ક્યસે બને?" બાબા બોલ્યા કે: "ગુરૂકે ઘરમેં નોકા માફિક પડા રહો." (ગુરૂપર શ્રદ્ધા રાખી તેમની આજ્ઞા પાળો) બાબા સાથે વાર્તાલાપ થતાં સ્વામિજીને અતિ આનંદ થયો હતો. પ્રથમ તેમણે સાંભળ્યું હતું કે: તેઓ એક હઠયોગી છે, પરંતુ આ સમયે તેઓ જાણી શક્યા કે: તેઓ માત્ર હઠયોગીજ નહિ પણ તેઓ એક અદ્ભુત રાજયોગી પણ છે. તે ઉપરાંત વળી એક આશ્ચર્યકારક વિષય પણ તેઓ જોઇ શક્યા. તે એ કે પવનહારી બાબા શ્રીરામકૃષ્ણપરમહંસદેવના પરમ ભક્ત હતા. તેમની ગુહામાં પરમહંસદેવની એક છબી હતી. તે બતાવી તેમણે સ્વામિજીને કહ્યું કે: "આ (શ્રીરામકૃષ્ણદેવ) સાક્ષાત્ ઇશ્વરનો અવતાર હતો." એ ઉપરથી પવનહારી બાબા ઉપર સ્વામિજીનો પ્રેમ ઉત્તરોત્તર વૃદ્ધિ પામવા લાગ્યો હતો. ધીમે ધીમે તેમના ચિત્તમાં એક નૂતન અભિલાષાનો ઉદય થયો. તેમણે નિશ્ચય કર્યો કે: "પવનહારીબાબા પાસેથીજ મંત્ર-દીક્ષા ગ્રહણ કરવી." એવી ઇચ્છા રાખવાનાં બે કારણો ધારવામાં આવે છે. એક તો તેમના અંતઃકરણમાં સત્યાન્વેષણની સ્પૃહા ચિર દિન બળવતી હતી. કોઇ નૂતન માર્ગ અથવા પ્રકાશ જોવામાં આવતાંજ તેમનું સંશોધક મન કોઇપણ પ્રકારે ઝાલ્યું રહેતું નહિ. પવનહારી બાબાનાં દર્શન થતાંજ તેમને શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી કે: યોગમાર્ગે વિચરણ કરી સત્ય પ્રાપ્તિ કરવામાં તેઓ સિદ્ધ-મનોરથ થયા છે, તેથી જ એ માર્ગનું રહસ્ય જાણવા માટે અને જે ક્રિયાદ્વારા તેમની પેઠે દીર્ઘકાળ પર્યંત એક આસને સમાધિસ્થ થઇ શકાય એ ક્રિયા-વિષય-નું જ્ઞાન મેળવવા તેમને વિશેષ ઉત્કંઠા ઉત્પન્ન થઈ હતી. બીજું, એ સમયે તેઓ કમ્મરે વાયુ અને અજીર્ણ રોગથી અતિશય પિડાતા હતા. તેમણે ધાર્યું હતું કે: "હઠયોગની ક્રિયાનો અભ્યાસ કર્યાથી ઉપરોક્ત દારૂણ વ્યાધિના હસ્તમાંથી મુક્ત થવાશે." વળી પવનહારી બાબા પાસેથી કોઇપણ વિષયનો ઉપદેશ ગ્રહણ કર્યાથી આદિ ગુરૂનો ત્યાગ કરાશે એવું તેઓ માનતા ન હતા તેથી અનેક વિચારો કર્યા પછી તેમણે બાબાજી પાસેથી દીક્ષા ગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો. બાબાજીએ પણ તેમને અનેક આશ્વાસન આપ્યું. અહા! પરંતુ કેવું આશ્ચર્ય! જે

સમયે દ્રઢ સંકલ્પ થયો અને બાબાજીની ગુહા તરફ જવા માટે તેઓ ઉભા થયા તેજ ક્ષણે કોણ જાણે કોણે તેમને પાછળથી ખેંચી રાખ્યા. જાણે કોઇએ બે પગ પકડયા ન હોય! બન્ને પગ આગળ ચાલી શકયા નહિ. સમસ્ત શરીર ભારે અને પરવશ હોય તેમ જણાવા લાગ્યું. અંતઃકરણમાં જાણે કંઇક સંકોચ થવા લાગ્યો. આ સમયે અભિમાનથી વેદના પણ થવા લાગી. તેઓ વિસ્મય પામી વિચારવા લાગ્યા કેઃ "આ શું? આમ થાય છે તેનું કારણ શું? હું ધારૂં છું કેઃ ભયંકર પરીક્ષાના સંધિ સ્થળમાં હું ઉપસ્થિત થયો છું." તેમ છતાં દીક્ષા ગ્રહણ કરવાનો સંકલ્પ તેમણે પરિત્યાગ કર્યો નહિ. તે તો પહેલાનાં જેવોજ અચલજ રહ્યો અને તેને માટે એક દિવસ નક્કી પણ કર્યો પરંતુ જે દિવસે દીક્ષા લેવાની તૈયારી કરી હતી તેને આગલે દિવસે રાત્રે એક અદ્ભુત બનાવ બન્યો. તેઓ લીંબુના બગીચામાં એક ખાટલા ઉપર એકલા સૂતા સૂતા વિચાર કરતા હતા એટલામાં એકાએક ઓરડાનો અંધકાર દૂર થયો અને ત્યાં સર્વત્ર પ્રકાશ થઇ રહ્યો. થોડીવારમાંજ ત્યાં પરમહંસદેવની મૂર્તિ તેમના સ્હામે પ્રકટ થઇ. અહો! તે મૂર્તિ કેવી અદ્ભુત અને પવિત્ર! તેમનાં નેત્રો સ્વામિજીના નેત્ર સ્હામેજ સ્થપાયાં હતાં. અહા! તે નયનમાં કેટલો સ્નેહ! કેટલી બધી કરૂણા! ગુરૂદેવનાં આંસુથી છલકાતાં વેદનાવ્યંજક નેત્રો જોઇને સ્વામિજી સ્થિર રહી શકયા નહિ! તેમના મનમાં અતિશય પશ્ચાતાપ થયો. "હું કેવો અશ્રદ્ધાળુ! હું કેવો કૃતઘ્ન!" એ પ્રમાણે આત્મગ્લાનિ તેમના મનમાં ઉદય પામી, તેમ છતાં તેઓ એક પણ શબ્દ બોલી શકયા નહિ. તેમનાં સર્વ અંગે પરસેવો થઇ ગયો. તેઓ થરથર કમ્પવા લાગ્યા અને અંતઃકરણમાં જાણે કોઇએ મ્હોટો પત્થર મૂકયો હોય તેટલો ભાર જણાયો. અંતે કરૂણ સ્વરે બે હાથ જોડી દીનતાપૂર્વક તેઓ બોલી શકયાઃ "ના, ના, તેમ કદી પણ કરીશ નહિ. "રામકૃષ્ણ" સિવાય આ હૃદયમાં બીજું કોઇ સ્થાન પ્રાપ્ત કરી શકશે નહિ. પ્રભુ! આ દાસ ચિરકાલ આપનાંજ ચરણમાં વેચાયલો છે. બીજા કોઇની પાસે નહિ. જય ગુરૂદેવ! જય રામકૃષ્ણ!"

આવા શબ્દો બોલતા સ્વામિજી રડી પડયા. પરમહંસદેવને જાણે સંતોષ થયો હોય તેમ તેમની મૂર્તિ પ્રકાશને સમેટી ધીમે ધીમે અદ્રષ્ય થઇ

ગયા. સ્વામિજીએ જાણે નવી પૃથિવીમાં પ્રવેશ કર્યો ન હોય તેમ તેમના હૃદયમાં નવીન વિચારો સ્થાન પામ્યા.

એ બનાવ પછી દીક્ષાગ્રહનો સંકલ્પ બે ત્રણ દિવસ બંધ પડયો. પરંતુ એ મૂર્તિની સાચતા જાણવા-પરીક્ષા કરવા માટે તેમણે પુનઃ પૂર્વવત્ સંકલ્પ કરી શ્રીરામકૃષ્ણદેવની મૂર્તિને હૃદયમાંથી ખસેડી મુકી તેને સ્થાને પવનહારીબાબાનું ધ્યાન તેમણે ધરવાનો નિશ્ચય કર્યો. પરંતુ પરીક્ષામાં શ્રેષ્ઠ નંબરે આવી ચૂકેલા ગુરૂદેવે પુનઃ તેમને દર્શન દીધાં. એ પ્રમાણે લાગલાગટ પાંચ છ દિવસ સુધી પરમહંસદેવની મૂર્તિનાં દર્શન થવાથી સ્વામિજીનું શંકાશીલ હૃદય શાંત થયું. તેમણે એ જોયું કેઃ પરમહંસદેવની મૂર્તિ તેમના સ્હામે કરૂણ નેત્રે જોઇ અશ્રુપાત કરવાની તૈયારીમાં જ ઉભી છે, પાંચ છ દિવસ પર્યંત એ પ્રમાણે જ ગુરૂદેવનાં દર્શન કર્યાથી સ્વામિજીએ મંત્ર-દીક્ષા ગ્રહણ કરવાનો સંકલ્પ મનમાંથી તદન કાઢી નાંખ્યો.

એ બનાવ બન્યા પછી પણ પવાહરીબાબાએ સ્વામિજીને દીક્ષા આપવાનો પ્રયાસ કર્યો હતો પરંતુ તે સમયે તેમના હૃદયમાંથી એ સંકલ્પ તદન લુપ્ત થયો હતો. માત્ર ઉપરોક્ત પ્રમાણે ગુરૂ-દર્શન થયાં તેથી જ નહિ, પણ એક અન્ય કારણ હતું. સ્વામિજીએ જોયું કેઃ પવાહારીબાબા કેટલાક વિષયો તેમની (સ્વામિજી) પાસેથી શીખવા ચ્હાતા હતા. તે ઉપરથી સ્વામિજી સમજી શકયા હતા કેઃ "બાબાજી પણ હજી અપૂર્ણ છે." અને એમ પણ સમજી શકયા કેઃ "શ્રીરામકૃષ્ણદેવની તુલના કોઇ સાથે થઇ શકે એમ નથી. તેઓ પૂર્ણ હતા. ઇશ્વર જ હતા." ધન્ય ગુરૂદેવ શ્રીરામકૃષ્ણ પ્રભૂ!

---

## पुनः यात्रा.

---

ગાજીપુરમાં અવસ્થાન કરતા હતા તે સમયે સ્વામિજીને સમાચાર મળ્યા કેઃ અભેદાનન્દ સ્વામી હર્ષીકેશમાં વ્યાધિગ્રસ્ત થઇ પડયા છે. તેમને હર્ષીકેશથી વારાણસી તેડાવી પોતે પણ ગા-

જીપુરથી વારાણુસી જઈ પહોંચ્યા. ત્યાં સંસ્કૃત ભાષામાં સુપણ્ડિત, પૂર્વ પરિચિત પ્રમદાદાસ મિત્ર મહાશયનું આતિથ્ય ગ્રહણ કર્યું, અને અભેદાનન્દ સ્વામિની સેવા સુશ્રૂષા કરવાની સગવડ કરી તે કાર્ય પ્રેમાનન્દ સ્વામિને સોંપી પોતે પ્રમદાદાસના બગીચામાં રહેવા લાગ્યા, બગીચામાં તેઓ ઘણો વખત તપસ્યા અને સાધન ભજનમાં જ વ્યતીત કરતા. વચમાં કેવળ થોડો વખત મંદિરાદિ દર્શને બહાર જતા એજ. ધીમે ધીમે અભેદાનન્દ સ્વામીનું સ્વાસ્થ્ય સુધર્યું, પરંતુ એ સમયે એક શોકજનક સમાચાર શ્રવણ કરવાથી સ્વામિજીના હૃદયમા બહુ વ્યથા થઇ. એ સમાચાર તે શ્રીરામકૃષ્ણદેવના એક મુખ્ય ગૃહસ્થાશ્રમી શિષ્ય બલરામબાબુના મૃત્યુ સમાચાર હતા. એ સમાચાર સાંભળી તેમણે અશ્રુપાત કર્યો હતો! એ જોઈ પ્રમદાબાબુએ તેમને કહ્યું હતું કેઃ "આપ સન્યાસી થઇ આટલા બધા શોકાકુળ શા માટે થાઓ છો? સન્યાસીએ શોક દર્શાવવો અનુચિત કહેવાય!" એ સાંભળી સ્વામિજીએ ઉત્તર દીધું હતું કેઃ "શું કહો છો? સન્યાસી થયા એટલે હૃદયને વિસર્જન કરી દેવું? સાચા સન્યાસીનું હૃદય તો સાધારણ મનુષ્યના હૃદય કરતાં પણ વિશેષ કોમળ હોવું જોઇએ. ગમે તેમ પણ અમે મનુષ્ય તો ખરા કે નહિં? વળી તેઓ અમારા ગુરૂ-બંધુ હતા. અમે બન્નેએ એક ગુરૂદેવનાં ચરણ-કમળ આગળ બેસી ઉપદેશ પ્રાપ્ત કર્યો છે. જે સન્યાસ હૃદયને પાષાણ જેવું બનાવે તે સન્યાસ ગ્રહણ કરવા હું ચ્હાતો નથી." તે પછી થોડા સમયમાં જ તેઓ બલરામબાબુના કુટુંબ પરિવારને મળવા માટે વારાણુસીથી કલકતે ગયા હતા.

આ પ્રમાણે શ્રીરામકૃષ્ણદેવની મહા સમાધિ પછી સાડા ચાર વર્ષ વ્યતીત થઇ ગયાં. અનેક વસ્તુઓનાં દર્શનથી સ્વામિજીનું મન ઉત્તરોત્તર વિકશિત થતું હતું. તેઓ સમજી શક્યા હતા કેઃ "આધ્યાત્મિક પાયા ઉપર જ ભારતવર્ષનું જીવન ગઠિત થયું છે અને આધ્યાત્મિક જ્યોતિના તારતમ્ય ઉપર જ એની ઉન્નતિ અને અવનતિ સંપૂર્ણ રૂપે આધાર રાખે છે."

બે માસ પર્યંત મઠમાં નિવાસ કર્યા પછી (ઇસ. ૧૮૯૦ જુલાઇમાં) સ્વામિજી પુનઃ પ્રવાસે નિકળ્યા. આ વખત પણ તેમણે પૂર્વની પેઠે જ પુનઃ

પાછાં નહિં ફરવાનો સંકલ્પ કર્યો હતો, અને સંકલ્પ સફળ પણ થયો હતો. કારણ કે એ સમયથી સાત વર્ષ પર્યંત તેઓ મઠમાં પાછા ફર્યા નહતા. એટલા સમયમાં તો મઠ વરાહનગરથી ખસેડી આલમબજારમાં સ્થાપવામાં આવ્યો હતો, અને બીજો પણ કેટલોક ફેરફાર થઇ ગયો હતો. આ સમયે હિમાલય ખણ્ડમાં ભ્રમણ કરવાની સ્વામિજીની ઇચ્છા હતી. કારણ કે એ સમયે જ સ્વામી અખણ્ડાનંદે તિબેટથી પાછાં આવી લામાઓના આવાસ, કેદાદ બદરીનાં મહાન ગંભીર સૌંદર્ય, અને કાશ્મીરની મનોરમ દ્રષ્યાવલિનું એક સુંદર ચિત્ર મઠના સન્યાસીઓ સમક્ષ તાદૃષ્ય કર્યું હતું. એ સર્વનું વર્ણન સાંભળી સ્વામિજી ઉત્સાહ પૂર્વક બોલી ઉઠયા કે: “હા, તમારા જેવા મનુષ્યોની જ મ્હને આવશ્યકતા છે. ચાલો, આપણે બન્ને પ્રવાસે નિકળી પડીયે.”

આ સમયે સ્વામિજીએ નિશ્ચય કર્યો હતો કે: હવે પવનહારી બાબા અથવા અન્ય કોઇ સાધુની પાસે જવું નહિં. અનેક સાધુઓ પાસે જવાથી પોતાના લક્ષ્યમાંથી વિશેષ રૂપે ચલાયમાન થવું પડે છે. આ સમયે સીધા હિમાલય ઉપર જ ચાલ્યા જવું.” મઠ ત્યાગ કરતી વખત તેમણે ગુરૂબંધુઓને કહ્યું હતું કે: “આ વખતે તો સ્પર્શ કરતાંની સાથેજ લોકોને બદલી નાંખવાની ક્ષમતા પ્રાપ્ત કર્યા સિવાય પાછો ફરીશ નહિ.” જતાં પહેલાં એક દિવસ ઘુસુડી જઇ શ્રી માતાજી ( પરમહંસદેવનાં ધર્મ પત્ની ) નાં ચરણ વંદન કરી આવ્યા હતા. તેમનો આશીર્વાદ શિરોધાર્ય કરી અખણ્ડાનન્દ સ્વામી સાથે તેઓ પ્રવાસે નિકળી પડયા.

સૌથી પહેલાં તેમણે ભાગલપુરમાં આવી થોડા દિવસ નિવાસ કર્યો હતો. આ સ્થળે એક ગૃહસ્થ સાથે મુલાકાત થઇ. તેની સાથે પ્રથમ સ્વામિજીને ઓળખાણ હતી. પ્રથમ દિવસે મધ્યાહ્‌ને ભાગલપુર પહોંચી તેઓ રાજા શિવસિંહના મકાન નજીક ગંગાકિનારે રહ્યા હતા. તે સમયે તેઓ સાધારણ સાધુઓની પેઠે ફાટેલાં–મલિન–વસ્ત્રધારી અને હાથમાં કમણ્ડલુ ધારણ કર્યું હતું છતાં તેમની આકૃતિ–પ્રકૃતિ અને કથા વાર્તા શ્રવણ કર્યાથી ત્યાંના લોકો સહજવારમાં સમજી શકયા હતા કે તેઓ તદ્દન સાધારણ પંક્તિના સાધુ નથી. આ સમયે મન્મથનાથ ચૌધરી નામક એક બ્રાહ્મ

સમાજી ગૃહસ્થ સ્વામિજીનો ધર્મોપદેશ અને તેમનું આધ્યાત્મિક જ્ઞાન જોઇ મોહ પામ્યા અને પુનઃ સનાતન હિંદુ ધર્મ માનવા લાગ્યા એટલું જ નહિં પણ રાધાકૃષ્ણ લીલાને પણ તે સત્ય માનતા થયા હતા. સ્વામિજીએ તેમને ઘેર એક અઠવાડિયું નિવાસ કર્યો હતો. ત્યાંથી તેઓ એક દિવસ બરારી નિવાસી પવિત્ર ચરિત્ર મહાત્મા પાર્વતીચરણ મુખોપાધ્યાયના દર્શન કરવા ગયા હતા. વળી એક દિવસ નાથનગરનાં જૈન-મંદિરો જોવા ગયા હતા. મન્મથબાબુ શરૂવાતમાં સ્વામિજી પ્રત્યે વિશેષ શ્રદ્ધા દર્શાવતા નહતા પરંતુ અંતે તેમના પ્રભાવથી એટલા બધા મુગ્ધ થયા હતા કે જેથી તેઓ તેમને નહિં છોડવાનો સંકલ્પ કરી બેઠા હતા. છતાં એક દિવસ તેઓ બન્ને ગામ ગયા ત્યારે તે સુયોગ જોઇને સ્વામિજી ભાગલપુરથી અદ્રષ્ય થઈ ગયા. તે સમયે તેમને શોધવા મન્મથબાબુ અલમોરા પર્યંત જઇ આવ્યા હતા!

ભાગલપુર પરિત્યાગ કરતાં પહેલાં જૈન આચાર્યો સહિત ધર્મ સંબંધી સ્વામિજીને અનેક વાક્યાલાપ થયો હતો. તેમણે પોતાનાં ધર્મ તત્ત્વો ઉપર સ્વામિજીનો અધિકાર જોઈ અતિશય સંતોષ દર્શાવ્યો હતો. સ્વામિજીએ પણ તેમની સાથે ધર્મ-ચર્ચા ચલાવીને જૈન ધર્મ સંબંધી યુક્તિપૂર્ણ ધારણા હૃદયમાં ઠસાવી લીધી હતી. તેમણે જાણ્યું હતું કે: "એ ધર્મ પણ હિંદુધર્મની એક શાખા છે અને બૌદ્ધ-દર્શન-શાસ્ત્ર સાથે ઘનિષ્ઠ રૂપે સંયુક્ત થયેલો છે."

તે પછી અખણ્ડાનન્દ સ્વામીની ઇચ્છાનુસાર સ્વામિજી વૈદ્યનાથ ધામ જઇ પહોંચ્યા હતા, અને સુવિખ્યાત બ્રાહ્મ-ધર્મ-પ્રચારક શ્રદ્ધાસ્પદ રાજનારાયણ બસુ મહાશયને ઘેર જઇ ઉપસ્થિત થયા હતા. સ્વામિજી એ સમયે એવી સ્થિતિમાં રહેવા ઇચ્છતા કે જેથી તેમને લોકો માત્ર સાધારણ અશિક્ષિત સાધુ જ સમજે. એજ કારણથી અખણ્ડાનન્દને શિખવી રાખ્યું હતું કે: તેઓ અંગ્રેજી જાણે છે એવું રાજનારાયણબાબુને જાણવા દેવું નહિં. સર્વ વાતચિત બંગાલી ભાષામાં જ થઈ પરંતુ તેમના અદ્‌ભુત શબ્દ પ્રયોગ, વાક્‌શક્તિ, અને શ્રેષ્ઠ ભાવનાની છટાને લીધે રાજનારાયણબાબુને આશ્ચર્ય થયું. સ્વામિજી અને તેમના સહચરે ભૂલેચૂકે એક પણ શબ્દ અંગ્રેજી વાપર્યો નહિં તેથી રાજનારાયણબાબુ સમજી શક્યા નહિં કે તેઓ અંગ્રેજી

જાણે છે? એમ થવાથી એક કુતુહલજનક બનાવ બનવા પામ્યો હતો. વાતચિતમાં રાજનારાયણબાબુએ એક વખત એકાએક "Plus" શબ્દનો ઉપયોગ કરી દીધો હતો પરંતુ સન્યાસીઓ અંગ્રેજી જાણતા નથી એવું સ્મરણ થતાં જ તેમણે ઉતાવળે બે આંગળી ઉપરાઉપરી ચિહ્નની પેઠે રાખી પોતાનો મનોભાવ દર્શાવ્યો હતો!

રાજનારાયણબાબુ સાથે સાક્ષાત્કાર થયા પછી બીજે દિવસે તેઓ કાશીધામ તરફ ગયા. કાશીમાં રહેતાં રહેતાં સ્વામિજીના પ્રાણ, પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે અતિશય વ્યાકુળ થઇ ઉઠયા હતા, અને તેમણે પ્રમદાદાસ મિત્રને કહ્યું હતું કે: "હવે પછી પુનઃ જ્યારે આ સ્થાનમાં આવીશ ત્યારે હું બોમ્બની પેઠે જ લોક–સમાજ ઉપર પડયો છું એવું તમે જોઇ શકશો." આ વખત તેમને બહુ લાગી આવ્યું હતું.

એ પછી અખણ્ડાનન્દ સ્વામી, સ્વામિજીને પુણ્યશ્લોક અયોધ્યા નગરીના મહન્ત જાનકીવરશરણ સાથે સાક્ષાત્કાર કરવા લઇ ગયા હતા. ત્યાં જવાથી સ્વામિજી પ્રથમ તો રાજી થયા નહિં. તેમણે કહ્યું હતું કે: "અહિં રહેવાની ઇચ્છા નથી. અહિંથી પરભાર્યા હિમાલય તરફ ચાલો." પરંતુ અખણ્ડાનન્દે વિશેષ આગ્રહ કર્યાથી તેમણે મહન્તના આશ્રમમાં ગમન કર્યું. મહન્ત મહારાજ સંસ્કૃત અને ફારસી ભાષામાં બહુ પારદર્શી હતા. તેમજ એક સાચા તત્વસાધક હતા. તેમણે નવીન આવેલા બન્ને અતિથિઓનું વિશેષ સન્માન કરી પ્રેમ દર્શાવ્યો. સારૂં આતિથ્ય કર્યું, અને અતિ સરલ પણ હૃદયગ્રાહી ભાષાદ્વારા ધર્મસંબંધી–વિશેષ કરીને ભક્તિ સંબંધી તેઓ જેટલું જાણતા હતા તે બન્નેને નિવેદન કર્યું, અને બોલતાં બોલતાં આત્મજ્ઞાન વિસ્મૃત થઇ ધ્યાનાવસ્થ અને તન્મય થઇ ગયા. તેમનાં દર્શન કરી સ્વામિજીનું હૃદય–કમળ પ્રફુલ્લિત થયું. તે દિવસે તેમના આશ્રમમાં જ આહારાદિથી પરવારી તેમણે હિમાલય તરફ પ્રયાણ કર્યું. આશ્રમમાંથી જતી વખતે સ્વામિજીએ અખણ્ડાનન્દને કહ્યું હતું કે: "તમે આ સ્થળે લાવ્યા તેથી મ્હને અતિશય આનંદ થયો છે. આજે મ્હને એક સાચા સાધુ પુણ્યાત્માનાં દર્શન થયાં છે."

# હિમાલયની તલેટીમાં.

એ પછી અમને એમનાં દર્શન નૈનિતાલમાં બાબુ રમાપ્રસન્ન ભટ્ટાચાર્યને ઘેર થયાં. પગરસ્તે હિમાલયનો તલ-પ્રદેશ ઓળંગી એ બન્ને સાધુઓ નૈનિતાલ ઉપસ્થિત થયા અને રમાપ્રસન્ન બાબુને ઘેર ૭ દિવસ વ્યતીત કર્યા. ત્યાંથી બદરિકાશ્રમનાં દર્શન કરવાનો દ્રઢ સંકલ્પ કરી બન્ને સન્યાસીઓ બહાર નિકળ્યા. સાથે એક પણ પૈસો નહતો. ક્યાં આહાર કે શયન થશે તેનો પણ નિશ્ચય નહતો, છતાં બન્ને ચાલ્યા જાય છે. પ્રવાસ પછી ઘણો વખત અનાહાર રહેવાથી થાકેલા ક્ષુધાતુર દેહને લઇ તેઓ ત્રીજે દિવસે એક વેગવતી નદીને કિનારે, એક પ્રાચીન અને સુવિશાલ પીપળાના વૃક્ષ નીચે વિશ્રાંતિ લેવા બેઠા. સ્વામિજીએ સહચરને સંબોધી કહ્યું: "અહા! કેવું રમણીયસ્થાન છે! ધ્યાન કરવા માટે કેવું સુંદર છે!" ત્યારપછી તે નિર્મળ પહાડી નદીમાં ઉતરી સ્નાન કરી સ્વામિજી પીપળાના વૃક્ષ નીચે બેઠા અને થોડી ક્ષણમાં જ ધ્યાન-મગ્ન થયા. તેમનું શરીર આરસપહાણની મૂર્તિનાં જેવું અચલ, સ્થિર હતું. જાણે તેમાંથી પ્રાણવાયુ નિસરી ગયો છે. મુખમંડલ જાણે ધ્યાન-દર્શનના આનંદતરંગથી પ્રફુલ્લિત કમળની પેઠે ખીલી રહ્યું છે. તેઓ ઘણો સમય એ જ સ્થિતિમાં બેસી રહ્યા હતા. જ્યારે તેમને બાહ્ય-જ્ઞાન થયું ત્યારે અખણ્ડાનંદસ્વામીને કહ્યું કે: "ગંગાધર, આજે આ પીપળાના વૃક્ષ નીચે મ્હારા જીવનની એક અમૂલ્ય ક્ષણ ઉપસ્થિત થઇ હતી. તેમ થવાથી મ્હારી એક મુખ્ય શંકાનું સમાધાન થયું છે." ગંગાધર મહારાજે પણ જાણ્યું કે તેમનું મુખમંડલ અનિર્વચનીય સુખ-આનંદવડે રંજિત થયું છે. ધ્યાન સમયે સ્વામિજીને કેવો અનુભવ થયો હશે તે તેઓ જાણી શક્યા નહિં. પરંતુ થોડી ક્ષણ પછી જ્યારે સ્વામિજીની ડાયરી ઉઘાડી જોયું ત્યારે તેમાં લખેલું હતું કે: "આજે

મ્હેં ક્ષુદ્રબ્રહ્માણ્ડ અને વિરાટબ્રહ્માણ્ડની એકાત્મતાનો અનુભવ કર્યો છે. વિશ્વમાં જે કાંઇ છે તે સર્વ આ ક્ષુદ્ર દેહમાં જ છે. મ્હેં જોયું છે કેઃ શરીરના પ્રત્યેક પરમાણુમાં વિશ્વસંસાર વિદ્યમાન થઈ રહ્યો છે.”

આ પ્રમાણે ભ્રમણ કરતા કરતા તેઓ અલમોરાથી થોડે દૂર આવી પહોંચ્યા. તે સમયે બન્ને જણા લાંબા વખતથી ક્ષુધાતુર અવસ્થામાં હતા, સ્વામિજીને અતિશય ક્ષુધા લાગવાથી નિર્બળ થઇ મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગયા હતા. અખણ્ડાનન્દ સ્વામી જળની શોધ માટે ગયા. સ્હામેજ મુસલમાન લોકોનું કબ્રસ્તાન દ્રષ્ટિયે પડ્યું. એ સ્થળનો રક્ષક એક ફકિર હતો. તે નજીકની પર્ણકુટીરમાં નિવાસ કરતો હતો. ભાગ્યવશાત્ ફકીર તે સમયે ત્યાં થઇનેજ ગમન કરતો હતો. સ્વામિજીની સ્થિતિ જોઇ તેના મનમાં દયા ઉત્પન્ન થઇ. તેણે એક મ્હોટું તરબુચ ખાવા માટે આપ્યું. તરબુચ ખાવાથી તેમના શરીરમાં કાંઇક ચૈતન્ય આવ્યું. સ્વામિજી એ પ્રસંગનું સ્મરણ કરી કહેતા કેઃ “સાચું કહું તો ફકિરેજ તે દિવસે મ્હારા પ્રાણ બચાવ્યા છે. કારણકેઃ ક્ષુધાથી હું તે દિવસના જેટલો કોઈ પણ દિવસ પીડાયો નથી.” એ પછી કેટલેક વર્ષે તેઓ અમેરિકાથી આ દેશમાં પાછા ફર્યા તે વખતે અલમોરા નિવાસીઓ જગદ્ વિખ્યાત સ્વામી વિવેકાનંદને સન્માન આપવા માટે મ્હોટી ધામધૂમ કરી રહ્યા હતા તે સમયે અનેક લોકોના સમુદાયમાં સ્વામિજીએ તે ફકિરનાં દર્શન કર્યાં હતાં. ફકિરે તેમને ઓળખ્યા નહોતા એતો નિશ્ચયજ પરંતુ અસંખ્ય મનુષ્યોમાંથી સ્વામિજીએ પ્રાણદાતાને ઓળખી આદરપૂર્વક તેમને પોતાની પાસે બોલાવી પ્રેમપૂર્વક નમન કર્યું અને હાજર રહેલા મનુષ્યોને તેમની ઓળખાણ કરાવી ઉપકાર માન્યો હતો. એટલુંજ નહિ પણ તેમને વિશેષ માન આપ્યું હતું. તેમજ કૃતજ્ઞતાના બદલા સ્વરૂપ ફકિરને તેમણે કંઇક દ્રવ્ય–દાન પણ આપ્યું હતું.

ઉત્તરાખણ્ડમાં ભ્રમણ કરતી વખતે શરૂવાતમાં તો સ્વામિજીને અતિશય મધુરતા જણાઇ હતી. તેમજ અનાહાર અને અનિદ્રામાં લાંબો પથ ભ્રમણ કરવાથી તેમને થાક અને દેહ–કષ્ટ પણ ઘણું ભોગવવું પડ્યું હતું પરંતુ ગગન ભેદી હિમાલયના નિરવ ગંભીર–સૌંદર્ય અને શાન્ત–સમાહિત–

ભાવનાનાં દર્શનથી અને સ્વચ્છન્દ વિહરતા પાર્વત્ય સમીરણના સ્પર્શથી થાક–ક્લેશ દૂર થઈ જતો. કાઠગોદામથી અલમોરા પર્યંત તેમને એ પ્રમાણેજ પ્રવાસ કરવો પડયો હતો.

અલમોરા પહોંચ્યા પછી, અખણ્ડાનન્દ સ્વામી તેમને અમ્બાદત્તના બગીચામાં લઈ ગયા અને ત્યાં તેમને મુકામ આપી સારદાનન્દ અને કૃપાનન્દ નામક અન્ય બે ગુરૂ–બંધુઓને (જેઓ એ પહેલાં થોડા દિવસ આગમચથી હિમાલયમાં ભ્રમણ કરતા હતા તેમને ) તેમના આવવાના સમાચાર આપવા પહોંચ્યા. તેમના એ સમાચાર સાંભળતાંજ બન્ને ગુરૂબંધુઓ ઉત્સાહપૂર્વક અંબાદત્તના બગિચા તરફ ગયા. થોડે દૂર જતાંજ તેમણે જોયું કેઃ સ્વામિજી પોતેજ તે તરફ આવે છે. સર્વે મળ્યા--અતિ આનંદ પામ્યા, પછી સર્વે મળી તેમના આશ્રયદાતા લાલાબદ્રીસાના મકાનમાં જઇ પહોંચ્યા. લાલાજીએ પણ તેમનો ઉત્સાહપૂર્વક આદરસત્કાર કર્યો. એ સ્થળે શ્રીકૃષ્ણ જોશીજી નામક એક સિરસ્તદાર સાથે "સન્યાસ ગ્રહણ કરવાની આવશ્યક્તા." સંબંધી સ્વામિજીને લાંબો વખત વાદવિવાદ અને ચર્ચા થઇ હતી. તેમણે ત્યાગ એજ ભારતવર્ષનો સર્વ શ્રેષ્ઠ આદર્શ છે એવું અનેક રૂપે સિદ્ધ કરી બતાવ્યું અને પોતાના જીવનના આધ્યાત્મિક અનુભવપરથી એવી ખુબીથી દ્રઢ યુક્તિ સાથે એ વિષય તેમને સમજાવી દીધો કે જેથી અંતે બ્રાહ્મણ જોશીએ સ્વામિજીના સિદ્ધાન્તને શિરોમાન્ય ગણ્યો હતો.

બદ્રીસાના મકાનમાં નિવાસ હતો તે સમયે* એક દિવસ સંધ્યાકાળે એક અદ્દ્ભુત બનાવ બન્યો હતો. તેઓ બેઠા હતા એટલામાં ગામમાં મ્હોટો કોલાહલ સંભળાયો. થોડીવાર પછી ત્યાંના એક રહેનારે આવી બદ્રીસાને કહ્યું કેઃ " સાહેબ, જલદી પધારો–એક જણને ભૂત આવ્યું છે." બદ્રીસા તુર્તજ ત્યાં ગયા. સ્વામિજી પણ કૌતુહલ વશ થઇ તેમની સાથે ગયા. ભૂતવાળે સ્થાને જઈ જોયું તો જેના શરીરમાં ભૂત આવ્યું હતું તે માણસ ભોંયપર આલોટી દારૂણ કષ્ટ પામી રહ્યો હતો, અને તેમની પાસે બેઠેલાં માણ-

---

* આ બનાવ એ સમયેજ બન્યો ન હતો. ઘણું કરી અમેરિકાથી પાછા ફર્યા પછી જ્યારે સ્વામિજી અલમોરા ગયા તે સમયેજ બન્યો હતો.

સોએ તેના હાથ પગ દબાવી રાખ્યા હતા. એક બીજો માણસ ( જે કદાચ પુરોહિત અથવા ભૂવો હશે તે ) ભૂત કાઢવા માટે મંત્ર બોલી રહ્યો હતો અને વચમાં વચમાં અગ્નિમાં લાલચોળ તપાવેલો તબેતો તેના શરીરના સાંધાઓ ઉપર મૂકતો જતો હતો છતાં આશ્ચર્યની વાત તો એજ હતી કેઃ તે અને તબેથા દ્વારા તેના વાળ અને શરીરને સ્પર્શ કરવા છતાં શરીરનું કોઈ પણ સ્થાન બળતું નહતું ! એ બનાવ નજરે જોતાંજ સ્વામિજી સ્તબ્ધ થઇ ગયા ! તેઓ ત્યાં ગયા તેજ સમયે સર્વ મનુષ્યોએ તેમને માર્ગ આપ્યો અને ભગવાં વસ્ત્ર ધારણ કરનાર સર્વ અદ્ભુત શક્તિ સમ્પન્ન હોય છે એવી શ્રદ્ધા હોવાથી કહેવા લાગ્યા કેઃ " મહારાજ ! આપ દયા કરી આ માણસને સારો કરો. " સ્વામિજી તો માત્ર આશ્ચર્યકારક બનાવ જોવા ગયા હતા. તેમને સ્વપ્ને પણ ખબર નહતી કેઃ તેમને ભુવા—જાગડીયા થવું પડશે પરંતુ શું કરે ? લોકોના કાલાવાલા અને નમ્ર વિનંતી સાંભળી અંતે ભૂતવાળા માણસ પાસે સ્વામિજીને જવું પડ્યું. તેની પાસે જતાંજ પ્રથમ તેમણે પેલો તબેથો લઇ પરીક્ષા કરી. તે સમયે તબેથાનો રંગ પ્રથમના જેવો થયો હતો પરંતુ જેવો તેને હાથ લગાડ્યો કે તુર્ત સખ્ત દાઝ્યું ! તે સમયે ભૂત શું કહાડે ! સ્વામિજીનો જીવજ અસ્થિર થઇ ગયો. થોડીવાર પછી પોતાનું દુઃખ સહન કરીને પણ તેમણે ભૂતવાળા માણસને મસ્તકે હાથ રાખી એકાગ્ર ચિત્તે થોડી ક્ષણ સુધી પોતાના ઇષ્ટદેવના નામનો જપ કર્યો. આશ્ચર્યની વાત છે કેઃ એ પ્રમાણે દશબાર મિનિટ કરતાં જ ભૂતગ્રસ્ત મનુષ્ય સાજો થઇ ગયો, અને ધીમે ધીમે તે સંપૂર્ણ શાન્ત અને નિરોગી બની ગયો. સ્વામિજી કહેતા કેઃ " અહા ! એ પછી ગામના લોકોની મ્હારાપર કેવી અદ્ભુત ભક્તિ થઈ ! લોકોએ મ્હને એક મ્હોટો જાદુગર ઠરાવ્યો પરંતુ હું કંઇ સમજી શક્યો નહિ હું તો મ્હારા આશ્રયદાતાની સાથે તેમને ઘેર પાછો ફર્યો. તે સમયે રાતના બાર વાગ્યા હતા ! ઘેર આવતાંની સાથેજ હું પથારીમાં સૂઇ ગયો ખરો પરંતુ હાથે દાઝ્યું હતું તેના દુઃખથી અને પેલા માણસને તબેથા વડે ડહામ દેવાનું રહસ્ય સમજવાની ચિન્તામાં સમસ્ત રાત્રિ નિદ્રા આવી નહિ. ધગધગતા તબેથાનો સ્પર્શ કરવા છતાં મનુષ્યનું શરીર બળે નહિં એ જોઇ મનમાં

એમજ થવા લાગ્યું કે: There are more things in heaven and earth than are dreamt of in your philosophy. પૃથ્વીમાં અને સ્વર્ગમાં એવા અનેક બનાવો બને છે કે જેનું કારણુ દર્શન શાસ્ત્રમાંથી મળતુંજ નથી."

અલમોરામાં થોડા દિવસ થયા હતા એટલામાંજ તેમના એક સહોદરના શોચનીય મૃત્યુના તાર સમાચાર તેમને મળ્યા. તાર વાંચતાંજ સ્વામિજીનું હૃદય દુઃસહ્ય શોકવડે દુઃખી થયું. પરંતુ તે સાથે તેણેજ તેમના ચિત્તને આ દેશની નારીજાતિની ઉન્નતિને ઉપાય નક્કી કરવા માટે જાગ્રત કરી દીધું. એવી આકસ્મિક પારિવારિક દુર્ઘટનાને લીધે વિશેપ વ્યથિત થવા છતાં તેઓ આત્મ વિસ્મૃત થયા નહિ. જ્યારે તેમણે જાણ્યું કે: ઘરનાં માણસોને તેમને પતો મળ્યો છે તેજ વખતે તેમના અંતઃકરણમાં રહેલી સન્યસ્ત ભાવના વિશેપ દ્રઢ થઇ ઉઠી. તેમણે નિશ્ચય કર્યો કે: એ સ્થળ ત્યાગ કરી અધિક દુર્ગમ ગિરિગુહામાં આશ્રય ગ્રહણ કરવો.

થયું પણ તેમ જ. એક દિવસ અચાનક સારદાનન્દ, અખણ્ડાનન્દ અને કૃપાનન્દને લઇ બદ્રીસાનું મકાન ત્યાગ કરી ગઢવાલ રાજ્ય તરફ પ્રયાણ કર્યું. કર્ણ પ્રયાગ થઇને આગળ વધવા લાગ્યા, પરંતુ થોડે વેગળે એક ચટ્ટીમાં વિશ્રામ લીધો હતો ત્યાં જ સ્વામિજીને પ્રબળ જ્વર આવ્યો. તેજ સ્થિતિમાં ચટ્ટીમાં ત્રણ દિવસ વ્યતીત કર્યા. ત્યાર પછી જરા આરામ થતાં જ તેઓ રૂદ્રપ્રયાગ ગયા. એ સ્થાનની પ્રાકૃતિક શોભા અનિર્વચનીય છે. ચારે દિશા શાંત, જનહીન છે. જાણે ત્યાં ગહન શાંતિનુંજ રાજ્ય. ત્યાં સંભળાય છે માત્ર કોઇક સ્થળે કેવળ ઝરણાનાં કલ–હાસ્યમય નૃત્ય અને તેના વેગળે પડતા પ્રતિધ્વનિને ક્ષીણ–શબ્દ. ચિર–શુભ્ર હિમાલયનું અતુલમય સૌંદર્ય જોઇ સ્વામિજીનું બાલ્ય અને યોવન સ્વપ્ન સંપૂર્ણરૂપે સાર્થક થયું. રૂદ્રપ્રયાગમાં પૂર્ણાનન્દ નામક એક બંગાલી સાધુ સાથે સ્વામિજીને સાક્ષાત્કાર થયો. તેમના જ આશ્રમમાં સર્વેએ રાત્રિને સમય વ્યતીત કર્યો. એ આશ્રમમાંથી થોડે દૂર જતાં જ સ્વામિજીને પુનઃ જ્વર ઉત્પન્ન થયો. આ સમયે ચટ્ટી કરતાં વિપમ જ્વર હતો. તેમની એવી અવસ્થા જોઇને ત્યાંની

કચેરીના અમીને દયાવશ થઇ તેમને દેશી ઔષધ સેવન કરવા આપ્યું. તેથી થોડો આરામ થતાં જ તેમને દણ્ડીમાં બેસાડી શ્રીનગર તરફ રવાના કરી દીધા. ત્યાં ધીમે ધીમે તેમને રોગ–શાંતિ થઇ. તે સમયે અલમોરાથી ૧૨૦ અને કાઠગોદામથી ૧૯૦ માઇલનો પ્રવાસ પૂર્ણ થયો હતો.

કાઠગોદામથી જ તેમણે બદરિકાશ્રમને માર્ગે યાત્રા શરૂ કરી હતી, એ વાંચકોના સ્મરણમાં જ હશે. અલમોરાથી એ માર્ગે આવતાં તેમને બે અઠવાડિયાંથી વિશેષ સમય લાગ્યો હતો. કારણ કે તેઓ ભિક્ષા, ધ્યાન અને ધર્મચર્ચા કરતા કરતા ધીમે ધીમે આગળ વધતા હતા.

શ્રીનગર આવી અલકનન્દા નદીને કિનારે એક નિર્જન કુટીરમાં તેમણે આશ્રમ ગ્રહણ કર્યો. તેમણે સાંભળ્યું કે: પૂર્વે શ્રીમાન્ તુરીયાનન્દ સ્વામી એ કુટીરમાં જ નિવાસ કરતા હતા. એ સ્થળે તેમણે એકાદ મહિનો નિવાસ કર્યો. માધુકરી–ભિક્ષાદ્વારા દિવસો નિર્ગમન કરતા હતા. પ્રવાસ સમયે અને વિશેષ કરીને એ સ્થાનમાં સ્વામિજી, ગુરૂબંધુઓના ચિત્તમાં ઉપનિષદ્‌નો ઉપદેશ વિશેષરૂપે ઠસાવવાનો યત્ન કરતા હતા. શ્રીનગરની એ કુટીરમાં બેસી અનેક દિવસ પર્યંત તેઓ પ્રાચીન આર્ય ઋષિઓદ્વારા પ્રકટ થયેલા સર્વ ગહન તત્વજ્ઞાનની ચર્ચા કરતા કરતા અંતે તેમની ભાવનામાં તદ્દન તન્મય થઈ જતા. શ્રીનગરમાં નિવાસ સમયે વૈશ્યજાતિના એક સ્કુલમાસ્તર સાથે તેમને મેળાપ થયો હતો. એ પુરૂષે ખ્રિસ્ત–ધર્મ ગ્રહણ કર્યો હતો, પરંતુ ધર્માન્તર ગ્રહણ કર્યાનું કલંક સ્વીકારી તે દિલગીર થતો હતો. સ્વામિજી તેની સાથે નાના પ્રકારની ધર્મ ચર્ચા કરવા લાગ્યા. તે મનુષ્યે તેમના પ્રત્યે વિશેષ શ્રદ્ધા અને પ્રેમ દર્શાવ્યો હતો.

શ્રીનગરમાં પુષ્કળ સાધના અને ધ્યાન ભજન કર્યા પછી સ્વામિજીએ ટિહરિ તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં આહાર તો ભાગ્યે જ મળતો. કારણ કે ચારે દિશામાં ઘનઘોર જંગલ હતું. સન્ધ્યા સમયે ચારે દિશામાં જ્યારે અંધકાર પ્રસરવા લાગ્યો હતો તે જ સમયે તેઓ અતિ શ્રમિત દેહે એક ગામડામાં આવી પહોંચ્યા. તેઓ સર્વે એક સ્થળે બેઠા. ચારે દિશામાં ગામ લોકોનાં ઘર હતાં. તેમનામાંથી એક જણ ભિક્ષા માંગવા ગયો. ઘણો

યત્ન કરવા છતાં ભિક્ષા મળી નહિ. અંતે "ગઢવાલ સરીખા દાતા નાહિં, લાઠી બિગર દેતા નાહિ." (ગઢવાલ વાસીઓના જેવા દાતા બીજા નથી પણ તેઓ લાકડી વગર ભિક્ષા આપતા નથી.) એ સ્થાનીય કહેવતનું તેમને સ્મરણ થયું. એ કહેવતની પરીક્ષા કરવા માટે બધા એકત્ર મળી મ્હોટી બૂમો પાડી બોલવા લાગ્યા કે: "એ સખી લોક! રોટી લાઓ! લકડી લાઓ!" એમ કહી ગંભીર નાદ કરતા ગામમાં ફરવા લાગ્યા. આશ્ચર્યની વાત! તેમણે જોયું કે કેટલાક બળવાન ગ્રામનિવાસીઓ ગરીબ ઘેટાંની પેઠે ધીમે ધીમે ચોખા દાળ લઇને તેમની પાસે આવી પહોંચ્યા, પરંતુ તે સમયે સન્યાસીઓ અતિશય થાકેલા હતા, રસોઈ બનાવી જમવાનું તેમનામાં ધૈર્ય અને સામર્થ્ય ન હતું, તેથી તેમણે કહ્યું કે: "એ કાંઇ જોઇતું નથી. રાંધેલી તૈયાર રસોઇ લઇ આવો." બિચારા ગામવાસીઓ રસોઇ કરવા મંડી પડ્યા. એ જોઇ સન્યાસીઓને ખૂબ હસવું આવ્યું અને રસોઇ તૈયાર થઇ એટલે ક્ષુધાની જ્વાળા શાંત કરવા પેટપૂર ભોજન કરી તૃપ્ત થયા. ભોજન કરી રહ્યા પછી ગામનિવાસીજનો સાથે ધર્મ અને તેમની રીતિ નીતિ સંબંધી અનેક પ્રકારના આલાપ કર્યા. રાત્રિનો સમય તેમણે ત્યાંજ વ્યતીત કર્યો.

ટિહરી આવ્યા પછી એક પડી ગયેલા બગીચામાં બે ઓરડાનું એક ઘર મળી આવ્યું. સાધુઓને માટે જ એ મકાન બનાવ્યું હતું. એ સ્થાને ગંગા કિનારે નિવાસ કરી તેઓ નિત્ય ધ્યાન ધારણા અને ભિક્ષાન્ન વડે જીવન વ્યતીત કરવા લાગ્યા. એ સ્થળે ટિહરી રાજના દિવાન (સુપ્રસિદ્ધ હરપ્રસાદ શાસ્ત્રીના અગ્રજ) શ્રીયુક્ત રઘુનાથ ભટ્ટાચાર્ય સાથે સ્વામીનો પરિચય થયો. ભટ્ટાચાર્ય મહાશયની સહાયતાથી જ નજીકના ગણેશ પ્રયાગ (ગંગા અને વિલાંગન નદીના સંગમ સ્થળ) માં તેમનું સાધના-સ્થાન સુદ્ધાં નક્કી થયું. પરંતુ તેમના સંકલ્પ પ્રમાણે કાર્ય થયું નહિ. અખણ્ડાનન્દ સ્વામી કેટલાક દિવસથી સર્દિ, ખાંસી અને તાવ વગેરે વ્યાધિથી પિડાતા હતા. વળી ટિહરિના નેટિવ ડોક્ટરે કહ્યું કે: એમને Bronchitis થવાનો વિશેષ સંભવ છે. પહાડી હવા તેમનાથી સહન થશે નહિ, કારણ કે તે બહુ ભારે છે. વળી સ્હામેથી પવન વાય છે, તેથી આ સમયે તેઓ જેટલા

ઉતાવળે નીચે ઉતરી જશે તેમાં જ તેમનું કલ્યાણ છે. આવો આશંકા ભરેલો અભિપ્રાય સાંભળી ગુરૂ-બંધુનું જીવન બચાવવા માટે જ સ્વામિજીએ પોતાનો સંકલ્પ પરિત્યાગ કરી દેરાદુન જવાનો ઉદ્યોગ કર્યો. ટિહરિ ત્યાગ કરી મસુરિ થઇને તેઓ રાજપુર ગયા. તે સ્થળે સાયંકાળને સમયે વેગળેથી એક સાધુને તુરીયાનન્દ ધારી મ્હોટેથી બુમો પાડવા લાગ્યા અને તે જ્યારે પાસે આવ્યો ત્યારે જોયું કે તે તુરીયાનન્દ જ હતા. આ પ્રમાણે સહસા પોતાના એક પ્રિય ગુરૂ-બંધુનાં દર્શન કરી શક્યો તેથી સર્વને મહાન આનંદ થયો. પરસ્પર ભ્રમણ વાર્તા કહેવા-સાંભળવા લાગ્યા. તે સમયે નવરાત્રિમાં એકજ દિવસ માત્ર બાકી રહ્યો હતો. ત્યાર પછી સર્વે એકત્ર મળી દેરાદુન પહોંચી સિવિલ સર્જન ડાક્ટર મેકલેરેન પાસે અખણ્ડાનન્દની છાતી તપાસવવા લાગ્યા. રઘુનાથ બાબુએ ડાક્ટર સાહેબ ઉપર એક ભલામણ પત્ર આપ્યો હતો. સાહેબે સ્વામિજી સાથે ધર્મ સંબંધી અનેક ક્ષણ પર્યંત વાર્તાલાપ કર્યા પછી તેમના અને તેમના સહચર સન્યાસીઓના ગુણગાન કર્યા અને પ્રેમ દર્શાવ્યો. ત્યાર પછી ઘણી સાવચેતીથી અખણ્ડાનન્દની છાતી તપાસી કહ્યું કે: "હવે પર્વત ઉપર આવશો નહિ. નીચે રહીને જ સારી પેઠે દવા કરાવો." પરંતુ પ્રથમ એક આશ્રય સ્થળ જોઇએ. નહિં તો ઔષધ કરાવવા માટે રહેવું ક્યાં? સ્વામિજી પોતે દેરાદુનને ઘણે ઘેર ફરી વળ્યા પરંતુ કોઇએ આશ્રય આપ્યો નહિ, તેમ છતાં નિરાશ નહિ થતાં તેઓ બારણે બારણે સહાય-પ્રાર્થના કરવા લાગ્યા. અન્તે પણ્ડિત આનન્દ નારાયણ નામક એક કાશ્મિરી બ્રાહ્મણે અને ત્યાંના વકીલે વ્યાધિગ્રસ્ત સાધુને આશ્રયદાન આપવાનું અને તેમની સેવા કરવાનું કબુલ કર્યું. ગરમ લુગડાં અને ખાવા પીવાની વ્યવસ્થા કરી આપી. અખણ્ડાનન્દનો એ પ્રમાણે બંદોબસ્ત થયા પછી બીજા સર્વેએ એક વૈષ્ણવના નવા બનાવેલા મકાનમાં ચાર ખાટલા પાથરી ભિક્ષાન્ન સેવન કરી કેટલાક દિવસ નિર્ગમન કર્યા.

એ સ્થળે બેને નામક સમ્પ્રદાયના એક મનુષ્ય સાથે સ્વામિજીનો મેળાપ થયો. તે એમજ માનતો કે: તે પોતે એક મહાન્ વેદાન્તી છે. તે કહેતો કે "મહારાજ! પાંચ મિનિટમાં સર્વ તત્ત્વ ખેંચી લીધું છે. ત્રણે કાલમાં

જગત્ છે જ નહિં. સર્વત્ર તેજ (બ્રહ્મ) રમી રહ્યો છે.” એવા ભાવાર્થના શબ્દો સર્વદા તેને મુખેથી સાંભળવામાં આવતા, તેમ છતાં તે બહુ જ કૃપણ હતો. તે “નન્દ ગાંટા” (અર્થાત્ “ગાંઠે બાંધવામાં હોશિયાર-કૃપણ-નન્દ) નામથી સર્વત્ર પરિચિત હતો! કોઇ કોઇ વખત સ્વામિજી તેની સાથે વાર્તાલાપ કરતા. તેનું અભિમાની કથન સાંભળી તેમને બહુ આનંદ થતો. તેના પુત્ર સાથે સ્વામિજીને પરિચય થવાથી તેણે એક દિવસ જમવાનું નિમન્ત્રણ કરી બધાંને ભોજન જમાડયું હતું. કૃપણનન્દે ઘરમાં આવી જોતાં સાધુઓને જમતા દીઠા તેથી તેને બહુ આશ્ચર્ય થયું પણ તે કાંઇ બોલ્યો નહિં!

એક દિવસ હૃદયબાબુ નામક એક ખ્રીસ્તી (કે જેણે પૂર્વે સ્વામિજીની સાથે વિદ્યાભ્યાસ કર્યો હતો તે)ને ઘેર ખ્રીસ્તધર્મનો પ્રચાર કરતાં કરતાં વાર્તાલાપમાં મ્હોટો વાદવિવાદ ઉપસ્થિત થયો. સ્વામિજી તેમની પાસે બાઇબલમાંની Higher Critisism ની વ્યાખ્યા કરવા લાગ્યા. પરંતુ તેણે તેમનું કાંઇ પણ સાંભળ્યું નહિ, તેથી તેના યુક્તિ-તર્કનો પ્રતિવાદ કરવાનું સાહસ કરી શકયા નહિં. પણ સ્વામિજીની વિદ્યા બુદ્ધિનો પરિચય થતાં જ સર્વને વિસ્મય થયું. ત્યારપછી સ્વામિજીએ હૃદયાબાબુને મકાને બેસી તેમનાજ ધર્મ વિરૂદ્ધ આલોચના કરવા માટે દીલગીરી દર્શાવી.

ડેરાદુનમાં ત્રણ અઠવાડીયાં વિતાડયા પછી સ્વામિજીએ અખણ્ડાનન્દને અલાહાબાદમાં એક મિત્રને ઘેર રહેવાની સલાહ આપી અને કૃપાનન્દને તેમની સેવા અને દેખરેખ રાખવાનું કામ સોંપી તેમણે અન્ય ગુરૂબંધુઓ સહિત હૃષીકેશ ગમન કર્યું. થોડા દિવસ પછી કૃપાનન્દ પણ હૃષીકેશ ગયા. અખણ્ડાનંદની પ્રકૃતિ સુધરવાથી અલાહબાદ જવાની ધારણાથી પ્રથમ તેઓ સહારણપુર બંકુબાબુ નામક એક બંગાલી વકીલને ત્યાં ગયા. તેમની સલાહથી તેઓ મિરટ નિવાસી એક મિત્ર ડાકટર ત્રૈલોકયનાથ ઘોષને ઘેર ગયા. તે સ્થળે લગભગ દોઢેક માસ તેમની ચિકિત્સા થઇ.

સ્વામિજી હૃષીકેશ આવ્યા પછી માધુકરી ભિક્ષા માંગી ઉદરપોષણ કરવા લાગ્યા અને ગુરૂ-બંધુઓ સાથે, ત્યાંના વિખ્યાત સાધુ ધનુરાજગિરિના મકાનમાં નિવાસ કરવા લાગ્યા. તેમના હૃદયમાં કઠોર સાધનાની

ઇચ્છા ઉદય પામી હતી, પરંતુ અદ્રષ્ટ યોગે પુનઃ તે ધારણા વ્યર્થ થઇ. કેટલાક દિવસ તપસ્યા કર્યા પછી એક દિવસ તેઓ પ્રબળ જ્વરથી પીડાવા લાગ્યા. ધીમે ધીમે શરીર સ્થિતિ વિશેષ બગડવા લાગી. ગુરૂ–બંધુઓ ચિન્તાતુર અને શંકિત થવા લાગ્યા. એક દિવસ તો એવું બન્યું કેઃ વારંવાર પરસેવો નિકળવાથી તેમનું સર્વ શરીર ટાઢું હિમ જેવું થઈ ગયું, અને નાડી ચાલતી અટકી ગઇ. પૃથિવી ઉપર બે કામળની પથોરી ઉપર સ્વામિજી અજ્ઞાન–અચેતન્ય દશામાં પડી રહ્યા હતા. તેમને જોવાથી એમ જ થતું કેઃ જાણે તેમનો અંતીમ સમય જ ઉપસ્થિત થયો છે. ગુરૂબંધુઓ ચિન્તામાં અને શોકમાં કર્તવ્ય વિમૂઢ થઇ ગયા હતા. કારણ આસપાસ ઘણા ગાઉ સુધી ડાકટર કે વૈદ્યની દવા મેળવી શકાય તેમ નહતું. એ ઘોર વિપત્તિને સમયે તેઓ એક ચિત્તે મધુસૂદન ભગવાનનું સ્મરણ કરી રહ્યા હતા. તે સમયે એકાએક કુટીર બહાર કોઇનાં ધીમાં પગલાંનો અવાજ સંભળાયો. તેમણે આશ્ચર્ય ચકિત થઈ જોયું કે કુટીરનાં દ્વાર આગળ એક સાધુ આવી ઉભો છે. તેમણે આગ્રહ પૂર્વક આદર સત્કાર કરી સાધુ મહારાજને ઘરમાં બોલાવ્યા અને તેમની સમક્ષ સ્વામિજીની સ્થિતિનું વર્ણન કરી સંભળાવ્યું. મહાપુરૂષે સર્વ વૃત્તાન્ત સાંભળ્યા પછી ઝોળીમાંથી કિંચિત્ મધ અને પિપરનું ચૂર્ણ કાઢી એકત્ર કરી સ્વામિજીને ચટાડી દીધું, અને થોડી ક્ષણમાં જ તે અદ્રષ્ય થઇ ગયા! અહા! કેવું આશ્ચર્ય! ઔષધે જાણે અમૃતના જેવું કાર્ય કર્યું. કારણ કે ક્ષણવારમાં સ્વામિજીએ મોં ઉઘાડી કંઇક વાત કરવાનો યત્ન કર્યો. એક ગુરૂ–બંધુએ તેમના મુખ આગળ કાન ધર્યો એટલે અતિ ક્ષીણ સ્વરે બે ચાર શબ્દો કહ્યા. ધીમે ધીમે તેઓ સાજા થવા લાગ્યા. પાછળથી એક ગુરૂ–બંધુને તેમણે કહ્યું હતું કેઃ “અજ્ઞાન અવસ્થામાં પડી રહ્યો તે સમયે મ્હારા જોવામાં આવ્યું હતું કેઃ મ્હારે જગતમાં વિધાતાનું કોઇ એક વિશેષ કાર્ય પરિપૂર્ણ કરવાનું છે અને તે કાર્ય જેટલા દિવસ પરિપૂર્ણ નહિં થાય ત્યાં સુધી મ્હને વિશ્રામ અને શાંતિ મળશે નહિં.” વાસ્તવિક રીતે એ સમયથી જ તેમના ગુરૂબંધુઓએ તેમનામાં એક વિપુલ આધ્યાત્મિક શક્તિની સ્ફુરણા જોઇ હતી. તે શક્તિનો વેગ એટલો બધો

પ્રબળ જણાતો હતો કે: હવે તે હૃદયમાં દબાઇ રહી શકશે નહિં એવી સર્વની ખાત્રી થતી. તેજ શક્તિ વિકાસ પામે તે માટે યોગ્ય ક્ષેત્ર પ્રાપ્ત કરવા સ્વામિજી ચંચળ થઇ ઉઠયા હતા.

હૃષીકેશમાં સ્વામિજીને ભયંકર પીડા થઇ, તે સમયે તેમના જીવનની આશા લુપ્ત થવાની તૈયારી હતી. તે સમયે જ ગુરૂબંધુઓ અંતઃકરણની નસે નસમાં સમજી શક્યા હતા કે: સ્વામિજી કેટલા પ્રેમની વસ્તુ છે. તેમના મન પ્રાણમાં પ્રતિક્ષણે ખટકતું હતું કે: ગુરૂદેવના અદ્રષ્ય થયા પછી એ ( સ્વામિજી ) જ અમારી બળ બુદ્ધિ અને આધાર છે. હવે જો એમને પણ ગુમાવી બેસીયે તો પછી અમારૂં શું થાય? આ સમયે જ સ્વામિજીએ સંકલ્પ કર્યો કે: એમને આત્મ–કર્તવ્યનિષ્ઠ બનાવવા જોઇએ. ભવિષ્યમાં તેઓ મ્હારા મુખ સ્હામે જોઈ બેસી ન રહે તેવા બનાવવા જોઇએ. એ પછી થોડા દિવસ હૃષીકેશમાં નિવાસ થયો. પ્રથમ કેટલાક દિવસ તેમણે એક ઝુંપડીમાં નિવાસ કર્યો હતો કે જે ઝુંપડીમાં સ્વામી સારદાનન્દ વગેરે પૂર્વે હૃષીકેશમાં નિવાસ કરતા હતા. ત્યાર પછી એમના પૂર્વ પરિચિત શ્રીયુક્ત રઘુનાથ ભટાચાર્ય મહાશય ત્યાં આવ્યા ત્યારે તેમને ખર્ચે એક સારી કુટીર બનાવવામાં આવી. આ સમયે બ્રહ્મસૂત્રની સારી પેઠે આલોચના થવા લાગી. ચારે દિશામાં વાત ઉડી કે: એક બહુ ઉત્તમ પણ્ડિત સાધુ અહિં આવ્યો છે. તે સ્થાનમાં શંકરગિરિ નામક એક પ્રાચીન સાધુ સાથે સ્વામિજીનો મેળાપ થયો હતો. તે તેમની સાથે વાર્તાલાપ અને ધર્મ ચર્ચા કરવામાં બહુ આનંદ માનતો. તે કહેતો કે: પણ્ડિતોની વાત છોડી દો, કહેવાનો ઉદ્દેશ સમજે એવા શ્રાતાઓ જ કયાં છે? ("બાત સમજે એસા આદમિ કહાં મિલે?") સ્વામિજીને તેઓ "ઇયાર" અને "રસિલા"નું વિશેષણ આપતા, અર્થાત્ એમની સાથે વાર્તાલાપ કર્યાથીજ વાસ્તવિક સુખ થાય છે એમ તેઓ કહેતા. એઓ હૃષીકેશમાં ઘણા દિવસથી નિવાસ કરતા હતા. તેઓ કહેતા કે: પૂર્વે આ સ્થળે બહુ ઘીચ જંગલ હતું. ટોળેટોળાં હાથીયો આવતા. હવે શું તે હૃષીકેશ છે? હવે તો "રોટિ કેશ" થઇ ગયુંછે! અર્થાત્ હમણાં છત્રોમાં રોટી ખાવાનો બંદોબસ્ત બહુ સારી રીતે થયો છે. તેથી જ અનેક સાધુઓ અહિં રહે છે!

એમણે જ સ્વામિજી સમક્ષ એક જ્ઞાની સાધુની વાત કરી હતી. તે સાધુને એક વાઘે પકડી લઇ જવા માંડયો ત્યારે તે સાધુ માત્ર "શિવોહં, શિવોહં" શબ્દોચ્ચાર કરતો હતો. સ્વામિજીનું શરીર જ્યારે બરાબર સુધર્યું ત્યારે સહચરો સાથે કનખલ જઇ રાખાલ (બ્રહ્માનન્દ સ્વામી)ને સાથે લઇ સાહરણપુરના બંકુબાબુ વકીલને મકાને જઇ પહોંચ્યા. ત્યાં સાંભળ્યું કેઃ ગંગાધર મિરટમાં છે. બ્રહ્માનંદસ્વામી ઘણા દિવસથી ગંગાધર મહારાજને મળ્યા નહતા અને બંકુબાબુ પણ આગ્રહ સાથે કહેવા લાગ્યા કેઃ "થોડા દિવસ મિરટમાં રહેશો તો સ્વામિજીનું શરીર સુધરી જશે." બ્રહ્માનન્દ સ્વામીના વિશેષ આગ્રહથી અને બંકુબાબુના વિશેષ અનુરોધથી સર્વે મળી મિરટ તરફ સિધાવ્યા.

મિરટ જઇ તે સર્વે ડાક્ટર ત્ર્યૈલોકનાથ ઘોષને ઘેર ઉતર્યા. એ સમયે કાલી પૂજાના દિવસો ( નવરાત્રિ ) વ્યતીત થઇ ગયા હતા. શરદ ઋતુના છેલ્લા દિવસો હતા. સ્વામીજીની શુષ્ક–જીર્ણ–મૂર્તિ જોઇ અખણ્ડાનંદજીને ભય લાગ્યો. તેઓ કહેતા હતા કેઃ–સ્વામિજીને એવા શુષ્ક અને જીર્ણ મ્હેં કદી પણ દીઠા નથી. જાણે એક ઝાંખી છબી ન હોય એવા થઇ ગયા હતા. હજી પણ તેઓ હૃષીકેશના વ્યાધિમાંથી મુક્ત થયા નહતા. તેઓ બન્ને બે અઠવાડિયા સુધી ત્ર્યૈલોક્ય બાબુના મકાનમાં અને અન્ય સર્વે યજ્ઞેશ્વર* બાબુ નામક એક શ્રીમંત ગૃહસ્થને ઘેર રહ્યા હતા. ત્યારપછી સર્વે એકત્ર મળી યજ્ઞેશ્વર બાબુના એક મિત્રના બગિચામાં ( એ "શેઠજીનો બગિચો" નામે પ્રસિદ્ધ હતો. ) નિવાસ કરવા લાગ્યા. સ્વામિજી અદ્યાપિ પર્યંત ઔષધનું સેવન કરતા હતા મિરટ રહ્યા પછી ધીમે ધીમે તેમને બળ પ્રાપ્ત થયું હતું.

શેઠજીના બગિચામાં નિવાસ હતો તે સમયે અખણ્ડાનંદજી કાબુલના અમીરના એક સગાંને સ્વામિજી પાસે લાવ્યા હતા. એ મુસલમાન ગૃહસ્થ સ્વામિજીનાં દર્શને આવતાં પહેલાં વજૂ ( નમાજ પઢતાં પહેલાં હાથપગ ધોવા તે ) કરી પવિત્ર થઇ પોતાની સાથે પુષ્કળ મિષ્ટાન્નાદિ ભેટ લાવ્યા

* એઓ હમણાં ભારત ધર્મ મહામણ્ડલના એક નેતા સ્વામી જ્ઞાનાનન્દને નામે પરિચિત છે.

હતા. સ્વામિજીએ તેમની સાથે ખ્યાતના એક સુપ્રસિદ્ધ મુસલ્માન ફકિર આમુદ સંબંધી અનેક વાતચિત કરી હતી. અનેક બંગાલી ગૃહસ્થો અને અન્ય શહેર નિવાસીઓ સ્વામિજી પાસે ધર્મ પ્રસંગ શ્રવણ કરવાની ઇચ્છાથી આવતા. વાસ્તવિક જોતાં તે સ્થળ જાણે એક ન્હાનો વરાહનગરનો મઠ થઇ પડ્યો હતો. સ્વામિજી, બ્રહ્માનન્દ, અખણ્ડાનન્દ, તુરીયાનન્દ, શારદાનન્દ, કૃપાનન્દ સર્વે ત્યાં જ હતા. તેમાં વળી સહસા અદ્વૈતાનન્દ કોણ જાણે ક્યાંથી આવી પહોંચ્યા. સ્વામિજીનું શરીર ક્રમશઃ સંપૂર્ણ નિરોગી થઇ ગયું હતું. તેઓ નિત્ય મધ્યાહ્ને ભોજન કર્યા પછી વિશ્રાંતિ-સમયે મૃચ્છકટિક, અભિજ્ઞાન શકુન્તલમ્, કુમાર સંભવ, મેઘદૂત વગેરે વાંચી ગુરૂ-બંધુઓને સંભળાવતા. વિષ્ણુપુરાણ પણ વાંચવાનું શરૂ કર્યું હતું. ધ્યાન-ભજન સારી પેઠે ચાલતું. સર્વે મળી રસોઇ બનાવતા. સ્વામિજી પણ કોઇ કોઇ વખતે તેમાં સહાયતા કરતા. વચમાં વચમાં આમ તેમ ફરવા પણ જતા. વસ્તુતઃ મિરટમાં તેમનું જીવન અતિ સુખમાં વ્યતીત થતું હતું.

સ્વામિજી ત્યાંની લાઇબ્રેરીમાંથી પુસ્તકો મંગાવી વાંચતા. એ સમયે એક કૌતુકકર બનાવ બન્યો હતો. તેઓ સુપ્રસિદ્ધ અંગ્રેજ ગ્રન્થકાર સર જ્હોન્ લબકની ગ્રન્થાવળીનો એક એક ભાગ મંગાવી એક જ દિવસમાં વાંચી જવા લાગ્યા. થોડા દિવસમાં જ સમગ્ર ગ્રન્થાવલી વંચાઇ રહેવાથી લાઇબ્રેરીયને કલ્પના કરી કેઃ તેમણે બધા ગ્રન્થો વાંચ્યા નહિં હોય. માત્ર લોકોને બતાવવા માટે જ ઢોંગ કરે છે. તેણે સ્વામિજી સમક્ષ એ સંદેહ દર્શાવ્યો એટલે તેમણે કહ્યું કેઃ "મ્હેં સર્વ પુસ્તકો મોઢે કર્યાં છે. તમારી ઇચ્છામાં આવે તે પ્રશ્ન પૂછો. પરીક્ષા લઇ જૂવો." લાઇબ્રેરીયને સ્વામિજીને અનેક પ્રશ્નો પૂછ્યા. તે સર્વના યોગ્ય ઉત્તર સાંભળી લાઇબ્રેરીયન અતિશય આશ્ચર્ય પામ્યો. "આટલા બધા ગ્રન્થો ઉતાવળે શી રીતે વાંચી શક્યા?" એ પ્રશ્નના ઉત્તરમાં સ્વામિજીએ અખણ્ડાનન્દ સ્વામીને કહ્યું હતું કેઃ "મ્હેં પ્રત્યેક શબ્દ વાંચ્યો નથી પણ પ્રત્યેક વાક્ય વાંચી ગયો હતો અને તે સર્વ યાદ રહી ગયું હતું."

મિરટ ત્રણ માસથી પણ અધિક સમય નિવાસ કર્યા પછી સ્વામિજી

હરિદ્વાર, હૃષીકેશ, વગેરે સ્થાન નિવાસી સર્વ ત્યાગી સાધુઓની પેઠે પૂર્ણ સ્વતંત્રતા ભોગવવા માટે ઉત્કંઠિત્ થઇ ઉઠ્યા. પાછળથી તેઓ એ સર્વ સાધુઓ સંબંધી કહેતા કે: હૃષીકેશમાં મ્હેં અનેક મહાપુરૂષોનાં દર્શન કર્યાં હતાં. એક મહાત્માનું મ્હને સ્મરણ છે કે: તેઓ ઉન્માદ-ભાવમાં જ રહેતા. રસ્તેથી નગ્ન અવસ્થામાં ચાલ્યા જતા, અને છોકરાંઓ તેમની પાછળ દોડતાં અને પથરા મારતાં. મહાત્માના સર્વ શરીર ઉપર ઘા પડયા હતા તેમાંથી લોહીની ધારાઓ વહેતી હતી તેમ છતાં તેના તરફ તેમનું જરા પણ લક્ષ્ય જ નહતું! ઉલટું તેઓ હસતા! મ્હેં તેમને પકડી લઇ જઇ શરીર ધોયું-સાફ કર્યું અને એક લુગડું બાળી તેની રાખોડી લોહીના સર્વ ઘામાં પૂરી આપી ત્યારે જ લોહી વહેતું બંધ થયું, પરંતુ તેઓ ઉતરોત્તર ખૂબ હસી આનંદ કરતા બોલતા કે: "અહા! કયા મજેદાર ખેલ હય! બિલકુલ બાબાકા ખેલ! કયા આનંદ!" વગેરે. એવા પણ અનેક સાધુઓ છે કે જેમને લોકોનો સહવાસ ગમતો જ નથી. તેઓ તો ગુપ્ત રહેવા ચ્હાય છે. આત્મગોપન રાખવાનું કૌશલ પણ તેમનું ચમત્કારિક જ! કોઇએ તો ગુફાની આસપાસ ચારે દિશામાં મનુષ્યનાં હાડકાં પાથરી રાખ્યાં છે. તે જોઇ લોકો એમ જ સમજે કે: એ તો સર્વ ભક્ષણ કરે છે! અઘોરી છે. કોઇ વળી મનુષ્યને જોતાં જ પત્થર મારતા! વગેરે." એ સર્વ સન્યાસીઓ સંબંધી સ્વામિજી એમ પણ કહેતા કે: એમને તપસ્યા, તીર્થયાત્રા કે પૂજાનું કાંઇ પ્રયોજન જ નહતું. તેમ છતાં તેઓ સર્વ તીર્થોમાં ફરતા ફરે છે અને તપસ્યાદિ કઠોર અનુષ્ઠાન કરે છે તે માત્ર પોતાના પુણ્યબળથી લોક કલ્યાણ સાધન કરવા માટે જ. તેઓ પોતે પણ આ વખતે લોક કલ્યાણની કામનાથી જ નિર્જન સ્થળમાં સાધન કરવાનું પ્રયોજન સમજ્યા હતા. અમે ધારીએ છીએ કે: એ સંબંધી તેમને પોતાના ઇષ્ટદેવતા દ્વારા કોઇ પ્રકારની આજ્ઞા પણ પ્રાપ્ત થતી હતી. કારણ કે એ સમયે જ તેમણે સર્વ ગુરૂ-બંધુઓને બોલાવી એક દિવસ કહ્યું હતું કે: "મ્હારૂં જીવનવ્રત નક્કી થઇ ગયું છે. આજથી હું એકલો જ નિવાસ કરીશ. તમે મ્હારો ત્યાગ કરો." અખણ્ડાનન્દે અનેક કાલાવાલા કરી તેમની સાથે રહેવાની પ્રાર્થના

કરી પરંતુ તેમણે કાંઇ પણ માન્યું નહિં. તેમણે કહ્યું કેઃ "ગુરૂબંધુઓની માયા તો વળી વિશેષ પ્રબળ હોય છે. એ માયાની જાળમાં સપડાઇએ તો કાર્ય-સાધન કરવામાં બહુ વિઘ્ન ઉપસ્થિત થાય. હવે હું કોઇ પણ માયાની બેડી ( બંધન ) રાખવા ચ્હાતો નથી." તેમનો સંકલ્પ શીઘ્ર કાર્યના રૂપમાં ફેરવાયો. ઇ. સ. ૧૮૯૧ ના જાનેવારી માસમાં એક દિવસ પ્રાતઃકાલમાં સર્વનો ત્યાગ કરી તેમણે દિલ્હી તરફ ગમન કર્યું.

## अलवर राज्यमां.

હિન્દુ મુસલમાનની પુરાતન રાજધાની દિલ્લી નગરી, અતીતની અનેક સ્મૃતિ વક્ષઃ સ્થળ ઉપર ધારણ કરી, આજે પણ સેંકડો ભુવન-પ્રવાસીયોનાં મનહર કરી શકે છે. યુરોપખણ્ડમાં રોમનગરી જેમ ગરીયસી સભ્યતાની ખાણ છે, તેજ પ્રમાણે ભરતખણ્ડમાં દિલ્લી નગરી છે. એ નગરીનાં વિગત ગૌરવનું સ્મરણ થતાં જ સ્વામિજીના ભાવોન્મત્ત પ્રાણ નૃત્ય કરી ઉઠયા હતા. દિલ્લીમાં શ્યામલદાસ શેઠને ઘેર તેઓ ગયા. તેમનાં દર્શન થતાં જ ઘરનાં સર્વ મનુષ્યોએ તેમનો સારો આદર સત્કાર કર્યો. થોડા દિવસ પછી સુપ્રસિદ્ધ ડાક્ટર હેમચન્દ્ર સેન સાથે પણ તેમનો પરિચય થયો હતો. હેમબાબુ સાથે સ્વામિજીને ધર્મ સંબંધી અનેક વાદ વિ-વાદ થયો હતો. સ્વામિજીની અગાધ વિદ્યા બુદ્ધિ જોઇ હેમબાબુ મુગ્ધ થયા હતા.

તેમને મિરટ વિદાય કર્યા પછી ગુરૂ-બંધુઓ ઘણા દિવસ પર્યંત ત્યાં રહી શકયા નહિં. સર્વે દિલ્લી આવી તેમની પાસે એકત્ર થયા, પરંતુ તે સમયે તેમના પ્રાણમાં નિર્જન-નિવાસ કરવાની પ્રબળ આકાંક્ષા થઈ હતી. દિલ્લીમાં તેઓ થોડા દિવસ એકલા રહ્યા તે વખતે તેમને આનંદ થયો હતો, કારણ કે તે તેમની ઇચ્છાનુરૂપ અવસ્થા હતી. તેઓ અંતઃક-રણમાં એવો અનુભવ કરતા હતા કેઃ જાણે કોઇ એક ઉચ્ચ શક્તિ તેમને નિઃસંગ વિચરણ કરવા માટે એકાંત તરફ ખેંચી રહી છે. કોઇ જાણે તેમને

એક કાર્ય બતાવી આદેશ કરતું હતું કેઃ “આ કર.” તેથી થોડા દિવસ ગુરૂ–બંધુઓ સાથે વ્યતીત કર્યા પછી પુનઃ તેઓ એકલા જ ત્યાંથી ચાલી નિકળ્યા. આ સમયથી જ તેમનો અજ્ઞાત વાસ આરંભ થયો. તેમનો નિષેધ હોવા છતાં પણ સ્વામી અખણ્ડાનન્દ તેમની પાછળ ગયા હતા અને એકાદ વખત તેમની સાથે, એક વખત સ્વામી ત્રિગુણાતીત સાથે અને એક વખત સ્વામી અભેદાનન્દ સાથે એકાએક તેમનો મેળાપ પણ થયો હતો. સ્વામી અખણ્ડાનન્દ તેમનો શોધ કરતા જ્યાં જતાં ત્યાં સાંભળતા કેઃ તેમણે (સ્વામિજીએ) થોડા દિવસ થયાં જ આ સ્થાનનો ત્યાગ કર્યો છે. સ્વામિજીના એ સમયના પ્રવાસના કેટલાક બનાવો તેમણે એ પ્રમાણે સાંભળ્યા હતા. તે પછી સ્વામિજી પણ ગુરૂ–બંધુઓ નજીક એ સમયની કેટલીક વાતો કહેતા. એ સમયે જે જે મનુષ્યો સાથે સ્વામિજીનો મેળાપ થયો હતો, તેમાંના કોઇ કોઇએ પાછળથી સ્વામિજી સાથે કેવી રીતે મિલન થયું અને કેવી રીતે વાર્તાલાપ થયો તે બનાવ કહી સંભળાવ્યા છે અને છપાવી પ્રકટ પણ કર્યા છે. એ સર્વ સાહિત્યનો સંગ્રહ કરી સ્વામિજીના અજ્ઞાત–વાસનું ક્રમશઃ વર્ણન પ્રકટ કરવાનો યત્ન કરવામાં આવ્યો છે.

દિલ્લી ત્યાગ કર્યા પછી સ્વામિજીએ રાજપૂતાના અન્તર્ગત અલવર રાજ્ય તરફ ગમન કર્યું હતું.

ઇ. સ. ૧૮૯૧ ના ફેબ્રુવારીના પ્રથમ ભાગમાં એક દિવસ પ્રાતઃકાળમાં સ્વામિજી ટ્રેનમાંથી અલવર સ્ટેશને ઉતર્યા. સુંદર નીલ શસ્ય શોભિત ભૂમિ અને સુંદર બગિચાઓ વાળા રાજ માર્ગે થઇને મ્હોટી મ્હોટી અટ્ટાલિકાઓ જોતા જોતા અંતે તેઓ સરકારી દવાખાના સ્હામે જઇ ઉભા અને તેના દ્વાર આગળ એક બંગાલી ગૃહસ્થને ઉભેલો જોઇ તેને ડાકટર જાણી બંગાલી ભાષામાં જ પૂછ્યું કેઃ “મહાશય! સાધુ સન્યાસીઓને ઉતરવાનું કોઇ સ્થાન છે ખરૂં કે?” તે ગૃહસ્થ ત્યાંનો ડાકટર જ હતો. તેનું નામ ગુરૂચરણ લશ્કર હતું. અનેક દિવસથી તે વિદેશમાં જ નિવાસ કરતો હતો. બંગાલી ભાષા ભાગ્યે જ કાને સાંભળવામાં આવતી, તેથી આવા કોમળ વદન તરૂણ સન્યાસીના મુખમાંથી એકાએક બંગાલી ભાષા સાંભળી તેમને

અત્યંત આનન્દ થયો અને તેમને પ્રણામ કરી ઉત્તર દીધો કેઃ "હા, છે. ઇચ્છા હોય તો પધારો." એમ કહી તેમને સાથે લઇ દવાખાનાથી થોડે દૂર બજારમાં જ એક બે માળનું મકાન બતાવી કહ્યું કેઃ "હાલ તુર્ત આ મકાનમાં રહેવાથી કાંઇ કષ્ટ થશે કે?" સ્વામિજી આનંદ પૂર્વક બોલ્યા કેઃ "કાંઇ નહિં." ડાક્ટરે તુર્તજ કેટલીક આવશ્યકીય વસ્તુઓ મંગાવી આપી. કારણ કેઃ સ્વામિજીની પાસે તે વખતે માત્ર એક ભગવું વસ્ત્ર, એક દણ્ડ, એક કમણ્ડલૂ અને કામળે બાંધેલાં ૨-૪ પુસ્તકો સિવાય અન્ય કાંઈ પણ નહતું. બંદોબસ્ત કર્યા પછી ડાક્ટર સાહેબ પોતાના એક મુસલમાન મિત્રને (કે જે ત્યાંની હાઇસ્કુલના ઉર્દુ અને ફારસી શિક્ષક હતો તેને) જઇ કહ્યું કેઃ "મૌલવી સાહેબ! હમણાં જ એક બંગાલી દરવેશ આવ્યા છે. જોવા હોય તો તુર્તજ ચાલો. આવા મહાત્મા વારંવાર જોવામાં આવતા નથી." મૌલવી સાહેબ તત્ક્ષણાત્ તેમની સાથે સ્વામિજી પાસે ગયા. ઉઘાડે પગે ઘરમાં પ્રવેશ કર્યો અને ભક્તિ સહિત તેમને સલામ કરી. સ્વામિજીએ તેમનો આદર સત્કાર કરી પોતાની પાસે બેસાડયા અને ધર્મ સંબંધી વાર્તાલાપ કરતાં કરતાં કહ્યું કેઃ "કુરાનમાં એ વિશેષત્વ છે કે તેમાં આજ પર્યંત કોઇએ કલમ ચલાવી નથી. (અર્થાત્ તેના લખાણમાં કોઇ વધારો સુધારો કરી શક્યું નથી.) ઈ. સ. પૂર્વે ૧૧૦૦ માં તે જે સ્થિતિમાં હતું તેવું જ આજે પણ છે. તેમાં કોઇ પણ સ્થળે એક પણ નવીન વાક્ય રચના થઇ નથી. પ્રાચીન પુસ્તકની વિશુદ્ધતાનું રક્ષણ આવા પ્રકારે કોઇ પણ સ્થળે ઘણું ખરૂં જોવામાં આવતું નથી." ગુરૂચરણ દવાખાને પાછા ફરી ત્યાં આવતા જતા લોકોને સ્વામિજીની આગમન વાર્તા સંભળાવવા લાગ્યા. ડાક્ટર સાહેબને મુખેથી એ વાત સાંભળી શહેરના અનેક સદ્‌ગૃહસ્થો સ્વામિજીનાં દર્શન કરવા માટે તેમને ઉતારે આવવા લાગ્યા. ડાક્ટર પણ તે દિવસનું કાર્ય પરિપૂર્ણ કરી રહ્યા પછી પોતાને મુકામે તેમને લઇ ગયા અને ભોજન કર્યા પછી સ્વામિજી પુનઃ પેલા ઘરમાં પાછા ફર્યા. ધીમે ધીમે લોકોનો વિશેષ જમાવ થવા લાગ્યો. મૌલવી સાહેબના મુસલમાન મિત્રોનાં ટોળે ટોળાં પણ ત્યાં આવી સ્વામિજીને મુખેથી ઇશ્વર-

કથા સાંભળી ધન્ય થવા લાગ્યા. સ્વામિજી પણ વચમાં વચમાં ધર્મ સંબંધી ઉર્દૂ ગાન, હિંદી ભજન, બંગાલી કીર્તન અને વિદ્યાપતિ, ચણ્ડીદાસ, રામપ્રસાદ વગેરે સાધકોનાં પદ ગાતા. ક્વચિત્ વળી ઉપનિષદ, પુરાણ, કુરાન અને બાઇબલ આદિ ધર્મ શાસ્ત્રનાં વચનો કહી સંભળાવતા, અને સાથે સાથે બુદ્ધ, શંકર રામાનુજ, નાનક, ચૈતન્ય, તુલસીદાસ, કબીર, રામકૃષ્ણદેવ, વગેરે મહાપુરૂષોના અનેક ચમત્કારિક જીવન પ્રસંગ શાસ્ત્રોક્ત વચનોનાં પ્રમાણ સહિત સર્વને કહી સંભળાવી ધર્મોપદેશ કરતા.

એ પ્રમાણે બે ત્રણ દિવસ વ્યતીત થતાં જ કેટલાક વયોવૃદ્ધ ગૃહસ્થોએ વિચાર કર્યો કેઃ "સ્વામિજીને નગરની મધ્ય સ્થળમાં કોઇ સારા મકાનમાં રાખ્યા હોય તો સર્વે લોકો ત્યાં જઇ તેમનાં દર્શન અને સેવાનો લાભ લઇ શકે." એવો વિચાર કર્યા પછી તેઓ સ્વામિજીને પેન્શનર (સરકારી) એન્જીનિયર પણ્ડિત શમ્ભુનાથજીને મકાને લઇ ગયા. એ સ્થળે તેઓ નિત્ય વહેલા ઉઠી નવ વાગતા પર્યંત ધ્યાન ભજનમાં રહેતા. ત્યારપછી દિવાનખાનામાં આવી લોકો સાથે વાર્તાલાપ કરતા. પ્રતિદિન દશ પંદરથી તે પચીશ ત્રિશ સુધી મનુષ્યો તેમની વાટ જોઇ બેસી રહેતા. તેમાં ગૃહસ્થ, પણ્ડિત, મૂર્ખ, યુવા, વૃદ્ધ, શિયા, સુન્નિ, શૈવ, વૈષ્ણવ વગેરે સર્વ શ્રેણીના લોકો નજરે પડતા. મધ્યાહ્ન પર્યંત લોકોનાં ટોળાં સમાન ભાવે બેઠેલાં જણાતાં. સ્વામિજીના મુખને બે ઘડી વિશ્રાંતિ લેવાનો પણ સમય નહતો. જેની ઇચ્છામાં જે આવે તે સ્વામિજીને પ્રશ્ન કરતા. તેઓ પણ સર્વના પ્રશ્નનો ઉચિત્ ઉત્તર દેતા. કોઇ કોઈ પ્રસંગે એમ પણ થતું કેઃ તેઓ જ્ઞાન–ભક્તિ અને વૈરાગ્ય આદિ ઉચ્ચ વિષય સંબંધી અનર્ગલ બોલી રહ્યા હોય એટલામાં કોઇ એક અવિવેકી શ્રોતા બોલી ઉઠતો કેઃ "મહારાજ! આપકા શરીર કિસ જાતિકા હય?" અન્ય કોઇ હોય તો કદાચ આવો અપ્રાસંગિક પ્રશ્ન સાંભળી ઉત્તર પણ દે નહિં પરંતુ સ્વામિજી જરા પણ ગુસ્સે થયા વગર તુર્ત જ ઉત્તર દેતા કે; "યહ શરીર કાયસ્થ હય." થોડીવાર ભાષણ ચાલ્યા પછી વળી કોઇ અન્ય શ્રોતા બોલી ઉઠતો કેઃ "મહારાજ! આપ ભગવાં કેમ પહેરો છો?" સ્વામિજી ઉત્તર દેતા કેઃ "યહ તો ફકિરકા

ભેખ હય. સફેદ કપડે પહેરનેસે ગરીબ લોગ હમારે પાસ ભિખ મંગતે હય લેકિન મૈં તો ફકિર હું. મેરે પાસ એક પૈસાભી નહિં. ભિખ કહાંસે દઉં ? યહ સમઝકેહી મૈંને ગરીબોંકા ભેખ બનાયા. જીસસેં ગરીબોં મેરેસેં દૂર ચલે જાય. વહ લોગ ઐસા સમઝે કે જો ખુદ આપહિ મંગનેવાલા હય ઉસકે પાસ મંગનેસેં કયા ફાયદા ?" એ પછી પૂર્વવત્ તત્ત્વપ્રવાહ વહન થવા માંડતો. તેમાં કોઇ વખત શક્તિ ઉપાસનાની વાત ચાલતી. તે સમયે જગજ્જનનીનું માહાત્મ્ય કીર્તન કરતાં કરતાં તેમના પ્રાણ એવા નૃત્ય કરી ઉઠતા કે તે વખતે તેમને મૂખેથી અન્ય કાંઇ સંભળાતું જ નહિં. કેવળ મા, મા, ધ્વનિ કરતા. પ્રથમ ઉચ્ચ સ્વરે અને પછી ધીમે ધીમે અતિ મંદ-સ્વરે તે ધ્વનિ બાહ્યનો ત્યાગ કરી અંતરના છેક ઉંડા પ્રદેશમાં મળી જતો. સાથે સાથે તેમનું સર્વ શરીર સ્થિર થઇ જતું. બન્ને રકત-લોચનોમાંથી પ્રબળવેગે પ્રેમાશ્રુ વહન થતાં. શ્રોતાઓ પણ તે દ્રષ્ય જોઇ ચિત્રપટની પેઠે તેમના વદન સ્હામે જોઈ રહેતા, અને અવિરલ અશ્રુપાત કરવા મંડતા ! તે પછી સ્વામિજી ગાયન ગાતા. તેમના મધુર કણ્ઠસ્વર સાથે નયનના સ્નિગ્ધ અશ્રુજળ મળી સર્વના પ્રાણમાં ભગવત્ પ્રેમનો ઝરો વહેવડાવી દેતા. વળી કવચિત્ દાર્શનિક પ્રસંગ અને તત્ત્વકથા પડતી મૂકી અનેક દેશના અને જાતિના અનેક પ્રકારના રીતરિવાજોનું વર્ણન કરી હાસ્યના તરંગોમાં સર્વને તરબોળ કરી અપૂર્વ ઉપદેશ દાન કરતા. મધ્યાહ્ને ઘરના માલિક પણ્ડિતજી તેમને ભોજન માટે કહાવતા ત્યારે જમવા જતા. શ્રોતાઓ પણ તે વખતે પોતપોતાને ઘેર જતા. ભોજન કરી પરવાર્યા પછી સ્વામિજી દિવાનખાનામાં આવી જોતા તો કવચિત્ પાસેના ગામડાના લોકો તેમની વાટ જોઇ બેઠેલા જણાતા. જોતજોતામાં પ્રથમની પેઠે જ માણસોની ભીડ થઇ રહેતી અને પ્રથમની પેઠે જ પ્રાણ સ્પર્શકારી ભાષામાં તેઓ ધર્મોપદેશ કરવા બેસી જતા.

સાયંકાલે તેઓ હવાખાવા બહાર જતા તે સમયે પણ લગભગ દશ-બાર માણસો તેમની સાથે જ રહેતાં. સન્ધ્યાસમય પછી નિત્યકર્મમાંથી પર-વારી વિશેષ માણસો આવી એકત્ર થતાં. સ્વામિજી તે સમયે ગાયનનો આરંભ કરતા અને તેમના સ્વર સાથે સ્વર મેળવી ગાવાનું સર્વને આમંત્

ત્રણ કરતા. કોઇ દિવસ એકાદ બંગાલી ગાયન શરૂ કરતા. બે ચાર દિવસ મહેનત કર્યા પછી ઘણા માણસો બંગાલી ગાયન સમાન સ્વરે સારી પેઠે ગાઇ શકતાં. કોઇ કોઈ વખત નૃત્ય પણ થતું. રાજપુતાના એ વૈષ્ણવ-પ્રધાન સ્થાન છે. કૃષ્ણ સંબંધી ગાયનો સર્વને અત્યંત સારાં લાગે છે. સ્વામિજીએ પણ એક દિવસ એજ વિષયક એક ગાયન ગાયું હતું. ગાતાં ગાતાં તેમના નેત્રમાંથી આંસુની ધારાઓ ગાલ ઉપર થઇને હૃદયપ્રદેશ ઉપર પડતી હતી. સર્વનાં નેત્રોમાંથી જળ વહેતાં. સર્વની દ્રષ્ટિ તે મહાપુરૂષ સ્હામે જ સ્થપાઈ હતી. કોઇ કહે છે કે: "બાવાજીએ નક્કી વૃન્દાવનચંદ્રનાં દર્શન કર્યાં છે. તેથી જ આટલા બધા પ્રેમ-મગ્ન છે. નહિં તો અમે પણ તે પ્રભુની પ્રાર્થના કરીએ છીએ છતાં અમને એટલી બધી તન્મયતા કાંઇએ થતી નથી." વળી કોઇ વિચાર કરે છે કે: "એ તો ઇશ્વરની વિભૂતિ છે. નક્કી એમને ઇશ્વરનાં દર્શન થયાં છે." ગાતાં ગાતાં સ્વામિજીનો સ્વર અતિશય કરૂણ થતો ચાલ્યો. હૃદયના આવેગથી કણ્ઠરૂદ્ધ અને શરીર પાષાણવત્ કઠિન થઇ ગયું; અને મુખકમળ પ્રાણ-બંધુના સ્પર્શથી પ્રફુલ્લિત ગોપિકા જેવું પ્રેમરંગથી રંગાઇ અપૂર્વ શોભા ધારણ કરી રહ્યું!

સ્વામિજી જે જે બંગાલી ગાયનો ગાતા તે શ્રોતાજનોને સમજાય તે માટે તેનું પ્રથમ હિંદીમાં વિવેચન કરી સંભળાવતા. અનેક શ્રોતાઓ તે ગાયનો મોઢે કરી લેતા અને કોઇ કોઇ તો ભૂલી જવાના ભયથી લખી લેતા.

એ પ્રમાણે દિવસો વ્યતીત થવા લાગ્યા. કેટલા દિવસ વિત્યા ત્હેનો કોઇએ હિસાબ પણ રાખ્યો નહિં. તેના તરફ કોઇએ ધ્યાન પણ આપ્યું નહિ. સર્વે આત્મભાન ભૂલ્યાં હતાં. કોઇ કોઈ દિવસ તો રાત્રિના ચાર વાગતાં સુધી એવો આનંદ વ્યાપી રહેતો અને થોડીવારને માટેજ ઘેર પાછાં ફરતાં. સર્વને મુખેથી તે સંબંધીજ ચર્ચા ચાલી રહેતી. કોઈ કહેતું કે: "બાવાજીનું હૃદય આનંદથી ભરપૂર છે. મ્હોં તો હસતુંજ રહે છે." કોઈ કહેતું કે: "મહાશય! આવા સુંદર શ્લોક કોઇને મુખેથી સાંભળ્યા નથી. કણ્ઠ તો જાણે રૂપાના તાર ન વાગતા હોય!" કોઇ કહેતું કે: "હા, એમના કણ્ઠમાં મિઠાશ છે. મધુરત્વ છે." એ સાંભળી બીજો કહેતો કે: "માત્ર એટલુંજ નહિં

પણ તેમાં એવી કંઇક વૈદ્યુતિક શક્તિ છે કેઃ તે સાંભળતાંજ મુગ્ધ થઇ જવાય." કોઇ કહેતું કેઃ "તેમની પ્રકૃતિ કેવી સુમધુર છે તે તમે જોયું છે કે? આટલાં બધાં માણસો તેમને સતાવી રહ્યાં છે, જેની મરજીમાં આવે તેવા અજ્ઞાનતા ભરેલા પ્રશ્નો પૂછે છે તેમ છતાં કોઇના ઉપર ગુસ્સે થતા નથી. બધાને જવાબ આપે છે." તેના ઉત્તરમાં વળી એક જણે કહ્યું કેઃ "ગુસ્સો વળી કેવો? એ તો સિદ્ધ પુરૂપ છે. તેમ નહોય તો તેમની પાસે વારંવાર જવાનું મન થાય છે તે જોતા નથી? રાત દિવસ એમની પાસેજ બેસી રહેવાનું મન થાય છે."

સ્વામિજીની મધુર પ્રકૃતિને પરિણામે શ્રીમંત, દરિદ્ર, મૂર્ખ વગેરે સર્વે તેમના ભક્તો બની ગયા હતા. પ્રત્યેકના મનમાં એમજ થતું કેઃ "સર્વના કરતાં હું સ્વામિજીને અધિક પ્રિય છું." પરંતુ સ્વામિજીના મનથી કશો ભેદજ ન હતો. તેમને મન તો બધાજ સરખા પ્રિય હતા. ઉલટું ગરીબ ઉપર તેમનો પ્રેમ અને સ્નેહ વિશેષરૂપે જોવામાં આવતો. તેઓ તેમના ઉપર સન્તાનવત્ પ્રેમ રાખતા. કોઈ કોઇ ઉપર જ્યારે બહુ પ્રસન્ન થયા ત્યારે તેને ઇષ્ટ પ્રાપ્તિનો માર્ગ બતાવવા મંત્ર–દીક્ષા પણ આપી હતી.

એ સર્વમાં પૂર્વ લિખિત મૌલવી સાહેબ પણ તેમના એક મુખ્ય ભક્ત અને બંધુ હતા. તેમના મનમાં એક દિવસ સ્વામિજીને ઘેર બોલાવી ભિક્ષા ગ્રહણ કરાવવાની પ્રબળ ઇચ્છા થઇ. મૌલવી સાહેબે વિચાર્યું કેઃ "સ્વામિજી તો એક શ્રેષ્ટ ફકિર છે. તેઓ જાતિભેદ રાખતા નથી. પણ્ડિતજી (અર્થાત્ શમ્ભુનાથજી) કદાચ વાંધો લેશે." અનેક વિચારો કર્યા પછી તેઓ અંતે એક દિવસ સન્ધ્યા સમયે નિત્યની પેઠે તેમનાં દર્શને ગયા. તે વખતે તેમણે સર્વ સમક્ષ હાથ જોડી વૃદ્ધ પણ્ડિતજીને કહ્યું કેઃ "પણ્ડિતજી! આપ રજા આપો તો હું કાલે બાવાજીને મ્હારી ઝુંપડીમાં લઇ જઇ ભિક્ષા કરાવું. હું એવો બંદોબસ્ત કરીશ કે જેથી કોઇને આપત્તિ લેવાનું કાંઇ કારણ રહેશે નહિ. બેઠકખાનામાંથી સર્વ વસ્તુઓ દૂર મૂકી મ્હારૂં મકાન ઉત્તમ રૂપે ધોવડાવી નાંખીશ. ત્યાર પછી બ્રાહ્મણને ઘેરથી પિત્તળની તપેલી–થાળીયો વગેરે વાસણો મંગાવી બ્રાહ્મણદ્વારા સામગ્રી મંગાવી તેનેજ હાથે રસોઇ કરાવીશ.

એ મકાનમાં બેસી સ્વામિજી મ્હારી સેવા ગ્રહણ કરશે અને આ અધમ યવન માત્ર દૂરથી એમને ભોજન કરતા જોઇ કૃતાર્થ થશે!" મૌલવી સાહેબે એવા આન્તરિક વિનય અને સૌજન્ય સહિતં પ્રાર્થના કરી કે જેથી તેમની અકપટતા ઉપર કોઇને સંદેહ રહ્યો નહિં. પણ્ડિતજીએ હાસ્ય કરી આદરપુર્વક તેમનો હાથ ઝાલી કહ્યું: "દોસ્ત! સ્વામિજીને વળી જાતિ કેવી? તેઓ તો મુક્ત પુરૂષ છે! એવું બીજાઓથી ન થાય. તમારી ઇચ્છામાં આવે તેમ કરી શકશો પરંતુ હું તો ધારૂં છું કે તમારે એટલું બધું કષ્ટ સહન કરવાની કંઇ આવશ્યકતા નથીજ કારણકે તમે જે પ્રકારની વ્યવસ્થા કરવાનું કહ્યું તે જોતાં સ્વામિજીની વાત પડતી મૂકો, માત્ર હુંજ નિર્વિકાર ચિત્તે તમારે ઘેર ભોજન કરી શકીશ." સર્વે હાસ્ય કરી મૌલવી સાહેબના કથન ઉપર સંતોષ પામી આનન્દ દર્શાવવા લાગ્યા અને તેમની અકૃત્રિમ ભક્તિ અને દીનતાની પ્રશંસા કરવા લાગ્યા. બીજે દિવસે મૌલવી સાહેબની અભિલાષા પૂર્ણ થઇ. સ્વામિજીએ તેમને ઘેર ભોજન કર્યું. મૌલવી સાહેબની સાધુ સેવા જોઇ બીજા પણ કેટલાક મુસલમાન ભક્ત બંધુએ અતિશય આગ્રહ સહિત સ્વામિજીને પોતાને ઘેર નિમન્ત્રણ કરી ભોજન કરાવ્યું.

ક્રમે ક્રમે અલવર–મહારાજાના દિવાનજી મેજર રામચન્દ્રજીએ સાંભળ્યું કે: "નગરમાં એક મસ્ત સાધુએ આવી નિવાસ કર્યો છે." ત્યારે અતિ આદરસહિત તેઓ સ્વામિજીને પોતાને ઘેર લઇ ગયા અને તેમની સાથે વાર્તાલાપ કરતાં ધીમે ધીમે જાણી શક્યા કે: સ્વામિજીના પ્રભાવથી અલવર રાજની અંગ્રેજી ઢબની મતિ ગતિમાં પરિવર્તન થવાનો સંભવ છે, ત્યારે તેમણે મહારાજાને સમાચાર નિવેદન કર્યા કે: "એક સાધુ મહાત્મા આવ્યા છે. તેઓ અંગ્રેજીમાં મહાન પણ્ડિત છે." એ સમયે મહારાજા ત્યાંથી બે ત્રણ માઇલ દૂર એકાંત રાજ મહાલયમાં નિવાસ કરતા હતા. દિવાનનો પત્ર મળતાંજ તેઓ બીજે દિવસે નગરમાં આવ્યા અને એકદમ દિવાનજીના મકાનમાં ઉપસ્થિત થઇ સ્વામિજીને શ્રદ્ધાપૂર્વક પ્રણામ કરી આદર પૂર્વક તેમને પોતાના સન્મુખ બેસાડયા.

મહારાજે પ્રથમ જ કહ્યું કે: "વારૂ, સ્વામિજી મહારાજ! મ્હેં સાં-

ભર્યું છે કેઃ આપ અદ્વિતીય વિદ્વાન્ છો. તેથી આપ તો સહજે અનેક દ્રવ્ય ઉપાર્જન કરવા શક્તિમાન છો. તેમ નહિં કરતાં ભિક્ષા માંગતા ફરો છો તેનું કારણ શું ?" સ્વામિજીએ ઉત્તર દીધો કેઃ "મહારાજ! આપ કહી શકશો કેઃ આપ રાજકાર્ય પડતું મૂકી રાતદિવસ સાહેબ લોકો સાથે ખાણું ખાઇ શિકાર કરતા ફરોછો તેનું કારણ શું ?" સ્વામિજીના નિર્ભય ઉત્તરથી ત્યાં બેઠેલાં સર્વ મનુષ્યો વિચારમાં પડી ગયાં ? સર્વે મનમાં વિચારવા લાગ્યા કેઃ આ તે કેવો બેવકુફ સાધુ! આજે કદાચ એનું ભાગ્ય રૂઠ્યું હશે! પરંતુ મહારાજાએ સ્વામિજીનો પ્રશ્ન ધૈર્યતા સહ શ્રવણ કરી જરા વિચાર કર્યો. પછી કહ્યુંઃ "હું એ પ્રમાણે કેમ કરૂંછું તે કહી શકતો નથી. તેમ છતાં હા, એમ કરવાનું જ મ્હને સારૂં લાગે છે." સ્વામિજીએ હર્ષપૂર્વક કહ્યુંઃ "બહુ સારૂં. મ્હારૂં પણ તેમ જ છે. મ્હને પણ ફકિરી ધારણ કરી ફરતા ફરવું એજ સારૂં લાગે છે."

મહારાજે પુનઃ પૂછ્યુંઃ "બાવાજી મહારાજ! સર્વ લોકો મૂર્તિ પૂજા કરે છે તેના ઉપર મ્હને બીલકુલ શ્રદ્ધા નથી, ત્યારે મ્હારી શી દશા થશે ?" મહારાજાએ આ પ્રશ્ન મશ્કરીમાં જ કર્યો હોવાથી બોલવાનું પૂરૂં થતાં જ સ્વામિજીએ કિંચિત્ હાસ્ય કર્યું. સ્વામિજીને તેમના બોલવાની ખાત્રી થઇ નહિં તેથી બોલ્યા કેઃ "મહારાજ! કદાચ આપ મશ્કરી કરતા હશો." મહારાજે ઉત્તર દીધોઃ "ના, સ્વામિજી. બિલકુલ નહિ. વાસ્તવિક રીતે જ હું બીજા લોકોની પેઠે કાષ્ટ, માટી, પત્થર, ધાતુ વગેરેની બનેલી મૂર્તિ પૂજા કરતો નથી. તેથી શું બીજે જન્મે મ્હારી નીચ ગતિ થશે ?" સ્વામિજીએ વિશેષ નહિં કહેતાં માત્ર એટલું જ કહ્યું કેઃ "જેને જેવી શ્રદ્ધા." એ સાંભળી સ્વામિજીના ભક્તો ગુસ્સે થઇ વિચારવા લાગ્યા કેઃ "આ શું કહ્યું ? મહારાજના પ્રશ્નનો સ્વામિજીએ અંતે આવોજ ઉત્તર દીધો! એમ થવાથી તો રાજાની શ્રદ્ધા-હીનતાને વિશેષ સહાયતા મળવા જેવું થયું. શા વિચારથી એમણે આવી મન-રખુ વાત કહી ? એમની પોતાની તો એવી ભાવનાયે નથી." સેવકો બધા મૂર્તિ પૂજાના દ્રઢ શ્રદ્ધાળુ તેમજ કૃષ્ણ-ભક્ત હતા. સ્વામિજીની કૃષ્ણ-ભક્તિ ઘણાએ પોતાની નજરે જોઇ હતી અને

એક દિવસ તો તેમને શ્રી વિહારીજીની મૂર્તિ સમક્ષ પ્રેમમાં ગદ્દગદ્ થઇ તેમની સમક્ષ આળોટતાં અને અશ્રુજળ સારતા પણ જોયા હતા. તેથી સ્વામિજીના આ વખતનાં કથનથી સર્વના હૃદયમાં સંદેહની છાયા પડી.

પરંતુ એજ સમયે સ્વામિજીએ પોતાની અદ્દભુત સમયસૂચક બુદ્ધિ અને નિર્ભયતા દર્શાવી સર્વને સ્તબ્ધ કરી નાંખ્યા!

સ્હામેની જ ભીંત ઉપર અલવર–મહારાજની એક છબિ ટંગાવી હતી. એકાએક તેના ઉપર દ્રષ્ટિ પડતાં સ્વામિજીએ એક જણને તે છબી ઉતારી લાવવાની આજ્ઞા કરી. તે માણસે છબિ સ્વામિજીના હાથમાં મૂકી. સ્વામિજીએ છબિ લીધા પછી પુછ્યું કે: "આ કોની છબિ છે?" દિવાનજીએ ઉત્તર દીધો કે: "એ તો મહારાજાની." સર્વ સભાસદો આશ્ચર્ય પામી વિચારવા લાગ્યા કે: હવે સ્વામિજી શું કરશે? કાંઇ નિર્ણય કરી શકયા નહિ. ક્ષણ વાર પછી જ્યારે સ્વામિજીએ ગંભીર સ્વરે દિવાનજીને આજ્ઞા કરી કે: "દિવાનજી! આ છબિ ઉપર થુંકો તો જોઊ." ત્યારે સર્વે ભય પામી કમ્પાયમાન થઇ ઉઠયા. મહારાજના સમક્ષ આવો અહંકાર! સ્વામિજી પુનઃ સર્વના સમક્ષ જોઈ બોલ્યા કે: "તમારામાંથી એક જણ ઉઠી આ છબિ ઉપર થુંકો જોઉં." કોઇ પણ એ કાર્ય કરવા છબિ પાસે આવ્યું નહિં ત્યારે સ્વામિજી બોલ્યા કે: "આ શું? આ તો એક કાગળનો કટકો છે! એના પર થુંકવામાં તમને એટલી બધી અડચણ શી?" દિવાનજી પણ જાણે વિજળી પડી હોય તેવા સજ્જડ બની ગયા! બીજા બધા ભયથી સ્તબ્ધ થઇ ગયા! બધા જ એક વખત મહારાજની સ્હામે અને એક વખત સ્વામિજીની સ્હામે એકી ટસે જોઇ રહે છે. કોઇના મુખમાંથી એક પણ શબ્દ નિઃસરતો નથી. દિવાનજી ભયચકિત થઇ બોલ્યા કે: "સ્વામિજી આપ કેવી આજ્ઞા કરો છો? આ તો અમારા મહારાજની છબિ છે. એના ઉપર અમે કયે પ્રકારે તિરસ્કાર દર્શાવી શકીએ વારૂ?" સ્વામિજીએ કહ્યું: "કેમ વારૂ, મહારાજ કાંઇ સશરીરે એ છબિમાં બિરાજ્યા નથી. છબિમાં નથી એમનાં હાડ માંસ કે રક્ત, નથી તેઓ વાતચિત કરતા, નથી તેમની ચાલચલણ, આ તો માત્ર એક કાગળનો કટકો જ છે, તેમ છતાં પણ તમે

એના ઉપર થુંક નાંખતાં આટલો બધો ભય અને સંકોચ પામો છો તેનું કારણ શું?" કોઇએ કાંઇ પણ ઉત્તર દીધો નહિં અથવા તો તેમની ઇચ્છાનુસાર કાર્ય પણ કર્યું નહિં. અંતે તેમણે પોતે જ કહ્યું કે: "ભય શામાટે લાગે છે તેનું કારણ એજ કે: આ છબિમાં તમે મહારાજાની આબેહૂબ મૂર્તિ, શરીરની છાયા જોઇ શકો છો તેથી એના ઉપર થુંકતાં જ: તમે એવું જ માની લ્યો છો કે જાણે તમે સ્વયં મહારાજાના શરીર ઉપર જ થુંકો છો." તમારી એવી જ શ્રદ્ધા છે તેથી થુંકતા નથી. આટલીવાર પછી દિવાનજી અને ત્યાં બેઠેલા અન્ય સભાસદોએ શ્વાસ નીચો મૂક્યો. તેઓ બોલ્યા. "હા, મહારાજ! એમ જ. એમ જ. "પછી સ્વામિજી મહારાજાની સ્હામે જોઇ બોલ્યા કે: "મહારાજ! સાંભળો. જો કે આ છબિ તે કાંઈ આપ પોતે જ નથી. આ તો ફક્ત એક કટકો કાગળ જ છે. તેમ છતાં આ બધા સભાસદો એને જાણે આપની સાક્ષાત્ મૂર્તિ હોય એમ જ માને છે, કારણકે એમાં આપનું પ્રતિબિમ્બ વિદ્યમાન છે, તેથી એક રીતે જોતાં આ છબિમાં અને આપનામાં કાંઇપણ ભેદ તેઓ માનતા નથી. છબિના સ્હામે જોતાં જ આ બધાના મનમાં આપનું સ્મરણ જાગૃત થઇ આવે છે, અને એવોજ અનુભવ થાય છે કે: જાણે આપ જ સ્વયં સન્મુખ વિદ્યમાન છો. તે જ કારણથી આપને જેમ આ બધા સન્માન આપે છે તે જ પ્રમાણે આ છબિને પણ માન આપે છે. ભગવાનના ભક્તો પણ પાષાણ અથવા ધાતુની બનાવેલી દેવ-દેવીની મૂર્તિયોને એવીજ અપૂર્વ શ્રદ્ધાસહિત જૂવે છે. ભક્તજનો પાષાણ કે ધાતુ જાણીને મૂર્તિની ઉપાસના કરતા નથી. ભક્તો તો તેમાં સાક્ષાત્ ઇશ્વર અથવા ઇશ્વરની કોઇએક લીલાની ભાવના જ જૂવે છે. મૂર્તિઓ તો માત્ર મનમાં આરાધ્ય દેવતાની સ્મૃતિ જાગૃત કરી દે છે, અથવા તેમના કોઈ ગુણનું સ્મરણ કરાવી પવિત્ર ભાવના જાગૃત કરી આપે છે, એ જ પ્રતિમા ઉપાસનાનું સાચું તત્ત્વ છે. મ્હેં અનેક સ્થાને ભ્રમણ કર્યું છે પરંતુ કોઇપણ સ્થળે મૂર્તિપૂજકને એવું બોલતો દીઠો નથી કે: "હે પાષાણ!! હું ત્હારી ઉપાસના કરૂં છું. હે ધાતુ! તું મ્હારા ઉપર દયા કર. મહારાજા! સર્વે મનુષ્યો તે એક પૂર્ણ પરબ્રહ્મ સત્તાની ઉપાસના

કરે છે અને તે પણ પરમાત્મા ભકતની ભાવના અને આકાંક્ષા પ્રમાણે તેની પાસે આત્મસ્વરૂપ પ્રકટ કરે છે. પાષાણ અથવા ધાતુની મૂર્તિ જોતાં જ તે ચૈતન્યમય ઇષ્ટ ભકતના મનમાં તાદૃષ્ય થાય છે. તે આત્મ જાગૃતિ કરે છે તેથી ભકતજનો એવી મૂર્તિનું એટલું બધું સન્માન કરે છે. મહારાજા! હું તો મૂર્તિને એવી ભાવનાવડે જોઉં છું. બીજાની વાત કહી શકું નહિં."

મહારાજા મંગલસિંહ અત્યાર સુધી સ્વામિજીના વચનો એકાગ્ર ચિત્તે શ્રવણ કરી રહ્યા હતા. સ્વામિજીનું કથન પૂર્ણ થતાંજ તેમણે બે હાથ જોડી કહ્યું: "પ્રભો! આપે જે કહ્યું તે શબ્દે શબ્દ સત્ય છે! હું આટલા દિવસ અન્ધ હતો. કંઇ પણ સમજતો ન હતો. આજે મ્હારાં નેત્રો ઉઘડયાં છે."

સ્વામિજી ત્યાંથી ઉઠવા લાગ્યા ત્યારે મહારાજા મંગલસિંહજીએ કહ્યું કે: "મહારાજ! મ્હારા ઉપર કૃપા કરો." સ્વામિજીએ ઉત્તર દીધો કે: "રાજન! પરમાત્મા સિવાય કોઇ કોઇના ઉપર કૃપા કરી શકતું નથી. તે અસીમ કરૂણાસિન્ધુ છે. આપ તેને શરણાગત થાઓ. તે નિશ્ચય આપના ઉપર કૃપા કરશે."

સ્વામિજી ત્યાંથી ચાલ્યા ગયા. મહારાજા થોડીવાર ચિન્તામગ્ન ચિત્તે બેસી રહ્યા. તેમના મનમાં દૃઢ વિશ્વાસ ઉપજ્યો કે: આ કોઈ સિદ્ધ મહાત્મા છે. થોડીવાર પછી બોલ્યા: દિવાનજી! આવા મહાત્મા મ્હેં કદી પણ દીઠા નથી. એમને થોડા દિવસ અહિં રાખી નહિ શકો? દિવાનજીએ મહારાજાની આજ્ઞા-પાલન કરવાનું કબૂલ કરતાં કહ્યું: "નક્કી કહી શકાય નહિં મહારાજ! કારણકે તેઓ સ્વતંત્ર-વિચારના તેજસ્વી પુરૂષ છે. કદાચ આ સ્થળે રહેવા રાજી ના પણ હોય, તેમ છતાં મ્હારાથી બનતો યત્ન કરીશ." મહારાજાએ પુનઃ એવી જ પ્રાર્થના કરી. દિવાનજીએ મહારાજાની ઇચ્છા સ્વામિજીને નિવેદન કરી વિશેષ આગ્રહ પણ કર્યો એટલે સ્વામિજીએ દિવાનજીના જ મકાનમાં આતિથ્ય ગ્રહણ કરવા કબૂલ કર્યું પરંતુ એવી સરતે કે: શ્રીમંત, દરિદ્ર, મૂર્ખ અથવા પણ્ડિત, સર્વ શ્રેણીના લોકો હમણાં જેમ તેમની પાસે વગર અટકાવે આવ જા કરે છે તે પ્રમાણે ત્યાં પણ આવ જા કરી શકે. તેને કોઇ અટકાવે નહિં." દિવાનજીએ પ્રસન્નતાપૂર્વક સ્વામિજીની ઇચ્છાનુસાર

તેમની માંગણી કબૂલ કરી. તેથી જ તેમણે તેમને મકાને જઇ થોડાક દિવસ નિવાસ કર્યો.

આ સમયે સ્વામિજીના સત્ સમાગમથી તેમના બોધથી અનેક મનુષ્યોનાં જીવનની ગતિમાં પરિવર્તન થયું હતું. સર્વ મનુષ્યો તેમના ઉપર એટલો બધો પ્રેમ કરવા લાગ્યાં હતાં કેઃ ત્યાંથી બહારગામ જવાની વાત કરતાંજ સર્વનાં મુખ શુકાઇ જતાં. તેઓ કહેતાં કેઃ "મહારાજ! દયા કરીને હજી પણ થોડા દિવસ અહિં રહો. આપને છોડવાની ઇચ્છા થતી નથી. સંત સમાગમ દુર્લભ ભાઇ! સ્વામિજીનું હૃદય પણ પુષ્પથી વધારે કોમળ હતું તેથી એક મહિના પર્યંત તેમનાથી અન્ય સ્થળે જઇ શકાયું નહિ!

એક વૃદ્ધ મનુષ્ય નિત્ય તેમની પાસે આવી આશીર્વાદ અને દયા ભિક્ષા કરતો. સ્વામિજીએ પણ તેને કેટલોક ઉપદેશ આપી તે પ્રમાણે કાર્ય કરવાની સલાહ આપી હતી, પરંતુ તે મનુષ્ય સ્વામિજીના ઉપદેશ પ્રમાણે કાર્ય નહિ કરતાં માત્ર રોજ રોજ કહેતો કેઃ "મ્હારા ઉપર કૃપા કરી મ્હને આશીર્વાદ આપો. વગેરે!" ઘણા દિવસ પર્યંત એ પ્રમાણે ચાલ્યાથી સ્વામિજીને ધૈર્ય રહ્યું નહિ! એક દિવસ તેને વેગળેથી આવતો જોઇ તેના ત્રાસથી મુક્ત થવાની ઇચ્છાથી સ્વામિજીએ એકાએક ગંભીરતા ધારણ કરી. વૃદ્ધ આવીને પહેલાંની પેઠેજ વારંવાર કૃપા પ્રાર્થના કરવા લાગ્યો અને પુષ્કળ શબ્દો બોલ્યો પરંતુ સ્વામિજી તદ્દન ચુપ! તેઓ નિર્વાક, નિશ્ચલ! એટલુંજ નહિં પણ પ્રથમથી જે લોકો સાથે વાર્તાલાપ કરતા હતા તેમને પણ ઉત્તર આપવાનું બંધ કર્યું! તેમની અકસ્માત આવી વર્તણૂકનું કારણ કોઇ સમજી શકયું નહિં. એ પ્રમાણે દોઢ કલાક વીતી ગયો છતાં સ્વામિજી તો જાણે પાષાણની મૂર્તિ હોય તેમ નિશ્ચલ થઇને બેસી જ રહ્યા. આંખની પલક સુદ્ધાં મારતા નહિં. અંતે પેલો વૃદ્ધ મનુષ્ય થાકી, અતિશય ક્રોધે ભરાઇ મનમાં ને મનમાં જ બડબડાટ કરતો ત્યાંથી વિદાય થઇ ગયો! તેના ગયા પછી સ્વામિજીએ બાળકની પેઠે ખડખડ ઉચ્ચ હાસ્ય કર્યું! ત્યાં બેઠેલા સર્વે તેમની સાથે જ હાસ્ય કરવા લાગ્યા. એ જોઇ એક યુવકે તેમને પૂછયું કેઃ "બાવાજી મહારાજ! વૃદ્ધ ઉપર આપ આજે

આટલા બધા ગુસ્સે થયા તેનું કારણ શું ?" સ્વામિજીએ પ્રેમ ભરી દ્રષ્ટિ વડે કહ્યુંઃ " ભાઇ ! તમારા જેવા ભક્ત યુવકો માટે હું પ્રાણ વિસર્જન કરતાં જરાયે અચકાઉં નહિં; કારણ કે તમે હજી બાળક છો. હું કહીશ તે પ્રમાણે કાર્ય કરવા તમે જીવ તોડ પ્રયત્ન કરી શકશો. મ્હારા કથન પ્રમાણે કરવાની તમારામાં શક્તિ પણ છે, પરંતુ આ વૃદ્ધ જીવનમાં ત્રણે કાળ ઇન્દ્રિય સેવામાં વ્યતીત કર્યાથી અત્યારે તે ઐહિક અને પારમાર્થિક ઉભયવિધ માર્ગને માટે અશક્ત–અયોગ્ય–થઇ ગયો છે! છતાં હવે તે સસ્તામાં, અમને થાય મારીને ઇશ્વરની દયા શોધતો ફરે છે. કાર્ય તો કશું થાય તેમ નથી. હજી પણ ઇન્દ્રિયોને વશ રાખતો નથી! પુરૂષત્વ તો જરાયે નથી! શું પુરૂષત્વ વિહોન મનુષ્યો ઉપર ઇશ્વરની દયા થાય ખરી ? વિચારી જૂવો. અર્જુન જેવો મહાવીર કુરૂક્ષેત્રમાં પુરૂષત્વ ગુમાવવા બેઠો હતો તેથી જ શ્રીકૃષ્ણે તેને ગીતાનો ઉપદેશ આપી તેનું પુરૂષત્વ જાગૃત કર્યું હતું. કર્મ અને સ્વધર્મ, સર્વ કર્ત્તવ્ય કરાવ્યું હતું. જે મનુષ્યમાં પુરૂષાર્થ નથી તે તમોગુણથી ઢંકાયલો છે. તમોગુણી મનુષ્યથી શું ધર્મ થઇ શકે છે? તેને પુરૂષાર્થ ધારણ કરી રજોગુણી થવું પડે. સ્વધર્મ–પાલન અને નિષ્કામ કર્મ સાધન-વગેરે દ્વારા સત્વગુણની પ્રાપ્તિ કરવી પડે ત્યારે જ તેનાથી ધર્મ સધાય. જે ગૃહસ્થાશ્રમીજનો સ્વધર્મનું પાલન કરી શકત નથી, અને કોઇ પ્રકારના નિષ્કામ કર્મનું અનુષ્ઠાન કરતા નથી તેને નિવૃત્તિ કયાંથી પ્રાપ્ત થાય ? તેને માટે શાંતિ કેવી ? એ વૃદ્ધને નિવૃત્તિ જોઇએ છે. વળી પ્રવૃત્તિનાં કોઇ કાર્યનું અનુષ્ઠાન એને કરવુ નથી. એતો મહા તમોગુણી છે. ચોર થઇને ચોરી શકે તેવા દ્રઢ ચેતન દુષ્ટ લોકો પણ મ્હારા અભિપ્રાય પ્રમાણે તો સારા, કારણ કે તેમનામાં પુરૂષાર્થ છે. તેમને આત્મશક્તિમાં વિશ્વાસ છે, એ દ્રઢતા અને આત્મવિશ્વાસ જ કદાચ કોઇ દિવસ તેમને કુમાર્ગમાંથી સુમાર્ગે ફેરવી શકશે અને અસત્યને સ્થળે સત્ય તથા પ્રવૃત્તિને સ્થળે નિવૃત્તિને તેમના હૃદયમાં પ્રતિષ્ઠિત કરી શકશે. પરંતુ દુર્બળ મનુષ્યોથી કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. પછી તેમનો ઉદ્દેશ્ય ગમે તેટલો શ્રેષ્ઠ હોય અથવા તે ગમે તેટલો સત્સંગ કરે ! તે સર્વ માત્ર મોઢાનું જ!"

સ્વામિજીના ઉપદેશથી અલવરના અનેક યુવકોએ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાનું શરૂ કર્યું હતું. કોઇ કોઇ વખત તો સ્વામિજી પોતે જ તેમને પાઠ ભણાવતા અને કહેતા કે: "સંસ્કૃત વિદ્યાની પુષ્કળ ચર્ચા કરો, તેની સાથે સાથે જ પાશ્ચાત્યવિજ્ઞાનના અનુશીલન દ્વારા આપણા જાતીય ઇતિહાસને વૈજ્ઞાનિક પાયા ઉપર પ્રતિષ્ઠિત કરવાનો પણ યત્ન કરજો. વર્તમાન સમયમાં આ દેશનો ઇતિહાસ અતિશય અસમ્પૂર્ણ છે અને ઘટનાનું પૌર્વાપર્ય રક્ષણ કરવામાં દેશીજનો ઉદાસીન રહ્યા છે. અંગ્રેજી લેખકોએ આ દેશના જેટલા ઇતિહાસ લખ્યા છે તેમાં આપણા અધઃપતનનાં ચિત્રો ઉજ્જવળ અક્ષરે ચિતરવામાં આવ્યાં છે! એ વાંચતાં આપણા હૃદયમાં દુર્બળતા જ ઉત્પન્ન થાય છે. તેઓ વિદેશી છે. આ દેશના આચાર, વ્યવહાર, ધર્મ, દર્શન, સામાજિક રીતિ નીતિ, વગેરે સર્વ વિષયથી તેઓ અજાણ્યા છે. તેમના દ્વારા આપણા દેશનો નિષ્પક્ષપાત ઇતિહાસ લખાવો કદી પણ સમ્ભવિત નથી. તેમની રચનામાં સેંકડો ભૂલો અને વિચિત્ર-સિદ્ધાન્ત જોવામાં આવે તેમાં આશ્ચર્ય શું? તેમ છતાં પણ યુરોપિયનોએ આપણને પુરાતત્ત્વની આલોચના અને પ્રાચીન ઇતિવૃત્તનો સંગ્રહ કેવી રીતે કરવો તે શિખવ્યું છે. હવે તો આપણે એ સર્વ માર્ગમાં સ્વતંત્ર રીતે વિચરણ કરવું એ જ ઉચિત અને પ્રયોજનિય છે. વેદ પુરાણાદિ ભારતના પ્રાચીન ઇતિહાસ સમૂહનો બારીકાઇથી અભ્યાસ કરો અને તેની સહાયતાથી ભારતનો એક સત્ય ઇતિહાસ એકત્રિત કરો. મહારાષ્ટ્ર વીર કેસરી છત્રપતિ શિવાજી મહારાજના જીવન પ્રસંગો તરફ બારીક દ્રષ્ટિ ફેરવશો તો તમને જણાશે કે: તેઓ તો એક જાતિય-પ્રતિષ્ઠાતા-મહા શક્તિશાલી મહાપુરૂષ હતા. અંગ્રેજી આતહાસિક-લેખકોએ લખ્યું છે તેમ તેઓ લુંટારા ન હતા. સત્ય રીતે જોતાં વૈદિકકાલથી બુદ્ધદેવ અંતર્ધાન થયા ત્યારપછી એક હજાર વર્ષ સુધીનો આપણો ક્રમિક ઇતિહાસ પ્રાપ્ત થઇ શકતો નથી. અવશ્ય, હમણાં એ સંબંધી એક નવયુગનું પરિવર્તન થયું છે ખરૂં પરંતુ ભારતનો ઇતિહાસ ભારત-સન્તાન દ્વારા ગુંથાય તો જ તે ઉચિત કહેવાશે. વિસ્મૃતિ સાગરમાંથી એ લુપ્ત-રત્નનો ઉદ્ધાર કરવા માટે તમે સર્વ કટિબદ્ધ થાઓ. તે જ

આટલા બધા ગુસ્સે થયા તેનું કારણ શું ?" સ્વામિજીએ પ્રેમભરી દ્રષ્ટિ વડે કહ્યું: "ભાઇ! તમારા જેવા ભક્ત યુવકો માટે હું પ્રાણ વિસર્જન કરતાં જરાયે અચકાઉં નહિં, કારણ કે તમે હજી બાળક છો. હું કહીશ તે પ્રમાણે કાર્ય કરવા તમે જીવ તોડ પ્રયત્ન કરી શકશો. મ્હારા કથન પ્રમાણે કરવાની તમારામાં શકિત પણ છે, પરંતુ આ વૃદ્ધ જીવનમાં ત્રણે કાળ ઇન્દ્રિય સેવામાં વ્યતીત કર્યાથી અત્યારે તે ઐહિક અને પારમાર્થિક ઉભયવિધ માર્ગને માટે અશક્ત–અયોગ્ય–થઇ ગયો છે! છતાં હવે તે સસ્તામાં, અમને થાય મારીને ઇશ્વરની દયા શોધતો ફરે છે. કાર્ય તો કશું થાય તેમ નથી. હજી પણ ઇન્દ્રિયોને વશ રાખતો નથી! પુરૂષત્વ તો જરાયે નથી! શું પુરૂષત્વ વિહીન મનુષ્યો ઉપર ઇશ્વરની દયા થાય ખરી ? વિચારી જૂવો. અર્જુન જેવો મહાવીર કુરૂક્ષેત્રમાં પુરૂષત્વ ગુમાવવા બેઠો હતો તેથી જ શ્રીકૃષ્ણે તેને ગીતાનો ઉપદેશ આપી તેનું પુરૂષત્વ જાગૃત કર્યું હતું. કર્મ અને સ્વધર્મ, સર્વ કર્ત્તવ્ય કરાવ્યું હતું. જે મનુષ્યમાં પુરૂષાર્થ નથી તે તમોગુણથી ઢંકાયલો છે. તમોગુણી મનુષ્યથી શું ધર્મ થઇ શકે છે ? તેને પુરૂષાર્થ ધારણ કરી રજોગુણી થવું પડે. સ્વધર્મ–પાલન અને નિષ્કામ કર્મ સાધન-વગેરે દ્વારા સત્ત્વગુણની પ્રાપ્તિ કરવી પડે ત્યારે જ તેનાથી ધર્મ સધાય. જે ગૃહસ્થાશ્રમીજનો સ્વધર્મનું પાલન કરી શકત નથી, અને કોઇ પ્રકારના નિષ્કામ કર્મનું અનુષ્ઠાન કરતા નથી તેને નિવૃત્તિ ક્યાંથી પ્રાપ્ત થાય ? તેને માટે શાંતિ કેવી ? એ વૃદ્ધને નિવૃત્તિ જોઇએ છે. વળી પ્રવૃત્તિનાં કોઇ કાર્યનું અનુષ્ઠાન એને કરવુ નથી. એતો મહા તમોગુણી છે. ચોર થઇને ચોરી શકે તેવા દ્રઢ ચેતન દુષ્ટ લોકો પણ મ્હારા અભિપ્રાય પ્રમાણે તો સારા, કારણ કે તેમનામાં પુરૂષાર્થ છે. તેમને આત્મશક્તિમાં વિશ્વાસ છે, એ દ્રઢતા અને આત્મવિશ્વાસ જ કદાચ કોઇ દિવસ તેમને કુમાર્ગમાંથી સુમાર્ગે ફેરવી શકશે અને અસત્યને સ્થળે સત્ય તથા પ્રવૃત્તિને સ્થળે નિવૃત્તિને તેમના હૃદયમાં પ્રતિષ્ઠિત કરી શકશે. પરંતુ દુર્બળ મનુષ્યોથી કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. પછી તેમનો ઉદ્દેશ્ય ગમે તેટલો શ્રેષ્ઠ હોય અથવા તે ગમે તેટલો સત્સંગ કરે ! તે સર્વ માત્ર મોઢાનું જ!"

સ્વામિજીના ઉપદેશથી અલવરના અનેક યુવકોએ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાનું શરૂ કર્યું હતું. કોઇ કોઇ વખત તો સ્વામિજી પોતે જ તેમને પાઠ ભણાવતા અને કહેતા કેઃ "સંસ્કૃત વિદ્યાની પુષ્કળ ચર્ચા કરો, તેની સાથે સાથે જ પાશ્ચાત્યવિજ્ઞાનના અનુશીલન દ્વારા આપણા જાતીય ઇતિહાસને વૈજ્ઞાનિક પાયા ઉપર પ્રતિષ્ઠિત કરવાનો પણ યત્ન કરજો. વર્તમાન સમયમાં આ દેશનો ઇતિહાસ અતિશય અસમ્પૂર્ણ છે અને ઘટનાનું પૌર્વાપર્ય રક્ષણ કરવામાં દેશીજનો ઉદાસીન રહ્યા છે. અંગ્રેજી લેખકોએ આ દેશના જેટલા ઇતિહાસ લખ્યા છે તેમાં આપણા અધઃપતનનાં ચિત્રો ઉજ્જવળ અક્ષરે ચિતરવામાં આવ્યાં છે! એ વાંચતાં આપણા હૃદયમાં દુર્બળતા જ ઉત્પન્ન થાય છે. તેઓ વિદેશી છે. આ દેશના આચાર, વ્યવહાર, ધર્મ, દર્શન, સામાજિક રીતિ નીતિ, વગેરે સર્વ વિષયથી તેઓ અજાણ્યા છે. તેમના દ્વારા આપણા દેશનો નિષ્પક્ષપાત ઇતિહાસ લખાવો કદી પણ સમ્ભવિત નથી. તેમની રચનામાં સેંકડો ભૂલો અને વિચિત્ર-સિદ્ધાન્ત જોવામાં આવે તેમાં આશ્ચર્ય શું? તેમ છતાં પણ યુરોપિયનોએ આપણને પુરાતત્ત્વની આલોચના અને પ્રાચીન ઇતિવૃત્તનો સંગ્રહ કેવી રીતે કરવો તે શિખવ્યું છે. હવે તો આપણે એ સર્વ માર્ગમાં સ્વતંત્ર રીતે વિચરણ કરવું એ જ ઉચિત અને પ્રયોજનિય છે. વેદ પુરાણાદિ ભારતના પ્રાચીન ઇતિહાસ સમૂહનો બારીકાઇથી અભ્યાસ કરો અને તેની સહાયતાથી ભારતનો એક સત્ય ઇતિહાસ એકત્રિત કરો. મહારાષ્ટ્ર વીર કેસરી છત્રપતિ શિવાજી મહારાજના જીવન પ્રસંગો તરફ બારીક દ્રષ્ટિ ફેરવશો તો તમને જણાશે કેઃ તેઓ તો એક જાતિય-પ્રતિષ્ઠાતા-મહા શક્તિશાલી મહાપુરૂષ હતા. અંગ્રેજી આતહાસિક-લેખકોએ લખ્યું છે તેમ તેઓ લુંટારા ન હતા. સત્ય રીતે જોતાં વૈદિકકાલથી બુદ્ધદેવ અંતર્ધાન થયા ત્યારપછી એક હજાર વર્ષ સુધીનો આપણો ક્રમિક ઇતિહાસ પ્રાપ્ત થઇ શકતો નથી. અવશ્ય, હમણાં એ સંબંધી એક નવયુગનું પરિવર્તન થયું છે ખરૂં પરંતુ ભારતનો ઇતિહાસ ભારત-સન્તાન દ્વારા ગુંથાય તો જ તે ઉચિત કહેવાશે. વિસ્મૃતિ સાગરમાંથી એ લુપ્ત-રત્નનો ઉદ્ધાર કરવા માટે તમે સર્વે કટિબદ્ધ થાઓ. તે જ

જાતીય–શિક્ષણનું સાચું દ્વાર ઉઘાડશે અને તેની જેમ જેમ ઉન્નતિ થતી જશે તેમ તેમ દેશમાં સાચો સ્વદેશપ્રેમ જાગૃત થશે."

અહા! કેવો ઉત્તમ બોધ! કેવો અમૃતમય બોધ! એવા અનેક બોધને પરિણામે જ યુવક અને સ્વામિજી વચ્ચે સત્યપ્રેમનું બંધન દૃઢ થયું હતું. અલવર નિવાસી યુવકો સ્વામિજીને અત્યંત ચ્હાતા. તેઓ પણ સ્વામિજીના વિશેપ સ્નેહ–પાત્ર થઇ પડયા હતા. સ્વામિજી તેમના કલ્યાણને માટે નિત્ય પ્રાર્થના કરતા, અને તેમના ઉપર વિશેપ શ્રદ્ધા રાખતા. સ્વામિજીની અગ્નિમયી વાણીએ તેમના હૃદયમાં સ્વદેશ પ્રેમ–વહ્નિ પ્રજ્વલિત કર્યો હતો, અને તેમણે પણ સ્વામિજીને પોતાના નેતા અને ગુરૂરૂપે સ્વીકારી લીધા હતા.

એક દિવસ સ્વામિજીએ પૂછ્યું હતું કે: "આટલામાં કોઇ સાધુ રહે છે કે નહિં?" તેના ઉત્તરમાં એક જણે ઉત્તર દીધો કે: "થોડે દૂર એક વૃદ્ધ બ્રહ્મચારી રહે છે." સ્વામિજીએ કહ્યું કે: "મ્હને તેની પાસે લઇ જાઓ. મ્હને તેનાં દર્શન કરાવો." એમ કહી એક જણ સાથે સ્વામિજી બ્રહ્મચારીને આશ્રમે ગયા. બ્રહ્મચારિજી વૈષ્ણવ હતા અને વૈદાન્તિક સાધુઓ ઉપર વિશેપ ક્રોધે ભરાતા! તેમણે તો સ્વામિજીને આશ્રમમાં આવતા વેગળેથી જોયા કે તુર્ત જ ભગવાં વસ્ત્રની અનેક નિન્દા અને સન્યાસીયો ઉપર નાહક હુમલા કરવા માંડયા! સ્વામિજી તેમની સન્મુખ ગયા કે તત્ક્ષણાત્ બ્રહ્મચારિજીએ પૂછ્યું: "ત્હેં ભગવાં શા માટે પહેર્યાં છે? ભગવાં પહેરનાર સન્યાસીને હું મ્હારાં નેત્રવડે જોઇ શકતો નથી." સ્વામિજીએ વાદવિવાદ નહિં કરતાં એક વખત સ્થિર નેત્રે તેમના સ્હામે દૃષ્ટિપાત કરી વિનય પૂર્વક ઇશ્વર અને ધર્મ સંબંધી પોતાને થોડો ઉપદેશ દેવાની તેમને પ્રાર્થના કરી. અહા! તે યોગમયી–પ્રેમમયી દૃષ્ટિમાં કેવો જાદુ? સ્વામિજીની પ્રાર્થના સાંભળતાં જ બ્રહ્મચારિજી જરા પ્રસન્ન થઇ બોલ્યા કે: "ઠીક, બીજી વાત બાજુએ મૂક. ત્હારા ઉપર મ્હને એટલો બધો ગુસ્સો નથી. તું કાંઇ ભોજન કરશે કે?" સ્વામિજીએ બે હાથ જોડી કહ્યું: "મહારાજ! હમણાં જ ભિક્ષા લઇને આવ્યો છું. હવે ભોજનની આવશ્યકતા નથી. આપ કૃપા કરી કંઇક તત્ત્વજ્ઞાનની વાત કહો, હું સાંભળું." એટલું કહીને રહેવું કયાં? બ્રહ્મચારિજી

પુનઃ અતિશય ક્રોધે ભરાઇ બૂમ પાડી બોલી ઉઠયા કેઃ "ભોજન ન કરવું હોય તો ચાલતો થા. જા, ચાલતો થા અહિંથી." એ સાંભળી સ્વામિજીએ શાંતિ ધારણ કરી પ્રણામ કર્યા અને રજા માંગી. જે મનુષ્ય તેમને સાધુનાં દર્શન કરાવવા તેડી લાવ્યો હતો તે સ્વામિજીનું આવું અપમાન થયેલું જોઇ બ્રહ્મચારીજી ઉપર ક્રોધે ભરાયો અને ભય પામી વિચારવા લાગ્યો કે કદાચ સ્વામિજી તેના ઉપર અસન્તુષ્ટ થશે. પરંતુ બ્રહ્મચારીજીના સમાગમથી સ્વામિજીને અસંતોષ તો નહિં પણ તેનો અજ્ઞાનતાજનક ક્રોધ જોઇ ઉલટી એવી ગમ્મત અને આનંદ થયો હતો કેઃ જ્યાં સુધી તેઓ બ્રહ્મચારીની સમક્ષ બેઠા હતા ત્યાં સુધી તેમણે પરાણે હસવું રોકી રાખ્યું હતું! ત્યાંથી ઉઠી રસ્તે આવતાં જ હસવું રોકી શક્યા નહિં. તેમને એવું તો હસવું આવ્યું કે જેથી તેમનો સહચર પણ હસ્યા વિના રહ્યો નહિં. હસવું જરા થોભ્યું ત્યારે સ્વામિજીએ સહચરને કહ્યું કેઃ "વાહ ભાઇ વાહ! બહુ સારો સાધુ બતાવ્યો! કેવો તિરછા મિજાજનો મહાત્મા! અહા! કેવી ગાળોનો વરસાદ ભાઇ! જ્યાં ક્રોધ ત્યાં અજ્ઞાનતા! બીજું શું કહીએ?" એમ કહી પુનઃ ખડખડાટ હસ્યા. બ્રહ્મચારીજીની પેઠે જ તેની નકલ કરી પોતે હસવા લાગ્યા અને સહચરને તેથી પણ અધિક હસાવવા લાગ્યા! કયા આનંદી સ્વભાવ!

સ્વામિજીની ગુણાવલી, ચરિત્ર-મહિમા અને નિઃસ્વાર્થ પ્રેમે સર્વને મુગ્ધ કર્યા હતા. જેટલાં મનુષ્યો નિત્ય તેમની પાસે આવતાં તેમાંનો કોઇ એક મનુષ્ય એકાદ દિવસ ગેરહાજર રહેતો તો સ્વામિજી તેને માટે વ્યાકુલ થઇ જતા અને કોઇની દ્વારા તેના સમાચાર મંગાવી નિશ્ચિન્ત થતા. એક દિવસ એક બ્રાહ્મણ બાળક તેમની સન્મુખ આવી ઉભો રહ્યો. તેને ઉપનયન સંસ્કાર કરવાનો સમય થઇ ગયો હતો. જનોઇ દીધું નહતું. તપાસ કરતાં ખબર મળી કે પેટનો ખાડો પૂરવાના અન્નના જ તે બિચારાને સાંસા પડે છે ત્યાં પછી ઉપનયન સંસ્કાર કેવા? બસ, થયું. સ્વામિજીને તે છોકરા સિવાય બીજા કોઇની ચિન્તા થતી નહિં. તેમની પાસે જે કોઇ આવતું તેને કહેતા કેઃ "હું એક પ્રાર્થના કરૂં છું કેઃ પૈસા વગર આ દરિદ્ર બ્રાહ્મણ

બાળકને જનોઇ દેવાતું નથી, તમારા જેવા ગૃહસ્થોનું કર્તવ્ય છે કે એ કામમાં એને કાંઇક સહાયતા આપો. થોડીક રકમ ઉઘરાવી એનું એ કાર્ય પૂર્ણ કરી આપો, અને તે સાથે જો બની શકે તો એ બાળક વિદ્યાભ્યાસ કરી શકે એવી પણ વ્યવસ્થા કરી દો. આટલો મ્હોટો બ્રાહ્મણ બાળક વર્ણ-શ્રમધર્મને ઉચિત્ એવા ઉપનયન સંસ્કારથી ભ્રષ્ટ રહે એ બહુ દિલગીરીની વાત! અરે! હિંદુઓને માટે તે ઘણી શરમની વાત!" સ્વામિજીના આગ્રહથી તેમના ભક્તજનોએ ઉઘરાણું કર્યું અને સ્વામિજીની ઇચ્છાનુસાર સર્વ વ્યવસ્થા કરી હતી, પરંતુ સ્વામિજીએ ત્યાંથી અન્યત્ર ગમન કર્યું હતું તેથી બ્રાહ્મણ બાળકની ઉપનયન સંસ્કાર વિધિ તેઓ સ્વચક્ષુએ જોવા શક્તિવાન થયા નહિં, તેમ છતાં તેઓ એ વાત ભૂલ્યા નહતા. એકાદ મહિના પછી જ્યારે અલવરના એક ભક્તને તેમણે જે પત્ર લખ્યો હતો તેના આરંભમાં જ પેલા બાળકને જનોઈ દેવામાં આવ્યું છે કે નહિં એ સંબંધી પ્રશ્ન પૂછ્યો હતો. તે જ એનું પ્રમાણ છે.

એ પ્રમાણે બેએક માસ વ્યતીત થયા પછી સ્વામિજીએ કહ્યું કેઃ "હવે આ સ્થાનમાં રહી શકાશે નહિં." એ સાંભળી તેમનો એક મંત્ર-શિષ્ય તેમને પોતાને મકાને ભિક્ષા કરવા તેડી ગયો. જે સમયે સ્વામિજી તેને ઘેર ઉપસ્થિત થયા તે સમયે શિષ્ય સ્નાન કરતો હતો. તેણે સ્વામિ-જીને પૂછ્યું કેઃ "મહારાજ ? શરીરે તેલ મસલવાથી કાંઇ લાભ થતો હશે કે?"

સ્વામિજીએ ઉત્તર દીધો કેઃ "હા, લાભ થાય છે, નવટાંક તેલ મસ-ળવાથી પાશેર ઘી ખાવા જેટલો લાભ થાય છે."

આહારાદિ થયા પછી અનેક વાર્તાલાપ કરતાં કરતાં શિષ્યે પ્રશ્ન કર્યો કેઃ "સ્વામિજી મહારાજ! આપ કહો છો કેઃ ચરિત્ર તરફ આપણે વિશેષ લક્ષ્ય રાખવું જોઇએ. સત્યનિષ્ઠ, નિષ્કપટી, પરોપકારી, કર્મનિષ્ઠ, અને અસીમ સાહસી થવું જોઇએ. એ સદ્ગુણો ધારણ કરવામાં ન આવે તો ગૃહસ્થાશ્રમીજનો સ્વધર્મનું પાલન કરી શકે નહિં. ચિત્ત શુદ્ધિ થાય નહિં, પરંતુ નોકરી એ તો ગુલામગીરી જ છે! એવી ગુલામગીરીમાં ઉપરોક્ત સદ્ગુણો—સદ્ભાવનાઓ ક્યાંથી ધારણ થઇ શકે ? તેથી જ વિચાર કરું છું

કેઃ દ્રવ્ય તો ઉપાર્જન કરવું જ જોઇએ. તેમ ન કરીએ તો ગૃહસ્થાશ્રમ નિભે શી રીતે અને તે સાથે વળી નિષ્કામ કાર્યનું અનુષ્ઠાન શી રીતે કરી શકાય? આજકાલ વ્યાપારની જે દુર્દશા થઇ રહી છે તે જોતાં સર્વત્ર અનેક પ્રકારની ઠગાઇ અને વિશ્વાસઘાતકતાનું જ રાજ્ય પ્રવર્તિ રહ્યું છે! વ્યાપારમાં પુષ્કળ દ્રવ્યની પણ આવશ્યકતા હોય છે તેમાં સરલતા અને સત્યતા તો હોય જ ક્યાંથી? કયો એવો વ્યાપાર છે કે જેમાં સત્યતા હોય? મહારાજ! કયું કાર્ય કરવું કે જેથી સત્યતા અને સરલતા સચવાય? કયું કર્મ કરવાથી ધર્મ રહે અને કામ થાય?"

સ્વામિજીએ ઉત્તર દીધો "સાંભળ ભાઇ! એ વિષય ઉપર મ્હેં પણ અનેક વિચારો કર્યા છે પરંતુ હું જોઇ શક્યો છું કેઃ ચરિત્રની શુદ્ધતા–પવિત્રતા સાચવી અર્થ ઉપાર્જન કરવા ઘણાંખરાં ચ્હાતા જ નથી. એ વિષય ઉપર કોઇ વિશેષ વિચાર જ કરતા નથી. કોઇના મનમાં એ સંબંધી શંકા પણ થતી નથી. આપણને મળતા શિક્ષણના દોષને લીધે બધા એવો જ વિચાર કરે છે કેઃ "ગમે તેમ થાઓ. મ્હેં તો બરાબર વિચાર કરીને જ કૃષિનો વ્યવસાય કરવાનું ઉત્તમ માન્યું છે. કૃષિનો ઉચ્ચાર કરતાં જ મનમાં એવો વિચાર ઉત્પન્ન થાય છે કેઃ ત્યારે વિદ્યાભ્યાસ શા માટે કર્યો? કૃષિ સંબંધી વિચાર કરતાં પ્રથમ જ એવી કલ્પના થાય છે કેઃ દેશનિવાસી સર્વ જનો શું ખેડુત બની શકશે? સર્વ દેશીજનો ખેડુતો તો છે જ. જેટલા મનુષ્યો એ કાર્ય નથી કરતા તેટલી આપણી દુર્ગતિ થઇ રહી છે. ખાત્રી ન થતી હોય તો મહાભારત વાંચી જૂવો. જનકઋષિ એક હાથમાં હળ પકડી ખેતી કરતા અને બીજે હાથે વેદાધ્યયન કરતા. આપણા દેશના ઋષિયોએ એ કાર્ય કર્યું છે. જરા દ્રષ્ટિ તો ફેરવો. અમેરિકા દેશ કૃષિકર્મને લીધે જ આટલો બધો ઉન્નત થયો છે. મૂર્ખ ખેડુતો માટે ખેતીનો વ્યવસાય નથી. વિદ્વાન્ બુદ્ધિમાનોની બુદ્ધિદ્વારા એ કાર્ય થવું જોઇએ. ગામડાના યુવકો બે ચોપડી અંગ્રેજી ભણી શહેરમાં ન્હાસી આવે છે અને નોકરીની ગુલામગીરીમાં જકડાય છે! પોતાના ગામમાં ઘણીએ જમીનજાગીર પડેલી હોય છે, તે વડે તેમનું ઉદરપોષણ થતું નથી, મનને સંતોષ થતો નથી, એ

કેવું આશ્ચર્ય! નોકરી જ કરવી હોય તો સારી પેઠે વિદ્યાભ્યાસ કરવો જોઇએ. હોંશિયાર થવું જોઇએ પછી નોકરી કરવી જોઇએ. એ બધું તો જણાતું નથી. તેથી જ અન્ય જાતિયોની પેઠે આપણી હિંદુ જાતિ ઉન્નતિ પામી શકતી નથી! આપણા દેશની મૃત્યુસંખ્યા એટલી બધી વૃદ્ધિ પામી છે કેઃ એજ પ્રમાણે જો જન્મ-મૃત્યુ થયાં કરશે તો પછી આપણે મરવા જ બેઠા છીએ એમાં શક નથી. એનું એક કારણ એ છે કેઃ ખેતીમાં જોઇએ તેટલા પ્રમાણમાં ધાન્ય ઉત્પન્ન થતું નથી. કૃષિકારના બાળકોને શહેરમાં નિવાસ કરવાની ધૂન લાગી છે! તેમનામાં શૉખ બહુ વધી પડયો છે×! વળી થોડું ઘણું ભણ્યા કેઃ ખેડુતનાં છોકરાં સ્વધર્મ (ખેતી)નો ત્યાગ કરી ગોરાઓની ગુલામી કરવા દોડે છે! ગામડામાં નિવાસ કરવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે. રોગ તો ભાગ્યે જ થાય. ન્હાનકડું નઠારૂં ગામડું પણ ઉત્સાહી યુવકોના નિવાસથી સારૂં થઈ જાય. વિદ્વાન મનુષ્યો ગામડામાં નિવાસ કરે તો વિજ્ઞાનની સહાયતાથી કૃષિકર્મ કરતાં પુષ્કળ ધાન્ય ઉત્પન્ન થાય. અન્ય ખેડુતોની આંખ ઉઘડી જાય. તેમની પણ કાંઇક બુદ્ધિ ખીલે. તેમને પણ ભણવા લખવાનું મન થાય, અને તેઓ પણ ખેતી સુધારે. તેમ જ આપણા દેશમાં જેની વિશેષ આવશ્યકતા છે તે કૃષિકાર્ય પણ વિશેષરૂપે થાય.''

શિષ્યે આગ્રહપુર્વક પ્રશ્ન કર્યો કેઃ "તે કયું કાર્ય સ્વામિજી?"

પુનઃ સ્વામિજી બોલવા લાગ્યાઃ "એ ન્હાની ગણાતી જાતિમાં એક મ્હોટી જાતિ સાથે પરસ્પર બંધુભાવે સંમિલન થાય. એક બીજા સાથે પ્રેમથી હળવા મળવાનું થાય. જો તમારા જેવા લોકો થોડો ઘણો વિદ્યાભ્યાસ કરી ગામડામાં નિવાસ કરે અને ખેડુત લોકો સાથે બંધુ ભાવે હળીમળીને ચાલે-ઉત્તમ પ્રકારનો પરસ્પર વ્યવહાર રાખે, ખેડુતોનો તિરસ્કાર ન કરે, તેમને હલકા ન માને, તેમને છેતરવાની કુબુદ્ધિ ન રાખે, તેમને પૈસો ધીરી

---

× સ્વામીજીનું આ કટાક્ષકથન ચરોતરના પાટીદાર બંધુઓ કે જેઓનો પરાપૂર્વથી ખેતીનો અને જમીનદારીનો વ્યવસાય છે તેને ઘણે અંશે લાગુ પડે છે! ખેડુત-જમીનદાર-પાટીદાર યુવકો પોતાનો ધંધો છોડી દઈ આજે કેવા સહેલાણી થઇ પડયા છે તે તો જેમણે નજરે જોયું છે તેને જ ખબર છે! લેખક.

રાક્ષસી વ્યાજ ન ખાય, તેમનું ઉત્પન્ન કરેલું ધાન્ય માંગતા પૈસાને બદલે હલકે ભાવે ખંડી ના વાળે અને તેમના દુઃખદારિદ્ર તરફ દયાની દ્રષ્ટિયે-બંધુભાવની દ્રષ્ટિયે જોઇ તેમને સુખી કરવાના પ્રયત્નો કરે તો તમે જોઇ શકશો કે તેઓ એટલા બધા તમારે વશ થઈ જશે કે તમારે માટે પ્રાણ-અર્પણ કરવા તૈયાર થશે. આપણને જેની અત્યારે અતિ આવશ્યક્તા છે તે જન સાધારણને કેળવણી આપવાનું, હલકી કહેવાતી જાતિયોમાં ધર્મની ઉચ્ચ ભાવનાઓના પટ દેવાનું, પરસ્પર સહાનુભુતિ, પ્રેમ, અને ઉપકાર કરતાં શિખવવાનું, એ સર્વ કાર્યો અતિ અલ્પ મહેનતે પરિપૂર્ણ થઇ શકશે."

શિષ્યે પુનઃ પ્રશ્ન કર્યોઃ "તે કેવી રીતે થઇ શકે?"

સ્વામિજીએ ઉત્તર દીધોઃ "કેમ? તમે જોયું નથી કે ગામડામાં હલકી ગણાતી જાતિ સાથે મળવા-હળવાનો પ્રસંગ આવતાં તેઓ ગૃહસ્થ લોકોની સંગતિ કરવા માટે કેટલા ઉત્સુક હોય છે? જ્ઞાનતૃષ્ણા તો સર્વ મનુષ્યોમાં હોય છે, તેથી એકાદ ગૃહસ્થ મનુષ્યને જોતાં જ તેઓ (હલકા ગણાતા ખેડુતો) તેને ઘેરીને તેની આસપાસ બેસે છે અને તેની વાતો ધ્યાનમાં ઉતારે છે. જો તે ગૃહસ્થો પોતાને (ગામડાને) મકાને એ પ્રમાણે અનેક ખેડુનો બેઠા હોય તેવે સમયે વાતોની સાથે સાથે જ તેમને ધર્મ-નીતિનો બોધ આપવાનું શરૂ કરે તો રાજનૈતિક આન્દોલન દ્વારા જે કાર્ય એક હજાર વર્ષે નહિં થઇ શકે તેનાથી સેંકડો ગણું વધારે ઉત્તમ ફળ માત્ર દશ વર્ષમાં જ પ્રાપ્ત કરી શકાશે."×

બીજે દિવસે અર્થાત્ ૨૮ મી માર્ચે સ્વામિજીએ અલવરની ભક્તમંડળી પાસેથી રજા લઇ અન્યત્ર ગમન કર્યું.



×અનેક સેવામંડળીયો ઉત્પન્ન થાય છે પણ ગામડે ગામડે ફરી ખેડુતોને અનેક પ્રકારનો ધર્મ-નીતિનો બોધ આપે એવી સેવા-મંડળીયોની આવશ્યક્તા છે. સ્વયંસેવકો આ વિષય તરફ લક્ષ્ય આપશે તો ઉપકાર થશે. લેખક.



# जयपुर अने खेतडीमां आगमन.

અલવરથી સ્વામિજી પાણ્ડુપોલ તરફ રવાના થયા. પાણ્ડુપોલ અલવરથી ૧૮ મૈલ દૂર છે. પ્રથમ તેમણે પગે ચાલતાં તે સ્થળે જવાનો સંકલ્પ કર્યો હતો પરંતુ ભક્તો અને મિત્રોના આગ્રહથી તેમ નહિં કરતાં બળદની ગાડીમાં બેસી જવું પડ્યું. સર્વ ભક્તો અને મિત્રો અલવરથી જ તેમની સાથે થયા હતા અને ૫૦-૬૦ મૈલ પર્યંત પ્રવાસ કરવાની આજ્ઞા માંગી હતી. સ્વામિજીએ પ્રથમ તેમને તેમ ન કરવાની સલાહ આપી હતી પરંતુ અન્તે તેમને દિલગીર થતા જોઇ પોતાની સાથે આવવા દીધા હતા.

પાણ્ડુપોલ ગ્રામે પહોંચ્યા પછી રાત્રિનો સમય તેમણે ત્યાંના પ્રસિદ્ધ હનુમાન-મંદિરના ચૉકમાં વ્યતીત કર્યો અને બીજે દિવસે પ્રાતઃસમયે બળદની ગાડી વગર જ-પગે ચાલીને-૧૬ મૈલ દૂર ટાહલા નામક ગ્રામમાં જઇ પહોંચ્યા. રસ્તો પર્વતવાળો, અને હિંસક વન-પશુઓથી ભરેલો છતાં તેઓ સ્વામિજીની મધુર વાર્તાઓ અને સંગીત શ્રવણ કરતા કરતા પ્રફુલ્લ અંતઃકરણે ગમન કરવા લાગ્યા.

ટાહલામાં નીલકણ્ઠ મહાદેવનું એક પ્રાચીન મંદિર હતું. સર્વેએ તે મંદિરમાં આશ્રય લીધો. સમુદ્ર મન્થન કરતી વખતે દેવાસુર યુદ્ધને પરિણામે વિષ નિકળતાં કેવી રીતે મહાદેવજીએ તેનું પાન કરી નીલકણ્ઠ અને મૃત્યુંજયનું વિશેષણ પ્રાપ્ત કર્યું હતું તેનું વર્ણન કરતાં કરતાં સ્વામિજીએ તે પૌરાણિક વૃત્તાન્તની મનોહર વ્યાખ્યા કરી હતી. તેમણે કહ્યું કેઃ “ સમુદ્ર એટલે માયારૂપી સમુદ્ર. રૂપ, રસ, ગન્ધાદિમય વિચિત્ર જગત્ એ માયાની રચના છે. તેમાં ઇન્દ્રિય તૃપ્તિકર નાના પ્રકારના ભોગ્ય પદાર્થો દ્રષ્યમાન થઇ રહ્યા છે. એ સર્વ પદાર્થોનો જેટલા પ્રમાણમાં ઉપભોગ કરશો તેમાંથી

તેટલા પ્રમાણમાં હલાહલ ( ઝેર ) ઉત્પન્ન થશે. એ હલાહલ, આત્મજ્ઞાનનું વિરોધી છે. પરંતુ સર્વત્યાગી, સન્યાસી સમક્ષ તે ( ભોગ્ય પદાર્થો ) વ્યર્થ-નિસ્તેજ છે. બ્રહ્માનન્દમાં મગ્ન થઇ રહેલા સન્યાસીઓ માયાની જાળમાં સપડાઇ જતા નથી, પરંતુ તેઓ તો દેવાદિ દેવ મહાદેવની પેઠે ઇન્દ્રિય-ભોગ-તત્પર જીવાત્માઓને મરણાદિ ભયંકર અવસ્થામાં સહાયતા જ કરે છે અને તેમનો ઉદ્ધાર કરવા માટે પોતાના પ્રાણ વિસર્જન કરે છે. તેઓ ( સન્યાસીઓ ) માયાનો વિનાશ કરી મૃત્યુના પંજામાંથી જગતનું રક્ષણ કરે છે. તેઓ સર્વ મનુષ્યોને બતાવી આપે છે કે માયા ઉપર વિજય પ્રાપ્ત કરનાર સન્યાસી પુરૂષો જ મૃત્યુનો પણ વિજય કરવા સમર્થ હોય છે." એમ કહી સ્વામિજી દેવની મૂર્તિ સમક્ષ ધ્યાનસ્થ થઇ રહ્યા.

બીજે દિવસે પ્રાતઃ સમયે ત્યાંથી ૧૮ મૈલ દૂર નારાયણી ગામે એક દેવી મંદિર તરફ ગયા. એ સ્થાનમાં પ્રતિવર્ષે એક મ્હોટો મેળો ભરાય છે અને દેવની પૂજા માટે રાજપુતાના ભિન્ન ભિન્ન પ્રદેશોમાંથી અનેક નર નારીઓનું સંમેલન થાય છે. સ્વામિજીએ આ સ્થળેથી ભક્ત-બંધુઓને સ્વ. સ્થાનકે જવાની આજ્ઞા કરી અને પોતે એકલા જ ત્યાંથી ૧૬ મૈલ દૂર બસવા નામક રસ્વે સ્ટેશને ગયા અને ત્યાંથી રેલ્વે દ્વારા જયપુર ગયા. એ સ્થાનથી નજીક બાંદીકુઇ નામક સ્ટેશને એક ભક્ત સ્વામિજીની વાટ જોઈ રહ્યો હતો. તે ત્યાંથી જ સ્વામિજીની સાથે ટ્રેનમાં બેઠો, જયપુર પહોંચ્યા પછી તેણે સ્વામિજીને છબી પડાવવા માટે બહુ આગ્રહ કર્યો. અલવર નિવાસી મિત્રોએ તેને એ સંબંધી વિશેષ રૂપે લખ્યું હતું તેથી જ છબી પડાવવા તેણે વિશેષ આગ્રહ કર્યો હતો. શિષ્યોને-ભક્તોને-સન્તોષ આપવા માટે જ, સ્વામિજીની ઇચ્છા નહિં છતાં પણ ભક્તની ઇચ્છાને આધિન થવું પડ્યું, એજ તેમના પરિવ્રાજક વેશની પ્રથમ છબી હતી. છબીમાં પરિવ્રાજકની ભાવના ઉત્તમ રીતે ખીલી નિકળી હતી.

અલવરથી જયપુર આવી સ્વામિજી બે અઠવાડિયાં રહ્યા. એ સમ. યમાં એક પ્રસિદ્ધ વૈયાકરણીનો પરિચય થતાં તેમણે તેની પાસેથી પાણિ. નિની અષ્ટાધ્યાયીનો અભ્યાસ કરવાનો સંકલ્પ કર્યો. પણ્ડિતજી વ્યાકરણમાં

વિશેષ પારંગત હોવા છતાં તેમની શિખવવાની રીતિ એટલી બધી સરલ નહતી. તેમણે ત્રણ દિવસ પર્યંત પ્રથમ સૂત્રના ભાષ્યની વ્યાખ્યા કરી પરંતુ તેઓ સ્વામિજીને સરલ રીતે સમજાવી શક્યા નહિં. ચોથે દિવસે પણ્ડિતજીએ કહ્યું કેઃ "સ્વામિજી! મ્હને શંકા થાય છે કેઃ જ્યારે ત્રણ દિવસ થવા છતાં પ્રથમ સૂત્રનો અર્થ આપને હું સમજાવી શક્યો નહિ, ત્યારે હવે મ્હારાથી આપને શિખવી શકાશે નહિં." પણ્ડિતજીનાં એવાં વચન સાંભળી સ્વામિજીને લજ્જા ઉત્પન્ન થઇ. તેમણે દ્રઢ પ્રતિજ્ઞા કરી કેઃ ગમે તેટલો પરિશ્રમ કરવો પડે તો તે કબૂલ પણ હું પોતાના પરિશ્રમથી જ ભાષ્યના અર્થ સમજવા યત્ન કરીશ, અને જ્યાં સુધી તેના અર્થ સમજાશે નહિ, ત્યાં સુધી અન્ય કોઇ પણ કાર્ય કરીશ નહિં." આવો સંકલ્પ કરીને તેઓ એકાંતમાં પુનઃ પુનઃ ભાષ્યનું અધ્યયન કરવા લાગ્યા. તેથી એવું આશ્ચર્યકારક ફળ ઉત્પન્ન થયું કે પણ્ડિતજીની સહાયતાથી ત્રણ દિવસ સુધીમાં જે અર્થ તેમના હૃદયમાં ઉતરી શક્યા નહિં તે પોતાની જ મહેનતથી માત્ર ત્રણ કલાકમાં જ સમજી શક્યા. હૃદય જાણે જળની પેઠે નિર્મળ સ્વચ્છ થઇ ગયું. થોડીવાર પછી તેઓ પણ્તિજીની પાસે જઇ ભાષ્યની વ્યાખ્યા કરવા લાગ્યા. તેમને સુખેથી સરલ, સુવિચાર પૂર્ણ, ગૂઢ લક્ષ્યાર્થ-સમ્પન્ન વ્યાખ્યા સાંભળી પણ્ડિતજી એકદમ ચકિત થઇ ગયા. ત્યાર પછી તો સ્વામિજી સર્વ સૂત્ર અને સર્વ અધ્યાય અનાયાસે સમજવા લાગ્યા. એ બનાવનું વર્ણન કરતાં સ્વામિજી કહેતા કેઃ "સત્ય છે. સંકલ્પ છે તેજ સર્વસ્વ છે. મનમાં જો આગ્રહ ઉત્પન્ન થાય તો મનુષ્યને માટે કોઇ પણ કાર્ય અસાધ્ય–અસમ્ભવિત નથી. દૃઢ સંકલ્પ થવો જોઇએ. સંકલ્પ કર્યા પછી વિશુદ્ધ સાધના કરવી જોઇએ એટલે સિદ્ધિ અવસ્ય પ્રાપ્ત થશે એ તદ્દન સત્ય છે."

જયપુર છોડી અજમેર થઇ આબુપર્વત ઉપરનું રમણીય સૌંદર્ય નિહાળવા તેઓ પર્વત ઉપર ગયા. એ સ્થળે તેરમી શદીમાં લગભગ આઠ કરોડ રૂપિયાને ખર્ચે એક જૈન મંદિર બાંધવામાં આવ્યું છે. એના જેવું અતિ સુંદર કારીગરી–કોતરકામવાળું બીજું કોઇ પણ મંદિર ભારત-

વર્ષમાં નથી. એ મંદિર તૈયાર કરતાં ચૌદ વર્ષ થયાં હતાં. એ ધાર્મિક જૈન-વણિક-બંધુએ એ મંદિરનો સર્વ ખર્ચ આપ્યો હતો. સ્વામિજીએ કેટલાક દિવસ પર્યંત રોકાઈ મંદિરના પ્રત્યેક વિભાગની અદ્ભુત કારીગરી સારી પેઠે નિહાળી હતી અને તેના ગૌરવથી જ સમગ્ર ભારતનું ગૌરવ માન્યું હતું. મંદિરના સર્વ વિભાગોનું દર્શન કરી રહ્યા પછી સ્વામિજીએ પર્વતની મધ્યમાં સુશોભિત થઇ રહેલા વિશાળ સરોવરની ચારે દિશામાં ભ્રમણ કર્યું. એ સ્થાન તેમને મનથી નન્દન-કાનન જેવું મનોહર જણાયું. થોડાક દિવસ એ મર્ત્ય-લોકના સ્વર્ગ સ્થાનમાં વ્યતીત કરી તેઓ પુનઃ અજમેર ગયા.

અજમેરમાં અકબરશાહનો મહેલ અને સુપ્રસિદ્ધ મુસલમાન ફકિર ચિશ્તિ સાહેબની દરગાહ નામે પ્રસિદ્ધ સમાધિ ક્ષેત્રનાં તેમણે દર્શન કર્યાં. આ સ્થળે તેમણે એક વિશેષ વસ્તુ જોઇ તેવી ભારતવર્ષમાં કોઈ પણ સ્થળે નથી. તેનું નામ બ્રહ્માનું મંદિર છે.

ઈ. સ. ૧૮૯૧; તા. ૧૪ મી એપ્રિલને દિવસે અજમેર છોડી સ્વામિજી પુનઃ આબુ પર્વત ઉપર આવી પહોંચ્યા. આ સ્થળે આ વખતે પ્રારબ્ધ યોગે ખેતડીના મહારાજા સાહેબ સાથે સ્વામિજીને મુલાકાત થઇ. આબુ ઉપર તેમના કેટલાક મિત્રો થયા હતા. તેમાં કોટાના રાજા અને ઠાકોર ફતેસિંહના વકીલ અને ઉક્ત રાજાનાં પૂર્વ મંત્રી પણ હતા. એમાંનાજ એક મિત્રને મકાને સ્વામિજીનો નિવાસ હતો. એ સમયે તેમનો એક ભક્ત ખેતડીના મહારાજાના પ્રાઇવેટ સેક્રેટરી મુન્સી જગમોહનલાલને લઇ તેમની પાસે આવી પહોંચ્યો. સ્વામિજી પ્રાતઃકાલથીજ વાર્તાલાપ કરી જરા વિશ્રાંતિ લેતા હતા. જરા નિદ્રા પણ આવી હતી, એ સમયેજ તેઓ આવી પહોંચ્યા. જગમોહનજી ઉચ્ચ શિક્ષિત હતા. તેઓ માનતા કે સાધુના વેશમાં જેઓ ભટકવા ફરે છે તેમાંના ઘણાખરા ચોર લમ્પટ હોય છે, તેથીજ સામાન્ય એક કૌપિન અને બહારનો સહવાસ ત્યાગી એકાંતમાં નિદ્રા લઇ રહેલા સ્વામિજીને જોઈ પ્રથમ તો તેમને તેમનાપર વિશેષ વિશ્વાસ બેઠો નહિ, પરંતુ થોડીવારમાંજ સ્વામિજી જાગૃત થયા ત્યારે મુન્સીજીને તેમની સાથે વાર્તાલાપ કરવાનો

સુયોગ પ્રાપ્ત થયો. ઘણીવાર સુધી વાર્તાલાપ થયા પછી પરિણામે મુન્સીજીની અનેક ભ્રાન્ત ધારણા અને સંદેહ દૂર થયાં, અને તેમણે અતિશય સંતુષ્ટ થઇ નિશ્ચય કર્યો કેઃ મહારાજા સાથે સ્વામિજીનો પરિચય કરાવી દેવો એજ ઇષ્ટ છે. મુન્સીજીએ સ્વામિજીને પોતાનો વિચાર જણાવતાં તેમણે કહ્યું કેઃ “ઠીક, પરમદિવસે મુલાકાત કરાવીશું.” મુન્સીજી મહારાજા પાસે ગયા અને તેમણે તેમને આદથી અંતપર્યંત સમસ્ત બનાવ કહી સંભળાવ્યો. તેમજ સ્વામિજી આજકાલના લોભી પ્રપંચી સાધુ નહિં પણ સાચા ત્યાગી વિરાગી સન્યાસી છે એમ જણાયું ત્યારે મહારાજાને તેમનાં દર્શન કરવાની ઉત્કંઠા થઇ. સ્વયં મહારાજા પોતે સ્વામિજીના નિવાસ સ્થાન તરફ જવા તૈયાર થયા. આ સમાચાર સ્વામિજીને કાને જતાં તુર્તજ તેઓ મહારાજાને મકાને ગયા અને તેમને દર્શન દીધાં.

ખેતડિના મહારાજાએ સ્વામિજીનો અતિ આદર સત્કાર કર્યો. યથાયોગ્ય શિષ્ટાચાર થયા પછી મહારાજાએ પૂછ્યું કેઃ “સ્વામિજી! જીવન એ શું?” સ્વામિજીએ ઉત્તર દીધોઃ “પ્રતિકૂલ ચક્રની મધ્યમાં અવસ્થા જીવનું આત્મસ્વરૂપ પ્રકટ થાય એનુંજ નામ જીવન.” મહારાજાએ પુનઃ પૂછ્યુંઃ “વારૂ, સ્વામિજી! કેળવણી એટલે શું?” સ્વામિજીએ ઉત્તર દીધોઃ “કેટલાક સંસ્કારોને અસ્થિ–મજ્જામાં નિર્માણ કરવા એનુંજ નામ કેળવણી.” (Education is the nervous association of certain ideas.) એ વિષય વિશદરૂપે સમજાવવા માટે બોલ્યા કેઃ “જ્યાં સુધી કોઇપણ વિચાર અથવા ભાવનાના દ્રઢ સંસ્કારની આકૃતિ મનમાં પ્રતિષ્ઠિત થઇ પ્રત્યેક સ્નાયુ અને શિરામાં તેનું કાર્ય પ્રકટ ન થાય ત્યાં સુધી તે વિચાર અને ભાવનાને સત્ય રીતે જોતાં પોતાના મનની સમ્પત્તિ કહી શકાય નહિ. ઉદાહરણ તરીકે તેમણે શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના કેટલાક જીવન–પ્રસંગનું વર્ણન કર્યું. સ્વામિજીએ કહ્યું કેઃ “એક ધાતુનો કટકો તેમના શરીરે સ્પર્શ થતાંજ જાગૃતમાં તો શું પણ નિદ્રાવસ્થામાં સુદ્ધાં–તેમના તે શરીરાવયવ સંકોચાઇ જતા. જાણે શરીર તે ધાતુનો સ્પર્શ કરવા નારાજ હોય તેમ સ્પષ્ટ આભાસ થતો. કાંચનનો ત્યાગ કરવામાં તેઓ એટલા બધા સિદ્ધ થયા

હતા. તેમનું સમગ્ર જીવન જાણે પાવત્રતાનો પૂર્ણ વિકાશ અને માનવ-મનના સર્વોત્કૃષ્ટ શિક્ષણનો આદર્શ-દ્રષ્ટાન્ત સ્વરૂપ-હતું."

એ પ્રમાણે દિનપરદિન સ્વામિજીના જ્ઞાનપૂર્ણ વચનો શ્રવણ કરવાથી ખેતડીના મહારાજાને તેમના ઉપર એટલો બધો પ્રેમ ઉત્પન્ન થયો કેઃ એક દિવસ તેમણે કહ્યું કેઃ "સ્વામિજી, આપ મ્હારા રાજ્યમાં પધારવા કૃપા કરો. ત્યાં હું આપની અતિ યત્નપૂર્વક સેવા કરીશ." થોડી ક્ષણપર્યંત વિચાર કર્યા પછી સ્વામિજીએ કહ્યું: "વારૂં મહારાજ, તેમજ કરીશું. હું આપની સાથે આવીશ." કેટલાક દિવસ પછી મહારાજા પોતાના માણસો-મિત્રો સાથે ટ્રેનમાં જયપૂર ગયા અને ત્યાંથી ઘોડાગાડીમાં ૯૦ મેલ દૂર ખેતડી પહોંચ્યા.

સ્વામિજીનો સત્સમાગમ થવાથી મહારાજા પરમ આનંદપૂર્વક તેમની સેવા કરવા લાગ્યા. વાર્તાલાપ પ્રસંગે એક દિવસ મહારાજાએ સ્વામિજીને પૂછ્યું: "સ્વામિજી! સત્ય શું?"

સ્વામિજીએ કહ્યું: "મહારાજ! પૂર્ણ સત્ય તો એક અને અદ્વિતીય છે, તેમ છતાં સાધારણ રીતે આપણે જેને સત્ય માની લઇએ છીએ તે સર્વ આપેક્ષિક હિસાબે સત્ય છે. જ્ઞાનવૃદ્ધિ થતાંજ સાથે સાથે મનુષ્ય એક સત્યનો ત્યાગ કરી અન્ય સત્ય ગ્રહણ કરે છે. તે સમયે મનુષ્ય જેનો ત્યાગ કરે છે તે અસત્ય નથી પરંતુ જે નુતન સત્ય સ્વીકારે છે તે વિશેષ ઉચ્ચ કહેવાય. એવી સ્થિતિમાં ઉચ્ચતર સત્ય ઉપલબ્ધ થતું નથી. ઉચ્ચતર સત્ય પ્રાપ્ત થતાંજ આપેક્ષિક સત્યજ્ઞાનનો લોપ થાય છે."

મહારાજાએ અત્યાર પહેલાં કોઇપણ દિવસ કોઇને મુખેથી આ મૂળ તત્ત્વ વિચારથી પૂર્ણ વાકયો શ્રવણ કર્યા નહતાં. સ્વામિજીનો સત્સંગ પ્રાપ્ત કરી તેઓ ઉત્તરોત્તર અધિકાધિક આનંદનો ઉપભોગ કરવા લાગ્યા, અને ખેતડિ પહોંચ્યા પછી થોડાક દિવસમાંજ તેમણે સ્વામિજીને હસ્તે મંત્ર-દીક્ષા ગ્રહણ કરી. યોગ્યગુરૂના યોગ્યશિષ્ય હતા. અમે તો ધારીયે છીએ કે ભાગ્યે જ કોઇ રાજા મહારાજાએ આવા ભક્તિભાવથી ગુરૂ સેવા કરી હશે! મધ્ય રાત્રિને સમયે ખેતડિ-રાજ્યના અધિપતિ, અનેક પ્રકારના ભોગ-વિલાસના અધિકારી, અનેક દાસ-દાસી પ્રજાજનોના કર્ત્તા-હર્તા-વિધાતા, ખેતડિ મહા-

રાજા, શય્યા ત્યાગ કરી નિદ્રાવશ થયેલા ગુરૂદેવ સ્વામિ વિવેકાનંદજીના ચરણ દબાવતા! પ્રથમ દિવસે નિદ્રાભંગ થતાંજ સ્વામિજીએ મહારાજાને પોતાના પગ દબાવતા જોયા તે સમયે તેમના વિસ્મયનો પાર રહ્યો નહિ! તેમણે મહારાજાને ના કહેવા છતાં ખેતડિ રાજ પગ દબાવતા અટક્યા નહિં! મહારાજા કહેતા કેઃ "સ્વામિજી! હું તો આપનો દાસાનુદાસ શિષ્ય છું. આપ મ્હને આ સૌભાગ્યથી રહિત કરશો નહિ." એટલુંજ નહિ પણ દિવસને સમયે પણ ભર રાજસભામાં પ્રકટરૂપે મહારાજા એ પ્રમાણેજ સ્વામિજીની સેવા કરવા ઉત્કંઠા દર્શાવતા અને સ્વામિજી પુનઃ પુનઃ નિષેધ કરતા છતાં પણ તેઓ વિવિધ પ્રકારે તેમની પાસે ઇશ્વરવત્ સન્માન દર્શાવતા પરંતુ સ્વામિજી સભાસદો સમક્ષ કોઇ પ્રકારે તેમની સેવા ગ્રહણ કરતા નહિ. તેઓ કહેતા કેઃ "એમ કરવાથી પ્રજાની દ્રષ્ટિમાં રાજાનું માન ઓછું થાય છે." તેમ છતાં મહારાજા વારંવાર પોતાની અપૂર્વ ગુરૂભક્તિ દર્શાવવા ચૂકતા નહિં. ધન્ય એ ગુરૂભક્તિને!

એ પ્રમાણે ત્યાં અધ્યયન, ઉપદેશદાન અને આધ્યાત્મિક વિચારોમાં ઘણા દિવસો વ્યતીત કર્યા. રાજમહેલમાં નિવાસ કરવા છતાં પણ સ્વામિજી સન્યાસીની પેઠેજ નિવાસ કરતા. પોતાનું નિત્યકર્મ, પૂજા, પાઠ, ઇષ્ટ ચિન્તન, જગતજનનીના ચરણમાં આત્મનિવેદન, એ સર્વ કર્મ બરાબર થયા કરતું. રાજસભામાં નારાયણદાસ નામક એક પણ્ડિત આવતા. તેઓ સમસ્ત રાજપુતાનામાં અદ્વિતીય વૈયાકરણી હતા. તેમની સાથે પરિચય થયા પછી સ્વામિજીએ જાણ્યું કેઃ પતંજલિનું મહાભાષ્ય અધ્યયન કરવાનો આ ઉત્તમ સમય છે. ત્યારે તેમણે પણ્ડિતજીને પોતાની ઇચ્છા નિવેદન કરી. પણ્ડિતજીએ પણ અતિશય સંતુષ્ટ થઇ મહાભાષ્ય ભણાવવાનું શરૂ કર્યું અને પ્રથમ દિવસે ભણાવ્યા પછી કહ્યું કેઃ "આપકા માફિક વિદ્યાર્થી મિલના મુશ્કિલ." પણ્ડિતજીએ એક દિવસ વધારે પાઠ આપ્યા. બીજે દિવસે તેમણે સર્વ પાઠ સંબંધી પ્રશ્ન કર્યો. સ્વામિજીએ તે સર્વના યથાયોગ્ય ઉતર દીધા. તેમની અસાધારણ મેધાશક્તિ જોઇ પણ્ડિતજી આશ્ચર્ય પામ્યા અને પહેલાંના કરતાં વિશેષ પાઠ ભણાવવા લાગ્યા. એ પ્રમાણે કેટલાક દિવસો વ્યતીત

થયા પછી પણ્ડિતજીએ જોયું કેઃ સ્વામિજી પ્રસંગોપાત એવા ગૂઢ પ્રશ્ન પૂછે છે કે જેના ઉત્તર દઈ શકાતા નથી. એક દિવસ તેમણે સ્વામિજીને સ્પષ્ટ કહ્યું કેઃ "સ્વામિજી! હવે આપને વિશેષ શિખવવા જેવું મ્હારામાં તત્ત્વ નથી. હું જેટલું જાણતો હતો તેટલું આપને શિખવી ચૂક્યો છું." એ સાંભળી સ્વામિજીએ પણ્ડિતજીને ભક્તિ પુરઃસર પ્રણામ કર્યા અને પોતાના ઉપર આટલી બધી દયા દર્શાવી તે માટે તેમને ધન્યવાદ આપ્યો. વસ્તુતઃ અંતે તેઓજ પણ્ડિતજીના શિક્ષક થઈ પડયા હતા. કારણ, પણ્ડિતજી દ્વારા જે પ્રશ્નોનું સ્પસ્ટિકરણ થતું નહિં તેનું તેઓ પોતેજ સ્પષ્ટિકરણ કરતા. ખેતડિ રાજ–સભામાં અનેક સંસ્કૃત વિદ્યાવિશારદ અને પ્રાચ્ય તથા પાશ્ચાત્ય ઉભય દર્શન શાસ્ત્રના પણ્ડિતોનો સમાગમ થતો. તેઓ પણ સ્વામિજી ઉપર ગુરૂવત્ શ્રદ્ધા અને સન્માન દર્શાવતા.

સ્વામિજી જયારે કોઈ પણ ગ્રન્થનો અભ્યાસ કરતા ત્યારે તે ગ્રન્થ સ્હામે જોઇ ઉતાવળે સર્વ પૃષ્ઠો ઉથલાવી જતા. એ જોઈ ખેતડિરાજે એક દિવસ સ્વામિજીને પૂછ્યું કેઃ "સ્વામિજી! આપ આટલી બધી ઉતાવળથી સમસ્ત ગ્રન્થ શી રીતે વાંચી જાઓ છો?" સ્વામિજીએ ઉત્તર દીધો કેઃ "બાળકો પ્રથમ વાંચતાં શિખે છે ત્યારે પ્રત્યેક અક્ષર બે ત્રણ વખત ઉચ્ચાર કર્યા પછી શબ્દોચ્ચાર કરે છે. એ સમયે તેમની દ્રષ્ટિ માત્ર એક એક અક્ષર ઉપર હોય છે, પરંતુ જ્યારે તેનો અભ્યાસ વધે છે ત્યારે તેમની દ્રષ્ટિ પ્રત્યેક અક્ષર ઉપર નહિં પડતાં પ્રત્યેક શબ્દ ઉપર પડે છે અને અક્ષરને બદલે પ્રત્યેક શબ્દ તેમને યાદ રહે છે. ક્રમે અભ્યાસ વધતાં પ્રત્યેક વાક્ય ( Sentence ) ઉપર તેની દ્રષ્ટિ પડે છે અને તે તેને યાદ રહી જાય છે. એ પ્રમાણે ભાવના ગ્રહણ કરવાની શક્તિ વૃદ્ધિ પામે છે તેમ તેમ એક વખત દ્રષ્ટિ નાંખતાં જ પાનાનાં પાનાં યાદ રહી જાય છે. એ બીજું કાંઇ નહિં પણ માત્ર અભ્યાસ, બ્રહ્મચર્ય અને એકાગ્રતાનું જ ફળ છે. જે કોઇ મનુષ્ય એવી શક્તિ પ્રાપ્ત કરવા યત્ન કરશે તેના મનોરથ સિદ્ધ થશે. આપ યત્ન કરો. આપ પણ સફળ થશો."

એક દિવસ મહારાજાએ સ્વામિજીને પ્રશ્ન કર્યો કેઃ "સ્વામિજી!

વિધિ અથવા નિયમ એટલે શું?" (What is Law?) સ્વામિજીએ જરા પણ વિચાર કર્યા વગરજ ઉત્તર દીધો કે: "Law is the mode in which the mind grasps a series of phenomena." (મન જે પ્રણાલી દ્વારા કેટલીક વસ્તુની ધારણા કરે છે તેજ નિયમ.) અર્થાત્ બાહ્ય જગત્‌માં નિયમનું કાંઇ પણ અસ્તિત્ત્વ નથી. તેમ છતાં આપણા મનમાં જે પ્રકારે કેટલીક ઘટના પરમ્પરાની ઉપલબ્ધિ થાય છે તેને જ આપણે નિયમ કહીએ છીએ. મન પોતાના સંસ્કારોને, ભિન્ન ભિન્ન સમાન જાતિની શ્રેણીમાં વિભક્ત કરી લે છે, અને પ્રત્યેક શ્રેણીના અંતર્ગત વિષયોના સાધારણ લક્ષણોને જૂદા જૂદા નિયમના આકારમાં પ્રકટ કરે છે. એ પ્રમાણે બાહ્ય વસ્તુના સંસ્કાર ઉપર બુદ્ધિની પ્રતિક્રિયા થતાં તે દ્વારા પ્રત્યેક નિયમની ઉત્પત્તિ થાય છે." આ પ્રસંગે સ્વામિજીએ સાંખ્ય દર્શનનાં સુત્રોદ્વારા દર્શાવી આપ્યું કે: વર્તમાન યુગના વિજ્ઞાન સાથે સાંખ્યાચાર્યના સિદ્ધાન્તોનું વિશેષ ઐકય જણાય છે. નિત્ય વિજ્ઞાનનો પ્રસંગ તો ઉત્થાપન થતો જ. એ વિષયની ચર્ચા કરવામાં સ્વામિજી, મહારાજાને અતિશય ઉત્સાહ પ્રેરતા. વર્તમાન સમયે આ દેશમાં વૈજ્ઞાનિક શિક્ષણ અને તત્ત્વ સંગ્રહની અતિ આવશ્યકતા છે તે તેમના ચિત ઉપર સ્વામિજીએ દ્રઢરૂપે અંકિત કરી દીધું હતું. એટલું જ નહિ પણ તેમણે મહારાજાને માટે કેટલાંક સરલ વૈજ્ઞાનિક પુસ્તક (Science Primer) અને યન્ત્રાદિ મંગાવી સ્વયં કેટલાક દિવસ પર્યંત તેનું તેમને શિક્ષણ પણ આપ્યું હતું, ત્યાર પછી નિયમિત્ત રૂપે શિક્ષણ આપવા માટે એક શિક્ષકની નિમણુક કરી હતી.

આ સમયે ખેતડિરાજને ત્યાં પુત્ર નહતો. પુત્ર વિનાનું જીવતર ખોટું એવું સાધારણ રીતે જ આપણા માનવામાં આવે છે. મહારાજાને મન પણ એમ જ હતું. એજ કારણથી પ્રસંગોપાત તેઓ ચિન્તાતુર પણ રહેતા. પુત્ર વિનાનું પોતાનું રાજ કોના હાથમાં જશે અને પોતાની પાછળ રાજ્યની કેવી વ્યવસ્થા થશે તેની પણ મહારાજાને ચિન્તા થતી! એક દિવસ મહારાજાના હ્રદયાકાશમાં વિચાર ઉપજ્યો કે: "સ્વામિજી જેવા પવિત્રાત્મા આશીર્વાદ આપે તો હું પુત્ર-મુખ-દર્શન કરવા ભાગ્યશાળી થાઉં." એક

દિવસ એકાંતમાં સ્વામિજી સમક્ષ તેમણે પોતાની એ મનોવેદના નિવેદન કરી કહ્યું કે: "સ્વામિજી! આપ આશીર્વાદ આપો કે જેથી મ્હારે ત્યાં પુત્ર પ્રાપ્તિ થાય. મ્હને વિશ્વાસ છે કે: જો આપ એક વખત દયા કરી આશિષ આપશો તો મ્હારી મન વાંચ્છના પૂર્ણ થશે." સ્વામિજીએ મહારાજાનો અત્યંત વિશ્વાસ અને ભક્તિ-શ્રદ્ધા જોઇ અંતઃકરણપૂર્વક તેમને આશીર્વાદ દીધો. વાંચકો જોઈ શકશે કે: જીવનપર્યંત બ્રહ્મચર્ય ધારણ કરનાર મહાપુરૂષનો આશીર્વાદ મિથ્યા થતો નથી. મહારાજાને ત્યાં પુત્ર રત્ન પ્રાપ્ત થયું હતું.

એક દિવસ સન્ધ્યા સમયના સુશીતલ વાયુનું સેવન કરવા માટે મહારાજા પોતાના કેટલાક સમાન વયના મિત્રો સાથે-પ્રમોદ ઉદ્યાનમાં બેઠા છે અને વિશાળ રાજમહેલમાં કેટલીક નૃત્ય કરનારી રામજણીયો વીણાયન્ત્ર સહિત સુલલિત સંગીત ગાન કરી રહી છેઃ એ સમયે સ્વામિજીને તે સ્થળે બોલાવવાની મહારાજાના મનમાં ઉત્કંઠા થઇ. કારણ કે તેમના મનમાં ગુરૂદેવ વિના આનંદ થતો ન હતો. જાણે ત્યાં કંઇક શૂન્યતા ન હોય, તેવુંજ તેમને લાગતું હતું. તેથી સ્વામિજીને તેડવા મહારાજાએ પ્રાઇવેટ સેક્રેટરીને મોકલ્યા. સ્વામિજી તે સમયે ધ્યાનમાં નિમગ્ન થયા હતા. ધ્યાનકાર્ય પૂર્ણ થયા પછી મહારાજાનો સંદેશો સાંભળી સ્વામિજી બગીચામાં ગયા. થોડીવાર ધર્મપ્રસંગ ચાલ્યા પછી મહારાજાએ રામજણીને એકાદ સંગીત ગાવાની આજ્ઞા ફરમાવી. રમણી કણ્ઠમાંથી નિઃસરતી કોમળ સ્વર લહરી શ્રવણ કરતાંજ તે સ્થળે થોભવું અનુચિત સમજી સ્વામિજી ત્યાંથી ઉઠી ઉભા થયા. કારણ કે પ્રથમ તો તેઓ સ્ત્રીઓનું સંગીત કદી પણ શ્રવણ કરતા ન હતા. બીજું, સંગીત-વ્યવસાયી સ્ત્રીયો-રામજણીયો અસત્ચરિત્રની હોવાનું તેઓ માનતા. સ્વામિજી ત્યાંથી ઉઠી ઉભા થયા કે તુર્ત જ મહારાજાએ વિશેષ આગ્રહપુર્વક કહ્યું કે: "સ્વામિજી! એક સંગીત સાંભળતા જાઓ. એ સંગીત સાંભળવાથી સાધારણ મનુષ્યના મનમાં પણ અતિ ઉચ્ચ ભાવના ઉદય પામે છે, અને આપને તો અત્યંત આનંદ જ થશે." રાજાનો આવો આગ્રહ જોઇ સ્વામિજી પુનઃ આસન ઉપર બેઠા. તેમણે વિચાર્યું કે: એક ગાયન ગવાયા પછી ચાલ્યા જાઇશું. રામજણી ગાવા લાગી. અંધારી રાત્રિ, સ્થિર અને શાન્ત આકાશમાં તારાઓ ચળકાટ મારી

રહ્યા હતા. એવે સમયે વૈષ્ણવ શિરોમણિ સૂરદાસનું અપૂર્વ ભક્તિ ભરિત-પદના મધુર શબ્દો રાત્રિના વાયુ-તરંગો ભેદ કરી શ્રોતાજનોની પ્રત્યેક સિરામાં સ્વરધ્વનિ કરવા લાગ્યાં.

प्रभु मेरो अवगुन चित्त ना धरो।
समदरशी हय नाम तुमारो।
एक लोह पूजामें रहत है।
एक रहे व्याध घर परो। प्रभु॥
पारसके मन द्विधा नहि हय।
दुहुं एक कांचन करो। प्रभु॥
एक नदी एक लहर, वहत मिलि नीर भरो।
जव मिलिहें तव एक वरन होय, गंगा नाम परो॥ प्रभु॥
एक माया एक ब्रह्म, कहत सुरदास झगरो।
अज्ञानसें भेद हय, ज्ञानी काहे भेद करो॥ प्रभु॥

ગાયન સાંભળી સ્વામિજી અતિશય આનંદ અને આશ્ચર્ય પામ્યા. તેમણે જોયું કે: ગાનારી એક સામાન્ય સ્ત્રી હોવા છતાં પણ આજે તેણે " सर्वं खल्विदं ब्रह्म " એ સત્ય-સાર સ્પષ્ટ રૂપે સમજાવી આપ્યો છે. તેમણે પોતે જ કહ્યું છે કે: " ગાયન સાંભળી મ્હને વિચાર થયો કે: શું આવો જ મ્હારો સન્યાસ? હું સન્યાસી છું અને આ રામજણી પતિતા નારી, એવો ભેદ-ભાવ હજી પણ મ્હારામાંથી ગયો નહિં! સર્વ ભૂત માત્રમાં તે જ બ્રહ્મ રમી રહ્યો છે એવું જ્ઞાન થવું એ શું કઠિન છે? શું જીવ માત્રમાં બ્રહ્મ જોવો એ મુશ્કિલ છે? " સાંભળ્યું છે કે: ચણ્ડાલના વાક્યથી ભગવાન શંકરાચાર્યના મનમાંથી ભેદ-બુદ્ધિનો લોપ થયો હતો. અહા! કોણ જાણી શકે છે કે કેટલાયે તુચ્છ જણાતા પ્રસંગોમાંથી કેવું મહાન્ ફળ ઉત્પન્ન થાય છે! આજે પણ તેમ જ થયું. રામજણીના ભાવનાદીપક કણ્ઠમાંથી નિકળતા પ્રત્યેક શબ્દો જાણે અગ્નિશલાકાની પેઠે સ્વામિજીની ભેદ-બુદ્ધિને વિંધી નાંખી બોલવા લાગ્યાં કે: " सर्वं खल्विदं ब्रह्म। " સ્વામિજી બોલી ઉઠ્યા કે: " માતા! મ્હેં અપરાધ કર્યો છે. તમારા પ્રત્યે તિરસ્કાર દર્શાવી

હું અત્રેથી ચાલ્યો જતો હતો પરંતુ તમારા ગાયનથી મ્હને ચૈતન્ય થયું છે."×

ઉપરોક્ત બનાવ ઉપરથી કોઇએ એમ ન માની લેવું કે: સ્વામિજી રાત દિવસ રાજમહેલમાં જ નિવાસ કરતા હતા. તેઓ વારંવાર દીન દરિદ્ર ભક્ત મંડલીને ઘેર જઇ તેમને દર્શન દેતા. તેમને ધર્મ બોધ આપતા. ત્યાં નિવાસ કરતા. સમગ્ર ખેતડિ શહેર તેમના ગુણ ઉપર મોહ પામ્યું હતું. તેઓ મહારાજાને જેવા પ્રેમની દ્રષ્ટિયે જોતા તેવી જ પ્રેમ ભરિત દ્રષ્ટિએ તેઓ તેમની દીન પ્રજાને પણ જોતા. તેના ઉપર પ્રેમ રાખતા. સ્વામિજીએ સર્વ પ્રજાજનો સન્મુખ એક વખત પોતાના ગુરૂદેવ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના ગુણાનુવાદ ગાઇ સંભળાવ્યા હતા. રાજાએ પરમહંસદેવનાં દર્શન કર્યાં નહતાં એ ખરૂં પરંતુ સ્વામિજીના નિત્ય-જીવનની પવિત્રતા અને મધુરતાનો અનુભવ કરી મનમાં ને મનમાં જ તેઓ તેમને જ પરમહંસદેવને સ્થાને સ્થાપી તેમની પૂજા કરતા. ગુરૂ એટલે ઇશ્વર એમ માની તેમના પ્રત્યે ભક્તિ દર્શાવતા.

## સ્વામિજી ગુજરાતમાં.

સ્વામિજીના હૃદયમાં આ સમયે પ્રવાસ કરવાની ઇચ્છા ઉદય પામી હતી તેથી ખેતડિનો ત્યાગ કરી તેઓ અજમેર તરફ રવાના થયા. અજમેરમાં એક બે દિવસ વ્યતીત કરી ઇતિહાસ-પ્રસિદ્ધ અમદાવાદ નગરમાં પધાર્યા હતા. કેટલાક દિવસ ભિક્ષા માંગી ફર્યા પછી અંતે સ્વર્ગસ્થ શ્રીયુત લાલશંકર ઉમીયાશંકર સબજડજ સાહેબના મકાનમાં નિવાસ કર્યો હતો. ત્યાં રહી અમદાવાદ નગર અને તેની આસપાસ જેટલાં ઇતિહાસ પ્રસિદ્ધ જોવા લાયક સ્થળો હતાં તે જોયાં. એ જોતી વખતે તેમના મનમાં એ સ્થાનોને લગતા અનેક પ્રાચીન ઐતિહાસિક બનાવોનું સ્મરણ થયું. અમદાવાદ એ પૂર્વે ગુજરાતના સુલતાનોની રાજધાનીનું શહેર હતું. એ સમયે ભારત વર્ષમાં તે એક શ્રેષ્ઠ અને સુરમ્ય પ્રખ્યાત નગર ગણાતું હતું. એટલું

× આ બનાવ ઘણું કરીને ખેતડિ રાજના જયપુર-મહેલમાં બન્યો હતો.

જ નહિ પણ સર ટૉમસ રો પર્યંતના પ્રવાસીઓએ તેને "A goodly city as large as London." (લણ્ડન જેવું સુંદર શહેર) કહી તેની પ્રશંસા કરી હતી. સ્વામિજીના મનમાં વિચાર થયો હતો કેઃ એક સમયે અમદાવાદનું નામ કર્ણાવતી હતું. જૈનોના ઉન્નતિ–કાલના સાક્ષીસ્વરૂપ કેટલાંક મનોહર જૈન મંદિર અને મુસલમાનોના કીર્તિ–સ્તમ્ભ–સ્વરૂપ કેટલીક સુંદર કારીગીરીવાળી મસજીદો અને કબરો હજી પણ એ શહેરમાં વિદ્યમાન છે. તે સર્વ જોઈ સ્વામિજીને અતિશય આનંદ થયો હતો. અમદાવાદમાં પણ તેમણે જૈન વિદ્વાનો સાથે વાર્તાલાપ કરી પોતાના જૈન–ધર્મ–જ્ઞાનમાં વૃદ્ધિ કરી હતી. કેટલાક દિવસ ત્યાં નિવાસ કર્યા પછી સપ્ટેમ્બરના અંત ભાગમાં તેમણે કાઠિયાવાડ અંતર્ગત વઢવાણ નામક સ્થાન તરફ ગમન કર્યું હતું.

વઢવાણમાં રાણકદેવીનું પ્રાચીન મંદિર જોઇ તેઓ લીંબડી તરફ ગયા હતા. લીંબડી રાજ્ય કપાસને માટે વિખ્યાત છે. એનું મૂખ્ય નગર પણ લીંબડીજ છે. માર્ગમાં ભિક્ષા માંગીને તેઓ ઉદરપોષણ કરતા. દિવસે પ્રવાસ કરતા અને જ્યાં રાત્રિ પડતી ત્યાં વિશ્રાંતી લેતા. એમ કરતાં કરતાં લીંબડી શહેરમાં જઇ પહોંચ્યા. તપાસ કરતાં તેમને જણાયું કેઃ થોડે દૂર સાધુઓનો એક અખાડો છે. ત્યાં જતાં તે એક નિર્જન સ્થાન જણાયું. ત્યાંના સાધુઓએ તેમને સન્માન આપી કહ્યું કેઃ ઇચ્છા હોય તેટલા દિવસ આ સ્થળે રહો. ઘણા ગાઉ પ્રવાસ કરેલો હોવાથી તેમને શરીરે ઘણો થાક લાગ્યો હતો. ક્ષુધા પણ અતિશય લાગી હતી. તેથી થોડો આહાર કરી ક્ષુધા મટાડવાની ધારણાથી તેમણે આ સ્થાનમાં આશ્રય લીધો હતો, પરંતુ સ્થાન કેવા પ્રકારનું વિચિત્ર હતું તેની તેમને ખબર ક્યાંથી હોય? બે ત્રણ દિવસ ત્યાં રહ્યા પછી તેમણે ત્યાં જે કાંઇ જોયું તે ઉપરથી તેમનું મસ્તક ભમી ગયું! તેમણે ત્યાં જોયું કે અખાડાધારી બાવાઓ એક નિકૃષ્ટ શ્રેણીના ધર્મ ધ્વજ–બીજ માર્ગીય–સમ્પ્રદાયના હતા! ધર્મને નામે જેટલાં કુત્સિત કાર્યો થાય છે તે સર્વ તેઓ નિત્ય કરતા! સ્વામિજીએ તેમનાં દુષ્ટ કૃત્યો પોતાના ઓરડામાંથી જોયાં હતાં. ઇન્દ્રિપૂજક બાવાઓની પ્રાર્થના અને મન્ત્રપાઠ તેમજ કેટલીક સ્ત્રીઓના કણ્ઠશબ્દ તેમણે સાંભળ્યા

હતા. તેમનો એવો ગોટાળો જોઇ ભવિષ્યમાં કદાચ તેઓ પોતાનું પણ કંઇક અનિષ્ટ કરે એ ધારણાથી તેમણે તે સ્થાન તત્ક્ષણાત્ ત્યાગ કરવાનો સંકલ્પ કર્યો, પરંતુ ભયંકર વિટંબના! સ્વામિજીએ દ્વાર ઉઘાડી ન્હાસવાનો પ્રયત્ન કર્યો ત્યારે જણાયું કે બહારથી તેને તાળું વાસેલું હતું. બહારની હીલચાલ ઉપરથી જણાયું કેઃ બાવાઓએ તેમના ઉપર સંપૂર્ણ દેખરેખ રાખી છે. વસ્તુતઃ તેઓ અત્યારે અખાડાધારીને હાથે કેદી બન્યા હતા! વિદેશમાં એકાએક આવો ભયંકર પ્રસંગ આવી પડયાથી સ્વાભાવિક રીતેજ તેમના મનમાં વિષમ ઉદ્વેગ ઉત્પન્ન થયો. ત્યાર પછી ઓરડો ઉઘડયો અને જ્યારે તેમણે અખાડાધારી બાવાઓ સાથે વાતચિત કરતાં તેમની દુષ્ટ-વાસના જાણી ત્યારે તેઓ ભયથી થર્થર્ કમ્પવા લાગ્યા! દુષ્ટ બાવાઓના અધ્યક્ષે આવી તેમને કહ્યું કેઃ "તમે ઉચ્ચ પ્રકારના સાધુ જણાઓ છો. ઘણાં વર્ષ બ્રહ્મચર્ય-પાલન કર્યું હોય એમ પણ કલ્પના થઇ શકે છે. તમારી એ તપસ્યાનું ફળ અમને દાન કરો. અમે એક વિશેષ સાધનાનું અનુષ્ઠાન કરીએ છીએ. તેમાં સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે તમારા જેવા એક બ્રહ્મચારીનું વ્રતભંગ કરવાની અમને વિશેષ આવશ્યક્તા છે. તમે તૈયાર થાઓ." દુષ્ટ બાવાની આ પ્રાર્થના સાંભળી સ્વામિજી ભય પામી કમ્પી ઉઠયા! શું તે ગાંડો તો નહિં હોય? એ શું બકે છે? સ્વામિજીએ વિચાર કર્યો કેઃ પૂર્વે સાંભળ્યું છે કે ધર્મને નામે કેટલાક સમ્પ્રદાયવાળાઓ આવાં પ્રકારનાં અનેક ગુપ્ત પાપાચરણ કરે છે, અને પોતાની ઇચ્છા પૂર્ણ કરવા માટે તેઓ નરહત્યા કરતાં પણ ડરતા નથી. સ્વામિજીને ભય તો બહુ જ લાગ્યો પરંતુ તેમણે પોતાનો ભય કે મન-ચાંચલ્ય બહાર જણાવા દીધું નહિં. તેઓ માત્ર વિચાર કરવા લાગ્યા કેઃ કયે પ્રકારે આ પાપીઓના હાથમાંથી મુક્ત થવાય. તે દિવસે તો અખાડાધારી બાવાએ તેમને વિશેષ કાંઇ કહ્યું નહિં. માત્ર તેમને ઓરડામાં પૂરી કેદી બનાવી રાખ્યા. સ્વામિજી પણ એ નિર્જન ઓરડામાં પડી રહી એકચિત્તે પોતાના ઇષ્ટદેવતાના નામનો જપ અને વિપદતારિણી, ભયદુઃખનાશિની મા જગદમ્બાનું સ્મરણ કરવા લાગ્યા.

આ સ્થળે આવ્યા પછી એક બાળક ઘણુંખરૂં તેમની પાસે આવજા કરતો હતો. પ્રથમ દિવસે સ્વામિજીનાં દર્શન કર્યાં ત્યારથી જ તેમના ઉપર તે શ્રદ્ધા–પ્રેમ રાખતો હતો. તે બાળક વારંવાર સ્વામિજીનાં દર્શને આવતો. અખાડાના બાવાઓ તેના ઉપર શક લાવતા નહિં તેમ જ સ્વામિજીની પાસે જતાં તેને તેઓ અટકાવતા પણ નહિં. બીજે દિવસે બાળક સ્વામિજીની પાસે મળવા આવ્યો એટલે સ્વામિજીનું મુખ પ્રફુલ્લિત થઇ ઉઠયું. તેમણે બાળકને સર્વ બનાવ યથાસ્થિત કહી સંભળાવ્યો. બાળકને સ્વામિજીની વિપત્તિનો બરાબર ખ્યાલ થયો. તેણે સહાયતા આપવાની ઇચ્છા દર્શાવી. સ્વામિજીએ ક્ષણવાર વિચાર કરી કહ્યું: “હા, હા, વત્સ, ત્હારા વડે જ મ્હારો ઉદ્ધાર થઇ શકશે.” એમ કહી કોલસાના કટકાવડે એક લાકડાના પાટીયા ઉપર બે ચાર વાક્યમાં પોતાની વિપદ વાર્તા લખી તે પાટીયું બાળકના હાથમાં આપ્યું અને કહ્યું કે: “લે, આ પાટીઉં ત્હારા ધોતિયામાં સંતાડી અહિંથી બહાર ચાલ્યો જજે, અને એકકે શ્વાસે દોડતો રાજ મહેલમાં જઈ ઠાકોર સાહેબને હાથોહાથ આ પાટીઉં આપજે. બીજા કોઇને આપીશ નહિં! તેમને મ્હારી સર્વ હકિકત નિવેદન કરજે.” બાળકે સ્વામિજીના ઉપદેશ પ્રમાણે કાર્ય કર્યું. જાણે કાંઈ જાણતો નહોય તેમ તે અખાડા બહાર નિકળ્યો. ત્યારપછી એકકે શ્વાસે દોડતો રાજમહેલમાં જઈ પહોંચ્યો અને ઠાકોર સાહેબ પાસે જઇ અખાડાની સર્વ હકિકત વિસ્તારપૂર્વક કહી સંભળાવી. ઠાકોર સાહેબે સ્વામિજીના રક્ષણ માટે પોતાના કેટલાક અંગ–રક્ષકોને તુર્ત જ રવાના કર્યા. તેઓ અખાડાની આસપાસ ચતુર પહેરેગીરો મૂકી દઈ અખાડામાં પેઠા, અને દુષ્ટ બાવાના હાથમાંથી સ્વામિજીનો ઉદ્ધાર કર્યો.

સ્વામિજી ઠાકોર સાહેબ પાસે રાજ મહેલમાં જઈ પહોંચ્યા. ત્યાં તેમણે સર્વ બનેલો બનાવ અથ ઇતિ પર્યંત કહી સંભળાવ્યો. તે અત્યાચાર કાહિની સાંભળી ઠાકોર સાહેબ ક્રોધે પ્રજ્વલિત થઈ ઉઠયા અને તત્ક્ષણાત્ અત્યાચારી પાખંડી બાવાઓનું દમન અને તેમને શિક્ષા થાય એવી વ્યવસ્થા થઇ. ઠાકોર સાહેબના આગ્રહથી સ્વામિજી રાજમહેલમાં જ નિવાસ કરવા લાગ્યા.

નાના પ્રકારનો સત્સંગ અને ધર્મ ચર્ચા દ્વારા તેમણે ઠાકોર સાહેબની અતિશય પ્રીતિ પ્રાપ્ત કરી હતી. રાજમહેલમાં નિવાસ સમયે સ્વામિજીએ ત્યાંના પણ્ડિતો સાથે સંસ્કૃત ભાષામાં અનેક ચર્ચા ચલાવી હતી. સાંભળવામાં આવ્યું છે કે: એ સમયે ગોવર્દ્ધન મઠના પૂજ્યપાદ સ્વામી શંકરાચાર્યજી સાથે તેમને મેળાપ થયો હતો. શ્રીમદ્ શંકરાચાર્યજી પણ પણ્ડિતો સાથે થતો તર્ક-વિચાર સાંભળી સ્વામિજીનું અદ્ભુત પાણ્ડિત્ય અને સહિષ્ણુતા જોઇ વિસ્મય પામ્યા હતા. લીંબડીમાં થોડા દિવસ અવસ્થાન કર્યા પછી ઠાકોર સાહેબ તેમજ તેમના બંધુ વર્ગ પાસેથી કેટલાક ભલામણ પત્રો લઈ સ્વામિજી જુનાગઢ તરફ ગયા. તેઓ પગ રસ્તે એકલા પ્રવાસ કરતા હોવાથી ઠાકોર સાહેબે તેમને સાવધાન રહેવાનો આગ્રહ કર્યો હતો. લીંબડીમાં અખાડાધારી બાવાઓ દ્વારા જે વિપતિ સહન કરવી પડી હતી તે ઉપરથી પોતાનું નિવાસ સ્થાન નક્કી કરતાં સાવચેત રહેવાનો સ્વામિજીએ સંકલ્પ કર્યો હતો.

જુનાગઢ જતાં લીંબડીના ઠાકોર સાહેબના ભલામણ પત્રોને આધારે માર્ગમાં ભાવનગર અને સિહોરના દર્શન કરવા તેઓ ગયા હતા. પછી જુનાગઢ થઈ ત્યાંના દિવાન સાહેબ ( નડિયાદ નિવાસી ) શ્રીયુત હરિદાસ વિહારીદાસ દેસાઇના મકાનમાં આશ્રય ગ્રહણ કર્યો હતો. દિવાન સાહેબે સ્વામિજી સાથે વાર્તાલાપ કર્યો. પરસ્પર ધર્મ ચર્ચા પણ થઈ તેથી તેમને બહુ આનંદ-સંતોષ થયો. તેઓ સ્વામિજીના ધર્મજ્ઞાન ઉપર મુગ્ધ થયા. તે દિવસથી તેઓ નિત્ય સન્ધ્યા સમયે સર્વ રાજ કર્મચારીયોને સ્વામિજી સમક્ષ એકત્ર કરતા. તે સમયે ત્યાં જાણે એક ન્હાની સભા જ ભરાતી. સર્વે ઉત્કંઠિત ચિત્તે સ્વામિજીના ધર્મામૃતનું પાન કરતા. કોઈ કોઇ દિવસ તો અધિક રાત્રિ વીતી જતી છતાં કોઇ જાણી શક્તું નહિં કે સમય કેવી રીતે પસાર થઇ ગયો. પ્રાચીન ધર્મ સૂત્રોને અર્વાચીન વિજ્ઞાન સાથે મિશ્ર કરી સ્વામિજી એવી ખુબીથી ધર્મજ્ઞાન સંભળાવતા કે જેથી અંગ્રેજી સંસ્કાર

× સ્વ. શ્રીમાન હરિદાસ વિહારીદાસ દેસાઈ સાહેબની સ્વામિજી ઉપર એટલી બધી પ્રિતી હતી કે તેમને વિલાયત-અમેરિકાના પ્રવાસ સમયે વારંવાર દ્રવ્યની સહાયતા કરતા. લેખક.

પામેલા શ્રોતાજનોનાં શુષ્ક હૃદય ક્ષેત્રમાં પણ ધર્મના નવાંકુર સ્ફુરતા. તેમની મનોહર–મધુર–વાણી સાંભળતાં કોઇને તૃપ્તિ થતી નહિં. દિવાન ઑફિસના મેનેજર વિદ્વદ્વર્ય સાક્ષર શ્રીછગનલાલ હરિલાલ પંડયા, બી. એ. હતા. સામ્પ્રત તે જ રાજયના વિદ્યાકારી સાહેબ (જેઓ હાલ જુનાગઢ સ્ટેટ વકીલ તરીકે રાજકોટમાં નિવાસ કરે છે) તેઓ સ્વામિજીના ધર્મ–ગુણ ઉપર મોહ પામી તેમના પ્રેમી ભક્ત થયા હતા અને કેટલાક દિવસ પર્યંત તેમને પોતાને મકાને રાખી સ્વામિજીના મુખમાંથી ધર્મામૃત પાન કર્યું હતું. સાક્ષરશ્રી છગનલાલભાઇ જેવા ધર્મ પિપાસુને મણિ–કાંચન યોગ પ્રાપ્ત થયો હતો. તેઓ કહે છે કે—

"જુનાગઢમાં અમે સર્વે સ્વામિજીની નિષ્કપટી પ્રેમભાવના, આડમ્બર શૂન્યતા, વિવિધ શિલ્પ વિજ્ઞાનનું ગહન જ્ઞાન, ઉદાર મતવાદ, ધર્મ પરાયણતા, પ્રાણ સ્પર્શી વાગ્મિતા અને અદ્દભૂત આકર્ષણ શક્તિ જોઇ વિમુગ્ધ થયા હતા. એ સર્વ સદ્દગુણ ઉપરાંત સંગીતમાં તેઓ અસાધારણ દક્ષ અને ભારતીય વિદ્યાકલામાં બહુ પ્રકારે પારદર્શી હતા, એટલું જ નહિ પણ તેઓ પાક શાસ્ત્રમાં પણ પ્રવીણ હતા. તેઓ અતિ ઉત્તમ રસગોલ્લા (નામક બંગાળી) મિષ્ટાન્ન બનાવી શકતા. અમને સર્વને તેમના ઉપર બહુ ભક્તિ–શ્રદ્ધા ઉપજ્યાં હતાં."

જુનાગઢમાં નિવાસ દરમ્યાન સ્વામિજી મહર્ષિ ઇસુખ્રિસ્ત સંબંધી કેટલીક કથા વાર્તા કરતા. તેઓ કહેતા કેઃ મુખ્ય તો રોમ–સમ્રાટ Constantine અને Christian father એમના યત્નથી જ ઇસુખ્રિસ્તનો સર્વ પ્રભાવ પાશ્ચાત્ય જગત્ ઉપર વિસ્તૃત થવા પામ્યો હતો, અને ત્યાંની રાજનીતિ, સામાજિક આચાર વ્યવહાર, ધર્મ–દર્શન આદિ સર્વ નૂતન રૂપે રચાઇ ધીમે ધીમે ઉન્નતિને માર્ગે ચઢ્યું હતું. પોતાનાં વાક્યો શ્રોતાજનોના હૃદયમાં દ્રઢ રૂપે અંકિત કરવાની ધારણાથી તેઓ અનેક ઐતિહાસિક બનાવોનો ઉલ્લેખ કરી બતાવી આપતા કેઃ સન્યાસી ઇસુખ્રિસ્તના ઉપદેશ સાથે યુરોપનો કેવો ગૂઢ સંબંધ સંધાયો છે. એ પ્રમાણે યુરોપનો મધ્યયુગ, રાફેલનાં ચિત્રો, મહર્ષિ ફ્રાન્સિસની ધર્મપ્રાણતા, ગૉથિક દેવળ–નિર્માણ અને

ક્રુઝેડ નામક વિખ્યાત ધર્મયુદ્ધથી તે યુરોપની વર્તમાન-રાજનૈતિક સ્થિતિ પર્યંત ચર્ચાનો વિષય થઇ પડતાં. તેઓ ઇસુખ્રિસ્તનાં શત્ મુખે ગુણાનુવાદ ગાતા તેમ છતાં વર્તમાન સમયના પાદરીઓ ઉપર તીવ્ર કટાક્ષ કરવાનું છોડતા નહિં! તેઓ કહેતા કેઃ "તેઓ (પાદરીઓ) કોઇ પણ ઇસુખ્રિસ્તના ત્યાગ-વૈરાગ્યના અધિકારી થઇ શકે એમ નથી. વળી દુઃખની વાર્તા તો એજ છે કેઃ તેઓ (પાદરીયો) આ દેશમાં આવીને ઇસુખ્રિસ્તનો ઉચ્ચ આદર્શ આ દેશના લોકોની સમ્મુખ સ્થાપન નહિં કરતાં ઉલટું આ દેશના પ્રાચીન મહાત્મા અને દેવ દેવીયોની અનરગળ નિંદા કરે છે તેમ જ આ દેશના ધર્માદર્શના મૂળમાં કુહાડો મારવાનો યત્ન કરે છે!" કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતા તે સમયે ખ્રિસ્તિ પાદરીયો સાથે તેમને કેવો ઘોર વાદ વિવાદ થતો તેનું પણ તેઓ આ પ્રસંગે વર્ણન કરતા. તેઓ કહેતા કેઃ "જો ઇસુખ્રિસ્ત સ્વયં આજે ભારતવર્ષમાં આવે તો તે આ દેશની ધર્મ શિક્ષાને તુચ્છ ગણી તેને ઉતારી પાડવાનો યત્ન નહિં કરતાં તેનું માહાત્મ્ય પ્રચાર કરે અને આ દેશ નિવાસી જન સમૂહના સુખ દુઃખના ભાગીદાર થાય." સ્વામિજી વિદેશી સાધુઓ પરત્વે આવો ઉદાર ભાવ દર્શાવતા છતાં હિંદુ ધર્મનો સનાતન મહિમા તેઓ એક ક્ષણ પણ વિસ્મૃત થતા નહિં. જુનાગઢ નિવાસીયો સમક્ષ તેઓ અનેક ઐતિહાસિક પ્રમાણ દર્શાવતાં કહેતા કેઃ "પાશ્ચાત્યોનો ધર્માદર્શ, હિંદુ ધર્મના પ્રભાવ વડે વિશેષ રૂપે બદલાઇ ગયો છે અને પશ્ચિમ તથા મધ્ય એસિયાએ પૂર્વ યુગોમાં અનેક વખત પરસ્પરની ભાવના વિનિમય અને વિચારોની આપ લે કરી છે."

સનાતન ધર્મની ગહનતા સમજાવવા માટે સ્વામિજી અનેક સમય પરમહંસદેવના જીવન-પ્રસંગો અને તેમના અમૃતમય ઉપદેશ વાક્યો સર્વને શ્રવણ કરાવતા. આ સમયે શ્રોતાજનોનાં હૃદયમાં જાણે અમૃતનીજ વૃષ્ટિ થઇ રહેતી. તરસ્યાં ચાતકો જેમ મેઘ તરફ દ્રષ્ટિ કરી રહે છે, તેમ જુનાગઢના જ્ઞાન પિપાસુ ભક્તજનો સ્વામિજીના સ્હામે જોઇ રહેતા, અને તેમનાં વચનો મનમાં ઉતારતા. ગુજરાતના કેટલાંક મંદિરોમાં શાસ્ત્રીજીયો કથા કરે છે પણ તેમાં જે રસ જણાતો નથી અને શ્રોતાજનોના હૃદયમાં તેમનો

બોધ ઠસતો નથી પણ અત્રે તો એવો રસ જામતો કે ત્યાંથી ઉઠવાનું કોઇને મનજ થતું નહિ. તેમનો બોધ હજી સુધી શ્રોતાજનોના હૃદયમાંથી ભૂસાતો નથી. જૂનાગઢ બંગાલાથી બહુ દૂર હોવા છતાં સ્વામિજીએ ત્યાંના નિવાસી જનોને પરમહંસદેવનો પરિચય આપ્યો છે અને તેમનું માહાત્મ્ય તેમના હૃદયમાં આલેખ્યું છે, એટલુંજ નહિં પણ જે રાજકર્મચારીયોના મનમાં અંગ્રેજી વિદ્યાને પ્રતાપે વિચિત્ર પ્રકારના સંસ્કારો પડી ગયા હતા તેમના મનમાં પણ પ્રાચીન હિંદુ ધર્મની ગહનતા, પવિત્રતા કોતરાઇ ગઇ છે અને તેઓ નવદિક્ષીત સમ્પ્રદાયના ભક્ત બન્યા છે. તેમને ધર્મ ઉપર પ્રીતિ ઉપજી છે. તેઓ ધર્માભિમાની બન્યા છે. જુનાગઢમાં સ્વામિજી સાથે અનેક પ્રાચીન–ઢપના હિંદુ પણ્ડિતોએ ધર્મચર્ચા કરી હતી, તે સર્વે સ્વામિજીના ધર્મ જ્ઞાનથી મોહ પામ્યા હતા.

જુનાગઢ નગરથી થોડાક ગાઉ દૂર ગીરનાર નામક સુવિખ્યાત પર્વત આવેલો છે. એ પર્વતને, હિંદુ, મુસલમાન, બૌદ્ધ, અને જૈન આદિ સર્વ સમ્પ્રદાયના લોકો અતિ પવિત્ર માને છે. તેના ઉપર અનેક પ્રાચીન સ્મરણ ચિહ્નો અને ખંડિયેરો જોવા લાયક છે. એ સ્થળે અનેક સુંદર સ્થળો મસ્જિદો અને સમાધિસ્થાનો આવેલાં છે. હિંદુઓની કીર્તિના કેટલાક ખંડિયેરોમાં મુખ્ય "ખાપરા ખોદિર" નામક કેટલીક ગુહાઓ, ઘણા દિવસથી અનેક સમ્પ્રદાયીજનો દ્વારા મઠની પેઠે વપરાય છે. સ્વામિજીએ અતિ આગ્રહપૂર્વક તે સર્વનાં દર્શન કર્યાં પરંતુ સર્વ કરતાં તેમને પર્વત બહુ ગમ્યો હતો. પર્વતપર ચઢતાં જે સુવિખ્યાત લોહ–સ્તંભ ઉપર સમ્રાટ્ અશોકે પોતાના ચૌદ આદેશ કોતરાવ્યા છે તે દ્રષ્ટિયે પડે છે. તે ઉપરાંત માર્ગમાં પૌરાણિક, બૌદ્ધ અને જૈન–સમયની અનેક જોવા લાયક વસ્તુઓ વિદ્યમાન છે. ભવનાથ નામક વિખ્યાત શિવ મંદિરમાં સદા સર્વદા ઘણા સન્યાસીયોનો સમાગમ થતો રહે છે. પર્વત ઉપર ચઢતાં ચઢતાં આસપાસ ઘણાં મંદિરો જોવામાં આવે છે. જોતાંજ તે સ્થાનની પ્રાચીનતા સંબંધી સંશય રહેતો નથી. મંદિર પર ચઢવાનો માર્ગ, અર્ધ રસ્તે ચઢયા પછી ક્રમશઃ સાંકડો થતો જણાય છે, અને પ્રસંગોપાત એકાદ મ્હોટી, ન ચઢી

શકાય તેવી શિલાને છેડે આવી અટકવું પડે છે. ૧૫૦૦ ફીટ ઉચ્ચ સ્થાને "ભૈરવ ઝંપા" (અથવા ભયંકર કૂદકો) નામક એક સ્થાન છે. એ સ્થળેથી અનેક સાધુ ભકતોએ અતિશય ભક્તિને પ્રતાપે ૧૦૦૦ ફીટ અથવા તેથી અધિક ઉંડા ખાડામાં કૂદકો મારી પોતાના પ્રાણ વિસર્જન કર્યા છે ! પર્વતો ઉપર ભ્રમણ કરવાનો સ્વામિજીને પ્રથમથીજ અભ્યાસ હતો, તેથી તેમને થાક કે ત્રાસ નહિં જણાતાં તેઓ ક્રમશઃ ઉપર ચઢતા લાગ્યા. જુનાગઢથી ૨૩૭૦ ફિટ ઉચ્ચ, આસપાસ દિવાલથી ઘેરાયલું એક સ્થાન છે, તેમાં કિલ્લાની પેઠે દુર્ભેધ ૧૬ જૈનમંદિર છે. આ સ્થળે આવી સ્વામિજીએ મંદિરોની અદ્‌ભુત કૌશલ-કારીગીરી અને મણિરત્ન-વિભુષિત તીર્થંકરોની મૂર્તિયો જોઇ ઘણીવાર સુધી ત્યાં થોભ્યા હતા. ત્યારપછી તે સર્વ પ્રાચીન મહાત્માઓને ગાઢ ભક્તિપૂર્વક પ્રણામ કરી, ભારતવર્ષના અતીત ગૌરવથી સ્વગૌરવ માની પુનઃ પર્વત ઉપર ચઢવા લાગ્યા અને અંતે મંદિરના શિખર ઉપર આવી પહોંચ્યા. આ સ્થાન પૃથ્વીની સપાટીથી ૩૩૩૦ ફિટ ઉચ્ચ છે. આ સ્થળેથી જ્યાં સુધી ચક્ષુ પહોંચ્યાં ત્યાં સુધી દ્રષ્ટિપાત કરતાં તેમના મનમાં એવોજ વિચાર ઉપજ્યો કેઃ સમસ્ત ભારત ક્ષેત્ર જાણે એક વિશાલ ધર્મ-મંદિરજ છે.

એ શિખર પરથી ઉતરી અવધૂત દત્તાત્રયનાં પગલાનાં દર્શન કરવા સ્વામિજી એક બીજા શિખર ઉપર ચઢયા. આ સ્થળ બહુ વિકટ છે, છતાં અતિ શ્રદ્ધાપૂર્વક ત્યાં જઇ સ્વામિજીએ દત્ત ભગવાનનાં દર્શન કર્યાં. સર્વત્ર નીચે બહુ ઉંડાણ પર્યંત વિસ્તૃત શૈલમાળા છે. થોડે દૂર 8 આવી આકૃતિવાળું એક સરોવર છે. લોકો કહે છે કે બ્રહ્માના કમણ્ડલુનો આકાર એવોજ છે. એકંદર ગીરનાર પર્વત જોઇ સ્વામિજીને અતિશય સંતોષ થયો તેમજ એ સ્થળે નિવાસ કરી સાધન-ભજન કરવાની ઉત્સુકતા થઇ. તત્ક્ષણાત્ એક નિર્જન ગુહા શોધી ત્યાં ધ્યાન ધારણામાં કેટલાક દિવસ નિર્ગમન કર્યા. ત્યાર પછી જુનાગઢ પાછા આવી ત્યાંના મિત્રો પાસેથી રજા લઇ તેઓ ભુજ રાજ્ય તરફ વિદાય થયા. જતી વખતે જુનાગઢના દિવાન સાહેબે ભુજ રાજ્યના ઉચ્ચકર્મચારીયો ઉપર ભલામણ-પત્રો લખી આપ્યા હતા.

ઉપરોક્ત વૃતાન્ત વાંચતાં કોઇને એવો પણ વિચાર થાય કે ભિક્ષુક સન્યાસીઓએ રાજા અને રાજકર્મચારીયો સાથે આટલો બધો આલાપ–પરિચય રાખવાનું પ્રયોજન શું? સત્ય છે, એક દ્રષ્ટિયે જોતાં સ્વામિજીના ચરિત્રની એ એક વિરૂદ્ધ ભાવના કહી શકાય ખરી, પરંતુ વાચક સજ્જનોએ સ્મરણમાં રાખવું કેઃ સ્વામિજી જેવા તેજસ્વી પુરૂષ, જે ચિરકાલ પર્યંત દરિદ્રના બંધુ હતા, અને દારૂણ દ્રવ્ય તંગી અને કષ્ટના સમયમાં પણ જેણે એક ક્ષણ પણ દ્રવ્યની લાલસા કરી નથી, જે મહાપુરૂષે ધાર્યું હોત તો પોતાની અસાધારણ માનસિક અને નૈતિક શક્તિના બળ વડે જગત્‌માં એક શ્રેષ્ઠ ધનવાન, માનનીય અને સમાજ શિરોમણિ થઇ શકત, તે પોતાની નીચ સ્વાર્થ–સિદ્ધિને માટે અથવા રાજા મહારાજાના ભોગવિલાસની કે મિષ્ટાન્નોની ઇચ્છાથી કદી પણ તેમની પાસે ગયા નહોતા. તેમનું લક્ષ્ય તો અતિ ઉચ્ચ અને અતિ મહાન્ હતું. તેઓ સારી પેઠે સમજતા હતા કેઃ ભારતવર્ષનું કલ્યાણ સાધન કરવા માટે, માત્ર ક્ષુધા તૃષાતુર દીન–દરિદ્રીયોમાં ધર્મ અને સત્‌શિક્ષા પ્રચાર કર્યાથીજ અમારૂં કર્તવ્ય પૂર્ણ થશે નહિ, પરંતુ અતુલ સમ્પત્તિવાન, અર્થ અને જન–બલની સહાયતાવાળા રાજન્ય વર્ગના ચિત્તની ગતિ, વિલાસ વૈભવમાંથી સ્વદેશ અને સ્વધર્મ પરત્વે આકર્ષવી જોઇએ. તેઓજ દેશના સાચા પ્રભૂ, પ્રજાજનોના પાલક, રક્ષક અને સર્વ ઉન્નતિના મૂળ રૂપ છે, તેથી તેમની મતિ ગતિમાં પરિવર્તન કરવાની સૌથી પહેલી આવશ્યકતા છે. સર્વ સાધારણ જનસમાજના સુખ દુઃખ તરફ સ્વામિજીની મૂખ્ય દ્રષ્ટિ હતી તેથી માત્ર એજ મૂળ ઉદ્દેશ્ય સાધવાના ઉપાય સ્વરૂપ તેમણે રાજા અને રાજવંશી પુરૂષોની સહાયતા પ્રાપ્ત કરવાનો યત્ન કર્યો હતો.

કેવળ માત્ર એ ઉદ્દેશ્યથી જ તેઓ કોઈ કોઇ વખત વિશુદ્ધ પરિવ્રાજક–જીવન ત્યાગ કરીને પણ રાજારજવાડાના મહાલયોમાં ઉપસ્થિત થતા અને તેમની શ્રદ્ધા–પુજા પ્રાપ્ત કરતા. વળી તેમનું અંતઃકરણ વૈરાગ્યની વિમળ જ્યોતિવડે ચિરકાલ ઉજ્જવળ થઇ રહ્યું હતું. ત્યાગી પુરૂષોને માટે રાજમહેલ હોય તોયે શું અને પર્ણકુટીર હોય તોયે શું?

તેઓ જ્યારે પણ કોઇ રાજ્યમહેલમાં આતિથ્યગ્રહણ કરતા ત્યારે ત્યાંના અમલદારોને પ્રથમથી જ કહી રાખતા કેઃ તેમના (સ્વામિજીનાં) દર્શનની ઇચ્છાથી આવતા કોઇપણ દરિદ્ર મનુષ્યને રાજદ્વારમાંથી કોઇ હાંકી ન મૂકે. વાસ્તવિક રીતે થતું પણ તેમ જ. કોઇપણ સાધારણ મનુષ્ય સ્વામિજીનાં દર્શનની ઇચ્છાથી રાજ્યમહેલમાં જતું તે કદી પણ વ્યર્થ મનોરથ થઈ ત્યાંથી પાછું ફરતું નહિ. તેઓ જે સમયે જે સ્થિતિમાં રહેતા તે જ સ્થિતિમાં તેમનાં દર્શનનો લાભ ભક્તજનોને આપતા. કોઇ દિવસ દરિદ્ર ભક્તજનો જોતા કે સ્વામિજી રાજઉદ્યાનમાં રાજ પરિગ્રહ વર્ગની મધ્યમાં વિચરણ કરી રહ્યા છે અથવા ચાર ઘોડાની રાજગાડીમાં બેસી ભ્રમણ કરી રહ્યા છે, પરંતુ તેઓ જ કોઈ વખત જોતા કેઃ તેઓ એકલા ધૂળ-કાંકરાવાળા રાજમાર્ગ ઉપર પગે ચાલતા, પરસેવાવાળા શરીરે કોઇ એક દરિદ્ર ભક્તની પર્ણકુટીરમાં તેને દર્શન દેવા જાઇ રહ્યા છે. વાસ્તવિક જોતાં તેઓ રાજા મહારાજાઓ કરતાં દરિદ્રયોના સંબંધમાં રહેવાથી જ અધિક તૃપ્ત થતા; અને રાજાઓની કૃપા પ્રાપ્ત કરવાની આશાથી, તેમના સન્મુખ કદીપણ ઓશિયાળાની પેઠે ઉભા રહેતા નહિ! તેમનામાં એક એવી શક્તિ વિદ્યમાન હતી કે જેથી તેઓ કોઇપણ રાજારજવાડાને પોતાના કરતાં વિશેષ ઉચ્ચપંક્તિના જીવ માનતા જ નહિ. તેમની પોતાની જ પ્રકૃતિ અનેક પ્રકારે રાજપ્રકૃતિના જેવી ગંભીર અને ગૌરવમયી હતી. તેઓ પોતે તે સમજી શકતા નહિ પરંતુ યુરોપ, અમેરિકાના અનેક મનુષ્યો તેમની આકૃતિ, પ્રકૃતિ અને વર્તણૂક બારિકરૂપે નિહાળતા અને મ્હોટા શ્રીમંત ગૃહસ્થોમાંના અનેક તો તેમને કોઇ દેશી રાજાઓમાંના કોઇએક રાજયોગી હોવા જોઇએ એવું અનુમાન કરતા.

અનેક સ્થળે સ્વામિજી પોતે રાજારજવાડાઓ સાથે નિવાસ નહિ કરતાં તેમના દિવાન અથવા મુખ્ય મંત્રીને મકાનેજ ઉતારો લેતા. તેઓ જાણતા હતા કેઃ રાજાઓ કરતાં એવા ઉચ્ચ પદવીધર રાજકર્મચારીયોની ક્ષમતા વિશેષ હોય છે! શિક્ષાવિસ્તાર, સ્વાસ્થ્યની ઉન્નતિ અથવા એવાજ કોઇ સુધારણાનાં કાર્યમાં દિવાનો અધિક સહાયતા કરવા શક્તિમાન હોય

છે. રાજાઓ ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહી, એ સર્વ વિષયો તરફ ઇચ્છા હોવા છતાં પણ જોઇએ તેટલું લક્ષ્ય રાખી શકતા નથી.

એ સર્વ કારણોને લીધેજ ભુજ રાજ્યમાં પ્રવેશ કર્યા પછી સ્વામિજીએ ત્યાંના દિવાન સાહેબને મકાને નિવાસ કર્યો હતો. કેટલાંક વર્ષ પૂર્વે સ્વામિજીના કોઇ એક શિષ્ય સાથે એ દિવાન સાહેબને મુલાકાત થઇ હતી. તે સમયે વૃદ્ધાવસ્થાને લીધે તેમણે રાજકાર્યનો ત્યાગ કરી પેન્શન ગ્રહણ કર્યું હતું, પરંતુ સ્વામિજીની વાત નિકળતાં જ તેઓ બોલી ઉઠયા હતા કેઃ "તેમની વિદ્યા વૃદ્ધિની હદ જ નથી. તેમના દર્શન થતાં જ આનંદ થતો, અને તેમની કથા વાર્તામાં એવી એક પ્રકારની મોહિની શક્તિ હતી કેઃ જે કોઇ મનુષ્ય એક વખત તેમની સાથે વાર્તાલાપ કરતું તે તેમના ગુણ ઉપર મોહ પામી જતું. અતિ ગહન તત્ત્વ-વિચારોને પણ તેઓ અતિ સરલ ભાષામાં સમજાવતા." જુનાગઢના દિવાન સાહેબની પેઠે જ ભુજ-દિવાન સાહેબ સાથે પણ તે રાજ્યનાં શિલ્પ, કૃષિ અને અન્ય વિષયોની ઉન્નતિ સંબંધી સ્વામિજીએ અનેક ચર્ચા ચલાવી હતી. તેઓ જે સ્થળે જતા તે સ્થળની આર્થિક સ્થિતિ સંબંધી સૌથી પ્રથમ તપાસ કરતા. ખેડુતોની અવસ્થા તથા જમીનની સ્થિતિની માહિતી મેળવી લેતા અને ખેડુતો તથા મજુરોની ઉન્નતિનો ઉપાય શોધવા માટે રાત દિવસ વિચાર કરતા. સર્વ દેશી રાજ્યોમાં હિંદુ-સ્મૃતિકારોની વ્યવસ્થા પ્રમાણે શાસન-પ્રણાલી પ્રવર્તિત થાય એવી તેમની વિશેષ ઇચ્છા હતી, અને રાજપુરૂષો, પોતાની સર્વ પ્રજા પ્રત્યેની જોખમદારી ભરેલી ફરજનો સારી પેઠે આગ્રહથી અભ્યાસ કરી તે પ્રમાણે વર્તે તે માટે નિયમસર યત્ન કરતા. તેઓ જે જે રાજ્યમાં થઇને પસાર થતા તે પ્રત્યેક સ્થાનના મુખ્ય રાજપુરૂષોના હૃદયમાં પ્રજાજનોની ઉન્નતિનું સાધન, હિંદુ-આદર્શ પ્રમાણે શાસન-પ્રણાલીનું પ્રવર્ત્તન અને હિંદુ જાતિની નવિન વસ્તુ નિર્માણ કરવાની શક્તિ-શાલી પ્રતિભાની પુનઃ જાગૃતિ થાય એવી વાસના પ્રજ્જ્વલિત કરી આપતા. એ પવિત્ર કાર્યને જ સ્વામિજીએ જીવન-વ્રત માની આલિંગન કર્યું હતું. તેઓ જેમ જેમ વિશેષ ભ્રમણ કરવા લાગ્યા તેમ તેમ દરિદ્ર પ્રજાની આવશ્યકતાઓ

સાથે તેઓ બારિકરૂપે પરિચિત થવા લાગ્યા હતા અને કાઠિયાવાડની દેશી પ્રજાની દરિદ્રતાનું અવલોકન કરી તે સુધારવા રાજ કર્મચારીઓને વિશેષ રૂપે ઉપદેશ કરવા લાગ્યા.

ભુજ રાજ્યમાં નિવાસ કર્યા પછી સ્વામિજીએ પ્રથમ દિવાન સાહેબ સાથે સાક્ષાત્કાર કર્યો હતો. પછી તેમની સહાયતાથી મહારાજા સાહેબને મળ્યા હતા. મહારાજા સાહેબ સાથે તેમને દીર્ઘકાળ પર્યંત જે વાર્તાલાપ-ધર્મચર્ચા થઇ તે ઉપરથી સ્વામિજી સંબંધી મહારાજા સાહેબના મનમાં ઘણા ઉચ્ચ વિચારો બંધાયા હતા. તેઓ ત્યાંથી નજીક અને દૂર જેટલાં તીર્થો હતાં તે સર્વ સ્થળે ફર્યા હતા અને અનેક સન્યાસી તથા તીર્થવાસીયોને મળી પોતાના જ્ઞાન ભાણ્ડારમાં વૃદ્ધિ કરી હતી. ત્યાંથી પુનઃ જુનાગઢ પાછા ફરી કેટલોક સમય વિશ્રાંતિ લીધી.

પુનઃ ત્યાંથી બહાર નિકળ્યા. ત્યાંથી વેરાવળ અને સોમનાથ પાટણ ( પ્રભાસ પાટણ ) તરફ તેમણે ગમન કર્યું હતું. વેરાવળ અતિ પ્રાચીન સ્થાન કહેવાય છે, પરંતુ સોરઠી સોમનાથના પ્રાચીન ખંડિયેરો અધિક હૃદય સ્પર્શી છે. કહેવામાં આવે છે કેઃ " સોમનાથનું પ્રથમ મંદિર સોમ-રાજ દ્વારા સુવર્ણનું અને દ્વિતીય મંદિર રાવણ દ્વારા રૂપાનું નિર્માણ થયું હતું, ત્રીજી વખત શ્રીકૃષ્ણ ભગવાને તેજ મંદિર કાષ્ટનું નિર્માણ કરાવ્યું અને અંતે ભીમદેવે તેજ સ્થાને પાષાણનું એક મંદિર તૈયાર કરાવ્યું હતું. એ મંદિર ત્રણ વખત નાશ પામ્યું અને ત્રણે વખત પુનઃ બંધાયું. એમ પણ કહેવામાં આવે છે કેઃ એ મંદિરની પૂજા આદિના ખર્ચ માટે દશહજાર ગામ એને આધિન સમ્પત્તિ સ્વરૂપ દાન આપવામાં આવ્યાં હતાં. એ મંદિરમાં ત્રણસો પૂજારીયો સેવા કાર્ય માટે નિર્મીત થયા હતા. કાળના વિકરાળ પંજામાં પડેલા એ વિરાટ ખંડિયેરોની પાસે આવતાંજ સ્વામિજી સ્તબ્ધ થઇ ઉભા રહ્યા અને ભારતવર્ષના અતીત ગૌરવનું સ્મરણ કરી અશ્રુપાત કરતાં તેમણે જોયું કેઃ " તેમની ચારે દિશામા, ઘણા ગાઉ પર્યંત પથરાયલી ધૂળીનાં પ્રત્યેક રજકણો હિંદુઓના આધ્યાત્મિક ઇતિહાસનું પવિત્ર સ્મરણ કરાવી રહ્યાં છે ! કારણ કે એજ સ્થાનમાં શ્રીકૃષ્ણ ભગવાને યોગસમ

દ્વારા શરીર—સંબંધ છોડયો હતો, અને એ સ્થાને જ યદુવંશી રાજાઓ પરસ્પર પ્રાણવધ કરી સમૂળ વિનાશ પામ્યા હતા. પુરાણમાં કથન છે કેઃ એક શ્યામ શરીરના વ્યાધે (પારધીએ) બાણ છોડયું હતું તે શ્રીકૃષ્ણ ભગવાનના પગમાં વાગતાંજ તેમના પ્રાણ ગયા. એ કથનની સત્યતા સંબંધી નિર્ણય કરવો અસમ્ભવિત છે, પરંતુ એ સ્થળે સ્વામિજીએ એક શ્યામ રંગના શરીરવાળા મૂળ નિવાસીને દીઠો હતો. તેનો આકાર પ્રકાર બરાબર કાળા રંગના હબસીને મળતો હતો. વેરાવળ—નિવાસીજનો સાથે વાતચિત કરતાં તેમને જણાયું કેઃ સોમનાથ નજીક ગીર પર્વત ઉપર, ઘણા વર્ષથી કાળારંગના શરીર ધારી કેટલાક મૂળ નિવાસીયો રહે છે. તેમની આકૃતિ આફ્રિકાવાસી નિગ્રો લોકોના જેવી જ આબેહુબ હોય છે કેટલા સમયથી તેઓ ત્યાં નિવાસ કરે છે તે કોઇ કહી શકાતું નથી.

સોમનાથ—મંદિરનાં દર્શન કરી સ્વામિજી સૂર્ય—મંદિરના દર્શન કરવા ગયા હતા. અનંતકાલથી સુપ્રસિદ્ધ ગણાતું એ મંદિર અત્યારે તો મનોહર ખંડિયેરોના રૂપમાં બદલાઇ ગયું છે. વેરાવળ અને સોમનાથ એ બન્ને સ્થાનો સમુદ્રને કિનારે વસ્યાં છે. એ ઉપરાંત સોમનાથ આગળ ત્રણ નદીનો સંગમ થતો હોવાથી તે એક અતિ પવિત્ર સ્નાન તીર્થ છે. એ તીર્થમાં સ્નાન કરી સ્વામિજી સમુદ્ર કિનારે ભ્રમણ કરવા ગયા. પ્રભાસપાટણમાં પુનઃ ભુજના મહારાજા સાહેબ સાથે તેમનો સાક્ષાત્કાર થયો. સ્વામિજીના વિજળિક આકર્ષણથી મુગ્ધ અને વિદ્વત્તાથી સ્તંભિત થઇ મહારાજાએ કહ્યું કેઃ "સ્વામિજી! અનેક ગ્રન્થોનું એક સાથે અધ્યયન કરવાથી જેમ મસ્તક ક્લાન્ત થઇ જાય છે તેમ આપનું કથન સાંભળતાં પણ તેજ પ્રમાણે ગુંચવાડામાં પડી જવાય છે. આપ એટલી બધી પ્રતિભાદ્વારા શું કરવા ચાહો છો? એકાદ વિરાટ કાર્ય સમ્પાદન કર્યા સિવાય રહેશો નહિં એમ જણાય છે." સ્વામિજીએ સમ્મતિ દર્શાવવા મસ્તક હલાવ્યું અને સ્મિતહાસ્ય કર્યું. વેરાવળ થોડા દિવસ રહ્યા પછી તેઓ પુનઃ જુનાગઢ ગયા હતા. એ સ્થાન તેમના કાઠિયાવાડ અને કચ્છના પ્રવાસ દરમ્યાન કેન્દ્ર સ્થળરૂપ થયું હતું. ત્રીજી વખત જુનાગઢ નિકળતાંજ પોરબંદર ગમન કર્યું હતું, અને ત્યાંના મુખ્ય મંત્રીને

આપવા માંટે એક ભલામણ-પત્ર સાથે લીધું હતું. ભાગવત-કથાકારોને મુખેથી જે સુદામાપુરીની કથા સાંભળવામાં આવે છે તે એજ પોરબંદર પ્રાચીન સુદામાપુરી તરીકે વિખ્યાત છે. એ સ્થળે સ્વામિજીએ પ્રાચીન સુદામા-મંદિર અને જોવા લાયક અન્ય સ્થાનોનાં દર્શન કર્યાં હતાં. તે પછી દિવાન સાહેબને મકાને ગયા. દિવાન સાહેબે સ્વામિજીને અતિ આદરપૂર્વક નમન કરી કુશળ સમાચાર પૂછ્યા અને ધર્મ-ચર્ચા પણ થઇ, તેથી દિવાન સાહેબ બહુ પ્રસન્ન થયા હતા. તેમણે એક દિવસ સ્વામિજીની મહારાજા સાહેબ સાથે મુલાકાત કરાવી હતી. પોરબંદરમાં સ્વામિજીએ આઠ નવ માસ પર્યંત નિવાસ કર્યો હતો અને મહારાજા સાહેબની ઇચ્છાથી રાજમહેલમાં પણ રહેવા લાગ્યા હતા. તે સ્થળે એક વિશેષ સુયોગ પ્રાપ્ત થયો હતો. મહારાજાની સભામાં કેટલાક શાસ્ત્રજ્ઞ વિદ્વાનો હતા તેમની સહાયતાથી સ્વામિજી સંસ્કૃત સાહિત્ય અને દર્શન શાસ્ત્ર ઉપર અનેક ચર્ચા કરતા. રાત દિવસ તેઓ અધ્યયનમાં જ નિમગ્ન રહેતા. માત્ર સાયંકાળને સમયે વિશ્રાંતિ લેવા માટે જ ક્વચિત્ રાજકુમારો સાથે અશ્વારોહણ અથવા અન્ય ક્રીડામાં ગુંથાતા.

પોરબંદરમાં નિવાસ હતો તે સમયે તેમના અન્ય ગુરૂબંધુ સ્વામી ત્રિગુણાતીત સાથે સ્વામિજીનો મેળાપ થયો. બનાવ એવો બન્યો હતો કેઃ ત્રિગુણાતીત સ્વામી કેટલાક વખતથી તીર્થભ્રમણ કરતા ફરતા હતા. તેઓ હમણાં દ્વારકાંથી વહાણ દ્વારા પોરબંદર આવી ત્યાં હાટકેશ્વરના મંદિરમાં ઉતર્યા હતા. ત્યાં કેટલાક સાધુઓએ હિંગલાજ તીર્થનાં દર્શન કરવા જવાનો વિચાર કર્યો, પરંતુ તે સ્થાન પોરબંદરથી ઘણું દૂર હતું અને તેઓ પણ અત્યાર પહેલાં ઘણો પ્રવાસ કરી થાકેલા અને પગે દુઃખી થયા હતા તેથી પગ રસ્તે હિંગલાજ જવાની આશા છોડી સ્ટીમર માર્ગે પ્રથમ કરાંચી અને પછી કરાંચીથી ઉંટ ઉપર મરૂભૂમિ પાર થઇ હિંગલાજ જવાનો વિચાર કર્યો. તેમ કરવામાં દ્રવ્યનું પ્રયોજન હતું, પણ તે દ્રવ્ય લાવવું ક્યાંથી ? અનેક યુક્તિ વિચાર કરવા છતાં કાંઇ નિશ્ચય કરી શક્યા નહિ, એટલામાં એક સાધુએ કહ્યું કેઃ "પોરબંદરના મહારાજા સાહેબને ત્યાં એક બંગાલી

પરમહંસ ઉતર્યા છે. તેઓ સપાટા બંધ અંગ્રેજી બોલે છે. તે એક ભરત પણ્ડિત છે. ઉપરાંત મહારાજા સાથે તેમને ખુબ મિત્રતા છે. હું તો કહું છું કે: આ આપણા ત્રિગુણાતીત પણ બંગાલી સન્યાસી છે. તેઓ અંગ્રેજી પણ જાણે છે. તેઓ તેમની સાથે મુલાકાત કરી રાજા આપણને દ્રવ્યની સહાયતા કરે એવો યત્ન કરવો જોઇએ."

ત્રિગુણાતીત કંઇક હા, ના, કર્યા પછી સન્યાસીયોના આગ્રહથી અંતે તેમની ઇચ્છાનુસાર વર્તવા તૈયાર થયા, અને બીજે દિવસે મધ્યાહ્ન સમયે સાધુઓમાંના એકને સાથે લઇ રાજમહેલ નિવાસી બંગાલી પરમ-હંસને મળવા ગયા. ત્રિગુણાતીતજી તે વખતે સમજ્યા નહોતા કે પરમહંસ તે કોઇ બીજા નહિં પણ તેમના જ ગુરૂબંધુ નરેન્દ્રનાથ હશે.

તેમને સામાન્ય સાધુ જાણી પ્રથમ તો પહેરેગીર સિપાહીઓ રાજ-દ્વારમાં પ્રવેશ જ કરવા દેતા નહતા, પરંતુ કેટલીક બોલ ચાલ થયા પછી ત્રિગુણાતીતજીએ કહ્યું કે: "અમે બન્ને મહારાજા સાહેબના મિત્ર પરમ-હંસદેવની મુલાકાતે આવ્યા છીએ." એવી મતલબની અંગ્રેજીમાં ચીઠ્ઠી લખી મોકલી. સ્વામિજી તે સમયે કોઇ પરિચિત મનુષ્ય સાથે અથવા તો કોઇ સન્યાસી ગુરૂબંધુ સાથે સાક્ષાત્કાર થઇ જવાના ભયથી ગમે તેની સાથે મુલાકાત કરતા નહતા, તેથી તેમણે ગાડીખાનાની અગાસી ઉપર આવી ચારે તરફ દ્રષ્ટિ ફેરવી તે સમયે સ્વામી ત્રિગુણાતીતજી અંદરના ભાગમાં છાંયામાં ઉભેલા હતા તેથી તેમને જણાયા નહિ. કોઇ પરિચિત નહિં જણાયાથી સ્વામિજી છેક નીચે ઉતર્યા, ત્યાં તો જોયું કે સારદા ( સ્વામી ત્રિગુણાતીત ) ઉભેલા જ છે! ત્રિગુણાતીતજી પણ પરમહંસ-દેવનાં દર્શન કરવાની ધારણાથી આવ્યા પછી પોતાના જ નરેન્દ્રનાથને જોઇ વિસ્મય પામ્યા. પરસ્પર દર્શનથી ઉભયને આનંદ થયો. સ્વામિજીએ અન્ય સાધુને વિદાય કરી ત્રિગુણાતીતજીને પોતાની સાથે રાજમહેલ ઉપર તેડી ગયા અને ત્યાં રાતના નવ દશ વાગતાં સુધી વાર્તાલાપ કર્યો. વાત-ચિત કરતાં કહ્યું કે: "પરમહંસદેવ કહેતા કે એનામાં ( નરેન્દ્રમાં ) સર્વ શક્તિયો વિદ્યમાન છે. જો એ ધારશે તો સમસ્ત જગતને ડોલાવી નાંખશે.

એ વાક્યની સત્યતા થોડી થોડી સમજી શકાય છે." સ્વામી ત્રિગુણાતીતજીએ પુનઃ કહ્યું કેઃ "ભાઇ! હું કેટલાક સન્યાસીયોના અતિશય આગ્રહથી આ સ્થળે આવ્યો છું. તમે આ સ્થાનમાં આવી રીતે રહ્યા છો તે તો મ્હને સ્વપ્ને પણ ખબર નહતી. તેઓ હિંગલાજ તીર્થ જવા માટે રાજા પાસેથી દ્રવ્યની સહાયતા માંગે છે. તમે એ સંબંધી રાજાને કહી બને તો કંઇક અપાવી શકો તે માટે જ તેમાંનો એક સાધુ મ્હને અહિં તેડી લાવ્યો છે." એ સાંભળી સ્વામિજીએ કહ્યુંઃ "છટ્ છટ્! શું તમે દ્રવ્યની ભિક્ષા માંગવા આવ્યા છો? કેમ? શા માટે ભિક્ષા માંગવી? જો કોઇ સ્વેચ્છાથી આપે તો ઠીક, નહિં તો દ્રવ્યને માટે કોઇની પાસે હાથ ધરવો? એ કેવી હીન બુદ્ધિ? અને હું પણ તમારા તરફથી રાજાને આગ્રહ કરવા જાઉં શી રીતે? તમે તો જાણો છો કેઃ દ્રવ્યને માટે હું કદી પણ કોઇની પાસે હાથ ધરતો નથી. આજે રાજમહેલમાં છું અને કાલે કદાચ દરિદ્રની પર્ણકુટીરમાં જઇ રહીશ, સન્યાસીને તેમાં લાભ નુકશાન શું! વાસ્તવિક જોતાં બેચાર દિવસ પછી હું માર્ગમાં ભટકતો ફરીશ. તમે સર્વે પરિવ્રાજક છો. અદ્રષ્ટથી જે કાંઇ પ્રાપ્ત થાય તેમાં જ સંતોષાનંદ માનવો. ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત થાય તો પણ ચુપચુપ તે સહન કરવી. જો તમારી પાસે કાંઇ હોય તો તે તમે તેમને આપી દો." થોડીવાર પછી ત્રિગુણાતીતજીએ સ્વામિજી પાસેથી રજા લીધી. બીજે દિવસે પ્રાતઃ સમયે પોટલી બાંધી તેઓ અન્યત્ર ગમન કરવાનો સંકલ્પ કરી રહ્યા હતા એટલામાં જ હાટકેશ્વરના મંદિરમાં સ્વામિજી પોતે તેમની સ્હામે આવી ઉભા અને બળપૂર્વક તેમની પોટલી ઉપાડી લઇ તેમને પોતાની પાસે લઇ ગયા. ત્યાં બે દિવસ રાખ્યા પછી અન્યત્ર જતી વખતે તેમને કહ્યું કેઃ "હું આ સ્થળે છું એવું મહેમાં આને મુખ્ય કરીને સ્વામી અખણ્ડાનંદજીને જણાવશો નહિં."

આ બનાવ પછી થોડે દિવસે સ્વામિજીએ ત્યાંથી અન્યત્ર શીઘ્ર ચાલ્યા જવાની ઇચ્છા મહારાજા સાહેબને નિવેદન કરી. મહારાજા સાહેબે કહ્યું કેઃ "આટલી બધી ઉતાવળથી જઇ શકાય નહિં. થોડાક દિવસ રહો પછી જવાશે." સ્વામિજીએ કલ્પના કરી કેઃ આ સ્થળે રહેવામાં ઇશ્વરનો

કંઈક શુભ સંકેત હોવો જોઈએ. સ્વામિજીએ મહારાજાના આગ્રહને માન આપ્યું. ત્યાંજ નિવાસ રાખ્યો અને રાત દિવસ અધ્યયન આદિ માનસિક પરિશ્રમ કરવામાં ગુંથાયા.

રાજસભામાં આ સમયે શંકર પાંડુરંગ નામક એક વિદ્વાન્ પંડિત સભાસદ વેદનાં ભાષાન્તર કરતા હતા. તેમણે પણ થોડા દિવસ રોકાઈ જઈ પોતાના અનુવાદ કાર્યમાં સહાયતા કરવાની સ્વામિજીને પ્રાર્થના કરી. તે અનુસાર બન્ને જણ કેટલાક માસ પર્યંત કઠિન પરિશ્રમ કરવા લાગ્યા. સ્વામિજી પણ પુનઃ પુનઃ અભ્યાસ ચર્ચા દ્વારા વેદનો મહિમા ઉત્તરોત્તર ગહન રૂપે હૃદયંગમ કરી–તેનું અધ્યયન કરી મર્મ સમજવામાં પૂર્વનાં કરતાં વિશેષ યત્નશીલ થયા. આ સ્થળે પૂર્વે બાકી રહેલો પતંજલિ મહાભાષ્યનો અભ્યાસ પણ સમાપ્ત થયો. પરંતુ તેઓ સંસ્કૃત શાસ્ત્રોના કઠિન વિષયો સમજી લઈને જ શાંત થયા નહિ. પણ્ડિતજીની સહાયતાની તેઓ ફારસી ભાષા શિખવાનો યત્ન કરવા લાગ્યા. થોડા દિવસમાં જ તેમણે કેટલુંક ફારસી જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. પણ્ડિતજીએ કહ્યું હતું કેઃ "સ્વામિજી! યાદ રાખજો કે ભવિષ્યમાં એ ભાષા–જ્ઞાન આપના ઉપયોગમાં આવશે."

વેદનું ભાષાંતર ચાલતું હતું તે સમયે પણ્ડિતજીને સ્વામિજીની અદ્ભુત બુદ્ધિશક્તિ અને સૂક્ષ્મદ્રષ્ટિનો પરિચય થયા પછી તેમણે એક દિવસ કહ્યું કેઃ "સ્વામિજી! હું ધારૂં છું કે તમે આ દિશામાં વિશેષ કાંઈ કરી શકશો નહિ. કારણ કે આ દેશમાં આપની શક્તિનું યથાયોગ્ય પ્રમાણ સમજવા માટે અધિકારી મનુષ્યો બહુ થોડાં છે. આપે તો એક વખત યુરોપાદિ દેશ તરફ ગમન કરવું ઉચિત છે. ત્યાંના લોકો આપની વિદ્યાનું મૂલ્ય આંકશે, અને મ્હને ખાત્રી છે કે આપ તેઓમાં સનાતન ધર્મનો પ્રચાર કરી તેમની શિક્ષા અને સભ્યતા ઉપર નૂતન પ્રકાશનાં કિરણો પાડી શકશો." સ્વામિજી માત્ર સાંભળી જ રહ્યા. તેમના મનમાં પણ કેટલાક દિવસથી એવા વિચારનો ક્ષણ આભાસ ઉત્પન્ન થયો હતો, તે સાથે પણ્ડિતજીના કથનનું ઐક્ય જોઈ તેઓ કંઈક સંતોષ પામ્યા, પરંતુ પ્રકટરૂપે કંઈ

બોલી શક્યા નહિ. માત્ર જુનાગઢમાં અવસ્થાન કરતા તે સમયે સાક્ષરશ્રી છગનલાલ હરિલાલ પંડ્યા મહોદય સમક્ષ એક દિવસ વાર્તાલાપ કરતાં કરતાં પાશ્ચાત્યદેશ તરફ જવાની ઇચ્છા તેમણે દર્શાવી હતી, પરંતુ તે માત્ર અનિશ્ચિત કલ્પના પેઠે મનમાં ઉદય પામી ત્યાંજ અદ્રષ્ય થઇ હતી. કારણ કે તે વખતે એ સંકલ્પ કાર્યના રૂપમાં બદલાય એવો કોઇ પણ પ્રકારનો સંભવ નહતો.

એ સમયે સ્વામિજીના મનમાં પ્રબળ અસ્થિરતા ઉદય પામી હતી. સ્વામી ત્રિગુણાતીતજી સાથે મેળાપ થયો તે સમયે તેમના મનમાં એક પ્રબળ શક્તિનો વિકાશ તેઓ અનુભવતા હતા એવું અમે પૂર્વે જણાવી ગયા છીએ. સત્ય કહીએ તો તે સમયે તેમનામાં એવી એક શક્તિનો ઉદય, માત્ર તેઓએજ નહિં પણ પોરબંદર રાજસભાના પ્રત્યેક પણ્ડિત અને જ્ઞાની જનોએ પણ જોયો હતો. તે સર્વે શંકર પાણ્ડુરંગના અભિપ્રાયને ટેકો આપતાં બોલ્યા હતા કેઃ "સત્ય છે સ્વામિજી! ભારતવર્ષ આપને માટે યોગ્ય સ્થાન નથી. આપ પાશ્ચાત્ય દેશ તરફ ગમન કરો અને એક વખત ત્યાં અગ્નિ પ્રકટાવી આવો. આપ જોઇ શકશો કે, તે દેશના લોકો આપના પ્રત્યેક કથન પ્રમાણે ઉઠ બેસ કરશે." આ સમયે તેઓ જે જે સ્થાનમાં ભ્રમણ કરતા હતા અને જે જે રાજા, રજવાડાઓ અને શિક્ષિત મનુષ્યો સાથે તેમણે વાર્તાલાપ કર્યો હતો તે સર્વે તેમના મનમાં દેશને માટે કાંઇક કાર્ય કરવાની પ્રબળ વ્યાકુળતા અને અસ્થિરતાની ભાવના જોઇ શક્યા હતા. તેઓ તેમના અંતઃકરણની ગહનતા માપી શકતા નહિ, પરંતુ તેમને જોતાંજ સમજી શકતા કે તેઓ કોઇ એક પ્રબળ ચિન્તારૂપી અગ્નિ વડે દગ્ધ થઇ રહ્યા છે. વસ્તુતઃ તે સમયે તેમના મનમાં કયે પ્રકારે ભારતવર્ષની આધ્યાત્મિક ઉન્નતિ પુનઃ પાછી સ્થાપી શકાય તે સિવાય અન્ય કશી ચિન્તા નહતી. પ્રાચીન મતાવલંબીયોની અંધતા અને આધુનિક સુધારકોની અપરિણામદર્શિતા જોઇ સ્વામિજી વિચલિત થયા હતા, અને જેઓ પોતાને જનસમાજના નેતા (Leader) કહી ગર્વ દર્શાવતા તેમાંના અનેકની કપટતા અને ભ્રષ્ટાચાર તેમજ સર્વત્ર ક્ષુદ્ર દ્વેષ હિંસા, સ્વાર્થાનુ-

સંધાન, અને એકતાનો અભાવ જોઇ તેઓ મનમાં ને મનમાં વિશેષ દુઃખ પામતા હતા. તેમણે જોયું કે, ભારતવર્ષમાં ગગન–સ્પર્શી ગૌરવ અને મહત્વનાં બીજ ગુપ્ત રૂપે વિરાજી રહ્યાં છે, અને આર્ય–સભ્યતાની અનેક અતુલ્યનીય સમ્પત્તિ દેશમાતાના ચરણ તળે વિચ્છિન્ન અને વિક્ષિપ્તરૂપે પતિત થઇ રહી છે. પરંતુ પાશ્ચાત્ય સભ્યતાના મોહ–કીચડમાં લપટાયલા, હિતાહિત જ્ઞાનશૂન્ય અક્કલહીણ હિંદી–સુધારકોના ભયંકર કુહાડા અને કુવાના દેડકા જેવા આત્મ–અહંકારવડે ફુલી ગયેલા, રક્ષણશીલ સમ્પ્રદાયની અંધતા અને બધિરતા, એ ઉભય વિપદ્‌નું સંમેલન, દિન પર દિન દેશનું સર્વનાશ સાધન કરી રહ્યું છે! તેમણે એ પણ જોયું કે: એ ઉભય વિપદ્‌માંથી દેશનું રક્ષણ કરવું વિશેષ આવશ્યક છે. તેથીજ તેમને જે જે મનુષ્યો ઉપર શ્રદ્ધા હતી અને જેમના ઉપર તેમને પ્રેમ હતો તે સર્વને તેમણે કહ્યું હતું કે: "એક નવિન યુગ પ્રવર્તવાની તૈયારી છે. તેમ થવાથી પુરાતનમાં અનેક પ્રકારના ફેરફાર થશે ખરા પરંતુ તેનો સમૂળ નાશ થશે નહિં. માત્ર જગતની ચારે દિશામાંથી એક નૂતન આશા, નૂતન આશંકા અને નવિન તેજસ્વી રશ્મિયો આ પ્રાચીન દેશમાં આવી પડશે." તેઓ સારી પેઠે સમજી શક્યા હતા કે: "વર્તમાન સમયે કેવળ ધ્યાન, ધારણા, સમાધિ અથવા તપસ્યામાં ગુંથાઇ રહેવા કરતાં, દરિદ્રાવસ્થામાં આવી પડેલા ભારત પ્રદેશનો ઉદ્ધાર અને ઉન્નતિ કરવી એજ અતિશય આવશ્યક, વાંચ્છનીય અને સમગ્ર ધર્મને જાગ્રત અને પુનર્જીવિત કરવો એજ અત્યારે અતિ શ્રેષ્ઠ કાર્ય છે." દેશીય નરપતિયોને તેમજ મુખ્ય મુખ્ય રાજ–દિવાનોને સ્વામિજી એજ વિચાર કહેતા વિચરતા, અને તેમણે પણ એ આત્મસાક્ષાત્કારી મહાપુરૂષના હૃદયમાંથી ઉત્પન્ન થયેલી ગંભીર કલ્યાણકારક દૈવવાણી અવનત મસ્તકે શ્રવણ કરી હતી. તે સમયે સ્વામિજી અંતઃકરણના બહુ ઉંડા પ્રદેશમાં અનુભવવા લાગ્યા કે: "ભારતવર્ષની ઉન્નતિ કરવા માટે પ્રથમ એક વખત પાશ્ચાત્ય દેશમાં જઇ ભારતવર્ષના અતિત ગૌરવનું વર્ણન ઇતર દેશોને સંભળાવવું પડશે. ભારતવર્ષનાં ધર્મ–દર્શન (શાસ્ત્ર)માં આશાની અનન્ત વાણીનો જે ધ્વનિ થાય છે તે ભોગ–

વિલાસમાં લપટાઇ રહેલી, બળમદ વડે મદાંધ બનેલી પાશ્ચાત્ય વીર જાતિ-યોને સંભળાવવો જોઇએ, નહિંતો આપણો ઉદ્દેશ્ય સિદ્ધ થશે નહિં." તેથી જ આજે પોરબંદર-નિવાસી પણ્ડિતોની સલાહ, તેમના હૃદયની પ્રત્યેક નસોમાં બળપૂર્વક આઘાત કરવા લાગી, અને તે પ્રત્યેક આઘાતને લીધેજ હૃદય સમુદ્રના ચારે ખુણામાંથી અગણિત ભાવના તરંગ હાલી ઉઠયાં. તેઓ પ્રેમપૂર્વક જેમ જેમ વેદાધ્યયન કરવા લાગ્યા, અને જેમ જેમ આર્ય ઋષિયો દ્વારા પ્રચાર પામેલાં દર્શનાદિ સંબંધી વિચાર કરવા લાગ્યા તેમ તેમ પ્રત્યેક સિરામાં અનુભવ કરવા લાગ્યા કે: "સત્ય છે, ભારત એ જગતને માટે વરેણ્ય ધર્મજનની, આધ્યાત્મિકતાનો મૂલ ઝરો અને માનવ-સભ્યતાની આદિ જન્મભૂમિ છે. પરંતુ ભારતવર્ષનો એ ગૌરવમહિમા, અજ્ઞાનતાના અન્ધકારમય ઢગલા નીચે હમેશને માટે દટાઇ રહ્યો છે. કરોડો ભારત સન્તાન એમાંનું કિંચિત્ પણ જાણી શકયા નહિં. એજ તેમના મનઃકષ્ટનું વિશેષ કારણ થયું. તેઓ સ્પષ્ટરૂપે જોઇ શકયા હતા કે: "જળ પ્રવાહમાં ધસડાતી જીર્ણ અટ્ટાલિકાની પેઠે, વિદેશી શિક્ષા દીક્ષાના સેંકડો વર્ષથી થતા પ્રબળ આક્રમણથી ધ્વંશ પામતી જતી આર્ય સભ્યતા ભવિ-ષ્યમાં ટકી શકે એમ નથી, અને જેઓ એ સભ્યતાના નાયક, શિક્ષકપદના અધિકારી અને ગૌરવ રક્ષક છે તેજ વિદ્વાન બ્રાહ્મણો અથવા પુરોહિતો-માંના અનેક પુરોહિતો, કર્તવ્ય વિમુખ, ધર્મ પાલનમાં ઉદાસીન, આચાર વ્યવહારમાં અનિયમિત્ત, અને આત્મ રક્ષણમાં અસમર્થ થઇ રહ્યા છે! માત્ર ફોનોગ્રાફ-વાજાંની પેઠે વ્યાકરણ અને દર્શન ચારિત્રનાં કેટલાંક ગોખી રાખેલાં વાકયો બોલવામાં જ તેઓ પોતાનું કર્ત્તવ્ય શેષ થયેલું માને છે! સત્ અસત્ વિચાર દ્વારા પ્રાચીનનો જીર્ણોદ્ધાર કરી નૂતનની પ્રતિષ્ઠા અથવા જાતીયતાની વૃદ્ધિ થવી એતો કોઇ પણ દિશામાં જણાતું જ નથી." એ સર્વ વિષયો પ્રત્યે સ્વામિજી જેમ જેમ વિચાર કરવા લાગ્યા તેમ તેમ તેમનું દુઃખ અસહ્ય થઇ ઉઠયું: "હું શું કરી શકીશ? મ્હારા દ્વારા કયું મહદ્ કાર્ય થવાનો સંભવ છે?" પુનઃ પુનઃ એ વિચાર કરતાં કરતાં તેઓ સમયે સમયે હતાશ થઇ જતા. તેમ છતાં તેના તેજ વિચાર પુનઃ પુનઃ કરવાનું ત્યાગ કરતા નહિં.

ગમે તેમ હો, અંતે એક દિવસ તેઓ પોરબંદર નિવાસીયોની માયાના બંધનમાંથી મુક્ત થઇ, પરિવ્રાજક સન્યાસી—વેશે સુપ્રસિદ્ધ દ્વારકાધામમાં જઇ પહોંચ્યા. દ્વારકાનાં હવે તે પ્રાચીન દિવસો નથી. જે સ્થાનમાં એક દિવસ અતીત ભારતવર્ષના હૃદય દેવતા પુણ્ય સ્મૃતિ શ્રીકૃષ્ણ ભગવાને રાજત્વ કર્યું હતું અને જે પવિત્ર ભૂમિ સતત પ્રબળ પરાક્રાન્ત યાદવ વીરગણોના વીર ચરણતલથી કમ્પાયમાન થઇ રહેલી તેજ સ્થળે આજે મહાસાગરનાં નીલ જળતરંગો કૌતુકસહિત ક્રીડા કરી રહ્યાં છે ! અરેરે ! તે પ્રાચીન દિવસો તો ચાલ્યાજ ગયા ! તે પ્રાચીન ગૌરવ તો લુપ્તજ થઇ ગયું !

દ્વારકામાં નિવાસ કર્યા પછી સ્વામિજી પુનઃ પૂર્વવત્ પરિવ્રાજકને શોભે એવી સ્વતંત્રતા ભોગવવા લાગ્યા. કવચિત્ ગહન ધ્યાનમાં નિમગ્ન થઇ રહેતા, કવચિત્ ભૂતકાળની ભારત—કીર્તિનું સ્મરણ કરતા, કવચિત્ નિરાશાજનિત ભયંકરતાને લીધે તેમનું દુઃખી કરૂણ હૃદય, અનંત અંધકારના ઢગલામાં ડૂબી જતું ! કવચિત્ આશાના ઉજ્વળ પ્રકાશથી હૃદયની આનંદ લહરીયો પ્રત્યેક તાલે પ્રફુલ્લિત થઇ નૃત્ય કરતી. તેઓ કોઇ પણ પ્રકારે આશાનો ત્યાગ કરી શકતા નહિ, અને ઇષ્ટદેવતા પાસે મનવાંચ્છના પૂર્ણ કરવા માટે પ્રાર્થના કરવાનું પણ છોડતા નહિ. તેઓ અપાર સાગરને કિનારે બેસી પ્રબળ પ્રવાહ—વેગ અવલોકન કરતા અને વિચારતા કેઃ "વિદેશી સભ્યતાનો પ્રબલ પ્રવાહ કેવી રીતે બંધ પાડી શકાય ?" એ ભાવનાપૂર્વક નીલ સાગરને સ્હામે કિનારે જોતાં જોતાં, ઉદાસ ચિત્તે, વાવંટોળિયાથી ઢંકાયલા ભવિષ્યના ગર્ભમાં શું સમાયલું છે તેનો વિચાર કરતાં કરતાં કોઇ કોઇ સમયે તેઓ આત્મજ્ઞાન વિસ્મૃત થઇ જતા !

દ્વારકામાં તેમણે શ્રીમત્ શંકરાચાર્યજીના સારદા મઠમાં આશ્રય ગ્રહણ કર્યો હતો. મઠના મહન્તજીએ તેમનો સારો આદર સત્કાર કર્યો હતો, અને તેમને નિવાસ કરવા માટે એક નિર્જન ઓરડો સોંપી દીધો હતો. એ નિર્જન સ્થાનમાં બેસી સ્વામિજી વિચાર કરતા કેઃ "એક સમયે આ મઠ વિદ્યાલયને માટે કેવું શ્રેષ્ઠ સ્થલ હતું ? આ સ્થાનમાં પ્રત્યેક યુગમાં કેટલા સાધુ-

સન્યાસી, કેટલા યતિ અને કેટલા પણ્ડિતોની ચરણરજ પતિત થઇ છે! અને આજે એ મઠની કેવી દુર્દશા થઇ રહી છે! એક વખતના આદ્ય શંકરાચાર્ય ભગવાનની કેવી અલૌકિક ધર્મભાવના હતી અને આજે કેવી ગતિ મતિ પ્રવર્તિ રહી છે? બૌદ્ધ યુગમાં યજ્ઞયાગાદિકનું ખણ્ડન થતાંજ કૌપિનધારી યોગેશ્વર ભગવાન શંકરે હિમાલયથી કન્યાકુમારી સુધીનાં પ્રત્યેક સ્થળોમાં બ્રાહ્મણ્ય–ધર્મનો કેવો ગગનભેદી વિજયઘોષ કર્યો હતો અને આજે તેમનાજ પદવિધરો ભારતવર્ષમાં પરસ્પર કેવા દ્વેષ અને અહંભાવનાનાં મૂળ રોપી રહ્યા છે!" આવા અનેક વિચારો કરતાં કરતાં સ્વામિજીનું ભાવના-ગ્રાહક હૃદય વ્યાકુળ થઇ ઉઠતું, અને ઉષ્ણ અશ્રુજળ વડે બન્ને નેત્રો ઉભ-રાઇ જતાં! તેઓ દેશની દુર્દશા નિહાળીને માત્ર અશ્રુપાતજ કરતા નહિ પણ કયે પ્રકારે એ દુર્દશા દુર કરી શકાય તેની રાત્રિ દિવસ ચિન્તા કરતા. તે ચિન્તાનો આદિ અંતજ ન હતો. તે દિશાહીણ, કિનારાહીણ, ચિન્તા-સાગરમાં તેઓ જાણે એક સુકાની વગરની નૌકા પેઠે લક્ષ્યહીણ થઇ તણાયા જતા, પરંતુ એક દિવસ કિનારો હાથ લાગ્યો. સારદા મઠના નિર્જન ઓર-ડામાં અંધારે બેઠાં બેઠાં એક દિવસ તેઓ ભવિષ્યત્–ભારતનું ઉજવળ ચિત્ર જોઇ શકયા. ધન્ય એ પવિત્ર સ્થળને!

દ્વારકાં ત્યાગ કરી સ્વામિજી (કચ્છ) માંડવી ગયા. તે સ્થળે અનેક ભકત બંધુઓની શ્રદ્ધા–ભક્તિ, પ્રેમનું આકર્ષણ કરી પ્રથમ નારાયણ સરોવર નામક તીર્થમાં અને પછી આશાપુરી, કોટીધર, વગેરે ભ્રમણ કરી પુનઃ માંડવીમાં આવી પહોંચ્યા. સર્વ સ્થળોમાં તેઓ પૂર્વની પેઠેજ ગમે ત્યાં શયન તથા ભિક્ષા માગીને ઉદર પોષણ કરતા અને ઇષ્ટ દેવતાના ધ્યાનમાં નિમગ્ન રહી સ્વેચ્છા વિહારી સિંહની પેઠે ભ્રમણ કરતા ફરતા હતા.

માંડવીમાં સ્વામી અખણ્ડાનન્દજી સાથે પુનઃ સ્વામિજીને મેળાપ થયો. તે સમયે તેઓ પોતાને ન્હાની વયના ધારતા તેથી વિચારતા કે, સ્વામિજી મ્હારી પરીક્ષા કરે છે, તેથી લાગ મળતાં જ તેઓ તેમની સાથે મુલાકાત કરતા. આ સમયે પણ તેઓ બન્નેએ એક વૃદ્ધા શેઠાણીને ઘેર આઠ દિવસ એકત્ર નિવાસ કર્યો હતો. અંતે અખણ્ડાનન્દ સ્વામિ તેમની સંગતિ છોડવા

રહાતા નહિં તેથી સ્વામિજીએ પરાણે તેમને રજા આપી. માંડવી ત્યાગ કરતાં પહેલાં કચ્છના મહારાજા તથા તેમના દિવાન સાહેબના આમંત્રણથી તેઓ એક વખત કચ્છ રાજ્યમાં ગયા હતા. ત્યાંથી તેમણે ઘણા ગાઉ પર્યટન કરી પાલિતાણા નામક પ્રાચીન સ્થાનમાં શેત્રુંજય પર્વત ઉપરનાં પવિત્ર જૈન મંદિરનાં દર્શન કર્યાં હતાં. શત્રુંજય પર્વત ઉપર હિંદુઓ દ્વારા પ્રતિષ્ઠિત એક હનુમાનજીનું મંદિર અને હેનુગાર નામક મુસલમાન પીરનું એક મુસલમાન દેવાલય છે. પર્વતના શૃંગ ઉપરથી ચારે દિશાનું દ્રષ્ય અતિ મનોહર દેખાય છે. પર્વતની તળેટીમાં–નીચે–ઘણે દૂર સુધી સમતલ ક્ષેત્ર, પૂર્વ દિશામાં ખંભાતનો ઉપસાગર અને ઉત્તરે ચામર્દી શિખર શોભિત શિહોરની શૈલમાલા છે. અહા! દ્રષ્ય અતિ સુંદર! એ વિશાળ પૃથિવી પટ ઉપર કેટલી જાતિનો ઉદય અને અસ્ત થઇ ગયો હશે તેનું સ્મરણ આજે કોણ કરે છે! ત્યાંથી થોડે દૂર ભારતવર્ષની ભુત પૂર્વ રાજધાની પ્રાચીન વલ્લભીપુર નગરનાં દર્શન થાય છે. પાશ્ચાત્યોની રોમનગરી કરતાં પણ અતિ પ્રાચીન વલ્લભીપુર, આજે ત્હારૂં પૂર્વ ગૌરવ ક્યાં જતું રહ્યું છે વારૂ? સ્વામિજીએ તે તરફ સ્થિર દ્રષ્ટિ ફેરવી એક ઉંડો નિશ્વાસ નાંખ્યો!

શત્રુંજય પર્વત ઉપરથી નીચે ઉતરી સ્વામિજીએ પાલિતાણાનાં સેંકડો મંદિરનાં દર્શન કર્યાં. પછી ત્યાંથી અન્યત્ર ગમન કર્યું. પ્રભાસપાટણ અને પાલિતાણામાં સંગીતજ્ઞ તરીકે તેમની સારી ખ્યાતિ થઇ હતી. ત્યાંથી ફરતાં ફરતાં સ્વામિજી શ્રીમંત ગાયકવાડ સરકારની રાજધાની વડોદરામાં આવી પહોંચ્યા હતા. ત્યાં તે વખતના ગુણજ્ઞ, વિદ્વાન અને ધર્મનિષ્ઠ દિવાન સાહેબ મણિભાઇ જશભાઇને મકાને થોડા દિવસ આતિથ્ય ગ્રહણ કર્યા પછી તેઓ ત્યાંથી મધ્યભારતના ખંડવા શહેરમાં જઇ પહોંચ્યા, અને ફરતાં ફરતાં બાબુ હરિદાસ ચટ્ટોપાધ્યાય નામક એક વકીલના મકાન સ્હામે આવી ઉભા. કચેરીમાંથી ઘેર આવ્યા પછી હરિદાસબાબુએ બારણે એક સન્યાસી ઉભેલો દીઠો. પ્રથમ દ્રષ્ટિયે તેમણે ધાર્યું કે તેઓ એક સાધારણ સન્યાસી હશે, પરંતુ તેમની સાથે થોડીક વાતચિત કરતાં જ જાણ્યું કે

આવો અસાધારણ મહાન્ પણ્ડિત કોઇ દિવસ તેમના જોવામાં આવ્યો નથી. તેમણે તેમને પોતાના ઘરમાં બોલાવી આશ્રય આપ્યો. ઘરનાં સર્વે મનુષ્યો સ્વામિજીની પ્રેમ ભાવે સેવા કરવા લાગ્યાં. આ સ્થળે તેમણે ત્રણ સપ્તાહ નિવાસ કર્યો હતો. વચમાં માત્ર એક વખત ઇંદોર તરફ જઇ આવ્યા હતા.

ખંડવાના બંગાલીયો અને અન્ય નિવાસીઓ સ્વામિજી સાથે વાર્તાલાપ કરતાં તેમના અદ્ભુત શાસ્ત્રજ્ઞાન અને ઈંગ્રેજી સાહિત્ય ઉપર અધિકાર જોઇ વિસ્મય પામ્યા હતા.

હરિદાસબાબુએ સ્વામિજીને જનસમાજ સમક્ષ એક ભાષણ કરવાનો આગ્રહ કર્યો. સ્વામિજીએ પ્રથમ ઉત્તર દીધો કે: "પ્રજાજનો સન્મુખ ભાષણ આપવા કરતાં પૂર્વે જેમ ગુરૂ-શિષ્ય વચ્ચે વાર્તાલાપ-શંકા સમાધાન-થતાં તે પ્રમાણે પરસ્પર સન્મુખ બેસી કોઇ વિષયની ચર્ચા ચલાવીયે તો બહુ સારૂં. કારણ કે તેમ થવાથી ચર્ચાનો વિષય સર્વને સ્પષ્ટ રૂપે સમજાશે અને વકતા તથા શ્રોતાની વચ્ચે એક બીજાની મનોભાવનાનું આદાન-પ્રદાન થવાનો લાગ મળશે, પરંતુ હરિદાસબાબુએ અતિશય આગ્રહ દર્શાવતાં સ્વામિજીએ અર્ધ સમ્મતિ દર્શાવી કહ્યું કે; "જન સમુહ સમક્ષ ભાષણ કરવાનો અભ્યાસ નહિં હોવાથી અવાજનું ધોરણ કેવું રાખવું તે હુ સમજી શકતો નથી. તેમ છતાં પણ જો અનેક શ્રદ્ધાસમ્પન્ન પ્રેમી શ્રોતા એકત્ર થશે તો તેમની સહાનુભૂતિથી ઉત્સાહિત થઇ હું બેચ.ર કથન કહી શકીશ. કારણ કે પ્રેમી શ્રોતાજનો એકત્ર થાય તો વકતાની ગુપ્ત રહેલી આંતર-શક્તિ પોતાની મેળે જ વિકસી ઉઠે છે. પરંતુ ખંડવા જેવા સામાન્ય શહેરમાં શ્રોતાની ગેરહાજરી હોવાથી હરિદાસબાબુની ઇચ્છા પરિપુર્ણ થઇ નહિ. ખંડવામાં નિવાસ કર્યો તે સમયે ત્યાંની દિવાની કોર્ટના જડજ બાબુ માધવચન્દ્ર બંદોપાધ્યાયે સ્વામિજીના સન્માનાર્થે ત્યાંના સમસ્ત બંગાલીયોને એક દિવસ ભોજન આપ્યું હતું. ભોજન પહેલાં અને પછીનો સમય ઉત્તમ પ્રકારે વ્યતીત થાય એવી ઇચ્છાથી સ્વામિજી હાથમાં ઉપનિષત્ લઇ નિમન્ત્રણ સ્થળે પધાર્યા હતા. સભામાં સર્વ એકત્ર થતાં જ

તેમણે ઉપનિષતના કેટલાક કઠિન પ્રસંગો વાંચી એક બાળક પણ સમજી શકે એવી ભાષામાં તેની અતિ સરલ વ્યાખ્યા કહી સંભળાવી. ભોજન સમયે બાબુ પ્યારીલાલ ગાંગુલી નામક એક વકીલને પણ નિમન્ત્રણ કર્યું હતું. તેઓ સંસ્કૃતજ્ઞ તરીકે પ્રસિદ્ધ હતા. તેથી સભામાં સમાલોચકનું સ્થાન તેમને આપવામાં આવ્યું હતું. તેમણે સ્વામિજીને કેટલાક પ્રશ્નો કર્યા હતા તે પ્રશ્નના ઉત્તરની સ્વામિજીએ જે સરલ વ્યાખ્યા કરી હતી તે સાંભળી અંતે વકીલ સાહેબ નિરૂત્તર થઇ ગયા હતા. સ્વામિજીની ઉપનિષત્ કથા સમાપ્ત થતાં પ્યારીબાબુએ હરિદાસબાબુના કાનમાં કહ્યું હતું કે: "સ્વામિજીના દર્શન કરતાં જ કલ્પના થાય છે કે તેઓ ભવિષ્યમાં એક જગત્ પ્રસિદ્ધ મહાપુરૂષ થશે."

ખંડવામાં નિવાસ હતો તે સમયેજ સ્વામિજીના મનમાં અમેરિકાસ્થિત ચિકાગોની ધર્મ—મહાસભામાં જવાનો સંકલ્પ થયો હતો. જુનાગઢ અને પોરબંદરમાં જે વિચારોના માત્ર અંકુરો જણાતા હતા તેણે આ સ્થળમાં સ્પષ્ટરૂપે આકૃતિ ધારણ કરી. તેમણે એક દિવસ હરિદાસબાબુને કહ્યું હતું કે: "જો કોઇ મ્હને આવવા જવાનો ખર્ચ આપે તો હું ચિકાગો જાઉં." ખંડવા ત્યાગ કરતાં પહેલાં હરિદાસબાબુએ સ્વામિજીને થોડા દિવસ રહેવા ઘણો આગ્રહ કર્યો પરંતુ તેમણે ઉત્તર દીધો કે: "તમે બધા એટલા પ્રેમથી મ્હારી સેવા કરો છો કે જેથી તમને છોડી જવાનું મન થતું નથી પરંતુ મ્હારાથી રહી શકાય એમ નથી. હું તીર્થપર્યટન કરવા બહાર નીકળ્યો છું. રામેશ્વર પર્યંત તો જવુંજ પડશે. જો આ પ્રમાણે દીર્ઘકાળ પર્યંત હું સર્વ સ્થળે પડી રહું તો ભવિષ્યમાં મ્હારો સંકલ્પ સિદ્ધ થાય નહિ." હરિદાસબાબુએ જાણ્યું કે: હવે સ્વામિજી નક્કી જશે ત્યારે તેમણે મુંબઇ નિવાસી પોતાના એક સહોદર ઉપર તેમને ભલામણ પત્ર લખી આપ્યો અને કહ્યું કે: " મ્હારા ભાઇ આપને છબીલદાસ સાથે પરિચય કરાવી આપશે. ઘણું કરીને તો તેઓ આપને વિશેષ સહાયતા અપાવી શકશે. સ્વામિજી સત્ય કહું છું કે આપનું ભવિષ્ય બહુ ઉજ્વળ છે." સ્વામિજીએ ઉત્તર દીધો કે: "હું તો કંઇ કહી શકતો નથી પરંતુ મ્હારા ગુરૂદેવ તો મ્હારા સંબંધી અનેક ઉત્તમ વચનો

કહેતા. " એ પછી ખંડવા નિવાસી ઘણા ભક્તો અને બંધુઓ પાસેથી રજા લઈ તેમનાં પવિત્ર પગલાંએ મુંબઈને પવિત્ર કર્યું. હરિદાસબાબુએ તેમને એક ટિકિટ ખરીદી આપી રેલવેમાં બેસાડ્યા. સ્વામિજીએ તેમને આશિર્વાદ આપ્યો અને ઇષ્ટદેવનું નામ-સ્મરણ કરતા કરતા તેઓ રવાના થયા.

## મુંબાઇ ઈલાકામાં સ્વામિજી.

ઈ. સ. ૧૮૯૨ ના જુલાઈ માસના અંતિમ ભાગમાં સ્વામિજી મુંબઈ નગરીમાં પધાર્યા. આ સ્થળે હરિદાસબાબુના સહોદરની સહાયતાથી પ્રખ્યાત *બૅરિસ્ટર મિ. રામદાસ છબીલદાસ સાથે તેમનો પરિચય થયો. બૅરિસ્ટર સાહેબના આગ્રહથી તેઓ તેમને મકાને નિવાસ કરવા લાગ્યા. મુંબઈમાં પણ તેઓ અધિકાંશ સમય વેદ-ચર્ચામાં નિમગ્ન રહેતા. દૈવવશાત્ એક દિવસ અભેદાનંદ સ્વામી સાથે તેમનો મેળાપ થયો હતો. તેઓ કહે છે કે: " આ સમયે સ્વામીજીનું હૃદય જાણે અગ્નિકુણ્ડ જેવું થઈ ગયું હતું. તેઓ બીજા કોઈ વિચારજ કરતા નહિ. માત્ર કયે પ્રકારે ભારતવર્ષની પ્રાચીન આધ્યાત્મિકતા પુન: પ્રતિષ્ઠિત કરી શકાય તેનાજ રાત દિવસ વિચાર કરતા. " સ્વામિજીના ચિત્તની ઉત્કંઠા જોઈ અભેદાનંદજી ભય પામ્યા હતા. તેઓ કહે છે કે; " તે સમયે સ્વામિજીને જોતાંજ જાણે એકાદ પ્રચણ્ડ વાવંટોળીયો નહોય એવું મનમાં થતું. " સ્વામિજીએ પોતે પણ તેમને કહ્યું હતું કે; " કાલી ! મ્હારા હૃદયમાં એટલી બધી શક્તિનો જમાવ થયો છે કે હૃદય કદાચ ફાટી જવાનો ભય લાગે છે. "

કેટલાંક અઠવાડિયાં મુંબઈમાં નિવાસ કર્યા પછી સ્વામિજી પુના તરફ રવાના થયા હતા. સ્વામિજી સૅકંડ ક્લાસના જે ડબ્બામાં પ્રવાસ કરતા હતા. તેજ ડબ્બામાં દેશભક્ત લોકમાન્ય બાલગંગાધરતિલક મહારાજ અને

* બેરીસ્ટરનું નામ કરસનદાસ છબીલદાસ હોવું જોઈએ. લેખક.

બીજા પણ કેટલાક સદ્‌ગૃહસ્થો બેઠા હતા. સ્વામિજીને જોઇ તેઓ અંગ્રેજી ભાષામાં પરસ્પર વાતચિત કરવા લાગ્યા કેઃ "આવા બાવાઓને લીધેજ ભારતવર્ષનું સર્વનાશ થયું છે." તેઓ ધારતા હતા કેઃ સ્વામિજી અંગ્રેજી જાણતા નથી તેથી જ સ્વેચ્છાપૂર્વક મન મ્હાએ તેવા શબ્દો બોલવા લાગ્યા. પણ લો. મા. તિલકમહારાજ સન્યાસીયોનો પક્ષ લઇ સ્વામિજીનું સન્માન કરતા હતા. પ્રથમ તો સ્વામિજી તેમનો વાદવિવાદ સાંભળી રહ્યા, પણ છેવટે જ્યારે તેઓ પણ તેમની વાતચિતમાં સામિલ થઇ ગયા ત્યારે સ્વામિજીની અદ્દ્ભુત પ્રતિભા જોઇ સર્વે મુગ્ધ થઇ ગયા! લો. મા. તિલકમહારાજે સ્વામિજીને પોતાને ઘેર લઇ જઇ એક માસ પર્યંત રાખ્યા હતા.

પુનાના સુપ્રસિદ્ધ વેદવેત્તા, દેશભક્ત મહાત્મા બાલગંગાધર તિલક મહારાજ સાથે અનેક વિષયની ચર્ચા ચલાવવાતાં સ્વામિજીને બહુ સંતોષાનંદ થયો હતો. આ સમયે લીંબડીના ઠાકોર સાહેબ મહાબલેશ્વર છે એવું સાંભળવાથી સ્વામિજી ત્યાં પધાર્યા. લિંબડીના ધર્મનિષ્ઠ ઠાકોર સાહેબ જશવંતસિંહજીને ઘણે દિવસે ગુરૂદર્શન થવાથી તેઓ બહુ પ્રસન્ન થયા અને હમેશને માટે લીંબડીમાં નિવાસ કરવાનો વારંવાર સ્વામિજીને આગ્રહ કર્યો, પરંતુ સ્વામિજીએ કહ્યું કેઃ "મહારાજ! હમણાં નહિં. હમણાં મ્હારે એક કાર્ય કરવાનું છે. તે કાર્ય માટે મ્હારે આમતેમ સર્વત્ર ફરવું પડશે. જ્યાંસુધી મ્હારૂં તે કાર્ય પૂર્ણ નહિં થાય ત્યાંસુધી મ્હારાથી વિશ્રાંતિ લેવાય તેમ નથી. જ્યારે વિશ્રાંતિનો સમય આવશે ત્યારે આપના જ સ્થાનમાં આવીને નિવાસ કરીશ."

ત્યાંથી સ્વામિજી બેલગાંવ ગયા અને સબડિવિઝનના ફોરેસ્ટ ઑફિસર બાબુ હરિપદ મિત્રના મકાનમાં નવ દિવસ પર્યંત નિવાસ કર્યો. હરિપદબાબુએ સ્વામિજી સંબંધી જે કાંઇ કહ્યું છે તે અમે તેમના જ શબ્દોમાં અત્રે પ્રકટ કરીએ છીએ;—

ઇ. સ. ૧૮૯૨, તા. ૧૮ મી અકટોબર મંગળવાર. બે કલાકથી સન્ધ્યા સમય થયો છે. મ્હારો એક વકીલ મિત્ર, એક હૃષ્ટ પુષ્ટ શરીરધારી, પ્રફુલ્લ મુખ કાંતિવાળા બંગાલી સન્યાસી સહિત મ્હારે ત્યાં આવ્યા.

તેમણે કહ્યું કે: "આ એક વિદ્વાન્ બંગાળી સન્યાસી આપને મળવા માટે આવ્યા છે." સન્યાસી મહારાજની મૂર્તિ ઉત્તમ પ્રશાન્ત, ચક્ષુમાંથી જાણે વિદ્યુતનો પ્રકાશ ઝરી રહ્યો છે. શરીરે મ્હોટો ઝબ્બો, માથે ભગવો ફેંટો અને પગમાં મહારાષ્ટ્ર દેશનાં ચમ્પલ (જોડા) ધારણ કર્યાં હતા. તે અલૌકિક મૂર્તિનું સ્મરણ થતાં જાણે હમણાંજ હું તેમને મ્હારી દૃષ્ટિ સમીપ જોઇ રહ્યો છું. તેમના દર્શનથી આનંદ થયો. તેમના તરફ મન આકર્ષાયું તેનું કારણ તે સમયે હું જાણી શક્યો નહિ. થોડીવાર પછી નમસ્કાર કરી પૂછ્યું કે; "મહારાજ! આપ તંમાકુ પીયો છો? હું કાયસ્થ છું. મ્હારી પાસે એકજ હુક્કો છે. આપ તે હુક્કો પી શકો તો હું તમાકુ ભરી તૈયાર કરી આપું." સ્વામિજીએ ઉત્તર દીધો; "તમાકુ કે ચિરૂટ, જે વખતે જે પ્રાપ્ત થાય તેનો ઉપયોગ કરી શકું છું. આપનો હુક્કો પીવામાં મ્હને જરાયે બાધ નથી." મ્હેં ચલમમાં તમાકુ ભરી આપ્યો. તે સમયે હું માનતો હતો કે ભગવાં વસ્ત્ર ધારણ કરનાર સન્યાસીઓ ઢોંગી અને લુચ્ચા હોય છે. મ્હેં ધાર્યું કે; આ સ્વામી પણ મ્હારી પાસેથી કંઇક દ્રવ્ય કઢાવવાની આશાએ આવેલા હોવા જોઇએ અથવા તો સાથે આવેલા મરાઠી વકીલ મિત્રને ઘેર રહેવાની અગવડ પડતી હોવાથી મ્હારે ત્યાં પડાવ નાંખવા આવ્યા હશે. મ્હારા મનમાં આ પ્રમાણે અનેક ભાંજગડ થયા પછી મ્હારે ઘેર રહેવાની મ્હેં-પ્રાર્થના કરી અને પોતાનો સરસામાન મંગાવી લેવાની માંગણી કરી પરંતુ સ્વામિજીએ કહ્યું કે: "મ્હને આ વકીલ સાહેબને ત્યાંજ આનંદ થાય છે. બંગાળીને જોતાંજ તેમને ઘેરથી ચાલ્યો આવું તો તેમના મનને કષ્ટ થાય. કારણ કે તેઓ અત્યન્ત સ્નેહ-ભક્તિ દર્શાવી રહ્યા છે, તેથી આવવા સંબંધી પછીથી વિચાર કરીશું." તે રાત્રે વિશેષ વાર્તાલાપ થયો નહિ, પરંતુ બેચાર વાતો થઇ તે ઉપરથી હું સમજી શક્યો કે: તેઓ અમારા કરતાં હજાર દરજ્જે વિદ્વાન્ અને બુદ્ધિમાન્ હતા. તેમણે ધાર્યું હોત તો અસંખ્ય દ્રવ્ય ઉપાર્જન કરી શકત, તથાપિ દ્રવ્યને તેઓ સ્પર્શ કરતા નહિ. સુખી થવાના સમસ્ત વિષયોનો અભાવ હોવા છતાં તેઓ હજારગણા સુખી જણાતા. હું તો એમજ કહું છું કે તેમને કોઇ પણ વસ્તુની ખોટ જ નહતી. તેમને

સ્વાર્થ સિદ્ધિની ઇચ્છા જ નહતી. તેમણે મ્હારે ઘેર રહેવાની ના પાડી ત્યારે મ્હેં પુનઃ પૂછ્યું કે: "જો ચ્હા પીવામાં અડચણ ન હોય તો કાલે પ્રાતઃ સમયે મ્હારી સાથે ચ્હા પીવા પધારજો. મ્હને આનંદ થશે." તેમણે આવવાની હા કહી, પછી મરાઠી વકીલની સાથે તેઓ તેને ઘેર પાછા ફર્યા. રાત્રિએ તેમના સંબંધી મ્હેં અનેક વિચારો કર્યા. મનમાં થયું કે: અહા ! આવા નિસ્પૃહી, ચિરસુખી, સદા સન્તુષ્ટ, પ્રફુલ્લમુખના પુરૂપ તો મ્હેં કદી પણ જોયા નથી. હું તો ધારતો હતો કે: જેની પાસે પૈસા નથી તેને માટે તો મરણ જ ઉત્તમ, સાચા નિસ્પૃહી સન્યાસી જગત્‌માં હોવા અસમ્ભવિત જ. પરંતુ મ્હારી તે શ્રદ્ધા ઉપર મ્હને સંદેહ ઉત્પન્ન થયો અને આટલા બધા દિવસ પછી તે શ્રદ્ધાને શિથિલ કરી દીધી, અને નિશ્ચય થયો કે સુખ એટલે પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ. સંતોષથી જ સુખ."

બીજે દિવસે પ્રાતઃસમયે વહેલા ઉઠી હરિપદબાબુ સ્વામિજીની વાટ જોવા લાગ્યા, પરંતુ આઠ વાગતાં સુધી સ્વામિજીનાં દર્શન થયાં નહિ. ત્યારે તેઓ મહારાષ્ટ્રીય વકીલને ઘેર તેડવા ગયા. ત્યાં તેમણે જોયું કે, એક મ્હોટી સભા ભરાઇ રહી છે. તેમાં અનેક મ્હોટા મ્હોટા વકીલો, પણ્ડિતો, કેળવાયલા સ્થાનિક સભ્ય ગૃહસ્થો વગેરે એકત્ર થઇ સ્વામિજીને ઘેરી બેઠા છે અને સારી પેઠે ધર્મ ચર્ચા ચાલી રહી છે. સ્વામિજી કોઇને સંસ્કૃતમાં, કોઇને અંગ્રેજીમાં અને કોઇને હિંદુસ્થાનીમાં પ્રશ્નના ઉત્તર આપી રહ્યા છે. તે માટે તેમને જરા પણ વિચાર કરવો પડતો નથી. પ્રશ્ન થતાંજ ઝટ ઉત્તર. એક ગૃહસ્થ હક્ષલીની ગ્રંથાવલીમાંનું સર્વ જ્ઞાન પોતાનામાં છે એમ માની લઇ તેના યુક્તિ–તર્ક વડે સ્વામિજીનો પરાજય કરવા મંડ્યા હતા, પરંતુ સ્વામિજી આગળ તે કેટલીકવાર ટકી શકે ? તેમણે તો ઘણા વખત પહેલાં હક્ષલીના ગ્રન્થો એકચિત્તે વાંચ્યા હતા. તેથી તેમણે કવચિત્ ગહન યુક્તિદ્વારા, કવચિત્ હાસ્યના તીવ્ર ફટકાથી, અને કવચિત્ પોતાના આધ્યાત્મિક તેજઃ પ્રભાવ વડે સહજમાં પ્રતિપક્ષીને નિરૂત્તર કરી દીધો ! મિત્ર મહાશય સ્વામિજીને પ્રણામ કરી સ્તબ્ધ થઇ એક આસનપર બેસી તેમની કથાવાર્તા સાંભ-

ળવા લાગ્યા, અને વિચારવા લાગ્યા કે; "શું આ તે મનુષ્ય કે કોઇ દેવતા?"

નવ વાગતાંજ જે મનુષ્યોને કૉર્ટમાં અથવા ઑફિસમાં જવાનું હતું તે સર્વ ચાલ્યા ગયા. કેટલાક બેઠા હતા. સ્વામિજીની દ્રષ્ટિ હરિપદબાબુ ઉપર પડતાંજ ચ્હા પીવા જવાની વાત યાદ આવી. તેમણે કહ્યું કે: "ભાઇ, અનેક માણસોનાં મન દિલગીર કરી આપને ત્યાં આવી શક્યો નથી, તે મનમાં લાવશો નહિ." પછી તેમને ઘેર ગયા. મિત્ર મહાશયે સ્વામિજીને પુનઃ પોતાને ઘેર રહેવાનો આગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યું કે: "હુ જેમને ઘેર રહું છું તેમની પેઠે કરી શકો તો તમારે ત્યાં આવવાનું મન થાય." અર્થાત્ લોકો મળવા આવે તેને રોકવા નહિ. હરિપદે તે કબુલ કર્યું. પછી મહારાષ્ટ્રીય ગૃહસ્થની રજા માંગવા ગયા. અનેક આગ્રહ પછી મહારાષ્ટ્રીય ગૃહસ્થે હરિપદબાબુની પ્રાર્થના કબુલ કરી સ્વામિજીને તેમને ઘેર જવા રજા આપી. આ સમયે સ્વામિજીની પાસે માત્ર ફારસી સંગીત વિષયનું એક પુસ્તક, એક કમણ્ડલુ અને એક ભગવું વસ્ત્ર હતું.

શહેરના અનેક કેળવાયલા ગૃહસ્થો હરિપદબાબુને મકાને સ્વામિજીનાં દર્શન કરવા જતા હતા. ધર્મ ચર્ચા, વેદાંતવિચાર અને પ્રશ્નોત્તરમાં ત્રણ દિવસ વ્યતીત થઇ ગયા. એટલા અલ્પ સમયમાંજ હરિપદબાબુના મનમાં દીર્ઘ સમયથી ઘોળાતી અનેક શંકાઓનું સમાધાન થઇ ગયું. ચોથે દિવસે સ્વામિજીએ કહ્યું કે, "હવે હુ જઇશ. સન્યાસીએ શહેરમાં ત્રણ દિવસ અને ગામમાં એક દિવસથી વધારે રહેવું ઉચિત્ નથી. વિશેષ દિવસ રહેવાથી આસક્તિ જન્મે છે. સન્યાસીએ તો માયાપાશથી બને તેટલું દૂર રહેવું જોઇએ. પરંતુ મિત્ર મહાશય તેમને આટલી ઉતાવળે રજા આપવા તત્પર નહતા. તેમના અતિશય આગ્રહથી સ્વામિજી થોડા દિવસ વિશેષ થોભ્યા હતા.

જનસમાજ ઉપર વિશેષ ઉપકાર થવાના વિચારથી હરિપદબાબુએ એક સાધારણ સભા બોલાવી તે સમક્ષ ભાષણ આપવા સ્વામિજીને પ્રાર્થના કરી. પરંતુ સ્વામિજીએ તેમ કરવા ના પાડતાં કહ્યું કે; "ના, એમ કરવાથી નામ-યશની આકાંક્ષા ઉત્પન્ન થઇ શકે છે. એ હું પ્રસંદ કરતો નથી. એવી સભા ભરી ભાષણો કરવા કરતાં સ્હામ સ્હામે બેસી પ્રશ્નનો ઉત્તર આપવો એજ સારૂં."

દ્રવ્યનો સ્પર્શ કર્યા વિના દેશભ્રમણ કરી કેટલેક સ્થળે કેવા બનાવો બન્યા હતા તે સંબંધી એક દિવસ સ્વામિજીએ હરિપદબાબુને સર્વ વર્ણન કહ્યું હતું. કોઇ સ્થળે ત્રણ દિવસ ઉપવાસ કર્યા પછી અત્યંત ક્ષુધાતુર સ્થિતિમાં એક મનુષ્યે એવા તીખા દાળ ભાત સાથે શાક આપ્યું કેઃ જે જીભ ઉપર મૂકતાંજ નાભિ પર્યંત ભયાનક જ્વાળા ઉત્પન્ન થઇ હતી! અંતે વાડકીયો ભરીને આંમલીનું પાણી પીવા છતાં પણ તે જ્વાળા શાંત થઇ નહિ! એક સ્થળે તો ભિક્ષા માગતાંજ ગૃહસ્વામિએ અનેક ગાળો દઇ હાંકી કહાડયા હતા! તેણે કહ્યું હતું કેઃ "મ્હારે ઘેર ઢોંગી, ચોર, જુગારી, બદમાશ સાધુઓને ભિક્ષા મળશે નહિ!" તેઓ અનેક દિવસ પર્યંત ડિટેકટિવ પોલિસની દ્રષ્ટિ તળે કેવી રીતે રહ્યા હતા તે પણ કહી સંભળાવ્યું હતું. તેમના પ્રવાસની વિપદ્ વાર્તા સાંભળી હરિપદબાબુ વિચાર કરવા લાગ્યા કેઃ "અહા! એમણે કેટલાં બધાં કષ્ટ અને કેટલી દુઃખી સ્થિતિ સહન કરી છે." પરંતુ સ્વામિજી તો જાણે તે સર્વ આનંદના પ્રસંગો વિત્યા હોય તેમ પોતાનો અનુભવ કહેતાં અતિશય હાસ્ય કરતા અને આનંદ પામતા*. અંતે સ્વામિજીએ કહ્યું હતું કેઃ "એ સર્વ મહામાયાની ક્રીડા છે."

---

* આ સમયે અમને એક પ્રસંગ યાદ આવે છે. તે ઉપરથી વાંચકો જોઇ શકશે કે શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના શિષ્ય સન્યાસીયોમાં કેટલી સહનશીલતા હોયછે. ૧૯૨૦ ફેબ્રુવારીમાં રામકૃષ્ણ મિશનની દેહેરાડુન શાખાના પ્રેસિડન્ટ પુજ્યપાદ સ્વામિ કરૂણાનંદજી એક સ્કુલ માટે ફંડ ઉઘરાવવા અમદાવાદમાં પધાર્યા હતા. પ્રથમ દિવસે તેઓ બેચાર સ્થળે ફર્યા પણ કોઇએ તેમને ભિક્ષાનો ભાવ ન પુછયો. મ્હોટા મ્હોટા શ્રીમંતો પાસે તેઓ ગયા પણ તેમણે સુદ્ધાં તેમને ભિક્ષા માટે કિંવા નિવાસ કરવાનું કહ્યું ન હતું. ૮–૧૦ દિવસ પછી આ સેવકને તેમનાં દર્શન થયાં, વાર્તાલાપ પણ થયો, છતાં તેમણે અમને પોતાની કષ્ટ કાહિની કહી નહતી. તેમના ગયા પછીજ ખબર પડી કે અમદાવાદ જેવા મ્હોટા, રાજનગરમાં લક્ષ્મિ માતાના ખોળામાં આળોટતા શ્રીમંત સજ્જનોએ પણ સ્વામિજીની આગતા સ્વાગતા કરી, તેમને નિવાસ માટે સારૂં સ્થાન કિંવા ભિક્ષાનો ભાવ પણ ન પુછયો! પ્રભુ એવા લક્ષ્મી પુત્રોને સન્મતિ અને સાચી ભક્તિ આપો. લેખક.

સ્વામિજીનો અદ્ભુત સ્વદેશ પ્રેમ અને દરિદ્રીઓ પ્રત્યે સહાનુભૂતિ સંબંધી હરિપદબાબુ લખે છે કે: "એક દિવસની વાત છે. કલકત્તામાં એક મનુષ્ય અન્નાહાર વગર મરણ પામ્યાના સમાચાર વર્તમાનપત્રમાં વાંચતાંજ સ્વામિજીના પ્રાણ રડી ઉઠ્યા. એ સમયે તેઓ એટલા બધા દુઃખી થયા હતા કે કાંઇ કહેવાની વાતજ નહિ! તેઓ વારંવાર કહેવા લાગ્યા કે: "હવે દેશ રસાતળ જશે!" કારણ પૂછતાં બોલ્યા કે: "આપણા દેશમાં મુષ્ટિ અન્ન દાન કરવાની પ્રથા ચિરકાલથી ચાલતી આવે છે. કોઇ મનુષ્ય ગમે તેટલો ગરીબ હોય તો પણ તેને બે વખત બે મુષ્ટિ અન્ન મળે છે. તેનું પેટ ભરાય છે. દુર્ભિક્ષ સિવાય અન્ન વગર કોઇ મરણ પામતું સાંભળ્યું નથી. પરંતુ આજે તો મ્હેં પ્રથમજ સાંભળ્યું કે: કલકત્તા જેવા વિશાળ વસતિવાળા શહેરમાં એક માણસ અન્ન વગર મરણ પામ્યો! અંગ્રેજી શિક્ષણની કૃપાથી એ પૈસા ભિક્ષુકને આપતાં તેનો દુરૂપયોગ થાય છે એવું હું સમજતો તેથી મ્હેં સ્વામિજીને કહ્યું કે: "સ્વામિજી! ભિક્ષુકોને દાન કરવાથી પૈસાનો સદ્ઉપયોગ થાય છે કે? હું તો સમજું છું કે એમ કરવાથી પૈસાનો સદ્-ઉપયોગ નહિં પણ દુરૂપયોગજ થાય છે. કારણ કે વિના પરિશ્રમે પૈસા મળતા હોવાથી તેઓ ગાંજા ભાંગનું સેવન કરે છે અને વિશેષ નિકૃષ્ટ સ્થિતિમાં ઉતરે છે. લાભ એટલો કે દાતાનો કેટલોક મિથ્યા ખર્ચ વૃદ્ધિ પામે છે!" સ્વામિજીએ ઉત્તર દીધો કે: "જો માણસની શક્તિ હોય તો ભિક્ષુકોને બને તે દાન કરવું. આપો તો ૧-૨ પૈસા. તેમાં તે શું કરે છે ને શું નહિ તે તરફ લક્ષ્ય આપી માથું ખરાબ કરવાનું કારણ શું? જો તેને અન્ન કે વસ્ત્રની ખોટ હશે અને તમે કિંચિત્ પણ દાન નહિં કરો તો તે ચોરી કરશે. તેથી વળી વિશેષ અનિષ્ટ થશે. ગાંજા ભાંગથી માત્ર તેનું એકલાનુંજ નુકસાન, પરંતુ ચોરી કરવાથી સમસ્ત સમાજનું નુકશાન થાય. આપણા દેશમાં ભિક્ષુકો ચિરકાલથી ભગવાનને નામે ભિક્ષા માંગે છે. દાતાઓની ફરજ પણ છે કે તેમણે તેમને દરિદ્રનારાયણ સમજી ભિક્ષા આપવી. કારણ કે તે દાનરૂપ કર્મ દ્વારા તમારી ચિત્ત શુદ્ધિના સાધનમાં સહાયતા થાય છે. તમે જે દાન કરો છો તેને બદલે તમને જે પ્રાપ્ત થાય છે, તેનું મૂલ્ય અગ-

ણિત છે. શું તમારા દાનથી કોઇના પ્રાણને શીતલતા વળે તો તેનો આશીર્વાદ તમને નથી મળતો ? યાદ રાખજો કે દાનનું ફળ મળ્યા વગર રહેતુંજ નથી."

એક દિવસ હરિપદબાબુએ પૂછ્યું કે: "સ્વામિજી! આજે આપને વાદવિવાદમાં ઘણું કષ્ટ સહન કરવું પડ્યું છે !" તેમણે કહ્યું: "ભાઇ ! તમે જે પ્રકારના ઉદ્યોગપરાયણ–Utilitarian–છો તે જોતાં હું ચુપચુપ બેસી રહું તો તમે મ્હને મુષ્ઠિ અન્ન પણ આપો ખરા કે? હું આ પ્રમાણે સદ્ ચદ્ ઉત્તર આપું છું ત્યારેજ લોકોને આનંદ થાય છે, અને તેથીજ લોકોનાં ટોળેટોળાં મ્હારી પાસે આવે છે, પરંતુ જે મનુષ્યો ભરસભામાં વાદવિવાદ અને પ્રશ્ન કરે છે તે સર્વને વાસ્તવિક સત્ય જાણવાની ઇચ્છાજ નથી. હું પણ સારી પેઠે સમજી શકું છું કે ક્યો મનુષ્ય કેવી ઇચ્છાથી મ્હને પ્રશ્ન પૂછે છે. હું પણ તેમને તેવાજ ઉત્તર આપું છું." હરિપદબાબુએ પુછ્યું કે: "વારૂ સ્વામિજી, પણ પ્રત્યેક પ્રશ્નના સ્પષ્ટ ઉત્તર તેજ ક્ષણે આપ શી રીતે દઇ શકો છો?" તેમણે કહ્યું કે: "એ સર્વ પ્રશ્નો તમને નૂતન જણાય છે. પરંતુ મ્હને તો કેટલીયે વખત કેટલાંયે માણસોએ એ પ્રશ્નો પુછેલા હોય છે, અને મ્હેં તેના અનેક વખત ઉત્તર દીધેલા હોય છે." હરિપદબાબુએ પુછ્યું કે: "સ્વામિજી! ત્યારે તો ધર્મનું યથાર્થ જ્ઞાન મેળવવાની જિજ્ઞાસા હોય તો ઘણા ગ્રન્થોનું અધ્યયન કરવું પડે?" સ્વામિજીએ ઉત્તર દીધો કે: "મનુષ્યને પોતાને ધર્મ સમજવા માટે વિશેષ અભ્યાસની આવશ્યક્તા નથી. પરંતુ જો અન્યને સમજાવવો હોય તો વિશેષ અધ્યયનની આવશ્યકતા છે. અમારા ગુરૂ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ "રામકેષ્ટ" એમ અશુદ્ધ શબ્દ લખીને પોતાની સહી કરતા, પરંતુ ધર્મનું સારતત્ત્વ તેમના કરતાં કોણ વિશેષ સમજી શક્યું હતું?"

હરિપદબાબુ માનતા હતા કે: સાધુ સન્યાસીનું સ્થૂલ શરીર સદા સન્તુષ્ટ રહેવું અસંભવિત છે. અર્થાત્ તેમને જેટલું દાન કરો તેટલું ઓછું. તેઓ હમેશાં અસંતોષી જ જણાય છે. એક દિવસ હસતાં હસતાં સ્વામિજી તરફ કટાક્ષ દ્રષ્ટિ નાંખી એ પ્રમાણે વિચારો જણાવવાથી તેમણે પણ હાસ્ય

મશ્કરીમાં જ ઉત્તર દીધું કે: " આ મ્હારૂં શરીર Famine Insurance Fund ફેમીન ઇન્સ્યુરન્સ ફન્ડ છે. જો પાંચ સાત દિવસ અન્નાહાર ન મળે તો પણ મ્હારા શરીરમાંની ચરબી મ્હારૂં રક્ષણ કરે છે. પરંતુ તમને એક દિવસ જો અન્ન ન મળે તો તમે સર્વત્ર અંધકાર જ જુવો. જે ધર્મ દ્વારા માણુસ સુખી ન થઇ શકે તે વાસ્તવિક ધર્મ જ ન કહેવાય. મનુષ્યને સુખી કરવો એજ ધર્મનો મૂળ ઉદ્દેશ્ય છે. પર જન્મમાં સુખ પ્રાપ્ત કરવા માટે આ જન્મમાં દુઃખ ભોગવવું એ બુદ્ધિમાનનું કર્તવ્ય નથી. જે ધર્મ દ્વારા આ જન્મમાં–આ ક્ષણુથી જ સુખી થઇ શકાય, તે જ વાસ્તવિક માનવ ધર્મ કહી શકાય. ઇન્દ્રિય–ભોગ જનિત સુખ તો ક્ષણુ સ્થાયી છે અને તેની સાથે જ દુઃખ પણુ અનિવાર્ય સમજવું. બાળક, અજ્ઞાની અને પશુ પ્રકૃતિના મનુષ્યો જે એ ક્ષણુ સ્થાયી દુઃખ–મિશ્રિત સુખને વાસ્તવિક સુખ માની લે છે, જો એ સુખને કોઇ જીવનનો એક માત્ર ઉદ્દેશ્ય સમજી ચિરકાળ સંપૂર્ણ રૂપે નિશ્ચિત અને સુખી થઇ શકે તો તે કાંઇ ખોટું નથી પરંતુ આજ પર્યંત તેવાં મનુષ્યો જોવામાં આવ્યાં નથી. સચરાચર એવું જ જોવામાં આવે છે કે: મનુષ્યો ઇન્દ્રિયોની તૃપ્તિને જ સુખ માની લે છે તેઓ પોતાના કરતાં ધનવાન્, વિલાસી મનુષ્યોને અધિક સુખી માની તેનો દ્વેષ કરે છે અને તેમનો અનેક ઉચ્ચ પ્રકારનો ઇન્દ્રિય–ભોગ જોઇ–સાંભળી તેવી સ્થિતિ–સુખ પ્રાપ્ત કરવા લલચાઇને દુઃખ પામે છે. સમ્રાટ અલેક્‌ઝાન્ડરે સમસ્ત પૃથ્વી ઉપર વિજય પ્રાપ્ત કર્યા પછી વિજય પ્રાપ્ત કરવા જેવો હવે કોઇ દેશ રહ્યો નથી એમ વિચારી તે શોક કરવા લાગ્યો! અર્થાત્ અસંતોષી–લોભી–મનુષ્યને તો ગમે તેટલી સમૃદ્ધિ મળે તો પણ તેને દુઃખ થયાં જ કરે છે! બુદ્ધિમાન્ જ્ઞાની પુરૂષોએ અનેક વસ્તુ સ્થિતિ જોઇ-સાંભળીને–અનુભવ કરીને છેવટે એવો જ સિદ્ધાન્ત કર્યો છે કે: કોઇ પણુ ધર્મ ઉપર મનુષ્યને જો સંપૂર્ણ વિશ્વાસ હોય તો જ મનુષ્ય નિશ્ચિત અને યથાર્થ સુખી થઇ શકે છે!

વિદ્યા બુદ્ધિ વગેરે સર્વ વિષયોમાં પ્રત્યેક માનવ પ્રકૃતિ ભિન્ન ભિન્ન જોવામાં આવે છે. તેથી તેમને ઉપયોગી હોય એવા ભિન્નભિન્ન ધર્મની આવ-

શ્યકતા છે. નહિં તો તે કોઇ પણ પ્રકારે તેમને સંતોષ પ્રદથાય નહિ–કોઇ પણ પ્રકારે તેઓ તેનું અનુષ્ઠાન કરી યથાર્થ સુખી થઈ શકે નહિ. પોતપોતાની પ્રકૃતિને ઉપયોગી હોય એવો ધર્મ મત તેમણે પોતે જ વિચારી, તપાસી, અવલોકન કરી, પસંદ કરી લેવો જોઇએ. એ સિવાય અન્ય ઉપાય જ નથી. ધર્મ ગ્રન્થોનો અભ્યાસ, ગુરૂ ઉપદેશ, સાધુ દર્શન, સત્સંગ, વગેરે મનુષ્યને પોતાના ઇચ્છિત કાર્યમાં સહાય કરી શકે તેમ છે.

મરચાં, મરી વગેરે તીક્ષ્ણ–તીખા પદાર્થો સ્વામિજીને બહુ પ્રિય હતા. એક દિવસ તેનું કારણ પુછતાં તેમણે ઉત્તર દીધો હતો કેઃ " પર્યટન સમયે સન્યાસીઓને દેશ વિદેશના નાના પ્રકારે દુષિત થયલાં જળપાન કરવાં પડે છે. તેથી શરીર બગડે છે. એ દોષ નિવારણ કરવા માટે સાધુઓમાંના અનેક ગાંજો ચરસ વગેરેનુ સેવન ( નિસા ) કરે છે. હું પણ એજ કારણને માટે આટલાં બધાં મરચાં–મરીનો ઉપયોગ કરૂં છું."

"વાક્‌વિતણ્ડા કરવાથી ધર્મની પ્રાપ્તિ થતી નથી. ધર્મ તો પ્રત્યક્ષ અનુભવનો વિષય છે. એ વિષય બરાબર સમજાવવા માટે સ્વામિજી પ્રસંગોપાત કહેતા કેઃ "The test of pudding is in eating." ભોજ્ય વસ્તુનો આહાર કાર્યથી તૃપ્તિ થાય છે. માત્ર નજરે જોવાથી નહિં. તેમ ન થાય તો કંઈ ફળજ નહિ. ધર્મનો અનુભવ કરવો જોઇએ. વાતો કે ભાષણોથી શો ફાયદો ?" સ્વામિજી કપટી સન્યાસીઓ ઉપર બહુ ગુસ્સે થતા. તેઓ કહેતા કેઃ "ઘરમાં રહીને અનેક પ્રકારના ભોગવિલાસ સમ્મુખ હોય છતાં તેના ઉપર વિરાગ જન્મે ત્યાર પછી અર્થાત્ મન ઉપર અધિકાર સ્થાપન કર્યા પછી જ ઘર–બહાર જવું ઉચિત છે નહિ તો તાજો વૈરાગ્ય ઓછો થતાં જ કેટલાક માણસો ગાંજાખોર સાધુ સંતોની ટોળીમાં ભળી જાય છે અને પરિણામે તેનું સર્વ નષ્ટ થાય છે !" હરિપદબાબુએ પૂછ્યું કેઃ " ઘરમાં રહીને વિરાગી થવું એ તો બહુ કઠિન જ. મનુષ્યે સર્વ ભૂત માત્રને સમાન દ્રષ્ટિયે જોવાં, રાગદ્વેષ ત્યાગ કરવો વગેરે જે સર્વ કાર્ય ધર્મ પ્રાપ્તિ માટે મૂખ્ય સહાયક છે તે પ્રમાણે જો હું આજથી કરવા માંડું તો કાલથી મ્હારા નોકરો, તાબાના અમલદારો અને દેશના લોકો મ્હને એક ક્ષણ પણ

શાંતિથી ટકવા દેશે નહિઃ” સ્વામિજીએ ઉત્તર દેતાં પરમહંસદેવ કહેતા તે સર્વ વચનો અને સન્યાસીની વાર્તા કહી સંભળાવી. તેમણે કહ્યું કેઃ “કર્તવ્ય પાલન કરો છો એમ માનીને જ સર્વ કાર્ય કરજો. કદી પણ અહંકાર કરશો નહિ. કોઇ દોષ કરે તો તેને શિક્ષા પણ કરજો પણ તેને શિક્ષા કરતાં કદી પણ ગુસ્સો કરશો નહિ.” પછી પૂર્વ પ્રસંગ પુનઃ કહેતાં બોલ્યા કેઃ “એક સમયે હું એક પોલિસ ઇન્સેક્ટરને ત્યાં અતિથિ રૂપે રહ્યો હતો. ઇન્સ્પેક્ટરને ઉત્તમ પ્રકારનું ધર્મજ્ઞાન અને ભક્તિ લાભ થયો હતો. તેને સવાસો રૂપિયા પગાર મળતો. પરંતુ મ્હેં જોયું કે તેના ઘરનો ખર્ચ મહિને બસો ત્રણસો રૂપિયા હતો. જ્યારે તેની સાથે સારો પરિચય થયો ત્યારે તેને મ્હેં પૂછ્યું કેઃ “આપનો ખર્ચ આવક કરતાં ઘણો ભારે છે તે શી રીતે પુરો પડે છે?” તેણે સ્મિત હાસ્ય કરી ઉત્તર દીધોઃ “આપના જેવા જ ચલાવે છે. આ તીર્થસ્થાનમાં જેટલા સાધુ સન્યાસીયો આવે છે તે બધા જ કાંઇ આપના જેવા નથી. અમને સંદેહ ઉપજતાં જ તેની જડતી લઇએ છીએ. અનેક સાધુઓ પાસેથી પુષ્કળ રૂપિયા નિકળે છે. જેના ઉપર અમને ચોર તરીકે શક પડે છે તે લોકો રૂપિયા પડતા મૂકીને ન્હાસી જાય છે, અને અમે તે સર્વ અમારા ગજવામાં મૂકી દઇએ છીએ! બીજી લાંચ રૂશ્વત હું લેતો નથી.”

ઢોંગી, પ્રપંચી સન્યાસીઓ સંબંધી વાત નિકળતાં વળી એક વખત સ્વામિજીએ કહ્યું હતું કેઃ “સત્ય છે કેઃ અનેક બદમાસ માણસો વૉરંટના ભયથી કિંવા મહાન્ દુષ્કર્મ કરીને તે છુપાવવાની ધારણાથી સન્યાસીનો વેશ ધારણ કરી ફરતા ફરે છે. પરંતુ તેમાં તમારો પણ કંઇક દોષ છે. તમે ધારો છો કેઃ કોઇ સન્યાસી થયો કે તુર્તજ તે ઇશ્વરની પેઠે ત્રિગુણાતીત થઇ જાય! તે પેટ ભરીને આહાર કરે તેમાંયે પાપ, બિછાનામાં શયન કરે તેમાંયે પાપ, એટલું જ નહિં પણ પગે જોડા પહેરે તેમાંયે પાપ, અને માથે છત્રી ઓઢે તેમાંયે તમને તો પાપ જ જણાય! ગમે તેમ પણ તેઓ મનુષ્ય છે, તમારા અભિપ્રાય પ્રમાણે તો પૂર્ણ પરમહંસ થયા સિવાય તેમને ભગવાં પહેરવાનો અધિકાર નથી. એ પણ ભૂલ ભરેલું જ કહેવાય.

એક સમય મ્હારે એક સન્યાસી જોડે વાતચિત થઈ હતી. તેને ઉત્તમ વસ્ત્રો પહેરવાનો ભારે શૉખ હતો. તમે જો તેને જૂવો તો મહાન ભોગ વિલાસી જ માની લો. પરંતુ વાસ્તવિક જોતાં તે જ ખરો સન્યાસી હતો. અહાહા! શો તેનો વૈરાગ્ય! કેવો ભજનાનંદી!" હરિપદબાબુએ વાતચિતમાં તેમને "સાધુ" કહેલા હોવાથી તેમણે કહ્યું હતું કે: "અમે તો શું સાધુ છીએ? એવા અનેક સાધુ પડયા છે કે જેનાં દર્શન કિંવા સ્પર્શ માત્રથી જ દિવ્ય જ્ઞાનનો ઉદય થાય છે. એવા મહાત્મા તમારી નજરે ક્યાંથી પડે?"

હરિપદે "શ્રદ્ધા એજ ધર્મનું મૂલ." કહેવાથી સ્વામિજી સ્મિત હાસ્ય કરી બોલ્યા કે: "રાજા થવાથી અન્ન વસ્ત્રનું કષ્ટ રહેતું નથી પરંતુ રાજા થવું એજ મહાન્ કઠિન છે! શ્રદ્ધા એ શું કાંઇ બળપુર્વક ઉત્પન્ન થાય છે? અનુભવ ન થાય તો દ્રઢ શ્રદ્ધા ઉત્પન્ન થવી અસમ્ભવિત છે!" વળી એક વખત "સારૂં શું અને નઠારૂં શું" એ વિષય ઉત્થાપન થતાં સ્વામિજીએ કહ્યું કે: "અભિષ્ટ કાર્યમાં સાધન ભૂત તે જ સારૂં અને પ્રતિકૂલ–બાધક તેજ નઠારૂં. સારા નરસાનો વિચાર અમે ઉંચી નીચી જગ્યાની પેઠે જ કરીએ છીએ. જેમ જેમ ઉંચે ચઢવામાં આવશે તેમ તેમ બન્ને એક થઇ જશે. ચન્દ્રલોકમાં પહાડ અને પૃથિવી સર્વ છે પરંતુ આપણે તે સર્વ એકત્ર જ જોઇએ છીએ તેજ પ્રમાણે." સ્વામિજીમાં એક એવી અસાધારણ શક્તિ હતી કે ગમે તે મનુષ્ય ગમે તેવો પ્રશ્ન કરે તોયે શું? તત્ક્ષણાત્ પ્રશ્નને યોગ્ય એવો ઉત્તર તેમની હૃદયગુહામાંથી નિકળતો અને પ્રશ્ન કર્તાના મનનો સંદેહ તૂર્તજ દૂર થઇ જતો.

બાલ્યવિવાહ ઉપર સ્વામિજીને અત્યંત ગુસ્સો ઉપજતો. સર્વદા સર્વ મનુષ્યોને અને વિશેષતઃ બાળકોને સાહસ ધારણ કરી સમાજના એ કલંકિત દુષ્ટ રિવાજની વિરૂદ્ધ કમ્મર કસવા–લડત ચલાવવા–એ દુષ્ટ રિવાજ બંધ પાડવા અને ઉદ્યોગી તેમજ સંતુષ્ટ ચિત્તના થવા ઉપદેશ દેતા. સ્વદેશ ઉપર એમના જેવો દ્રઢ પ્રેમ અન્ય કોઇ મનુષ્યમાં જોવામાં આવતો નથી. વિલાયતથી પાછા આવ્યા પછી જેમણે સ્વામિજીનાં પ્રથમ દર્શન કર્યાં હતાં તે

સર્વે જાણતા નહોતા કે વિલાયત જતાં પહેલાં સ્વામિજી સન્યસ્તાશ્રમના કઠોર નિયમો વગેરે પાલન કરવામાં કેવા સાવચેત હતા. તેમના જેવા શક્તિમાન્ મહાપુરૂષે એટલા બધા સખ્ત નિયમો પાલન કરવાની આવશ્યકતા નથી એવું કોઇ મનુષ્યે એક વખત તેમને કહ્યું હતું. સ્વામિજીએ તેને ઉત્તરે દીધો હતો કે: "જુવો ભાઇ, મન એ જબરૂં ગાંડું છે. તે કદી પણ ચુપ થઇને બેસી રહેતું નથી. જરા પણ સમય મળતાં જ તે નવીન માર્ગે ખેંચીને લઇ જાય છે. તેથી જ સર્વેએ સખ્ત નિયમ બંધનમાં રહેવું આવશ્યક છે. સન્યાસીઓએ પણ તે જ ગાંડા મન ઉપર અંકુશ રાખવા માટે નિયમના બંધનમાં રહેવું જ જોઇએ. બધાં મનુષ્યો એમજ માની લે છે કે પોતાના મન ઉપર પોતાનો સખ્ત અંકુશ છે. તેમ છતાં જાણી જોઇને તેઓ મનને જરા છૂટું મૂકે છે એટલું જ! પરંતુ મન ઉપર કેટલો અંકુશ છે, મન કેટલું વશ છે તેની પરીક્ષા કરવી હોય તો એક વખત ધ્યાન કરવા બેસતાં જ ખાત્રી થઇ જશે. અમુક વિષય ઉપર વિચાર કરવાની ધારણા રાખી બેસતાં લાગલાગટ દશ મિનિટ પર્યંત તે વિષય ઉપર મન સ્થિર રાખી શકાતું નથી. બધા પુરૂષો એમજ ધારે છે કે: અમે સ્રીને વશ નથી પરંતુ તેઓજ પ્રેમ પૂર્વક સ્રીનો આદર સત્કાર કરે છે! મનને વશ રાખવાનું કહેનાર મનુષ્યો પણ એવા જ પ્રકાર છે! મન ઉપર વિશ્વાસ રાખી કદી પણ નિશ્ચિંત થવું નહિ. મનને કદી પણ નિયમ-બંધનમાંથી મુક્ત કરવું નહિ. જે મનુષ્યો મનને જરાતરા પણ ઢીલું મુકે છે તેનાં સર્વ કાર્ય ભવિષ્યમાં બગડે છે."

બેલગામમાં જે જે મનુષ્યો સ્વામિજીના સંસર્ગમાં આવ્યા હતા તેઓ જડવિજ્ઞાન, રસાયણ, જ્યોતિષ, ભૂતત્ત્વ, અને ઉચ્ચ પ્રકારની ગણિત વિદ્યામાં તેમનો અસાધારણ અધિકાર જોઇ આશ્ચર્ય પામ્યા હતા. આ સમયે સ્વામિજી ધર્મવિષયક ગૂઢ પ્રશ્નોની, વિજ્ઞાન-સમ્મત ઉદાહરણની સહાયતાથી વ્યાખ્યા કરતા હતા. ધર્મનો કોઇ પણ પ્રસંગ ઉત્થાપન થતો તેને બરાબર લાગુ પડે એવું એકાદ વૈજ્ઞાનિક દ્રષ્ટાન્ત આપતા અને દર્શાવી આપતા કે ધર્મ અને વિજ્ઞાન એ બન્નેનું લક્ષ્ય સ્થાન એક જ છે અર્થાત્

સત્ય-નિર્ણય કરવાનો તેઓ યત્ન કરે છે.

હરિપદબાબુ કહેતા કે: "વાસ્તવિક રીતે પાશ્ચાત્ય-વિજ્ઞાનમાં દ્રષ્ટાન્ત-દ્વારા હિન્દુ ધર્મ સમજાવવામાં અને વિજ્ઞાન તથા ધર્મનું સમાનપણું દર્શાવી આપવામાં સ્વામિજીના જેવો અન્ય કોઇ પણ પુરૂષ જોવામાં આવ્યો નથી."

કેટલાક સમય ઉપર "ટાઇમ્સ" Times પત્રમાં એક મનુષ્યે એક સુન્દર પદ્યમાં પૂછ્યું હતું કે: "ઇશ્વર એ શું છે? કયો ધર્મ સત્ય? વગેરે તત્ત્વ સમજાવું અતિશય કઠિન છે." એ પદ્ય મ્હારી તે સમયની ધર્મ-શ્રદ્ધા સાથે બરાબર મળતું હોવાથી મ્હેં તેને સાચવીને રાખી મૂક્યું હતું. આ સમયે તે મ્હેં સ્વામિજીને વાંચવા આપ્યું. વાંચીને તેઓ બોલ્યા કે: "લેખક ગડબડાધ્યાયમાં પડી ગયો છે." મ્હને પણ કંઇક કૌતુહલ ઉપજ્યું. ખ્રીસ્તી પાદરીઓ સાથે "ઇશ્વર દયામય અને ન્યાયી છે, એ બન્ને વસ્તુઓ એકી વખતે હોઇ શકે નહિં." એ પ્રશ્નનું બરાબર સમાધાન થયું નહતું. મ્હેં ધાર્યું કે: સ્વામિજી પણ એ સમસ્યા પૂર્તિ કરી શકશે નહિં. પરંતુ એજ પ્રશ્ન સ્વામીજીને પૂછતાં તેમણે કહ્યું હતું કે: "તમે તો ઘણું Science વિજ્ઞાન શિખ્યા હો એમ જણાય છે. પ્રત્યેક જડ પદાર્થમાં બે Opposite forces–centriptald & centrifugal શું act (કાર્ય) કરતું નથી? જ્યારે એ ઉભય opposite forces જડવસ્તુમાં હોવાનું સમ્ભવિત છે તો પછી દયા અને ન્યાય એ બન્ને opposite હોવા છતાં શું તે ઇશ્વરમાં હોઇ શકે નહિં? All I can say is lthat you have very good idia of your God. અહા! હું તો નિસ્તબ્ધ જ થઇ ગયો! મ્હને પૂર્ણ વિશ્વાસ હતો કે સત્ય is absolute. સમસ્ત ધર્મ એકે સમયે કદી પણ સત્ય હોઇ શકે નહિં. તેમણે મ્હારા એ પ્રશ્નોના ઉત્તરમાં કહ્યું કે: "આપણે જે વિષયમાં જે કાંઇ સત્ય માનીયે છીએ અથવા પાછળથી માનીશું તે સર્વ આક્ષેપિક સત્ય or relative truth છે. Absolute સત્યની ધારણા થવી એતો આપણા સીમાબદ્ધ મનબુદ્ધિને માટે અસંભવિત જ છે. જો કે સત્ય Absolute હોવા છતાં પણ ભિન્ન ભિન્ન

મનબુદ્ધિ સમીપ તે ભિન્નભિન્ન આકારમાં પ્રકટ થાય છે. સત્યની તે ભિન્ન આકૃતિ અથવા ભાવનાઓ, નિત્ય સત્યનું અવલંબન કરવાથી જ પ્રકટ થાય છે. તે સર્વ એક શ્રેણીનાં જ, એક દરજ્જાનાં જ, જેમ વેગળેથી અથવા નજીકથી સૂર્યનો Photograph ( છબી ) લેતાં એક જ સૂર્યની છબિ નાના પ્રકારની જોવામાં આવે છે અને મનમાં આપણે પ્રત્યેક છબિને ભિન્ન ભિન્ન સૂર્ય માનીએ છીએ તે પ્રમાણે જ સમજવું. આક્ષેપિક સત્ય એ નિત્ય સત્ય સમક્ષ એ પ્રમાણે જ સમજવું. તેથી પ્રત્યેક ધર્મ એ નિત્ય સત્યનો આભાસ કહેવામાં અસત્ય નથી."

Infinity ( અનન્ત પદાર્થ ) સંબંધી ચર્ચા ઉત્પન્ન થતાં સ્વામિજીએ જે ઉત્તર દીધો હતો તે બહુ જ સુન્દર અને અતિ સત્ય હતો. "There can be no two infinities." હરિપદ બાબુએ કહ્યું. કે: " સમય અનન્ત ( time is infinite ) અને આકાશ અનન્ત ( space is infinite ) છે. ત્યારે સ્વામિજી બોલ્યા કે: " આકાશ અનન્ત છે એતો સમજવામાં આવ્યું પરંતુ સમય અનન્ત છે એનો અર્થ સમજવામાં આવ્યો નહિં. ગમે તેમ હો, એક વસ્તુ અનન્ત છે એ તો સમજવામાં આવે છે પરંતુ બે વસ્તુ અનન્ત હોય તો કઇ વસ્તુ કયે સ્થળે રહેતી હશે વારૂ! જરા વિચાર કરી જૂવો તો જણાશે કે: સમય જે છે તેજ આકાશ પણ છે. વળી જરા વધારે વિચાર કરી જોશો તો જણાશે કે: સર્વ પદાર્થો અનન્ત છે અને તે સર્વ અનન્ત પદાર્થો એક સિવાય બે ચાર દશ કે અધિક નથી."

સ્વામિજી કહેતા કે: "ચેતન, અચેતન અને સ્થુળ, સૂક્ષ્મ એ સર્વ એકત્વની દિશામાં ઉર્દ્ધ શ્વાસે ધાવમાન થઇ રહ્યાં છે. પ્રથમ મનુષ્ય જેટલી જેટલી વસ્તુઓને જોવા લાગે છે તે પ્રત્યેકના ભિન્ન ભિન્ન નામ હોવાથી તેને ભિન્ન વસ્તુ માને છે. પછી વિચાર કરતાં એમ જ તેની ખાત્રી થાય છે કે: આ સમસ્ત વસ્તુઓ ૬૩ મૂળ દ્રવ્યોમાંથી જ ઉત્પન્ન થઇ છે. એ મૂળ દ્રવ્યોમાંનાં કેટલાંક મિશ્ર-દ્રવ્યો હોવાનો હમણાં સંદેહ ઉત્પન્ન થયો છે. પરંતુ રસાયણશાસ્ત્ર છેવટનો નિર્ણય કરશે ત્યારે તેમના જાણવામાં

આવશે કેઃ સર્વ વસ્તુઓ એકજ વસ્તુની અવસ્થાભેદ સ્થિતિ છે. બીજું કાંઇ જ નથી. પ્રથમ તાપ, પ્રકાશ અને વિજળીને સર્વે ભિન્ન ભિન્ન વસ્તુઓ જાણતા પરંતુ હમણાં ખાત્રી થાય છે કેઃ એ સર્વ એકજ વસ્તુ છે. તે માત્ર એક જ શક્તિની અવસ્થાન્તર–દશા છે. પ્રથમ તો સર્વ પદાર્થોને ચેતન, અચેતન અને ઉદ્‌ભિદ્ એમ ત્રણ શ્રેણીમાં વિભક્ત કર્યા હતા, ત્યારપછી જોયું કે ઉદ્‌ભિદ્‌માં પ્રાણ–ચેતન છે. માત્ર તેનામાં ચેતન પ્રાણીના જેવી ગમન શક્તિ નથી. તે સમયે ત્રીજી શ્રેણી ઉડી ગઇ અને બેજ શ્રેણી તેમને જણાઇ. ચેતન અને અચેતન. હવે વળી થોડા દિવસ પછી તેમની ખાત્રી થશે કે; "તેઓ જેને અચેતન કહે છે તેનામાં પણ થોડું ઘણું ચૈતન્ય છે. પ્રોફેસર જગદીશચંદ્ર બસુએ વિજળિક પ્રયોગ દ્વારા સિદ્ધ કર્યું છે કે ઉદ્‌ભિદ્ (વનસ્પતિ)માં પણ જીવ છે અને જડ વસ્તુના ચેતનત્વની પણ પરીક્ષા દ્વારા ખાત્રી કરી છે."

"પૃથિવીમાં જે ઉંચી નીચી જમીન જોવામાં આવે છે તે સતત્ સમતલ થઈ એક રૂપે બદલાવાનો યત્ન કરે છે. વર્ષાદ્‌નાં જળ વડે પર્વતાદિ ઉચ્ચ જમીન ધોવાઇ જઇ ખાડા ખાબોચિયાં પુરાઇ જાય છે. એક ઉચ્ચ વસ્તુ કોઇ સ્થળે સ્થાપવાથી તે ક્રમે ક્રમે ચારે દિશાની વસ્તુઓની પેઠે ઉચ્ચભાવ ધારણ કરવાનો યત્ન કરે છે. એ પ્રમાણે ઉચ્ચતાશક્તિ, સંચાલન વિકીરણાદિ ( Conduction, radiation) ઉપાય અવલંબન કરી સર્વદા સમાનભાવ અથવા એકત્વની દિશામાં અગ્રસર થાય છે."

વૃક્ષનાં ફળફુલ, પાંદડાં, ડાખળીઓ વગેરે ભિન્ન ભિન્ન જણાવા છતાં વાસ્તવિક રીતે જોતાં તે સર્વ એકજ હોવાનું વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણ આપે છે. ત્રણ ખુણીયા કાચમાંથી કોઇ પણ વસ્તુ જોતાં સફેદ રંગની એકજ વસ્તુ રામધનુષ્યના જેવા જૂદા જૂદા સાત રંગની જણાશે. સરલ દ્રષ્ટિયે લાલ અથવા લીલાં કાચના ચશ્મા વડે જોતાં સમસ્ત વસ્તુઓ લાલ અથવા લીલા રંગની જણાય છે એવો અનુભવ ભાગ્યે જ કોઇને નહિં થયો હોય."

"એજ પ્રમાણે જે સત્ય છે તેતો એકજ છે! માયાદ્વારા આપણે તેને

પૃથક્ પૃથક્ જોઇ શકીએ છીએ એટલું જ. તેથી જ દેશકાલાતીત અવિભક્ત અદ્વૈત સત્યનાં અવલંબનને લીધે મનુષ્યને ગમે તેટલું ભિન્ન ભિન્ન પદાર્થજ્ઞાન થાય તો પણ મનુષ્ય તે સત્યને ગ્રહણ કરી શકતા નથી. તે સત્યને તાદૃષ્ય કરી શકતા નથી."

આ પ્રમાણે શ્રવણ કર્યાથી હરિપદબાબુએ કહ્યું કે: "સ્વામિજી! આપણે નજરે જોઇએ તેજ સર્વ સમયે વાસ્તવિક સત્ય હોઇ શકે? બે રેલ પાટા લાવી સમાન અંતરે રાખી વેગળેથી જોતાં એમ જ જણાશે કે તે છેલ્લે એક સ્થળે એકત્ર મળી ગયા છે. એનું જ નામ Vanishing point–માયાની રજ્જુમા સર્પભ્રમ વગેરે optical delusion (દ્રષ્ટિભ્રમ) સર્વદા થયાં કરે છે. Calespar નામક પત્થર નીચે આંકેલી એક રેખા Double reflaction દ્વારા બે જણાય છે. એક લુડ-પેન્સિલને અર્ધા જલ ભરેલા કાચના પ્યાલામાં ડૂબાવવાથી Pencil નો ડૂબેલો વિભાગ ઉપરના વિભાગ કરતાં જાડો જણાય છે. સર્વ પ્રાણીનાં નેત્રો, ભિન્ન ભિન્ન શક્તિ વિશિષ્ટ એક એક લેન્સ Lens જેવાં છે. એક વસ્તુને આપણે જેટલી મ્હોટી જોઇ શકીએ છીએ તેને ઘોડા વગેરે પ્રાણીઓ આપણા જેટલી જ અથવા તેના કરતાં ઘણી મ્હોટી જોઇ શકે છે, કારણ કે તેમના નેત્રના લેન્સ ભિન્ન શક્તિવાળાં હોય છે. તેથી આપણે જે સ્વચક્ષુએ જોઇએ તે જ સત્ય હોવાનું પ્રમાણ શું? જોન્ સ્ટુઅર્ટ મિલે કહ્યું છે કે: "મનુષ્ય સત્ય શોધવા માટે દિવાનો–ગાંડો–બની જાય છે પરંતુ વાસ્તવિક સત્ય–Absolute truth–શોધવાની મનુષ્યમાં શક્તિ જ નથી! કારણ કે શોધનક્રમમાં વાસ્તવિક સત્ય તેના જાણવામાં આવે તો પણ તે સાચુ સત્ય છે તે જાણવાનું સાધન શું? આપણું સમસ્ત જ્ઞાન Relative, Absolute, સત્ય સમજવા શક્તિમાન નથી. તેથી જ મનુષ્ય Absolute અથવા જગત્ કારણને કદીપણ સમજી શકશે નહિં."

સ્વામીજી: "તમને અથવા સચરાચર લોકોને Absolute જ્ઞાન ન હોય તેથી અન્ય કોઇને એ જ્ઞાન જ નથી એવું શી રીતે તમે કહી શકશો? સ્વામિજીએ કહ્યું: "જ્ઞાન અને અજ્ઞાન અથવા મિથ્યાજ્ઞાન નામક બે પ્રકારની

ભાવના અથવા અવસ્થા છે. તમે હમણાં જેને જ્ઞાન કહો છો તે વાસ્તવિક રીતે મિથ્યા જ્ઞાન છે. સત્ય જ્ઞાનનો ઉદય થતાં જ મિથ્યાજ્ઞાન લુપ્ત થઇ જશે. તે સમયે તમને સર્વ એક જણાશે. દ્વૈતજ્ઞાન એ અજ્ઞાનતાને લીધેજ સમજવું."

હરિપદ: "આપ જેને સત્યજ્ઞાન કહો છો તે મિથ્યાજ્ઞાન હોઇ શકે અને અમારા દ્વૈતજ્ઞાનને આપ મિથ્યાજ્ઞાન કહો છો તે કદાચ સત્ય પણ હોઇ શકે."

સ્વામિજી: "વ્યાજબી કહો છો. તે માટેજ વેદ ઉપર વિશ્વાસ રાખવાની આવશ્યકતા છે. ઋષિ મુનિયો સમસ્ત દ્વૈતજ્ઞાનને પેલે પાર જઇ એક અદ્વૈત સત્યનો અનુભવ કરી જે કંઇ કહી ગયા છે તેનેજ વેદ કહે છે. સ્વપ્ન અથવા જાગ્રત અવસ્થામાં સત્યાસત્યનો નિર્ણય કરવાની આપણામાં શક્તિ નથી. જ્યાં સુધી એ ઉભય અવસ્થાની પેલે પાર જઇ તેની પરીક્ષા કરી ન શકાય ત્યાં સુધી કયી વસ્તુ સત્ય અને કયી વસ્તુ મિથ્યા છે તે કંઇ કહી શકાય ? માત્ર એટલું જ કહી શકાય કે ભિન્ન ભિન્ન અવસ્થાનો અનુભવ થાય છે. એક અવસ્થામા સ્થિત થશો ત્યારે અન્ય અવસ્થા ભરેલી જણાશે. સ્વપ્નમાં કલકત્તામાં આપવા લેવાનું કામ કરતા હો પરંતુ જાગ્રત થતાં જ જોઇ શકશો કે તમે બિછાનામાં સૂતા છો. જે સમયે સત્ય જ્ઞાનનો ઉદય થશે તે સમયે એક (અદ્વૈત) સિવાય બે (દ્વૈત) જોઇ શકશો નહિં, અને પૂર્વનું દ્વૈતજ્ઞાન મિથ્યા પ્રતીત થશે. પરંતુ એ સર્વ દીર્ઘ કાલના અભ્યાસથી બની શકે એમ છે. હાથમાં લેખણ ઝાલતાં શિખ્યા કે તુર્ત જ રામાયણ મહાભારત વાંચવાની ઇચ્છા થાય એ બને કેમ ? ધર્મ એ તો સાક્ષાત્ અનુભવ કરવાનો વિષય છે. કેવળ બુદ્ધિવડે સમજવાનો વિષય નથી. તે જ્ઞાનને પોતાની જાતે આચાર વ્યવહારમાં મુકવું જોઇએ તો જ એની સત્યાસત્યતા સમજી શકાશે. એ કથનને તમારી પાશ્ચાત્ય Chemistry, Physics વગેરેનું પણ અનુમોદન છે. વળી બે બાટલી હાઇડ્રોજન–Hydrogen અને એક બાટલી ઑક્સિજન–Oxygen હાથમાં ઝાલી, જળની અપેક્ષા કરવાથી શું જળ તૈયાર થશે? ના. તે બન્નેને એક સખ્ત સ્થળમાં રાખી તેમાં Electric current (વિજળિક

પ્રવાહ) પ્રવેશ કરાવવાથી તેનો Combination–સંયોગ–થતાં જ જળ બનેલું જોવામાં આવશે અને સમજી શકાશે કે: Hydrogen અને Oxigen નામક ગ્યાસના સંયોગથી જળ ઉત્પન્ન થયું છે. અદ્વૈતજ્ઞાન ઉપલબ્ધ કરવા માટે પણ એ પ્રમાણે ધર્મ ઉપર શ્રધ્ધા રાખવી જોઇએ. કર્મ–અધ્યવસાય કરવો જોઇએ, જીવતોડ યત્ન થવો જોઇએ તો જ બને. બધું અભ્યાસથી બને છે. એક મહિનાનો અભ્યાસ ત્યાગ કરવાથી કોઇ પણ કાર્ય કેટલું કઠિન થઇ પડે છે ત્યાં વળી દશ વર્ષના અભ્યાસની તો વાત જ શી કરવી? પ્રત્યેક મનુષ્યના સેંકડો વર્ષનાં કર્મફળ તેની પીઠે બંધાઇ રહ્યાં છે. એક ક્ષણ સ્મશાન વૈરાગ્ય થતાં જ મનુષ્ય દ્વૈત મટી અદ્વૈત થવાના વિચારો કરે, અને કહે કે: મ્હને કશું અદ્વૈત જણાતું નથી. તો તેમાં વાંક કોનો? તેના અભ્યાસનો.”

હરિપદ: “સ્વામિજી, આપનું એ કથન સત્ય હોય તો પછી fatalism અદ્રષ્ટવાદ ઉપસ્થિત થાય. જો અનેક જન્મનાં કર્મફળ એક જન્મમાં લુપ્ત થઇ શકે એમ હોય તો પછી વિશેષ યત્ન અને આગ્રહ શા માટે કરવો? સર્વે જીવોની સાથે જ અમારી પણ મુક્તિ થશે.”

સ્વામિજી: “ના, એમ નહિ. કર્મફળ તો અવશ્ય ભોગવવું જ પડે છે, પરંતુ અનેક કારણોને લીધે એ સર્વે કર્મફળ ઘણા જ ઓછા સમયમાં પૂર્ણ કરી લેવાનું બની શકે એમ છે. મેજિક લેન્ટર્નની ૫૦ છબિયો ૧૦ મિનિટમાં જોઈ શકાય અને કોઇક વખત ધીમે ધીમે જોતાં જોતાં સમસ્ત રાત્રિ પણ વ્યતીત થઇ જાય. એ તો માત્ર મનુષ્યના આગ્રહ ઉપર આધાર રાખે છે.

સૃષ્ટિ રહસ્ય સંબંધી પણ સ્વામિજી અતિ સુન્દર વ્યાખ્યા કરતા હતા. “સૃષ્ટિની વસ્તુ માત્ર સગવડને ખાતર, ચેતન અને જડ, એમ બે વિભાગમાં વિભક્ત છે. મનુષ્ય એ સૃષ્ટ વસ્તુના ચેતન વિભાગનું એક મુખ્ય શ્રેષ્ઠ પ્રાણી છે. કોઈ ધર્મમત કહે છે કે: ઇશ્વર, પોતાના જેવી જ, રૂપ શીલ સર્વ શ્રેષ્ઠ માનવજાતિને નિર્માણ કરે છે. કોઇ કહે છે કે: મનુષ્ય એ માત્ર પુછડી વગરનાં વાંદરાં છે. કોઇ કહે છે કે મનુષ્યમાં જ માત્ર સારાસારનું જ્ઞાન છે. કોઇ કહે છે કે તેનું કારણ મનુષ્યના મસ્તકમાં જળનો

અંશ વિશેષ છે. ગમે તેમ હો પણ મનુષ્ય પ્રાણીયો અને અન્ય પ્રાણી સમુહ એ સૃષ્ટ પદાર્થનો અંશ છે એમાં તો મતભેદ છે જ નહિ. હમણાં સૃષ્ટ પદાર્થનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે એક તરફ પાશ્ચાત્ય વિદ્વાનો પ્રથક્કરણ રૂપ અનેક ઉપાયો અવલંબન કરી એક વસ્તુનો નિર્ણય કરવા માટે અનેક સંશોધન કરવા લાગ્યા અને અન્ય દિશામાં આપણા પૂર્વ પુરૂષો ભારતવર્ષની ઉષ્ણ હવામાં અને ફળદ્રૂપ ભુમિ પર, શરીર રક્ષણ માટે માત્ર સામાન્ય સમય વ્યય કરી, કૌપીન ધારણ કરી, દીપકના ઝાંખા પ્રકાશમાં બેસી, ઝરણાંના જળ પાન કરી વિચાર કરવા લાગ્યા કે: જગત્‌માં એવી કંઇ વસ્તુ છે કે જેનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી સર્વ વસ્તુનું જ્ઞાન થઇ શકે. ( જો કે તેમાં અનેક પ્રકૃતિનાં મનુષ્યો હતાં તેથી જ "દ્રવ્ય વસ્તુ એજ સત્ય છે" એવું માનનાર ચાર્વાક મત Ultra-materialistic theory થી તે શંકરાચાર્યજીના અદ્વૈત મત પર્યંત સમસ્ત વિચારો આપણા ધર્મમાં જોવામાં આવે છે. ) ક્રમે બન્ને મતવાદીઓ એક સ્થળે એકત્ર થાય છે, અને એક જ સૂત્ર બોલવાનો આરંભ કરે છે. બન્ને મતવાદીઓ કહે છે કે: આ બ્રહ્માણ્ડના સમસ્ત પદાર્થો એક અનિર્વચનીય અનાદિ અનન્ત વસ્તુનો માત્ર પ્રકાશ જ છે. કાળ અને આકાશ ( Time and space ) પણ તેજ છે. કાલ અર્થાત્ યુગ, કલ્પ, વત્સર, માસ, દિવસ, અને ઘડી પળ વગેરે સમયે-સૂચક કાલ, જેનો અનુભવ કરવામાં સૂર્યની ગતિ પણ આપણને મુખ્ય સહાયક છે. વિચાર કરી જોતાં તે કાળ એટલે શું? સૂર્ય એ કાંઇ અનાદિ નથી. એક સમય એવો પણ હતો કે જે સમયે સૂર્યનો જન્મ થયો હતો. વળી એક સમય એવો પણ આવશે કે જે વખતે સૂર્યનું અસ્તિત્વ રહેશે નહિ એ પણ નિશ્ચય જ. તેમ થવાથી અખણ્ડ સમય એક અનિર્વચનીય ભાવના અથવા વસ્તુ વિશેષના ધ્યાન સિવાય બીજું શું? આકાશ (અથવા અવકાશ) કહેતાં આપણે પૃથ્વિની અથવા સૌર જગત્ સંબંધી એક અલ્પ સિમાબધ્ધ સ્થાન સમજીયે છીએ. પરંતુ તે સમગ્ર સૃષ્ટિનો એક અંશજ છે. તે સિવાય બીજું કાંઇ નથી. એવું પણ એક આકાશ-અવકાશ-હોવાનો સંભવ છે કે જે સ્થળે કોઇ પણ સૃષ્ટ વસ્તુ જ

નથી, અર્થાત્ અનન્ત આકાશ પણ તદ્રૂપ સમયની પેઠે અનિર્વચનીય એક ભાવના અથવા મુખ્ય વસ્તુ જ છે. હવે આપણે જોઈએ કે સૌર જગત્ અને સૃષ્ટ વસ્તુઓનો જન્મ ક્યાંથી–કેવી રીતે થયો ? સાધારણ રીતે જ આપણે કર્ત્તા સિવાય ક્રિયા જોઈ શકીએ નહિ. તેથી એવું ધારવામાં આવે છે કે: આ સૃષ્ટિનો અવશ્ય કોઈ કર્ત્તા હોવો જોઈએ. એ જોતાં તો સૃષ્ટિ કર્ત્તાનો પણ કોઈ સૃષ્ટિ કર્ત્તા હોવો જોઈએ, પરંતુ તેમ હોઈ શકે નહિ. તેથી જ આદિ કારણ સૃષ્ટિ કર્ત્તા અથવા ઈશ્વર જ અનાદિ, અનિર્વચનીય, અનન્તભાવનાત્મક અને મૂખ્ય વસ્તુ છે. અનન્તમાં બહુત્વ સમ્ભવિત નથી. તેથી એ સર્વ અનન્ત પદાર્થ એક અને તે એક જ સર્વ રૂપે પ્રકાશિત થઈ રહ્યો છે.

હરિપદબાબુ જોઈ શક્યા કે: સ્વામિજી માત્ર દર્શન, વિજ્ઞાન, અને ધર્મ ગ્રન્થોનું અધ્યયન કરીને શાન્ત પડયા નથી પણ તેમણે નાટક, નૉવેલો પણ પુષ્કળ વાંચ્યાં છે. એક દિવસ કથાવાર્તા પ્રસંગે સ્વામિજી, Pickwick Papers માંથી બે ત્રણ પાના સંપૂર્ણ બોલી ગયા. હરિપદબાબુએ પણ તે ગ્રન્થો અનેક વખત વાંચ્યા હતા, તેથી તેઓ કયે સ્થળેથી બોલે છે તે સમજી શક્યા. તેથી તેમને અતિ આશ્ચર્ય થયું હતું. તેઓ વિચાર કરવા લાગ્યા કે: "સન્યાસી થઈને સ્વામિજી, સામાજિક ગ્રન્થમાંથી ઉપરોક્ત પાઠ શી રીતે જાણી શક્યા ? કદાચ પૂર્વે તેઓ એ ગ્રન્થ ઘણી વખત વાંચી ચૂક્યા હશે." ખુલાસો પૂછતાં જ સ્વામિજીએ કહ્યું: "માત્ર બે વખત મ્હેં વાંચ્યું છે. એક વખત સ્કુલમાં અને બીજી વખત પાંચ છ માસ ઉપર." હરિપદબાબુ આશ્ચર્ય પામી બોલ્યા: "એટલામાં કણ્ઠસ્થ થયું શી રીતે ? અમને કેમ યાદ રહેતું નથી ?" સ્વામિજીએ કહ્યું: "એકાન્ત ચિત્તે વાંચવું જોઈએ. ખાદ્ય પદાર્થના સાર ભાગમાંથી તત્ત્વ વસ્તુનો ત્યાગ નહિ કરતાં તેને શરીરમાં assimilate પચાવવો જોઈએ."

એક દિવસ સ્વામિજી મધ્યાહ્ન સમયે શય્યામાં એક ગ્રન્થ લઈ વાંચતા હતા. હરિપદબાબુ અન્ય ઓરડામાં હતા. એકાએક સ્વામિજી એવું ઉચ્ચ હાસ્ય કરી પડયા કે: તે હાસ્યનું કોઈ ખાસ કારણ હોવું જોઈએ એવી

કલ્પના કરી હરિપદબાબુ સ્વામિજી વાળા ઓરડાના દ્વાર પાસે આવી ઉભા. તેમણે જોયું કેઃ કાંઇ ખાસ કારણ બન્યું નથી. સ્વામિજી પ્રથમની પેઠેજ પુસ્તક વાંચી રહ્યા છે. તેઓ પંદર મિનિટ પર્યંત સ્વામિજીની બાજુમાં ઉભા રહ્યા તથાપિ સ્વામિજીની દ્રષ્ટિ તેમના તરફ આકર્ષાઇ નહિ. થોડી-વાર પછી સ્વામિજીએ તેમના સ્હામે જોયું અને ઘણા વખતથી તેઓ તેમની પાસે ઉભા છે એમ જાણી બોલ્યા કેઃ "જ્યારે જે કાંઇ કાર્ય કરવું તે એક ચિતથી, એક પ્રાણથી, સમસ્ત શક્તિ સહિત કરવું જોઇએ. ગાજીપુર નિવાસી પાવાહારી બાવા ધ્યાન, જપ અને પૂજા પાઠ જેમ એકચિત્તે કરતા તેજ પ્રમાણે તેમનો પિત્તળનો ઘડો પણ એક ચિત્તે જ માંજતા. તે એવો તો માંજતા કે જાણે સોનાનો હોય તેવો જ દેખાતો."

મિત્ર મહાશય કહેતા કેઃ "સ્વામિજી, અનેક સમય ઠઠ્ઠા મશ્કરી દ્વારા વિશેષ શિક્ષણ આપતા. તેઓ ગુરૂ હોવા છતાં તેમની પાસે બેસી રહેવું એ મહેતાજીની પાસે બેસી રહેવા બરાબર ન હતું. અહા! ખુબ રંગ રસ ઉડી રહ્યો છે. બાળકની પેઠે હસતાં હસતાં મશ્કરી કરતાં કેટલાએ બોધ આપી રહ્યા છે. વળી તેજ સમયે એવા ગંભીર ભાવથી ગૂઢ પ્રશ્નોની વ્યાખ્યા શરૂ કરતા કેઃ ત્યાં બેઠેલા સર્વે શ્રોતાજનો તેમની વીર-ગંભીર પ્રશાન્ત મૂર્તિના દર્શન કરી સ્તબ્ધ થઇ વિચારતા કેઃ "અહા! આ મહાપુરૂષમાં આટલી બધી શક્તિ વિદ્યમાન છે! એ પણ આપણા જેવા જ એક મનુષ્ય જણાય છે!" મ્હારે ઘેર કેટલાયે પ્રકારના લોકો તેમને મળવા, કોઇ ઉપદેશ લેવા, કોઇ તેમની વિદ્વત્તાના આકર્ષણથી, કોઇ તેમની વિદ્યાની પરીક્ષા લેવા, અને કોઇ માત્ર બે ઘડી વાતો સાંભળી આનંદ ઉપભોગ કરવા આવતા, પરંતુ તેમનામાં એવી આશ્ચર્યકારક શક્તિ હતી, કે કોઇ ગમે તે ભાવનાથી આવતું પણ તેના મનના વિચારો જાણી લઇ તેની સાથે તે પ્રમાણે જ વાર્તાલાપ કરતા. તેમની મર્મભેદક દ્રષ્ટિ તળેથી કોઇનો છુટકો થતો નહિ, અથવા કોઇ મનના વિચારો ગુપ્ત રાખી શકતું નહિ. જાણે તેઓ પ્રત્યેક મનુષ્યના હૃદયના તળીયાં સુધી નિરીક્ષણ કરી શકતા. એક આબરૂદાર શ્રીમંત-પુત્ર પરીક્ષાની જંજાળ મટાડવા માટે નિત્ય તેમની

પાસે આવતો અને સન્યસ્ત ગ્રહણ કરવાનું કહેતો, પરંતુ સ્વામિજી તેના મનોગત વિચાર જાણી બોલ્યા હતા કે: "એમ. એ. માં પાસ થયા પછી મ્હારી પાસે સન્યસ્ત ગ્રહણ કરવા આવજો. કારણ કે સન્યાસી થવા કરતાં એમ. એ. માં પાસ થવું બહુ જ સહેલું છે." આ સમયે તેમણે મ્હારે ઘેર એક ચન્દન-વૃક્ષની નીચે બેસી તકીયે અઢેલી જે શબ્દો કહ્યા હતા તે હું જીવન પર્યંત ભૂલી શકીશ નહિ."

આ સમયે હરિપદબાબુમાં એક કુટેવ હતી. તેઓ સ્વાસ્થ્યને માટે નાના પ્રકારનાં ઔષધ સેવન કરતા. તે જાણતાં જ સ્વામિજીએ એક દિવસ કહ્યું કે: "જ્યારે તમે જોઇ શકો કે કોઇ પણ વ્યાધિએ તમને પથારી વશ કર્યા છે ત્યારે જ ઔષધનું સેવન કરજો. તે સિવાય ઔષધનું નામ લેશો નહિ. Nervousness, debility ( સ્નાયવિક દૌર્બલ્ય ) વગેરે વ્યાધિયોમાંના સેંકડે ૯૦ કાલ્પનિક છે. એ સર્વ વ્યાધિયોના હાથમાંથી ડાક્ટરો જેટલા વ્યાધિગ્રસ્ત મનુષ્યોને બચાવે છે તેના કરતાં વિશેષ માણસોને તેઓ મારી નાંખે છે! મનની અવસ્થા સંપૂર્ણ બદલાઇ જાય તો મનુષ્યને કોઇ પણ વ્યાધિ દુઃખ આપે નહિ." ત્યાર પછી બોલ્યા કે: "રાત દિવસ વ્યાધિનો વિચાર કરવાથી શું વળે એમ છે? મનમાં પ્રફુલ્લતા લાવો, ધર્મ માર્ગે પ્રવર્તો, સત્ વિષયનું ચિન્તન કરો, આમોદ આહ્લાદ કરો, પરંતુ સાવધાન! આમોદ કરવા જતાં શારીરિક કિંવા માનસિક ક્લેશ લાવી મુકશો નહિ. એવું કોઇ પણ કર્મ કરશો નહિં કે જેથી તમારા ચિત્તમાં પશ્ચાતાપ ઉત્પન્ન થાય. તમે મૃત્યુનું કહો છો પણ તમારા મ્હારા જેવા બેચાર મનુષ્યોના મરણથી બ્રહ્માંડને ત્યાં શી ખોટ જવાની છે? એથી કાંઇ પૃથિવી ઉંધી વળશે નહિ. એવો કિંચિત્ પણ વિચાર કરશો નહિ કે તમારા-મ્હારા વિના પૃથિવી એકદમ રસાતળ ચાલી જશે. અથવા વંઝા થઇ મહા અનર્થ ઉપસ્થિત થશે!" તે જ દિવસથી મિત્ર મહાશયે વિના કારણે ઔષધનું સેવન કરવાનો અભ્યાસ છોડી દીધો હતો. એટલું જ નહિં પણ વ્યાધિના વિચારો કે શંકા પણ છોડી દીધી હતી.

આ સમયે કેટલાંક કારણસર હરિપદબાબુ સાથે તેમના ઉપરી અંગ્રેજ

અમલદારોને અણબનાવ ચાલતો હતો. સહેજ બોલતાં તેઓ તેમના ઉપર ઝટ ગુસ્સે થઇ જતા, પરંતુ તેઓ તેમને મોઢે કંઇ કહી શકતા નહિ. નોકરીની માયા પણ છોડી શકતા નહિ, કારણ નોકરી સારી હતી. દ્રવ્ય સારૂં મળતું,–તેથી અંતઃકરણનો ક્રોધ બહાર નહિં દર્શાવતાં તેઓ રાત દિવસ સાહેબોની નિન્દા અને તિરસ્કાર કરતા. તેમની એવી વર્તણુંક જોઈ સ્વામિજીએ તેમને એક દિવસ કહ્યું કેઃ "સાંભળો. તમે પૈસાને માટે નોકરી કરવા આવ્યા છો. વળી તમે જે કામ કરો છો તેનો બદલો–પગાર–પણ સારો મળે છે, તો પછી શા માટે રાત દિવસ એવા તુચ્છ વિષય માટે ઉથલ પાથલ કરી રહ્યા છો અને "અહા! કેવા બંધનમાં પડી રહ્યો છું." કહી શા માટે તેમને દોષ દો છો? કોઇએ તમને બાંધી રાખ્યા નથી. તમે ધારો તે સમયે નોકરી છોડી ચાલ્યા જાઓ એમ છે. તો પછી શા માટે ઉપરી અધિકારીની નિન્દા અને ચર્ચા કરો છો? જો તમારે એ નોકરી વગર છુટકોજ ન હોય તો તેમને દોષ નહિં દેતાં તમારો પોતાનોજ દોષ જૂવો. શું તમે એમ માનો છો કે તમે તેમની નોકરી નહિં કરો તેથી તેમને નુકશાન થશે? તમે નોકરી છોડશો તો બીજા સેંકડો માણસો તમારી જગ્યા માટે અરજીઓ આપવા તૈયાર થશે. એમ છતાં તમે શા માટે મનનો ક્લેશ વધારી નાહક ચિન્તા–અગ્નિમાં તડફડાટ કરો છો? તમારૂં જે કર્તવ્ય હોય તે શાન્ત ચિત્તે કર્યા જાઓ." આ પ્રમાણે સ્વામિજીએ મિત્ર મહાશયના મનની અવસ્થા બદલવાનો ઉપદેશ આપી કહ્યું કેઃ "આપ ભલા તો જગ ભલા. આપણે અંતરમાં જેવા હોઇએ છીએ તેવાજ બીજાને પણ જોઈ શકીએ છીએ. આજથી કોઇને નઠારૂં જોવાનો અભ્યાસ છોડી દો. સર્વ ઉપર પ્રેમ દર્શાવો, પછી જોશો કે તમારા ઉપર અન્ય મનુષ્યોનો તમારા ઉપર પ્રેમ થશે. તેમનો પૂર્વ ભાવ ધીમે ધીમે બદલાઇ જશે. આપણે આપણા હૃદયની આંતર છબીજ સમસ્ત જગતમાં પ્રકટ થઇ રહેલી જોઇએ છીએ."

હરિપદબાબુએ અત્યાર પહેલાં ભગવદગીતાનું અધ્યયન કરવાનો યત્ન કર્યો હતો, પરંતુ તેનું યથાર્થ રહસ્ય નહિં સમજાવાથી એમાં સમજવા જેવું કાંઇ નથી એમ માની પુસ્તક પડતું મૂક્યું હતું, પરંતુ સ્વામિજીને મુખેથી

ગીતાજીના એ ચાર શ્લોકની વ્યાખ્યા શ્રવણ કરતાં જ ગીતા તત્ત્વ સંબંધી તેમની પૂર્વ ધારણા તદ્દન બદલાઈ ગઈ. તેઓ કહે છે કે: "એ ઉપરથી હું સમજી શક્યો કે ગીતાજી કેવો અદ્ભુત ગ્રન્થ છે! પ્રત્યેક કાર્યમાં, પ્રત્યેક વિચારમાં ગીતાજીનો ઉપદેશ કેવો પ્રયોજનીય છે તે પણ તે સમયેજ સમજાયું! પરંતુ સ્વામિજીના ઉપદેશથી માત્ર ગીતાજીજ નહિં પણ કાર્લાઈલની રચનાવલી અને જુલસ્યુવર્નના વૈજ્ઞાનિક-રહસ્યપૂર્ણ સર્વ ઉપન્યાસનું પ્રયોજન પણ સમજી શક્યો."

પોતાના વિચારોને વળગી રહેવા માટે પ્રત્યેક મનુષ્યોમાં વિશેષ આગ્રહ જોવામાં આવે છે. ધર્મ ભાવના સંબંધી તો વિશેષ આગ્રહ જોઈ શકાય છે. સ્વામિજી એ સંબંધી એક સુંદર વાર્તા કહેતા. તે આ પ્રમાણે છે:—

કોઈ દેશમાં એક રાજા હતો. બીજો એક રાજા તેના રાજ્ય ઉપર ચઢાઈ લઈને આવે છે એવા સમાચાર મળતાંજ તેણે એક સભા બોલાવી, અને રાજ્યના રક્ષણ માટે કેવા ઉપાયો લેવા તે સર્વને પૂછ્યું. રાજાના વિચારો સાંભળી એન્જિનિયરે કહ્યું: "રાજ્યની ચારે દિશામાં એક ઉંડી ખાડી ખોદી તેને કિનારે માટીની મ્હોટી પહોળી એક દિવાલ ચણી લેવી જોઈએ." એ સાંભળી સુથારે કહ્યું:—"હા, એ વાત સાચી છે પરંતુ દિવાલ કાષ્ઠની થાય તો બહુ સારૂં." મોચીએ વાંધો દર્શાવ્યો કે: "ના, મહારાજ! કાષ્ઠ કરતાં ચામડાની દિવાલ અધિક મજબૂત થશે, તેથી દિવાલ તો ચામડાનીજ હોવી જોઈએ." એ સાંભળી લુહારે હાસ્ય કરી કહ્યું: "મહારાજ! ચામડું તે વળી ક્યાંથી મજબુત હોઈ શકે? એના કરતાં તો લોઢાની દિવાલજ બહુ મજબુત થશે. બંદુકની ગોળી દિવાલ ભેદ કરીને અંદર આવી શકશેજ નહિ, અને સુરક્ષિત રહેવાશે." રાજ્યના વકિલ બોલવા લાગ્યા કે: "મહારાજ! એમાંનું કંઈ પણ કરવું પડશે નહિ, શત્રુ પક્ષને યુક્તિ તર્ક દ્વારા સમજાવવા જોઈએ કે આ પ્રમાણે બળપૂર્વક અન્યની સમ્પત્તિ લુંટી લેવાનો કોઈને પણ અધિકાર નથી. એ કાર્ય સમ્પૂર્ણ અન્યાયી અને કાયદા વિરૂદ્ધ છે વગેરે."

એ સાંભળી પુરોહિત મહારાયોએ કહ્યું કે: "તમે બધા માત્ર દિવાનાની પેઠે ગપાટા મારી રહ્યા છો એટલુંજ! પ્રથમ દેવતાને સંતુષ્ટ રાખ્યા

સિવાય કાંઇ વળવાનું નથી. મહારાજ ! યજ્ઞ, યાગ અને હોમ કરો, યન કરો. અન્ન વસ્ત્રનાં દાન આપો. બ્રહ્મ ભોજન કરાવો. પછી આપની પ્રજાનો વાળ પણ વાંકો કરવાની કોઇનામાં સત્તા રહેશે નહિ દાન કરવાથી અરિષ્ટ ટળે છે.” આ પ્રમાણે રાજ્યનું રક્ષણ કરવાં સર્વે પોત પોતાનો મત ટકાવી રાખવા માટે મહા કોલાહલ, તર્ક માંહોમાંહ કલહ કરવા લાગ્યા અને એક બીજાનો મત ખણ્ડન કરી કરવા લાગ્યા !” વાર્તા પૂર્ણ થયા પછી સ્વામિજીએ કહ્યું: “ઘણા માણસો હોય છે. જે વસ્તુસ્થિતિનું તાત્પર્ય જેવા રૂપમાં હું સમજું છું તેવું સમજી શકતું નથી. એવીજ ભાવના સર્વના મનમાં જોવામાં આવે

પૂર્વેજ કહેવામાં આવ્યું છે કે: પરિવ્રાજક અવસ્થામાં કોઇની એક પાઇ પણ ગ્રહણ નહિં કરવાની અથવા પોતાની પાસે ધન સં કરવાની સ્વામિજીએ પ્રતિજ્ઞા કરી હતી, તેથીજ કોઇની પાસેથી કરવાનું તો દૂર રહ્યું પણ કોઇ પ્રેમથી દ્રવ્ય આપતું તે પણ ગ્રહણ નહિ. અત્યન્ત શ્રદ્ધાળુ ભક્તોનો આગ્રહ પાછા ઠેલી તેમન ક્લેશ નહિં કરાવવાની ધારણાથી ક્વચિત્ ક્વચિત્ તેઓ એકાદ વ જોડ પાવડી, એકાદ રેલ્વે ટિકિટ અથવા એવુંજ કોઇ શ્રદ્ધાપૂર્વક સામાન્ય દાન ગ્રહણ કરતા. કોલ્હાપુરની રાણીએ તેમને એક મહા ભેટ આપવાનો બહુ આગ્રહ કર્યો હતો, પરંતુ સ્વામિજીએ તે માટે પાડી હતી ! અન્તે રાણીએ તેમને એક જોડ ભગવાં વસ્ત્રા મો તેની આવશ્યકતા હોવાથી સ્વામિજીએ તે ગ્રહણ કર્યાં હતાં. રા લેલાં નૂતન વસ્ત્રા ધારણ કરી જીર્ણ વસ્ત્રાનો ત્યાગ કર્યો અને ન્યાસીને જેમ ભાર ઓછો હોય તેમજ સારૂં.” હરિપદબાબુએ કંઇક દ્રવ્ય આપવાની ઇચ્છા દર્શાવી હતી પરંતુ તે ગ્રહણ કરવ સાફ ના પાડી ત્યારે અનેક વિનતી કરી. અંતે તેમના મહાર જોડા–ને બદલે એક સ્લીપર ( પગના જોડા ) અને નેતરની આપવામાં આવી હતી.

એક દિવસ સ્વામિજીએ હરિપદબાબુને કહ્યું કે: “

ઠેકાવી ત્યાં તમારી સાથે કેટલાક દિવસ નિવાસ કરવાની મ્હને ઇચ્છા થઇ છે! પરંતુ ચિકાગોમાં ધર્મસભા ભરાવાની છે. જો ત્યાં જવાની સગવડ થશે તો જઇશ." એ સાંભળી હરિપદબાબુ આનંદના આવેગમાં નાચી ઉઠયા, અને તુર્તજ ફંડ ઉઘરાવવા બહાર જવાની તૈયારી કરવા લાગ્યા. સ્વામિજીએ તેમને અટકાવ્યા અને કહ્યું: "હજી વાર છે વત્સ! હજી સમય થયો નથી. રામેશ્વરનાં દર્શન કર્યા સિવાય કોઇ પણ કાર્યમાં પડવાની ઇચ્છા નથી."

સ્વામિજી રામેશ્વર જવાનો ઉદ્યોગ કરી રહ્યા છે એ વાત, હરિપદ બાબુએ પોતાનાં પત્નીને નિવેદન કરી. કેટલાક દિવસથી હરિપદ બાબુનાં પત્નીએ ગુરૂ-મન્ત્ર પ્રાપ્ત કરવાનો સંકલ્પ કર્યો હતો પરંતુ બાબુજીએ તેને કહ્યું હતું કે: "જેને તેને ગુરૂ કરવા નહિ. એવા મહાપુરૂષને ગુરૂ કરવા કે જેના ઉપર મ્હને પણ ભક્તિ થાય." પત્નીએ પતિની આજ્ઞા શિરમાન્ય કરી કહ્યું હતું કે: "કોઇ સત્પુરૂષને ગુરૂરૂપે સ્થાપી શકીશ તોજ મન્ત્રોપદેશ ગ્રહણ કરીશ નહિ તો ગુરૂ વગર જ ચલાવી લઇશ." આ પ્રમાણે વાર્તાલાપ થયા પછી મનની ઇચ્છા પૂર્ણ થાય એવા કોઇ ગુરૂ મળ્યા નહતા તેથી તેણે ગુરૂમન્ત્ર ગ્રહણ કર્યો ન હતો. સ્વામિજીનાં દર્શન કર્યા પછી તેમને ગુરૂપદે સ્થાપવાની હરિપદ બાબુને ઇચ્છા થઇ હતી. તેમણે પત્નીને પૂછ્યું કે: "આ સન્યાસી ત્હારા ગુરૂ થાય તો તું તેમની શિષ્યા થવા ખુશી છે કે?" પત્નીએ આગ્રહપૂર્વક કહ્યું: "શું તેઓ ગુરૂ થશે ખરા? થાય તો આપણે કૃતાર્થજ થઇએ." હરિપદબાબુ આનંદ પામી બોલ્યા: "મ્હારા બનતા યત્ને હું સ્વામિજીને કબુલ કરાવીશ. પ્રસન્ન કરીશ. અહા કેવા સત્પુરૂષ છે! આવો ઉત્તમ પ્રસંગ જવા દઇએ તો ભવિષ્યમાં જીવન પર્યંત કદી પણ એવા મહાત્મા મળે ખરા કે?" એમ કહી દિવાનખાનામાં આવી બ્હીતાં બ્હીતાં સ્વામિજીને પૂછ્યું: "સ્વામિજી! અમારી એક પ્રાર્થના કબુલ કરશો?" સ્વામિજીએ પ્રાર્થના નિવેદન કરવાની આજ્ઞા કરી. એટલે તેમણે તેમની પાસેથી પત્ની સહિત દિક્ષા ગ્રહણ કરવાની મનેચ્છા જણાવી. પ્રથમ તો સ્વામિજીએ સન્મતિ દર્શાવી નહિ. તેમણે કહ્યું: "ગૃહસ્થને માટે ગૃહસ્થ ગુરૂ હોય તેજ ઇષ્ટજનક. ગુરૂ થવું એ તો મહાન્ કઠિન કાર્ય છે.

શિષ્યનો સર્વ ભાર ગુરૂએ પોતે વહન કરવો પડે છે. વળી હું સન્યાસી. હું તો માયાપાશ છેદન કરવાનો પ્રયત્ન કરી રહ્યો છું. ત્યાં વળી તમે મ્હને માયા ફંદમાં વિશેષ ફસાવવાનો યત્ન કરોછો! દીક્ષા ગ્રહણ કરતાં પહેલાં ત્રણ વખત ગુરૂશિષ્યનો સાક્ષાત્કાર થવો ઉચિત છે. વગેરે." પરંતુ હરિપદબાબુ સ્વામિજીના કથનથી ભોળવાય તેવા નહતા. તેઓ સ્વામિજીના ચરણતલમાં નમન કરી અશ્રુ ભરેલે નેત્રે બોલ્યા કે: "સ્વામિજી! જો આપ અમારી ઇચ્છા પરિપૂર્ણ નહિ કરો તો અમે ચિરકાલને માટે જીવન્મૃત જેવા થઇ રહીશું."

સ્વામિજીએ તેમનો દ્રઢ સંકલ્પ જોઇ ઇ. સ. ૧૮૯૨ ના અકટોબરની તા. ૨૫ મીએ પતિ–પત્ની ઉભયને દીક્ષા આપી. દીક્ષા કાર્ય પૂર્ણ થયા પછી હરિપદબાબુએ સ્વામિજીને છબિ પડાવવાની પ્રાર્થના કરી. સ્વામિજીએ પ્રથમ તો ના કહી પરંતુ અનેક વાદાનુંવાદ થયા પછી અને બાબુજીનો અતિશય આગ્રહ જોઇ અંતે હા કહી. છબી પડાવી.

તા. ૨૭ મી અકટોબરે સ્વામિજીએ હરિપદ બાબુનું ઘર ત્યાગ કર્યું. મિત્ર મહાશયે એક રેલ્વે ટિકિટ ખરીદી લાવી ગુરૂદેવને ગાડીમાં બેસાડ્યા અને તેમની ચરણરજ મસ્તકે ધારણ કરી કહ્યું: "સ્વામિજી! જીવનમાં કોઇને પણ આન્તરિક ભક્તિ સહિત પ્રણામ કર્યા નથી. આજે આપને પ્રણામ કરી કૃતાર્થ થાઉં છું, આજે હું મ્હારા જીવનને ધન્ય માનુ છું."

---

## दक्षिण–प्रदेशमां.

બેલગામથી, મારમેગોવા નામક સમુદ્ર કિનારે આવેલા પોર્ટુગીઝ સંસ્થાનમાં થઇને સ્વામિજી મહિસુર રાજ્યાન્તર્ગત બેંગલોર નામક સ્થાને આવી પહોંચ્યા. ઉચ્ચ પદવિધર અને કેળવાયલા મનુષ્યોથી દૂર રહેવાની ઇચ્છાથી કેટલાક દિવસ તો તેઓ ગુપ્ત રહ્યા. પરંતુ તુર્તજ તેમનું આગમન પ્રકટ થઇ ગયું. થોડા વખતમાં જ મહિસૂર



महाराष्ट्रीय वीररूपे स्वामी विवेकानंदजी।

[ पृष्ठ २९६ ]

मोनार्क प्रिन्टरी, अमदावाद

રાજ્યના દિવાન સર કે. શેષાદ્રિઆયર સાથે પરિચય થયો. તેઓ તેમને પોતાને બંગલે લઇ ગયા. અલ્પક્ષણ વાર્તાલાપ થતાં જ શેષાદ્રિ મહાશય સમજી શક્યા કે: "આ યુવાન સન્યાસીમાં એવી એક અદ્ભુત આકર્ષણ શક્તિ અને ઇશ્વરદત્ત સત્તા છે કે જે સમય આવતાં જ આ દેશના ઇતિહાસમાં ચિર સ્થાયી અંકાઇ રહેશે. દિવાન સાહેબને ઘેર સ્વામિજી લગભગ એક માસ પર્યંત રહ્યા હતા. તેટલા સમયમાં મહિસૂર રાજ્યના અનેક શ્રીમાન, વિદ્વાન, સુશિક્ષિત અને ઉચ્ચપદ્દિધર ગૃહસ્થો સાથે તેમને પરિચય થયો. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં માત્ર હિન્દુધર્માવલંબીયોજ નહિ પણ અન્ય ધર્મપંથીઓ પણ તેમના સંબંધમાં આવતાં તેમના હૃદયની શ્રદ્ધા સ્વામિજી પ્રત્યે આકર્ષાઇ હતી. મિ. અબ્દુલ રહેમાન નામક મહિસૂર રાજ્યના એક મુસલમાન રાજસભાસદે સ્વામિજીને પવિત્ર કુરાનનાં કેટલાંક સૂત્રના અર્થ પૂછ્યા હતા. સ્વામિજીએ તેના સરલ અને હૃદયગ્રાહી અર્થ કહી તેમના મનની શંકાઓનું સમાધાન કર્યું હતું. હિંદુ ફકિરનું મુસલમાન ધર્મ શાસ્ત્ર સંબંધી ગહન જ્ઞાન જોઇ અબદુલ રહેમાન બહુ આશ્ચર્ય પામ્યા હતા. પરંતુ તેમને ખબર ન હતી કે: સ્વામિજીએ તો ઘણાં લાંબા વખતથી જ પવિત્ર કુરાનના અર્થ અને તેમાં સમાયલી આધ્યાત્મિક ભાવનાઓ ગ્રહણ કરી લીધી છે. આવા એક વિદ્વાન્ સાધુનો સમાગમ થતાં શેષાદ્રિ આયર સાહેબ તે અતિશય આનન્દિત થયા હતા. તેઓ કહેતા કે: "આવો અદ્ભુત શક્તિવાન્ પુરૂષ મ્હારા જોવામાંજ આવ્યો નથી, અમે અનેક મનુષ્યો ધર્મ સંબંધી અનેક ગ્રંથો શિખ્યા છીએ પરંતુ તેથી શો લાભ થયો છે? હું તો અમારામાંના કોઇને જોતો નથી કે જે શાસ્ત્રના ગૂઢ અર્થ સમજવા-સમજાવવામાં આ યુવક સન્યાસીની બરાબરી કરી શકે. આ તો એક અતિ-આશ્ચર્યકારક મહાપુરૂષજ છે. હું તો ધારૂં છું કે: એમણે ધર્મ-તત્વવેત્તા થઇનેજ જનની-જઠરમાંથી જન્મ ગ્રહણ કર્યો છે, નહિ તો આટલી અલ્પ-વયમાં વેદ વેદાન્તાદિ સમગ્ર શાસ્ત્રમાં અસાધારણ અધિકાર શી રીતે પ્રાપ્ત કરી શકે?"

તરૂણ "આચાર્ય" નાં દર્શન કરી મહિસૂરના મહારાજા પણ પ્રસન્ન

થશે એમ સમજી શેષાદ્રિ આયર સાહેબ સ્વામિજીને તેમની પાસે લઈ ગયા અને મુલાકાત કરાવી. ભગવાં વસ્ત્રધારી સ્વામિજીએ જે સમયે મહારાજ શ્રી રામરાજેન્દ્ર ઉદિયારના સભાગૃહમાં પ્રવેશ કર્યો તે સમયે તેમની એક રાજવંશીને શોભે એવી ભાવના જોઇ સર્વ આશ્ચર્ય પામ્યા. મહારાજાએ દર્શન કર્યાં તેજ વખતથી સ્વામિજી ઉપર બહુ પ્રેમ ઉપજ્યો હતો. સ્વામિજીની વિદ્યા, બુદ્ધિ, શાસ્ત્રજ્ઞાન, ધર્મ વિષયમાં સૂક્ષ્મ અન્તર્દષ્ટિ, કથા વાર્તા અને ચાલચલગત વગેરે સર્વેએ મહારાજાનું મન હરણ કરી લીધું. મહારાજાએ સ્વામિજીના નિવાસ માટે રાજમહેલના કેટલાક સુંદર ભવનો નિર્માણ કરી દીધાં, અને હમેશાં ધર્મ ઉપરાંત અન્ય અનેક મહાન વિષયોમાં પણ સ્વામિજીની સલાહ અને અભિપ્રાય લેવા લાગ્યા. તેઓ નિત્ય ઘણો સમય તેમની સાથે વાર્ત્તાલાપ કરતા. ધીમે ધીમે મહારાજા સાથે સ્વામિજીને વિશેષ ગાઢ સંબંધ બંધાયો.

એક દિવસ મહારાજાએ સેવકો સહિત સભાગૃહમાં બિરાજી પ્રશ્ન કર્યો કેઃ "સ્વામિજી! મ્હારા સેવકો–નોકરો સંબંધી આપનો અભિપ્રાય કેવો છે?" સ્વામિજીએ ઉત્તર દીધો કેઃ "મહારાજ! આપ પોતે તો અતિ મહાનુભાવ મહાપુરૂષ છો, પરંતુ દુર્ભાગ્યની વાત છે કેઃ આપ સદા સર્વદા સેવકોથી વિંટાયલા રહોછો. વળી મહારાજા અને સેવકો એ સર્વદા સર્વત્ર એક રૂપજ!" આવો નિર્ભય ઉતર સાંભળી મહારાજા આશ્ચર્ય પામ્યા. સભામાં બેઠેલા અન્ય મનુષ્યોએ પ્રથમ તો કંઇક હાસ્ય કર્યું પરંતુ પછીથી સ્વામિજી ઉપર ગુસ્સે ભરાયા. તેમ છતાં તેઓ જાણતા હતા કેઃ ઉત્તમ પ્રકારના સન્યાસીઓ સાધારણ રીતેજ સ્પષ્ટવક્તા હોય છે. કોઇની શરમ રાખી વાત કરતા નથી. મહારાજાએ સ્વામિજીને બીજા પણ કેટલાક પ્રશ્નો પૂછવા લાગ્યા, સ્વામિજી પણ ઉપર પ્રમાણેજ આશ્ચર્યકારક ઉત્તર દેવા લાગ્યા, એટલુંજ નહિં પણ દિવાન સાહેબ ઉપર પણ કિંચિત્ કટાક્ષપાત કરવા ચૂકયા નહિં. અંતે મહારાજાએ નૂતન પ્રસંગ ઉપર વાર્તાલાપ ચલાવ્યો. દરબાર ભંગ થયા પછી તેમણે સ્વામિજીને એક એકાંત સ્થળમાં બોલાવી અનેક ક્ષણ પર્યંત વાતચિત કરી, અને અન્તે કહ્યું કેઃ "સ્વામિજી! આપ સ્પષ્ટવક્તા છો

તેથી મ્હને ભય ઉપજે છે કે વખતે ભવિષ્યમાં આપનું જીવન નષ્ટ થશે. કદાચ કોઇ વિષ આપીને આપની હત્યા કરશે. અન્ય અનેક સાધુઓનાં જીવન એ પ્રમાણે નષ્ટ થયાં છે."

સ્વામિજીએ ઉત્તેજિત કણ્ઠે ઉત્તર દીધો: "શું કહો છો? આપ એમ સમજો છો કે સાચો સન્યાસી પ્રાણ ભયથી સત્ય બોલતાં અચકાય અથવા ભય પામે? ધારો કે કદાચ આપનોજ પુત્ર, પ્રશ્ન કરે કે આપ કેવી પ્રકૃતિના છો, તો શું હું એમ કહીશ કે આપ સર્વ ગુણ સમ્પન છો? આપનામાં જે ગુણ નથી તે ભયને લીધે "છે" એમ કદી પણ કહીશ? શું હું અસત્ય બોલીશ? મહારાજ! ખુશામદ એ બદમાશોનો વ્યવસાય કહેવાય. સન્યાસીનો વ્યવસાય તો સત્યવચન એજ." મહારાજાની સમક્ષ આ પ્રમાણે કહેવા છતાં પણ તેમની ગેરહાજરીમાં કેટલીએ વખત સ્વામિજીએ તેમની પ્રશંસા કરી હતી. તેમનો એવોજ સ્વભાવ હતો કે: જેનામાં જે દોષ અથવા દુર્બળતા હોય તે તેને મોઢેજ કહી દેવી. બીજા કોઇની સાથે તે સંબંધી વાત નિકળતાં ગુણગાન સિવાય તેના દોષ કદી પણ કહેતા નહિ.

મહિસૂર રાજસભામાં સ્વામિજી સાથે એક પ્રખ્યાત ઑસ્ટ્રીયા દેશનિવાસી સંગીતજ્ઞને યુરોપીય સંગીત સંબંધી ઘણીવાર સુધી ચર્ચા ચાલી હતી. તે મનુષ્ય અને સભામાં બેઠેલા અન્ય સર્વજનો પ્રાચ્ય અને પાશ્ચાત્ય ઉભય પ્રકારનાં સંગીતનું તેમનું અદ્‌ભુત જ્ઞાન જોઇ વિસ્મય પામ્યો હતા. વળી એક દિવસ રાજમહેલમાં વિજળીના દીપકો ગોઠવતી સમયે એક પ્રસિદ્ધ વિદ્યુત્-શાસ્ત્રવેત્તા ( Electrician ) સાથે વિજળી સંબંધી સ્વામિજીને અનેક વાર્તાલાપ અને ચર્ચા થઇ હતી. તે વિદ્વાન પુરૂષ વિજળી સંબંધી વિશેષ જ્ઞાની હોવા છતાં સ્વામિજીનો પરાજય કરી શક્યો નહતો.

એક દિવસ રાજમહેલના ભવ્ય ચોગાનમાં મુખ્ય અમાત્યના પ્રમુખપણા નીચે વેદાન્ત વિષયક એક મ્હોટી પણ્ડિત-સભા ભરવામાં આવી. અનેક પણ્ડિતો અનેક વિચાર દર્શાવવા લાગ્યા. અનેક યુક્તિ-તર્ક દ્વારા ભિન્ન ભિન્ન મતવાદ સિધ્ધ કરવાનો યત્ન કરવા લાગ્યા. પરિણામે કોઇના મત સાથે કોઇનું મિલન થયું નહિ. અંતે કંઇક બોલવા માટે સ્વામિજીને

પ્રાર્થના કરવામાં આવી. તેઓ આસન ઉપરથી ઉભા થઇ સર્વ પણ્ડિત મણ્ડલી સમક્ષ પુસ્તકોની વાત દૂર રહેવા દઇ પોતાના પ્રાણની ભાષામાં વેદાન્ત શાસ્ત્રનો સાચો મર્મ ઉકેલવા લાગ્યા અને અન્ય દાર્શનિક અભિપ્રાય સાથે પોતાના મંત્રનું સંમિલન કરી, અને એક સરખાપણું દર્શાવી સર્વ શ્રોતાજનોને વેદાન્તની ઉપયોગિતા આકર્ષક વાણીમાં કહી સંભળાવી. સભામાં બિરાજેલા સર્વ સભાસદો સ્વામિજીના વિચારનું મૂલતત્ત્વ અને દ્રષ્ટિની વ્યાપકતા, અભ્યાસ અને અનુભવ જોઇ ચિત્રવત્ ચિત્રાઇ રહ્યા! સર્વ સમજી શક્યા કે, તેમની પાસે માત્ર દર્શન શાસ્ત્રનાં કેટલાક ચોક્કસ વાક્યો અને ભાવનાની સમ્પત્તિ નથી પરંતુ મન–પ્રાણમાં રમી રહેલી અનુભવ સિધ્ધ વસ્તુનો ભંડાર છે. તેમનું ભાષણ સમાપ્ત થયા પછી સર્વે ઉચ્ચકણ્ઠે તેમની પ્રશંસા કરવા લાગ્યા.

મુખ્ય અમાત્ય સ્વામિજી ઉપર અતિશય પ્રસન્ન થઇ એક દિવસ તેમને કંઇક ભેટ ગ્રહણ કરવા વિશેષ આગ્રહ કરવા લાગ્યા, અને તુર્તજ પોતાના એક સેક્રેટરીને બોલાવી સ્વામિજી સાથે એકાદ ઉત્કૃષ્ટ દુકાને જઇ તેમને જે જોઇએ તે અપાવવાની આજ્ઞા ફરમાવી. સ્વામિજી અમાત્યનો આગ્રહ પાછો ઠેલી નહિં શકવાથી સેક્રેટરી સાથે બજારમાં ગયા. સેક્રેટરીએ ધાર્યું કે જ્યારે દિવાન સાહેબની આજ્ઞા છે અને સ્વામિજીને ભેટ આપવાની છે ત્યારે કોણ જાણે કેટલાએ રૂપિયાનો ખર્ચ થશે? એમ જાણી તે બેંકની ચેક–બુક પોતાની સાથે લઇ ગયો. તેણે મનમાં કલ્પના કરી હતી કેઃ આવશ્યકતા જણાતાં એક હજાર રૂપિયા સુધી ખર્ચ કરી શકાશે. વ્યાપારીની દુકાને ગયા. ત્યાં સ્વામિજીએ બાળકની પેઠે આ વસ્તુ અને પેલી વસ્તુ એમ ઘણી વસ્તુઓ જોઇ અને તેની પ્રશંસા પણ કરી. અન્તે થાકી જઇ બોલ્યા કેઃ "ભાઇ! જો મ્હને પસંદ હોય તેવી કોઇ વસ્તુ ખરીદવાથી દિવાન સાહેબને આનંદ થતો હોય તો એક કામ કરો. આ દુકાનમાં વેચાતી સર્વોત્કૃષ્ટ એક ચિરૂટ મ્હને લાવી આપો." સેક્રેટરી તો સ્તબ્ધજ થઇ ગયો! તેણે જે જે વસ્તુઓ ધારી હતી તેમાંની એક પણ વસ્તુ સ્વામિજીએ પસંદ કરી નહિ. તેણે તો જીવનમાં આજેજ અનુભવ્યું કે આવો સારો યોગ પ્રાપ્ત થવા છતાં પણ

વિરલા મનુષ્યો તેનો ત્યાગ કરી શકે છે! સ્વામિજી દુકાનમાંથી બહાર આવી એક રૂપિયા મૂલ્યની ચિરૂટ સળગાવી ગાડીમાં બેઠા અને તુર્તજ દિવાન-મહાલયમાં આવી પહોંચ્યા. સેક્રેટરીને મુખેથી તેમનું વૃત્તાન્ત સાંભળી દિવાનજી અતિ આશ્ચર્ય પામ્યા અને હાસ્ય કર્યું પછી સમજી શક્યા કે: સાચા સન્યાસીઓ એવાજ ત્યાગી-વિરાગી-નિર્લોભી હોઇ શકે છે!

એક દિવસ મહારાજાએ સ્વામિજી અને દિવાન સાહેબને પોતાના રાજભવનમાં બોલાવી મંગાવ્યા. તેમના આવ્યા પછી તેમણે સ્વામિજીને ઉદ્દેશીને કહ્યું કે: "સ્વામિજી, મ્હારા દ્વારા આપનું કયું કાર્ય થઇ શકે એમ છે?" સ્વામિજીએ પોતાનું કોઇ પણ કાર્ય નહિં કહેતાં જ્વલન્ત ભાષામાં તેમના જીવનનો ઉદ્દેશ્ય કહી સંભળાવ્યો. તેમણે ભારતવર્ષની અવસ્થા પ્રત્યે મહારાજાની દૃષ્ટિ આકર્ષણ કરી એક કલાકથી પણ વધારે સમય પર્યંત ભાષણ કર્યું. તેમણે દર્શાવી આપ્યું કે: ભારતવર્ષની કાંઇ પણ સમ્પત્તિ હોય તો તે માત્ર દર્શન શાસ્ત્ર અને અધ્યાત્મ વિદ્યાજ છે. કિંતુ તે હમણાં ભારતવર્ષમાં નથી. અત્યારે તો ભારતવર્ષમાં-વર્તમાન યુગમાં-વૈજ્ઞાનિક ઉન્નતિ અને ઉત્તમ પ્રકારના મૂળ સંસ્કાર સ્થાપવાનીજ આગત્ય છે." મહારાજા તો મંત્રમુગ્ધની પેઠે શ્રવણ કરવા લાગ્યા. સ્વામિજીએ પુનઃ કહ્યું કે: "મ્હારા મનમાં એમ થાય છે કે: ભારતવર્ષનું જે કાંઇ છે તે પાશ્ચાત્ય જગતને દાન કરવું. પાશ્ચાત્ય દેશ એજ ભારતવર્ષનું કર્તવ્ય છે. વળી વેદાન્ત ધર્મ પ્રચાર કરવા માટે પાશ્ચાત્ય દેસ-વાસીઓ નજીક ગમન કરવાનો મ્હેં સંકલ્પ કર્યો છે." તેમણે પુનઃ કહ્યું કે: "મ્હારી ઇચ્છા એજ છે કે: તેઓ આપણને કૃષિ, શિલ્પ, વિજ્ઞાન, વગેરે વિષયનું શિક્ષણ આપી આપણી આર્થિક ઉન્નતિ કરવાના કાર્યમાં સહાયતા કરે." બોલતાં બોલતાં હૃદયના જુસ્સાથી તેમણે ઘણી ઘણી વાતો કહી નાંખી. મહારાજા તેમની વાક્શકિતથી મોહપામી તતક્ષત્ પાશ્ચાત્ય દેશમાં ગમન કરવાનો સર્વ ખર્ચ આપવા તત્પર થયા. પરંતુ કોણ જાણે શા કારણથી રામેશ્વર દર્શન કરવાનું કાર્ય અપૂર્ણ રહેલું જણાવી સ્વામિજીએ મહારાજા પાસેથી દ્રવ્ય ગ્રહણ કર્યું નહિ. તેજ દિવસથી રાજા અને દિવાન સાહેબે કલ્પના કરી કે: આ મહાપુરૂષે ભારતવર્ષના ઉદ્ધારને માટેજ જન્મ ગ્રહણ કર્યો છે.

જેમ જેમ દિવસો વ્યતીત થતા ગયા તેમ તેમ મહારાજા સ્વામિજીના ગુણ ઉપર ઉત્તરોત્તર અધિક આકર્ષાવા લાગ્યા. અંતે જે દિવસે સ્વામિજીએ વિદેશ ગમન કરવાની આજ્ઞા માંગી તે દિવસે મહારાજાની આંતરિક વેદના સ્પષ્ટ જણાઇ આવી. તેમણે સ્વામિજીને થોડા દિવસ વિશેષ રહેવાનો આગ્રહ કર્યો અને કહ્યું કેઃ "સ્વામિજી! આપનું કાંઇ સ્મરણચિહ્ન મ્હારી પાસે રાખવા ઇચ્છું છું. જો આપ આજ્ઞા કરો તો ફોનોગ્રાફ વાજીંત્રમાં આપના કણ્ઠસ્વરની એક રેકર્ડ ઉતારી લેવડાવું. આપની પ્રાણોન્માદ કારિણી ભાષાવડે ફોનોગ્રાફમાં બે ચાર ઉપદેશ વચન કહો. તે સાંભળી મ્હારા કર્ણ ચિરકાલ જાગૃત રહેશે." સ્વામિજીએ સમ્મતિ દર્શાવી. રેકર્ડ ઉતારવામાં આવી. તે રેકર્ડ મહિસૂર રાજમહેલમાં આજપર્યંત યત્નપુર્વક સુરક્ષિત રાખવામાં આવી છે. ઘણા દિવસ થવાથી તેનો અવાજ અસ્પષ્ટ થઇ ગયો છે. વસ્તુતઃ મહિસૂરરાજ સ્વામિજીના ગુણ ઉપર એટલા બધા મોહ પામ્યા હતા કે જેથી તેમના ચરણનું પૂજન કરવાની મહારાજાએ તૈયારી કરી પરંતુ સ્વામિજીએ તે માટે ના કહી.

થોડા દિવસ વ્યતીત થતાંજ સ્વામિજીએ કહ્યું કેઃ "હવે મ્હારાથી રહેવાશે નહિ!" એ સાંભળતાંજ મહારાજાએ સ્વામિજીને વિવિધ મૂલ્યવાન ભેટો આપવાની ઇચ્છા દર્શાવી, પરંતુ સ્વામિજીએ કાંઇ પણ નહિ સ્વીકારતાં કહ્યું કેઃ "મહારાજ! હું સન્યાસી છું. ભારે મૂલ્યવાન ભેટ લઇ કયાં રાખું? અને તેને શું કરૂં?" પરંતુ મહારાજ કયારે છોડે તેમ હતું. તેમણે વિશેષ આગ્રહ કરવા માંડયો. અંતે સ્વામિજીએ કહ્યુંઃ "રાજન્! મ્હેં પ્રતિજ્ઞા લીધી છે. પરિવ્રાજક અવસ્થામાં દ્રવ્યનો સ્પર્શ અથવા કોઇ વસ્તુનો સંચય કરીશ નહિ." તેમ છતાં મહારાજે પુનઃ પુનઃ ભેટ ગ્રહણ કરવા અતિશય આગ્રહ દર્શાવ્યો. તેમને નિરાશ કરવાનું અયોગ્ય જણાયાથી સ્વામિજીએ કહ્યું કેઃ "વારૂ, આપનો અતિશય આગ્રહજ છે ત્યારે આપ મ્હને ધાતુ મઢયા વગરનો એક ન્હાનકડો હુક્કો (ગુડગુડી) આપો. તે મ્હને ઉપયોગમાં આવી શકશે." મહારાજે તુર્તજ રોઝવુડ નામક કાષ્ટ ઉપર સુંદર કોતર કામસહિત એક હુક્કો તૈયાર કરાવી સ્વામિજીને ભેટ આપ્યો.

મહિસૂરથી અન્યત્ર ગમન કરવાને સમયે મહારાજાએ સ્વામિજીનાં બન્ને ચરણો ધારણ કરી સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને દિવાન સાહેબે નોટોનું એક બંડલ તેમને આપવા યત્ન કર્યો પરંતુ સ્વામિજીએ તેનો અસ્વિકાર કરતાં કહ્યું કે: "જો તમારે મ્હને કંઇ આપવાની ઇચ્છા હોય તો માત્ર કોચિનની એક ટિકિટ લાવી આપો. હું રામેશ્વર જાઉં છું. ૨-૪ દિવસ કોચિન રહેવા ધારણા છે." દિવાન સાહેબે તેમને કોચિન પર્યંતની એક સેકન્ડ-ક્લાસની ટિકિટ મંગાવી આપી, અને કોચિન રાજ્યના દિવાન શંકરિયાર ઉપર એક ભલામણ-પત્ર લખી આપ્યો.

કોચિનમાં થોડા દિવસ નિવાસ કર્યા પછી સ્વામિજી કેરલ (મલબાર) અંતર્ગત ત્રાવણકોર રાજ્યમાં ઉપસ્થિત થયા. એ સ્થળની ચિત્રવત્ મનોહર શોભા નિહાળી તેઓ અતિશય પ્રફુલ્લિત થયા અને ત્યાંની રાજધાની ત્રિવેન્દ્રમમાં ત્રાવણકોરના મહારાજાના ભ્રાતૃપુત્રના શિક્ષક પ્રૉફેસર સુન્દર રમણ આયરને ઘેર આતિથ્ય ગ્રહણ કર્યું.* આ સમયે મદ્રાસના સુવિખ્યાત પણ્ડિત મિ. રંગચારીયાર મહારાજા કૉલેજના વૈજ્ઞાનિક અધ્યાપક હતા.

ત્રાવણકોરના એસ. કે. નાયર લખે છે કે:—

"રંગચારીયાર અને સુન્દર રમણ એ ઉભય સંસ્કૃત અને અંગ્રેજીમાં અગાધ વિદ્વાન્ હતા. એ બન્ને સ્વામિજી સાથે વાર્તાલાપ કરીને અતિશય સંતોષ આનંદ પામ્યા હતા. સ્વામિજી સાથે જેઓનું ગાઢ રૂપે મિલન થયું છે તેઓ તેમની અલૌકિક શક્તિ જોઇ આકર્ષાયા વગર રહ્યા નથી અને રહેશે પણ નહિ. એક સ્થળે બેસી એકી વખતે અનેક મનુષ્યો સાથે અનેક પ્રશ્નના ઉત્તર-પ્રતિ ઉતર આપવાની તેમનામાં એક અદ્દ્ભુત શક્તિ હતી. સ્પેન્સર હો કે કાલિદાસ હો, સેક્સપીયર હો કે ડારવિનવાદી હો, યહુદીયોનો ઇતિહાસ હો, આર્ય સભ્યતાની ઉત્પત્તિ, અને ક્રમવિકાશની

* આ સમયે તેમને મદ્રાસ ગવર્નરમેન્ટ દ્વારા મહારાજાના ભ્રાતૃપુત્ર, ત્રાવણકોર રાજ્યના મુખ્ય રાજકુમાર માર્ત્તણ્ડવર્માના શિક્ષણની તપાસ રાખવા માટે મોકલવામાં આવ્યા હતા. રાજકુમારે તેમની સહાયતાથી બી. એ.ની પરીક્ષા પસાર કરી. એમ. એ. નો અભ્યાસ શરૂ કર્યો હતો.

ચર્ચા હો, અથવા વેદ-વેદાન્ત, મુસલમાન અને ખ્રિસ્તી ધર્મ શાસ્ત્ર હો, કોઇ પણ વિષય પરત્વે તેઓ પાછા પડે તેમ નહતું. ગમે તેવો પ્રશ્ન કરો કે તુર્તજ તેનો ઉત્તર તેમને મુખેથી સાંભળ્યા વગર તમે રહો જ નહિ. તેમના મુખાવયવ ઉપર સરલતા, અને મહત્ત્વ સ્પષ્ટ આલેખાયલું હતું. અને નિર્મળ હૃદય, તપસ્યામય જીવન, ઉદારબુદ્ધિ, નિષ્કપટી-ખુલ્લું-ચિત્ત, વિશાળ દ્રષ્ટિ, અને સર્વ ભૂત માત્ર પ્રત્યે સહાનુભૂતિ. એ સર્વ સ્વામિજીના વિશેષ સદ્ગુણ હતા."

આ સ્થળે પણ સ્વામિજીએ સમગ્ર ભારતીય જાતિઓમાં અનેક પ્રકારના સંસ્કારની આવશ્યકતા અને પતિત જાતિયોના ઉદ્ધાર સંબંધી ચર્ચા ચલાવી હતી. એ સંબંધી સુન્દર રમણના પુત્ર લખે છે કેઃ—

"તેમણે રાજેન્દ્રગમનપૂર્વક અમારા મકાનમાં પ્રવેશ કર્યો હતો. જો તેમના શરીર ઉપર સન્યાસીનો પહેરવેશ ન હોત તો અમે તેમને એક રાજાજ માની લેત. તેમની વાતચિત અને સર્વ ભાવનાઓ આશ્ચર્યકારક હતી. ભારતવર્ષના સર્વ પ્રશ્નો જાણે તેમના નખ-દર્પણ ઉપરજ રમી રહ્યા હતા. તેઓ સમગ્ર ભારત વર્ષને એક અખણ્ડ પ્રાણ પ્રવાહદ્વારા પ્રવાહિત થતા પદાર્થરૂપે જોતા. વાસ્તવિક રીતે તેઓ એક અદ્ભુત મનુષ્ય-મહાપુરૂષ હતા. ત્રિવંદ્રમમાં જે કોઇ મનુષ્ય તેમના સંસર્ગમાં આવ્યો હશે તેને અનુભવ થયો છે કેઃ ભારતવર્ષના કલ્યાણને માટે એક મહાન્ આત્માનો જન્મ થયો છે."

અમે આ સ્થળે સુન્દર રમણે સ્વહસ્તે લખેલાં અંગ્રેજી વૃત્તાન્તનો અનુવાદ પ્રકટ કરીએ છીએઃ—

"ઇ. સ. ૧૮૯૨ ના ડિસેમ્બર માસમાં ત્રિવંદ્રમમાં સ્વામિ વિવેકાનંદજી સાથે મ્હારો પ્રથમ સમાગમ થયો. ભારતવર્ષનાં અનેક સ્થાનમાં ભ્રમણ કર્યા પછી તેઓ આ સ્થાનમાં આવ્યા હતા. તેમની સાથે એક મુસલમાન જેવો સેવક હતો. તેનો પહેરવેશ એવો હતો કે તેને મુસલમાનજ કહી શકાય. મ્હારા બાર વર્ષના બીજા પુત્રે તેને મુસલમાન માની લઇ મ્હને એ પ્રમાણે સમાચાર જણાવ્યા. મ્હેં તેમને માળ ઉપર લઇ જઇ યથાર્થ પરિચય કર્યા પછી અતિ આદર સત્કાર કર્યો. તેમણે સૌથી પહેલાં પોતાના

મુસલમાન સેવક માટે આહારની વ્યવસ્થા કરવા કહ્યું, તે કોચિન રાજ્યનો એક સિપાહી હતો. ત્યાંના દિવાન સાહેબના સેક્રેટરી, વિઝાગાપટણ કૉલેજના ભૂતપૂર્વ પ્રોફેસર મિ. ડબલ્યુ, રામાઇયા બી. એ. એ, સ્વામિજીને અત્રે પહોંચાડવા માટે તેમની સાથે તેને મોકલ્યો હતો. સ્વામિજીએ પોતાની ઇચ્છાનુસાર સગવડ થવા માટે પ્રથમથી કોઇ પ્રકારનો પત્ર કે ભલામણ-પત્ર મોકલ્યો નહતો. મ્હેં સાંભળ્યું કે: બે દિવસથી તેમણે દુધ સિવાય અન્ય કોઇ આહાર લીધો નથી. તેમ છતાં પ્રથમ મુસલમાન સેવકના આહારનો બંદોબસ્ત થયા સિવાય પોતે આહાર કરશે નહિ એમ જણાવ્યું. ૨-૪ મિનિટ વાર્તાલાપ થતાં જ જાણવામાં આવ્યું કે: સ્વામિજી તો એક મહાન શક્તિ સમ્પન્ન પ્રતિભાશાળી મહાપુરૂષ છે. મ્હેં પૂછ્યું કે: "સાધારણ રીતે આપને કયા પ્રકારનું ભોજન પસંદ છે." તેમણે ઉત્તર દીધો: "આપની ઇચ્છા હોય તેજ. અમે તો સન્યાસી. જે મળે તે જ ભોજન કરીએ." તેઓ બંગાલી જાતિ છે એવું જાણવામાં આવતાં જ મ્હેં કહ્યું કે: બંગાલીયોમાં અનેક મહત્ પુરૂષોનો જન્મ થયો છે. તે સર્વમાં બ્રાહ્મધર્મ પ્રચારક કેશવચન્દ્રસેન સૌથી શ્રેષ્ઠ છે. એના ઉત્તરમાં મ્હેં પ્રથમ જ તેમને મુખેથી તેમના ગુરૂ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનું નામ અને તેમની આધ્યાત્મિક શક્તિની કથા સાંભળી. સ્વામીજીએ શ્રી રામકૃષ્ણદેવની તુલનામાં કેશવબાબુને એક બાળક જેવા વર્ણવ્યા તેથી મ્હને અતિ આશ્ચર્ય થયું. ત્યાર પછી સાંભળ્યું કે: "માજી કેશવબાબુ જ નહિં પણ પૂર્વના અનેક સુવિખ્યાત બંગાલીયો એજ મહા પુરૂષના પ્રભાવ વડે કેટલાક દિવસ પર્યંત પ્રભાવશાળી થયા હતા. કેશવબાબુએ સ્વયં અંતિમ જીવનમાં તેમની પાસેથી આધ્યાત્મિક જગતના અનેક નૂતન પ્રકાશ પ્રાપ્ત કરી, પોતાના ધર્મમતમાં ઘણા ફેરફાર કર્યા હતા. એટલું જ નહિ પણ યુરોપિયન લોકો સુદ્ધાં શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ સાથે વાર્તાલાપ કરવા આતુર થતા અને તેમને એક દેવ સમજી તેમનું પૂજન કરતા-તેમના ઉપર એટલી બધી શ્રદ્ધા-ભકિત દર્શાવતા. બંગાલના શિક્ષા વિભાગના ભૂતપૂર્વ પરિચાલક મિ. સિ. એચ. ટાનિ સાહેબે પરમહંસદેવનું ચરિત્ર, પ્રતિભા, ઉદારભાવ, અને દૈવિ શકિતનો ઉલ્લેખ કરી એક વિસ્તૃત પ્રબંધ લખ્યો છે.

" વાતચિત ચાલતી હતી એટલામાં સ્વામિજીને માટે ભોજન તૈયાર થયું. બે દિવસ પછી તેમણે સંતોષ પૂર્વક ભોજન કર્યું. તેમની આકૃતિ, કણ્ઠસ્વર, નેત્રની દિવ્ય જ્યોતિ, ઉચ્ચ ભાવના, અને અદ્ભુત રચના કૌશલે મ્હને એટલો બધો મુગ્ધ કરી દીધો હતો કેઃ જેથી હું તે દિવસે રાજપુત્ર માર્ત્તણ્ડવર્મ્માને વિદ્યાભ્યાસ કરાવવા જઇ શકયો નહિ. સ્વામિજીની સંગતિ છોડી મ્હને ત્યાં જવું જ ગમ્યું નહિ. ભોજન કર્યા પછી જરા વિશ્રાંતિ લઇ સ્વામિજી સહિત સન્ધ્યા સમયે હું ત્રિવેન્દ્રમ કોલેજના વૈજ્ઞાનિક અધ્યાપક દાક્ષિણાત્યના પ્રખ્યાત વૈજ્ઞાનિક પણ્ડિત રંગાચાર્યને ઘેર ઉપસ્થિત થયો. તેઓ ઘેર નહિ હોવાથી અમે ત્રિવંન્દ્રમ કલબમાં ગયા. થોડીવાર પછી રંગાચાર્ય આવી પહોંચ્યા. મ્હેં તેમની સાથે અધ્યાપક સુન્દરરામ પિલ ઉપરાંત' અન્ય કેટલાક સદ્ગૃહસ્થો અને કેળવાયલા સજ્જનો સાથે ઓળખાણ કરાવી. એ સમયે બનેલા એક બનાવનું મ્હને યથાસ્થિત સ્મરણ છે. નારાયણ મેનાન નામક મ્હારા એક મિત્રે ( જેઓ હમણાં ત્રાવણકોર રાજ્યમાં દિવાન–પેશકાર છે તેમણે ) કલબમાંથી ઘેર જતી વખતે એક બ્રાહ્મણ દિવાન–પેશકારને પ્રણામ કરતી વખત બ્રાહ્મણ–દિવાન પેશકારે, શુદ્રને પુનઃ પ્રણામ કરવાની પ્રચલિત રીતિ અનુસાર જમણા હાથને બદલે ડાબો હાથ કિંચિત્ ઉંચો કર્યો. સ્વામિજીની દૃષ્ટિ ચારે તરફ ફરતી હતી. તેમણે એ બનાવ જોયો. ત્યાર પછી કેટલાંએ માણસો આવ્યાં ને ગયાં. છેવટે માત્ર અમે પાંચ માણસો બાકી રહ્યાં. તેમાં સ્વામિજી પેલા દિવાન–પેશકાર, તેમના ભાઇ, અધ્યાપક રંગાચાર્ય અને હું. થોડીવાર વાર્તા ચર્ચા ચાલ્યા પછી અમે પણ અમારે ઘેર જવા તૈયાર થયા. દિવાન–પેશકારે સ્વામિજીને પ્રણામ કર્યા. પરંતુ સ્વામિજીએ સ્હામા પ્રણામ નહિ કરતાં હિંદુ સન્યાસીયોના નિયમાનુસાર માત્ર " નારાયણ " નામોચ્ચાર કર્યો. એથી પેશકાર મહાશયને અતિશય ક્રોધ થયો. પરંતુ સ્વામિજી અતિ શાન્ત સ્વભાવના અને ઉદાર તથા મધુર વ્યવહારના અભ્યાસી હોવા છતાં બુદ્ધિનો તાત્કાલિક ઉપયોગ કરે એવા હતા. તેમજ આવશ્યકતા જણાતાં કયા પુરૂપને કેવો ઉત્તર દઇને ચુપ કરવો તે તેઓ વિલક્ષણ જાણતા હતા. તેમણે દિવાન

પેશકારને ઉત્તર દેતાં કહ્યું કેઃ "નારાયણ મેનાનના પ્રણામને બદલે પુનઃ પ્રણામ કરતી વખતે આપે આપનીજ પ્રચલિત રીતિ ગ્રહણ કરી હતી. તો પછી મ્હેં સન્યાસીની રીતિ પ્રમાણે આપને પુનઃ પ્રણામ કરતાં "નારાયણ" કહ્યા તેમાં આપને ગુસ્સે થવાનું શું કારણ છે?" બસ, આ ઉત્તરનું આ. શાપ્રદ ફળ ઉત્પન્ન થયું. બીજે દિવસે પેશકાર મહાશયના ભ્રાતાએ મ્હારે ઘેર આવી પૂર્વ રાત્રિયે બનેલા બનાવ માટે સ્વામિજી સમક્ષ પોતાની ભૂલ સ્વીકારી.

એ દિવસે સન્ધ્યા સમયે સ્વામિજી કલબમાં અલ્પ સમય રહ્યા તેમ છતાં પણ તેમને જોઇ સર્વે વિસ્મય પામ્યા હતા. તેમણે સર્વની સાથે હૃદય ખોલીને વાર્તાલાપ કર્યો હતો. પ્રોફેસર રંગાચાર્યને તેમની સાથે વાર્તાલાપ કરવાનું શ્રેષ્ઠપાત્ર માનવામાં આવ્યા. કારણ કે તેમનામાં અગાધ પાણ્ડિત્ય, ભાવના પ્રકાશ કરવાની ક્ષમતા, ભાષા ઉપર અદ્ભુત અધિકાર, પ્રયોજન પ્રમાણે વિપુલવિદ્યા, બુદ્ધિને અંકુશમાં લાવી કોઇ પણ વિષયમાંથી નુતન શિક્ષણ પ્રાપ્ત કરવું, અથવા કોઇની યુક્તિમાંથી ભ્રમ પ્રમાદ શોધી તે શાબિત કરી આપવાની શક્તિ, અને પ્રકૃતિ તથા મનુષ્યકૃત શિલ્પ દ્રવ્યમાં જે કોઇ વસ્તુ ઉત્તમ અને સુન્દર જણાય તેના પરત્વે પ્રેમ વગેરે અનેક વિષયમાં તેમની સાથે ઉકત અધ્યાપક-પ્રોફેસર-સાહેબની સરખામણી થઇ શકે એમ હતું.

બીજે દિવસે સ્વામિજીએ રાજકુમાર માર્ત્તણ્ડવર્મ્મા સાથે મુલાકાત કરી હતી. પ્રથમજ કહ્યું છે કેઃ તેઓ મ્હારી પાસે એમ. એ. નો અભ્યાસ કરતા હતા.

સ્વામિજી જેવા નવીન અતિથિનું અસાધારણ જ્ઞાન અને માનસિક શક્તિનો પરિચય જાણતાજ તેમની સાથે મેળાપ કરવાની તેમણે ઇચ્છા દર્શાવી. ભ્રમણ-સમયે સ્વામિજી અનેક દેશીય રાજન્ય વંશના સંસર્ગમાં આવ્યા હતા. એ સાંભળી રાજકુમારના મનમાં તે સંબંધી વિશેષ વૃત્તાન્ત સાંભળવાનું કૌતુહલ જાગૃત થયું. તેમને મળ્યા. અને સ્વામિજીએ કહ્યું કેઃ "મ્હારી સાથે જેજે દેશી રાજાઓનો સાક્ષાત્કાર થયો છે તેમાં

વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજની કાર્યદક્ષતા, સ્વદેશપ્રીતિ અને રાજકાર્ય ચલાવવાની વિચક્ષણતા સૌથી અધિક છે.” એ પછી તેમણે ખેતડિના રાજપુત રાજાના અનેક સદ્‌ગુણની અતિશય પ્રશંસા કરી અને અંતે કહ્યું કે: “હું જેમ જેમ દક્ષિણ તરફ આવતો ગયો છું તેમ તેમ રાજાઓનાં ચારિત્ર્ય અને શક્તિની અવનતિ જોતો આવ્યો છું!” રાજકુમારે પૂછ્યું કે: “સ્વામિજી! આપે મ્હારા પિતાનું ત્રાવણકોર રાજ્ય જોયું છે કે નહિં?” સ્વામિજીએ ઉત્તર દીધો: “ના.”* ત્યાર પછી મહિસૂરના મહારાજા સંબંધી કેટલીક કથાવાર્તા થયા પછી સ્વામિજીએ રાજકુમારોની શિક્ષા–દીક્ષા અને તેમના જીવનના ઉદ્દેશ્ય સંબંધી બેચાર પ્રશ્નો પૂછ્યા. અન્ય મનુષ્યોની પેઠે રાજકુમાર પણ સ્વામિજીની આકૃતિ–પ્રકૃતિ તરફ વિશેષ આકર્ષાયા હતા. તેમને ફોટોગ્રાફ પાડવાનો શોખ હતો. તેથી સ્વામિજીનો એક સુન્દર ફોટોગ્રાફ પાડી લીધો. પાછળથી તે મદ્રાસ મ્યુઝિયમના ચિત્ર પ્રદર્શનમાં મોકલવામાં આવ્યો.

તેઓ નવ દિવસ પર્યંત મ્હારે મકાને રહ્યા હતા. એટલા દિવસમાં તો તેમની સાથે અનેક વિષયની ચર્ચા થઇ હતી. સર્વ વિષયોનું મ્હને હમણાં સ્મરણ નથી, તેમ છતાં મત્સ્ય માંસાદિ ભક્ષણ વગેરે કેટલાક વિષયો સંબંધી મ્હારે તેમની સાથે મતભેદ–હોવા છતાં પરિણામે એ નવ દિવસનું સ્મરણ મ્હારા હૃદયમાં ચિરકાલને માટે જાગૃત છે અને જીવનપર્યંત રહેશે. વિજ્ઞાનની સ્પર્ધા સંબંધી ચર્ચા ચાલતાં તેમણે કહ્યું કે: “જેમ ધર્મ સંબંધી અંધશ્રદ્ધા અને ગોટાળો ચાલે છે, તેમ વિજ્ઞાન સંબંધી પણ ચાલી રહ્યું છે. વિજ્ઞાનનાં અનેક સિદ્ધાન્તો અનુમાન સૂચક અને સમાન જાતી બનાવવામાં એક સરખાપણું જાળવવામાં અસમર્થ જણાયા છે. વળી અનેક વૈજ્ઞાનિક

---

* આ પ્રસંગ પછી બે દિવસ વ્યતીત થતાંજ રાજ–દિવાન શંકર સુબ્બિયારની સહાયતાથી ત્રાવણકોરના મહારાજા સાથે થોડા સમય માટે સ્વામિજીની મુલાકાત થઇ હતી. મહારાજાએ તેમના કુશળ સમાચાર પૂછયા પછી તેમના નિવાસ માટે પોતાના રાજ્યમાં ઇચ્છાનુસાર ભ્રમણ કરવા માટે બંદોબસ્ત કરવાની દિવાનને આજ્ઞા ફરમાવી હતી.

વિદ્વાનો કહે છે કે: અમે જગતનાં સમુદય રહસ્યનો ભેદ ઉઘાડો પાડી શક્યા છીએ. વળી અનેક પણ્ડિતો અજ્ઞેયવાદનો આશ્રય ગ્રહણ કરી રહ્યા છે. તેથી તો તેમની અજ્ઞાનતા જ જણાઇ આવે છે. એ ઉપરથી સમજાય છે કે: ભારતવર્ષમાં ચિત્તનું સમાધાન કરવા માટે જે જે વિજ્ઞાન–સંમત ઉપાય આવિષ્કૃત થયા છે તે તરફ પાશ્ચાત્ય મનસ્તત્વવિદ પણ્ડિતોએ લક્ષ્ય રાખ્યું નથી. તેથીજ અંતઃપ્રકૃતિના અતિન્દ્રિય સાક્ષાત્કાર સંબંધી કોઇ પ્રકારની મીમાંસા કરવા માટે તેઓ સમર્થ થયા નથી. પાશ્ચાત્ય વિજ્ઞાન જે સ્થળે સ્તબ્ધ અને શાંત થઇ ગયું છે તે સ્થળે ભારતીય મનોવિજ્ઞાને અપૂર્વ પ્રકાશ પાડ્યો છે. તેણે દર્શાવી આપ્યું છે કે: એ સર્વ ઉચ્ચ સાક્ષાત્કાર–અનુભવ–અને અવસ્થાને કયા પ્રકારના યત્નદ્વારા પોતાનામાં સ્થાપી શકાય. વળી સ્વામિજીએ લૌકિક અને અલૌકિક જગતના વિશેષતત્વ સંબંધી સ્પષ્ટિકરણ કર્યું હતું. તેમણે કહ્યું હતું કે: મનુષ્ય સ્થૂળ અને સૂક્ષ્મ ઉભય પ્રકારના બંધનમાં નિવાસ કરી રહ્યો છે. એ ઉભયને પેલેપાર ગયા સિવાય પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થતી નથી, અથવા મનુષ્ય જીવનનો ઉદ્દેશ્ય સાર્થક થતો નથી. જાતિભેદ સંબંધી ચર્ચા થતાં તેમણે કહ્યું હતું કે: "બ્રાહ્મણો જેટલા દિવસ નિઃસ્વાર્થ કર્મ કરશે અને મુક્ત હસ્તે જ્ઞાનવિતરણ કરશે તેટલા દિવસ તેમનો વિનાશ થશે નહિ." તેમનું કથન અદ્યાપિ પર્યંત મ્હારા કર્ણમાં પ્રતિધ્વનિ થઇ રહ્યું છે કે: "બ્રાહ્મણોએ ભારતવર્ષમાં પૂર્વે અનેક મહત્ કાર્ય પરિપૂર્ણ કર્યાં છે, હજીપણ કરે છે અને ભવિષ્યમાં પણ કરશે." સ્ત્રીયોના વિવાહ અને સમાજમાં તેમના સ્થાન સંબંધી કોઇ પ્રકારનો શાસ્ત્ર વિરૂદ્ધ નિયમ પ્રચલિત કરવાના યત્નને તેઓ બિલકુલ ટેકો આપતા નહિ. તેમણે કહ્યું હતું કે: "સ્ત્રીયો અને નિમ્ન શ્રેણીના લોકોમાં સંસ્કૃત શિક્ષણ ફેલાવવાની સૌથી વિશેષ આવશ્યકતા છે. પ્રાચીન ઋષિયોએ પ્રવર્તિત કરેલા શિક્ષણદ્વારા તેઓ કાર્ય ક્ષેત્રમાં પોતાનો આદર્શ સંપૂર્ણરૂપે સ્થાપન કરી શકે તો આપજ સમજી શકશો કે સમાજમાં તેમનું સ્થાન ક્યાં સ્થપાવું ઉચિત છે. ક્યાં ક્યાં કાર્યમાં તેમનો હસ્તક્ષેપ થાય તો યોગ્ય કહેવાય, અને કોનું રક્ષણ તથા કોનો ત્યાગ કરવો આવશ્યક છે તે પણ

તમને પોતાની મેળેજ સમજાઇ જશે. ઋષિ મુનિયોના શિક્ષણને વેગળા મૂકી મનકલ્પિત શિક્ષણ પ્રવર્તાવવાથી પરિણામ સારૂં આવે ક્યાંથી ? ”

મ્હેં સમુદ્ર યાત્રા સંબંધી અભિપ્રાય જાણવાની ઇચ્છાથી તેમને પ્રશ્ન કર્યો હતો. તેમણે ઉત્તર દીધો કેઃ “ વેદાન્ત પ્રચાર દ્વારા પાશ્ચાત્ય દેશ સમૂહની સામાજિક અવસ્થા વિશેષરૂપે ઉન્નત કરવાની આવશ્યક્તા છે. જેઓ પ્રાચીન આચારવિચારનું સન્માન કરવા ઇચ્છતા હોય તેમણે એ કાર્ય કરવું જોઇએ, તેમાં કાંઇ પણ અડચણ નથી. પરન્તુ જે હિન્દુઓ કોઇ મહત ઉદ્દેશ્ય પાર પાડવાના હેતુથી આચારાદિ નિયમનું પાલન કરવામાં શિથિલ થાય તેમના પ્રત્યે તિરસ્કાર દર્શાવવાનું કોઇ યોગ્ય કારણ જણાતું નથી. ”

સ્વામિજી મ્હારે ઘેર પધાર્યા પછી બે ત્રણ દિવસે મ્હેં ત્રિવેન્દ્રમ નિવાસી મ્હારા એક મિત્રને તેમના આગમન સમાચાર મોકલ્યા હતા. તે અદ્યાપિ પર્યંત જીવિત છે, અને મ્હારા કરતાં જ્યેષ્ઠ વયના છે, તેમનું નિષ્કલંક ચરિત્ર, પ્રગાઢજ્ઞાન, વિદ્યા શીલતા, પવિત્ર જીવન, અને અકપટ ઇશ્વર પ્રીતિ માટે હુ તેમના પ્રત્યે અતિશય શ્રદ્ધા–ભક્તિ અને પ્રેમ દર્શાવતો અને હજી પણ દર્શાવું છું. એમનું નામ રામારાવ છે. તેઓ ત્રાવણકોરમાં દેશીભાષા શિક્ષા–વિભાગના અધિષ્ઠાતા છે. સ્વામિજીનો આધ્યાત્મિક પ્રભાવ અને તીવ્ર ઇશ્વર–પ્રેમ જોઇ રામારાવ તેમના ઉપર અતિશય મોહ પામ્યા અને તેમને એક દિવસ પોતાને ત્યાં ભિક્ષા ગ્રહણ કરવા માટે વિનતિ કરવા લાગ્યા. સ્વામિજીએ પણ આનંદ પૂર્વક તેમની પ્રાર્થના સ્વીકારી. ભિક્ષા ગ્રહણ કર્યા પછી બન્ને પુનઃ મ્હારે ઘેર આવ્યા અને સ્વામિજી પૂર્વવત્ અમારી સાથે વિવિધ શિક્ષાપ્રદ અને મનોહર આલાપ કરવા લાગ્યા. મ્હને આજ પર્યંત સારી પેઠે યાદ છે કેઃ રામારાવે એક વખત તેમને ઇન્દ્રિય નિગ્રહ સંબંધી બે ચાર પ્રશ્નો પૂછતાં સ્વામિજીએ એક અતિ સુન્દર વાર્તા કહી સંભળાવી હતી. વાર્તા અનેક અંશે “ કૃષ્ણ કર્ણામૃતમ્ ” રચયિતા વિખ્યાત કવિ લીલાશુકના ઉપાખ્યાનને મળતી જ છે. ગ્રન્થનો નાયક અંતીમ અવસ્થામાં વૃન્દાવનમાં ઉપસ્થિત થઇ ત્યાંની એક શ્રેષ્ઠિ કન્યાના પ્રેમમાં

લુબ્ધ થઇ અતિશય દુઃખ ભોગવવા લાગ્યો. અંતે શોકતપ્ત થઇ પોતાનાં બન્ને નેત્રો ફોડી નાંખી શ્રીકૃષ્ણ ભગવાનના ધ્યાનમાં નિમગ્ન થયો હતો. એ બનાવ સ્વામિજીએ એવી ચમત્કારિક રીતે વર્ણવ્યો હતો કે આજે એકવિશ વર્ષ થયા છતાં જાણે તેમના પ્રત્યેક શબ્દો હજી પણ તાજા હોય તેમ તેના મને ભણકારા વાગી રહ્યા છે. કુમ્ભકોણમના ભુત પૂર્વ અદ્‌ભુત શક્તિસમ્પન્ન સંગીતાચાર્ય શરત્ શાસ્ત્રીયારની અમર બંશી ધ્વનિ પેઠે તેમનો સુમધુર કણ્ઠ ધ્વનિ હજી પણ જાણે મ્હારા કર્ણમાં જાગ્રત થઇ રહ્યો છે.

એ દિવસે અથવા બીજે દિવસે તેમણે મદ્રાસના તે વખતના સહકારી એકાઉન્ટન્ટ જનરલ—સામ્પ્રત પરલોક ગત બાબુ મન્મથનાથ ભટ્ટાચાર્ય મહાશયનું નિવાસસ્થાન શોધવાની મ્હને આજ્ઞા કરી. એ સમયે ત્રિવંદ્રમના રેસિડન્ટની ત્રિજોરીમાં, હિસાબ તપાસવાના કામમાં ગવર્નમેન્ટ દ્વારા તેમને રોકવામાં આવ્યા હતા. ભટ્ટાચાર્ય મહાશયનું નિવાસ સ્થાન મળ્યું તેજ દિવસ સ્વામિજી નિત્ય પ્રાતઃ સમયે તેમને ઘેર જઇ આહારાદિ કાર્યથી પરવારી મ્હારે ઘેર પધારવા લાગ્યા. એ માટે એક દિવસ મ્હેં જરા દિલગીરી દર્શાવી ત્યારે તેઓ બોલ્યા કેઃ "સાંભળો, અમારી બંગાળી જાતિ એક સ્થળે ટોળાબદ્ધ થઇ નિવાસ કરવાનું બહુ પસંદ કરે છે. વળી મન્મથ ઉપર મ્હારો બે પ્રકારનો હક્ક છે. એક તો તે અમારી સંસ્કૃત કૉલેજના ભૂતપૂર્વ અધ્યક્ષ, સુવિખ્યાત પણ્ડિત મહેશચન્દ્ર ન્યાયરત્ન મહાશયના પુત્ર થાય છે, અને બીજું મ્હારા સહાધ્યાયી છે. તે ઉપરાંત પણ વળી એક વાત કહેવા જેવી છે કે આપના દક્ષિણ પ્રદેશમાં આવ્યો છું ત્યારથી લાગલાગટ આ દેશના બ્રાહ્મણોનું આતિથ્ય ગ્રહણ કરતો આવ્યો છું. તેથી ઘણા દિવસથી બંગાળી ભોજન મત્સ્ય—માંસના સંબંધમાં આવ્યો નથી, તેથી પણ મન્મથને ઘેર ભોજન કરવાનું મ્હને કાંઇક સારૂં લાગે છે." મત્સ્ય ભોજનનું નામ સાંભળી મ્હેં જરા નસ્કોરૂં ચઢાવ્યું તેના ઉત્તરમાં સ્વામિજીએ કહ્યું કેઃ "ભારતવર્ષના પ્રાચીન બ્રાહ્મણો માંસ ભક્ષણ કરતા, એટલું જ નહિં પણ યજ્ઞાદિ સમયે અથવા અતિથિને મધુપર્ક આપતી વખતે ગોવધ પણ થતો." તેમણે એમ પણ કહ્યું કેઃ "બૌદ્ધ

ધર્મના અભ્યુદય–વિસ્તારની સાથે સાથે જ માંસ ભોજન કરવાનો રિવાજ આ દેશમાંથી ધીમે ધીમે ઓછો થતો ગયો છે. જો કે હિંદુ શાસ્ત્રમાં માંસાહાર કરતાં વનસ્પતિ–આહારની પ્રશંસા કરવામા આવી છે એ ખરૂં પરંતુ કાર્ય ક્ષેત્રમાં તેનું કેટલું પાલન થતું તે વિચારવા યોગ્ય વિષય છે. વળી એમ પણ કહેવું ઉચિત છે કે: માંસાહાર પ્રથાનો અનાદર થવાથી જ આ દેશના લોકોનું શક્તિ–સામર્થ્ય આટલું બધું હીન અને જાતીય અવનતિ આટલી બધી ભયંકર સ્થિતિએ પહોંચી છે. સાચું કહીએ તો પ્રાચીન હિન્દુ જાતિ અને સંયુક્ત હિંદુ રાજ્યોની સ્વતંત્રતા લોપ થવાનું એક મૂખ્ય કારણ માંસાહાર પ્રથાનો ઉચ્છેદ થયો એ જ છે." હું તો તેમના એ કથન ઉપરથી એટલો જ સાર કાઢી શકયો કે: જો હિંદુ જાતિને જગત્‌ની અન્ય જાતિયો સાથે એક પંક્તિમાં લાવવી હોય અથવા તેમની સરખામણીમાં સરખી પાયરીએ રાખવી હોય તો તેમણે પુનઃ માંસાહારી થવું જોઇએ. હું તો એક સનાતન ધર્માવલંમ્બી ચુસ્ત પ્રાચીન બ્રાહ્મણ છું, તેથી એ વિષયમાં કોઇ પણ પ્રકારે તેમની સાથે એકમત થઇ શકયો નથી. ઉલટું "અહિંસા પરમો ધર્મ" નો પક્ષ ગ્રહણ કરી શાસ્ત્ર અને સાધારણ યુક્તિ દ્વારા મ્હેં તેમની સાથે અનેક વાદ વિવાદ કર્યો. મ્હેં તો માંસાહારથી આ દેશના પવિત્ર નિવાસીઓનું અધઃપતન, આધ્યાત્મિક અવનતિ અને ધર્મ શાસ્ત્ર વિહિન હોવાનું સારી પેઠે પ્રતિપાદન કર્યું. તેમણે પોતાના વિચારો પુનઃ દર્શાવ્યા અને તર્ક યુક્તિ દ્વારા એક જ વિચારને વળગી રહ્યા. તે ઉપરથી હું તો એમ પણ માનું છું કે; તેમનું શરીર ક્ષત્રિયનું હતું. ક્ષત્રિયોને દેશના રક્ષણ માટે હિંસક પ્રકૃતિ ધારણ કરવાની આવશ્યકતા હોય છે. વળી દેશના રક્ષણ માટે અસાધારણ બળ પ્રાપ્ત કરવાની પણ અગત્ય હોય છે. તેથી જ તેઓ પશુઓનાં માંસભક્ષણ કરી બળ પ્રાપ્ત કરવા સાથે પશુઓ જેવી હિંસક પ્રકૃતિ મેળવવાનું ઉચિત સમજે છે, અને તે કેટલેક દરજ્જે યોગ્ય પણ કહી શકાય પરંતુ તેથી પ્રત્યેક હિંદુ સન્તાને માંસાહાર કરી પશુ પ્રકૃતિના–આસુરી બળબુદ્ધિના થવું એ તો કોઇ પણ રૂપે ઉચિત નથી. આપણા ઋષિમુનિયોએ

એવો ઉપદેશ આપણને આપ્યો જ નથી. માંસાહાર સંબંધી સ્વામિજીનો અભિપ્રાય હું જાણતો હતો તેથી જ તેઓ જ્યારે અમેરિકા ગયા તે વખતે માંસાદિ ભોજન સંબંધી તેમણે ત્યાં દર્શાવેલા વિચારો સાંભળી મ્હને આશ્ચર્ય થયું નહતું. વળી હું સારી પેઠે સમજી શકયો છું કે એ વિષય સંબંધી તેમના વિરૂદ્ધ અતિશય નિન્દા અને આન્દોલન થયાં હતાં તે તેમણે દરકાર રાખ્યા વગર ચુપચુપ સાંભળ્યાં હતાં.

એક દિવસ સન્ધ્યા સમયે સ્વામિજી દિવાન સાહેબને મળવા ગયા. તે દિવસે પુનઃ એ પ્રસંગ ઉપસ્થિત થયો હતો. દિવાન સાહેબે મ્હારા પક્ષનું સમર્થન કરતાં કહ્યું કેઃ "પ્રાચીન કાળમાં યજ્ઞ અથવા અન્ય કોઇ પણ સમયે પ્રાણીવધ કરવાની પ્રથા પ્રચલિત નહતી." એ ઉપર થોડીવાર વાદ-વિવાદ ચાલ્યો. અંતે દિવાન સાહેબના સ્વર્ગસ્થ જામાતા મિ. એ. રામિયારે સ્વામિજીના પક્ષનું સમર્થન કરતાં કહ્યું કેઃ "યજ્ઞમાં પશુવધ અથવા માંસ ભોજનનું વૃત્તાન્ત સત્ય છે, શાસ્ત્રમાં તેનો સ્પષ્ટ ઉલ્લેખ છે." એ દિવસે "ભક્તિ" સંબંધી પણ દિવાનજી સાથે સ્વામિજીને કિંચિત વાર્તાલાપ થયો હતો. કેવી રીતે એ પ્રસંગ ઉપસ્થિત થવા પામ્યો તેમજ તેમાં કઇ કઇ કથા વાર્તા થઇ તે હમણાં મ્હને યાદ નથી. તે સમયના વિદ્વાનોમાં, દિવાન શંકર સુબ્બિયાર અતિશય વિદ્વાન પુરૂષ હતા. અને વૃદ્ધ વયમાં (એટલે ૫૮ વર્ષે) પણ તેમણે ઘણા ગ્રન્થો વાંચ્યા હતા, ઘણાં શાસ્ત્રો શ્રવણ કર્યાં હતાં. અને નાના પ્રકારના ગ્રન્થોનું અધ્યયન કરી પોતાના જ્ઞાનભાણ્ડારમાં વૃદ્ધિ કર્યા જતા. તે દિવસે સ્વામિજી સાથે તેમનો વાર્તાલાપ બરાબર થયો નહિ. તેમજ તેમને પણ સમય નહોતો તેથી અમે રજા લીધી. રજા લેતી વખતે દિવાનજીએ સ્વામિજીને કહ્યું હતું કેઃ રાજ્યમાં પ્રવાસ કરતી વખતે આપને જે વસ્તુનું પ્રયોજન હોય તે સ્થાનિક રાજકર્મચારીયોને નિવેદન કરવાથી તુર્ત જ પ્રાપ્ત થશે, ઇત્યાદિ. પરન્તુ સ્વામિજીને કોઇ પણ વસ્તુનું પ્રયોજન ન હતું. તેથી તેમણે કોઇ વસ્તુની પ્રાર્થના કરી ન હતી.

એટલામાં એક દિવસ હુઝુર ઓફિસના પેશકાર શ્રીયુત પેરૂમલપીલે તેમના દર્શને આવ્યા હતા. તેમનો મૂળ ઉદ્દેશ્ય એ હતો કે; ભારતવર્ષમાં

અને અન્ય સ્થાને જે વિવિધ પ્રકારના ધર્મ અને ધર્મમત પ્રચલિત થઇ રહ્યા છે તે સંબંધી સ્વામિજીનું જ્ઞાન કેટલું છે તેની પરીક્ષા કરવી, તેમણે આવતાં જ અદ્વૈત વેદાન્તમત ઉપર કેટલાક આક્ષેપો કર્યા. પરંતુ તુર્તજ તેઓ સમજી શક્યા કેઃ સ્વામિજી જેવા ગુરૂ અને આચાર્ય શ્રેણીના મહાપુરૂષોના જ્ઞાનની ગહનતાનું પ્રમાણ કાઢવાનો યત્ન કરવા કરતાં, એક ક્ષણ કાલ પણ નષ્ટ નહિ કરતાં–તેમના હૃદયની ઉચ્ચ ભાવનાઓ વિશેષ રૂપે ગ્રહણ કરવાનો યત્ન કરવો એજ અધિક બુદ્ધિમાનનું કર્ત્તવ્ય છે. એ સમયે મ્હેં સ્વામિજીમાં એક અદ્‌ભુત શક્તિનું અવલોકન કર્યું. તેમણે ઇ. સ. ૧૮૯૭ માં મદ્રાસના કર્નાન કૅસલમાં નવ દિવસ નિવાસ કર્યો. તે સમયે એક વખત મ્હેં તે જ શક્તિનું દર્શન કર્યું હતું. સાંભળો, કોઇ એક આત્માભિમાની મનુષ્ય તેમની પાસે આવતાંજ તેઓ એકી ટસે તેના સ્હામે જોઇ તેની બુદ્ધિની પરીક્ષા કરી લેતા અને પછી તત્ક્ષણાત્ તેની બુદ્ધિ અને વિચારાનુસાર તેને ઉપદેશ દઇ શકતા. એ વિષયમાં તેમની અભિજ્ઞતા એટલી અધિકઅને કૌશલ એવું ચમત્કારિક હતું કે જેથી તે મનુષ્ય સમજી પણ શકતું નહિ કે, સ્વામિજીએ તેને ક્યે સમયે યોગ્ય સ્થાન ઉપર ઉપસ્થિત કરી દીધો છે. એ દિવસે પણ પેશકારના પ્રશ્નના ઉત્તરમાં સ્વામિજીએ " લલિત વિસ્તાર. " નામક ગ્રન્થમાંથી બુદ્ધદેવના વૈરાગ્ય સંબંધી કેટલાક શ્લોકો પોતાના સુમધુર કણ્ઠવડે એવી મધુરતા પૂર્વક ગાઇ સંભળાવ્યા કે જેથી પરીક્ષક ગૃહસ્થનું હૃદય એકદમ પીગળી ગયું અને તેણે તુર્તજ પ્રશ્ન કર્ત્તાનું આસન ત્યાગ કરી ઉત્સુક શ્રોતાનું પદ ગ્રહણ કરી લીધું. એ સમયે સ્વામિજીએ તેમના હૃદયમાં બુદ્ધદેવનો વૈરાગ્ય, સત્ય શોધકવૃત્તિ અને સર્વ જાતિ તથા સર્વ શ્રેણીના નર નારીયોમાં તેમણે લગભગ અર્ધ શતાબ્દી પર્યંત કરેલા કઠોર પરિશ્રમનું એક એક સ્થાયી ચિત્ર અંકિત કરી દીધું હતું. પ્રસંગ અર્ધો કલાક પર્યંત ચાલ્યો હતો. સ્વામિજીનું સંભાષણ શ્રવણ કરવાથી પ્રશ્ન કર્ત્તાની પૂર્વ ભાવનાઓમાં ઘણું પરિવર્તન થઇ ગયું હતું. તે તેણે મુક્તકણ્ઠે સ્વીકાર્યું પણ હતું અને ઘેર જતી વખતે તેઓ કહેતા ગયા કેઃ " સ્વામિજીના જેવા અદ્વિતીય મહાપુરૂષ કોઇ દિવસ મ્હારી દ્રષ્ટિયે જણાયા નથી. આજની કથાવાર્તા જીવન પર્યંત કદી પણ વિસ્મૃત થશે નહિ."

એ પછી પણ કેટલાક દિવસ પર્યંત અનેક વિષયોની ચર્ચા ચાલી હતી અને તે વિષયો પરત્વે સ્વામિજીના અભિપ્રાય જાણી મ્હને અતિશય આનંદ થયો હતો. હમણાં બધા વિષયો યાદ નથી પરંતુ એક બે વિષયો મ્હને સારી પેઠે યાદ છે. એક સમય મ્હેં તેમને સર્વ પ્રજાજન સમક્ષ ભાષણ આપવાની પ્રાર્થના કરી હતી. તેના ઉત્તરમાં સ્વામિજીએ કહ્યું હતું કેઃ "એ પ્રમાણે ભાષણ આપવાનો મ્હને જરાપણ અભ્યાસ નથી. તેથી હાસ્યાસ્પદ થઇ અયોગ્ય ગણાવું પડશે." મ્હેં તેમને પૂછ્યું કેઃ "જો એમજ હોય તો ચિકાગોની વિરાટ ધર્મ સભામાં, મહિસૂરાધિપતિના આગ્રહથી હિન્દુ ધર્મના પ્રતિનિધિ તરીકે ઉપસ્થિત થવા આપ શામાટે સાહસ કરો છો?" એનો સ્વામિજીએ ઉત્તર દીધો હતો તેથી મ્હને સંતોષ થયો નહતો. મ્હેં તો ધાર્યું હતું કેઃ માત્ર મ્હારી પ્રાર્થના ઉડાવી દેવા માટેજ ગમે તેવો ઉત્તર તેમણે દીધો છે. તેમણે કહ્યું હતું કેઃ "જો સર્વ શક્તિમાન્ પરમેશ્વરની ઇચ્છા હોય કે હું તેના પવિત્ર કાર્ય–સાધનનો ઉપાય બનું અને મ્હારા મુખ દ્વારાજ તેની પવિત્ર વાણી જગત્‌માં સંભળાવવામાં આવે તો તે કાર્યને ઉપયોગી થઇ પડે એવી શક્તિ તે મ્હને અવશ્ય આપશે." મ્હેં કહ્યુંઃ "ઇશ્વરનું એવું કોઈ કૃત્ય સમ્ભવિત કે વિશ્વાસ યોગ્ય હું માનતો નથી." એ પ્રમાણે કહેવાનું એક કારણ હતું. તે સમયે સાધારણ રૂપેજ હિન્દુ ધર્મના તત્વો ઉપર મ્હને યથેષ્ઠ શ્રદ્ધા હોવા છતાં પણ સર્વ મુખ્ય શાસ્ત્ર ગ્રન્થોનું મ્હેં અધ્યયન કર્યું નહતું. તેથી તેમના પ્રતિપાદન કરેલા વિષયો પરત્વે મ્હારી એટલી બધી અન્તર્દષ્ટિ થઇ નહતી તેમજ તે સંબંધી એટલો પ્રત્યક્ષ અનુભવ પણ થયો ન હતો કે જે દ્વારા સ્વામિજીના ઉપરોક્ત વાક્યનો સત્યાર્થ ગ્રહણ કરવા હું સમર્થ હોઉં. પરંતુ સ્વામિજી તો મ્હારૂં અશ્રદ્ધાયુક્ત કથન સાંભળતાં જ જાણે પ્રચણ્ડ ગદા હસ્તમાં ધારણ કરી મ્હારા ઉપર તૂટી પડયા! વિશ્વનો ગૂઢ ઉદ્દેશ્ય–સાધ્ય કરવામાં વિધાતાની શક્તિ–સીમા નક્કી કરવા હું તત્પર થયોછું એ જોઇ તેમણે કહ્યું કેઃ "છિઃ છિઃ! તમારી આવી કેવી બુદ્ધિ! જે (ઇશ્વર) ની શક્તિમાં આદિ અન્ત નથી તેની તમે હદ બાંધવા તત્પર થયા છો? તમે બાહ્યાચાર અને શબ્દોચ્ચારમાં દંભ બતાવો તેથી શું વળે? તમારા અંતઃકરણમાં હજી

પણ નાસ્તિકતા વિદ્યમાન છે, નહિ તો તે (ઇશ્વર) ની મહાન્ શક્તિ ઉપર તમને શા માટે સંપૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન ન થાય?"

વળી એક બીજે સમયે ભારત નિવાસીઓની જાતિ અને વર્ણતત્વ સંબંધી તેમની સાથે મ્હારે મતભેદ ઉપસ્થિત થયો હતો. તેમણે કહ્યું કેઃ કૃષ્ણરંગના બ્રાહ્મણને જોતાં જ તેનામાં દ્રાવિડી રક્ત મિશ્ર થયું છે એમ માનવું. મ્હેં કહ્યું કેઃ એનો અર્થ શો ? મનુષ્ય વર્ણનું તારતમ્ય જળ, વાયુ, આહાર, કર્મ, ઇત્યાદિ નાના પ્રકારના બાહ્ય કારણો ઉપર આધાર રાખે છે. એના ઉત્તરમાં સ્વામિજીએ અનેક પ્રતિવાદ દર્શાવ્યો અને કહ્યું કેઃ "અન્ય મનુષ્ય જાતિયોની પેઠે બ્રાહ્મણો પણ એક મિશ્ર જાતિ છે. તેમના રક્તની વિશુદ્ધતા તદ્દન કાલ્પનિકજ કહી શકાય. મ્હેં C. L. Brace અને બીજા અનેક વિદ્વાનોના અભિપ્રાય–વાક્યો કહી સંભળાવી મ્હારા મનની પોષકતા કરવાનો યત્ન કર્યો, પરંતુ તેઓ કોઈ પણ પ્રકારે ડગ્યા નહિ.

હવે હું મ્હારૂં કથન સત્વર પૂર્ણ કરીશ. તો પણ આ સ્થળે એક વિષયનો ઉલ્લેખ કરવાની વિશેષ આવશ્યકતા છે. તેઓ જેટલા દિવસ અમારી પાસે રહ્યા તેટલા દિવસ અમારાં પ્રત્યેકના હૃદય જાણે તેમની સાથે સંધાયલાં ન હોય તેવુંજ થઇ રહ્યું હતું. તેઓ અમારી પ્રત્યેકની સાથે અવિચ્છિન, મધુરતા, કોમલતા અને સૌંદર્યના સાગર સ્વરૂપ હતા. મ્હારા પુત્રો તો સદા સર્વદા તેમનાજ સંસર્ગમાં રહેતા. તેમાંનો એક તો હજી પણ વાર્તાલાપમાં વારંવાર તેમના નામનો ઉચ્ચાર કરે છે. તેમનું આગમન તથા તેમના અદ્દ્ભુત ચરિત્રનો વિષય તેણે અતિ સુન્દર રૂપે મનમાં ઠસાવી રાખ્યો છે. સ્વામિજીએ કેટલાક તામિલ શબ્દ શીખી રાખ્યા હતા. તેથી મ્હારા ઘરના બ્રાહ્મણ રસોઇયા સાથે તામિલભાષામાં વાતચિત કરવામાં તેમને બહુ ગમ્મત પડતી. તેમના વસવાટથી કોઇ બહારનું માણસ અમારા કુટુંબમાં આવી વસ્યું છે એવું અમે ધારતાજ નહિ. તેમના ગયા પછી જાણે અમારા ઘરમાં સર્વત્ર અંધકાર ન થયો હોય એમ સૂન્યકાર જણાતું!

ઇ. સ. ૧૮૯૨ ની ૨૨ મી ડિસેમ્બરે તેઓ અમારો ત્યાગ કરી ચાલ્યા ગયા. ગમન કરતાં પહેલાં એક ઉલ્લેખ કરવા યોગ્ય બનાવ બન્યો

હતો. સંસ્કૃત-વ્યાકરણ જેવા કઠિન શાસ્ત્રમાં વિશેષ પારંગત થયલા પણ્ડિત બંચિશ્વર શાસ્ત્રી નામક એક સદ્ગૃહસ્થ ત્રાવણકોરના જ્યેષ્ટ રાજકુમારના શિક્ષક હતા. વિદ્યા, વિનય અને ધર્મ શીલતામાં તેઓ શ્રેષ્ટ હોવાથી સર્વત્ર તેમની ખ્યાતિ પ્રસરી હતી. સર્વ તેમને માન આપતા. મ્હારી પ્રાર્થનાથી મ્હારા પુત્રને સંસ્કૃત વિદ્યા શિખવવા માટે રાજકુમારે તેમને પરવાનગી આપી હતી. સ્વામિજી જેટલા દિવસ અમારે ઘેર રહ્યા તેટલા દિવસ શાસ્ત્રીજી એક પણ દિવસ અમારે ઘેર આવ્યા ન હતા. તેમણે સાંભળ્યું હતું ખરૂં કેઃ ઉત્તર ભારતના એક મહાપણ્ડિત સાધુ અમારે ઘેર નિવાસ કરી રહ્યા છે, પરંતુ શારીરિક અસ્વસ્થતાને લીધે તેઓ તેમની મુલાકાત લઇ શક્યા નથી. અન્તે સ્વામિજી અને મન્મથબાબુ જે સમયે ગાડીમાં બેસવા માટે દાદરે ઉતરતા હતા તેજ સમયે શાસ્ત્રીજી આવી પહોંચ્યા અને મ્હને પુનઃ પુનઃ આગ્રહસહિત કહેવા લાગ્યા કેઃ અલ્પ સમય પર્યંત પણ સ્વામિજી સાથે હું વાર્તાલાપ કરી શકું એવી કૃપા કરો. તેમનો અતિશય આગ્રહ જોઇ મ્હેં સ્વામિજીને તેમની ઇચ્છા નિવેદન કરી. તે સાંભળતાંજ તેઓ તત્ક્ષણાત પણ્ડિતજી સાથે કથોપકથન કરવા લાગ્યા. માત્ર ૮ કે ૯ મિનિટ તેમની સાથે વાતચિત થઇ. તે સમયે હું સંસ્કૃત જાણતો ન હતો તેથી શી વાતચિત થઇ તે હું સમજી શક્યો નહિ. પરંતુ શાસ્ત્રીજીએ કહ્યું કેઃ વ્યાકરણ શાસ્ત્રનો એક મહા કઠિન અને તર્ક યોગ્ય પ્રસંગ ઉત્થાપન થયો હતો, પરંતુ એટલા ટુંક સમયમાંજ સ્વામિજીએ સંસ્કૃત વ્યાકરણમાં તેમની ગાઢ પ્રવીણતા અને સંસ્કૃત-ભાષાનું તેમનું અસાધારણજ્ઞાન દર્શાવી આપ્યું હતું.

"એ પ્રમાણેજ નવદિવસો વ્યતીત થઇ ગયા. એ નવ દિવસો મ્હારા સ્મરણપટ ઉપર "આશ્ચર્યમય નવ દિવસ" રૂપે દૃઢ રીતે અંકિત થઇ રહ્યા છે. આ જીવનમાં તે કદી પણ વિસ્મરણ થાય તેમ નથી. સ્વામિજીનું મહાન ચરિત્ર અને અમાનુષિક-દૈવી-જીવન એ ભારતના ઇતિહાસમાં એક નૂતન યુગની સૃષ્ટિ ગણાશે એમાં જરાપણ સંદેહ નથી; તોપણ તેમનો સંપૂર્ણ પ્રભાવ, ભવિષ્યમાં લાંબે સમયે પણ અપૂર્ણ માનવામાં આવશે નહિ, પરંતુ જે જે મનુષ્યો તેમની સાથે ગાઢ સંસર્ગમાં આવવાનો સુયોગ પ્રાપ્ત કરી શક્યા છે તેઓ જાણે છે કેઃ આ પવિત્ર ભારતભૂમિમાં જેટલા અમર કીર્તિસમ્પન્ન

આધ્યાત્મિક શક્તિશાળી મહાપુરૂષો દિવ્યજ્ઞાનનાં કિરણો વિકસાવી ગયા છે તેમની સાથે એક સમાનપદ ઉપર બિરાજવા માટે તેઓ લાયકજ છે. ભૂતકાળની એ વ્યક્તિગત સ્મૃતિ જો કે તદ્દન સામાન્ય છે અને તે મહાન્ આચાર્યના ચારિત્ર્ય–મહિમાનું યોગ્ય તાત્પર્ય દર્શાવવામાં કિંચિત હોવા છતાં પણ એ મહાપુરૂષે પોતાના સમયમાં પ્રાચ્ય અને પાશ્ચાત્ય નર–સમાજના હૃદયને એવા બંધનમાં બાંધ્યું હતું અને એવે પ્રકારે મુગ્ધ કરી દીધું હતું કેઃ જેથી તેમના એવા પુણ્ય પ્રસંગનું સ્મરણ કરવું એ કાંઇ થોડા આનંદની અથવા ઓછા સૌભાગ્યની વાત નથી."

સ્વામિજીએ અહિંથી રામેશ્વર તરફ ગમન કર્યું હતું. માર્ગમાંજ મદુરામાં રામનાદરાજ ભાસ્કર સેતુપતિ સાથે તેમને મુલાકાત થઇ, અને વાર્તાલાપ પણ થયો. તેઓ સુશિક્ષિત ભારતીય રાજન વર્ગમાંના એક હતા. અલ્પસમયમાંજ ભક્તશ્રેષ્ઠ રામાનાદપતિ સ્વામિજીના એક વિશેષ અનુરાગી ભક્ત બની ગયા અને અંતે તેમનું શિષ્યત્વ ગ્રહણ કર્યું. મહિસૂર રાજની પેઠે એમની પાસે પણ સ્વામિજીએ જનસમાજમાં કેળવણીનો પ્રચાર અને કૃષિ વિષયક ઉન્નતિ કરવા સંબંધી વિસ્તારપૂર્વક આલોચના કરી હતી અને ભારતવર્ષના વર્તમાન પ્રશ્નોનું સમાધાન અને તેની ભાવી મહાન સમ્ભાવનાનો માર્ગ દર્શાવી આપ્યો હતો. રામનાદ–રાજને મન પ્રાણ–પુર્વક અનુભવ થયો કેઃ આટલા બધા દિવસ પછી ભારતવર્ષમા એક સાચા કર્મવીરનો જન્મ થયો છે. સ્વામિજી સાચા કર્મવીર છે. દેશ–માતા–ભારતજનનીના તે સાચા સુસંતાન છે! સ્વામિજીની વાતચિત ઉપર તેમને એટલો બધો વિશ્વાસ ઉત્પન્ન થયો કે જેથી તેઓ તેમને વારંવાર ચિકાગો ધર્મ–મહાસભામાં જવાને માટે પ્રાર્થના કરવા લાગ્યા. તે માટે યથા શક્તિ દ્રવ્ય–સહાયતા કરવાની ઇચ્છા પણ દર્શાવી. તેમના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કેઃ પ્રાચ્યદેશીય આધ્યાત્મિક–પ્રકાશ પરત્વે પાશ્ચિમાત્ય લોકોની દ્રષ્ટિ આકર્ષણ કરવાનો આવો સુયોગ ભવિષ્યમાં એકાએક પ્રાપ્ત થવો કઠિન છે. પરંતુ સ્વામિજી તે સમયે રામેશ્વરનાં દર્શન કરવા અતિ વ્યગ્ર થઇ રહ્યા હતા, તેથી પાછળથી જે નિશ્ચય થાય તે મહારાજાને નિવેદન કરવાની મનેચ્છા જણાવી સ્વામિજી ત્યાંથી ચાલ્યા ગયા.

સ્વામિજીએ સેતુબંધ રામેશ્વરનાં દર્શન કર્યાં. તેમની દીર્ઘકાળની મનોવાસના આટલે બધે દિવસે પરિપૂર્ણ થઇ. રામેશ્વરનું મંદિર અતિ વિશાળ છે. લંબાઇ ૪૦૦ હાથ, પહોળાઇ ૧૦૦ હાથથી વિશેષ અને મૂખ્ય દરવાજો ૧૦૦ ફિટ ઉચ્ચ છે. મંદિરના આગલા ભાગમાં જે ચૉક છે; તેની લંબાઇ લગભગ ૪૦૦૦ ફિટ છે. દરવાજા ઉપર અને છત ઉપર કોઇ કોઇ પત્થર લંબાઇમાં ૪૦ ફિટ જેટલો લાંબો છે.

રામેશ્વર મહાદેવનાં દર્શન પૂર્ણ થતાં જ સ્વામિજીના મનમાં કન્યાકુમારી દર્શન કરવાની અભિલાષા ઉત્પન્ન થઇ. કન્યાકુમારી એ ભારતવર્ષની છેલ્લી દક્ષિણ સીમા છે. એ સ્થળે એક દેવીનું સ્થાન છે. સ્વામિજી ભિક્ષા કરતા કરતા કન્યાકુમારિકા જઇ પહોંચ્યા અને દેવી દર્શન કાર્ય સમાપ્ત થતાં મન્દિરના ચૉકમાં ઉભા રહી ભારતવર્ષના અતીત અને ભાવી સંબંધી ગહન વિચારમાં નિમગ્ન થયા. તેમને ઘણો સમય પર્યંત જે વિચારો ઉત્પન્ન થયા હતા તે સંબંધી સ્વામિજીએ ચિકાગોમાંથી રામકૃષ્ણ-મઠ નિવાસી ગુરૂબંધુઓને લખ્યું હતું કેઃ " Cape cornorine ( કુમારિકા-અન્તરિપમાં ) માતા કુમારીના મંદિરમાં-ભારતવર્ષના અંતિમ પાષાણખણ્ડ ઉપર બેસીને હું વિચાર કરવા લાગ્યો કેઃ " હું તો એક સન્યાસી છું. ભટકતો ફરતો ફરૂં છું. જન સમાજને Metaphysies ( દર્શન ) નું શિક્ષણ આપું છું તે ગાંડાપણું જ છે. ભગવાન રામકૃષ્ણ ગુરૂ દેવ કહેતા કેઃ ભૂખ્યે પેટે ધર્મ થઇ શકતો નથી. ગરીબ લોકો પશુની પેઠે જીવન વ્યતીત કરે છે તેનું કારણ આપણી મૂર્ખતા જ છે. આપણે ચાર યુગથી તેમનું રક્તપાન કરતા અને પગે તેમને કચડતા આવ્યા છીએ ! " વગેરે !

ભારતવર્ષ સંબંધી એવા વિચારમાં ને વિચારમાં અનેક ક્ષણ વ્યતીત થઇ જતી પરન્તુ તેમના વિચારો બંધ પડતા નહિં.×

---

× સાંભળવામાં આવ્યું છે કેઃ " કન્યાકુમારિ અન્તરિપમાં સ્વામિજીએ મન્મથનાથ ભટ્ટાચાર્ય મહાશયની કુમારી કન્યાનું કુમારી-પુજન કર્યું હતું. તેથી એ સ્થાનમાં મન્મથબાબુની સાથે જ ગયા હોય એવી કલ્પના થઇ શકે છે.

# प्रव्रज्या समयना अन्य प्रसंगो.

स्वामिजीना प्रवज्या समयनो आटलो इतिहास आलेख्याथी वांचकोए एम समजवानुं नथी के ए सम्पूर्ण छे. साधु सन्यासीयोना केटलाए जीवन-प्रसंगो नित्य जनसमाजनी दृष्टिथी अगोचार रही जाय छे तेना कोण समाचार राखे छे ? अरण्यना केटला निर्जन मार्गो, केटला कण्टकमय वृक्षना तल प्रदेश, केटलीये कठिन पाषाण शय्याओ, केटलाये कालथी अनेक साधु सन्यासीओ अने परिव्राजकोनी केटलीये जीवन-काहिनी हृदयपट उपर धारण करी रह्यां छे तेनी कोण गणत्री राखे छे ? स्वामिजीना जीवनमां पण एवुं ज बन्युं हतुं. तेमना जीवनना जे जे प्रसंगो तेमने मुखेथी प्रकट थयला अथवा अन्य परिचित सज्जनोद्वारा जाणी शकाया छे ते संकलन करी वांचकवर्ग सन्मुख मूकाया छे. तेम छतां अत्यार सुधी जेटलुं लखवामां आव्युं छे ते सम्पूर्ण नथी. एवी अनेक घटनाओ बनवा पामी छे के जेना कोईक कोइक अंश अन्य सज्जनो पासेथी प्राप्त थया छे परंतु कोण जाणे शा माटे केटलाक प्रसंग संबंधी स्वामिजीए स्वमुखेथी कांइ पण शब्दोच्चार कर्यो नथी, वळी केटलाक एवा पण बनावो बन्या छे के जे संबंधी तेमणे विस्तारपूर्वक कांइ पण विवेचन नहि करतां मात्र थोडो थोडो आभासज आप्यो छे. स्वामिजीनुं जीवन-चरित्र संपूर्णरूपे समजवा माटे एवा सर्व बनावोनो उल्लेख करवो उचित छे. तेथी ज अमे आ स्थळे तेमना केटलाक प्रसंगो प्रकट करीए छीए.

उत्तर, पश्चिम प्रदेशना गाझीपुर नजीक ताडिघाट स्टेशने निम्न लिखित घटना बनवा पामी हतीः-

स्वामिजी ज्यारे ट्रेनमांथी ताडिघाट जंकशन पर उतर्या ते समये मध्याह्न कालनो समय थयो हतो, तेजस्वी सूर्यनां प्रचण्ड किरणो वडे मरु-

મય ઉત્તર–પશ્ચિમ પ્રદેશની રેતીયે અગ્નિ સમાન ભયંકર આકાર ધારણ કર્યો હતો. પ્રસંગોપાત ઉગ્ર વાવંટોળીયો જગત્‌ને ધુળમય કરી દે છે. સ્વામિજીના હાથમાં માત્ર એક થર્ડક્લાસની ટિકિટ અને કામળ તથા પહેરવેશમાં એક ભગવો પાસાબંધી અંગરખો હતો. સાથે બીજું કાંઇ પણ ન હતું–એક જળપાત્ર સુદ્ધાં નહતું. પોર્ટરોએ તેમને સ્ટેશનના પ્લેટફોર્મની છાયામાં બેસવા દીધા નહિ, તેમને બહાર કાઢી મૂક્યા, અંતે તેમણે સ્ટેશન બહાર જઇ સખ્ત તપેલી રેતી ઉપર કામળ પાથરી અને વેઇટિંગ રૂમની બહાર એક ભીંતને ટેકો દઇ કામળ ઉપર બેઠા.

આસપાસ અનેક મનુષ્યો ઉભાં હતાં. તેમાં મધ્ય–ઉત્તર હિંદનો એક મધ્યમ વયનો બેણે નામક જાતિનો પુરૂપ જરા વેગળે પણ સ્વામિજીની બરાબર સ્હામે, સ્ટેશનની છાવણી નીચે એક સેતરંજી ઉપર બેઠો હતો. તે સ્વામિજીનું શુષ્ક મુખમણ્ડલ અને પરસેવાવાળું શરીર જોઇ નાના પ્રકારે હાસ્ય–મસ્કરી કરતો હતો! એ મનુષ્ય અને તેના કેટલાક મિત્રો, ગાડીમાં સ્વામિજીની સાથેજ આવ્યા હતા. આગગાડીમાં તેમણે સ્વામિજીને બહુ કનડગત કરી હતી. તેમની હાસ્ય મસ્કરી કરી હતી! તૃપાતુર થવાથી સ્વામિજીએ કેટલેક સુધી પાણીની શોધ કરી હતી, પરંતુ તેમની પાસે એક પૈસો સુદ્ધાં નહિં હોવાથી તેઓ પાણી વેચનાર કે બ્રાહ્મણદેવની કૃપા પ્રાપ્ત કરી શક્યા નહતા! કારણ કે બ્રાહ્મણો સૌથી પહેલાં પૈસા આપનારને જ જળપાન કરાવતા, એટલામાંજ ગાડી ઉપડી જતી. પેલા બેણે જાતિના ગૃહસ્થે પૈસા ખર્ચીને એક લોટો "થંડુ જળ" મેળવ્યું. તે દ્વારા તૃપા શાંત કરતાં કરતાં મસ્કરી સાથે તિરસ્કાર દર્શાવી સ્વામિજી સ્હામે જોઇ તે બોલ્યો કેઃ "બાવાજી! જૂવો છો કે? અહા! કેવું થંડુ જળ છે? તમે તો સન્યાસી થઇને સર્વસ્વનો ત્યાગ કર્યો છે. તમારી પાસે એક પૈસો પણ નથી કે જળ ખરીદી શકો. અહા! કેવી મજાહ પડે છે! અમે કેવું "થંડુ જળ" પાન કરી રહ્યા છીએ. બાવાજી થયા તેના કરતાં અમારી પેઠે નોકરી કે વ્યાપાર કરી પૈસા પ્રાપ્ત કરવાનો યત્ન કર્યો હોત તો તમારે આવી દુર્દશા ભોગવવી પડત નહિ!" તેણે આવાં આવાં વાક્બાણથી સ્વામિજીના હૃદયને વિંધ-

વાનો આરંભ કર્યો. એક ટીપું જળ આપીને તેમની તૃષા તો શાન્ત કરેજ શાનો? તેની ધારણા પ્રમાણે તો જે લોકો દ્રવ્યોપાર્જન કરવાનો પરિશ્રમ કર્યા વિના સન્યાસી બની જાય છે તેમણે ઉપવાસ કરવા એજ ઉચિત છે! એ ધારણાને વશ થઇને તે માણસ ટ્રેનમાંથી ઉતર્યો ત્યારે પણ સ્વામિજીને પ્રથમની પેઠેજ ઠઠ્ઠા મશ્કરીથી સતાવવા લાગ્યો, અને પોતે પ્લૅટ ફૉર્મની છાયામાં બેસી તાપથી તડફડતા સ્વામિજી સ્હામે જોઇ કહેવા લાગ્યો કેઃ "જો, બાવાજી! જો! પૈસાની સત્તા જો! તું તો પૈસા ટકા લેતો નથી. તેનું ફળ પણ તુંજ ભોગવ, અને હું વેપાર ધંધો કરી પૈસા ટકા મેળવું છું તેનુ ફળ પણ જો. પૂરી, કચોરી, પેંડા, બરફી વગેરે આ બધું શું પૈસા વગર આવી શકે છે કે?" એ સાંભળી સ્વામિજી માત્ર ચુપચુપ બેસી રહ્યા. તેમણે ક્રોધને મનમાંજ દબાવી દીધો. તેઓ તો માત્ર ગુરૂદેવનું સ્મરણ કરતાં કલ્યાણકારક વિચારોમાંજ નિમગ્ન હતા.

પરંતુ પ્રભૂની લીલા અદ્ભુત છે! ભક્તને વશ ભગવાન કહેવાય છે તે અસત્ય નથી. ભગવાન્ પોતાના ભક્તોનું રક્ષણ કરે છે એ સિદ્ધાંતની સત્યતા દર્શાવવા માટેજ તે સમયે એક ચમત્કારિક બનાવ બન્યો. વાંચક બંધુ! સાંભળો! સાંભળો! ઇશ્વરની લીલા સાંભળો!

સ્વામિજી તાપના સંતાપથી તરફડતા જણાતા હતા છતાં તેમણે ઇષ્ટદેવનું સ્મરણ ધ્યાન છોડયું નહતું. એજ સમયે તે ગામનો એક માણસ જમણા હાથમાં એક પોટલી અને લોટો તથા ડાબા હાથમાં થંડા જળથી ભરેલો એક ભોટવો અને એક સેતરંજી સહિત તેજ સ્થળે આવી પહોંચ્યો. તે સ્ટેશનની ચારે દિશામાં કોઇને શોધતો હોય તેમ–આસપાસ જોવા લાગ્યો. અંતે તે માણસ સ્વામિજી પાસે આવી બોલ્યો કેઃ "બાવાજી મહારાજ! આપ તાપમાં કેમ બેસી રહ્યા છો? ચાલો, અંદર ચાલો. હું આપને માટે થોડુંક ખાવાનું લાવ્યો છું. દયા કરીને તે ગ્રહણ કરો!" એમ કહી તે માણસ તેમને સ્ટેશનની અંદર થંડકમાં લઇ ગયો. ત્યાં સેતરંજી પાથરી સ્વામિજીને બેસાડી પોતાની પાસેની પોટલીમાંથી પૂરી, મિષ્ટાન્નાદિ ભોજન કરાવી થંડુ જળપાન કરાવ્યું! પાન, સોપારી, એલચી વગેરે

મુખવાસ તેમની સ્હામે મૂક્યો, પછી સાથે લાવેલા હુક્કાની ચલમમાં તમાકુ ભરી હુક્કો સ્વામિજીને આપ્યો. સ્વામિજીને જોઈતી તમામ વસ્તુઓ આ પ્રમાણે એકાએક પૂર્ણ થયેલી જોઈ સ્વામિજીએ તેને પૂછ્યું કે: "તમે ક્યાંથી આવો છો? અને મ્હારૂં આગમન શી રીતે જાણ્યું?" તેણે ઉત્તર દીધો કે: "હું એક હલવાઈ (મિઠાઈવાળો) છું. અહિંથી થોડે વેગળે બજારમાં મ્હારી મિઠાઈની દુકાન છે. ભોજન કર્યા પછી મધ્યાહ્નને હું નિદ્રાવશ થયો હતો. તે વખતે સ્વપ્નમાં મ્હેં જોયું કે: એક સન્યાસીએ આવી મ્હને કહ્યું કે: "મ્હારો એક ભક્ત–સાધુ સ્ટેશન ઉપર તાપમાં અન્ન કષ્ટ ભોગવી રહ્યો છે. ગઇ કાલથી તેણે ભોજન કર્યું નથી. તું તુર્તજ ત્યાં જઈને તેની સેવા કર." મ્હારી નિદ્રા ભંગ થઈ ખરી પરંતુ સ્વપ્નને મનના ખોટા વિચાર માની પાસું ફેરવી હું નિદ્રાવશ થયો. થોડીવાર થતાંજ પુનઃ એ વખત સ્વપ્નમાં ઉપર પ્રમાણેજ કોઇ સન્યાસીએ મ્હને આજ્ઞા ફરમાવી. તેથી ક્ષણનો પણ વિલમ્બ કર્યા વગર હું બેઠો થયો અને તુરતજ પૂરી, શાક તૈયાર કરી, સ્હવારની બનાવેલી મિઠાઈ અને જળપાત્ર તથા તમાકુ–હુક્કો વગેરે લઇ દોડતે પગલે સ્ટેશન ઉપર આવી પહોંચ્યો છું." સ્વામિજીએ પૂછ્યું કે: "હું તેજ સાધુ છું એમ તમે શી રીતે જાણ્યું?" તેણે કહ્યું: "એ સંબંધી મ્હને પણ પ્રથમ સંદેહ ઉપજ્યો હતો, તેથી પ્રથમ સ્ટેશન ઉપર આવતાંજ ચારે દિશામાં તપાસ કરી વળ્યો, પરંતુ જ્યારે બીજો કોઇ પણ સાધુ જોવામાં આવ્યો નહિ ત્યારે આપજ તે સાધુ હોવા જોઇએ એવી મ્હારી ખાત્રી થઇ."

પેલો દ્વેષપ્રિય બેણે ગૃહસ્થ અત્યાર સુધી ઉપરોક્ત બનાવ જોઇ રહ્યો હતો. તેણે હલવાઈનું કથન બરાબર સાંભળ્યું હતું. અને તે પોતાની ભૂલ સમજ્યો. તેણે મનમાંજ કલ્પના કરી લીધી કે: ભગવાનનેજ ભક્તની ચિન્તા હોય છે. જે સાધુ, સન્યાસીઓ અને ભક્તો ભગવાન ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી, પવિત્ર જીવનગાળી કામ, ક્રોધ, લોભ, અહંકાર, મોહનો ત્યાગ કરે છે. તેની ચિન્તા પરમેશ્વરનેજ છે. પરમાત્માજ તેમનું પોષણ કરે છે. અહંકારી ગૃહસ્થનાં અજ્ઞાન–નેત્રો ઉઘડી ગયાં. તેને જ્ઞાન થયું. તેણે

વાનો આરંભ કર્યો. એક ટીપું જળ આપીને તેમની તૃષા તો શાન્ત કરેજ શાનો? તેની ધારણા પ્રમાણે તો જે લોકો દ્રવ્યોપાર્જન કરવાનો પરિશ્રમ કર્યા વિના સન્યાસી બની જાય છે તેમણે ઉપવાસ કરવા એજ ઉચિત છે! એ ધારણાને વશ થઇને તે માણસ ટ્રેનમાંથી ઉતર્યો ત્યારે પણ સ્વામિજીને પ્રથમની પેઠેજ ઠઠ્ઠા મશ્કરીથી સતાવવા લાગ્યો, અને પોતે પ્લૅટ ફૉર્મની છાયામાં બેસી તાપથી તડફડતા સ્વામિજી સ્હામે જોઇ કહેવા લાગ્યો કેઃ "જો, બાવાજી! જો! પૈસાની સત્તા જો! તું તો પૈસા ટકા લેતો નથી. તેનું ફળ પણ તુંજ ભોગવ, અને હું વેપાર ધંધો કરી પૈસા ટકા મેળવું છું તેનુ ફળ પણ જો. પૂરી, કચોરી, પેંડા, બરફી વગેરે આ બધું શું પૈસા વગર આવી શકે છે કે?" એ સાંભળી સ્વામિજી માત્ર ચુપચુપ બેસી રહ્યા. તેમણે ક્રોધને મનમાંજ દબાવી દીધો. તેઓ તો માત્ર ગુરૂદેવનું સ્મરણ કરતાં કલ્યાણકારક વિચારોમાંજ નિમગ્ન હતા.

પરંતુ પ્રભૂની લીલા અદ્‌ભુત છે! ભક્તને વશ ભગવાન કહેવાય છે તે અસત્ય નથી. ભગવાન્ પોતાના ભક્તોનું રક્ષણ કરે છે એ સિદ્ધાંતની સત્યતા દર્શાવવા માટેજ તે સમયે એક ચમત્કારિક બનાવ બન્યો. વાંચક બંધુ! સાંભળો! સાંભળો! ઇશ્વરની લીલા સાંભળો!

સ્વામિજી તાપના સંતાપથી તરફડતા જણાતા હતા છતાં તેમણે ઇષ્ટિદેવનું સ્મરણ ધ્યાન છોડ્યું નહતું. એજ સમયે તે ગામનો એક માણસ જમણા હાથમાં એક પોટલી અને લોટો તથા ડાબા હાથમાં થંડા જળથી ભરેલો એક ભોટવો અને એક સેતરંજી સહિત તેજ સ્થળે આવી પહોંચ્યો. તે સ્ટેશનની ચારે દિશામાં કોઇને શોધતો હોય તેમ–આસપાસ જોવા લાગ્યો. અંતે તે માણસ સ્વામિજી પાસે આવી બોલ્યો કેઃ "બાવાજી મહારાજ! આપ તાપમાં કેમ બેસી રહ્યા છો? ચાલો, અંદર ચાલો. હું આપને માટે થોડુંક ખાવાનું લાવ્યો છું. દયા કરીને તે ગ્રહણ કરો!" એમ કહી તે માણસ તેમને સ્ટેશનની અંદર થંડકમાં લઇ ગયો. ત્યાં સેતરંજી પાથરી સ્વામિજીને બેસાડી પોતાની પાસેની [illegible] પૂરી, [illegible] ...નાદિ ભોજન કરાવી થંડુ જળપાન કરાવ્યું! પાન...

મુખવાસ તેમની સ્હામે મૂક્યો, પછી સાથે લાવેલા હુક્કાની ચલમમાં તમાકુ ભરી હુક્કો સ્વામિજીને આપ્યો. સ્વામિજીને જોઇતી તમામ વસ્તુઓ આ પ્રમાણે એકાએક પૂર્ણ થયેલી જોઇ સ્વામિજીએ તેને પૂછ્યું કે: "તમે ક્યાંથી આવો છો ? અને મ્હારૂં આગમન શી રીતે જાણ્યું ?" તેણે ઉત્તર દીધો કે: "હું એક હલવાઇ (મિઠાઇવાળો) છું. અહિંથી થોડે વેગળે બજારમાં મ્હારી મિઠાઇની દુકાન છે. ભોજન કર્યા પછી મધ્યાહ્નને હું નિદ્રાવશ થયો હતો. તે વખતે સ્વપ્નમાં મ્હેં જોયું કે: એક સન્યાસીએ આવી મ્હને કહ્યું કે: "મ્હારો એક ભક્ત-સાધુ સ્ટેશન ઉપર તાપમાં અન્ન કષ્ટ ભોગવી રહ્યો છે. ગઇ કાલથી તેણે ભોજન કર્યું નથી. તું તુર્તજ ત્યાં જઇને તેની સેવા કર." મ્હારી નિદ્રા ભંગ થઇ ખરી પરંતુ સ્વપ્નને મનના ખોટા વિચાર માની પાસું ફેરવી હું નિદ્રાવશ થયો. થોડીવાર થતાંજ પુનઃ એ વખત સ્વપ્નમાં ઉપર પ્રમાણેજ કોઇ સન્યાસીએ મ્હને આજ્ઞા ફરમાવી. તેથી ક્ષણનો પણ વિલમ્બ કર્યા વગર હું બેઠો થયો અને તુરતજ પૂરી, શાક તૈયાર કરી, સ્હવારની બનાવેલી મિઠાઇ અને જળપાત્ર તથા તમાકુ-હુક્કો વગેરે લઇ દોડતે પગલે સ્ટેશન ઉપર આવી પહોંચ્યો છું." સ્વામિજીએ પૂછ્યું કે: "હું તેજ સાધુ છું એમ તમે શી રીતે જાણ્યું ?" તેણે કહ્યું: "એ સંબંધી મ્હને પણ પ્રથમ સંદેહ ઉપજ્યો હતો, તેથી પ્રથમ સ્ટેશન ઉપર આવતાંજ ચારે દિશામાં તપાસ કરી વળ્યો, પરંતુ જ્યારે બીજો કોઇ પણ સાધુ જોવામાં આવ્યો નહિ ત્યારે આપજ તે સાધુ હોવા જોઇએ એવી મ્હારી ખાત્રી થઇ."

પેલો દ્વેષપ્રિય બેણે ગૃહસ્થ અત્યાર સુધી ઉપરોક્ત બનાવ જોઇ રહ્યો હતો. તેણે હલવાઇનું કથન બરાબર સાંભળ્યું હતું. અંતે તે પોતાની ભૂલ સમજ્યો. તેણે મનમાંજ કલ્પના કરી લીધી કે: ભગવાનનેજ ભક્તની ચિન્તા હોય છે. જે સાધુ, સન્યાસીઓ અને ભક્તો ભગવાન ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી, પવિત્ર જીવનગાળી કામ, ક્રોધ, લોભ, અહંકાર, મોહનો ત્યાગ કરે છે. તેની ચિન્તા પરમેશ્વરનેજ છે. પરમાત્માજ તેમ કરે છે. અહંકારી ગ્રહસ્થનાં અજ્ઞાન-નેત્રો ઉઘડી ગયાં. તેને જ્ઞા-

તત્ક્ષણાત્ ઉઠી સ્વામિજીનાં ચરણમાં નમન કરી પશ્ચાતાપ કરવા સાથે ક્ષમા માંગી. દયાળુ હૃદયના ઉદાર સ્વામિજી! क्षमा वीरस्य भुषणम्। એ સૂત્રની સાક્ષાત્‌મૂર્તિ સ્વામિજી! ભગવાન ઉપર અચલ શ્રદ્ધાળુ સ્વામિજી! તેમણે તે ગૃહસ્થના હૃદયમાં થોડાંક ઉપદેશામૃતનું સિંચન કર્યું.

રજપુતાનામાં પણ એક એવોજ બનાવ બનવા પામ્યો હતો. તે બહુ જ કૌતુહલજનક હતો. સ્વામિજી ગાડીના જે ડબ્બામાં બિરાજ્યા હતા તેમાં જ બે અંગ્રેજો પણ પ્રવાસ કરતા હતા, તેમણે સ્વામિજીને નિરક્ષર બાવાજી સમજી અનેક હાસ્ય મસ્કરી કરવા માંડી. થોડે દૂર ગયા પછી આગગાડી થોભતાંજ સ્વામિજીએ સ્ટેશન માસ્તર પાસે અંગ્રેજી ભાષામાં એક ગ્લાસ જળ માંગ્યું. સાહેબોએ જાણ્યું કે: સ્વામિજી અંગ્રેજી જાણે છે અને તેઓ જે કાંઇ બોલ્યા છે તે સ્વામિજી સમજી શક્યા છે ત્યારે તેઓ જરા સ્તબ્ધ થઇ તેમને પૂછવા લાગ્યા કે, "આપ અંગ્રેજી જાણો છો છતાં અમે હાસ્ય-મસ્કરીના જે શબ્દો કહ્યા તે સાંભળી આપને ક્રોધ ન થયો તેનું કારણ શું?" સ્વામિજીએ ઉત્તર દીધો: "મિત્રો! મૂર્ખ માણસોના સમાગમમાં આવવાનો મ્હારા જીવનમાં આ કાંઇ પ્રથમ પ્રસંગ નથી. મ્હેં અસંખ્ય બેવકુફ માણસો જોયાં છે." એ સાંભળી પ્રથમ તો બન્ને સાહેબો ઉશ્કેરાઇ સ્વામીજીને મારવા લાલપીળા થઈ ગયા પરંતુ અંતે સ્વામિજીનું બળવાન શરીર અને દ્રઢ તેજસ્વી મૂર્તિ જોઇ શાન્ત થયા. ઉલટું તેમની ક્ષમા પ્રાર્થના કરી.

વળી એક વખત તો એથી પણ વિશેષ કૌતુકપ્રદ બનાવ બન્યો હતો. સાંભળો:—

એક સુસ્ત થિયોસોફિસ્ટ ગૃહસ્થ સ્વામિજી સાથે આગગાડીના એકજ ખાનામાં બેઠો હતો. પોતાની સ્હામે સન્યાસીને બેઠેલા જોઇ તેની જ્ઞાનતૃષ્ણા અત્યન્ત વૃદ્ધિ પામી. તે સ્વામિજીને અનેક પ્રશ્નો પૂછવા લાગ્યો. અન્તે તેણે પૂછ્યું કે: "આપ હિમાલય ગયા છો કે? ત્યાં જે મ્હોટા મ્હોટા મહાત્માઓ વસે છે તેમનાં દર્શન કર્યાં છે કે?" સ્વામિજીએ મસ્તક હલાવી તેના પ્રત્યેક પ્રશ્નનો ઉત્તર "હા"માં આપ્યો. તે ઉપરથી પેલા ગૃહસ્થે પુનઃ પ્રશ્ન

કર્યો કે: "એ બધા મહાત્માઓનાં શરીર ઘણાંજ મ્હોટાં, લાંબી જટાયુક્ત, અને અદ્ભુત શક્તિ સમ્પન્ન હશે ખરૂં? તેઓ અમર પુરૂષ હોય છે ખરૂં?" સ્વામિજીએ કહ્યું: "હા, નક્કીજ. જેવા તે મહાત્મા તેવું તેમનું શરીર પણ મ્હોટુંજ. જટા પણ તેટલીજ મ્હોટી અને શક્તિ પણ તેટલીજ અદ્ભુત!" પેલો ગૃહસ્થ જે કાંઈ પૂછવા લાગ્યો તેને યોગ્ય પ્રતિ ઉત્તર આપી સ્વામિજી "હા" એ "હા" કહેવા લાગ્યા, અને મનમાં ને મનમાંજ હસવા લાગ્યા. તે પછી જેમ જેમ થિયોસોફિસ્ટ ગૃહસ્થ પ્રશ્ન પૂછવા લાગ્યો તેમ તેમ તેમણે તે સર્વ મહાત્માઓની નાના પ્રકારની વિચિત્ર શક્તિનું વિસ્તારપૂર્વક કાલ્પનિક વર્ણન કર્યું પેલો ગૃહસ્થ એકચિત્ત થઇ સાંભળતો હતો. અંતે તેણે પૂછ્યું કે: "વારૂ, વર્તમાન કલ્પના (Cycle) સ્થિતિ કાળ સંબંધી તે મહાત્માઓએ આપને કાંઇ કહ્યું છે ખરૂં કે?" સ્વામિજીએ કહ્યું: "હા, કહ્યું છે. કહ્યા વિના રહે ખરા કે? એ સંબંધી અનેક વાતચિત થઇ છે. તેમણે કહ્યું છે કે: આ કલ્પ પૂર્ણ થવા આવ્યો છે. સતયુગ શીઘ્ર પ્રવર્તે એમ છે, અને તે મહાત્માઓ માનવ જાતિના ઉદ્ધારને માટે આટલાં આટલાં કાર્ય કરશે." એમ કહી મહાત્માઓ જે જે કાર્ય કરવાના છે તેની એક લાંબી ટીપ સ્વામિજીએ કહી સંભળાવી. પેલો અતિ વિશ્વાસુ સદ્ ગૃહસ્થ સ્વામિજીના પ્રત્યેક વાક્યને વેદવાક્ય સમાન માની આનંદભરિત ચિત્તે સાંભળવા લાગ્યો, અને આટલા બધા નૂતન સમાચાર સંભળાવ્યાથી સ્વામિજી ઉપર ખુશી થઇ થોડુંક ભોજન કરવાની પ્રાર્થના કરવા લાગ્યો. સ્વામિજીએ પણ તુર્તજ હા કહી. કારણ કે સેકન્ડ કલાસમાં પ્રવાસ કરતા હતા. સમસ્ત દિવસ તેઓ આહાર કરી શકયા નહતા. વળી અતિશય બોલવાથી પણ ક્ષુધાદેવી જાગૃત થયાં હતાં. એવી અવસ્થામાં ગૃહસ્થ સજ્જનનું ભોજન ગ્રહણ કરી ક્ષુધા શાન્ત કરવામાં અડચણ ન હતી.

આહારાદિ સમાપ્ત થયા પછી સ્વામિજીએ તે ગૃહસ્થના શરીરાવયવ સ્હામે અનેક ક્ષણ એક ચિત્તે જોયા કર્યું. તેમણે જોયું કે: તેનું અન્તઃકરણ ઉન્નત છે ખરૂં પરંતુ અલૌકિક બનાવો તરફ–હિમાલયના અદ્ભુત મહા-

ત્માઓ તરફ-તેને વિશેષ આસ્થા છે. કંઇક અલૌકિક જોવું-સાંભળવું એજ તેને પ્રિય છે. એવી વાતો ઉપર તે વિશ્વાસ કર્યા સિવાય રહેતોજ નથી. એ જોઇ ધીમે ધીમે તેનાં નેત્ર ઉઘાડવાની ઇચ્છાથી સ્વામિજીએ કહ્યું કે: "તમે લોકો વિધાન્-મૂર્ખના ટોળાના માણસ જણાઓ છો! એક તરફ વિદ્યાભ્યાસ અને ઉચ્ચ કેળવણીની પ્રશંસા કરો છો અને બીજી તરફ વિચાર કર્યા વગર જ કેટલાક યથેચ્છ ગંજેરી-ગપાટાઓને પણ મનમાં સ્થાન આપો છો!" પેલો સદ્‌ગૃહસ્થ તો શરમનો માર્યો નીચુંજ જોઇ રહ્યો.

તેની એવી સ્થિતિ જોઇ સ્વામિજીને દયા આવી અને તેના મસ્તકમાંથી કુસંસ્કારોને દૂર કરી વાસ્તવિક ધર્મ-ભાવનાનો પ્રવેશ કરાવવાના ઉદ્દેશ્યથી કહેવા લાગ્યા કે: "ભાઇ! તમને જોતાં તો સારા બુદ્ધિમાન હો એવું અનુમાન થાય છે. તમારે તો જરા વિચાર શક્તિનો પણ સંગ્રહ કરી રાખવો જોઇએ. ધર્મની સાથે અલૌકિક બનાવોને અથવા ચમત્કારિક સિદ્ધિયોને નિત્ય-સંબંધ હોય છે એવું તમારા મગજમાં શી રીતે ઠસ્યું વારૂ? શું તમે જોઇ શકતા નથી કે જેઓ ચમત્કારિક સિદ્ધિનો ઉપયોગ કરે છે તેઓ કેવી મહાન્ ભયંકર કામનાઓના દાસ થઇ રહ્યા છે! તેઓ કેવા અહંકારના પૂતળાં બની રહ્યા છે! યથાર્થ ધર્મ એટલે સત્ ચરિત્ર. તેજ વાસ્તવિક શક્તિ છે. સત્ ચરિત્રવાન પુરૂષોની વાસનાનો ક્ષય અને ષડ્ રિપુનું દમન થયેલું હોય છે. વાસના ક્ષય થયા વગરના સર્વે મહાત્માઓ-સિદ્ધ પુરૂષો રિપુઓના દાસ છે. જેઓ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે ભટકતા ફરે છે અને કોઇ એક અલૌકિક શક્તિ ચ્હાય છે તેઓ જીવન-સમસ્યાનું સમાધાન કરવાના માર્ગમાં જરા પણ આગળ વધ્યા નથી. તેઓ માત્ર દૈહિક અને માનસિક શક્તિનો દુરૂપયોગ કરે છે અને સ્વાર્થરૂપ કીચડમાં ડુબકાં ખાતા પડયા છે! એવી ગાંડાઇને લીધેજ દેશ અવનતિ પામ્યો છે. માટે જો બની શકે તો જીવનના મૂળ સત્ય પ્રત્યે લક્ષ્ય સ્થાપન કરો, અને "મનુષ્ય" થઇ શકાય એવા Commonsence, Public spirit, ઉત્તમ વિચારો તમારા મનમા જાગૃત કરી મૂકો. અલૌકિક સતને ગ્રહણ કરો. સિદ્ધિ તો એની મેળેજ તમારામાં આવશે. શક્તિ શક્તિ પ્રાપ્ત

કરવાના લોભમાં લપટાશોજ નહિ સિદ્ધિયોથી–ચમત્કારોથી–અંતે અહંકાર જાગૃત થાય છે. સતનો નાશ થાય છે. ભાઇ! અત્યારે તો આપણને એક એવા ધર્મની આવશ્યકતા છે કે જે દ્વારા આપણો આત્મ–વિશ્વાસ જાગૃત થઇ ઉઠે, જાતીય સન્માનનું જ્ઞાન ઉત્પન્ન થાય, અને પતિત દરિદ્રીયોની ઉન્નતિ કરવાની, તેમનું કલ્યાણ કરવાની સત્તા અને બળ આપણને પુનઃ પ્રાપ્ત થાય. આપણા દેશમાં સેંકડો મનુષ્યો અન્નાહાર વગર દુ:ખી જીવન વ્યતીત કરી રહ્યાં છે, લાખો બાળક બાલિકાઓ સુશિક્ષા વિના જન્તુ–જાનવરની પંક્તિમાં સામિલ થાય છે અને તેઓ અનેક પાપાચરણ કરે છે. એમાંનું કશું તમે જોતા નથી! તમારો કયો દેશબંધુ કેવું ભયંકર પામી રહ્યો છે તેની તમે ખબર રાખતા નથી કે તે સંબંધી કોઇને પૂછતા નથી! દેશના કલ્યાણની વાતો અને ઉપાયો છોડી દઇ તેને બદલે ઉલટા આકાશના કયા ખુણામાંથી હિમાલયના કયા શિખર ઉપર કયા કલ્પાન્તરના મહાત્મા ઉતરી આવવાના છે તે જોવા દોડો છો! ભાઇ! જરા સારી પેઠે વિચાર કરી જૂવો. બુદ્ધિનો ઉપયોગ કરી જૂવો! કઇ વસ્તુની દેશને આવશ્યકતા છે તેનું ભાન રાખો! જો ભગવાનને મેળવવા ચ્હાતા હો તો પ્રથમ સતને ગ્રહણ કરો અને દેશનાં મનુષ્યોની–તેનાજ એક વિરાટ સ્વરૂપ–અંશની પ્રેમપૂર્વક સેવા કરો. જો અલૌકિક–સિદ્ધિ–શકિત ચ્હતા હોતો પ્રથમ સત્ પ્રાપ્તિ અને લોક–સેવા–જીવસેવા–માં દેહ નાશ કરો."

સ્વામિજીનો ઉપદેશ સાંભળી પેલા સદ્‌ગૃહસ્થના મનમાં ચૈતન્ય ઉત્પન્ન થયું. તેણે તુર્તજ પ્રતિજ્ઞા કરી કેઃ "હું હવે કોઇ પણ દિવસ એવી કાલ્પનિક વાર્તાઓ ઉપર વિશ્વાસ રાખીશ નહિ. સત્ પ્રાપ્તિ માટે યત્ન કરીશ."

ગિરીશચંદ્ર ઘોષ નામક પોતાના ગુરૂબંધુને સ્વામિજીએ એ સમયના જ એક બનાવનું વર્ણન કહી સંભળાવ્યું હતું. આ સ્થળે તે વર્ણન લખવામાં આવે છેઃ—

"કોઇ ગામ જવા માટે એક રેલ્વે સ્ટેશન ઉપર હું ગાડીની વાટ જોતો ઉભો હતો. કોઇ કારણવશાત્ તે ગામ જવાનું બન્યું નહિ, તેથી સ્ટેશન ઉપર જ કેટલાક દિવસ વ્યતીત કરવા પડયા. તે સમયે લોકોનાં

ટોળેટોળાં મ્હારી પાસે આવી વાતચિત કરવા લાગ્યાં. ત્રણ દિવસ સતત મનુષ્ય સમાગમ થતો રહ્યો. જરા પણ વિશ્રાંતિ નહતી. વાર્તાલાપ કરી લોકો ચાલ્યા જતા પરંતુ મ્હેં ભોજન કર્યું છે કે હું ભૂખ્યો છું તે તો કોઇ પૂછતું જ નહિં! ત્રીજે દિવસે રાત્રિયે સર્વના ગયા પછી એક ગરીબ મનુષ્યે આવી પૂછ્યું કેઃ “ મહારાજ! ત્રણ દિવસથી આપ રાત દિવસ લોકો સાથે વાતચિત કરી રહ્યા છો. જળપાન સુદ્ધાં કરતા નથી તેથી મ્હને બહુ દુઃખ થયું છે.” હું સમજ્યો કે નારાયણ ભગવાન પોતે જ ગરીબ માણસના વેશમાં મ્હારી પાસે ઉપસ્થિત થયા છે. મ્હેં પુછ્યું કેઃ “તમે મ્હને થોડુંક ભોજન આપી શકશો? તેણે કહ્યું કેઃ “મ્હારો જીવ તો ઘણોયે તલસે છે પણ મ્હારી બનાવેલી રોટલીયો તમને શી રીતે આપું? હું મોચી છું. જો કહો તો દાલ, ચોખા, લોટ, લાવી આપું. આપ રોટલી દાલ વગેરે બનાવી લો.” તે સમયે સન્યાસીના નિયમાનુસાર હું અગ્નિને સ્પર્શ કરતો નહતો. તેથી તેને કહ્યું: “ તમારી બનાવેલી રોટલી મ્હને આપો. હું તેજ ભોજન કરીશ.” એ સાંભળી પેલા ગરીબને ભય ઉપજ્યો. તે ખેતડિ રાજનો પ્રજાજન હતો. એક મોચીએ સ્વહસ્તે બનાવેલી રોટલી સન્યાસીને આપ્યાનું રાજાને કાને જાય તો તેઓ મ્હને સખ્ત શિક્ષા કરે, અને કદાચ રાજ્યમાંથી હાંકી પણ કાઢે!” મ્હેં તેને કહ્યું: “ ત્હારે ભય પામવાનું કારણ નથી. રાજા ત્હને રાજ્યમાંથી કાઢી નહિં મૂકે. ત્હને શિક્ષા નહિં કરે.” એ કથન ઉપર ત્હેને સંપૂર્ણ વિશ્વાસ ઉપજ્યો નહિ, તેમ છતાં બળવાન દયાના પ્રભાવે રાજાના ભયની તેને દરકાર રહી નહિ. તેણે તો ભોજન લાવી મૂક્યું. મ્હેં ભોજન કર્યું, અહા! તે સમયે દેવરાજ ઇન્દ્ર જો સુવર્ણ–પાત્રમાં અમૃત લાવી આપત તો પણ તે ભોજનના જેવી તૃપ્તિ થાત કે નહિં એ સંદેહજનક જ છે! તેની દયા જોઇ મ્હારા નેત્રમાં જળ આવ્યાં. મ્હેં વિચાર કર્યો કેઃ “ આવા ઉદાર–ચિત્તનાં કેટલાં મનુષ્યો પર્ણકુટીરમાં નિવાસ કરતાં હશે? અહા! એના હૃદયમાં કેવી દયા છે તેમ છતાં તેને આપણા દેશના શ્રીમંત લોકો તિરસ્કારની દ્રષ્ટિથી જૂવે છે અને હીણ માનવી માને છે.”

સ્વામિજીને ઉપરોક્ત મોચીનું અન્ન ભોજન કરતા જોઇ સ્ટેશન ઉપર રહેતા કેટલાક ગૃહસ્થોએ તેમને કહ્યું કે: "આપે આ નીચ માણસની બનાવેલી રસોઇનું ભોજન કર્યું એ શું સારૂં કર્યું?" સ્વામિજીએ ઉત્તર દીધો કે: "તમે આટલા બધા માણસોએ મ્હને ત્રણ દિવસ પર્યંત ધર્મ બોધ આપવાની તકલિફ આપી; પરંતુ મ્હેં ખાધું છે કે હું ભૂખ્યો છું તેની કોઇએ તપાસ કરી હતી કે? તેમ છતાં પણ તમે સારા માણસ અને આ માણસને તમે નીચ કહી આપબડાઇ કરો છો? એણે જે મનુષ્યત્વ દર્શાવ્યું છે તે જોતાં એ નીચ શી રીતે? જેનામાં દયા છે, ઉદારતા છે, જે પરમેશ્વરથી ભય પામે છે અને પરમેશ્વરનું નામ દે છે તે નીચ અને તમને પ્રાણી માત્ર ઉપર દયા નથી, સાધુ સંતને અન્ન જળ આપવાની દરકાર નથી, બોધ લેવો નથી છતાં અમને બકબકાટ કરાવવો છે. એવી પ્રકૃતિના તમે સુધરેલા અને સારા ગૃહસ્થ ખરૂં કે?" આ ઉત્તર સાંભળી સર્વે ચુપ!

ખેતડિરાજ સાથે ગાઢ પરિચય થયા પછી સ્વામિજીએ પેલા શૂદ્ર માણસની દયાની વાર્તા મહારાજા સાહેબને જણાવી. મહારાજે થોડા દિવસ પછી તે માણસને બોલાવી મંગાવ્યો. તે બિચારાએ થરથરતે શરીરે રાજમહેલમાં પ્રવેશ કર્યો. તેના મનમાં શંકા થઇ હતી કે: "હરિ! હરિ! વખતે હવે કેવી ભયંકર શિક્ષા ભાગ્યમાં લખાઇ હશે?" પરંતુ રાજાએ તેના ઉદાર-શ્રદ્ધાળુ-મનની પ્રશંસા કરી અને તેને સારૂં દ્રવ્ય આપી તેનું દુઃખ દરિદ્ર દૂર કરી દીધું હતું.

વળી એક સમયે પગ રસ્તે પ્રવાસ કરવાથી સ્વામિજીનું શરીર અતિશય દુર્બળ અને ક્ષીણ થયું હતું. તેમનું મસ્તક ભમવા લાગ્યું. ચાલવાની શક્તિ નહિ હોવાથી તેઓ એક વૃક્ષ નીચે ખસી પડયા. આ સમયે સમસ્ત જગત્ પ્રચણ્ડ તાપમાં બળી રહ્યું હતું. તેમનું શરીર વિશેષ અસ્વસ્થ થતું ગયું અને અજ્ઞાન-અચેતન થવાની તૈયારી થઇ. એ સાથે એકાએક તિમિર-આવરણ ભેદ કરી, તીક્ષ્ણ સૂર્ય કિરણની પેઠે તેમના દૌર્બલ્ય અને થાકની મધ્યમાં થઇને એક પ્રબળ વિચાર જાગૃત થઇ ઉઠયો. "આત્માની મધ્યમાં જ જીવનની સમગ્ર શક્તિ સમાયલી છે એ શું સત્ય નથી? તો

પછી હું દેહેન્દ્રિયના પરિશ્રમથી આટલો બધો દુઃખી થાઉં છું શા માટે ? એ દુર્બળતા આવી ક્યાંથી ? દુર્બળતા થાય છે કોને ? શરીરને કે આત્માને ? થાય છે તો શરીરને ભલે પછી આત્મા કે જેનામાં સર્વ શક્તિ છે તે દુર્બળતા કેમ દર્શાવે છે ? ઉઠો, આત્મદેવ. સર્વ શક્તિમાન ઈશ્વર ? શા માટે દુર્બળ બનો છો ?" બસ થયું. એ વિચારોની સાથે સાથે જ તેમનું શરીર અને મન, અનંત શકિતવડે ભરપૂર થઇ ગયાં. શરીરની ઇન્દ્રિયો અને સર્વ અંગ પ્રત્યંગ સતેજ થઇ ઉઠયા. આત્મદેવનું સ્મરણ કરતાં જ તેણે પોતાની અપાર શકિત શરીરમાં સર્વત્ર પ્રવર્તાની, થાકેલી ઇન્દ્રિયોનો થાક ઉડી ગયો. શરીરમાં સર્વત્ર બળ આવ્યું. તેઓ પુનઃ ચાલવા લાગ્યા. અને ધીમે ધીમે ઘણો માર્ગ વ્યતીત કર્યો. મનનું એવું અનંત-અદમ્ય તેજ, જડ ઉપર ચૈતન્યનો એવો પ્રભાવ, સ્વામિજીએ ઘણીવાર સ્વજીવનમાં અનુભવ્યો હતો. કૅલિફોર્નિયામાં એક ભાષણ કરતી વખત તેમણે કહ્યું છે કેઃ-

"હું કેટલીયે વખત ક્ષુધા તૃષા અને પ્રવાસના પરિશ્રમને લીધે મરવા જેવો થઇ ગયો છું. કેટલાયે દિવસ અનાહારે વ્યતીત કરી પ્રવાસ કરવા અશકત થઇ ગયો છું. વૃક્ષ નીચે મૂર્છિત થઇ પડયો છું. મ્હારા પ્રાણ જવાની તૈયારી થઇ રહી હતી. વાત કરવાની અથવા વિચાર કરવાની શકિત પણ મ્હારામાં લુપ્ત થઇ ગઇ હતી. પરંતુ અન્તે મનમાં એકાએક એવા વિચાર સ્ફુરતા કેઃ "મ્હારે વળી મૃત્યુનો ભય કેવો ? મ્હારે જન્મ પણ નથી અને મરણ પણ નથી. ક્ષુધાયે નથી અને તૃષાએ નથી. સોઽહં ! સોઽહં ! પ્રકૃતિ મ્હારો નાશ કરી શકે એમ નથી. પ્રકૃતિ તો મ્હારી દાસી છે. હે પરમેશ્વર ! તમારી શક્તિ પ્રકટ કરો. હૃદયરાજ્ય પુનઃ જય કરો, ઉત્તિષ્ઠત જાગ્રત" વગેરે. એ જ સમયે મ્હારા દેહમાં પ્રાણનો સંચાર થતો. બાહુમાં બળ પ્રવેશતું. હૃદયમાં સાહસનાં દર્શન થતાં. મનમાં તેજની વૃદ્ધિ થતી. તેથી જ આજ પર્યંત હું બચવા પામ્યો છું. એ પ્રમાણે જે સમયે મ્હારા જીવન-આકાશમાં ચારે તરફથી કાળાં વાદળાં ઘેરાઇ આવતાં તે જ સમયે વાદળાંની પાછળ પ્રકાશનાં કિરણો મ્હને જણાયાં છે. તે જ ક્ષણે મ્હારી સર્વ વિપત્તિયો નાશ પામી ગઇ છે. વાસ્તવિક રૂપે સર્વ સ્વપ્ન છે.

પર્વત સમાન વિપત્તિયો આવી હશે તો પણ ભય પામશો નહિં. તમે તેની સ્હામે થજો એટલે થોડા જ સમયમાં જોઇ શકશો કે સર્વ વિપત્તિયો નાશ પામી ગઇ છે. વિપદને આઘાત કરો, તમે તે સર્વને અદ્રષ્ય થયેલી જોઇ શકશો. તમે વિપદને લાત મારો એટલે તમે તેને ચૂર્ણ થયેલી જોઇ શકશો."

એક સમયે કચ્છ દેશમાં ભ્રમણ કરતાં કરતાં સ્વામિજી એક મરૂભૂમિમાં જઇ પડયા હતા. સૂર્યદેવ મસ્તક ઉપર અગ્નિવર્ષણ કરી રહ્યા હતા. તૃપાને લીધે તેમનો કણ્ઠ સુકાઇ ગયો હતો. નજીકમાં મનુષ્યની વસતિનું ચિહ્ન જણાતું ન હતું. તેમ છતાં તેઓ આગળ ચાલવાજ લાગ્યા. અન્તે થોડે વેગળે જતાંજ નિર્મળ જળાશયથી સુશોભિત એક ગામ જોવામાં આવ્યું. ગામમાં ન્હાની ન્હાની ઝુંપડીયો જણાવા લાગી. આસપાસ ફળથી લચી ગયેલાં કેટલાયે સુંદર વૃક્ષ લતાઓ, જણાઇ તેથી તેમના મનમાં આટલા બધા વખત પછી આશાનો સંચાર થયો. જાણે આકાશનો ચંદ્ર હાથમાં આવ્યો. તેઓ ઉતાવળે પગલે ચાલવા લાગ્યા અને વિચાર કરવા લાગ્યા કે: થોડાં પગલાં ચાલતાંજ થંડુ જળપાન કરી શકાશે અને સુશીતલ વૃક્ષ છાયામાં બેસી મૃદુમંદ સમીરણનું સેવન કરી પ્રાણ શાન્ત કરી શકાશે. પરંતુ અહા! કેવું આશ્ચર્ય! તેઓ જેમ જેમ અગ્રસર થતા ગયા તેમ તેમ ગામ વેગળે જતું ગયું. આ સ્થિતિનો અંત આવ્યો નહિ. તેઓ જેમ આગળ ચાલતા તેમ ગામ વિશેષ વિશેષ આગળ જતું! પ્રથમ જેટલું દૂર જણાતું તેટલુંજ હમણાં પણ જણાય છે. આ સમયે તેમને એકાએક જ્ઞાન થયું. તેમણે જાણ્યું કે: ગામની જંખના મિથ્યા છે. વૃક્ષ લતાથી સુશોભિત ઝુંપડીયો પણ મિથ્યા છે. જળપૂર્ણ જળાશય પણ મિથ્યા છે. સર્વ મૃગતૃષ્ણા સમાન છે! આ તો ઝાંઝવાનું દર્શન છે. તેઓ હતાશ થઇ રેતાળ પૃથિવી ઉપર બેસી ગયા અને આકુળ નેત્રે ઉચે અનન્ત આકાશ સ્હામે જોઇ રહ્યા. મનનાં વિચાર થયો કે: "અહા! કેવી ભ્રમણા! જીવનમાં પણ આ પ્રમાણેજ હોય એમ જણાય છે! માયાની છલના એ પ્રમાણેજ છે! ઓ સત્ય! તું કયાં છે? ઓ ઇશ્વર! તમે કયાં છો? એક વખત તમારાં દર્શન કરાવો! તમે કયાં છો પ્રભૂ!" અનેક ક્ષણપર્યંત આ પ્રમાણે એક ચિત્તે વિચારગ્રસ્ત રહ્યા પછી

તેઓ ત્યાંથી ઉઠી પુનઃ પ્રવાસ કરવા લાગ્યા. વળી પાછું પ્રથમની પેઠે વૃક્ષ—લતા—જળાશયથી સુશોભિત ગામડું નયન સન્મુખ જણાવા લાગ્યું. પરંતુ આ વખત તેઓ ભ્રમણામાં ભુલ્યા નહિ. ઝાંઝવાની રચનાને સત્ય માનવાની ભૂલ કરી તેની પાછળ ધાવમાન થયા નહિ! પાશ્ચાત્ય દેશમાં એક વખત ભાષણ કરતી વખતે એ સત્ય બનાવનું સ્મરણ કરી તેમણે ઝાંઝવાની લીલા સાથે માયાની તુલના કરી હતી.”

વળી એક સમય એક શિષ્ય સાથે મુલાકાત લેતી વખતે સ્વામિજી વ્યગ્ર ચિત્તે બોલ્યા હતા કેઃ—

“અહા! કેવાં કષ્ટો સહન કરવામાં દિવસો વ્યતીત થયા છે. એક વખત ઉપરા ઉપરી ત્રણ દિવસ પર્યંત આહાર નહિ મળવાથી હું રસ્તા ઉપર મૂર્છિત થઇ પડયો હતો. જયારે જ્ઞાન ઉત્પન્ન થયું ત્યારે હું જોઇ શકયો કેઃ મ્હારૂં સર્વ શરીર વૃષ્ટિના જળથી પલળી ગયું છે. જળમાં પલળવાથી શરીરને કાંઇક સુસ્થતા જણાતી હતી. તે સમયે ઉઠીને આસ્તે આસ્તે પુનઃ માર્ગ ક્રમણ કરવા લાગ્યો. અન્તે એક આશ્રમમાં પહોંચી કાંઇક ભોજન મુખમાં નાખ્યું ત્યારેજ મ્હારા પ્રાણ બચવા પામ્યા.”

આ પ્રમાણે પરિવ્રાજક અવસ્થામાં સ્વામિજીને અનેક વખત અનેક વિપત્તિઓની સ્હામે થવું પડયું હતું. અનેક કષ્ટ અને તંગીઓમાં થઇને તેમને ઇચ્છિત માર્ગે અગ્રસર થવું પડયું હતું અને અનેક સમય એક ગીતા અને પરમહંસદેવની એક છબિ સિવાય અન્ય કાંઇ આધાર લીધા વિના તેઓ પ્રવાસ કરતા હતા. મધ્ય ભારતમાં ખંડવા નામક ગ્રામનો ત્યાગ કરી ઉત્તર—દિશામાં થોડે દૂર જતી વખતે તેમને અનેક કઠિન પરીક્ષાઓ પસાર કરવી પડી હતી. તેઓ ભિન્ન ભિન્ન પ્રકૃતિની ભિન્ન ભિન્ન જાતિયોનાં મનુષ્યોમાં જઇ પડયા હતા. તેઓ તદ્દન અસભ્ય, અને અતિથિ—સત્કારમાં સમજતાજ નહિં તેમજ એક મૂષ્ટિ ભિક્ષા માગવા છતાં પણ આપતા નહિં, અને આશ્રય માંગતાં હાંકી મૂકતા હતા. અનેક દિવસો એવા પણ વ્યતીત થયા છે કે જે સમયે કેટલા દિવસ પર્યંત અન્ન જળ ગ્રહણ કર્યા વિના ઉપવાસ કર્યા પછી કોઇ પ્રકારે જીવન ધારણ કરવા જેટલા કિંચિત્ આહારથીજ શરીર રક્ષણ કરી શકાયું છે. એ સમયે તેમણે એક ભંગીના કુટુંબમાં કેટલાક

દિવસ નિવાસ કરવો પડ્યો હતો, પરંતુ ગૃહસ્થ જેવા જણાતા લોકોદ્વારા તિરસ્કાર પામેલા એ નીચ જાતિય-લોકોના હૃદયની મહાન-ઉદારતા અને પ્રેમ જોઇ તેમને અતિશય આશ્ચર્ય થયું હતું. કદાચ તે કારણને લીધેજ-એ બનાવ ઉપરથી તેમજ એવા અનેક બનાવો ઉપરથીજ-તેમણે તિરસ્કાર પામેલી, હીણ ગણાયલી જાતિયોમાં મહત્ત્વનાં અંકુરો જોઇનેજ, તેમની ઉન્નતિ કરવા માટે આટલા બધા યત્ન કર્યા હશે! સમસ્ત પૃથિવીના ધૂળના ઢગલાઓમાંથીજ તેમને મણિ માણિક્યની શોધ લાગી હશે. દરિદ્રીઓની જીર્ણ-કંથાની પાછળ પરદુઃખે દુઃખી થાય એવાં અને પરવેદના મટાડવા તત્પર હોય એવાં સ્નિગ્ધ-જળ સિંચિત કોમળ માનવ-હૃદયનો પરિચય મેળવ્યો હતો, તેથીજ તેમના પ્રાણ તેમના દુઃખનો ભાર વહન કરવા આકુલ થઇ રહ્યા હશે. તેથીજ તેમણે ભારતવર્ષના કરોડો પતિત સન્તાનને “દરિદ્ર-નારાયણ” માની તેમની સેવા કરવાનું વ્રત લીધું હશે.

તેમના પ્રવાસની હદ જેમ જેમ વૃદ્ધિ પામતી ગઇ અને જેમ જેમ તેઓ નૂતન દેશમાં, નૂતન અવસ્થાના સંસર્ગમાં આવતા ગયા તેમ તેમ માતૃભૂમિની સત્ય સ્થિતિ તેમની દ્રષ્ટિયે સ્પષ્ટરૂપે જણાવા લાગી. માતૃભૂમિનું ગૌરવ તેમના સમજવામાં આવ્યું, અને તે સાથે દેશની દુર્બળતા તેઓ યથાસ્થિત જોઇ શક્યા. તે દુર્બળતાનું કારણ પ્રધાનતઃ દેશવાસીયોમાં દેશાત્મબોધ-દેશાભિમાનનો અભાવ, જાતિય જાતિયત્વની હાનિ, અને સ્વતંત્રતાનો વિનાશ; એજ જણાયું. તેઓ જાણી શક્યા કેઃ એ દારૂણ અનિષ્ટ નિવારણ કરવાનો એક માત્ર ઉપાય ઋષિયોની દર્શાવેલી પ્રાચીન શિક્ષા પુનઃ પ્રવર્તિત થવી જોઈએ. તેમણે કહ્યું હતું કેઃ “એ દુર્દશાનું કારણ ધર્મ નથી. સાચું કહીએ તો ધર્મભ્રષ્ટતા એજ એનું કારણ છે. કર્મમય જીવનમાં આપણે બદલાઇ જઇએ તોજ ધર્મશક્તિ વૃદ્ધિ પામે એમ છે.”

જો કે દેશની દુર્દશા સર્વદા તેમના સ્મરણ પટ ઉપર ઉદય પામેલી હોવા છતાં સ્વામિજીનું અંતઃકરણ હમેશાં સત્યકામ સન્યાસી જેવું હતું. તેમણે વિવિધ દેશના ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરી જોયું હતું કેઃ “ત્યાગ એજ સર્વ પ્રકારની સામાજિક ઉન્નતિનો મૂળ પાયો છે. તેથીજ જોવામાં

આવે છે કેઃ પાશ્ચાત્ય દેશના અધ્યક્ષ–પાદરીઓ એક સમયે પાશ્ચાત્ય દેશની રાજનીતિ ચલાવતા અને તેમણેજ પાશ્ચાત્યોની શિક્ષા દીક્ષા સાધનનું રક્ષણ કર્યું હતું, અને તે કારણથીજ ભારતવર્ષના ઇતિહાસમાં પણ જોઇ શકાય છે કેઃ ચિરકાલ વશિષ્ઠ વિશ્વામિત્રાદિ ઋષિ, શ્રીકૃષ્ણ જનકાદિ યોગી અને બુદ્ધ, શંકર, રામદાસ, નાનક વગેરે સન્યાસીઓનો આટલો બધો પ્રભાવ છે! એક સમયે પ્રાચીન મહાન્ રાજાઓના રાજ્યમાં તેમના એક એક ઋષિ ગુરૂ નિવાસ કરતા, અને રાજ્યનીતિ તથા સમાજનીતિમાં તેમની આજ્ઞા પ્રવર્ત્તતી. વિદેહી જનક રાજાના ગુરૂ યાજ્ઞવલ્કય ઋષિ, રાજા રામચંદ્રજીના ગુરૂ વશિષ્ઠ મુનિ, શ્રીકૃષ્ણ ભગવાનના ગુરૂ શાંડિલ્ય ઋષિ, એ પ્રમાણે ઘણા રાજાઓના ગુરૂ ત્યાગી તપસ્વી ઋષિ મુનિયો હતા, અને તેમનીજ આજ્ઞા મનાતી હતી. ક્ષત્રિય રાજા–રાણાઓના રાજ્યમાં પણ મહાન્ ઉદાર ચરિત્ર, બ્રહ્મજ્ઞાની, મહાત્મા પુરોહિતો જોવામાં આવતા, પણ આજે તે પ્રથા લુપ્ત થઇ ગઇ છે. રાજાઓના ગુરૂદેવ બદલાયા તેમ તેમ તેમની ધર્મનીતિ, રાજ્યનીતિ, અને સમાજનીતિ બદલાઇ! સર્વ બદલાયાં! ધર્મનો નાશ થતો ચાલ્યો! દેશ રસાતળ જવા લાગ્યો! બધાએ પોત પોતાનો ધર્મ ત્યજ્યો, ત્યાં સમાજની–દેશની–ઉન્નતિ ક્યાંથી હોય! જે દેશની પ્રજા ધર્મ ત્યજે છે તેનો નાશ–અવનતિ–પતન અવશ્ય છે. સૃષ્ટિની જનતા સાથે જેમ જેમ વિશેષ સમાગમ થતો ગયો તેમ તેમ તેઓ સમજી શક્યા કેઃ "ભારતવર્ષની વર્તમાન અવનતિનો પ્રવાહ રોકી તેને ઉન્નતિને માર્ગે ચઢાવવો હોય તો ધર્મ અને આધ્યાત્મિકતાના સતત્ પ્રવાહ વડે સમુદય દેશને આચ્છાદિત કરી દેવો જોઇએ." તેથીજ તેઓ ત્યાગના આદર્શને વિશેષ રૂપે ઉચ્ચ સ્થાપવા લાગ્યા, અને પોતે સન્યાસી શિરોમણિ હોવા છતાં પણ દેશની અને સમાજની કલ્યાણ–કામના કરવામાં ક્ષણ પણ વિરત થયા ન હતા. અન્ય સન્યાસીયો પણ તેમની ભાવના જોઇ તેમના ઉપર આન્તરિક શ્રદ્ધા દર્શાવતા અને તેઓ પણ સાચા વૈરાગ્યવાન્ સન્યાસીને જોતાંજ તેને ભારતવર્ષના સર્વશ્રેષ્ઠ આદર્શના રક્ષક સમજી હમેશાં તેમની સેવા કરવામાં પોતાને ધન્ય માનતા–સેવા કરતા. દ્રષ્ટાન્ત સ્વરૂપ આ સ્થળે એક

બનાવનો ઉલ્લેખ કરવામાં આવે છે. હિમાલયમાં પ્રવાસ કરતા હતા તે સમયે એક દિવસ સ્વામિજીએ એક વૃદ્ધ સન્યાસીને ટાઢથી થરથર કમ્પતો જોયો. તેને જોતાંજ તેમણે તેને એક સર્વસ્વ ત્યાગી મહાપુરૂષ તરીકે સમજી લીધો. સન્યાસી મહાત્માને ટાઢનું મહાન દુઃખ સહન કરવું પડે છે એમ સમજી સ્વામિજીએ પોતાની કામળ તેના શરીરપર ઓરાડી દીધી. વૃદ્ધે ઉપકાર માનતાં તેમના સ્હામે જોઇ સ્મિત હાસ્ય કરી "નારાયણ ત. મારૂં કલ્યાણ કરો." એવો આશીર્વાદ દીધો.

અનેક સમયે અનેક સન્યાસીઓ સ્વામિજીનો પ્રેમ જોઇ આનંદ પામી પોતાનું પૂર્વ વૃત્તાન્ત તેમના સમક્ષ કહી સંભળાવતા, એટલુંજ નહિં પણ કોઇ પ્રકારનાં પાપ અથવા કલંકનાં કામ કર્યાં હોય તે પણ તેઓ પ્રકટ કરી દેતા. તેમજ પૂર્વકૃત પાપને માટે અતિશય આત્મગ્લાનિ દર્શાવતા. હૃષીકેશમાં એવાજ એક સાધુ સાથે તેમનો મેળાપ થયો હતો. તેની શાન્ત મૂર્તિ અને પવિત્ર આચાર વ્યવહાર જોઇ સ્વામિજીએ ધાર્યું હતું કેઃ "આ તો જ્ઞાનમાર્ગનો સાચો પ્રવાસી જણાય છે." પરંતુ વાર્તાલાપ થતાંજ જાણવામાં આવ્યું કેઃ એ માણસ એક સમય ગાજીપુરનિવાસી પવાહારી બાબાનો કેટલોક સરસામાન ચોરી ન્હાસી જતો હતો, એટલામાં પવાહારીબાબુને ખબર પડવાથી તેઓ તેની પાછળ પડયા. તેથી સરસામાન પડતો મુકી તે ન્હાસવા લાગ્યો. પવાહારીબાબા બહુ દૂર પર્યંત તેની પાછળ દોડયા અને અન્તે તેને પકડી પાડયો. સ્વામિજીએ એ વાત પ્રથમથીજ સાંભળી હતી. હમણાં તેજ સૌમ્યમૂર્તિ સાધુને સ્વમુખે સર્વ પૂર્વ બનાવ કહેતો સાંભળી એક મહાપુરૂષના સંસર્ગથી તેના જીવનમાં કેવું અદ્ભુત પરિવર્તન થયું છે તેનો વિચાર કરી આનંદ પ્રફુલ્લ થયા. તેઓ મનમાંજ કહેતા કેઃ "ગમે તેવો પાપાચરણી, વિષયાસક્ત મનુષ્ય પણ જો સાચા સંત–મહાત્માઓના સમાગમમાં આવે તો અવશ્ય તેમનું જીવન ઉત્તમ પ્રકારનું બને. ગૃહસ્થાશ્રમી જનોને નઠારી ટેવો ન પડે તેને માટે તેમણે નિત્ય નિત્ય સાધુ મહાત્માનો સમાગમ કરવોજ જોઇએ. આજે તેવી ઇચ્છાવાળા મુમુક્ષુ–ગૃહસ્થોનો લોપ થયો છે ત્યારે પછી મહાત્માઓ નિર્જન ગિરિ–

ગુહામાં અદૃષ્ય થઇ ઇશ્વર-ભજન કરે તેમાં આશ્ચર્ય શું? ઓ ગૃહસ્થાશ્રમી જનો! તમે એક વખત ત્યાગી-વિરાગી-સાધુસંતનો સમાગમ કરો. તેમનાં પવિત્ર આચરણનું નિરીક્ષણ કરો, તેમનો ઉપદેશ ગૃહણ કરી સંસારમાં સ્વર્ગ બનાવો, પાર્થિવ વસ્તુઓ ઉપરનો મોહ દૂર કરી ઇશ્વરમય જીવન ગાળો અને પછી જૂઓ કે તમારાં દુઃખ-તાપ ક્યાં ન્હાસી જાય છે! તમે કેવી સુખશાન્તિમાં દિવસો નિર્ગમન કરો છો? તમે ઇશ્વરનો ત્યાગ કરો છો ત્યારે તે તમારો ત્યાગ કરે એમાં આશ્ચર્ય શું?" સ્વામિજીને અનેક વિચારો થયા. સાધુ બોલ્યો કેઃ "તેઓ (પવાહારીબાબા)એ જ્યારે મ્હને "નારાયણ"નું રૂપ માની આનંદભરિત ચિત્તે સર્વસ્વ દાન કરી દીધું ત્યારેજ હું મ્હારી ભૂલ અને નીચતા સમજી શક્યો, અને તેજ દિવસથી ઐહિક દ્રવ્યનો ત્યાગ કરી પરમાર્થની શોધમાં સર્વત્ર ફરવા લાગ્યો છું."

સાધુનું ઉપરોક્ત વચન સાંભળી સ્વામિજીને તેના ઉપર એટલો બધો પ્રેમ ઉપજ્યો કે જેથી તુર્તજ તેની ચરણરજ મસ્તકે ચઢાવવાની અભિલાષા તેમના મનમાં ઉત્પન્ન થઇ હતી. કારણકેઃ તે સમયે તેના અંતઃકરણમાં સાધુને ઉચિત એવું સત્યરૂપ બિરાજતું હતું. જે હૃદય એક સમયે પરદ્રવ્ય હરણ કરવા લોલુપ હતું તે આજે સાધુ-મહાત્માના સંસર્ગરૂપી નિર્મળ જળથી ધોવાઇ પવિત્ર થઇ ગયું છે. તે સ્થળે અત્યારે કિંચિત પણ પાપ ન હતું, કિંચિત પણ મલિનતા ન હતી. મોડી રાત સુધી સ્વામિજી સાથે તેને વાતચિત થઇ, તે ઉપરથી તેઓ સમજી શક્યા હતા કેઃ એને સત્ય વસ્તુની પ્રાપ્તિ થઈ છે. તે પછી કેટલાક દિવસ પર્યંત તેઓ તે સાધુનીજ વાત યાદ કરતા અને જીવન પર્યંત પ્રસંગોપાત તેનું સ્મરણ કર્યું હતું એટલુંજ નહિં પણ અમેરિકામાં ધર્મપ્રચાર કરતી વખતે પણ આ જ બનાવનું સ્મરણ કરી તેમણે એક વખત કહ્યું હતું કેઃ "પાપી મનુષ્યોના હૃદયમાં પણ સાધુતાનાં બીજ છુપાઈ રહ્યાં હોય છે."

એક સમયે એક ટિબેટન સાથે સ્વામિજીને મુલાકાત થઇ હતી. તેણે વાતચિત કરતાં સ્વામિજીને કહ્યું હતું કેઃ "મહારાજ! કલિયુગ આ ગયા!"

સ્વામિજીએ પૂછ્યું કેઃ "કેમ?" તેણે ઉત્તર દીધોઃ "જૂવો! પૂર્વે આપણામાં કેવી ઉત્તમ નિઃસ્વાર્થ ભાવનાઓ હતી? એકથી અધિક પુરૂષો એક જ સ્ત્રી ગ્રહણ કરી સંતુષ્ટ રહેતા પરંતુ હમણાં તો પ્રત્યેક પુરૂષને એક એક સ્ત્રી ગ્રહણ કરવાની ઇચ્છા છે." જો કે તેની અદ્દ્ભુત યુક્તિ અને તર્ક પ્રણાલી જોઇ સ્વામિજી મનમાં ને મનમાં હસવા લાગ્યા પરંતુ તેનો સરલ વિશ્વાસ અને અકપટતા જોતાં તેના ઉપર બિન્દુ માત્ર સંદેહ ઉપજ્યો નહિ. તે દિવસથી તેમના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કેઃ પ્રત્યેક વસ્તુના પક્ષમાં અને વિરૂદ્ધમાં કાંઇ ને કાંઇ કહેવાનું હોય છે જ. આ બનાવ ઉપરથી તેમજ ભારતવર્ષના અનેક પ્રદેશની ભિન્ન ભિન્ન આચાર પદ્ધતિ જોઇ તેમની દૃષ્ટિ શકિત ક્રમશઃ વૃદ્ધિ પામી હતી. તેઓ એક વસ્તુને અનેક ભાવનાઓ સહિત અનેક દિશામાંથી જોતા અને તેના ઉપર વિચાર કરતાં શિખ્યા હતા.

આ તેમના પ્રવાસ ભ્રમણનો ઇતિહાસ છે તેઓ વહેલા પ્રાતઃ સમયે ઉઠી રસ્તે ચાલવાનું શરૂ કરતા અને મધ્યાહ્નને કોઇ એક વૃક્ષ તળે અથવા નદી કિનારે વિશ્રામ કરી પુનઃ સન્ધ્યા સમયે પ્રવાસ કરવા નિકળી પડતા.

---

# મદ્રાસ અને હૈદ્રાબાદમાં.

ઈ. સ. ૧૮૯૨ ના અંતમાં સ્વામિજી કન્યાકુમારિથી પૉન્ડિચેરી નામક ફ્રેન્ચ સંસ્થાનમાં ઉપસ્થિત થયા હતા.

પૉન્ડિચેરીમાં તેમને એક ભયાનક ધર્મઢોંગી બ્રાહ્મણ સાથે વાદવિવાદ થયો હતો. તે સ્વામિજીની ઉદાર અને ઉન્નત ભાવના સમજી શક્યો નહિ, તેથી તેમના ઉપર વિશેષ ગુસ્સે ભરાયો અને સમુદ્ર ઓળંગી વિદેશીય લોકો સમક્ષ હિંદુધર્મ પ્રચાર કરવાનો તેમનો સંકલ્પ જાણી બોલ્યો કેઃ "આપણા સનાતન ધર્મમાં એવા સુધારા થવા આવશ્યક નથી. મ્લેચ્છ લોકો એના અર્થ શી રીતે સમજી શકશે? એમના સંસર્ગથી તો આપણે

ધર્મ ભ્રષ્ઠ થઇશું એટલુંજ." એમ કહી તેણે તુમુલ વિવાદ ઉપસ્થિત કર્યો. સ્વામિજી પણ તેને વિશેષ યુક્તિ-તર્કદ્વારા સમજાવવાનો યત્ન કરવા લાગ્યા તેમ તેમ તે તેનો પ્રતિવાદ કરવા લાગ્યો અને અન્તે તે જે પ્રથમથી કહેતો હતો તેને જ વળગી રહી ડોકું ધુણાવી માત્ર કહેવા લાગ્યો કે: "कदापि न-कदापि न."

પૉન્ડિચેરીમાં પુનઃ મન્મથબાબુ સાથે સ્વામિજીનો મેળાપ થયો. બાબુજીએ તેમને પોતાના મદ્રાસને મકાને લઇ જવાની ઇચ્છા દર્શાવી. સ્વામિજીએ હા કહી એટલે બન્ને મદ્રાસ ગયા. ત્યાં તો વિજળીની ઝડપે સમસ્ત શહેરમાં ખબર પ્રસરી ગઇ કે: "એક અંગ્રેજી ભણેલો અદ્‌ભુત સન્યાસી આવ્યો છે."

વાસ્તવિક જોતાં સ્વામિજીએ મદ્રાસમાં જ સૌથી પ્રથમ જનસમાજ સમક્ષ વિસ્તૃતરૂપે પ્રતિષ્ઠા જમાવી હતી અને મદ્રાસનિવાસી યુવકોએ જ સૌથી પ્રથમ તેમની ઉન્નત ભાવનાઓ વિશેષરૂપે હૃદયંગમ કરી તેઓ તેમના ગ્રાહક અને ચાહક થયા હતા, અને દ્રવ્ય એકત્ર કરી તેમનો પાશ્ચાત્ય દેશમાં પ્રવાસ કરવાનો માર્ગ સરલ કરી આપ્યો હતો. એ કારણથી બંગદેશ મદ્રાસનો ચિરકાલ પર્યંત ઋણી છે એમ કહેવું જ પડશે.

આ સ્થળે લોકોનાં ટોળેટોળાં સ્વામિજીનાં દર્શન-સમાગમ માટે નિત્ય આવવાં લગ્યાં. ત્યાં સાહિત્ય, ઇતિહાસ, દર્શન, કાવ્ય, મનસતત્ત્વ અને ધર્મ તત્ત્વની આલોચના થવા લાગી. મન્મથબાબુને ઘેર એક જણે સ્વામિજીને પુછ્યું હતું કે: "Swamiji! why it is that inspite of their Vedantic thought the Hindus are idolators?" (સ્વામિજી! હિન્દુઓ વેદાન્ત ધર્મવાદી હોવા છતાં તેઓ મૂર્તિપુજક છે તેનું કારણ શું?) તેમણે પ્રશ્ન કર્તા સ્હામે જોઇ તુર્તજ ઉત્તર દીધો કે: "Because we have Himalayas." (કારણ કે આપણે હિમાલય નજીક નિવાસ કરીએ છીએ.) આ ઉત્તર સાંભળી પ્રથમ તો પ્રશ્ન કર્તા ગૃહસ્થ આશ્ચર્યચકિત થઇ ગયો, પરંતુ જ્યારે સ્વામિજીએ તેને સમજાવ્યું કે: "ભારતવર્ષની ચારે દિશા મહાન્ પ્રાકૃતિક સૌન્દર્યદ્વારા શોભાયમાન થઇ રહી છેઃ તેની

સમક્ષ કોઇ પણ મનુષ્ય ઘુંટણીએ પડી તેને નમસ્કાર કર્યા સિવાય રહી શકે એમ નથી. ” ત્યારે જ સ્વામિજીના ઉપરોક્ત કથનનો મર્મ તેના સમજવામાં આવ્યો. તે દિવસે તેમણે બાહ્ય પ્રકૃતિ સાથે માનવ મનનો અતિ ગૂઢ સંબંધ અને તે સંબંધને લીધે જ પ્રત્યેક દિશામાં પ્રત્યેક જાતિની માનસિક રચના અને સ્વભાવ કેવા ભિન્ન ભિન્ન પ્રકારના થાય છે તે સર્વ અતિ સુન્દર પ્રકારે સમજાવી દીધું હતું. એ પ્રમાણે તેઓ જે મનુષ્ય જેવા પ્રકારનું જણાતું તેને તેવા પ્રકારનો ઉપદેશ દેવા લાગ્યા. જે મનુષ્ય ભક્તિવાન જણાતો તેને તેવીજ ભક્તિ ભાવનાનો અને અવતાર તત્વનો ઉપદેશ દેતા અને પોતાના અંતઃકરણના ભક્તિપ્રવાહમાં તેને સ્નાન કરાવી દેતા. વળી કોઇ વિચાર પરાયણ મનુષ્ય આવતો તો તેની સાથે વિચાર, અને કૂટતર્ક મીમાંસા ચલાવી કુશાગ્ર બુદ્ધિનો પરિચય આપતા.

મદ્રાસ નિવાસી પ્રજાજનો તેમની ધર્મવાર્તા–ધર્મચર્ચા–દેશચર્ચા–સાંભળી અતિ વિસ્મય પામી ગયા હતા. વેદ વેદાન્તનાં સિદ્ધાન્તો, સાધનના બળવડે વૈજ્ઞાનિક સત્ય સાથે એકત્વ પ્રમાણિત થઇ શકે છે, એવું તેમણે આ સમયેજ પ્રથમ જાણ્યું અને પ્રતિદિન તેઓ સ્વામિજીની હૃદય–ગુહામાં સમાયલી અનન્ત શક્તિનો પરિચય પ્રાપ્ત કરવા લાગ્યા. એક દિવસ કાલિદાસ, વાલ્મિકી, ભવભૂતિ, શેક્સપિયર અને બાયરન, બીજે દિવસ, હેલેન અને ટ્રોયવાસી, દ્રૌપદી, અને પાણ્ડવો, એ પ્રમાણે દિન પર દિન કેટલાએ પ્રસંગ ઉપર હૃદયગ્રાહી–તત્ત્વપૂર્ણ વિવેચન ચાલવા લાગ્યું.

સ્વામિજીના સદ્‌ગુણોએ તેમને મુગ્ધ કરી દીધા હતા. મનોહારક કણ્ઠધ્વનિ–તેજ કણ્ઠમાંથી નિઃસરતું અમૃત પૂર્ણ સંગીત, વિપુલ આત્મશક્તિ, સુતીક્ષ્ણ બુદ્ધિ, અજેય તર્કયુક્તિ, અદ્‌ભુત વાક્‌શક્તિ, અને શુભ્ર–સ્વચ્છ હાસ્ય વિનોદ, એમાંના કયા સદ્‌ગુણ ઉપર અમે વિવેચન કરીએ વારૂ ? સર્વ સર્વોત્તમ ! સર્વમાંજ અમૃતનો આસ્વાદ ! તેમનાં દર્શન કરવા, તેમનું ભાષણ સાંભળવા, તેમના મનોવિચાર જાણવા, ધર્મના ગૂઢ પ્રશ્નોના સરલ ઉત્તર સમજવા, મન્મથ બાબુને ઘેર દિન પર દિન અનેક મનુષ્યની ભીડ થવા લાગી. સ્વામિજીમાં જેમ તેજસ્વિતા હતી તેમ નમ્રતા પણ વિલક્ષણ હતી.

પણ્ડિતો ઉદ્ધતાઇ કરી તેમનું અપમાન કરતા તે વખત તત્ક્ષણાત્ બે હાથ જોડી "હું અતિ મૂર્ખ છું." એમ કહી તેમની ક્ષમા પ્રાર્થના કરતા! વળી કોઇ વખત તેમની સ્હામે થઇ જઇ પ્રબળ વંટોળિયાની પેઠે તેમની યુક્તિ અને તર્ક છિન્ન ભિન્ન કરી કોણ જાણે ક્યાંયે ઉડાવી દેતા. તેમ છતાં તેમના મનમાં અભિમાન નહતું! અથવા તો દ્વેષમાં આવી જઇ અથવા વિદ્વતા બતાવવાને ખાતર તેઓ કોઇને કાંઇ પણ કહેતા નહિ. માત્ર પ્રયોજન હોય ત્યારે જ સ્પષ્ટ ભાષામાં મનના વિચારો દર્શાવી દેતા અથવા તીવ્ર પ્રતિવાદ કરતા. મદ્રાસમાં એક પણ્ડિતે એક દિવસ તેમને પૂછ્યું હતું કેઃ "પ્રાતઃ સન્ધ્યાવંદનનો ત્યાગ કરવામાં આવે તો કાંઇ દોષ ખરો?" તેમણે પૂછ્યુંઃ "ત્યાગનો અર્થ શો?" તેણે કહ્યુંઃ "ત્યાગ એટલે સમયનો અભાવ. વખત ન હોય તો સન્ધ્યાવંદન ન થાય તેમાં શી અડચણ?" ઉત્તરમાં સ્વામિજીએ કહ્યું કેઃ "શું કહો છો? સમયનો અભાવ? સન્ધ્યા કરવા માટે વખત ન મળે? પ્રાચીન કાલમાં મહાન્ આર્ય ઋષિ મુનિયોના જેવો એકજ વિચાર કરો તો તેમાંજ તમારૂં સમસ્ત જીવન વ્યતીત થઇ જાય. તેમને સન્ધ્યાવંદન કરવાનો સમય મળતો અને તમને સમય મળતો નથી? કેવી આશ્ચર્યની વાત! અનેક નિરર્થક કાર્યો કરવાનો અને નકામા ગપાટા મારવાનો તમને વખત મળે, અને આલોક–પરલોકમાં જે કલ્યાણ કરે છે તે પવિત્ર કાર્ય માટે તમને વખત ન મળે એ તો આશ્ચર્યની વાત! એમ કહો કે તમે જાણી જોઇને સમય કાઢતા નથી! તમે ધારો તો સન્ધ્યાવંદન અવશ્ય કરી શકો." તેજ દિવસે એક યુરોપિયન ઢબના હિંદુએ વૈદિક ઋષિયોના ઉપદેશને અર્થહીન, નિરર્થક કહી જરા તિરસ્કાર દર્શાવ્યો હતો, તે સાંભળતાંજ સ્વામિજીના ચક્ષુમાંથી અગ્નિના જેવા તણખા નિકળ્યા હતા. તેમણે કહ્યું હતું કેઃ "સાંભળો! અલ્પવિદ્યા અતિ ભયંકર એમ કહેવાય છે. તમારે પણ તેમજ થયું છે, નહિ તો તમે પ્રાચીન મહાત્મા પુરૂષો પ્રત્યે અશ્રદ્ધા અને તેમની શિક્ષા દીક્ષા તરફ તિરસ્કાર દર્શાવી, તમારી નસોમાં વહેતા તેજ મહાપુરૂષોના રકતનું અપમાન કરત નહિ! તમે તેમના ઉપદેશો સાંભળ્યા છે? તમે વેદનો કદી પણ અભ્યાસ કર્યો છે? અથવા

તેમાંનો એક પણ મંત્ર વાંચ્યો છે? તમે તે વાંચ્યો નથી, સાંભળ્યું નથી, કંઇ જાણતા નથી તો પછી શા માટે નિરર્થક વાક્વ્યય કરો છો? ઋષિયોએ જે કાંઇ ઉપદેશ દીધો છે તે હજી પણ જગતમાં હિમાલયની પેઠે અટલ, અચલ ભાવે વિદ્યમાન છે. તે તો જગતને નિમન્ત્રણ કરી કહે છે કેઃ "આવો, જો શક્તિમાન્ હો તો મ્હને ઉલટાવી નાંખો." જો કોઇનામાં સાહસ હોય તો આવો, જૂઓ, પરીક્ષા કરો, તે સત્ય કથન કદી પણ ઉલટાવી શકાશે નહિ. તમારા જેવા કેટલાક કપટાચાર્યો અને એકદેશદર્શી–દુરાગ્રહી–લોકોએજ આ જગતને તિરસ્કારજનક બનાવી મૂક્યું છે."

રાત્રિ દિવસ જનસમાજ સાથે વાર્તાલાપ કરતાં થાક લાગવાથી થાક ઉતારવા માટે સ્વામિજી કોઈ કોઇ પ્રસંગે સમુદ્ર કિનારે ભ્રમણ કરવા જતા. ત્યાં કટીપર્યંત જળમાં ઉતરેલા અર્ધાસન મૃતપ્રાય મચ્છીમારના છોકરાઓને તેમની માતા સાથે જળમાંથી મત્સ્ય–શિકાર કરતા જોઇ સ્વામિજી દુઃખ પામતા અને નેત્રોમાંથી અશ્રુ સારતા વ્યાકુલ કણ્ઠે બોલી ઉઠતા કેઃ "હા! ભગવાન! આ બધા દુર્ભાગી મનુષ્યોને શા માટે ઉત્પન્ન કર્યા છે? એમનું કષ્ટ નજરે જોઇ શકાતું નથી! અહા! કેટલા દિવસ–ક્યાં સુધી પ્રભૂ એ બિચારાઓ કષ્ટ ભોગવશે?" તેમની સાથે ફરવા આવેલા યુવકો પણ તેમના હૃદયની વેદના જોઇ મનમાં ને મનમાં દુઃખી થતા. કથા પ્રસંગ ચર્ચાતાં સ્વામિજી ભારતવર્ષની પતિત જાતિયોની ઉન્નતિનો ઉપાય કરવા માટે સર્વ મનુષ્યોને જાગ્રત થવા–તે કાર્યમાં વળગી જવાનો ઉપદેશ દેતા. તેઓ કહેતા કેઃ "જો અવનતિ પામેલા ભારતવર્ષની ઉન્નતિ જોવા ઇચ્છતા હો તો આ સર્વ દુર્ભાગી લોકોને હૃદય સાથે વળગાડો. વેદ–વેદાન્તાદિ રત્નો તેમનામાં જરા પણ સંકોચ વગર વહેંચી આપો અને સમાજનાં બંધ દ્વાર ઉઘાડી નાંખી તેમને અંદર પ્રવેશ કરવા દો."

તેઓ ધર્મ સંબંધી ગુપ્ત તત્વ અથવા રહસ્યવિદ્યા ઇત્યાદિ સહન કરી શકતા નહિ. ધર્મનો માર્ગ તો સરલ, ઉદ્દામ અને ઉન્મુક્ત હોવો જોઇએ! એમાં વળી ગુપ્ત રાખવા જેવું શું હોય? તે સ્વામિજી સમજી શકતા નહિ, તેઓ કહેતા કે; "ગુપ્તવિદ્યા, અલૌકિક રહસ્ય, વગેરે તરફ દૃષ્ટિપાત કરશો

નહિ. અદ્દભુત શકિત અને સિદ્ધિ પ્રાપ્ત કરવાના અનેક વિચારો ત્યાગ કરજો. એટલુંજ નહિ પણ પોતાની મુકિત સુદ્ધાં માગશો નહિ. માત્ર પારકાની મુકિત માટે શકિત પ્રાપ્ત કરજો. ધર્મનો ઉદ્ધાર કેવી રીતે થઇ શકે તેનીજ શોધ કરજો. ભારતીય ભાવના કયે પ્રકારે જગતની સમુદય પ્રજામાં પ્રસરી શકે તેનોજ ઉપાય શોધવા યત્ન કરજો. ”

એક દિવસ સ્વામિજીના સન્માનાર્થે એક સભા ભરવામાં આવી હતી. તેમા મદ્રાસના લગભગ સર્વ અગ્રગણ્ય અને વિદ્વાનો હાજર હતા. તે દિવસે સ્વામિજીની ધર્મ ચર્ચા—પ્રતિભા જોઇ સર્વ સ્તબ્ધ થઇ ગયા હતા. અંતે કેટલાક મનુષ્યોએ તેમનો પરાજય કરવાની ઇચ્છાથી એક ટોળીનું રૂપ લીધું અને તેમના પ્રત્યેક કથનનું ખણ્ડન કરવાની શરૂવાત કરી. સ્વામિજીએ પોતાને અદ્વૈતવાદી કહ્યા હતા તેથી વિરૂદ્ધ પક્ષના લોકોએ કહ્યું કેઃ “ તમે અને ઇશ્વર એક છો એમ જણાવો ત્યારે તો પછી ધર્માધર્મ અને પાપ પુણ્ય આદિ સર્વ જોખમમાંથી આપ મુક્ત થઇ ગયા. હવે જો આપ કુકૃત્ય કરો તો પણ આપને કોઈ પૂછનાર નથી. ” સ્વામિજીએ ઉત્તર દીધો કેઃ “ ઇશ્વર અને મ્હારામાં કોઇ પણ પ્રકારનો ભેદ નથી એવી જો મને સંપૂર્ણ શ્રદ્ધા હોય તો પછી મ્હારા દ્વારા કોઇ પણ કુકાર્ય થવાનો સંભવ જ નથી. ”

રામનાદની રાજસભામાં પણ એક શ્રોતાજને તેમની મશ્કરી કરતાં કહ્યું હતું કેઃ “સાધારણ જીવોને માટે મન, વાણીથી પણ અગોચર એવા બ્રહ્મને જાણવાનું કયે પ્રકારે સંભવિત છે ? ” સ્વામિજીએ દ્રઢતાપૂર્વક તેજસ્વી ભાષામાં કહ્યું હતું કે. “I have seen the unknown. “ મ્હેં તે મન, વાણીથી અગોચર ( બ્રહ્મ ) નાં દર્શન કર્યાં છે. ”

Triplicane Literary Society ની કેટલીક સભાઓમાં
સ્વામિ—— ાર પણ તેમજ
તેના શુભ સંસ્કાર પ્રયાસી સભાસદો સાથે
પ્રત્યે અશ્રદ્ધા અને તેમની શિક્ષ
રાબર ઉલટી દિશામાંથી કાર્ય આરંભ્યું હતું
સોમાં વહેતા તેજ મહાપુરૂષોના
હતા. અર્થાત્ મારો, કાપો, લૂંટો, એવીજ તેમની
ઉપદેશો સાંભળ્યા છે ? તમે વે
મિણે કહ્યું હતું કેઃ “ સંસ્કાર એ બહુ ઉત્તમ

વસ્તુ છે અને હું પોતે પણ શુભ સંસ્કારનો પક્ષપાતી છું, પરંતુ તેથી પોતાના આદર્શને સમૂળ ઉખેડી નાંખી તેને સ્થળે પારકાના આદર્શને સ્થાપવાનો યત્ન કરવાથી કાંઇ વળશે નહિ. તેમ કરવાથી તો હિતને બદલે વિપરીત જ થશે. મૂળ સંસ્કાર તો આંતર–હ્રદયમાંથી જ ઉત્પન્ન થવા જોઇએ. બાહ્યોપચારથી નહિ. બધી દિશા તરફ અવલોકન કરો. કાંઇ બધું જ ત્યાગ કરવા જેવું નથી."

એક દિવસ સિંગારા વેલુ મુદલીયાર નામક, ખ્રીસ્તી કૉલેજના એક વૈજ્ઞાનિક–સહકારી અધ્યાપક તેમને મળવા આવ્યા હતા. એ મનુષ્ય ઇશ્વરને માનતા ન હતા. તેઓ વાદવિવાદ કરવા આવ્યા હતા પરંતુ અંતે સ્વામિજીના શિષ્ય બની ગયા. તેઓ પાછળથી હાસ્યમાં કહેતા કે: "Caeser said, "I came, I saw, I conquered. But Kidi came, he saw, but was conquered; ( અર્થાત્ કિડિ જય કરવા આવ્યો ત્યાં તો તે પોતે જ પરાજય પામી ગયો. ) એ પછી અધ્યાપક સાહેબે સ્વામિજીના કાર્ય માટે જીવન ઉત્સર્ગ કર્યું હતું, અને તેમની જ સલાહથી "પ્રબુદ્ધ–ભારત" અંગ્રેજી માસિક પત્રિકા પ્રકટ થતાં તેના માનદ–કાર્યાધ્યક્ષ થયા હતા. જીવનના છેલ્લા વિભાગમાં તેમણે સંસારનો ત્યાગ કરી સાધુ સન્યાસીઓની પેઠે એકાંત–વાસ કર્યો હતો અને તે જ અવસ્થામાં દેહ ત્યાગ કર્યો હતો.

વી. સુબ્રહ્મણ્ય આયર મહોદય કહેતા હતા કે: કેટલાક સહાધ્યાયીઓને તમાસો બતાવવાની ઇચ્છાથી તેઓ ભટ્ટાચાર્ય મહાશયને ઘેર લઇ ગયા હતા. તેમની ધારણા એવી હતી કે કેટલાક પ્રશ્નો પૂછી સ્વામિજીની પરીક્ષા કરવી. પ્રશ્નોના સમર્થનમાં અને વિરૂદ્ધમાં જે કાંઇ કહેવા જેવું હતું તે પ્રથમથી જ સારી પેઠે નક્કી કરી રાખ્યું હતું, મિ. આયર આ સમયે ખ્રીસ્તી કૉલેજના વિદ્યાર્થી હતા અને ખ્રીસ્તી ધર્મ પ્રત્યે તેમનું વિશેષ આકર્ષણ થયું હતું. એટલું જ નહિં પણ એક સમયે તેઓ એ ધર્મ અવલંબન કરવા તત્પર પણ થયા હતા. સ્વામિજી સમક્ષ ઉપસ્થિત થતાં જ તેમણે જોયું કે: તેઓ અર્ધ મિંચેલાં નેત્રે હુક્કો પી રહ્યા છે.

તેમની સાથે આવેલા મિત્રો પ્રથમ તો તેમની તેજસ્વી મુખ મુદ્રા જોતાં જ સ્તબ્ધ થઇ ગયા. તેમાંના એક જણે અગ્રસર થઇ વિશેષ સાહસ દર્શાવતાં કહ્યું કે: "મહારાજ! ઇશ્વરનું સ્વરૂપ કેવું છે? (Sir! what is God?) સ્વામિજીએ સાંભળ્યું છતાં ન સાંભળ્યું હોય તેમ ગણકાર્યું નહિં અને પુર્વવત્ હુક્કો પીધા કર્યો. થોડીવાર પછી હુક્કો વેગળો મૂકી નેત્રો ઉઘાડયાં અને પ્રશ્ન કર્ત્તા સ્હામે મુખ ફેરવી પુછ્યું કે: "Well, my fellow, what is energy?" (વારૂ, ભાઇ, શક્તિ એ શું છે તે કહી શકશો?) યુવકે પોતાની વિજ્ઞાનની ઝોળીમાંથી બે ચાર ચોક્કસ વાકયો કહ્યાં. સ્વામિજીએ તે સર્વ છિન્ન ભિન્ન કરી નાંખ્યાં. ત્યાર પછી ત્યાં બેઠેલા બીજા સજ્જનોએ ઉત્તર દેવાનો યત્ન કર્યો પરંતુ સ્વામિજીએ તેમની યુક્તિઓમાં દોષો દર્શાવ્યા, અર્થાત્ તેમને ઉત્તર દેવાનું જ્ઞાન જ નથી એવું સમજાવી આપ્યું. અંતે નિરૂપાય થઇ તેમણે સ્વામિજી સાથે વાદવિવાદ કરવાનું બંધ કર્યું. ત્યારે સ્વામિજી પથારીમાંથી ઉઠી બેઠા થયા અને બોલ્યા કે; "આ શું કરો છો? તમે આટલો ક્ષુદ્ર વિષય (energy સંબંધી) સમજાવી શકતા નથી? પ્રતિદિન એ વિષયનો ઉપયોગ કરો છો છતાં તેનો અર્થ-ભેદ મ્હને સમજાવી શકતા નથી! અને મ્હને કહો છો કે ઇશ્વરનું રૂપ તમને સમજાવવું!" તે પછી તેમણે ઇશ્વર અને શક્તિ, એ બન્ને વિષયને એક સૂત્રમાં ગુંથી એવી ગહન વિચાર પૂર્ણ વ્યાખ્યા કહી સમજાવી કે જેથી સર્વ યુવકો તેમના જ્ઞાન આગળ પોતાને તદ્દન બાળક સમજવા લાગ્યા. તેમણે બીજા બે ચાર પ્રશ્નો પૂછ્યા હતા પરંતુ સ્વામિજીના ઉત્તર સાંભળી તદ્દન શાંત થઇ ગયા. થોડીવાર પછી યુવકો ચાલ્યા ગયા પરંતુ મિ. આયર સ્વામિજીની કથા વાર્તા સાંભળી એટલા બધા મોહ પામ્યા હતા કે: સન્ધ્યા સમય પર્યંત તેમની સમક્ષ બેસી રહ્યા, અને જ્યારે સ્વામિજી સમુદ્ર કિનારે ફરવા નિકળ્યા ત્યારે તેઓ પણ તેમની સાથે સાથે ગયા. પુનઃ પૂર્વવત્ વાર્તાલાપ ચાલવા માંડયો, અને જૂદા જૂદા વિષયો ઉપરથી અંતે હિન્દુઓની દૈહિક અધોગતિ અને શારીરિક શક્તિના ક્ષય સંબંધી વાત નિકળી. સ્વામિજીએ આયરને પૂછ્યું કે: "Well

my boy, can you wrestle?" ભાઇ, તમે કુસ્તી લડી શકો છો કે? આચરે મસ્તક હલાવી હા કહી ત્યારે કૌતુકને ખાતર સ્વામિજીએ કહ્યું: "Come, let us have a tustle." ( આવો, જોઇએ, એક દાવ ખેલીયે. ) આચરે તેમની માંસ પિંડળીયો અને વ્યાયામ કૌશલ જોઇ આશ્ચર્ય પામી તેજ દિવસથી તેમને "પહેલવાન સ્વામી" કહી બોલાવવાનું શરૂ કર્યું હતું.

સ્વામિજીનું હૃદય, ધનવાન અને દરિદ્ર, સર્વને માટે કેવું ખુલ્લું રહેતું તે નિમ્ન લિખિત એક ઘટના ઉપરથી સમજી શકાશેઃ—

ભટ્ટાચાર્ય મહાશયના ઘરમાં એક રસોઇયો હતો. તે સ્વામિજીની વિદ્યા બુદ્ધિ અથવા તેમના દાર્શનિક જ્ઞાન સંબંધી વિશેષ સમજી શક્યો નહોતો તેમ છતાં પણ તેમના ઉપર અતિશય પ્રેમ દર્શાવતો. એ પ્રેમનું કારણ પણ હતું. એક દિવસ સ્વામિજીએ જોયું કે રસોઇયા મહારાજ એકી નજરે મહિસૂરરાજે આપેલા તેમના હુક્કા સ્હામે જોઇ રહ્યા છે. તેના નયનનો તૃષાતુર ભાવ જોઇ સ્વામિજીએ તેને પૂછ્યું કેઃ "શું તમારે હુક્કો જોઇએ છે?" તે સમજ્યો કેઃ મ્હારા સાંભળવામાં કાંઇ ભૂલ થઇ છે તેથી તેણે ઉત્તર દીધો નહિં પરંતુ એજ પ્રમાણે તેમણે પુનઃ પૂછ્યું ત્યારે સમજાયું કેઃ સાંભળવામાં ભૂલ થઇ નથી. સ્વામિજી હુક્કો આપવા ચ્હાય છે.

સ્વામિજીના કથન ઉપર તેને વિશ્વાસ ઉપજ્યો નહિ. શું એ કાંઇ સાચું હોય! એક મહાન્ રાજાનો આપેલો હુક્કો, તે શું સ્વામિજી મ્હને આપે? ના, ના, સ્વામિજી મ્હારી મશ્કરી કરતા હોય એમ લાગે છે! પરંતુ જ્યારે તેણે જોયું કેઃ સ્વામિજી, તે હુક્કો પોતાના હાથમાં લઇ તેને આપી રહ્યા છે ત્યારે તેના આશ્ચર્ય અને કૃતજ્ઞતાની સીમા રહી નહિ. જે જે મનુષ્યોએ એ વાત સાંભળી તે સર્વ સમજી શક્યા કે આ ક્ષુદ્ર વિષયમાં પણ સ્વામિજી ઓછો ત્યાગ સ્વીકાર કરતા નથી. કારણ કે તે હુક્કો તેમને અતિશય પ્રિય હતો.

પારકાની પ્રીતિ પ્રાપ્ત કરવા માટે આ પ્રમાણે ક્ષુદ્ર ક્ષુદ્ર સ્વાર્થનો ત્યાગ કરવો એ સ્વામિજીના જીવનમાં વિરલ નહતું. તેમના ઉપયોગમાં આ-

તેમની સાથે આવેલા મિત્રો પ્રથમ તો તેમની તેજસ્વી મુખ મુદ્રા જોતાં જ સ્તબ્ધ થઇ ગયા. તેમાંના એક જણે અગ્રસર થઇ વિશેષ સાહસ દર્શાવતાં કહ્યું કે: "મહારાજ! ઇશ્વરનું સ્વરૂપ કેવું છે? (Sir! what is God?) સ્વામિજીએ સાંભળ્યું છતાં ન સાંભળ્યું હોય તેમ ગણકાર્યું નહિં અને પુર્વવત્ હુક્કો પીધા કર્યો. થોડીવાર પછી હુક્કો વેગળો મૂકી નેત્રો ઉઘાડયાં અને પ્રશ્ન કર્ત્તા સ્હામે મુખ ફેરવી પૂછ્યું કે: "Well, my fellow, what is energy?" (વારૂ, ભાઇ, શક્તિ એ શું છે તે કહી શકશો?) યુવકે પોતાની વિજ્ઞાનની ઝોળીમાંથી બે ચાર ચોક્કસ વાકયો કહ્યાં. સ્વામિજીએ તે સર્વ છિન્ન ભિન્ન કરી નાંખ્યાં. ત્યાર પછી ત્યાં બેઠેલા બીજા સજજનોએ ઉત્તર દેવાનો યત્ન કર્યો પરંતુ સ્વામિજીએ તેમની યુક્તિમાં દોષો દર્શાવ્યા, અર્થાત્ તેમને ઉત્તર દેવાનું જ્ઞાન જ નથી એવું સમજાવી આપ્યું. અંતે નિરૂપાય થઇ તેમણે સ્વામિજી સાથે વાદવિવાદ કરવાનું બંધ કર્યું. ત્યારે સ્વામિજી પથારીમાંથી ઉઠી બેઠા થયા અને બોલ્યા કે; "આ શું કરો છો? તમે આટલો ક્ષુદ્ર વિષય (energy સંબંધી) સમજાવી શકતા નથી? પ્રતિદિન એ વિષયનો ઉપયોગ કરો છો છતાં તેનો અર્થ–ભેદ મ્હને સમજાવી શકતા નથી! અને મ્હને કહો છો કે ઇશ્વરનું રૂપ તમને સમજાવવું!" તે પછી તેમણે ઇશ્વર અને શક્તિ, એ બન્ને વિષયને એક સૂત્રમાં ગુંથી એવી ગહન વિચાર પૂર્ણ વ્યાખ્યા કહી સમજાવી કે જેથી સર્વ યુવકો તેમના જ્ઞાન આગળ પોતાને તદ્દન બાળક સમજવા લાગ્યા. તેમણે બીજા બે ચાર પ્રશ્નો પૂછ્યા હતા પરંતુ સ્વામિજીના ઉત્તર સાંભળી તદન શાંત થઇ ગયા. થોડીવાર પછી યુવકો ચાલ્યા ગયા પરંતુ મિ. આયર સ્વામિજીની કથા વાર્તા સાંભળી એટલા બધા મોહ પામ્યા હતા કે: સન્ધ્યા સમય પર્યંત તેમની સમક્ષ બેસી રહ્યા, અને જ્યારે સ્વામિજી સમુદ્ર કિનારે ફરવા નિકળ્યા ત્યારે તેઓ પણ તેમની સાથે સાથે ગયા. પુનઃ પૂર્વવત્ વાર્તાલાપ ચાલવા માંડયો, અને જૂદા જૂદા વિષયો ઉપરથી અંતે હિન્દુઓની દૈહિક અધોગતિ અને શારીરિક શક્તિના ક્ષય સંબંધી વાત નિકળી. સ્વામિજીએ આયરને પૂછ્યું કે: "Well

my boy, can you wrestle?" ભાઇ, તમે કુસ્તી લડી શકો છો કે? આચરે મસ્તક હલાવી હા કહી ત્યારે કૌતુકને ખાતર સ્વામિજીએ કહ્યું: "Come, let us have a tustle." ( આવો, જોઇએ, એક દાવ ખેલીયે. ) આચરે તેમની માંસ પિંડળીયો અને વ્યાયામ કૌશલ જોઇ આશ્ચર્ય પામી તેજ દિવસથી તેમને "પહેલવાન સ્વામી" કહી બોલાવવાનું શરૂ કર્યું હતું.

સ્વામિજીનું હૃદય, ધનવાન અને દરિદ્ર, સર્વને માટે કેવું ખુલ્લું રહેતું તે નિમ્ન લિખિત એક ઘટના ઉપરથી સમજી શકાશે:—

ભટ્ટાચાર્ય મહાશયના ઘરમાં એક રસોઇયો હતો. તે સ્વામિજીની વિદ્યા બુદ્ધિ અથવા તેમના દાર્શનિક જ્ઞાન સંબંધી વિશેષ સમજી શક્યો નહોતો તેમ છતાં પણ તેમના ઉપર અતિશય પ્રેમ દર્શાવતો. એ પ્રેમનું કારણ પણ હતું. એક દિવસ સ્વામિજીએ જોયું કે રસોઇયા મહારાજ એકી નજરે મહિસૂરરાજે આપેલા તેમના હુક્કા સ્હામે જોઇ રહ્યા છે. તેના નયનનો તૃષાતુર ભાવ જોઇ સ્વામિજીએ તેને પૂછ્યું કે: "શું તમારે હુક્કો જોઇએ છે?" તે સમજ્યો કે: મ્હારા સાંભળવામાં કાંઇ ભૂલ થઇ છે તેથી તેણે ઉત્તર દીધો નહિં પરંતુ એજ પ્રમાણે તેમણે પુનઃ પૂછ્યું ત્યારે સમજાયું કે: સાંભળવામાં ભૂલ થઇ નથી. સ્વામિજી હુક્કો આપવા ચ્હાય છે.

સ્વામિજીના કથન ઉપર તેને વિશ્વાસ ઉપજ્યો નહિ. શું એ કાંઇ સાચું હોય! એક મહાન્ રાજાનો આપેલો હુક્કો, તે શું સ્વામિજી મ્હને આપે? ના, ના, સ્વામિજી મ્હારી મશ્કરી કરતા હોય એમ લાગે છે! પરંતુ જ્યારે તેણે જોયું કે: સ્વામિજી, તે હુક્કો પોતાના હાથમાં લઇ તેને આપી રહ્યા છે ત્યારે તેના આશ્ચર્ય અને કૃતજ્ઞતાની સીમા રહી નહિ. જે જે મનુષ્યોએ એ વાત સાંભળી તે સર્વ સમજી શક્યા કે આ ક્ષુદ્ર વિષયમાં પણ સ્વામિજી ઓછો ત્યાગ સ્વીકાર કરતા નથી. કારણ કે તે હુક્કો તેમને અતિશય પ્રિય હતો.

પારકાની પ્રીતિ પ્રાપ્ત કરવા માટે આ પ્રમાણે ક્ષુદ્ર ક્ષુદ્ર સ્વાર્થનો ત્યાગ કરવો એ સ્વામિજીના જીવનમાં વિરલ નહતું. તેમના ઉપયોગમાં આ-

વતી કોઇ વસ્તુ દેખી કોઇ પણ મનુષ્ય તેની પ્રશંસા કરતું તો તે વસ્તુ તેનીજ થઇ જતી ! એક વખત અમેરિકામાં એક યુવકે તેમના ભારત-ભ્રમણ સમયે નિત્ય વપરાતી લાકડી જોઇ તે પ્રાપ્ત કરવાની ઇચ્છા દર્શાવી હતી. એ લાકડી સાથે અનેક તીર્થનું પવિત્ર સ્મરણ જડાયલું હતું, તીર્થ યાત્રા કરી લાકડી-દેવી પવિત્ર થયાં હતાં ! સ્વામિજીને પણ તે બહુ પ્રિય હતી તેમ છતાં યુવકની ઇચ્છા જોતાં તેમણે તુરતજ તે લાકડી યુવકને દાન કરી દીધી. તેઓ એમજ કહેતા કે: "What you admire is already yours." ( તમારા મનને જે વસ્તુની ઇચ્છા છે તે તમારીજ સમજજો. )

મદ્રાસમાં સ્વામિજી સમક્ષ અનેક ભક્તો એકત્ર થતા હતા. અલવરમાં જેમ થયું હતું તેમ આ સ્થળે પણ બૃહદ્ આકારમાં થવા લાગ્યું. તેમની ધર્મ કથા શ્રવણ કરવા નાના સ્થાનમાંથી અનેક મનુષ્યો નિત્ય મન્મથગાયુને ત્યાં આવવા લાગ્યા. બાલક, વૃદ્ધ, યુવા, પણ્ડિત, મૂર્ખ, શ્રીમંત, આબરૂદાર, જ્ઞાની, અધિકારી, સર્વે આવવા લાગ્યા. કોઇની ઉણપ નહતી.

સ્વામિજીનો એક ઉચ્ચ શિક્ષિત્ મદ્રાસી શિષ્ય તે સમયનો ઉલ્લેખ કરતાં લખે છે કે:--

"The vast range of his mental horizon perplexed and enraptured me. From the Rigveda to Raghuvansa, from the metaphysical flights of the Vedanta philosophy to modern Kant and Hegel, the whole range of ancient and modern literature and arts and music and morals from the sublimities of ancient Yoga to the intricacies of a modern laboratory–everything seemed clear to his field of vision. It was this, which confounded me and made me his slave."

અર્થાત્:—" સ્વામિજીના જ્ઞાનની ગહનતા જોઇ હું સ્તબ્ધ અને મુગ્ધ બન્યો હતો. ઋગ્વેદથી તે રઘુવંશ પર્યંત અને પ્રાચીન વેદાન્ત દર્શનની

અતિ ઉચ્ચ દાર્શનિક–ચર્ચાથી આરંભ કરીને આધુનિક કૅન્ટ અને હેગેલ-પર્યંત–અર્થાત્ પ્રાચીન અને આધુનિક સમુદય સાહિત્ય–એટલુંજ નહિં પણ, શિલ્પકળા, સંગીતવિદ્યા, નીતિવિદ્યા–પ્રાચીન યોગવિદ્યાથી તે આધુનિક વિજ્ઞાન પર્યંત સમુદય જ્ઞાન તેમના નખ–દર્પણ સમાન હતું. તેમની એવી અગાધ વિદ્યા ઉપરજ હું એકદમ સ્તમ્ભિત થઇ તેમનો દાસ બન્યો હતો.

ત્રણ અઠવાડિયામાં તો સમસ્ત મદ્રાસ શહેર તેમના પ્રશંસા ધ્વનિવડે પરિપૂર્ણ થઇ ઉઠ્યું હતું. મિ. કે. વ્યાસરાવ બી. એ. નામક એક મદ્રાસીએ લખ્યું છે કે:—

"A graduate of the Calcutta University, with a shaven head, a prepossessing appearance, wearing the garb of renunciation, fluent in English and Sanskrit, with uncommon powers of repartee, who song with full-throated ease as though he was attuning himself to the spirit of the Universe, and withal a wonderer on the face of the earth! The man was sound and stalwart, full of sparkling wit, with nothing but a scathing contempt for miracle working agencies preached at the foolstool of mahatmic herarchis...... and lighted the spark of undying faith in a chosen few. (Vol. II. P. 240).

ભાવાર્થ:—"કલકત્તા વિશ્વવિદ્યાલયના એક ગ્રેજ્યુએટ, મુણ્ડિત મસ્તક, મનોહરરૂપ, પહેરવેશમાં ભગવું વસ્ત્ર, અંગ્રેજી અને સંસ્કૃત અનર્ગલ બોલવાના અભ્યાસી, પ્રત્યેક પ્રશ્નના અતિ સ્પષ્ટ ઉત્તર દેવાની અદ્‌ભુત શક્તિવાળા, સંગીત વિદ્યામાં એવા તો અભ્યાસી કે અતિસહજમાં કણ્ઠમાંથી સંપૂર્ણ સ્વર પ્રકટાવી જાણે સમગ્ર બ્રહ્માણ્ડના અન્તરાત્માઓ સાથે તેને મેળવી દેતા તેમ છતાં તેઓ માત્ર સહાયહીન પરિવ્રાજકજ હતા. તે બળવાન, સાહસિક, ઉજવળ હાસ્યરસિક પુરૂષ, પ્રાચીન મહાત્માઓને પગલે રચાયલી અલૌકિક

ક્રિયાનુયાયી સમ્પ્રદાયો ઉપર વિજાતિદ્વારા તિરસ્કૃત પામેલા......કેટલાક મનુષ્યોના હૃદયમાં અવિનાશી-વિશ્વાસ (શ્રદ્ધા)નો અગ્નિ પ્રજ્વલિત કર્યો હતો."

આ સમયે સ્વામિજીએ પાશ્ચાત્ય દેશમાં ગમન કરવાની અભિલાષા દર્શાવતાં મદ્રાસી શિષ્યોને કહ્યું હતું કે: "સમુદય જગદ્‌નિવાસી મનુષ્યો સમક્ષ હિંદુધર્મનો પ્રચાર કરવાનો સમય હમણાં ઉપસ્થિત થયો છે. ઋષિયોના એ ધર્મને સંકીર્ણ વાડની મધ્યમાં બંધ કરી રાખવાથી ચાલે તેમ નથી. એનો જગત્ ઉપર સર્વત્ર પ્રસાર કરવોજ જોઇએ. સનાતન ધર્મનો પ્રાચીન કિલ્લો જીર્ણ થઇ ગયો છે. માત્ર વિદેશીયોના આક્રમણમાંથી તેનું કોઇ પ્રકારે રક્ષણ કરી જડવત્ બેસી રહેવાથી ચાલે તેમ નથી. એનો પુનઃ જીર્ણોદ્ધાર કરી જગત્ સમક્ષ પ્રકટ કરવો પડશે, અને એનો મહિમા સંપૂર્ણ ઉદ્યોગપૂર્વક ચારે દિશામાં પ્રકટ કરવો પડશે." સ્વામિજીના મનના વિચારો જાણીને તેમના સર્વે ભકતો આનંદ પામ્યા એટલુંજ નહિં પણ તેમણે અતિશય ઉત્સાહ ભેર ફંડ ઉઘરાવવાનું શરૂ કર્યું અને થોડી ક્ષણમાંજ પાંચસો રૂપિયા એકઠા કરી લાવ્યા. પરંતુ જ્યારે દ્રવ્ય એકઠું થયું ત્યારે સ્વામિજી ઉંડા વિચારમાં પડયા. તેઓ વિચારવા લાગ્યા કે: શું હું મ્હારા તરંગ તૃપ્ત કરવા માટેજ આ બધું કરૂં છું કે: એના ઉંડાણમાં વિધાતાનો કોઇ ગૂઢ ઉદ્દેશ્ય સમાયલો હશે ખરો?" તેઓ અનેક ક્ષણપર્યંત વિચારો કરવા લાગ્યા અને વચમાં વચમાં જગતજનનીના ચરણમાં પ્રાર્થના કરતા બોલવા લાગ્યા કે: "ઓ મા! ત્હારી શી ઇચ્છા છે તે કહે મા! તુંજ જગતની શાસનકર્તા છે મા! જગત્‌માં ત્હારા સિવાય બીજા કોઇનું શાસન નથી! હું તો ત્હારા હાથમાં કળના પૂતળા જેવો છું. ત્હારા મનમાં શું છે તે મ્હને સ્પષ્ટ રીતે કહે મા!" સમુદ્ર-ઉલ્લંઘન કરી ઘણે દૂર પ્રવાસ કરતાં પહેલાં તેમણે વિચાર્યું કે: "શું આ જગદમ્બાની ઇચ્છા છે કે મ્હારી પોતાની અભિલાષા છે? જો જગદંબાની ઇચ્છા હોય તો પછી દ્રવ્ય એકત્ર કરવાનો યત્ન શામાટે કરવો? દ્રવ્ય તો પોતાની મેળેજ આવી પહોંચશે." એવો વિચાર થતાંજ તેમણે શિષ્યોને પાછા બોલાવી મંગાવ્યા અને કહ્યું કે: "પ્રિય વત્સો! હું અંધકારમાં ભૂસકો મારૂં તે પહેલાં મા જગદંબાનો ઉદ્દેશ્ય જાણવા

ચ્હાઉં છું. મ્હારૂં વિદેશગમન એ જો તેની ઇચ્છાજ હોય તો તે તેણે મ્હને સ્પષ્ટ રૂપે કહેવુંજ જોઇએ. તેની ઈચ્છા હોય તો દ્રવ્ય એની મેળે આવી પહોંચશે. મહેનત કરી તેનો સંગ્રહ કરવાની આવશ્યક્તા નથી. તમે જે ફંડ ઉઘરાવ્યું છે તે પૈસા દુઃખી દરિદ્રીયોમાં વહેંચી દો." આ સાંભળી શિષ્યો આશ્ચર્યમાં ગરક થઇ ગયા! તેમણે એક પણ અક્ષર બોલ્યા વિના સ્વામિજીની આજ્ઞા પાલન કરી, સ્વામિજીના મસ્તક ઉપરથી પણ જાણે એક મ્હોટો ભાર ઓછો થઇ ગયો.

સ્વામિજી પુનઃ લોકશિક્ષા–ધર્મોપદેશ–આપવા લાગ્યા અને એકાન્ત સ્થાનમાં ધ્યાનાવસ્થ થઇ પુનઃ પુનઃ જગતજનનીના ચરણમાં હૃદયની કરૂણ પ્રાર્થના નિવેદન કરવા લાગ્યા. કવચિત્ તો હૃદયની ભાવના અન્તઃકરણમાં નહિં દાબી શકવાથી તેઓ ઉચ્ચ સ્વરે ગાન ગાતા. તે સમયે પ્રભુ-મય અંતઃકરણ થવાથી બાહ્યજ્ઞાન શૂન્ય થઇ જતા, શરીર થરથર કમ્પતું અને એક અપાર્થિવ આધ્યાત્મિક જ્યોતિવડે તેમનું મુખમણ્ડલ પ્રકાશિત થઇ ઉઠતું. તીક્ષ્ણબુદ્ધિ સન્યાસી–તેજસ્વી સ્વદેશ પ્રેમિક સ્વામિજી તે સમયે મા જગદંબાની આકાશવાણિ સાંભળવા માટે જાણે ન્હાના બાળકની પેઠે આતુર હોય તેમ અધીર બની જતા.

આ સમયે કેટલાક હૈદ્રાબાદ નિવાસી જનોએ પોતાના મદ્રાસી મિત્રો દ્વારા સ્વામિજીનું વૃત્તાન્ત શ્રવણ કરી તેમને હૈદ્રાબાદ લઇ જવાની ઉત્સુકતા દર્શાવી. એ આકસ્મિક નિમંત્રણમાં જ સ્વામિજી જગતજનનીનો ગૂઢ ઉદ્દેશ્ય જોઇ શક્યા અને હૈદ્રાબાદ જવા તૈયાર થયા. વસ્તુતઃ તેમનાં યશ–કિરણ દિનપરદિન સર્વત્ર વિસ્તૃત થતાં હતાં. તેઓ સાધારણ કિંચિત સામાન્ય ભિક્ષુક સન્યાસીમાંથી ક્રમશઃ સર્વજન પ્રશંસિત સ્વામિ વિવેકાનંદ રૂપે સર્વત્ર સુપરિચિત થઇ ગયા. મન્મથબાબુએ હૈદ્રાબાદના સરકારી એન્જિનિયર મધુસૂદન ચટ્ટોપાધ્યાય મહાશયને ટેલેગ્રામ કર્યો કેઃ તા. ૧૦ ફેબ્રુઆરી ( ૧૮૯૩ ) ને દિવસે સ્વામિજી હૈદ્રાબાદ પહોંચી તમારા અતિથિ થશે. આગલે દિવસે એટલે તા. ૯ મી ફેબ્રુવારીએ હૈદ્રાબાદ અને સિકંદરાબાદના સમગ્ર નિવાસીયોએ એક સાધારણ સભા બોલાવી સ્વામિ-

જીની અભ્યર્થના કરવાની વ્યવસ્થા કરી હતી. વાંચકોએ વિસ્મય પામવાની આવશ્યકતા નથી કે: સ્વામિજીએ હૈદ્રાબાદના સ્ટેશન ઉપર પગ મૂક્યો તે સમયે તેમને આવકાર આપવા સ્ટેશન ઉપર પાંચસો સદ્દગ્રહસ્થો એકત્ર થયા હતા. તેમાં હૈદ્રાબાદના મ્હોટા મ્હોટા આબરૂદાર અમીરો, ઉમરાવો, ઉચ્ચ પદવીધર રાજકર્મચારીયો, રાજસભાસદો, વકીલો, પણ્ડિતો, શ્રીમંતો, વ્યાપારીયો વગેરે અનેક મનુષ્યો હતા. એમાંનાં કેટલાંકના નામ આ સ્થળે પ્રકટ કરવામાં આવે છે. રાજા શ્રીનિવાસ રાવ બહાદુર. મહારાજા રમ્ભારાવ બહાદુર, પણ્ડિત રતનલાલ, કેપ્ટન રઘુનાથ, સમસુલઉલ્મા સૈયદ અલિ બેલગ્રામી, નવાબ ઇમાદજંગ બહાદુર, નવાબ દુલાખાં બહાદુર, નવાબ ઇમાદજંગ બહાદુર, નવાબ સિકન્દરજંગ બહાદુર, મિ. એચ. દોરાબજી. મિ. એફ. એસ. મન્ડનરાય, હુકુમચંદ એમ. એ. એલ. એલ. હિ. ચતુર્ભૂજ અને મોતિલાલ શેઠ બેન્કર્સ, બાબુ મધુસૂદન ચટ્ટોપાધ્યાય, અને તેમના પુત્ર કાલીચરણ ચટ્ટોપાધ્યાય. કાલીચરણબાબુ કલકત્તામાં નિવાસ કરતા હોવાથી સ્વામિજીને ઓળખતા હતા, તેમણે આ સમયે હાજર રહેલા સદ્દગૃહસ્થો સાથે સ્વામિજીની ઓળખાણ કરાવી. સ્ટેશન ઉપર ચારે દિશામાંથી પુષ્કળ પુષ્પ અને પુષ્પમાળાની સ્વામિજી ઉપર વૃષ્ટિ થવા લાગી.

તે દિવસનું અપૂર્વ દૃષ્ય જોઇ એક સજ્જને લખ્યું છે કે:

"The Swami then a young man of robust health, alighted from a first class compartment in the robes of a Paramhansa, a Kamandulu in hand. He was conveyed to the Bungalow of Babu Madhusudan and was followed thither by many of the gentry. Those who could not go to the station come to have interviews at the Bungalow. Surely we have not witnessed such crowds before to receive a Swami in Hydrabad! It was a magnificent reception befitting a reigning Prince."

ભાવાર્થ: "સ્વામિજી તે વખતે એક ઉત્તમ બળવાન યુવક હતા. પરમહંસના ભગવા વેશમાં કમણ્ડલુ હસ્તમાં ધારણ કરી તેઓ ફર્સ્ટ ક્લાસના ડબ્બામાંથી સ્ટેસન ઉપર ઉતર્યા. તેમને મધુસૂદન બાબુના બંગલામાં લઇ જવામાં આવ્યા અને અનેક સદ્‌ગૃહસ્થો તેમની સાથે સાથે ત્યાં ગયા. જે સજ્જનો સ્ટેસન ઉપર જઇ શક્યા નહતા તેઓ તેમની સાથે સાક્ષાત્કાર કરવા બંગલે ગયા, એક સન્યાસીનો આદર સત્કાર કરવા આટલાં બધાં માણસો એકત્ર થયાં હોય એવું પૂર્વે હૈદ્રાબાદમાં કદી જોવામાં આવ્યું નથી, તેમને વિશેષ સન્માનસૂચક રાજ્યોચિત આદર સત્કાર મળ્યો હતો."

તા. ૧૧ મી ફેબ્રુવારીને દિવસે પ્રાતઃકાળમાં સિકન્દરાબાદના એકસો હિંદુ નિવાસી સદ્‌ગૃહસ્થો દૂધ, ફળ-ફુલ, અને મિષ્ટાન્ન ભેટ લઇને સ્વામિજી સમક્ષ હાજર થયા અને મહબુબ કોલેજમાં એક ભાષણ આપવાની તેમને વિનતિ કરી. સ્વામિજીએ તેમની પ્રાર્થના સ્વીકારી તા. ૧૩ મીનો દિવસ નક્કી કર્યો. ત્યાર પછી કાલીચરણબાબુ તેમને ગોવળકોંડાનો કિલ્લો બતાવવા તેડી ગયા. ત્યાંથી ઘેર પાછા ફરતાંજ સ્વામિજીએ જોયું કે: હૈદ્રાબાદના સર્વશ્રેષ્ઠ ઉમરાવ, હૈદ્રાબાદના નિઝામ સાહેબના સાળા નવાબ બહાદુર સર ખુરશેદ અલીરિ-ઈ. કાબિર. કે. સી. એસ. આઇ. સાહેબના પ્રાઇવટ સેક્રટરીનો એક માણસ, સ્વામિજીની વાટ જોતો ઉભો હતો. સ્વામિજી આવતાંજ તેણે તેમને સમાચાર આપ્યા કે: "આવતી કાલે પ્રાતઃ સમયે નવાબ સાહેબ રાજમહેલમાં આપના દર્શનની અભિલાષા રાખે છે." નવાબ સાહેબની ઇચ્છાનુસાર સ્વામિજી રાજમહેલમાં ઉપસ્થિત થયા. નવાબ સાહેબના એડિકાંગે વિશેષ સન્માનપૂર્વક તેમનો આદર સત્કાર કર્યો. નવાબ સાહેબે પણ સ્વામિજીને પરમ આદર દર્શાવી પોતાની સાથેના આસનપર સ્થાન આપ્યું અને બે કલાક પર્યંત તેમની સાથે વાર્તાલાપ કર્યો. નવાબ સાહેબ સર્વ ધર્મની સાર વસ્તુ ગ્રહણ કરતા અને મુસલમાન હોવા છતાં પણ હિમાલયથી કન્યાકુમારી સુધીના સર્વ હિંદુ તીર્થસ્થાનનાં દર્શન કરી આવ્યા હતા. ધન્ય !

નવાબ સાહેબે સ્વામિજી સાથે હિંદુ મુસલમાન અને ખ્રીસ્તી ધર્મ

સંબંધી ઘણી વાતચિત કરી હતી. તેમને નિર્ગુણ તત્ત્વ ઉપર શ્રદ્ધા હોવાથી હિંદુ ધર્મમાં જે સગુણ અથવા અવતારી પુરૂષોમાં ઇશ્વરની ધારણા માનવામાં આવે છે તે સંબંધી શંકા દર્શાવી. ઇશ્વર–ધારણાનો ક્રમ વિકાશ કેવી રીતે થયો છે તેની પ્રણાલી સ્વામિજીએ તુર્તજ સુન્દર રૂપે દર્શાવી આપતાં કહ્યું કે: સગુણ ઇશ્વરની ધારણા એ કાંઇ મનુષ્ય–બુદ્ધિને માટે અત્યાવશ્યક છે એમ નથી. પરંતુ માનવાત્મા ઇશ્વર સંબંધી એના કરતાં ઉચ્ચ ધારણા કરવા અસમર્થ છે. મનુષ્યનું દેહાભિમાન, દેહાદિ ભાવનાઓ, દૂર ન થાય ત્યાં સુધી મનુષ્યથી યથાયોગ્ય રૂપે નિર્ગુણ ઇશ્વરની ધારણા થઇ શકતી નથી. સત્ય કહીએ તો જે નિર્ગુણ છે તેજ સગુણ છે. નિર્ગુણમાંથી જ જગતની ઉત્પત્તિ થઇ છે તેથી જગત્ રૂપે–સગુણ રૂપે–તેજ (ઇશ્વર જ) છે. તેથી માનવાત્મા પ્રત્યેક ઇચ્છિત વસ્તુમાં–મૂર્તિ આદિમાં–ઇશ્વરની ધારણા કરી તેનું ભજન–પૂજન કરે તેમાં ખોટું શું છે?" એમ કહેતાં કહેતાં તેમણે બતાવી આપ્યું કે: "મનુષ્યજાતિની ધર્મ બુદ્ધિ એ મનુષ્ય પ્રકૃતિમાં સમાયલી સત્ય શોધક વૃત્તિમાંથી જ જન્મ પામી છે, એક રીતે જોતાં સર્વ ધર્મો સત્ય છે. કારણ કે વિભિન્ન ધર્મ પ્રણાલી દ્વારા વિભિન્ન આદર્શની પ્રાપ્તિ એ જ માત્ર ઉપાય છે અને પ્રત્યેક આદર્શ, સંપૂર્ણ રૂપે પ્રાપ્ત થતાં જ મનુષ્યના હૃદયમાં રહેલા દેવત્વનો (આત્મતત્વનો) વિકાશ થાય છે." સ્વામિજીએ એમ પણ કહ્યું કે: "સૃષ્ટિના અન્ય જીવોમાં મનુષ્ય એજ સર્વ શ્રેષ્ઠ જીવ છે. કારણ કે મનુષ્યની આધ્યાત્મિક બુદ્ધિ દ્વારા જ વિશ્વનું સમસ્ત સત્ય શોધવામાં આવ્યું છે. મનુષ્ય સર્વ પ્રકારનાં ક્ષુદ્રત્વની હદ તોડી ફોડી પોતાને દેવત્વમાં બદલવા સમર્થ થયા છે અને થશે." એટલું બોલતાં બોલતાં તેમનું મુખ મણ્ડલ પ્રકાશિત થઇ ઉઠ્યું. બન્ને ચક્ષુમાંથી ઉજજવળ પ્રકાશ પ્રકટવા લાગ્યો. સર્વ શરીર–અવયવોમાં એક પ્રકારની વિશેષ–શકિતનો આવિર્ભાવ જણાવા લાગ્યો. તેઓ જાણે અમર લોક નિવાસી દેવતાની પેઠે, મનુષ્યના સમાગમમાં આવતી પ્રત્યેક વસ્તુનું સારી પેઠે પૃથકકરણ કરવા લાગ્યા અને અજાણતાંજ સનાતન ધર્મના પ્રચાર માટે પાશ્ચાત્ય દેશમાં ગમન કરવાની ઇચ્છા

દર્શાવી દીધી. તેમની અસાધારણ વાક્શક્તિ જોઇને નવાબસાહેબ મુગ્ધ થઇ એકાએક બોલી ઉઠયા કેઃ "સ્વામિજી! આપના કાર્યની સહાયતા માટે હું એક હજાર રૂપિયા આપવા તત્પર છું." પરંતુ સ્વામિજીએ ઉપકાર સહિત તે રકમ લેવા ના પાડતાં કહ્યું કેઃ "નવાબસાહેબ! હજી પણ સમય આવ્યો નથી. જયારે ઉપરથી (ઇશ્વરનો) આદેશ મળશે ત્યારે હું આપને ખબર આપીશ."

નવાબસાહેબ પાસેથી રજા લઇ સ્વામિજી મક્કા મસજીદ, અમ્મા મિનાર ફલકનામા, બસીરબાગ, નિઝામસાહેબના મહેલો, અને અન્ય પ્રસિદ્ધ સ્થાનો જોવા ગયા. તા. ૧૩ મીને દિવસે પ્રાતઃ સમયે તેઓ હૈદ્રાબાદના પ્રધાન અમાત્ય સર આશમાન કે. સી. એસ. આઇ. પેશકાર મહારાજ નરેન્દ્ર કૃષ્ણ બહાદુર અને મહારાજ શિવરાજ બહાદુર, આ ત્રણે સદ્દગૃસ્થો સાથે સાક્ષાત્કાર કરવા ગયા, વાર્તાલાપ થયા પછી એ પ્રત્યેકે અમેરિકા–ગમન કાર્યમાં યથાયોગ્ય સહાયતા કરવાની સદ્દઇચ્છા દર્શાવી હતી.

સાયં સમયે મહબુબ કૉલેજમાં સ્વામિજીએ "My mission to the West" (પ્રાશ્ચાત્ય દેશમાં ગમન કરવાનો ઉદ્દેસ્ય.) એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. પણ્ડિત રતનપાલ સભાના પ્રમુખ હતા. અનેક ગોરા યુરોપિયન સજ્જનો ભાષણ સાંભળવા આવ્યા હતા. એક હજાર મનુષ્યોનો ત્યાં સમાગમ થયો હશે. સ્વામિજીને જોઇ સર્વે આશ્ચર્ય સ્તબ્ધ થયા હતા. તેઓ એ દિવસે પોતાની સર્વોચ્ચ ભાવના–ભૂમિ ઉપર આરૂઢ થયા હતા. તેમની અંગ્રેજી ભાષા ઉપર સત્તા, વિદ્વતા, વિચારો દર્શાવવાની ખુબી, અને અસ્ખલિત વાક્શક્તિ જોઇ સર્વ શ્રોતાજનો એકે સ્વરે તેમને ધન્યવાદ આપતા હતા તેમણે હિંદુધર્મના મહત્વનું વર્ણન કહી સંભળાવ્યું. હિંદુ જગતના ગૌરવ સમયે તેમની શિક્ષા અને સાધના કેટલી અગ્રસર થઇ હતી તે દર્શાવ્યું અને વૈદિક યુગ તથા તે પછીના યુગની ઉન્નતિનો સંક્ષિપ્ત ઇતિહાસ સર્વને નિવેદન કર્યો હતો. અન્તે તેમણે પોતાના જીવનનો ઉદ્દેસ્ય કહી સંભળાવ્યો કેઃ "આ જીવન માતૃભૂમિના લુપ્ત ગૌરવના ઉદ્ધારને માટે જ છે. એ સિવાય બીજા કાંઇ માટે નહિ." સભામાં તેમણે સ્પષ્ટ શબ્દોમાં કહી સંભળાવ્યું કેઃ "એ સંકલ્પની સિદ્ધિને માટે મ્હારે ધર્મ પ્રચારકના વેશમાં પાશ્ચાત્ય દેશોમાં ઘણે દૂર જવાની આવસ્યકતા છે અને ત્યાં જઇ વેદ વેદાન્તનો અતુલનીય મહિમા

સર્વે સમક્ષ પ્રકટ કરવો પડશે.” તેમનો ઉદ્દેશ્ય સાંભળી શ્રોતાજનો આ-શ્ચર્ય પામ્યા હતા.

બીજે દિવસે મૂખ્યતઃ મોતિલાલ શેઠ આદિ બેગમબાજારના વિખ્યાત શ્રીમન્તો અને વ્યાપારીઓ સ્વામિજીની મુલાકાતે આવ્યા અને પાશ્ચાત્ય દેશમાં પ્રવાસ કરવાનો સમસ્ત વ્યય આપવાનું કબૂલ કર્યું. થિયોસોફિકલ સોસાયટી અને સંસ્કૃત ધર્મમણ્ડલ સભાના કેટલાક સભાસદો પણ તેમને મળવા આવ્યા હતા. તા. ૧૫ મી ફેબ્રુઆરીને દિવસે સ્વામિજીને પુનેથી એક તાર મળ્યો. તેમાં પુનાની હિન્દુ સભાઓના પ્રતિનિધિ સ્વરૂપ કેટલાક ઉચ્ચ પદવિધર સદ્‌ગૃહસ્થોએ તેમને પુને તેડાવવા વિશેષ આગ્રહ કર્યો હતો. ઉત્તરમાં સ્વામિજીએ કહ્યું કેઃ “હમણાં હું આવી શકું એમ નથી. વખત મળતાં જ ખુશીથી આપના તરફ આવીશ.” બીજે દિવસે તેમણે હિંદુ મંદિરનાં ખંડિયેરો, બાબા સરફુદીનનું વિખ્યાત સમાધિ–સ્થાન અને સર સાલારજંગનો મહેલ જોવા ગયા હતા.

હૈદ્રાબાદમાં સ્વામિજી સાથે એક અદ્દ્‌ભુત સિદ્ધિ–સમ્પન્ન બ્રાહ્મણનો મેળાપ થયો હતો. તે માણસ આકાશમાંથી ઇચ્છાનુસાર નાના પ્રકારનાં ફળ, ફૂલ, મંગાવી જોનારાઓને આશ્ચર્ય પમાડતો હતો. તેણે પોતાની સર્વ સિદ્ધિ સ્વામિજીને બતાવી હતી, અર્થાત્ અનેક ચમત્કાર કર્યા હતા. જ્યારે તે સ્વા-મિજીની પાસે ગયો ત્યારે તેના શરીરમાં પ્રબળ જ્વર હતો. તેણે સ્વામિજીને પોતાના મસ્તકે હાથ મૂકવાની પ્રાર્થના કરી હતી. સ્વામિજીએ એ પ્રમાણે કર્યું એટલે તેનો જ્વર ઉતરી ગયો હતો. શરીર સારૂં થઇ ગયું ત્યારેજ તે સ્વા-મિજીને પોતાની સર્વ ચમત્કારિક–સિદ્ધિયો બતાવી શક્યો હતો. મનુષ્ય મનની શક્તિ કેવી અગાધ–અસાધારણ હોય છે તે સંબંધી કૅલિફોર્નિયામાં એક ભાષણ આપતી વખત સ્વામિજીએ એ બ્રાહ્મણની શક્તિ સંબંધી વર્ણન કર્યું હતું.

તા. ૧૭ મી ફેબ્રુવારીએ સ્વામિજીએ હૈદ્રાબાદ ત્યાગ કર્યું તેમને વિ-દાય કરવા માટે રેલ્વે સ્ટેશન ઉપર એક હજારથી પણ વિશેષ સદ્‌ગૃહસ્થો હાજર થયા હતા. કાલી બાબુએ લખ્યું છે કેઃ “તેમનો ધર્મપ્રેમ, સરલતા, અદ્દ્‌ભુત આત્મસંયમ અને ગહન ધ્યાન પરાયણતાએ હૈદ્રાબાદ નિવાસીયોના ચિત્તમાં જે સ્મૃતિ રેખા અંકિત કરી છે તે આ જીવનમાં લોપ થાય તેવી નથી.”

## संकल्प निरूपण अने अमेरिका गमन.

સ્વામિજી હૈદ્રાબાદથી મદ્રાસ પાછા આવ્યા ત્યારે તેમના મદ્રાસી શિષ્યોએ તેમનો વિશેષ આદરસત્કાર કર્યો હતો. માર્ચ તથા એપ્રિલ એ બે માસ પર્યંત અમેરિકા પ્રવાસ કરવાના વ્યય માટે તેમના શિષ્યો ફંડ ઉઘરાવવા લાગ્યા. આલાસિંગ પેરૂમલ નામક સ્વામિજીનો એક અતિશય પ્રિય શિષ્ય તે યુવકોના નેતા થયો હતો. તેણે મદ્રાસમાં ઘેરેઘેર ભિક્ષા માગી ફંડ ઉઘરાવવા માંડ્યું અને મહિસુર, હૈદ્રાબાદ, રામનાદ વગેરે સ્થળે મનુષ્યો મોકલી સ્વામિજીના ભક્તો, બંધુઓ અને શિષ્યો પાસેથી દ્રવ્ય સંગ્રહ કરવા માંડ્યું. સાધારણ રીતે મધ્યમ સ્થિતિના મનુષ્યો પાસેથી જ દ્રવ્ય સંગ્રહ કરવામાં આવતું.

સ્વામિજીએ પણ કહ્યું હતું કે: "મ્હારા પ્રવાસ માટે જો જગદંબાની ઇચ્છા હોય તો સાધારણ મનુષ્યો પાસેથી જ ભિક્ષા મેળવવી ઉચિત છે. હું અમેરિકા પ્રવાસ કરૂં છું તેનું કારણ માત્ર ભારતવર્ષનાં દરિદ્ર અને સાધારણ સ્થિતિના નર નારીને માટેજ." આ સમયે અમેરિકા પ્રવાસનો સંકલ્પ તેમના મનમાં વિશેષ દ્રઢ થયો હતો. કારણ કે ધર્મ મહાસભા જેવી એક વિરાટ સભામાં હિન્દુ ધર્મનો મહિમા પ્રચાર કરવાનો આ વખતના જેવો મહાન્ સુયોગ વારંવાર ઉપસ્થિત થશે નહિ, એવું તેઓ સારી પેઠે સમજવા પામ્યા હતા. તેથીજ તેમણે શિષ્યોના ઉદ્યમમાં આનાકાની કરી નહિ. તેમ છતાં પણ સ્પષ્ટરૂપે દૈવની આજ્ઞા મેળવવા માટે તેમનું ચિત્ત વિષમ વ્યગ્ર થઇ ઉઠ્યું હતું. એક દિવસ તેમના મનમાં વિચાર આવ્યો કે: શ્રીમાતાજી (પરમહંસદેવનાં ધર્મપત્ની) તો પરમહંસદેવના અંશ સ્વરૂપ જ છે. તેમને એક પત્ર લખી ઉત્તર મેળવવો જોઇએ, તેઓ જેવી આજ્ઞા ફરમાવે તેમ વર્તવા તૈયાર રહીશ." પરંતુ એ પ્રમાણે પત્ર

પહેલાં એક એવો બનાવ બન્યો કે જેથી તેમના મનના સર્વ સંદેહ નાશ પામ્યા અને તેથી તેઓ સારી પેઠે સમજી શક્યા કેઃ પરદેશ ગમન માટે પરમહંસદેવની જ આજ્ઞા છે. બનાવ એવો બન્યો કેઃ એક દિવસ રાત્રે તેઓ નિદ્રાવશ થઇ રહ્યા હતા. ગાઢ નિદ્રા આવી ગઇ હતી. એ સમયે તેમણે સ્વપ્નમાં જોયું કેઃ શ્રી રામકૃષ્ણદેવ સમુદ્રતટથી જળ ઉપર થઇને બરાબર સામેની દિશામાં પેલેપાર ગમન કરી રહ્યા છે. અને તેમને ( સ્વામીજીને ) પોતાની પાછળ પાછળ આવવાને તેઓ ઇશારત કરે છે. થોડી ક્ષણ પછી તેમની નિદ્રા ભંગ થઇ. તેઓ મનમાં પરમ શકિત અનુભવવા લાગ્યા. હજી પણ જાણે કોઇ તેમના કાનમાં કહેતું કેઃ " જાઓ! " એ સ્વપ્ન જોયા પછી તેમના મનમાં સંકલ્પ વિકલ્પ રહ્યો જ નહિ. તેમ છતાં પણ તેમણે શ્રીમાતાજીને એક પત્ર લખ્યો એ પત્રદ્વારા તેમનો અભિપ્રાય માંગ્યો હતો. માત્ર તેમના આશીર્વાદ માટે જ પ્રાર્થના કરી હતી. તેમાં લખ્યું હતું કેઃ " મહાવીર હનુમાને જેમ રામનામનું સ્મરણ કરી સમુદ્ર ઉપર કુદકો માર્યો હતો તેમ હું પણ ગુરૂદેવનું નામ દઇને સમુદ્રને પેલેપાર જવા તૈયાર થયો છું. આશીર્વાદ આપો. "

અનેક દિવસ પછી સ્નેહાસ્પદ નરેન્દ્રનાથના સમાચાર મળ્યાથી શ્રીમાતાજીના મનની અવસ્થા કેવી થઇ હશે તે વાંચકો તુર્તજ સમજી શકશે. તેમને પરમહંસદેવના મૂખ્ય શિષ્ય સમજી માતાજી તેમના ઉપર સ્નેહ રાખતાં હતાં એમ ન હતું. તેઓ એમજ સમજતાં હતાં કેઃ પરમહંસદેવ અંતરધાન થયા પછી તેઓ પોતેજ તેમના ( સ્વામિજીના ) હૃદયમાં નિવાસ કરીને જગત્–કાર્ય કરી રહ્યા છે. કારણ કે પરમહંસદેવના દેહત્યાગ પછી એક દિવસ એવો અદ્‌ભુત દેખાવ તેમણે જોયો હતો કેઃ જાણે પરમહંસદેવ નરેન્દ્રના શરીરમાં પ્રવેશ કરે છે! શ્રીમાતાજી હમેશાં નરેન્દ્રનાથ ઉપર બહુ પ્રેમ રાખતાં. તેમનું સ્મરણ કરતાં અને કહેતાં કેઃ બાળક વન જંગલમાં અનાહાર અને અનિદ્રા સહન કરી અથડાઇ કેટલુંયે કષ્ટ ભોગવતો હશે! તેજ નરેન્દ્રનો આજે પત્ર મળતાં મળતાં તેમને અતિશય આનંદ થયો હતો. પત્ર વાંચી એક વખત એવો વિચાર થયો કેઃ એને વિદેશગમન

કરતાં અટકાવવો. પરંતુ થોડી વાર પછી મનમાં એમ પણ થયું કે: "ના, ના, એમ થવાથી કદાચ ભવિષ્યમાં સુફળ પણ પ્રાપ્ત થાય. પરમહંસદેવજી એના હૃદયમાં નિવાસ કરી રહ્યા છે ત્યાં પછી કોઈ પ્રકારે અનિષ્ટ થવાનો તો સંભવજ નથી." એવા વિચાર કરતાં કરતાં તેમણે એક દિવસ નરેન્દ્ર-નાથના જેવુંજ સ્વપ્ન જોયું. કે: જાણે પરમહંસદેવ સમુદ્રતરંગ ઉપર થઈને પશ્ચિમ દિશામાં પગે ચાલ્યા જાય છે, અને નરેન્દ્રનાથને પોતાની પાછળ પાછળ ગમન કરવાની આજ્ઞા ફરમાવે છે. એ જોઈ માતાજીનું ચિન્તાગ્રસ્ત મન સ્થિર-શાંત થયું હતું. તેઓ મનમાં ને મનમાંજ અતિશય સંતોષ-આનંદ અનુભવવા લાગ્યાં. એટલુંજ નહિં પણ નરેન્દ્રને જગતને છેક છેડે જવા દેવા સંબંધી તેમને હવે શંકા રહી નહિં. તેમણે નરેન્દ્રનાથ (સ્વામીજીને) પોતાનો સ્વપ્ન-વૃત્તાન્ત લખી જણાવ્યો તેમાંજ શુભ આશીર્વાદ દીધા હતા અને સાથે અનેક ઉપદેશ વાક્યો પણ લખ્યાં હતાં.

માતાજીનો પત્ર મળતાંજ સ્વામિજી આનંદમાં આવી જઈ ક્વચિત્ હસતા તો ક્વચિત્ અશ્રુપાત કરતા, તો ક્વચિત્ નૃત્ય પણ કરતા! આનંદનો એવોજ મહિમા છે, આનંદનો આવેગ સમાવવા માટે તેઓ થોડીવાર સુધી પોતાના ઓરડામાં બેસી રહ્યા ત્યાર પછી સમુદ્ર કિનારે ચાલ્યા ગયા અને નિર્જનમાં અનેક વિચાર કરી પોતાના સંકલ્પને વજ્રવત દૃઢ બનાવ્યો. તેમનામાં માત્ર એવાજ વિચાર ઉત્પન્ન થવા લાગ્યા કે: "અહા! બધું નક્કી થયું. માતાજીની પણ ઇચ્છા થઈ કે: મ્હારે વિદેશ ગમન કરવું." સમુદ્ર કિનારેથી તેઓ જ્યારે મન્મથબાબુને ઘેર પાછા ફર્યા ત્યારે તેમના મુખ-મણ્ડલ ઉપર દિવ્યપ્રેમ પ્રકાશી રહ્યો હતો. જાણે એક નિર્મળ શાન્તિની ભાવના તે સ્થળે વિલસી રહી છે. અનેક શિષ્યો તેમના મુખેથી ધર્મોપદેશ શ્રવણ કરવા તલસી રહ્યા હતા પરંતુ તેમણે ઘરમાં પ્રવેશ કરતાં કહ્યું કે: "Yes, now it is the west—The West! Now I am ready. Let us get to work in right earnest. The mother herself has spoken!"

તેમનો અતિશય ઉત્સાહ જોઈ શિષ્યો પણ ઉત્સાહિત બન્યા, ૯૯

ઉઘરાવવા બહાર નિકળી પડયા. અને થોડી વારમાંજ પુષ્કળ દ્રવ્ય લાવી તેમના ચરણમાં અર્પણ કર્યું. ૧–૨ દિવસમાંજ તેમની સમુદ્ર યાત્રાનો સર્વ બન્દોબસ્ત કરવામાં આવ્યો. એ સમયે ખેતડિ મહારાજને પ્રાઇવેટ સેક્રેટરી આવી ઉપસ્થિત થયો. તેણે સર્વ સંકલ્પ ફેરવી નાંખ્યો.

સ્વામિજી છેલ્લે ખેતડિ ગયા હતા તેને આજે બે વર્ષ થઇ ગયાં છે. વાંચકોને યાદ હશે કેઃ ખેતડિ–મહારાજે પુત્ર પ્રાપ્તિ માટે તેમની પ્રાર્થના કરી હતી. સ્વામિજીએ પણ તેમને તે માટે આશીર્વાદ દીધો હતો. હમણાં તે આશીર્વાદ ફલિભૂત થયો હતો. થોડા દિવસ ઉપર ખેતડિરાજ મહિષીના ગર્ભમાંથી એક પુત્ર રત્ને જન્મ આપ્યો હતો. પુત્ર દર્શનથી મહારાજના આનંદનો પાર રહ્યો ન હતો. તેમણે પ્રાઇવેટ સેક્રેટરીને બોલાવી કહ્યું કેઃ "જગમોહન! આ ઉત્સવમાં મ્હારા ગુરૂદેવ–સ્વામિજી પધારે તોજ મ્હારા મનને સંતોષ થાય! તેમની ગેરહાજરીમાં આપણો આનંદ ઉત્સવ વ્યર્થ માનું છું. તમે તુર્તજ મદ્રાસ જઇ સ્વામિજીને બોલાવો." એ આજ્ઞાનુસાર જગમોહનજી મદ્રાસ ગયા. અને શોધ કરતાં સ્વામિજી મન્મથબાબુને ઘેર નિવાસ કરતા હોવાનું જાણી તેઓ સ્વામિજીની મુલાકાતે ત્યાં ગયા. તેમણે બારણે ઉભા રહી નોકરને પૂછ્યું કેઃ "સ્વામિજી કયાં છે?" તેણે ઉત્તર દીધોઃ "સમુદ્ર તરફ ફરવા ગયા છે." જગમોહન નિરાશ થઇ બોલી ઉઠયો કેઃ "શું! તેઓ પશ્ચિમ–દેશ તરફ ઉપડી ગયા છે? શું કહે છે તું?" પરંતુ એટલામાં તો તેમણે મકાનના પશ્ચિમના ઓરડામાં એક ભગવો ઝબ્બો લટકતો જોયો. તેમણે નિશ્ચય કર્યો કેઃ "સ્વામિજી વિદેશ ગયાજ નથી." જગમોહનજી મદ્રાસી ભાષા નહિં જાણતા હોવાથી નોકરના કથનમાં બીજુંજ સમજ્યા. તેણે કહ્યું હતું કેઃ સ્વામિજી સમુદ્ર તરફ ગયા છે અર્થાત્ સમુદ્ર–કિનારે ફરવા ગયા છે. તેને બદલે તેમણે ધાર્યું કેઃ સ્વામિજીએ સમુદ્ર–યાત્રા કરી છે. ગમે તેમ હો, થોડી વારમાંજ એક ગાડી આવી બારણા આગળ ઉભી રહી. તેમાંથી સ્વામિજી નીચે ઉતર્યા. સ્વામિજીને જોઇ જગમોહનજીએ સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કર્યા. સ્વામિજીએ તેમને રાજના કુશળ સમાચાર પૂછ્યા. જગમોહનજીએ તુર્તજ સંક્ષેપમાં પોતાના આગમનનું કારણ નિવેદન

કર્યું. સ્વામિજીએ કહ્યું કે: "સાંભળો જગમોહનજી ! તા. ૩૧ મી મેને દિવસે મ્હારે અમેરિકાના પ્રવાસે જવાનું નક્કી થયું છે. હમણાં તેનીજ સર્વ તૈયારી કરી રહ્યો છું. એવી સ્થિતિમાં મહારાજા સાથે મુલાકાત કરવાનો સમય ક્યાં છે?" પરંતુ જગમોહને તે તરફ લક્ષ્ય આપ્યું નહિ. સ્વામિભક્ત સેવકે તો અતિ આગ્રહપૂર્વક વિનતી કરી કે: "સ્વામિજી! માત્ર એકજ દિવસને માટે પણ આપ ખેતડિ પધારો. આપ નહિ પધારો તો મહારાજના મનમાં અતિશય કષ્ટ થશે. પુત્રોત્સવમાં ભાગ્યેજ તેઓ ભાગ લેશે. આપની ગેરહાજરીમાં સર્વ વ્યર્થ થશે. અમેરિકા પ્રયાણુ કરવાની તૈયારી કરી રહ્યા છો તે સંબંધી નિશ્ચિત રહેશો. મહારાજા સાહેબ પોતેજ એ સંબંધી યોગ્ય બંદોબસ્ત કરશે. આપ કૃપા કરી મ્હારી સાથે પધારો. જગમોહનજીના અતિ આગ્રહથી સ્વામિજી તુર્તજ ખેતડિ પધાર્યા. તેમણે નિશ્ચય કર્યો કે: હવે આ તરફ નહિ આવતાં ખેતડિથી મુંબઇને માર્ગે સ્ટીમરમાં પ્રયાણુ કરીશું. સ્વામિજી ખેતડિ જઈ પહોંચ્યા. મદ્રાસી શિષ્યોએ તેમને અતિ દુઃખિત અંતઃકરણે વિદાય કર્યા.

જ્યારે તેઓ ખેતડિ પહોંચ્યા ત્યારે સંન્ધ્યા સમય થયો હતો. રાજમહેલ સેંકડો દીપમાળાઓ વડે પ્રકાશિત થઇ રહ્યો હતો. ચારે દિશામાં નાના પ્રકારનાં ઉત્સવ ચિહ્ન પ્રત્યક્ષ થતાં હતાં. ત્રણુ ચાર દિવસથી ઉત્સવનો આરંભ થયો છે. અનેક આમંત્રિત રાજા અને દિવાનો ઉત્સવમાં ભાગ લઇને સ્વસ્થાને પાછા ફર્યા છે. તેમ છતાં હજી સર્વત્ર અપૂર્વ શોભા હોવાથી સર્વ શોભાયમાન થઇ રહ્યું છે. નૃત્ય ગીત વાદ્યને લીધે મ્હોટો કોલાહલ થઇ રહ્યો છે. સર્વ મનુષ્યો આનંદ પ્રવાહમાં સ્નાન કરી રહ્યાં છે.*

સ્વામિજી અને જગમોહનલાલ ગાડીમાંથી રાજમહેલના દરવાજા

---

* ખેતડિ જતાં માર્ગમાં આબુરોડના સ્ટેશન ઉપર–ઘણા દિવસ પછી–સ્વામિજી સાથે સ્વામી બ્રહ્માનન્દ અને તુરીયાનન્દનો સમાગમ થયો હતો. તેઓ એ સમયે પરિવ્રાજક વેશમાં ભ્રમણ કરતા હતા. એમને સ્વામિજીએ કહ્યું હતું કે: "ધર્મ અથવા કર્મમાંનું કંઇ પણ સમજી શકું કે નહિ. તો પણ દરિદ્ર, પતિત, અને અજ્ઞાન નરનારીઓની દુઃખી સ્થિતિ નજરે જોઈ મ્હારૂં હૃદય અતિશય કષ્ટ પામે છે."

આગળ ઉતર્યા તેજ ક્ષણે પહેરેગીર સિપાહીયોએ હથિયાર ઉંચા કરી તેમને માન આપ્યું. મહારાજા તે સમયે અનેક રાજઅતિથિ, કુટુમ્બીજનો અને અમાત્યાદિ સહિત, પત્ર, પુષ્પ, ફળ અને મણિમુક્તા શોભિત સુદ્રષ્ય રાજ-નૌકામાં બેસી જળ વિહાર કરી રહ્યા હતા. ગુરૂદેવનું આગમન જાણી તુર્તજ ઉતાવળે પગલે રાજમહેલમાં આવી તેમણે તેમના ચરણમાં દણ્ડવત્ પ્રણામ કર્યા. અન્ય મનુષ્યોએ ઉભાં ઉભાંજ મસ્તક નમાવી સ્વામિજીને વંદન કર્યું. સ્વામિજીએ સ્વસ્તિ વાકયોચ્ચાર કરી રાજાનો હાથ ઝાલી ઉભા કર્યા. ગવૈયાઓ સ્તુતિગાન કરવા લાગ્યા. સ્વામિજીને માટે એક ખાસ આસન બનાવ્યું હતું. તેના ઉપર તેઓ બિરાજ્યા એટલે મહારાજાએ પોતાના પરોણાઓ સાથે તેમની ઓળખાણ કરાવી અને સાથે સાથે સનાતન ધર્મના પ્રચાર માટે તેઓ પાશ્ચાત્ય દેશ તરફ સત્વર પ્રયાણ કરવાના છે એ પણ સર્વને જણાવી દીધું. એ સાંભળી સભામાં હાજર રહેલા સર્વે સજ્જનોએ સ્વામિજીને અનેક ધન્યવાદ આપ્યા. ત્યારપછી સ્વામિજીનો શુભ આશીર્વાદ અપાવવા માટે બાળક રાજકુમારને સભામાં લાવવામાં આવ્યો. સ્વામિજીએ તેને મસ્તકે હાથ મૂકી કલ્યાણ વાક્યનો ઉચ્ચાર કર્યો. તેજ ક્ષણે ચારે દિશામાંથી આનન્દનો ધ્વનિ થયો. ત્યાર પછી સ્વામિજી, મહારાજા અને હાજર રહેલા રાજાઓ સાથે વાર્તાલાપમાં ગુંથાયા. તે દિવસે રાજગુરૂના આગમનથી સમગ્ર ખેતડિ રાજ્યમાં જે આનન્દનો પ્રવાહ વહન થઈ રહ્યો હતો તેનું વર્ણન થવું અશક્ય છે.

કેટલાક દિવસ પછી, મુંબઈ જઇ સમુદ્રયાત્રાનો બંદોબસ્ત કરવા માટે સ્વામિજીએ મહારાજ પાસે રજા માંગી. અનેક દિવસ પછી સ્વામિજીનાં દર્શન થવાથી મહારાજને અતિશય આનંદ થયો હતો. તેમને થોડા દિવસમાંજ પુનઃ વિદાય થતાં જોઇ મહારાજે દુઃખિત હૃદયે કહ્યું કે: "સ્વામિજી મહારાજ! આપને રજા આપતાં મ્હારૂં હૃદય જાણે ચૂર્ણ વિચૂર્ણ થઇ જાય છે. શું કરૂં? પરંતુ હું વિધાતાની વિરૂદ્ધ થવા મ્હાતો નથી. હું જયપુર સુધી આપની સાથે આવીશ." સ્વામિજીએ તેમ કરવાની ના પાડી ત્યારે મહારાજે પુનઃ કહ્યું કે: "અતિથિને વિદાય કરતી વખતે અંતે રાજ્યની

સીમા પર્યંત તો મ્હારે આવવુંજ જોઇએ." સ્વામિજી હવે વિશેષ શું કહી શકે? મહારાજ અને જગમોહનલાલે રાજકીય બળદગાડીમાં જયપુર પર્યંત સ્વામિજી સાથે ગમન કર્યું. પછીથી જગમોહનલાલે સ્વામિજી સાથે મુંબઇ જવાની આજ્ઞા ફરમાવી. સ્વામિજીના ખર્ચ માટે જોઇએ તેટલું દ્રવ્ય તેમને આપ્યું અને સમુદ્ર-યાત્રા માટે જે જે વસ્તુની આવશ્યકતા હોય તે સર્વનો યોગ્ય બન્દોબસ્ત કરવાનો આદેશ કર્યો. જયપુરથી સ્વામિજી ટ્રેનમાં બેઠા. તેમને ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં બેસાડી પ્રણામ કર્યા પછી મહારાજે રજા માગી. ધન્ય એ ગુરૂ અને ધન્ય એ શિષ્ય!

આબુરોડના સ્ટેશને ઉતરી સ્વામિજીએ રાત્રિનો સમય એક રેલ્વે કર્મચારીના નિવાસ સ્થાનમાં વ્યતીત કર્યો હતો. પૂર્વે એ સદ્દગૃહસ્થને ઘેર કેટલાક દિવસ સ્વામિજીએ વિતાડ્યા હતા, અને તેનો નિઃસ્વાર્થ વ્યવહાર જોઈ સ્વામિજી સંતુષ્ટ થયા હતા. એ સ્ટેશન ઉપર પુનઃ ગાડીમાં બેસતાં નિમ્ન લિખિત એક અપ્રીતિકર બનાવ બન્યો હતો:—

સ્વામિજીનો એક બંગાલી ભક્ત તેમની સાથે ગાડીમાં બેઠો બેઠો વાર્તાલાપ કરી રહ્યો હતો. એટલામાં એક શ્વેતાંગ રેલ્વે અમલદારે આવી તે ગૃહસ્થને ગાડીમાંથી ઉતરી જવાની આજ્ઞા કરી. સદ્દગૃહસ્થ તો વાતો જ કર્યા કરતો હતો, તેણે સાહેબની આજ્ઞા પાલન કરી નહિ. એ જોઇ સાહેબનો મિજાજ ગરમ થઇ ગયો. તેણે રેલ્વે કાયદાની કલમ કહી સંભળાવી. પુનઃ તેને નીચે ઉતરવા આગ્રહ કર્યો. સદ્દગૃહસ્થ પણ રેલ્વે અમલદાર હતો. તે પણ રેલ્વેના કાયદાથી વાકેફ હતો. તેણે કહ્યું: એવો કોઇ પણ કાયદો નથી કે જેથી હું ઉતરી પડવા બંધાયલો હોઉં. એ સાંભળી સાહેબ વિશેષ ઉશ્કેરાઇ ગયો. અન્તે બન્ને વચ્ચે મ્હોટો ઝઘડો થયો. સ્વામિજી પોતાના ભક્તને પુનઃ પુનઃ ઝઘડો કરતાં અટકાવવા છતાં તે ગરમ થતો હોવાથી તેને શાન્ત પાડવાનો યત્ન કરતા. એટલામાં સાહેબે સ્વામિજીને કહ્યું કે: "તૂમ્ કાહેકો બીચમે બાત કરતે હો." એમ કહી ધમકી આપી, તેમને ભગવાં વસ્ત્રધારી સામાન્ય સન્યાસી સમજીને જ સાહેબે ધમકાવ્યા હતા. કારણ કે રેલ્વેમાં એવા અનેક સાધુ સન્યાસીઓ પ્રવાસ

કરતા હોય છે અને એવા લોકોની બે લાત મુક્કી ખાઇને તેઓ ગુપચુપ ચાલ્યા જાય છે. પરંતુ તુર્તજ સાહેબનો ભ્રમ ભાંગી ગયો. તેણે જોયું કેઃ આ વખત તે કઠિન વિપત્તિમાં પડ્યો છે. સાહેબનો અસભ્ય શબ્દોચ્ચાર સાંભળી સ્વામિજી રાતાં ચોળ નેત્રો કરી તીવ્ર સ્વરે બોલ્યા કેઃ "તમે તુમ્ કોને કહો છો? ફર્સ્ટ અને સેકન્ડ ક્લાસના પ્રવાસીઓ જોડે વાત કરો છો પણ કેવી સભ્યતાથી બોલવું તે આવડતું નથી?" શું તમે ને બદલે "આપ" બોલી શકતા નથી?" (What do you mean by તુમ્? Can't you behave properly? You are attending to first and second class passengers and yet do not know manners! Can't you say આપ? Speak like a gentleman. ટિકિટ કલેક્ટર તેમની મૂર્તિ જોતાં અને તીવ્ર તિરસ્કાર સાંભળતાં જ સ્તબ્ધ થઇ ગયો. તેણે કહ્યુંઃ "ગેરવ્યાજબી થયું છે. હું એ (હિંદી) ભાષા બરાબર જાણતો નથી. I am sorry, I don't know the language well. I only wanted this man." સ્વામિજીથી એ પણ સહન થઇ શક્યું નહિ. તેમણે ઉચ્ચ સ્વરે કહ્યુંઃ "તમે કહ્યું કેઃ હું દેશી ભાષા બરાબર જાણતો નથી પરંતુ તમે તમારી પોતાની ભાષા પણ બરાબર જાણતા હો એમ જણાતું નથી, "લોક" (Man) એટલે શું? શું તમે એમને "ગૃહસ્થ" Gentleman કહી શકો નહિં કે? તમારૂં નામ, નંબર કહો. હું તમારી વર્તણુક સંબંધી તમારા ઉપરી અધિકારીને જણાવીશ. (Sir, just now you said you did not know the vernacular, now I see you don't know even your own language. Can't you say this gentleman? Give me your name and numbe.r. I shall report your behaviour to the authorities.) આ વખતે મ્હોટું ધાંધલ મચી ગયું. સાહેબે જોયું કે; હવે નિરૂપાય છે, ચારે તરફ ઘણા લોકોનો જમાવ થઈ ગયો હતો. તેથી જ તે વાત ભૂલાવવાનો યત્ન કરવા લાગ્યો. પણ સ્વામિજી તેને છોડે એવા નહતા. તેમણે કહ્યુંઃ "છેવટ કહું છું કે

તમારૂં નામ, નમ્બર કહો નહિં તો ભલે લોકોને જોવા દો કે જગતમાં તમારા જેવો કાયર પુરૂપ બીજો નથી." (I give you the last alternative, either give me your name and number or be the worst coward before the public.) એ સાંભળી સાહેબ મસ્તક નીચું નમાવી ત્યાંથી ચાલતો થયો. ગાડી ઉપડી ગઇ. સ્વામિજીએ જગમોહનલાલને કહ્યું કેઃ "યુરોપિયનો સાથે વ્યવહાર કરતી વખતે આપણે કેવી રીતે વર્તવું તે જોવું જોઇએ. આ પ્રમાણે Self respect. (આત્મ સમ્માન જ્ઞાન.) આપણે કોણ છીએ અને કેવા દરજ્જાના છીએ તેના જ્ઞાન વગર ગમે તેવી વર્તણુક ચલાવીયે છીએ તેથી જ એ લોકો આપણી ડોકી ઉપર ચઢી બેસે છે. પારકા માણસો સાથે પોતાનું માન જાળવી રાખવાની આવસ્યકતા છે. તેમ ન કરીએ તો તેઓ આપણને તુચ્છ-કનિષ્ટ સમજી આપણું અપમાન કરે છે. એમ થવાથી કુનીતિને ઉત્તેજન આપવા જેવું થાય છે. કેળવણી અને સભ્યતામાં હિંદુઓ જગતની કોઇ પણ જાતિ કરતાં હીણ નથી. તેઓ (હિન્દુઓ) પોતાને હીણ માની લે છે, માટે જ એકાદ સામાન્ય પરદેશી (Third rate foreigner) પણ આપણને લાત ઝાડુ મારે છે અને આપણે ચુપચુપ તેનો માર સહન કરીએ છીએ."

સ્વામિજી જગમોહન સહિત મુંબઇ આવી પહોંચ્યા. સ્ટેશન ઉપર ઉતરતાં જ આલાસિંગા પેરૂમલની મુલાકાત થઇ. ભક્ત પ્રવર આલાસિંગા તેમનાં દર્શન કરવા અને પ્રવાસ સફળ ઇચ્છવા ઠેઠ મદ્રાસથી મુંબઇ આવી વાટ જોઇ રહ્યો હતો. ખેતડિરાજે જગમોહનને વારંવાર વિશેષ આગ્રહપૂર્વક કહ્યું હતું કેઃ "યાદ રાખજો કે સ્વામિજીને કોઇ પણ પ્રકારની અગવડ ન પડે." રાજ આજ્ઞાનુસાર જગમોહનલાલે સ્વામિજીને સાથે લઇ શહેરની સર્વોત્કૃષ્ટ દુકાનોમાં ફરી વળી નાના પ્રકારની વસ્તુઓ ખરીદવા માંડી હતી. ઝબ્બા અને પાઘડીને માટે ઉંચું રેશમી વસ્ત્ર અને પોપાક વગેરે ખરીદતાં જોઇ સ્વામિજીએ જગમોહનને વારંવાર રોકાયો હતો. તેમણે કહ્યું હતું કેઃ "ગમે તેવા પ્રકારનાં ભગવાં વસ્ત્ર હશે તો પણ ચાલશે. અમે સાધુ. અમારે કાંઇ રૂપ જોવાં નથી." પરંતુ જગમોહને તેમની નિષેધ આજ્ઞા

સાંભળી નહિ. સ્વામિજીને ઉચ્ચ પ્રકારનાં રાજકીય વસ્ત્રાભૂષણમાં સજ્જ કર્યા અને પુષ્કળ દ્રવ્યાદિ આપ્યું. પી. એન્ડ ઓ. કમ્પનીની પેનિનશ્યુલર નામક સ્ટીમરની ફર્સ્ટ ક્લાસની એક ટિકિટ ખરીદી લાવ્યા. અને પ્રેમપૂર્વક નમન કરી સ્વામિજીને કહ્યું કેઃ "આપ રાજગુરૂ છો. રાજગુરૂને ઉચિત વેશમાં જ આપ પ્રવાસ કરો."

અંતે ઇ. સ. ૧૮૯૩ ની તા. ૩૧ મી મે આવી પહોંચી. એ દિવસેજ સ્ટીમર ઉપાડવાની હતી. સ્વદેશ અને સ્વજનનો ત્યાગ કરી વિશાળ સમુદ્રનું ઉલંઘન કરતાં પહેલાં મનુષ્ય મનની સ્થિતિ કેવી થાય છે તેનો સ્વામિજીને આ પૂર્વે કદી પણ અનુભવ થયો નહતો. આ વખતે તે સ્થિતિનો નસે નસમાં–મન પ્રાણમાં–અનુભવ થયો. મિત્ર, શિષ્ય તથા ગુરૂબંધુઓના આગ્રહથી ભગવો રેશમી ઝભ્ભો અને ભગવો ફેંટો પહેરી તેઓ સ્ટીમર ઉપર ચઢયા. એ પહેરવેશ જોઈ સ્વામિજી જાણે કોઇ રાજવંશી પુરૂષ ન હોય તેવો જ ભાસ થતો. આ સમયે તેમનું અંતઃકરણ અન્ય ચિન્તાનળ વડે દગ્ધ અને વિવિધ વિચારોવડે આંદોલિત થઇ રહ્યું હતું. સર્વના હૃદયમાં એક પ્રકારની ગુપ્ત વેદના થઈ રહી હતી. પ્રિયજનનો વિયોગ થવાને સમયે એક બીજાનાં અંતઃકરણ પરસ્પર આકર્ષણ કરે છે. જગમોહનજી અને આલાસિંગા, સ્ટીમર ઉપર ચઢવાની નિસરણી પર્યંત તેમની સાથે સાથે ગયા હતા. અને સ્ટીમર ઉપડવાની તૈયારી થઇ ત્યાં સુધી તેમણે સ્વામિજી સાથે વાર્તાલાપ કર્યો હતો. ત્યાર પછી સ્ટીમર ઉપડવાનો ઘન્ટ વાગ્યો. તે સાથે જ સર્વના પ્રાણમાં જાણે આઘાત થવા લાગ્યો. હૃદયનાં દ્વાર ભેદીને અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. જગમોહન અને આલાસિંગાએ સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કરી સ્વામિજીના ચરણની રજ મસ્તકે ચઢાવી, પછી તેઓ ઉતરેલે ચ્હેરે સ્ટીમર ઉપરથી ઊતરી પડયા! સ્ટીમર ઊપડી ગઇ.

સ્વામિજી ડેક ઊપર ઊભા રહી જ્યાં સુધી દ્રષ્ટિ પહોંચી ત્યાં સુધી તેમની સ્હામે જોઇ આશીર્વાદ દેવા લાગ્યા. ત્યાર પછી વ્યાકુળ હૃદયે પરમહંસદેવ, શ્રી માતાજી, વરાહનગરનો મઠ, અને ગુરૂબંધુઓ સંબંધી વિચાર કરતા ધીમે ધીમે સમગ્ર દેશ, દેશીય ધર્મ, સભ્યતા, પ્રાચીન મહત્વ, વર્ત-

માન દુઃખ ઇત્યાદિ અનેક પ્રકારના વિચારોમાં નિમગ્ન થયા. તેમનાં બન્ને નેત્રો અશ્રુજળથી છલકાઇ ગયાં.

તેમનું નામ વિવેકાનન્દ પડ્યું હતુ તે તેમના ગુરૂબંધુઓ જાણતા ન હતા. કારણ કે, સ્વામિજીએ અમેરિકા–યાત્રા કરતાં પહેલાં થોડા દિવસ આગમચજ એ નામ ધારણ કર્યું હતું. અત્યાર પહેલાં પરિચિત મનુષ્યોના સમાગમથી દૂર રહેવાની ધારણાથી તેમણે પોતાનાં નામમાં અનેક ફેરફારો કર્યાં હતાં. કવચિત્ તેઓ પોતાને "વિવિદિષાનન્દ" કવચિત્ "સચ્ચિદાનન્દ" અને કવચિત્ અન્ય કોઇ નામ ધારણ કરી પરિચય આપતા. અન્તે ખેતડિના મહારાજાના આગ્રહથી સ્વામિજીએ "વિવેકાનન્દ" નામ કાયમ રાખ્યું હતું.

# तृतीय खण्ड.

## समुद्र यात्रा.

સ્ટીમરમાં બેઠા પછી સ્વામિજી પ્રથમ તો પોતાની વસ્તુઓને લીધે મ્હોટી ગુંચવણમાં પડયા. લંગોટી–કૌપીન–માત્ર સાથે રાખનાર સન્યાસીને ટ્રંક, પોર્ટમેન્ટો, પથારી, ચાદર વગેરે વસ્તુઓની સંભાળ રાખવી એ એક પ્રકારે અસહ્ય થઇ પડયું! પરંતુ પછીથી તે સંભાળવાનો તેમને અભ્યાસ થઇ ગયો અને બે ચાર દિવસમાંજ અન્ય પ્રવાસીઓ સાથે પરિચય કરી લીધો. સર્વ પ્રવાસીઓ, ઉજ્જવળ વદન, ભગવાં વસ્ત્રધારી, મૃગેન્દ્ર સમાન વિચરણશીલ બંગાળી સન્યાસીને પ્રેમપૂર્વક નિહાળવા લાગ્યા. કૅપ્ટન સાહેબ પણ પ્રસંગોપાત તેમની પાસે આવી વાર્તાલાપ કરતા. એન્જિનના સાંચાઓથી તે સ્ટીમરનાં પ્રત્યેક સ્થાન અને પ્રત્યેક વિષય તેમને યત્નપૂર્વક બતાવતા અને તે સંબંધી અગત્યનો ખુલાસો કરતા. પ્રવાસીઓમાં લગભગ બધાજ ભિન્ન દેશ નિવાસી હતા.

સર્વ સજ્જનો સાથે કેવી નીતિથી વર્તવું તે સ્વામિજી પ્રથમ તો સમજી ન શકયા પરંતુ તેમના આચાર વિચાર જોઇ જાણીને તેઓ તુર્તજ તેનો મર્મ સમજી શક્યા હતા. કેટલાક પ્રવાસીઓ સાથે તેમને મિત્રતા બંધાઈ હતી. તેમાં કેટલાક જર્મનો પણ હતા.

એક અઠવાડિયામાં સ્ટીમર કોલમ્બો બંદરે પહોંચી અને સમસ્ત દિવસ ત્યાંજ થોભી. એ સુયોગ જોઇ સ્વામિજી સ્ટીમર ઉપરથી ઉતરી શહેર જોવા ગયા. ફરતાં ફરતાં એક બૌદ્ધ મંદિરમાં ઉપસ્થિત થયા. તે સ્થળે બુદ્ધદેવની પુષ્કળ મુર્તિયોમાંથી નિર્વાણ—પ્રાપ્તિ સમયની એક વિરાટ અર્ધશયન કરી રહેલી મૂર્તિ ઉપર તેમને બહુ પ્રેમ ઉત્પન્ન થયો હતો. તેમણે મન્દિરના પુરોહિતો સાથે વાર્તાલાપ કરવાનો યત્ન કર્યો, પરંતુ તેઓ સિંઘી ભાષા સિવાય અન્ય કોઇ ભાષા જાણતા નહતા તેથી યત્ન પડતો મુકયો. સિંહલ દેશી બૌદ્ધ ધર્મનું કેન્દ્ર કાન્દી શહેર કોલમ્બોથી ૮૦ મૈલ દૂર હતું. ત્યાં જવાની સ્વામિજીની ઇચ્છા હતી, પરંતુ સમય અલ્પ હોવાથી ત્યાં જઇ શકાયું નહિ. તેમણે જોયું કેઃ પુરોહિત સમ્પ્રદાય સિવાય સિંહલદેશીય સર્વ બૌદ્ધ—સ્ત્રી—પુરૂષો ગૃહસ્થો મત્સ્ય માંસનો આહાર કરે છે અને તેમનો પહેરવેશ તથા આકૃતિ મદ્રાસીના જેવાંજ છે. તેઓ તેમની ભાષા કિંચિત્ અંશે પણ સમજી શકયા નહિ તેમ છતાં તેમના ઉચ્ચાર સાંભળી એ ભાષા તામિલ ભાષાના જેવીજ હોય એમ જણાયું હતું.

ત્યાંથી ઉપડેલી સ્ટીમર, મલાયાની રાજધાની પિનાંગ જઇને થોભી હતી. પિનાંગ અતિ ક્ષુદ્ર શહેર છે ખરૂં પરંતુ અતિશય સ્વચ્છ અને સુન્દર છે. સર્વ મલય નિવાસીયો મુસલમાન જાતીય છે. પ્રાચીનકાળમાં તેઓ વિખ્યાત જળદસ્યુ ( લુંટારા ) હતા અને વ્યાપારીઓને ભય પમાડતા હતા. પરંતુ વર્તમાન સમયની લડાયક સ્ટીમરોમાંની મ્હોટી મ્હોટી તોપોના ભયથી તેઓ લુટારૂ વૃત્તિનો ત્યાગ કરી અતિશય શાન્તિમાં જીવન નિર્ગમન કરી રહ્યા છે.

પિનાંગથી સિંગાપુર જતાં કેપ્ટન સાહેબે આંગળીવડે સુમાત્રા દ્વિપનાં ઉચ્ચ પર્વત—શિખરો બતાવ્યાં અને કહ્યું કેઃ પૂર્વે એ સ્થળોમાં ચાચીયા—

લૂંટારા લોકોના અખાડા હતા. સિંગાપુર પહોંચતાજ સ્વામિજી બોટેનિકલ ગાર્ડન જોવા ગયા. ત્યાં નાના પ્રકારનાં તાલજાતીય વૃક્ષ ( Palm ) અને પાન્યપાદપ ( Trawellers Palm ) પુષ્કળ પ્રમાણમાં જોવામાં આવ્યાં. વળી એક બીજા પ્રકારનાં વૃક્ષ સર્વત્ર જોવામાં આવ્યાં. તેના ફળમાંથી રોટલીના જેવો ખાદ્ય પદાર્થ પ્રસ્તુત થાય છે. અંગ્રેજીમાં એને ( Bread-fruit-tree ) રોટલી-ફળનાં વૃક્ષ કહે છે. ભારતવર્ષના આમ્રવૃક્ષની પેઠે આ સ્થળે "મેંગોષ્ટિન" ફળ પુષ્કળ પ્રમાણમાં જન્મે છે. પણ સ્વામિજી કહેતા કેઃ આંબા સાથે તેમની તુલના થઇ શકે એમ નથી. આ સ્થળ પણ મદ્રાસની પેઠે વિષુવવૃત્તની નજીક છે. પરંતુ આ સ્થળમા નિવાસ કરતાં મનુષ્યો મદ્રાસીઓ કરતાં વિશેષ શ્વેત રંગના છે. સિંગાપુરમાં એક ચિત્ર-શાળા અને મ્યુઝિયમ છે. આ સ્થળમાં રહેતા યુરોપિઅન સંસ્થાનિકોના ચરિત્રનું મુખ્ય અંગ મદ્યપાનદોષ અને લામ્પટ્ય-વ્યભિચાર જોવામાં આવેછે.

ત્યારપછી સ્ટીમર હોંગકોંગ બંદરે પહોંચી. સ્વામિજીએ એનું જે વર્ણન કર્યું છે તેનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

"હોંગકોંગમાં આવતાંજ જાણે ચીનમાં આવ્યા હોઇએ તેવું ભાન થાય છે. ચીનની ભાવના આ સ્થળેથીજ વિશેષરૂપે થાય છે. સર્વ કાર્ય, વ્યવસાય-વાણિજ્ય ચીના લોકોના હાથમાં જોવામાં આવે છે. સ્ટીમર, કિનારા ઉપર લંગર નાંખે છે તેજ ક્ષણે સેંકડો ચીનાઓ હોડીયો લાવી ઉતારૂઓને કિનારે લઇ જવા સર્વને ઘેરી વળે છે. એ હોડીયોમાં એક ખુબી હોય છે. પ્રત્યેક હોડીમાં બે ખણ્ડ હોય છે. એકમાં ખલાસીઓ કુટુંબ સહિત નિવાસ કરે છે. હોડીમાં ચાટવા હલાવવા માટે ખલાસીયોની સ્રીયોજ બેસે છે અને એક ચાટવો હાથદ્વારા અને અન્ય ચાટવો પગદ્વારા ચલાવે છે. વળી અનેક સમયે તેની પીઠ ઉપર ધાવણું બાળક બાંધેલું જોવામાં આવે છે છતાં તેના હાથ પગ તો કામ કરતા જ હોય છે. એ જોવાની બહુ મજાહ પડતી. ચીનાઇ બાળકો માતાની પીઠે સારી પેઠે હાથ પગ હલાવી રહ્યું હોય છે અને તેની માતા સર્વ શક્તિનો વ્યય કરી હોડી ચલાવી રહી હોય છે; ભારે વજનનાં ગાંસડા ઉંચકી રહી હોય છે,—અને

ત્વરિત ગતિયે એક હોડીમાંથી બીજી હોડીમાં કૂદતી ચાલી જતી હોય છે. હોડીયો અને સ્ટીમરની એટલી મ્હોટી ભીંડ હોય છે કે પ્રત્યેક ક્ષણે જરા અથડાતાં જ ચીનાઇ બાળકનું મસ્તક તદ્દન ચુર્ણ થઇ જવાનો સમ્ભવ હોય છે. પરંતુ બાળક તે તરફ કિંચિત્ પણ લક્ષ્ય આપતું નથી. તે માતાના મહાન્ વ્યાકુળ કર્મ જીવનની ખબર પણ રાખતું નથી. કર્મોન્મત્ત માતા કોઇ કોઇ વખત તેને રોટલીના એક બે કટકા આપે છે. તેના રસાસ્વાદમાં જ બાળક આનંદ મગ્ન હોય છે.

ચીનાઈ બાળકને દાર્શનિક કહીએ તો ખોટું નથી. કારણ કે આપણા દેશનાં બાળકો ઘુંટણીયે ચાલતાં શીખતાં નથી તેટલી વયમાં તો તેઓ દિવ્ય કામકાજ કરવાના યત્નમાં ફરતાં હોય છે. તંગી એ શી વસ્તુ છે તે એટલી વયમાંજ તેને સમજાઇ જાય છે. ચીન અને ભારત નિવાસીયો સભ્યતાના સોપાન ઉપર એક પગલું પણ ચઢી શકતા નથી. તેનું મુખ્ય કારણ માત્ર દરિદ્રતાજ છે. નિત્ય દારિદ્ર અને તંગીમાં કચડાવાથી તેઓને કોઇ પણ વિષય ઉપર કલ્પના દોડાવવાનો અવસરજ પ્રાપ્ત થતો નથી.

હૉંગકૉંગ એ અતિ સુંદર શહેર છે. કેટલુંક પર્વતની બાજૂમાં અને કેટલુંક પર્વતના ઉપલા વિભાગમાં વસેલું છે. પર્વતનો ઉપલો વિભાગ અતિ સુશીતલ હોય છે. પહાડ ઉપર છાતીભેર ટ્રામ ચઢે છે, તે વરાળ તથા તારનાં દોરડાની સહાયતાથી ચાલે છે.

અમે હૉંગકૉંગમાં ત્રણ દિવસ રહ્યા ત્યાંથી કેન્ટોન જોવા ગયા. હૉંગકૉંગથી એક નદીના મૂળ તરફ ૮૦ મૈલ દૂર કેન્ટોન આવેલું છે. નદીનો પટ એટલો બધો પહોળો છે કેઃ તેમાં મ્હોટી મ્હોટી સ્ટીમરો ફરી શકે છે. અનેક ચીનાઇ સ્ટીમરો હૉંગકૉંગ અને કેન્ટોન વચ્ચે આવજા કરે છે. અમે સાંજે એક સ્ટીમરમાં બેસી બીજે દિવસે પ્રાતઃસમયે કેન્ટોન પહોંચ્યા હતા. અહા! કેવો કોલાહલ! કેટલી ધામધૂમ! કેવો જીવન–વ્યાપાર! નૌકામાં ભીડ કેટલી! જળ તો જાણે સર્વત્ર છવાઇ ગયું હતું.

આ કાંઇ માત્ર માલ અને પ્રવાસીજનોને લઇ જવાની નૌકા નહતી. ત્યાં હજારો નૌકાઓ હતી. એમાં ઘરની પેઠે નિવાસ કરવા જેવી પ્રત્યેક

સગવડ હોય છે. તેમાંની કેટલીક તો ઘણી મ્હોટી અને અતિ સુન્દર. વાસ્તવિક કહેતાં જાણે તે બે અને ત્રણ માળનાં ઘર જેવીજ હોય છે. વળી ચારે બાજુએ કઠેરો બાંધી લીધેલો હોય છે. મકાન જેવી નૌકાઓ જળમાં તરતી હોય છે અને તેમાં થઇને જવા આવવાનો આરપાર રસ્તો પડેલો હોય છે.

"અમે જે સ્થળે ઉતર્યા તે સ્થાન ચીનાઇ ગવર્નમેન્ટે વિદેશી લોકોના નિવાસ સ્થાન માટે સ્થાપ્યું હતું. અમારી ચારે દિશામાં, નદીના બન્ને કિનારા ઉપર અનેક મૈલ પર્યંત બૃહત જળનગરી વસી રહી હતી. જાણે એક મ્હોટું શહેરજ. એ સ્થાનમાં અસંખ્ય મનુષ્યો નિવાસ કરી રહ્યાં છે. જીવન-સંગ્રામમાં એક મનુષ્ય બીજા મનુષ્યને ધક્કો મારી ફેંકી દઇ ચાલતો થાય છે, અને જીવતોડ પ્રયત્નદ્વારા જીવન-સંગ્રામમાં જય પ્રાપ્ત કરવા ઇચ્છે છે. મહાન્ કોલાહલ ! મહાન્ ઘોંઘાટ ! મહાન્ વ્યાકુળતા ! પરંતુ આ સ્થળના નિવાસીજનો ગમે તેટલા હોય, આ સ્થાનની કર્મ પ્રવિણતા ગમે તેટલી હોય પણ મ્હેં તો એના જેવું ગંદુ શહેર બીજું કોઇ પણ જોયું નહિ. તેમ છતાં ભારતવર્ષનાં કોઇ પણ શહેરને ગંદુ કહેતાં તેની સ્થિતિનું જે ભાન થાય છે તે હિસાબે નહિ. કારણ કે ચીના લોકો તો જરા જેટલી દુર્ગંધને પણ નિરર્થક જવા દેતા નથી ! ચીના લોકોના શરીરમાંથી જે વિષમ દુર્ગંધ ઉડે છે તે સંબંધી હું કથન કરી રહ્યો છું. જાણે તેમણે પ્રતિજ્ઞા જ કરી છે કે: અમારે કદી પણ સ્નાન કરવું જ નહિ ! પ્રત્યેક ઘર જાણે એક એક દુકાન જ જોઇ લેવી. ઘરનો માલિક માળ ઉપર નિવાસ કરે છે. રસ્તા એટલા બધા સાંકડા કે ચાલવા જતાં જ બન્ને બાજુની દુકાનોએ શરીર અથડાય. દશ ડગલાં ચાલતાં તો માંસની દુકાન નજરે પડેજ. કુતરાં બિલાડાંનું માસ વેચાતું હોય એવી પણ દુકાનો છે. ઘણાં ગરીબ માણસો હોય તેજ માત્ર તેનો ઉપયોગ કરે છે.

"આર્યાવર્તમાં હિંદુ મહિલાઓ પર્દામાં રહે છે-ઘૂમટો તાણે છે, જેથી તેને કોઇ જોઇ શકે નહિ, તેજ પ્રમાણે ચીનાઇ મહિલાઓ પણ પર્દાનશિન હોય છે. મજુર લોકોની સ્ત્રીયો અન્ય મનુષ્યોની નજરે જોવામાં આવે છે. એ લોકોની કોઇ કોઇ સ્ત્રીયોના પગ આપણા દેશના ન્હાનાં બાળક જેવા

ક્ષુદ્ર જોવામાં આવે છે. તેઓ પગે ચાલે છે એમ કહી શકાય નહિ. તેઓ તો થપ થપ કરતી ઉતાવળી કુદકા મારે છે એમજ કહેવું ઉચિત છે."

કૅન્ટોનમાં સ્વામિજીએ કેટલાંક ચીના–મંદિર જોયાં હતાં. તેમાં જે સૌથી વિશાળ જણાતું તે પ્રથમ બૌદ્ધ–સમ્રાટના સ્મરણમાં બંધાયું છે. મન્દિરમાં પ્રવેશ કરતાંજ મધ્ય સ્થળે બુદ્ધદેવની એક ચમત્કારિક ધ્યાન–નિમગ્ન, સૌમ્યમૂર્તિના દર્શન થયાં. તેની નીચે સમ્રાટની અને તેની ચારે દિશામાં પાંચશો પ્રથમ બૌદ્ધ ધર્મ ગ્રહણ કરનાર ભકતોની મૂર્તિયો કાષ્ટમાં ખોદેલી જણાતી હતી. એ સર્વ કાષ્ટ–કારીગરી જોઇ સ્વામિજીને અત્યંત આશ્ચર્ય થયું હતું. તેમજ મંદિરનાં સુંદર–મનોહર બાંધકામ સાથે ભારતવર્ષના બૌદ્ધ યુગમાં બનેલા શિલ્પ–કોતરકામનું એક સરખાપણું જોઇ શકયા. કૅન્ટોનમાં ચીના લોકોની કાર્યદક્ષતા અને તેમનામાં ગુપ્ત રહેલી આત્મશક્તિનો પરિચય થતાં સ્વામિજી વારંવાર કહેતા કેઃ "China is the coming nation." (ચીના લોકો ભવિષ્યમાં જાગૃત થશે.)

કૅન્ટોનમાં સ્વામિજીને એક ચીનાઇમઠ જોવાની વિશેષ ઉત્કંઠા થઇ હતી. પરંતુ એ સર્વ મઠ એવા સ્થાનમાં આવેલા છે કે જ્યાં વિદેશી લોકોને પ્રવેશ કરવાનો અધિકાર નથી. તેમણે પોતાનાં ગાઇડ્ (અર્થાત્ માર્ગ બતાવનાર)ને પોતાની અભિલાષા કયે પ્રકારે પૂર્ણ થાય તે સંબંધી પૂછ્યું હતું. તેણે કહ્યું હતું કેઃ "એમ થવું અસમ્ભવિત છે." એ સાંભળતાં તેમની ઇચ્છા વિશેષ વૃદ્ધિ પામી. તેમણે પૂછ્યું કેઃ "વારૂ, કદાચ કોઇ વિદેશી એ મઠમાં જઇ ચઢે તો શું થાય ?" ગાઇડે ઉત્તર દીધોઃ "મઠ નિવાસી સાધુઓ તેના ઉપર ભયંકર અત્યાચાર કરે." સ્વામિજીએ વિચાર્યું કેઃ "કદાચ હિંદુ–સાધુ તરીકે પરિચય આપીશ તો તેઓ મ્હારૂં અનિષ્ટ કરશે નહિ." એવી કલ્પના કરી તેમણે દુભાષિયાને અને જર્મન મિત્રને વારંવાર ત્યાં આવવાનો આગ્રહ કર્યો, અને હસતાં હસતાંજ કહ્યું કેઃ "ચાલો તો ખરા જઈને જોઇયે કે ત્યાં શું થાય છે ? તેઓ આપણું ખુન કરી નાંખે છે કે શું કરે છે તે જોઇએ." એમ કહી તેઓ એક મઠ તરફ ગયા. થોડે દૂર જતાંજ દુભાષિયાએ મ્હોટી બૂમ પાડી કહ્યું કેઃ ન્હાસો, ન્હાસો, આ જૂવો, કેટલાંક માણસોને તેમણે હાંકી કહાડયાં છે તે આવે

છે." તેમણે જોયું કેઃ ત્રણ ચાર માણસો મ્હોટી જાડી જાડી લાકડીયો હાથમાં લઇ ઉતાવળે પગલે તેમના તરફ દોડતા આવતા હતા. જર્મન મિત્રના હોંશ ગગડી ગયા, તે નાઠો. દુભાષિયો પણ જીવ લઇ ન્હાસવા તૈયાર થયો પરંતુ સ્વામિજીએ તેનો હાથ પકડી રાખ્યો અને સ્મિતહાસ્ય કરી કહ્યુંઃ "ભાઇ! તું ન્હાસી જાય તેની ચિન્તા નહિ પરંતુ કહે તો ખરો કે ચીનાઈ ભાષામાં "યોગી" ને માટે કયો શબ્દ વપરાય છે?" તેણે જે શબ્દ વપરાતો હતો તે કહી દોટ મૂકી. બીજી તરફથી પેલા લાઠીધારી મઠનિવાસી લોકો પણ આવી પહોંચ્યા. સ્વામિજી વેગળેથીજ મ્હોટી બુમ પાડી પોતાને "યોગી" કહી પરિચય આપવા લાગ્યા. "યોગી" શબ્દ તેમને કાને પડતાંજ મંત્રવત્ કાર્ય થયું. યોગી શબ્દ સાંભળતાંજ મઠધારી લોકોના મુખ ઉપરથી ક્રોધનાં ચિહ્ન જતાં રહ્યાં અને અતિશય શ્રદ્ધા સહિત તેઓ સ્વામિજીના ચરણમાં દણ્ડવત્ પડી બે હાથ જોડી વારંવાર પ્રણામ કરી કંઇક બોલવા લાગ્યા. તેમના કથનમાંથી સ્વામિજી "કવચ" શબ્દ માત્ર સમજી શકયા. છતાં વિશેષ ખુલાસા માટે દૂર ઉભેલા દુભાષિયાને "કવચ"નો અર્થ પૂછ્યો. તેણે જે ઉત્તર દીધો તે ઉપરથી સમજાયું કેઃ આ દેશમાં પણ આપણા દેશની પેઠેજ "કવચ"નો અર્થ પોતાનું 'રક્ષાકવચ" થાય છે, અને આ લોકો ભૂતપ્રેતથી રક્ષણ થવા સારૂં સ્વામિજી પાસેથી એકાદ મંત્રેલું "કવચ" માંગે છે. સ્વામિજીએ થોડીવાર પર્યંત વિચાર કર્યો. ત્યાર પછી ગજવામાંથી એક કાગળ કાઢી તેના ન્હાના ન્હાના કટકા કરી તે પ્રત્યેક ઉપર "ॐ" અક્ષર લખી સર્વ કટકા બંધ કરી ગડી વાળી તેમના હાથમાં આપ્યા. તેમણે કાગળના કટકા ઉપકાર સહિત મસ્તકે ચઢાવ્યા અને તેમને પ્રણામ કર્યા. ત્યાર પછી તેઓ તેમને મઠ બતાવવા માટે મઠની અંદર તેડી ગયા.

મઠના એક ગુપ્ત ખણ્ડમાં સ્વામિજીએ અનેક હસ્તલિખિત સંસ્કૃત ગ્રન્થો જોયા. આશ્ચર્યની વાત તો એ હતી કેઃ તે સર્વ પ્રાચીન બંગાલી અક્ષરે લખેલા હતા. એ જોઇ તેમના મનમાં વિચાર થયો કેઃ પ્રથમ બૌદ્ધ સમ્રાટના સ્મૃતિ મંદિરના અંદરના વિભાગમાં જે પાંચસો બૌદ્ધોની કાષ્ટ ખોદિત મૂર્તિયો જોવામાં આવી છે, તેમની મુખાકૃતિ બરાબર બંગાલીઓના

જેવીજ છે. એ સર્વ પ્રમાણ જોતાં અને ચીન દેશના પ્રાચીન બૌદ્ધયુગના ઇતિહાસનું સ્મરણ કરતાં તેમના મનની દ્રઢ ખાત્રી થઇ કે: એક સમયે ચીન અને બંગદેશ વચ્ચે પરસ્પર ઉત્તમ પ્રકારનો વ્યવહાર હતો અને બંગાલી ભિક્ષુઓએ ચીનમાં આવી બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો હતો. એમ થવાથી ભારતીય સભ્યતાની છાપ અનેક અંશે ચીની સભ્યતા ઉપર પડી હતી. કૅન્ટોન શહેર સ્વામિજીને સારી પેઠે પસંદ પડ્યું હતું. તેમણે ત્યાંના અનેક નૂતન વિષયોની પ્રાચીનતાનું જ્ઞાન સંપાદન કર્યું હતું.

કૅન્ટોનથી તેઓ હૉંગકૉંગ પાછા ફર્યા અને ત્યાંથી જાપાન ગયા. સૌથી પહેલાં સ્ટીમર નાગાસાકિ બંદરે થોભી તેથી સ્વામિજી તે શહેર જોવા નિકળ્યા અને સ્વચ્છ સુઘડ જાપાની જાતિને જોઇ અત્યન્ત આનંદાનુભવ કર્યો. એ જાતિ સંબંધી તેમણે જે કાંઇ ઉલ્લેખ કર્યો છે તેનો સાર નીચે પ્રમાણે છે:—

"પૃથિવિમાં જેટલી સુઘડ–સ્વચ્છ જાતિયો છે તેમાં જાપાનીશો પણ ગણી શકાય એમ છે. એ જાતિની પ્રત્યેક વસ્તુ અને પ્રત્યેક વિષય કેવો સ્વચ્છ! રસ્તા પહોળા, સીધા, અને બરાબર સમાનરૂપે બાંધેલા છે. મકાનો સુંદર ન્હાનાં ન્હાનાં પાંજરા જેવાં, ઘણું ખરૂં પ્રત્યેક શહેર અને ગામડાંની પાછળ આવેલા દેવદારૂ–વૃક્ષ વડે ઢંકાયલા ચિર–હરિત્—ન્હાના ન્હાના પહાડો, છે. સુંદર અદ્દભુત વેશ ધારણ કરેલા ભવ્ય જાપાનીઓની પ્રત્યેક ચાલ ચલણ, ભાવના, રચના, સર્વ સુંદર છે. સમગ્ર દેશ જાણે એક છબી જેવોજ! પ્રત્યેક ઘરની પાછળ એક એક બગીચો, જાપાની પદ્ધતિ પ્રમાણે સુંદરરૂપે રચાયલો જણાય છે. તેની વચમાં ન્હાનાં ન્હાનાં કૃત્રિમ જળાશય અને ન્હાનાં ન્હાનાં પાષાણમય નાળાં જણાય છે."

નાકાસાકિથી સ્ટીમર કોબી (Kobe) નામક સ્થાને પહોંચી, આ સ્થળે સ્ટીમરમાંથી ઉતરી સ્વામિજી પગરસ્તે યોકોહામા પર્યંત ગયા. માર્ગમાં વસાકા, પ્રાચીન રાજધાની કિયોટો, અને વર્તમાન રાજધાની ટોકિયો જોયાં. ટોકિયાની આવક અને લોકસંખ્યા કલકત્તાથી બમણી છે. વિદેશીય–પાસ પોર્ટ (સરકારી રજાચિઠ્ઠી) સિવાય જાપાનમાં ભ્રમણ કરવા દેતા નથી.

આ સ્થળે સ્વામિજીએ અનેક મંદિરો જોયાં હતાં. તેની પ્રત્યેક ભીંતો ઉપર પ્રાચીન બંગાલી અક્ષરે સંસ્કૃત મન્ત્રો ખોદેલા નજરે પડયા. જો કે હમણાં ત્યાંના પુરોહિતોમાં કોઇ સંસ્કૃતજ્ઞ પણ્ડિત જણાતા નથી તોપણ તેઓ ઉત્તમ બુદ્ધિવાન અને તેમનામાં આધુનિક ઉન્નતિની ભાવનાએ યથેષ્ઠ પ્રમાણમાં પ્રવેશ કર્યો હોય એમ જણાય છે.

ઇ. સ. ૧૮૯૩, તા. ૧૦મી જુલાઇએ યોકોહામાથી સ્વામિજીએ પોતાના મદ્રાસી બંધુઓને જે પત્ર લખ્યો છે તેમાં જાપાનીશ સંબંધી નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છેઃ—

"વર્તમાન યુગના જીવન સંગ્રામમાં આત્મરક્ષણને માટે કઇ કઇ વસ્તુઓ અને વિષયોનું પ્રયોજન છે તે જાપાનીશો વિલક્ષણરૂપે સમજી શકયા છે. તેમનું સર્વ સૈન્ય પદ્ધતિસર યુદ્ધકળા શીખેલું અને વિધિપૂર્વક રચાયલું છે. તેઓ પોતાનું નૌકાબળ ધીમે ધીમે વધારી રહ્યા છે. તેમની તોપો દેશી કારીગરીની (જાપાનમાં જાપાનીશોદ્વારા-બનેલી) છે. જાપાનમાં કુશળ એન્જીનિયરોની પણ ખોટ નથી. તેનું પ્રમાણ એ છે કેઃ તેમણે પહાડો ભેદીને સુરંગો બનાવી છે. તેમાંની કોઇ કોઇ તો લગભગ અર્ધો ગાઉ લાંબી છે. એ લોકના શિલ્પ શાસ્ત્રની ઉચ્ચ પ્રકારે ઉન્નતિ થઇ છે અને તેમને જે જે વસ્તુની તંગી પડે છે તે પોતાના શિલ્પશાસ્ત્રી દ્વારા તુરતજ તૈયાર કરાવે છે. જાપાની દિવાસળીનું કારખાનું ખાસ જોવા લાયક છે. એ લોકોની પોતાની એક સ્ટીમરલાઇન છે. તેમની સ્ટીમર ચીન અને જાપાન વચ્ચે આવજા કરે છે. એ ઉપરાંત તેઓ મુંબાઇ અને યોકોહામા વચ્ચે એક સ્ટીમરલાઇન ઉઘાડવાની શીઘ્ર તૈયારી કરી રહ્યા છે."

ઉપરોક્ત પત્ર વાંચતાં, ભારતવાસીઓની જડતા અને આત્મોન્નતિ માટે યત્ન કરવાના આળસનું સ્મરણ કરી તેમણે મદ્રાસી યુવકોને જે ઉત્તેજનપૂર્ણ વાકયો લખ્યાં છે તે પ્રત્યેક વાંચકબંધુઓએ સ્મરણમાં રાખવા જેવાં છે, તથી તેનો સાર નીચે પ્રકટ કરવામાં આવે છે. જો કે મૂળ પત્ર તો અતિ સુંદરરૂપે લખાયો છે, તેમ છતાં આળસુ ભારતવાસીઓ માટે અને લક્ષ્મીને સંતાડી રાખનાર શ્રીમંત ભારતપુત્રો માટે હાલ આટલુંજ કાંઇક કાર્ય

સાધક થઇ પડશે તો તે કાંઇ ઓછું નથી.

સ્વામિજી લખે છે કે:–

"જાપાનીશ જાતિ સંબંધી મ્હારા મનમાં કેટલીયે કલ્પનાઓ ઉદય પામે છે તે આ ન્હાનકડા પત્રમાં શી રીતે પ્રકટ કરી શકાય? તેમ છતાં માત્ર એટલું જ કહું છું કે: પ્રતિ વર્ષે આપણા દેશના યુવકોનાં ટોળે ટોળાં ચીન જાપાનમાં જવાં જોઇએ. જાપાનમાં જવાની હમણાં વિશેષ આવશ્યકતા છે. જાપાનીઓ સમક્ષ, ભારતવર્ષ અત્યારે તો સર્વ પ્રકારે ઉચ્ચ અને મહત્ પદાર્થના સ્વપ્ન રાજ્ય જેવું છે. ઓ ભારતવાસીયો! તમે શું કરો છો વારૂ? માત્ર જીવન પર્યંત નિરર્થક વાતોના ગપાટા માર્યા કરો છો કે બીજું કાંઇ? જાપાનમાં આવો અને આ લોકોનું નિરીક્ષણ કરી જાઓ. એમનાં દર્શનથી તમારે લજ્જા પામી મુખ સંતાડવું જ પડશે! ભારતવર્ષની જીર્ણાવસ્થાએ અત્યારે મહાન્ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું છે. તમે દેશ છોડી પરદેશ જાઓ તો વટલાઇ જવાનો તમને ભય લાગે! ધર્મ ભ્રષ્ટ થાઓ! એવી વિચિત્ર જાત તમે! એવા ધર્મ ઘેલા તમે! તમે હજાર વર્ષથી વધ્યા જતા કુસંસ્કારનો ભાર મસ્તક ઉપર વહન કરી બેસી રહ્યા છો, હજાર વર્ષથી ખાદ્યાખાદ્ય અને શુદ્ધાશુદ્ધિનો વિચાર કરવામાં જ શક્તિનો ક્ષય કરી રહ્યા છો! સેંકડો વર્ષથી ચાલતા આવેલા સામાજિક અત્યાચારને લીધે જ તમારૂં સર્વ મનુષ્યત્વ તદ્દન નષ્ટ થઇ ગયું છે. તમે શું કહો છો વારૂ? ઉત્તર દેશો કે તમે શું કરી રહ્યા છો? × × × પુસ્તક હાથમાં લઇ સમુદ્રને કિનારે આમતેમ ટહેલી રહ્યા છૌ. યુરોપીય મસ્તકમાંથી નિકળેલી કોઇ તત્ત્વની એક કણા માત્ર ગ્રહણ કરો છો; જો કે તે પણ બરાબર તો નહિ જ. તે વિચારનું અજીર્ણ થોડીવાર રહે છે પછી પાછા તેના તેજ! તમારા મન–પ્રાણ તો છેવટે ત્રિશ રૂપરડીની નોકરી તરફ જ દોડે છે! નહિં તો પછી ઘણું ઘણું તો એકાદ બદમાશ–ચતૂર–વકીલ થવાની તમને ઇચ્છા થાય છે! એજ ભારતીય યુવકોની સર્વોચ્ચ આકાંક્ષા! વળી પ્રત્યેક વિદ્યાર્થિના પગ આગળ, બાળકોની એક ન્હાની ટોળી "બાપા, ખાવાનું આપો, બાપા! ખાવાનું આપો!" એવો શબ્દોચ્ચાર કરી મરઘડાંની પેઠે

ક્યાંઇ ક્યાંઇ ફરી રહ્યાં હોય છે! હું તો કહું છું કે: સમુદ્રમાં પુષ્કળ જળ છે, તમે પુસ્તકો, ગાઉન, વિશ્વવિદ્યાલયના ડિપ્લોમાં વગેરે સહિત તેમાં ડૂબી મરતા કેમ નથી? × × ×"

"આવો! ભારતવાસીયો! આવો અને મનુષ્ય થાઓ. તમારી સાંકડી હદમાંથી બહાર નિકળી ચાલ્યા આવો અને જૂઓ! સર્વ જાતિયો કયે પ્રકારે ઉન્નતિને માર્ગે વળી છે! શું તમને મનુષ્ય ઉપર પ્રેમ છે? તમને તમારા દેશ ઉપર પ્રેમ છે? જો તેમ હોય તો આવો, ઉત્તમ પંક્તિએ ચઢવા માટે ઉન્નતિનો માર્ગ ગ્રહણ કરવા મન-પ્રાણ પૂર્વક મહેનત કરો. પાછું વળી જોશો ના. અતિ નિકટમાં પ્રિય-આત્મીય જનો તમારા વિયોગમાં અશ્રુપાત કરે તો કરવા દો. તે તરફ લક્ષ્ય આપશો ના. પાછું ફરીને જોશો ના, કેવળ આગળ જ ધસ્યા આવો."

"ભારતમાતાને લગભગ એક હજાર યુવકોનું બલિદાન જોઇએ છે. યાદ રાખજો કે: તેને મનુષ્ય જોઇએ છે. પશુ નહિ. પરમાત્માએ તમારી પ્રાણ-ચૈતન્ય-હીન સભ્યતાને ચૂર્ણ વિચૂર્ણ કરવા માટે જ અંગ્રેજ રાજ શક્તિ-ભારતવર્ષમાં પ્રેરી છે. મદ્રાસના લોકોએ જ સૌથી પહેલાં અંગ્રેજ લોકોને આ દેશમાં આશ્રય આપ્યો છે. ત્યારે હું પૂછું છું કે, એવી નૂતન અવસ્થા ઉત્પન્ન કરવા માટે અંતઃકરણપૂર્વક સતત્ સખ્ત યત્ન કરે એવા કેટલા યુવકો મદ્રાસ આપી શકે એમ છે? જેઓ દરિદ્ર પ્રત્યે સહાનુભૂતિ સમ્પન્ન હોય, તેમના ક્ષુધાતુર વદનમાં અન્નદાન આપે, સાધારણ જન સમાજમાં કેળવણી ફેલાવે, અને તમારા પૂર્વ પુરૂષોના અત્યાચારથી જે મનુષ્યોને પશુત્ત્વ પ્રાપ્ત થયું છે તેમને મનુષ્ય બનાવવા માટે મરણ પર્યંત યત્ન કરે એવા યુવકોની જ ભારત માતાને આવશ્યકતા છે. × × ×"

યેકોહામાથી સ્વામિજી પુનઃ સ્ટીમરમાં બેસી પેસિફિક મહાસાગર ઓળંગવા લાગ્યા. તેઓ ધીમે ધીમે પ્રાચ્ય જગતનો ત્યાગ કરી પ્રતીચ્યની દિશામાં અગ્રસર થવા લાગ્યા. સાગર દર્શનમાં અને ધ્યાન ધારણામાં ઘણા દિવસો ક્યાં વ્યતીત થયા તે તેમને જણાયું પણ નહિ.

---

## अमेरिकामां प्रथम केटलाक दिवस.

પેસિફિક મહાસાગરનાં નીલ જળતરંગો ઉપર નૃત્ય કરતી કરતી સ્ટીમર મહાદેવી વાનકુંવર આવી પહોંચી. વાનકુંવર એ કેનેડાની દક્ષિણ–પશ્ચિમ દિશામાં પેસિફિક મહાસાગર–સ્થિત એક બેટ છે. આ સ્થળના મૂખ્ય નગરનું નામ વાનકુંવર છે. ત્યાંથી કેનેડા–પેસિફિક રેલ્વે લાઇનનો આરંભ થયો છે. માર્ગમાં, પેસિફિક મહાસાગરના ઉત્તરાંશમાં થઇને આવતી વખતે સ્વામિજીને થંડીનું ભારે કષ્ટ સહન કરવું પડ્યું હતું. જો કે જગમોહનજી વગેરેએ જતી વખતે તેમને પુષ્કળ વસ્ત્રો આપ્યાં હતાં તથાપિ તેમાંના કોઇએ કલ્પના કરી ન હતી કે ગ્રીષ્મ ઋતુના સમયમાં પણ સમુદ્રના વક્ષઃસ્થળ ઉપર સ્વામિજીને થંડીનું કષ્ટ સહન કરવું પડશે. તે કારણથી જ તેમની સાથે થંડી સહન થાય એવું એક પણ ગરમ વસ્ત્ર નહતું.

ગમે તેમ કષ્ટ સહન કરીને પણ તેઓ વાનકુંવર પહોંચ્યા. ત્યાંથી ટ્રેનમાં કેનેડામાં થઇને ચિકાગો પહોંચ્યા. સુવિખ્યાત રોકી પહાડ ભેદીને ટ્રેન ચાલવા લાગી. ચારે દિશાનું મનોમુગ્ધકર દ્રષ્ય જોઇ સ્વામિજીને અત્યંત આનંદ થયો.

ચિકાગો પહોંચ્યા પછી સ્વામિજીની અવસ્થા કેવી થઇ હતી તેનું વાંચક, તમે અનુમાન કરી શકો એમ છે કે? તે સમયે ચિકાગોમાં World's Fair (વિશ્વ–મેળો) નામક એક વિરાટ સભા ભરાઇ હતી. જગતના અનેક સ્થળમાંથી અસંખ્ય નરનારીઓ તે જોવા માટે આવાગમન કરી રહ્યાં હતાં. ચારે દિશામાં લોકોની દોડાદોડી, ધક્કા ધક્કી અને ભારે ભીડ જામી રહી હતી. એ સર્વમાં સ્વામિજીના ઓળખાણવાળું એક પણ મનુષ્ય નહતું! તેમણે ક્યાં જવું? શું કરવું? તેનો પણ નિશ્ચય થઈ શકયો નહિ. વળી તેમનો અદ્દભુત પ્રકારનો પહેરવેશ જોઇ સર્વ મનુષ્યો આતુરતા-

પૂર્વક તેમના સ્હામે જોવા લાગ્યાં. કેટલાંક તો મશ્કરી પણ કરવા લાગ્યાં. કોઇએ હાથમાં તાળીઓ ઠોકી, છોકરાંઓનું ટોળું તેમની પાછળ પડયું અને અનેક પ્રકારે તેમને સતાવવા લાગ્યું. તેઓ થંડી અને ક્ષુધાથી ત્રાશ પામ્યા હતા, થાકયાં હતા, તેમા વળી આવો ઉત્પાત આરમ્ભ થયો હતો. સર-સામાનનો ગાંસડો લઇ માર્ગમાં ચાલવાનો તેમને કદી પણ અભ્યાસ નહતો. તેથી તેને લીધે પણ ઘણો ત્રાસ વેઠવો પડતો. માર્ગમાં મજૂરો, જેમ ફાવે તેમ તેમને ઠગવા લાગ્યા. ચાર આના મજૂરી આપવા જેટલે દૂર જવાનું હોય તેના તેઓ સ્વામિજી પાસેથી ચાર રૂપિયા લેવા લાગ્યા. આવી વિપત્તિ ભોગવ્યા પછી અંતે તેમણે એક હોટલમાં આશ્રય ગ્રહણ કર્યો. હોટલના માલિકે તેમને સમજાવ્યું કે: માર્ગમાં ત્રાસ ભોગવવા કરતાં હોટલમાંજ રહેવું વિશેષ સંતોષકારક છે. તેમના મનમાં પણ એ સલાહ ઠસી તેથી ત્યાંજ નિવાસ રાખ્યો.

ચિકાગોમાં સ્વામિજી બાર દિવસ પર્યંત રહ્યા, અને નિત્ય સર્વત્ર ભ્રમણ કરી મેળો બરાબર જોયો. ત્યાં એક વિરાટ વ્યાપાર હતો, વિપુલ આયોજન થયું હતું. પાશ્ચાત્ય જગતની જે કાંઇ શ્રેષ્ઠ અને દર્શનીય વસ્તુ હોય, તે ત્યાં એકત્ર થઇ હતી. હિંદુસ્થાનમાં એ સંબંધી તેમની ધારણા સ્પષ્ટ થઇ શકતી નહતી. આ સમયે સ્વચક્ષુએ જોતાં તેમણે જોયું કે: અહાહા! પાશ્ચાત્ય નિવાસી જનોની ધન દોલત અને સભ્યતા—ગૌરવની કલ્પના થઇ શકે તેમ નથી!

પરન્તુ આટલાં બધાં મનુષ્યોની મધ્ય હોવા છતાં તેઓ પોતાને નિઃસંગ સમજતા હતા. કારણ કે ત્યાં એક પણ ઓળખીતું માણસ ન હતું. તે ઉપરાંત એક બીજી વિપદ પણ હતી. અમેરિકા ધનાઢયોનો દેશ છે. ત્યાં ખર્ચ બહુ ભયાનકરૂપે થાય છે. હોટલનો ખર્ચ સ્વામિજીને અતિશય આપવો પડયો. તેમણે જોયું કે: આ સ્થળે થોડા દિવસ રહેવાથી પાસેના પૈસા ખુટી જશે. આવી સ્થિતિમાં શું કરવું તેની વિષમ ચિન્તા કરવા લાગ્યા. મન કંટાળી ગયું. નિરાશ થયું. તેમણે વિચાર્યું કે: "આ દેશમાં આવ્યો તે સારૂં કર્યું નહિં." એમ ધારવાનું એક બીજું કારણ પણ હતું. એક દિવસ મેળામાં

Information Bureau (સંવાદ–પ્રાપ્તિ–સ્થાનમાં) ધર્મ–મહાસભા સંબંધી કેટલાક પ્રયોજનીય વિષયોના સમાચાર મેળવવા જતાં તેમણે સાંભળ્યું કેઃ સપ્ટેમ્બર પહેલાં સભાનો સમારંભ થશે નહિ, વળી યોગ્ય પરિચય વિના કોઇ સભાનો પ્રતિનિધિ ચુંટી શકાતો નથી. પ્રતિનિધિ ચુંટાવાની તારીખ વીતી ગઇ છે. તે સમયે જૂલાઇ માસ ચાલતો હતો. સ્વામિજીએ જોયું કેઃ સપ્ટેમ્બર સુધી ત્યાં થોભતાં પાસેનું દ્રવ્ય ખુટી જાય એમ છે. એ સમયે અમેરિકામાં સખ્ત તાપ પડતો હોવાથી ત્યાંના અનેક વિદ્વાનો અને શ્રીમંતો શહેર છોડી શીતળ પ્રદેશમાં ચાલ્યા ગયા હતા. તેથી તેમને ત્યાં કેટલા દિવસ થોભવું પડશે તે નક્કી ન હતું. વારૂ, ત્યાં થોભવાથી પણ શો લાભ? જે આશાથી તેઓ આટલે બધે દૂર આવ્યા છે તે પૂર્ણ થવાનો સમ્ભવ ન હતો, તેથી પાછા હિંદુસ્થાન જવું એજ તેમને શ્રેયષ્કર જણાયું. તેઓ અનેક વિચારના વમળમાં પડયા, પરંતુ તેમનું મન કાંઇ સહજમાં માને તેવું ભોળું નહતું. તેઓ આત્મવિશ્વાસુ હતા, તેમને આત્મ–શ્રદ્ધા હતી. તેમણે નિશ્ચય કર્યો કેઃ ગમે તેમ થાય તો પણ અંત પર્યંત રહી ધર્મ સભાનાં દર્શન તો કરવાંજ.

લોકોને મોઢેથી તેમણે સાંભળ્યું કેઃ ચિકાગો કરતાં બોષ્ટનમાં રહેવાથી ખર્ચ બહુ ઓછો થાય છે. બોષ્ટન એ વિદ્વાનોને રહેવાનું મુખ્ય કેન્દ્રસ્થાન છે, તેથી સ્વામિજીએ નિશ્ચય કર્યો કેઃ કેટલાક દિવસ બોષ્ટન જઈ રહેવું. તે પછી જે થવાનું હશે તે થશે.

એવો વિચાર કરી તેમણે બોષ્ટન તરફ પ્રયાણ કર્યું. આ સમયે ભગવાન તેમના ઉપર પ્રસન્ન થયા. રેલ્વેમાં જતાં જતાં બોષ્ટન નજીકના Breedzy Meadows (બ્રીઝીમેડોઝ) નામક ગ્રામ નિવાસિની એક વૃદ્ધા સ્ત્રી સાથે તેમને વાર્તાલાપ થયો. વૃદ્ધાએ તેમને કેટલાક દિવસ પોતાને ઘેર રહેવાનો આગ્રહ કર્યો. સ્વામિજીએ આનંદ પૂર્વક તેનું નિમન્ત્રણ સ્વીકાર્યું. તેને ઘેર ગયા. વૃદ્ધાની અવસ્થા ઉત્તમ પ્રકારની હતી. તેનો સ્વભાવ પણ સારો હતો. સ્વામિજીને પોતાને ઘેર તેડી જવાનાં બે કારણ હતાં. એક તો, પાશ્ચાત્ય દેશ નિવાસી કેવા અદ્ભુત પ્રકારના હોય છે તે બતાવવા

અને બીજું, સ્વામિજી જેવા એક હિંદુ ધર્મ પ્રચારક સન્યાસીને મુખેથી હિંદુ ધર્મનું રહસ્ય સમજવું.

ગમે તેમ પણ વૃદ્ધાને ઘેર નિવાસ કરવાથી સ્વામિજીને અન્ય કોઇ લાભ થાઓ કે ન થાઓ પણ એક પ્રકારની સારી સગવડ થઇ હતી. ચિકાગોમાં તેમને નિત્ય એક પાઉન્ડ ખર્ચ થતો હતો તે ખર્ચ આ સ્થળે બચવા પામ્યો. તેમ છતાં એક ભારે ખર્ચ પોષાક બનાવવાનો તો ઉભોજ હતો. પૂર્વેંજ કહેવામાં આવ્યું છે કેઃ સ્વામિજીનો અદ્ભુત પોષાક જોઇ માર્ગમાં સેંકડો લોકો એકત્ર થતા. તેથી તેમણે જોયું કેઃ એ પોષાક આ દેશમાં ચાલશે નહિં. વળી શીતઋતુનો પ્રારંભ થવાની તૈયારી હતી. તેથી ગરમ વસ્ત્રો તૈયાર કરાવવાની આવશ્યક્તા પણ હતી. ત્યાંના મિત્રો અને મહિલાઓએ પણ સલાહ આપી કેઃ તેમના પાદરીઓની પેઠે કાળા રંગના લાંબા ઝબ્બા પહેરવા ઉચિત છે. માત્ર ભાષણ કરતી વખતે લાંબો ભગવા-રંગનો ઝબ્બો કે અંગરખો તથા માથે ભગવો ફેંટો બાંધવામાં આવશે તો અડચણ નથી. સ્વામિજી દરજીની દુકાને જઇ ગરમ–વસ્ત્રનો ઓર્ડર આપી આવ્યા પણ તેમણે જોયું કેઃ સાધારણ પોષાક કરવામાં રૂપિયા ૩૦૦ નો ખર્ચ કરવો પડશે. એટલો ખર્ચ કર્યા વગર છુટકોજ નથી. આ સમયે સાલેમ નામક નજીકના ગ્રામમાં એક સ્થળે એક વિરાટ્ મહિલા–સભા ભરાવાની હતી. ત્યાં તેમને ભાષણ આપવા બોલાવ્યા હતા. ત્યાંની મહિ-લાઓ પુનામાં સુધારક રમાબાઇને ઘણું ચહાતાં હતાં. સ્વામિજીએ જોયું કેઃ "આ દેશમાં મહિલાઓનો અતિ પ્રબળ પ્રભાવ છે. તેથી એ સભા તેમજ એવી અન્ય સભાઓ સાથે પરિચિત થવાથી આપણા ઇષ્ટ કાર્યમાં સિદ્ધિ મળવાનો સંભવ છે, અને અમેરિકા આવવાનો ઉદ્દેશ્ય પણ સંપૂર્ણ રૂપે સફળ થઇ શકે એમ છે, પછી બીજું શું જોઇએ ?"

અમેરિકા જતી વખતે સ્વામિજી ૧૭૯ પાઉન્ડ (લગભગ ૨૭૦૦ રૂપિયા) પોતાની સાથે લાવ્યા હતા. પરંતુ બ્રીઝી મેડોઝથી તા. ૨૦ મી ઓગષ્ટ (ઇ. સ. ૧૮૯૩)ને દિવસે તેમણે મદ્રાસના શિષ્યોને જે પત્ર લખ્યો હતો તે ઉપરથી જાણી શકાય છે કેઃ તેમના હાથમાં તે સમયે ૧૩૦

પાઉન્ડ સીલીક રહ્યા હતા. તેમ છતાં એ પત્ર ભારતવર્ષ પહોંચે તે પહેલાં તો તેમની પાસે માત્ર ૬૦-૭૦ પાઉન્ડજ સીલીક રહ્યા હતા. વિદેશમાં પાસે દ્રવ્ય હોય અથવા પાસે જે કાંઇ આધાર હોય તે ખુટી જતાં કોના મનમાં ભયનો સંચાર ન થાય વારૂ? શરૂવાતમાં સ્વામિજીને પણ એવો ભય થયો હતો. તેમણે પત્રમાં લખ્યું હતું કે: "જો તમે બીજું દ્રવ્ય મોકલી મ્હને ૭ માસ પર્યંત આ સ્થળે રાખી શકો તો મ્હને આશા છે કે: સર્વ પ્રકારની સગવડ થઇ જશે. એટલા સમયમાં મ્હારી દૃષ્ટિયે જે લાકડાનો કટકો મળી આવશે તે ગ્રહણ કરી આ વિપદસાગર તરવાનો યત્ન કરીશ. જો મ્હારા ભરણ પોષણનો કોઇ માર્ગ અહિં મળી આવશે તો તુર્ત તમને તાર કરીશ × × × જો તમે મ્હને આ દેશમાં રાખવા માટે દ્રવ્ય ના મોકલી શકો તો આ દેશમાંથી ભારતવર્ષમાં પાછા ફરવા માટે પણ થોડુંક દ્રવ્ય મોકલજો. એ સમય દરમ્યાન જો કાંઇ શુભ સમાચાર મળશે તો તમને પત્ર અથવા તારદ્વારા નિવેદન કરીશ. "કેબલ" દ્વારા તાર કરતાં પ્રત્યેક શબ્દ માટે રૂપિયા ચાર આપવા પડે છે."× જો કે એ વિપદ અને નિરાશામાં તેઓ ક્ષણિક વિચલિત થયા છતાં તેમણે હૃદયનું બળ ગુમાવ્યું નહતું. અન્ય કોઇ મનુષ્ય હોત તો આવી સ્થિતિમાં તેનું શું થાત તે કહી શકાતું નથી. જો કે તેઓ ક્ષણવારને માટે કિંચિત્ આત્મ વિસ્મૃત થયા છતાં પણ અસાધારણ પ્રતિભા અને ધૈર્ય-બળવડે તુર્તજ પોતાનો માર્ગ પોતેજ સ્વચ્છ કરી લીધો. ધીમે ધીમે સર્વ વિષયોની સગવડ થવા લાગી. ધીમે ધીમે અમેરિકાના શ્રીમંત આબરૂદાર અને પ્રસિદ્ધ મનુષ્યો સાથે તેમની ઓળખાણ થવા લાગી. એમાંના એક ગૃહસ્થ, હાર્વર્ડ વિશ્વ-

---

× પરંતુ આ પત્રમાંજ તેમણે દૃઢ પ્રતિજ્ઞાનો પરિચય આપ્યો હતો. તેમણે લખ્યું હતું કે: "હું સહજમાં સંકલ્પ ત્યાગ કરી શકું એમ નથી. કારણ કે: મ્હને શ્રી ભગવાનનો આદેશ પ્રાપ્ત થયો છે." આ પત્ર ઉપરથી જાણી શકાય છે કે: આ સમયે તેમણે ધર્મ-મહા-સભામાં પ્રવેશ કરવાની આશાનો એક પ્રકારે ત્યાગ કર્યો હતો તેમ છતાં અન્ય કોઇ પણ પ્રકારે પ્રાશ્ચાત્ય દેશમાં હિંદુ ધર્મ પ્રચાર માટે યત્ન કરવાનો તેઓ સંકલ્પ કરતા હતા. જો અમેરિકામાં ન બની શકે તો છેવટે ઇંગ્લેંડ જવાની તેમણે ધારણા રાખી હતી.

વિદ્યાલયના ગ્રીક-ભાષાના પ્રૉફેસર સુપ્રસિદ્ધ J. H. Wright (જે. એચ. રાઈટ) સાહેબ સાથે સ્વામિજીને એક દિવસ ચાર કલાક પર્યંત વાર્તાલાપ થતાં તેમની અતિ અદ્દ્ભુત વિદ્યા, જ્ઞાન અને પ્રતિભા જોઇ તેઓ એટલા બધા મુગ્ધ થયા કેઃ સ્વામિજીને ધર્મ મહાસભામાં, હિંદુ ધર્મના પ્રતિનિધિ રૂપે ઉપસ્થિત થવા માટે તેમણે અતિશય આગ્રહ કર્યો અને કહ્યું કેઃ "અમેરિકન જાતિ સાથે પરિચય કરવાનો એજ એક ઉપાય છે. એ કાર્યમાં જે વિઘ્ન ઉપસ્થિત થાય તેમ હતાં તે સર્વે તેમણે રાઈટ સાહેબને સ્પષ્ટ રૂપે કહી સંભળાવ્યાં. મૂખ્ય વિઘ્ન એ હતું કેઃ તેમને કોઇ ઓળખતું નહતું. તેમની વિદ્વતા જાણતું નહતું. તેમજ હિંદુ ધર્મના પ્રતિનિધિ હોવાનું કોઇ પ્રમાણપત્ર તેમની પાસે નહતું. એ સાંભળી રાઇટ સાહેબે કહ્યું કેઃ "To ask you, Swami, for your credentials is like asking the sun to state its right to shine!" (સ્વામિજી! આપની પાસે પ્રમાણ-પત્ર માંગવું અને સૂર્યને તેનાં કિરણો પ્રકટ કરવાનો અધિકાર પૂછવો એ બન્ને એક છે.) ત્યારપછી સ્વામિજીને ધર્મ-મહાસભામાં હિંદુધર્મના પ્રતિનિધિ તરીકે ઉપસ્થિત થવા માટે જે જે પ્રકારનો બંદોબસ્ત કરવાની આવશ્યક્તા હતી તે સર્વ કામ કરવાની તેમણે કબુલત આપી. ધર્મસભાના ઘણા પ્રખ્યાત, વિદ્વાન અને શ્રીમાન પુરૂષો સાથે પ્રોફેસર સાહેબને સારો પરિચય હતો, વળી પ્રતિનિધિ-નિર્વાચન-સભાના સભાપતિ તે પ્રોફેસર સાહેબના ઇષ્ટ મિત્ર હતા. તેમને તેમણે પત્ર લખ્યો કે: "There is a man who is more learned than all our learned professors put together." અર્થાત્ આપણી સર્વની વિદ્યા એકત્ર કરતાં જે કાંઇ થઇ શકે તેના કરતાં પણ આ માણસ (સ્વામિજી)ની વિદ્યા વિશેષ છે. પછીથી પ્રોફેસર સાહેબના જાણવામાં આવ્યું કેઃ સ્વામિજી પાસે વિશેષ દ્રવ્ય નથી, ત્યારે તેમણે સ્વામિજીને ચિકાગોની એક ટિકિટ મંગાવી આપી, અને પ્રાચ્યદેશના પ્રતિનિધિઓના નિવાસની અને ભોજન કરવાની વ્યવસ્થાનો કાર્યભાર જે કમિટિના હાથમાં હતો તેમના ઉપર પણ એક ભલામણ-પત્ર લખી આપ્યો. આમ થવાથી

પોતાના ઉપર ઇશ્વરની અપાર કરૂણા જોઇ સ્વામિજી તેની વિશેષ પ્રાર્થના કરવા લાગ્યા.

પરંતુ જેમ સૂર્યનો પ્રકાશ થતાં પહેલાં રાત્રિનો ઘોર અંધકાર દશે દિશામાં પ્રસરેલો જોવામાં આવે છે તેજ પ્રમાણે જગત્ સમક્ષ સ્વામિજીની વિશ્વ વ્યાપિની પ્રતિભા પ્રકટ થાય તે પહેલાં થોડો વખત તેમને પણ કેટલીક અગવડો, દુર્ઘટના, અને તિરસ્કાર ભોગવવો પડ્યો હતો! સ્વામિજી ચિકાગો જવા ટ્રેનમાં બેઠા ત્યાંજ તેમને ટ્રેનમાં એક ધનવાન વ્યાપારી સાથે મુલાકાત અને વાર્તાલાપ થયો. ચિકાગોમાં જવાના સ્થાનનો બરાબર પત્તો ટ્રેનમાં સાથે બેઠેલા એક વ્યાપારીએ આપવાનું કહ્યું હતું પરંતુ ટ્રેનમાંથી ઉતરતી વખતે ગડબડ અને ઉતાવળને લીધે તેમ કરવાનું તે ભૂલી ગયો. તે તો સ્વામિજીને મળ્યા વગર જ ચાલ્યો ગયો. એ વિપદ ઉપર એક બીજી વિપદ આવી પડી. રાઇટ સાહેબે ધર્મ-મહાસભાના કાર્ય સ્થળનું ઠેકાણું લખી આપ્યું હતું તે કોણ જાણે કયાંયે પડી ગયું! ચિકાગો ઉતર્યા પછી સ્વામિજી જાણે બ્હાવરા બની ગયા! ઠેકાણાની ખબર વગર કયાં જવું? બે ચાર વટેમાર્ગુઓને તેમણે પૂછયું પરંતુ આ કાંઇ ભારતવર્ષ નથી કે બધા જ જવાબ દેવા તૈયાર હોય! આ તો પાશ્ચાત્ય દેશ છે! બધા જ ઉદ્યોગી છે! બધાંની ક્ષણે ક્ષણ ઉપયોગી છે! જવાબ દેવાના પણ અહિં તો પૈસા પડે છે! જયાં પૈસા પૈસા ને પૈસાની જ વાત ત્યાં જવાબ દેવાનો પરોપકાર કોણ કરે વારૂ? એવો નવરો કોણ હોય કે એવા માણસોને જવાબ દેતો ફરે! સ્વામિજી તો સ્તબ્ધ જ થઇ ગયા! ચિકાગો મ્હોટું વિશાળ શહેર છે! કોઇ કોઇની ખબર લે તેમ નથી! સ્વામિજી ઉતર્યા તે સ્થાન શહેરની ઉત્તર-પૂર્વ દિશા હતી. ત્યાં જર્મનોનો નિવાસ હતો. તેઓ તો સ્વામિજીની વાતચિતમાં સમજી શકયા પણ નહિ. ઉલટા તેમને કાફ્રી સમજી તેમનો તિરસ્કાર કરવા લાગ્યા. અધૂરામાં પૂરૂં સન્ધ્યાદેવીએ જગત્ ઉપર પદાર્પણ કર્યાં. જરા જરા અંધકાર થવા માંડયો. એટલે સ્વામિજીની મુંઝવણ વધવા લાગી. કોઇ માણસે તેમને હોટલ સુદ્ધાં બતાવી નહિ, તેથી નિરાશ થઇ રેલ્વેનો માલ ભરવાની ગુડસ ઓફિસના કમ્પાઉન્ડમાં એક મ્હોટા ખાલી

ડબ્બામાં સમસ્ત રાત્રિ નિવાસસ્થાન કરી ત્યાંજ જગદીશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા. શિવ! શિવ! વિધાતાની લીલા કોણ સમજી શકે એમ છે? બે દિવસ પછી તો સમસ્ત અમેરિકાની પ્રજા જે મહા પુરૂષનાં દર્શન કરવા દોડાદોડી કરનાર છે તે જ મહાત્માની આજે કેવી દશા છે? ઇશ્વરેચ્છા બલિયસિ! પ્રાતઃકાળ થતાં જ સ્વામિજી એક સુંદર તળાવ ઉપર થઇને શહેર તરફ ગમન કરવા લાગ્યા. તે રસ્તા ઉપર કરોડાધિપતિઓના મહેલો આવેલા હતા. તેમને અત્યંત ક્ષુધા લાગી હતી તેથી નિરૂપાયે તેઓ ઘેરે ઘેર ભિક્ષા માંગવા લાગ્યા. સન્યાસી તો ચિરકાલ ભિક્ષુક જ છે! એમાં વળી લજ્જા કેવી? પરંતુ આ કાંઇ ભારતવર્ષ નથી કે સાધુ ફકિરના દર્શન કરતાં જ લોકો તેમનાં ચરણમાં સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કરે! કરોડાધિપતિઓના નોકરોએ મલિન પહેરવેશ અને ઉતરેલું મલિન મુખ જોઇ સ્વામિજીનો તિરસ્કાર કરી દ્વાર આગળથી કાઢી મૂકયા! કેટલાકે તો અપમાન પણ કર્યું. કોઇએ બબડાટ કરતાં કરતાં બારણાં બંધ કરી દીધાં! સ્વામિજી કહેવા લાગ્યા કેઃ "ભાઇ! ભિક્ષા ન આપો તો અડચણ નહિં પણ "પાર્લામેન્ટ ઑફ રિલિજીયન" નું સ્થાન તો બતાવો." પરંતુ કોઇએ એ પ્રશ્નનો ઉત્તર જ આપ્યો નહિ. તેઓ નિરાશ હૃદયે માર્ગની એક બાજુએ બેસી પડયા! હજારો નિરાશામાં પણ આશાનું એક કિરણ હોય છે. સ્વામિજીને પણ તેમજ થયું. તેઓ હમેશાં નિરાશાના ઘોર અંધકારમાં અટવાતા છતાં તેમાં પણ આશાનું પ્રકાશિત કિરણ જોઇ શકતા. તેઓ કદી પણ નિરાશ થાય એવા નહતા. સ્વામિજી જે સ્થાન પર બેસી નિરાશ હૃદયે મા જગદંબાનું સ્મરણ કરી રહ્યા હતા તે જગદંબાએજ તેમની પ્રાર્થના સાંભળી. તેમના સ્થાનની સ્હામેના એક સુન્દર મકાનમાંથી એક સ્ત્રીએ નિકળી આવી સ્વામિજીને પૂછ્યુંઃ "મહાશય! શું આપ ધર્મ—મહા સભાના એક પ્રતિનિધિ છો કે?" સ્વામિજીએ કહ્યુંઃ "હા. તેમ જ છે. પરંતુ મ્હારી પાસેથી ઠેકાણું ખોવાઇ ગયું છે, તેથી મ્હારી આવી દુર્દશા થઇ છે." રમણીએ તુર્તજ તેમને પોતાની પાછળ આવવા કહ્યું અને પોતાના મકાનમાં લઇ જઇ નોકરોને બોલાવી સ્વામિજીની યથાયોગ્ય સેવા સુશ્રુષા કરવાની આજ્ઞા ફરમાવી.

તેમને માટે ભોજન તૈયાર કરાવ્યું. ભોજન કર્યા પછી શરીર સ્વસ્થ થતાંજ તેમને પોતાની સાથે ધર્મ—મહાસભાની ઓફિસમાં લઇ જવાનું આશ્વાસન આપ્યું. વિધાતાનું એ વિધાન જોઇ સ્વામિજી અતિશય વિસ્મય પામ્યા. હતા. પરમાત્માની એ લીલા કોણ કળી શકે એમ છે? મા જગદંબાની આજ્ઞામાં કોણ વિઘ્ન નાંખી શકે એમ હતું? સાક્ષાત્ તેણેજ એ રમણીના મનમાં પ્રવેશ કરી સહાયતા કરી હશે તો કોણ જાણી શકે એમ છે? પાછળથી સ્વામિજીએ માતૃરૂપિણી તે અમેરિકન રમણીનો પરિચય મેળવ્યો હતો અને તેના સ્વામી તથા સન્તાનાદિ સાથે વિશેષ મિત્રતાના બંધનમાં બંધાયા હતા, રમણીના પતિનું નામ મિ. જ્યૉર્જ ડબલ્યુ, હેલ હતું. તેઓ ચિકાગોના એક આબરૂદાર શ્રીમંત હતા.

ઉપરોક્ત બનાવ ઉપરથી સ્વામીજીના મનમાં દ્રઢ વિશ્વાસ ઉત્પન્ન થયો કેઃ "**પરમેશ્વર ક્ષણે ક્ષણે મ્હારી સાથે રહી મ્હારૂં રક્ષણ કરી રહ્યા છે.**"

થોડીવાર વિશ્રાંતિ લીધા પછી અમેરિકન રમણી સ્વામિજીને પોતાની સાથે ધર્મ મહાસભાની ઓફિસમાં લઇ ગઇ. સ્વામિજીએ ત્યાં ભલામણ—પત્ર આપ્યો એટલે તેઓ એક પ્રતિનિધિની ગણવામાં આવ્યા. તેમ થવાથી પ્રાચ્ય દેશસ્થ પ્રતિનિધિયોની સાથે તેમને નિવાસસ્થાન મળ્યું.

---

## चिकागोनी—धर्ममहासभा.

ઈ. સ. ૧૮૯૩, તા. ૧૧ મી સપ્ટેમ્બર સોમવારને દિવશે દશ વાગ્યાને સમયે ચિકાગોમાં ધર્મ—મહાસભાની પ્રથમ બેઠક થઇ. એ સભાએ અનેક કારણને લીધે જગતના ઇતિહાસમાં પ્રસિદ્ધિ મેળવી છે, સ્વામિજીએ પોતે એક સ્થળે લખ્યું છે કેઃ—

"ચિકાગોની મહાસભા એ એક મહાન્ વ્યવસાય હતો. તે સભામાં અનેક દેશની ધર્મ—પ્રચારક મંડળીયોના પ્રતિનિધિયો ઉપસ્થિત થયા હતા.

ચિકાગોના મહા મંડળમાં કેથોલિક સમ્પ્રદાયવાળાઓએ વિશેષ ઉત્સાહથી ભાગ લીધો હતો. પ્રોટેસ્ટન્ટ સમ્પ્રદાય ઉપર જય મેળવવાની તેમને શ્રદ્ધા હતી. તેજ પ્રમાણે સમગ્ર ખ્રીસ્તી જાતિએ હિન્દુ, બૌદ્ધ, મુસલમાન, વગેરે સમ્પ્રદાયના પ્રતિનિધિયોને ઉપસ્થિત કરાવી સ્વ-મહિમાના દુંદુભી વગાડવાનો સારો લાગ માન્યો હતો."

સત્ય છે કે ચિકાગોની મહાસભામાં, સભ્ય જગતના, વિદ્વાન્ સમાજ દ્વારા આદર પામેલા અનેક વિદ્વાનોનો સમાગમ થયો હતો. એ સભા ભરવાનો પ્રથમ ઉદ્દેશ્ય ગમે તે હોય પણ પરિણામે તે અતિ અદ્ભુત, અણધાર્યો મહાન શુભ ફળદાયક નિવડયો હતો. એ સભા ભરાવાથી પાશ્ચાત્ય ધર્મ અને સભ્યતા સાથે જગતના અન્ય ધર્મ અને સભ્યતાની તૂલના થવાનો વિશેષ સુયોગ ઉપસ્થિત થયો હતો તેમજ પાશ્ચાત્ય જાતિયોમાં એક નૂતન વિચાર-તરંગ પ્રવાહિત થયો હતો. એટલું તો સર્વને એકકે અવાજે કબૂલ કરવુંજ પડશે કેઃ એ મહાસભા ભરાયા પછી સમગ્ર માનવ જાતિની ધર્મ દ્રષ્ટિ, ક્ષુદ્ર સામ્પ્રદાયિક મતવાદ કરતાં બહુ ઉચ્ચ પદે સ્થપાઈ છે. એ સભાની વૈજ્ઞાનિક-શાખાના પ્રમુખ માનનીય મિ. મારવિન મેરી સ્નેલે લખ્યું છે કેઃ—

"મહાસભાના કાર્યક્રમ ઉપરથી ખ્રીસ્તી-જગતને, વિશેષતઃ યુક્ત રાજ્યનિવાસી જનોને, એક મૂલ્ય ફળ અને મહત્ શિક્ષા તો એ મળી છે કેઃ જગતમાં ખ્રીસ્તી ધર્મ સિવાય બીજા અનેક પ્રશંસાપાત્ર એવા ધર્મ જોવામાં આવ્યા છે કે જે દાર્શનિક ગહનતા, તત્વજ્ઞાન પ્રવેશ, સ્વતંત્ર અને સતેજ વિચારશીલતા, સર્વ જીવાત્માઓ પ્રત્યે મનુષ્યોચિત ઉદારતા અને અકપટ મમતા દર્શાવવામાં, ખ્રીસ્તીધર્મ કરતાં અનેક દરજ્જે શ્રેષ્ઠ છે. વળી તેમનું નૈતિક સૌંદર્ય અને કાર્ય તત્પરતા ખ્રીસ્તી ધર્મ કરતાં એક તલ જેટલી પણ ઓછી નથી. સભામાં ખ્રીસ્તી ધર્મ સિવાય બીજા આઠ ધર્મના પ્રતિનિધિયો હાજર થયા હતા. તેમનાં નામ-હિંદુ ધર્મ, જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ, યાહુદી ધર્મ, કોંકુછોર ધર્મ, શિન્ટો ધર્મ, મહમ્મદીય ધર્મ અને પારસી ધર્મ."

ચિરસ્મરણીય સોમવારને દિવસે ચિકાગોના શિલ્પ-પ્રાસાદ ( Art

Institute ) નામક ભવ્ય વિશાળ દિવાનખાનામાં (Hall of Columbus) હૉલ ઓફ કોલમ્બસમાં એ સભાનો મિલાવડો થયો હતો. શરૂવાતમાં ડા. બેરોઝ ( Dr. Barrows ) મહોદયે કેટલુંક વિવેચન કરી સભાનો ઉદ્દેશ્ય વ્યક્ત કર્યા પછી યથારીતિ ભગવત્ પ્રાર્થના થઇ અને તે પછી સભાનું કાર્ય આરંભ કરવામાં આવ્યું. તે એક મહાન ગંભીર દ્રષ્ય હતું! મનુષ્ય-જાતિમાંના એકસો વિશ કરોડ નરનારીના પ્રતિનિધિરૂપે લગભગ છ સાત હજાર મહાન્ પણ્ડિતો તે સ્થળમાં એકત્ર થયા હતા. સર્વના મધ્ય સ્થળમાં ઉચ્ચ સિંહાસન ઉપર પાશ્ચાત્ય જગતના રોમન કૅથોલિક સમ્પ્રદાયના મૂખ્ય ધર્મનાયક કાર્ડિનલ ગિબોન્સ ( Cardenal Gibbons ) બિરાજ્યા હતા, અને તેમની જમણી અને ડાબી બાજુએ વિચિત્ર પહેરવેશ ધારણ કરેલા પ્રાચ્યદેશના ધર્મ–પ્રતિનિધિયોનાં દર્શન થતાં હતાં. સ્વામી વિવેકાનંદજી પણ તેમાંજ બિરાજ્યા હતા. તેમના શરીર ઉપર ઉજવલ રક્ત વર્ણનો પાસાબંધી ઝબ્બો, મસ્તક ઉપર ભગવા રંગનો મ્હોટો સુંદર ફેંટો, અને મુખમણ્ડલ ઉપર અપૂર્વ તેજસ્વિતા હોવાથી સર્વની દ્રષ્ટિ તેમના તરફજ આકર્ષાઇ હતી. તેમની બાજુમાં બ્રાહ્મ–સમાજના નેતા પ્રતાપચંદ્ર મજુમ-દાર અને નગરકર તથા સિંહલદ્વિપથી આવેલા બૌદ્ધ ધર્મપાલ બેઠા હતા. એ સિવાય રોમન કૅથોલિક સમ્પ્રદાયના સેંકડો આર્કબિશપ, બિશપ, ધર્મ-તત્ત્વવિત, ધર્મયાજકો અને જગતના મૂખ્ય મૂખ્ય દાર્શનિક તેમજ વૈજ્ઞા-નિક મહાન વિદ્વાનો બિરાજ્યા હતા. આ અભૂતપૂર્વ કાર્યની તૈયારી કરવા માટે કેટલાંક વર્ષ વ્યતીત થયાં હતાં. સભામાં એકાદ હજાર નિબંધો વાંચ-વામાં આવ્યા હતા. આ ઉપરથીજ સભાની ભવ્યતાનું કિંચિત્ સ્વરૂપ વાંચકોની કલ્પનામાં આવી શકશે. અનુક્રમ સંખ્યા અનુસાર સ્વામી વિવે-કાનંદજીનું સ્થાન ત્રિશ પ્રતિનિધિયો પછી નક્કી કરવામાં આવ્યું હતું.

આવી વિરાટ જનસભા સમક્ષ ઉભા રહી ભાષણ કરતાં ભલભલા મહાન્ વક્તાનું હૃદય કમ્પાયમાન થાય એમાં આશ્ચર્ય શું ? એવી સ્થિતિમાં ત્રિશ વર્ષનો નાદાન ગણાતો એક વિદેશી યુવક ઉપરોક્ત મહાન્ સભા સમક્ષ ભાષણ કરવા તત્પર થાય એ કેવું સાહસ કહેવાય વારૂ ? પ્રથમ તો

સ્વામિજીએ એ કાર્યને જેટલું સહેલું ધાર્યું હતું તેટલું ત્યાં ઉપસ્થિત થયા પછી કઠિન જણાયું. તેમની પહેલાના પ્રતિનિધિયોએ અનુક્રમે ભાષણો કર્યા પછી સ્વામિજીનો વારો આવ્યો. પ્રમુખે ભાષણ કરવા માટે તેમનું નામ પોકાર્યું, પરંતુ સંકોચ વશ થઇ તેઓ બોલ્યા કે: "ના, હમણાં નહિં." એ પ્રમાણે પાંચ સાત વખત તેમને ભાષણ કરવા કહ્યું પરંતુ વારંવાર "હમણાં નહિં. હમણાં નહિં." એમજ કહેવા લાગ્યા. તેમના મનોભાવ જોઇ પ્રમુખ સાહેબે અનુમાન કર્યું કે: તેઓ ભાષણ કરશે નહિં. અંતે મધ્યાહ્ન પછી છેલ્લી ઘડીએ પ્રમુખ સાહેબે તેમને કહ્યું કે: "જો ભાષણ કરવું હોય તો હમણાંજ કરો, નહિં તો પછીથી વખત આપવામાં આવશે નહિં." આ વખતે સ્વામિજીએ વિચાર્યું કે હવે બેસી રહેવું નિરર્થક છે. પુનઃ આવો સુવર્ણ–યોગ મળશે નહિં. તુરતજ તેઓ ઉભા થયા. ક્ષણવાર નેત્ર મીચી શ્રીગુરૂદેવનું અને શ્રીજગદંબાનું ધ્યાન ધર્યું. આ ધ્યાન તે કાંઇ સામાન્ય હતું ? એ તો હૃદયની ગુહામાં પ્રવેશી થતું હતું. તુર્તજ આત્મદેવ જાગૃત થયા. તેમણે નેત્ર ઉઘાડયાં તે વખતે તેમનું મુખમણ્ડલ લાલચોળ થઇ ગયું હતું. તેમણે એક વખત ત્યાં બેઠેલા સર્વ પ્રતિનિધિ બંધુઓ ઉપર દ્રષ્ટિપાત કર્યો. તે પછી દેવી સરસ્વતીને પ્રણામ કરી, સભામાં બેઠેલાં નર–નારીઓને સંબોધન કરી બોલવાની શરૂઆત કરી: "Sistors and Brothers of America !" (અમેરિકાનિવાસી ભ્રાતા અને ભગિનીયો!) એ શબ્દોચ્ચાર થતાંજ ચારે દિશામાંથી તાલીયોનો ગગડાટ થવા માંડયો. કાન બહેર મારી ગયા! અન્ય સર્વ પ્રતિનિધિઓએ પ્રચલિત નિયમાનુસાર Ladis and Gentleman, (ગૃહસ્થો અને સન્નારીઓ)નું સંબોધન કર્યું હતું તેથી સ્વામિજીદ્વારા નૂતન સંબોધન સાંભળતાંજ જાણે સર્વના હૃદય સાથે વક્તાના હૃદયમાં સમાયલી અપૂર્વ પ્રેમભાવનાનો સંયોગ સંધાયો. તેમણે ક્ષણવારમાં તો સમગ્ર માનવજાતિનું ઐકયત્વ અનુભવ્યું. શ્રોતાજનોના હૃદયનો ઉત્સાહ–પ્રવાહ થોભતોજ નહિં. સેંકડો શ્રોતાજનો ઉભા થઇ ગયા, અને તાલીયોની પ્રચણ્ડગર્જના કરી મકાનની ભીંતો કમ્પાવવા લાગ્યા! તેનું કારણ સ્વામિજી સમજી શકયા નહિં. ઓચિંતુ આ શું

થયું! શ્રોતાજનો મ્હારા ઉપર ગુસ્સે થઇ ઉઠ્યા કે શું? આટલો બધો તાલીયોનો ગડગડાટ શા માટે? થોડી ક્ષણ પર્યંત સ્તબ્ધ થઇ તેઓ નિશ્ચલભાવે ઉભા રહ્યા, પરંતુ એકાએક તેમના સમજવામાં આવ્યું કે: આ તો સર્વ આદ્યાશક્તિ મા જગદંબાની લીલા છે! તેઓ સમજી શક્યા કે: સ્વયં મહાશક્તિ તેમની પાછળ ઉભાં રહી તેમને સહાય કરી રહ્યાં છે. તત્ક્ષણાત્ સ્વાભાવિક સાહસ તેમના હૃદયમાં જાગૃત થયું. તેમનું અંતઃકરણ અગણિત બળથી ભરપૂર થઇ ગયું. તેમના હૃદયના બંધ દ્વાર ઉઘડી ગયાં. તેમાંથી ભાષણનો ફુવારો ફુટયો. પ્રથમ બે મિનિટ પર્યંત તો વારંવાર યત્ન કરવા છતાં પણ તેઓ શ્રોતાજનોનો ઉત્સાહ થોભાવી શક્યા નહિં. ત્યારપછી જ્યારે શ્રોતાજનો શાંત થઇ બેઠા ત્યારે તેમણે ધીર ગંભીર સ્વરે પ્રાણ-સ્પર્શી ભાષામાં પોતાનું ભાષણ શરૂ કરી અંતે શ્રોતાજનોનાં હૃદય આકર્ષણ કરી સમાપ્ત કર્યું. પ્રથમ દિવસે તો તેમણે એક સંક્ષિપ્ત ભાષણ કર્યું હતું કિંતુ સંક્ષિપ્ત હોવા છતાં તેમના જેવા ઉદાર, વિશ્વજનીન ભાવ કોઇના ભાષણમાં જોવામાં આવ્યા નહોતા. સર્વ પ્રતિનિધિયોએ પોતપોતાના સમ્પ્રદાયના પક્ષનું સમર્થન કરવા માટે બે ચાર કથન કહ્યાં હતાં, પરંતુ સ્વામિજીના ભાષણમાં સામ્પ્રદાયિકતાનો અંશ માત્ર પણ નહતો. તેમણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે: "સર્વ ધર્મનું ગન્તવ્ય સ્થાન એકજ છે." તેમણે પરમહંસદેવના ચરણ સમીપ બેસી ધર્મનાં જે વિશ્વજનીન મૂલતત્ત્વોનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું તેજ સુવિસ્તૃત ભાવે, સ્પષ્ટરૂપે જગત્-સમક્ષ નિવેદન કર્યું. તેમનું ભાષણ સમાપ્ત થતાંજ સભામાં પધારેલા લોકોનો મ્હોટો ભાગ તેમના ઉપર પ્રેમ દર્શાવી તેમના મતનું સમર્થન કરવા લાગ્યો. સર્વે તેમના પક્ષમાં ભળ્યા. પાંચ મિનિટમાં તો અર્ધી પૃથિવિએ તેમના ચરણ તળે પ્રણિપાત કર્યો. રક્તપાત કર્યા વિના આ પ્રમાણે અદ્ભુત વિજય પ્રાપ્ત કર્યાનું જગતના ઇતિહાસમાં કોઇએ કદી સાંભળ્યું હશે કે નહિ તે માટે સંદેહજ છે. ગમે તેમ પણ એક પાઇ વગરના, નિઃસહાય, તરૂણ હિંદુ સન્યાસીએ, ઓગણિશમી શતાબ્દીની સભ્યતાવિકશિત પૃથિવિમાં અસાધ્ય કાર્ય સાધ્ય કરી બતાવ્યું.

પ્રથમ દિવસે ભાષણ પૂરૂં થયા પછી Why we Disagree? ( આપણામાં મતભેદ છે તેનું કારણ શું? ) એ વિષય ઉપર એક ટુંકુ ભાષણ આપ્યું હતું. ૧૯ મી સપ્ટેમ્બર પહેલાં સ્વામિજીએ બીજું કોઇ ભાષણ કર્યું નહતું. ૧૯ મી તારીખે તેમણે Papers on Hindustan નામક હિન્દુ ધર્મ સમ્બંધી સુપ્રસિદ્ધ પ્રબંધ વાંચી સંભળાવ્યો હતો. એમાં ધર્મ, દર્શન, અને મનસ્તત્વનો સાર અતિ સ્પષ્ટ રૂપે ચર્ચવામાં આવ્યો હતો. સભામાં સ્વામિજી સિવાય અન્ય ભારતનિવાસી અથવા કોઇ બંગાળી નહતો એમ નહિ, પરન્તુ માત્ર તેઓ એકલાજ સર્વ-ધર્મ-સમ્મત, વેદાન્ત પ્રતિપાદ્ય હિન્દુ ધર્મના મુખપાત્ર સ્વરૂપ હાજર થયા હતા. તેમણે જ બહુત્વમાં એકત્વ-દર્શનનો ઉપાય દર્શાવ્યો અને ધર્મ સંબંધી પાશ્ચાત્ય જાતિયોના અનેક ભૂલ ભરેલા સંસ્કાર સ્પષ્ટ રૂપે કહી સંભળાવ્યા હતા. તેમાં નીચેલા કેટલાક સિદ્ધાન્તો પણ તેમણે કહ્યા હતાઃ—

૧. મનુષ્ય માત્ર આત્મા છે. તેથી સ્વરૂપતઃ મનુષ્ય અને પરમાત્મામાં કાંઇ પણ ભેદ નથી. ( આ વાક્ય દ્વારા ખ્રિસ્ત ધર્મનો Doctrine of original sin અર્થાત્ જીવ માત્ર સ્વાભાવિક રીતે જ પાપી છે. એ વિચારનું ખણ્ડન થઇ મનુષ્યનું દેવત્વ પ્રતિપાદન કરવામાં આવ્યું. )

૨. સૃષ્ટિ અનાદિ અને અનન્ત છે અને વિશ્વ પ્રસવિની શક્તિ Cosmic energy ઘણે ભાગે વધ-ઘટ થઇ શકતી નથી. તેથી સૃષ્ટા અને સૃષ્ટિ, એ બન્ને સમાન-અંતરની રેખાની પેઠે સાથે સાથે જ ગતિમાન થઇ રહ્યાં છે. ( આ વાક્ય દ્વારા કોઇ એક નિર્દિષ્ટ સમયે સૃષ્ટિનો આરમ્ભ થયો હતો એ મતનું ખણ્ડન કર્યું હતું. )

૩. વંશ પરમ્પરાગત ભાવના ( Heredity ) જ પોતપોતાના અતીત માનસિક સંસ્કારનું ફળ છે. શરીર સાથે એનો કાંઇ પણ સંબંધ નથી. જો યત્ન કરવામાં આવે તો અતલ-સ્પર્શી મન-સમુદ્ર-મંથન દ્વારા પૂર્વ જન્મોના બનાવો સ્મરણ-પટ ઉપર પુનરોદય કરી શકાય. અર્થાત્ જાતિ-સ્મરતા અસમ્ભવિત નથી. ( આ વાક્ય દ્વારા પુનર્જન્મવાદનો આભાસ આપવામાં આવ્યો છે. )

૪. ધર્મ એ કાંઇ મતવાદ ઉપર પ્રતિષ્ઠિત નથી પરન્તુ એ તો અનુભૂતિ સાપેક્ષ છે.

યુક્તિ અને તર્કની સહાયતાથી ઉપરોક્ત સર્વ નૂતન ધર્મ તત્ત્વ, વાદ રહિત સત્ય રૂપે મુક્ત કણ્ઠે પ્રકટ કરવા છતાં પણ સ્વામિજીના ભાષણમાં દ્વેષ રૂપી વિષ ભરેલી સમાલોચના અથવા કોઇ પણ ધર્મ ઉપર ગેર વ્યાજબી તીવ્ર આક્રમણ કરવામાં આવ્યું નહતું. સર્વ ધર્મો પ્રત્યે ઉદાર ભાવનાનું પોષણ, સર્વ જન સમાજની સાથે રહી માનવાત્માનું કલ્યાણ સાધન, એક બીજામાં જે કાંઈ સત્, શુભ અને પવિત્ર હોય તેના આદાન પ્રદાન દ્વારા સર્વને તે એક લક્ષ્ય પ્રત્યે પહોંચવાના મહત્ કાર્યમાં સહાયતા કરવી, એજ સ્વામિજીના ભાષણનું મૂખ્ય વિશેષત્વ હતું. તેમણે અણીદાર પત્થર દ્વારા અન્ય ધાર્મિક જનોને પરાજય પમાડવાનો કદી પણ યત્ન કર્યો નહતો–કારણ કે તેમના હૃદયમાં તેવી કોઇ વિવાદગ્રસ્ત જડતા–દ્વેષ અહંકાર હતોજ નહિં, તો પછી તેમના હૃદયમાંથી એવું કાંઇ નીકળે જ કેમ ? જેના હૃદયમાં જે વસ્તુ ભરી હોય તે જ તેમાંથી બહાર નીકળે છે. વિચારોનું પણ તેમ જ સમજવું: સ્વામિજીના સર્વ–ધર્મ–પ્રેમી હૃદયમાંથી સર્વ ધર્મ પ્રત્યે સમાનતાદર્શક વિચારો પ્રકટ થયા હતા. આ સ્થળે તેમણે વિશ્વ પ્રેમ દર્શાવ્યો હતો તેથી જ વિશ્વમાનવો તેમના ઉપર પ્રસન્ન થયાં હતાં. તેમણે સ્નેહ–મધુર કણ્ઠે સર્વ વાદ વિવાદ બંધ કરી સમગ્ર માનવ–જાતિને એક દૃઢ ભ્રાતૃત્વના બંધનમાં બાંધવાનો યત્ન કર્યો હતો. છેલ્લે દિવસે એટલે ૨૭ મી તારીખે સ્વામિજીએ જે ભાષણ કર્યું હતું તેમાં તેમણે કહ્યું હતું કેઃ—

"ખ્રિસ્તી ધર્મની દીક્ષા ગ્રહણ કરેલા મનુષ્યોએ હિંદુ અથવા બૌદ્ધ ધર્મની દીક્ષા ધર્મ ગ્રહણ કરવાની આવશ્યકતા નથી અથવા હિંદુ અને બૌદ્ધ ધર્મ ગ્રહણ કરેલા મનુષ્યોએ ખ્રિસ્તી ધર્મ ગ્રહણ કરવાની આવશ્યકતા નથી. પરન્તુ પ્રત્યેક ધર્માવલંબીએ પોતાના ધર્મનું વિશેષત્વ ત્યાગ કર્યા સિવાય અન્ય ધર્મ સમ્પ્રદાયની શ્રેષ્ઠ ભાવનાઓ સમજવી જોઇએ અને ધીમે ધીમે ઉન્નત થવું જોઇએ. ઉન્નતિ અથવા વિકાશનો એજ નિયમ છે.

ધર્મ મહાસભા જગતને કાંઇ બતાવી આપતી હોય તો તે એ જ કે: પવિત્રતા, ઉદારતા, ચિત્ત શુદ્ધિ વગેરે સર્વ સદ્દગુણો એ કોઇ પણ ધર્મના પોતાના નથી. વળી પ્રત્યેક ધર્મમાં ઉન્નત ચરિત્રના નર-નારીયોનો જન્મ થયો છે. કદાચ જો કોઇ સ્વપ્ને પણ એવો વિચાર કરે કે: સર્વ ધર્મોનો ઉચ્છેદ થશે, અને માત્ર તેનો જ ધર્મ પ્રચલિત રહેશે, તો હું અંતઃકરણ-પૂર્વક તેને દયાનું પાત્ર સમજીશ અને તેને એટલું જ કહીશ કે: "તમે સત્વર જોઈ શકશો કે: તમારાં વિરૂદ્ધ-આચરણ હોવા છતાં પણ સર્વ ધર્મની પતાકા ઉપર લખેલું જોવામાં આવશે કે: "સમર નહિ પણ સહાયતા." "વિનાશ નહિ પણ આલિંગન." દ્વન્દ્વ નહિં પણ મિલન "અને શાન્તિ!" ( કોઇ પણ ધર્મ સાથે યુદ્ધ કરો તે કરતાં તેને ઉન્નત કરવામાં સહાયતા કરો. કોઇ પણ ધર્મનો વિનાશ કરવા કરતાં તેનાં શુભ ઉદ્દેશ્યને આલિંગન કરો અને કોઇની સાથે દ્વન્દ્વ નહિં કરતાં તેના શુભ ધર્મ તત્વો સાથે મળતા થાઓ અને શાંતિથી વર્તો. )

સ્વામિજીએ કોઇ પણ ધર્મ સમ્પ્રદાય ઉપર વાક્ પ્રહાર કરવા એક પણ શબ્દોચ્ચાર કર્યો નહતો. ઉલટું સર્વની જ્ઞાનદૃષ્ટિ વિકાસ પામે એવો જ યત્ન કર્યો હતો. વળી તેમણે ત્યાં કોઇ પણ ગહન દાર્શનિક વિચારો દર્શાવ્યા નહતા. સરલ અને સહેલાં દૃષ્ટાન્ત દ્વારા, બાળક પણ સમજી શકે એવી ભાષામાં, સર્વ સભાજનો સમક્ષ પોતાનું કથન સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યું હતું. વળી એક બીજું કારણ પણ જાણવા ગોગ્ય છે. તેમણે કોઇ પણ મતવાદનો પ્રચાર કર્યો નથી. અન્ય ધર્મવાળાને બળાત્કાર પૂર્વક પોતાનો ધર્મ કબુલ કરાવવો એ હમેશાં તેમની પ્રકૃતિ વિરૂદ્ધ હતું. આ સ્થળે પણ તેમણે તેજ વિચાર પ્રમાણે વર્તન કર્યું હતું. સાધારણ રીતે એવું જ જોવામાં આવે છે કે: સર્વ ધર્મ સમ્પ્રદાયના લોકો પ્રજાજનોના અન્ધ વિશ્વાસનો લાભ લઇ તેના મનમાં પોતાનો ધર્મ મત ઠસાવવાનો યત્ન કરે છે-અરે! તેમ કરવા બહુ વ્યગ્ર થઇ રહે છે. તેઓ કહે છે કે: "એમ ન કરવામાં આવે તો ધર્મ માર્ગમાં અગ્રસર થઈ શકાય નહિ." પરન્તુ સ્વામિજી એ વિચારથી તદ્દન વિરૂદ્ધ હતા. તેમનું ભાષણ આધ્યાત્મિક

મનસ્તત્વ ( Spiritual Psychology ) થી ઓતપ્રોત પૂર્ણ હતું. તેમણે સ્પષ્ટ રૂપે સમજાવી આપ્યું હતું કે: "ધર્મ જીવન ગઠન કરવા માટે તો કોઇ પણ ધર્મ-મતના પક્ષમાં મત દર્શાવવો અથવા " હું આ ધર્મ-મત ઉપર વિશ્વાસ રાખું છું. " એટલું બોલવાથી કશું વળતું નથી. સત્ય રીતે તો એ ધર્મ-મતાનુસાર જીવન વ્યતીત કરીને એ ધર્મ મત યથાર્થ છે કે નહિં તેનું જાતિ-અનુભવ દ્વારા પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. પ્રથમ વિશ્વાસ શ્રદ્ધા ) પછી જ્ઞાન, અનુભવ અને સાક્ષાત્ દર્શન થવાં જોઇએ. જે મનુષ્યે તત્વ વસ્તુનો સાક્ષાત્કાર કર્યો છે તેજ મનુષ્ય સાચો સાધુ છે." આ પ્રમાણે તેમણે પોતાના અલૌકિક-તત્વ દર્શનની સહાયતાથી ધર્મ-રાજ્યનાં સૂક્ષ્મ અને ગૂઢ વિષયો સર્વ શ્રોતાજનો સમક્ષ નિવેદન કર્યા હતાં.

એ વક્તૃતાનું ફળ કેટલે દૂર સુધી વિસ્તાર પામ્યું છે તે નિરૂપણ કરવાનો સમય હજી પણ ઉપસ્થિત થયો નથી. તેમ છતાં પણ એટલું તો નિશ્ચય પૂર્વક કહેવું જ પડશે કે: એ સમય પછીથી જ પાશ્ચાત્ય જાતિ સમુહમાં " ધર્મ " નામક વસ્તુએ સમ્પૂર્ણ રૂપે નૂતન આકાર ધારણ કર્યો છે. જો તેમ નહોત તો શું આપણે આજે લન્ડનના સૅન્ટ પૉલ ચર્ચ નામક સુવિખ્યાત ધર્મ મન્દિરની છાયામાં અને અમેરિકાના મુખ્ય મુખ્ય ભજન મન્દિરોમાં પુનર્જન્મવાદ અને મનુષ્યના દેવત્વ વિષયક વિચારો શ્રવણ કરવા શક્તિમાન થાત ખરા કે? કદી પણ નહિ. એ ઉપરથી કહી શકાશે કે: સ્વામિજી નવિન-યુરોપીય ધર્મશાસ્ત્રના જન્મદાતા હતા અને મુખ્યતઃ તેમના જ પ્રભાવથી પાશ્ચાત્ય જગતમાં ધર્મ સંબંધી યુગાન્તર ઉપસ્થિત થયો છે. સત્ય છે કે: ખ્રીસ્તી ધર્મ જગતમાંથી તદ્દન વિલુપ્ત થઇ ગયો નથી પરન્તુ સ્વામિજીના ઉપદેશથી ખ્રીસ્તી ધર્મ-નાયકો પોતાના ધર્મને નૂતન ચક્ષુએ જોતાં શીખ્યા છે, અને પોતાના આદર્શ સમુહને-વિશેષ રૂપે-એ ધર્મના અંગીભૂત કરી લીધો છે.

પરન્તુ આપણે માટે સ્વામિજીની વક્તૃતાનું સર્વ શ્રેષ્ઠ પરિણામ એટલેથીજ અટકતું નથી. આપણે જોઇ શકીએ છીએ કે: તેમણે એ વક્તૃતા દ્વારા આર્ય ધર્મ, આર્ય જાતિ અને આર્યભૂમિને, જગતની દષ્ટિમાં ઉન્નત,

સન્માનયોગ્ય અને પૂજનયોગ્ય બનાવી દીધી છે. જે હિન્દુ જાતિ, ભોગ-વિલાસમાં તૃપ્ત રહેનાર પાશ્ચાત્ય જાતિયોની દૃષ્ટિમાં તુચ્છ, તિરસ્કારપાત્ર અને અપમાનયોગ્ય હતી, તેનો સ્વામિજીએ અપમાનરૂપી કીચડમાંથી ઉદ્ધાર કરી મહાન્-ઉચ્ચ આસનપર સ્થાપી છે. જગત્ સમજી શક્યું છે કેઃ હિન્દુઓ પદદલિત થવા છતાં પણ અવજ્ઞાને પાત્ર નથી. તેઓ દીન, દરિદ્ર થઇ સર્વસ્વ ગુમાવી બેઠા છે છતાં તેમની પારમાર્થિક સમ્પત્તિ ગુમાવી બેઠા નથી. અરે! તેઓ તો અતુલ્ય રત્ન ભણ્ડારના અધિશ્વર છે. તેઓ અનન્ત ગૌરવના અધિકારી છે, તેઓ વિશ્વના ગુરૂપદે બિરાજવા યોગ્ય છે. સ્વામિજીએ હિન્દુધર્મની વિભિન્ન શાખા પ્રશાખાઓને સમગ્ર હિન્દુધર્મ કહી વર્ણવ્યો નથી પરન્તુ તેમણે દર્શાવી આપ્યું છે કે: જે ધર્મનો આરમ્ભ વૈદિક ક્રિયા-કાણ્ડથી અને જેનું અંતીમ પરિણામ વેદાન્તમાં છે તેમજ જે ધર્મ ભિન્ન ભિન્ન આદર્શના મધ્યમાં થઇને અનેક દિશામાં, અનેક ભાવનાઓ સહિત વિસ્તૃત થયો છે, તેજ પ્રાકૃતિક એક અખણ્ડ સનાતન-હિન્દુ ધર્મ છે-માત્ર હિન્દુ ધર્મજ નહિં પણ તે વિશ્વવ્યાપી માનવ-ધર્મ છે. કારણ કેઃ તે સર્વ મનુષ્યોની આકાંક્ષા પૂર્ણ કરવા, સર્વના મનની આશાનો પ્રકાશ પ્રકટાવવા, અને સર્વ હૃદયોની વ્યથા, તૃષ્ણા નિવારણ કરવા, બન્ધનનું છેદન કરવા, અને દીનતા, ત્રાસ, ભય, શોક, દુઃખ દૂર કરવા સર્વપ્રકારે સમર્થ છે.

સ્વામિજીનું અંગ્રેજી-જીવન-ચરિત્ર લખનાર લેખક લખે છે કેઃ—

"ચિકાગોની વિરાટ ધર્મસભામાં સ્વામિજીએ જે મહાન્ સત્યનો પ્રચાર કર્યો હતો, જે અદ્દભુત આશા-વાણી શ્રવણ કરાવી હતી, તેવો પ્રચાર અને તેવી વાણી, ઇસુખ્રીસ્તની પછી, કોઇ પણ પ્રાચ્ય જગદ્દનિવાસી દ્વારા આ દેશના લોકોએ સાંભળી નથી. સ્વામિજીની ભાવનાઓ, ચિરદિન પાશ્ચાત્યોની ધર્મોન્નતિ અને ધર્મ વિસ્તારના સહાયકરૂપે ગણવામાં આવશે અને જગતના ભાવી અધ્યાત્મજ્ઞાનના મૂખ્ય આધાર-સ્વરૂપ ગ્રહણ કરવામાં આવશે."

વાસ્તવિક જોતાં ઉપરોક્ત કથન શબ્દે શબ્દ સત્ય છે. કારણકે સ્વામિજી પહેલાં જો કે કેશવચન્દ્રસેન અને પ્રતાપચન્દ્ર મજુમદાર જેવા સુવિખ્યાત વકતાઓએ ધર્મ-પ્રચાર કરવા માટે પાશ્ચાત્ય પ્રદેશ તરફ ગમન કર્યું

હતું, તેમ છતાં તેમના ભાષણોથી સ્વામિજીના જેવું ઉત્તમ ફળ થયું નહતું. અર્થાત્ તેમનાં ભાષણોથી હિન્દુધર્મનું ગૌરવ-પ્રચાર થવામાં એક બિન્દુ જેટલી પણ સહાયતા થઇ નહતી. એના બે કારણો માનવામાં આવે છે. પ્રથમ કારણ એ છે કેઃ એ બેમાંના કોઇએ પણ સ્વામિજીની પેઠે નિર્ભય ચિત્તે હિન્દુધર્મનો મહિમા ગજાવ્યો નથી–તેમના ભાષણનો મ્હોટો ભાગ ઇસુખ્રીસ્તના ગુણ ગાનથી પૂર્ણ હતો. તેમાં હિન્દુ ધર્મ સંબંધી બે ચાર વિષયો કહેવામાં આવતા તે પણ અતિશય સંકુચિતરૂપે અર્થાત મૂર્તિપૂજા સંબંધી તો તેઓ કાંઇપણ બોલતાજ નહિ. વળી એ દેશની ધર્મ-શ્રદ્ધા સાથે મળતાપણું બતાવતા ! એક રીતે કહીએ તો તેઓ હિન્દુધર્મને યુરોપીય પોષાક પહેરાવીને અને તેમાં કાપ–કુપ કરીને એ દેશના જનસમાજ સમક્ષ ઉપસ્થિત કરતા હતા. બીજું એ કેઃ તેઓ બન્ને સંસ્કૃત ભાષાથી અજાણ હતા. તેથી એ દેશના વિદ્વાનો તેમના હિન્દુધર્મ–જ્ઞાનની ગહનતા ઉપર જોઇએ તેટલી આસ્થા રાખી શકયા નહતા. પણ્ડિતશ્રેષ્ઠ મોક્ષમૂલરે એક વખત વાર્તાલાપ કરતા પ્રતાપબાબુ સમક્ષ એક મ્હોટું શાસ્ત્ર–વચન બોલી તેના મનોહારિત્વની પ્રશંસા કરી હતી. તે પહેલાં તેઓ બીજાં પણ બે ચાર ટુંકાં શાસ્ત્ર–વચન બોલ્યા હતા તે સમયે પ્રતાપબાબુએ માત્ર "હા," "ના," કહી માત્ર હુંકારોજ ભણ્યો હતો. પરન્તુ આટલાં મ્હોટાં શાસ્ત્ર–વચનો સંબંધી અભિપ્રાય જાણવાની મોક્ષમૂલરની ઇચ્છા છતાં પ્રતાપબાબુ ચુપજ રહ્યા હતા ! અન્તે તેમને કબુલ કરવાની ફરજ પડી હતી કેઃ તેઓ સંસ્કૃતભાષા બરાબર જાણતા નથી. એક ધર્માચાર્ય–ધર્મપ્રચારક શાસ્ત્રના અર્થ જાણતા નથી એ સાંભળી મોક્ષમૂલરને અતિશય આશ્ચર્ય થયું હતું. વળી એક બીજી વખત અમેરિકામાં પણ્ડિત ઇમર્સનની શ્રાદ્ધતિથિ–સ્મારક (Death Anniversary) પ્રસંગે એક સભામાં પ્રતાપબાબુને ગીતાજીના અંગ્રેજી ભાષાન્તરમાંથી એક અધ્યાય બતાવી તેનો મૂળ શ્લોક બોલી સંભળાવવાનો આગ્રહ કરવામાં .ો હતો. તે સમયે પણ પ્રતાપબાબુ મહાન્ વિપદમાં પડયા હતા ! એવાં સર્વ કારણોથી તે દેશના લોકો, હિન્દુધર્મ સમ્બન્ધી એમની પાસેથી વિશેષ કાંઇ શિક્ષણ પ્રાપ્ત કરવાનું હશે એવું માનતા નહિ! સ્વામી વિવેકા-

નન્દજીએજ એ દેશમાં સર્વથી પ્રથમ ત્યાગ અને વૈરાગ્યનો બોધ સંભળાવ્યો હતો અને જરાપણ સંકોચ વગર મૂર્તિ–પૂજાનું સમર્થન કર્યું હતું. બીજાઓને પસંદ પડે તેનાજ ગુણગાન કરવા જેની મ્હોરખી વાત તેઓ જાણતા નહતા–તેવો તેમનો સ્વભાવજ નહતો. વળી તેઓ મિથ્યા નિન્દા કે મિથ્યા પ્રશંસા કરવામાં કદી પણ રાજી થતા નહતા. જે કાંઇ સત્ય હૃદયમાં સગાઇ રહ્યું હોય તેજ જનસમાજ સમક્ષ નિર્ભય ચિત્તે કહી સંભળાવતા. અકપટ હૃદયે અને અસંકુચિત ચિત્તે હિન્દુધર્મમાં જે કાંઇ ચોખ્ખું સત્ય સમજ્યા હતા તેનોજ તેમણે પ્રચાર કર્યો હતો. બ્રહ્મચારી ગુરૂદાસ નામક સ્વામિજીનો એક શ્વેતાંગ શિષ્ય કહેતો કેઃ "તેમનું જીવનવ્રત જગતના લોકોને જ્ઞાનદાન કરવું એજ હતું. ( His mission was to enlighten mankind.)" એક બીજો શ્વેતાંગ ગૃહસ્થ કહેતો કે; " તેઓ મનુષ્યને મનુષ્ય બનાવતા. " ( It was manmaking. ) વાસ્તવિક રીતે બન્નેનું કથન સત્ય છે.

તા. ૧૯ મી સપ્ટેમ્બરે સ્વામિજીએ "હિંદુધર્મ નામક પ્રબન્ધ ( Paper on Hinduism ) સભા સમક્ષ વાંચ્યા પછી તા. ૨૦ મીએ તેમણે "Religion not the crying need of India" (ભારત વર્ષ ધર્મના અભાવથી પિડિત નથી. ) એ શીર્ષક એક ભાષણ આપ્યું હતું. એમાં તેમણે ટુંકમાંજ સમજાવ્યું હતું કે ભારતવર્ષમાં ધર્મનો જરા પણ અભાવ નથી. માત્ર પૈસાનીજ તંગી છે. ઉપસંહાર કરતી વખતે તેમણે કહ્યું હતું કેઃ પાશ્ચાત્ય જાતિયો પાસે નિર્ધન ભારત માટે સહાયતાની પ્રાર્થના કરવા માટેજ મ્હારૂં આ દેશમાં આગમન થયું છે. મહાસભાના સભાસદોએ જોયું કેઃ તેઓ માત્ર ધર્મ–રહસ્યવેત્તા અને દાર્શનિક પણ્ડિતજ નહિં પણ તે સાથે મહાન્ સ્વદેશ પ્રેમિક પણ છે.

તા. ૨૨ મી એ મહાસભાની વૈજ્ઞાનિક–શાખા સમક્ષ સ્વામિજીએ બે ભાષણો આપ્યાં હતાં. પ્રાતઃકાલમાં " નૈષ્ઠિક હિન્દુધર્મ અને વેદાન્ત દર્શન. " ( Orthodox Hinduism and the Vedanta Philosophy ) અને સાંજે "ભારતવર્ષના આધુનિક ધર્મ–સમૂહ." (Modern Religions

of India.) એ સર્વ વિષયોનું પુનઃ આલોચન કરવા માટે ૨૩ મી તારીખે પણ એક સભા Conference ભરાઇ હતી. તા. ૨૫ મી એ સાયંકાળે સ્વામિજીએ "હિન્દુધર્મનું સારતત્ત્વ" ( The Essence of the Hindu Religion ) સંબંધી એક ભાષણ આપ્યું હતું. એ ઉપરાંત વૈજ્ઞાનિક શાખાના અધિવેશનોમાં તેમણે બીજાં ચાર ભાષણો આપ્યાં હતાં.

તા. ૨૬ મી એ સ્વામિજીએ ધર્મમહાસભામાં બૌદ્ધ ધર્મ એ હિન્દુ ધર્મની ક્રમપરિણતિ છે." (Buddhism, the fulfilment of Hinduism) એ શીર્ષક એક ટુંકું ભાષણ કર્યું હતું.

પૂર્વે કહેવામાં આવ્યું છે કે: મહાસભામાં એક હજારથી પણ વિશેષ નિબન્ધો વાંચવામાં આવ્યા હતા. સત્તર દિવસ માત્ર સર્વ નિબન્ધ વાંચવા-માંજ વ્યતીત થયા હતા. સાધારણ રીતેજ પ્રત્યેક નિબન્ધ વાંચવા માટે અર્ધો કલાક નિર્માણ થયો હતો, પરન્તુ સ્વામિજીને તે કરતાં પણ વધારે વખત આપવામાં આવ્યો હતો. નિત્ય પ્રાતઃકાલના દશ વાગ્યાથી તે રાત્રિના દશ વાગ્યા પર્યંત ક્રમ પ્રમાણે એક પછી એક નિબંધ વાંચવામાં આવતા. વચમાં માત્ર ભોજન લેવા અર્ધો કલાક વિશ્રાન્તિ મળતી. અનેક લાંબા નિબન્ધોનો મ્હોટો ભાગ નિરસ અને અસાર હોવાથી ઘણી વખત શ્રોતા-જનો સાંભળતાં સાંભળતાં કંટાળી જતા અને ગુસ્સે ભરાઇ ઉઠતા. પરન્તુ તેજ સમયે સભાપતિ મહાશય સર્વને નિવેદન કરી દેતા કે: "સર્વના ભા-ષણ પછી અંતે સ્વામી વિવેકાનંદ ૫-૧૦ મિનિટ ભાષણ કરશે." એ સાંભળતાંજ મહાન્ વિરાટ જનસંઘ અસીમ સહિષ્ણુતા ધારણ કરતો અને સર્વે અંતપર્યંત સ્વામિજીના ભાષણની વાટ જોયા કરતા. સ્વામિજી સર્વને એટલા બધા પ્રિય થઇ પડયા હતા !

એ સંબંધી બોસ્ટન ઇવનિંગ ટ્રાન્સક્રીપ્ટ Boston Evening Transcript નામક સમાચાર પત્રમાં પ્રગટ થયું હતું કે:—

"ધર્મ સભાના અધ્યક્ષો શ્રોતાજનોનું આકર્ષણ કરવા માટે વિવે-કાનન્દને અંતઃ પર્યંત ત્યાં બેસાડી રાખતા. કોઇ ગરમીને દિવસે કોઇ નિરસ વક્તા વધારે સમય પર્યંત ભાષણ કરતો તેજ ક્ષણે સેંકડો લોકો ત્યાંથી ચા-

ક્યા જવાનો યત્ન કરતા એટલે સભાપતિ મહાશય ઉભા થઇ કહેતા કે: "છેલ્લાં આશીર્વચનો બોલતાં પહેલાંજ સ્વામિ વિવેકાનન્દ એક ટુંકું ભાષણ કરશે." બસ, પછી પૂછવાનુંજ શું હોય ? તેજ ક્ષણે સેંકડો મનુષ્યો ઉભા જ રહી જતા ! આ પ્રમાણે કોલમ્બસ હોલમાં બિરાજેલા ચારહજાર શ્રોતાઓ ભાષણને અંતે પંદર મિનિટ વિવેકાનંદજીનું ભાષણ સાંભળવાની અભિલાષાથી હાસ્યભરિત વદને, બે કલાક પર્યંત ત્યાં બેસી રહેવાનો પરિશ્રમ સહન કરતા અને જરાપણ અટક્યા વગર હાથમાંનો પંખો હલાવી પવન ખાયા કરતા. સભાપતિ મહાશય સારી પેઠે જાણતા કે "જેનું છેવટ સારૂં તેનું પરિણામ સારૂંજ."

## ધર્મ મહાસભા પછી.

આ પ્રમાણે સ્વામિજી ચિકાગો મહાસભાનાં એક અપરિચિત સન્યાસીમાંથી એકાએક વિશ્વવંદ્ય મહાપુરૂષરૂપે વિખ્યાત થયા હતા. તેમનું નામ પ્રત્યેક મનુષ્યને મુખે ગવાવા લાગ્યું. તેમની મ્હોટી છબીઓ ચિકાગો શહેરના અનેક સ્થાનોમાં દર્શાવવામાં આવી. તેની સાથે લખેલું હતું કે: "**સન્યાસી વિવેકાનંદ.**" સેંકડો પ્રવાસીઓ રસ્તામાં ગમન કરતાં સ્વામિજીની છબીઓ નજીક જઇ સ્તબ્ધ થઇ ઉભા રહેતા અને મસ્તક નમાવી બે હાથ જોડી ચિત્રમાં ચિતરાયલી મૂર્તિ પ્રત્યે શ્રદ્ધા પ્રદર્શિત કરતા. ત્યાંના સમાચાર પત્રોમાં સ્વામિજીની ભારે પ્રશંસા અને યશોગાન થવા લાગ્યાં. રાજધાનીના સૌથી વજનવાળાં ન્યુસપેપરવાળાઓ પણ તેમને એક દિવ્ય દૃષ્ટિસમ્પન્ન ભવિષ્યવક્તા ( Prophet & seer) જણાવવા લાગ્યા. એ દેશમાં પ્રતિષ્ઠા સમ્પન્ન સમાચાર પત્રોમાં ન્યુયોર્ક હેરલ્ડ જેવું કોઇ બીજું વજનદાર પત્ર નથી. તેમાં પણ પ્રકટ થયું હતું કે:

"He is undoubtedly the greatest figure in the Parliament of Religion. After hearing him we feel

how foolish it is to send mission to his learned nation."

"ધર્મ મહાસભામાં એ (સ્વામિજી) નિઃસંદેહ સૌથી મૂખ્ય વ્યક્તિ હતા. એમનાં વ્યાખ્યાનો શ્રવણ કર્યાથી સારી પેઠે સમજી શકાય છે કેઃ સુશિક્ષિત ભારત નિવાસીયો સમક્ષ ખ્રીસ્તી–ધર્મ પ્રચારકો (પાદરીઓ) મોકલવા તે કેવી મૂર્ખતા છે."

અહા! કેવી પ્રતિભા! એક માત્ર સ્વામી વિવેકાનંદજીને જોઇ અમેરિકનોએ સમગ્ર ભારતવાસીયોને learned nation (વિદ્વાન જાતિ) કહેવાનો આરંભ કર્યો છે! અહા! તેમણે કેવા ગંભીર નિરાશાજનક સ્વરે કહ્યું છે કેઃ "હવે ત્યાં પાદરી ફાદરી મોકલવાથી કાંઇ વળશે નહિ!"

The Boston Evening Transcript—(ધી બોસ્ટન ઇવનિંગ ટ્રાન્સ્ક્રીપ્ટ) માં પ્રકટ થયું હતું કેઃ—

"He is a great favourite at the Parliament from the grandeur of his sentiments and his appearance as well. If he merely crosses the platform he is applauded and this marked approval of thousands he accepts in a child like spirit of gratification without a trace of conceit."

ભાવાર્થઃ "અપૂર્વ ભાવના અને આકૃતિને લીધે તેઓ (સ્વામિજી) ધર્મ મહાસભાના એક વિશેષ પ્રિતિપાત્ર થઇ પડયા છે. તેઓ માત્ર મંચ (Plat–form) ઉપરથી ચાલ્યા જતા તે વખતે પણ હજારો તાળીયોનો ગડગડાટ થઇ રહેતો. હજારો વ્યક્તિઓદ્વારા મળતો આટલો બધો આદરસત્કાર તેઓ બાલકની પેઠે સરલ ચિત્તે પ્રાપ્ત કરે છે તેમાં લેશ માત્ર આત્માભિમાન જણાતું નથી."

વાસ્તવિક જોતાં બાળકને શોભે એવી અકપટતાને લીધેજ સર્વે તેમનાપર મુગ્ધ થયા હતા. આવો મહાન્ વિદ્વાન, આટલી બધી નામના અને યશ, તેમ છતાં લેશમાત્ર અભિમાન નહિ. આવું દૃષ્ય બહુ વિરલ હોય છે. તેથીજ

સ્વામિજી એક વખત બોષ્ટન શહેરમાં ફરવા નિકળ્યા તે જોઈ ઉપરોક્ત વર્તમાનપત્રે પુનઃ પ્રકટ કર્યું હતું કેઃ—

"Vivekananda is a really a great man, noble, simple, sincere, and *learned beyond comparison with most of our scholars.*"

અર્થાતઃ વિવેકાનંદ એ નિઃસંશય એક મહાન્ પુરૂષ છે. સરલ, અકપટી અને અગાધ વિદ્વાન છે. તેમનામાં એટલી બધી વિદ્વતા છે કેઃ અમારા દેશના બહુજ થોડા વિદ્વાનો સાથે તેમની તુલના થઇ શકે.

The Press of America ( ધી પ્રેસ ઑફ અમેરિકા ), પત્રમાં લખ્યું છે કેઃ—

Professor Vivekananda who is of pleasing appearance and young, and being well-fitted with the anceint lore of India, made an address which captured the Congress, so to speak. There were bishops and ministers of nearly every Christian Church present and they were all taken by storm. The eloquence of the man with intellect beaming from his face, his splendid English in describing the beauties of his time–honoured faith, all conspired to make a deep impression on the audience."

અર્થાત્: "ભારતની અતીત વિદ્યામાં સુનિપુણ, પ્રિયદર્શન અને તરૂણ વયના આચાર્ય વિવેકાનન્દે મહાસભામાં જે ભાષણ આપ્યું હતું તે સાંભળી સભાજનો સ્તબ્ધ અને મુગ્ધ થયા છે. તે સ્થળે અનેક બીશપ અને લગભગ પ્રત્યેક ખ્રીસ્તી સમ્પ્રદાયના ધર્મોપદેષ્ટાઓ ઉપસ્થિત હતા. તેઓ સર્વ તેમના ( સ્વામિજીના ) પ્રભાવથી વિસ્મય પામ્યા હતા. એ મહાપુરૂષની વક્તૃત્વ શક્તિ, તેમના મુખમાંથી નિઃસરતી અપૂર્વ બુદ્ધિ–જ્યોતિ, અને તેમના ચિર–સન્માનિત ધર્મનું સૌન્દર્ય વર્ણવવા જતાં તેઓ જે સુંદર

અંગ્રેજી ભાષા બોલે છે તે સમસ્ત એકત્ર થઇ શ્રોતૃવર્ગના મનમાં એક પ્રકારની ગંભીર ભાવનાનો સંચાર કરે છે."

The Interior Chicago (ધી ઇન્ટીરીયર ચીકાગો) પત્રમાં પ્રકટ થયું હતું કેઃ—

"And yet this was the man who of all speakers on the platform of the Parliament of Religions awoke the most uproarious applause and *was called back again and again.*"

"તે એજ મનુષ્ય છે કે જેની પ્રશંસા-ધ્વનિથી મહાસભામાં સર્વ કરતાં અધિક કોલાહલ મચી રહ્યો હતો. અને શ્રોતૃવર્ગના અતિશય આગ્રહથી જેને પુનઃ પુનઃ સભામાં આવી હાજર થવું પડતું હતું."

The New York Critique (ધી ન્યુયૉર્ક ક્રિટિક્) માં લખ્યું હતું કેઃ—

"*He is an orator by Divine Right* and his strong intelligent face in its picturesque setting of yellow and orange was hardly less interesting than those earnest words and the rich rhythmical utterance he gave them."

ભાવાર્થઃ "વક્તૃતાશક્તિ એ તેમની ઇશ્વરદત્ત ક્ષમતા છે. ભગવાં વસ્ત્રથી આચ્છાદિત અને પ્રતિભાવડે દીપાયમાન થએલું તેમનું મુખમણ્ડલ જેમ ચિત્રવત્ મનોહર છે તેજ પ્રમાણે તેમનો કણ્ઠસ્વર પણ વીણા ધ્વનિ જેવો સુમધુર છે. તેમના શબ્દોચ્ચાર સાંભળતાં જ સમજી શકાય છે કેઃ તે અંતઃ તલ ભેદ કરીને પ્રકટ થાય છે."

વળી અનેક વર્તમાન પત્રો અને માસિક પત્રિકાઓએ સ્વામિજીના સર્વ ભાષણો સમ્પૂર્ણ રૂપે પ્રકટ કર્યાં હતા.

Reviews of Reviews (રિવ્યુઝ ઑાફ રિવ્યુઝ) પત્રે સ્વામિજીનાં ભાષણોને "noble and sublime" (અતિમહત્ અને ઉચ્ચ-

ભાવના પૂર્ણ ) જણાવ્યાં હતાં. એ પ્રમાણે સેંકડો-હજારો સામયિક પ્રત્રોએ સ્વામિજી સંબંધી અતિશય પ્રશંસાસૂચક અભિપ્રાયો દર્શાવ્યા છે. તે સર્વ આ સ્થળે પ્રકટ કરી ગ્રન્થનું કદ વધારવું નિષ્પ્રયોજન છે. તેમ છતાં જે જે અમેરિકા નિવાસી મહાન્ પુરૂષોએ સ્વામિજી સંબંધી પોતાના અભિપ્રાય દર્શાવ્યા છે, તેમાંથી બે સજ્જનોના અભિપ્રાય આ સ્થળે પ્રકટ કરવા બસ થઇ પડશે.

Hon'ble Mr. Merwin-Marri Snell ( માનનીય મિ. મેરવિન-મેરિ સ્નેલ. ) લખે છે કે:—

" No religious body made so profound impression upon the Parliament and the American people at large as did Hinduism...And by far the most important and typical representative of Hinduism was Swami Vivakananda, who, in fact, was beyond question the most popular and influential man in the Parliament. He frequently spoke, both on the floor of the Parliament itself and at the meeting of the scientific section, over which I had the honour to preside and on all occasions he was received with greater enthusiasm than any other speaker, Christians or Pagan. The people thronged about him wherever he went and hung with *eagerness* on his everyword... The most rigid of orthodox Christians say of him. "*He is indeed a prince among the man* !"

ભાવાર્થઃ—ધર્મ મહાસભામાં હિન્દુધર્મના જેટલી બીજા કોઇ પણ ધર્મે અસર કરી નથી. એજ ધર્મના સૌથી શ્રેષ્ટ પ્રતિનિધિ સ્વામી વિવેકાનંદજી છે. મહાસભામાં એમનો પ્રભાવ અને આદર સર્વ કરતાં અધિક થયો છે, તેમાં કાંઇ પણ સંદેહ નથી. એઓ ઘણુંખરૂં ભાષણો તો કરતા હતા-ખાસ મહાસભામાં તો અવશ્યજ-અને તેની વૈજ્ઞાનિક શાખાની સર્વ

સભાઓમાં સુદ્ધાં; (કે જેમાં સભાપતિ થવાનું સન્માન મ્હારા પ્રારબ્ધમાં આલેખાયલું હતું); અને પ્રત્યેક વખતે ખ્રીસ્તી અને ખ્રીસ્તી નહિં એવા સર્વ વક્તાઓ કરતાં, શ્રોતાજનો એમનેજ (સ્વામિજીને) વિશેષ માનપુર્વક અભ્યર્થના કરતા હતા! તેઓ જે દિશામાં ગમન કરતા તે દિશામાં લોકોની મ્હોટી ભીડ થઇ રહેતી, અને તેમના મુખનાં પ્રત્યેક વચનો સાંભળવા અતિ આતુર થઇ રહેતા. ખ્રીસ્તીઓમાં જેઓ સૌથી વધારે પ્રાચીન વિચારના હતા તેઓ પણ કહે છે કેઃ "વાસ્તવિક કહીએ તો તેઓ (સ્વામિજી) માનવજાતિમાં અલંકાર સ્વરૂપ છે!"

ધર્મ મહાસભાની જનરલ કમિટિના સભાપતિ રેવરન્ડ બૅરોઝ (Rev. J. H. Barrows) મહોદયે પણ કહ્યું છે કેઃ—

"Swami Vivekananda exercised a wonderful influence on his audience." (સ્વામી વિવેકાનન્દે તેમના શ્રોતૃવર્ગ ઉપર આશ્ચર્ય કલક પ્રભાવ વિસ્તાર્યો હતો.)

ઉપરોક્ત સર્વ અભિપ્રાયો ઉપરથી સહજે સમજી શકાય છે કેઃ અમેરિકન પ્રજાજનોના મન ઉપર સ્વામિજી કેવા પ્રકારનું આધિપત્ય જમાવવા સમર્થ થયા હતા, અને તેઓ પણ તેમને કેવા પ્રકારની શ્રદ્ધા અને સન્માનની દૃષ્ટિયે જોવા લાગ્યા હતા. સત્ય કહીએ તો આ સમયથીજ તેમને કોઇ વસ્તુની તંગી કે કષ્ટ રહ્યું નહતું. અમેરિકાના શિક્ષિત અને શ્રીમન્ત—આબરૂદાર પરિવાર વર્ગના અનેક ગૃહસ્થો તેમને પોત પોતાને મકાને લઇ જવાને માટે પરસ્પર સ્પર્ધા કરવા લાગ્યા. અતુલ સમ્પતિવાળા કુબેર ભંડારી જેવા શ્રીમન્તોનાં ગૃહદ્વાર તેમને માટે મુક્ત થઈ ગયાં. તેમની સંગતિ કલ્યાણકારક માની અનેક સજ્જનો આગ્રહપૂર્વક તેમની પ્રાર્થના કરવા લાગ્યા. વળી કેટલાક તેમનાં દર્શન કરીને તેમજ તેમના મુખમાંથી નિઃસરતાં એક બે ઉપદેશ—વચનો શ્રવણ કરીને પોતાનું જીવન ધન્ય માનવા લાગ્યા. એ સંબંધી સ્વામિજીએ પોતે તા. ૨ જી નવેમ્બરે ચિકાગોથી એક પત્રમાં લખ્યું છે કેઃ—

"અમેરિકનોની દયા સંબધી શું લખું? આ સમયે મ્હને કોઇ વસ્તુની

તંગી નથી. હું અતિ સુખમાં છું, મ્હારો યુરોપ-પ્રવાસનો ખર્ચ અત્રેથી મળી જાય એમ છે. તમારે કષ્ટ સહન કરીને મ્હને રૂપિયા મોકલવાની આવશ્યકતા નથી......મ્હારા પોષાક વગેરે માટે જે ભારે ખર્ચ વેઠવો પડયો છે તે સર્વ બાદ કરતાં હમણાં મ્હારી પાસે ૨૦૦ પાઉન્ડ સીલીકમાં છે. મકાન ભાડાનો અથવા ભોજન ખર્ચનો એક પૈસો પણ મ્હારે આપવો પડતો નથી. કારણ કે: ઇચ્છા થતાંજ આ શહેરનાં અનેક સુન્દર મકાનોમાં હું નિવાસ કરી શકું છું. વળી હું નિત્ય કોઇ એક ગૃહસ્થનો અતિથિ તો થયો હોઉં છુંજ. અહા! આ જાતિની આટલી બધી વિદ્યા-શોધક વૃત્તિ! આટલી બધી જ્ઞાનપિપાસા! આવું તમે કોઇ પણ સ્થળે જોઇ શકશો નહિ."

વાંચક! એ તેજ વિવેકાનન્દ છે કે જે કેટલાક દિવસ પૂર્વે ભારત-વર્ષના પ્રત્યેક રાજમાર્ગોમાં ભટકતા ફરતા હતા! જેણે પ્રથમ અમેરિકામાં ગમન કર્યા પછી પૈસાની તંગીને લીધે દારૂણ સ્થિતિ ભોગવતી વખત દ્રવ્ય મંગાવવા માટે ભારતવર્ષમાં તાર કર્યો હતો અને તે વખતે એક ધર્મપરાયણ મનુષ્યે કહ્યું હતું કે: Let the devil die of cold. (એ દુષ્ટને ઠંડીમાં જ મરણ પામવા દો!) હાય! તે દિવસે કોણ જાણતું હતું કે: દ્રવ્યની તંગીને લીધે જે મનુષ્ય આજે આટલા બધા ચિન્તાતુર અને કંગાલ બન્યા છે, તેનેજ ભવિષ્યમાં એક દિવસ પૈસાને માટે જરા પણ ચિન્તા કરવી નહિ પડે! તે દિવસે કોણ જાણતું હતું કે: સમસ્ત વિશ્વની સમ્પત્તિ તેમના ચરણતલમાં આલોટવા માટે આતુર થઇ તેમની પાછળ પાછળ ધાવમાન થશે! વાંચક! હાસ્ય કરશો નહિ. આ સર્વ સત્ય છે. એ પ્રમાણેજ બનાવો બનતા હતા એમાં જરાપણ શંકા નથી. વધારે શું કહીએ? સ્વામિજીના અસાધારણ સદ્ગુણો ઉપર મોહ પામી અમેરિકાની અનેક શ્રીમન્ત લલનાઓ તેમના પ્રત્યે અપૂર્વ પ્રેમ દર્શાવતી હતી, કેટલીક તેમની સાથેજ નિવાસ કરતી અને કેટલીક યુવતીઓએ તો સ્વામિજી સમક્ષ જઇ તેમની સાથે લગ્ન કરવાની પણ ઇચ્છા દર્શાવી હતી! જો તેમણે ધાર્યું હોત તો તેઓ અનન્ત સુખ-વિલાસના ભોક્તા થઇ શકયા હોત! પરંતુ [illegible] હતા? આદર્શ કામિની-કાંચન ત્યાગી, ઇશ્વર. [illegible] ણુ [illegible] વના

પ્રિય શિષ્ય હતા. ગુરૂદેવે તેમની નસેનસમાં–શરીરનાં પ્રત્યેક અણુમાં પોતાને ત્યાગ–વિરાગ ભરી દીધો હતો. તે પુરૂષ કામિની–કાંચન પ્રત્યે જરા પણ લલચાય કે એક ક્ષણને માટે પણ ભોગ–વિલાસનો આશ્રય લે એ કદી પણ બને તેમ નહતું. તેઓ આદર્શ ગુરૂના આદર્શ શિષ્ય હતા. માત્ર "ગુરૂ, ગુરૂ" કહી ગુરૂ શબ્દના અર્થમાં રહેલી મહત્તાને કલંક લગાડે તેવા તેઓ નહતા. એવા મહાપુરૂષ સમક્ષ કામિની અને કાંચનનો પરાજય થાય એમાં આશ્ચર્ય શું ? તેમનામાં ભોગવિલાસની જરાપણ પ્રવૃત્તિ નહતી. તેમના નયન અગ્નિવડે મદનદેવ ભસ્મિભૂત થઇ ગયો હતો. તેજ સાક્ષાત્ શંકરાચાર્ય સમાન તેજસ્વી મહાપુરૂષ કામનાનો દાસ બને એમ નહતું. એક વાર્તા સર્વ જન મંડળના જાણવામાંજ છે કે: આ સમયે એક અતુલ ઐશ્વર્ય સમ્પન્ન યુવતી નમ્રતાપુર્વક સ્વામિજીને ચરણે પડી પોતાનું રૂપ, યૌવન અને પુષ્કળ ઐશ્વર્ય તેમને સમર્પણ કરવાની આજ્ઞા માંગતી હતી, પરંન્તુ પૂજ્યપાદ સ્વામિજી વિવેકાનન્દજીએ તેને થોડાક સુમધુર શબ્દોમાં બોધ આપ્યો હતો કે: "બ્હેન! હું સન્યાસી છું. જગતની સર્વ સ્રીયો મ્હારી માતા છે." અહા! આ શું સાધારણ ચરિત્ર–બલ કહેવાય! આવો અપૂર્વ ત્યાગ ભાગ્યે જ જોવામાં આવશે!

સ્વામિજીને મળતા આટલા બધા આદરસત્કાર, સન્માન, યશોગાન, અને પ્રશંસા ધ્વનિએ તેમના નિષ્કલંક ચિત્ત ઉપર સહજ પણ અહંકાકારની છાયા પાડી નહતી, ઉલટું તેઓ એવાં માન–યશોગાનથી માનસિક દુ:ખજ ભોગવતા! કારણકે: પ્રથમ જે દિવસે તેમણે સમાચાર પત્રમાં પોતાની અતિશય પ્રશંસા અને ખ્યાતિનું વર્ણન વાંચ્યું તે દિવસે બોલ્યા હતા કે: "આજથી મ્હેં નિર્જનવાસી સન્યાસીને ઉચિત એવી સ્વતંત્રતા ગુમાવી દીધી છે!" એમ કહી તેમણે બાળકની પેઠે અશ્રુપાત કર્યો હતો.

અને સ્વદેશ માટે? ઐશ્વર્યના પુષ્પિત–નન્દનવનમાં આવી તેમણે એક પણ દિવસ પોતાના દરિદ્ર ભારતવર્ષને વિસાર્યો નથી. તેમને પોતાને તો આ સમયે કોઇપણ વસ્તુની તંગી નહતી એ ખરૂં, તેમની ઇચ્છા થતાં જ તેઓ એકાદ કરોડપતિના ભવ્ય મહાલયમાં સુખ, સ્વચ્છંદ અને સ્વતં-

ત્રતાપૂર્વક અસંખ્ય પ્રકારના વિલાસમાં, વિભવમાં વિહાર કરવા શક્તિમાન હતા, પરન્તુ તેમનું હૃદય ભોગ-વિલાસથી આનન્દ પામે તેવું નહતું ! વાંચક! એક પ્રસંગનું વર્ણન સાંભળો ! જે દિવસે તેમનું નામ વિશ્વવિખ્યાત થયું, તેજ દિવસે ચિકાગો શહેરના એક મહાન આબરૂદાર અને ધનવાન ગૃહસ્થ સ્વામિજીને અતિ આદરપૂર્વક પોતાને મકાને તેડી ગયા. અને તેમના તાબેદાર ભક્તની પેઠે વિશેષ સંભાળપુર્વક તેમની સેવા-સત્કાર કર્યો. રાત્રિને સમયે સ્વામિજીને શયન કરવા માટે વિચિત્ર પ્રકારની અનેક વિલાસી વસ્તુઓથી ભરપૂર ઓરડો નિર્માણ કરવામાં આવ્યો હતો, પરન્તુ તે રાત્રિએ સ્વામિજીને નિદ્રાજ આવી નહિં. ઇન્દ્રપુરી સમાન મ્હોટું રાજમહાલય, રત્નાવલી ભૂપિત દીપાલંકૃત ગૃહદ્વાર, દુધના ફીણ જેવી સુન્દર શય્યા, અને અને કલ્પનાથી અતીત એવી અસંખ્ય વિલાસી વસ્તુઓએ સ્વામિજીના ચિત્તને મહાન્ વ્યથિત કર્યું હતું! તેમનાં નેત્રમાંથી પડતી અશ્રુધારાવડે પથારીની ચાદર ભિંજાઇ ગઇ, શય્યા તેમને કણ્ટકમય લાગવા માંડી! તેઓ વ્યથિત હૃદયે શય્યા ત્યાગ કરી ઉભા થયા, અને બારીમાં ઉભા રહી બહારના ઘોર અંધકાર તરફ દૃષ્ટિ ફેરવતા ગંભીર ચિન્તા કરવા લાગ્યા. એ ચિન્તા કોની હતી ? અમે શું કહીએ ? તે ચિન્તા કેવળ ભારતવર્ષનીજ હતી. ભારતવર્ષની પ્રજા બે વખત એ મુઠ્ઠી અન્ન મેળવી શકતી નથી અને આ દેશના લોકો પાસે એટલું બધું દ્રવ્ય છે કેઃ જેથી તુચ્છ ભોગ વિલાસ ભોગવવા માટે જળનાપ્રવાહ પેઠે કરોડો રૂપિયાનો ખર્ચ કરી નાંખે છે ! આ ચિન્તા રૂપી ભયંકર અગ્નિ તેમના હૃદયને દગ્ધ કરવા લાગ્યો. ચિન્તા કરતાં કરતાં દુઃખના ભારથી તેમનો શ્વાસ રોકાવા લાગ્યો. તેઓ જમીન પર પડી તડફડાટ કરવા લાગ્યા! એટલુંજ નહિં પણ તેમના હૃદયની ચિન્તાગ્નિ તેમનું મર્મસ્થાન ભેદીને બહાર નિકળવા લાગી. તેઓ જમીન પર આલોટતા બોલવા લાગ્યા કેઃ "હા! મ્હારી દુઃખી માતૃભૂમિ ! ત્હારી આટલી બધી દુર્દશા અને મ્હારા અદૃષ્ટમાં આટલો બધો સુખ ભોગ? હું એ સુખ સૌભાગ્ય અને નામયશ પ્રાપ્ત કરી શું કરૂં ? મ્હારે તો તું સુખી થાય એજ જોઇએ. ત્હારે સુખે હું સુખી. ત્હારે દુઃખે હું દુઃખી ! "

અહા! વાચક! આવા સ્વદેશ પ્રેમિક સન્યાસી માટે પણ શત્રુનો અભાવ નહતો. ચિકાગોની મહાસભામાં સ્વામિજીને જે માન મળ્યું તેને, તેમજ તે પછી પણ તેમનો જગદ્વ્યાપી યશ જોઇને કેટલાક નીચ, સ્વાર્થ-સાધુ મનુષ્યો ઇર્ષાગ્નિવડે દગ્ધ થવા લાગ્યા. અમને કહેતાં અતિશય લજ્જા થાય છે કે: એ દ્વેષિમંડળમાં એક મનુષ્ય તેમના દેશનો અને ભારતવર્ષના સુધારક સમ્પ્રદાયનો મૂખ્ય નાયક હતો. તેણે જોયું કે: એ નવીન સન્યાસીએ અચાનક કોણ જાણે ક્યાંથી આવી તેમની સુપ્રતિષ્ટિત યશ–કીર્તિને મલિન, પ્રભાવહીન કરવા માંડી છે ત્યારે તેણે યુક્તિપૂર્વક તેમની સ્હામે થઇ તેમના ગૌરવમાં હાનિ પહોંચાડવાની પ્રતિજ્ઞા કરી. ધર્મ મહાસભાના આગેવાનોએ એ ગૃહસ્થને સ્વામિજીનો પૂર્વ પરિચય પુછયો. તેના ઉતરમાં તેણે કહ્યું કે: " ભારતવર્ષમાં એને ( સ્વામિજીને ) કોઇ ઓળખતુંજ નથી. એતો કોઇ ભટકતી ( Vagabond ) ટોળીનો બદમાશ માણસ છે. એ તો ઉઠાઉગીર, જુગારી છે. આ સ્થળે આવી મસ્ત સન્યાસીનો ઢોંગ કરતો ફરે છે."

સ્વામિજીના દ્વેષિ બંધુએ આટલું બધું કહ્યું છતાં સદ્ભાગ્યની વાત એજ કે: ધર્મ મહાસભાના પરિચાલકોએ તેના કથન ઉપર વિશ્વાસ રાખ્યો નહિ. પરિચાલકોએ સ્વામિજીની આકૃતિ, પ્રકૃતિ, કથાવાર્તા અને ચાલ ચલગત જોઇ તેમને પ્રપંચી કે હીન–ચરિત્રના–બદમાશ–માન્યા જ નહિં! તેમ થવાથી પેલા દ્વેષિ મહાત્માનો ઉદ્દેશ્ય સિદ્ધ થયો નહિ. માત્ર એ મનુષ્ય જ નહિ. પણ થિયોસોફિસ્ટ સમ્પ્રદાયના નેતાઓએ પણ સ્વામિજી પ્રત્યે સહાનુભૂતિનો અભાવ દર્શાવ્યો હતો એટલું જ નહિં પણ તેમને ત્યાંથી હાંકી કહાડવાનો પણ બનતો યત્ન કર્યો હતો!

પરન્તુ સર્વથી વિશેષ ઇર્ષાગ્નિમાં તો પ્રાચીન વિચારના ધર્મચુસ્ત પાદરીઓ પ્રજવળી રહ્યા હતા. તેઓ સ્વામિજીની નિર્ભય–ચર્ચા અને સ્પષ્ટ વકતાપણા ઉપર અતિશય ક્રોધે ભરાયા અને તેજ દ્વેષ કરવા લાગ્યા.×

× સ્વામિજીએ જોયું કે: ભારતવર્ષમાંથી પાછા ફરેલા મિશનરીઓમાંના અનેક મિશનરીઓ દેશમાં જઇ ભારતવર્ષને અજ્ઞાન અંધકારાચ્છન્ન મૂર્ખ લોકોનો દેશ જણાવે છે અને નાના પ્રકારનાં કાલ્પનિક કથનો દ્વારા પોતાના અભિપ્રાયનું

કયે પ્રકારે સ્વામિજી ઉપર કલંક આરોપણ કરી શકાય તેના ઉપાયો શોધવા લાગ્યા, પરંતુ સહજ રીતે કોઇ છિદ્ર નહિં મળ્યાથી તેઓ ગમે તેવાં ખોટાં બ્હાનાં કાઢી તેમને ગાળો દેવા લાગ્યા, અને તેમની મિથ્યા નિન્દા કરવા લાગ્યા. તેમ છતાં પણ સ્વામિજીએ તે તરફ લક્ષ્ય આપ્યું નહિં. એટલે નિન્દાખોરોને વિશેષ ઉત્તેજન મળ્યા જેવું થયું. તેમણે સ્વામિજીને હેરાન કરવા માટે એક અધમ યુક્તિ શોધી કહાડી. સ્વામિજીનું બ્રહ્મચર્ય નષ્ટ કરવાના, તેમને ધર્મ ભ્રષ્ટ કરવાના ઉદ્દેશ્યથી તેમણે કેટલીક સુન્દર યુવતીઓને સ્વામિજી પાસે મોકલી. તે સ્ત્રીઓને તેમણે કહ્યું હતું કે: જો તમે એમને ( સ્વામિજીને ) ધર્મભ્રષ્ટ કરી શકશો તો તમને સારૂ ઇનામ મળશે. તે સ્ત્રીયો સ્વામિજી પાસે ગઇ. પ્રથમ તો નાના પ્રકારનાં પ્રલોભનો દર્શાવી મિથ્યા જાળ વિસ્તારવા લાગી, પરન્તુ તેથી તેઓની મનકામના પૂર્ણ થઇ નહિં. તેમણે તો ત્યાં અકૃત્રિમ સાધુતા, બાળકને યોગ્ય એવી સરલતા અને

---

સમર્થન કરવાનો યત્ન કરી રહ્યા છે. એ સ્થિતિ સ્વામિજીથી સહન થઇ નહિં, તેથી તેઓ લાગ મળતાં જ અમેરિકા નિવાસી પ્રજાજનોના હૃદયમાંથી ઉપરોક્ત ખોટી ધારણાઓ દૂર કરવાનો પ્રયત્ન કરતા અને તે માટે ક્વચિત્ સખ્ત શબ્દોમાં પ્રહાર કરવા ચૂકતા નહિં. એક સમયે મિનિયાપોલિસ–નામક સ્થાનમાં ભાષણ કરતી વખત એક શ્રોતાજને તેમને પ્રશ્ન કર્યો કે: હિન્દુ સ્ત્રીઓ પોતાનાં સન્તાનોને નદીના ગર્ભમાં –મગરના મુખમાં નાંખી દે છે એ સત્ય છે કે નહિં ? સ્વામિજીએ ઉત્તર દીધો કે: "Yes madam, they threw me in, but like your fabled Jonah I got out again." ( મહાશયા ! તેમ કરે છે, મ્હને પણ તેમણે એ પ્રમાણે ફેંકી દીધો હતો, પરન્તુ આપના પુરાણમાં જોનાની કથા લખી છે તે પ્રમાણે હું બચવા પામ્યો છું. ) વળી એક વખત સ્વામિજીએ તેમને કહ્યું હતું કે: "હું સ્પષ્ટ કહું છું ખરો, પરન્તુ તે તમારા જ કલ્યાણને માટે. હું તમારી ઈચ્છાનુસાર ઉપદેશ કરવા અત્રે આવ્યો નથી. હું સત્ય ઉપદેશ દેવા આવ્યો છું. મનરખુ ઉપદેશ દેવો અથવા ખુશામદ કરવી એ મ્હારો વ્યવસાય નથી. જો તેમ કરવા ઇચ્છા હોત તો આટલા દિવસ થતાં જ ન્યુયૉર્ક શહેરના ફિફ્થ એવેન્યુ ( Fifth Avenue –એક રસ્તાનું નામ) નામક સ્થાને એક નવીન પ્રકારનું ચર્ચ સ્થાપી શક્યો હોત પરન્તુ તમે અમારાં સન્તાનવત્ છો. તમારી ભૂલચૂક દર્શાવી તમને ભગવાનની દિશામાં લઇ જવાં એજ અમારી ઇચ્છા છે. તેથી સર્વ સમયે તમારી પ્રચલિત રીતિ પ્રમાણે

પવિત્રતા જોઇ તેઓ મુગ્ધ બની ગઇ. સ્વામિજી તેમની માયા જાળમાં ફસાયા નહિ, તેથી તેમણે સર્વ હકિગત તેમને નિવેદન કરી દીધી. જે નિન્દાખોરોએ તેમને બક્ષિસની લાલચે મોકલી હતી તે સંબંધી સર્વ કહી દીધું. તે સ્ત્રીઓએ પોતાના જીવનમાં આવા મોહપાશ, પ્રલોભન અને પરીક્ષામાંથી કોઇ પુરૂષને આ પ્રમાણે અટલ, સંયત અને દ્રઢવ્રત થઇ રહેતાં દીઠો નહતો. સાચો ધાર્મિક પુરૂષ કેટલે દરજ્જે ઇન્દ્રિય દમન કરવા સમર્થ હોય છે તે પણ તેઓ જાણતી નહતી, તેથી સ્વામિજીનો ચરિત્ર–મહિમા જોઇ તેઓ મુગ્ધ બની. તેમને અતિશય આત્મગ્લાનિ થઇ. ધર્મસમ્પ્રદાયી કોઇ પણ મનુષ્ય ઇર્ષાયુક્ત થઇને આટલે સુધી નીચતા દર્શાવે એ સહસા માની શકાય નહિ, પરન્તુ વાંચકોએ સમજવું જોઇએ કેઃ ઇર્ષાને લીધે મનુષ્યો અન્ધ થઇ જાય છે. ન કરવાનું કરે છે, ન કહેવાનું કહે છે. તેનાં વિવેક–ચક્ષુ બંધ થઇ જાય છે!

ઇ. સ. ૧૮૯૪ ના જાન્યુઆરી માસમાં, ભારતવર્ષના અનેક મિશનરીઓએ સ્વામિજીને અમેરિકન પ્રજા સમક્ષ ઉતારી પાડવાની ઇચ્છાથી તેમના સંબંધી અનેક પ્રકારની કલ્પિત નિન્દાઓ કરી હતી, અને અમેરિ-

---

ખ્રીસ્તી ધર્મ અને સભ્યતાનાં ગુણગાન કરી શકીશ નહિ." ડિટ્રોયેટમાં સ્વામિજીએ એક દિવસ કહ્યું હતું કુઃ Where is your Christianity ? Where is there a place for Jesus the Christ in this selfish struggle, in this constant tendency to destroy ? True if He were here today He would not find a stone where to lay His head." ( તમારામાં ખ્રીસ્તી ધર્મ છે જ ક્યાં ? વર્તમાન સમયની મારામારી, કાપા કાપી અને પ્રબળ સ્વાર્થ સંઘર્ષમાં ઇસુને માટે સ્થાન ક્યાં છે ? ) ખ્રીસ્તના આદર્શની આવી સુન્દર ધારણા સ્વામિજી કયે પ્રકારે કરી શક્યા હશે તેનો વિચાર કર્યા પછી એક સુવિખ્યાત ધર્મ યાજકે ( પાદરીએ ) આશ્ચર્ય દર્શાવ્યો હતો. તે સમયે તેમણે કહ્યું હતું કેઃ "Why, Jesus was an Oriental ! It is therefore natural that we orientals should understand him truly and readily." ( શા માટે ? ખ્રીસ્ત એ પ્રાચ્ય દેશસ્થ મનુષ્ય ( દેવ ) હતો ! અમે પણ તે જ દેશનાં મનુષ્ય છીએ, તેથી તેમની ભાવના યથાર્થરૂપે ગ્રહણ કરવા શક્તિમાન હોઇએ તો તેમાં આશ્ચર્ય શું ? )

કામાં તેમને ( સ્વામિજીને ) કોઇ હિસાબમાં ગણતું નથી વગેરે કહી તેમના ઉપર અયોગ્ય રીતે આક્રમણ કર્યું હતું. ભારતવર્ષમાંથી સ્વામિજીને અમેરિકામાં જે પત્રો મળતા તેમાંના એક પત્રમાં એ સંબંધી ઉલ્લેખ થયો હતો, તેમજ અમેરિકાના એક સમાચાર–પત્રમાં પણ તેમની નિન્દા પ્રકટ થઇ હતી તેનો પણ ઉલ્લેખ હતો. તેના ઉત્તરમાં સ્વામિજીએ લખ્યું હતું કે:—

"તમારો પત્ર મળ્યો છે. મ્હને આશ્ચર્ય થાય છે કે: મ્હારા સંબંધી અનેક કથાનક ભારતમાં પહોંચ્યા છે. 'ઇન્ટિરિયર' પત્રની સમાલોચના એ સર્વ અમેરિકા નિવાસીયોની ભાવના છે એમ સમજશો નહિ. એ પત્રિકાને અત્રે કોઇ ઓળખતું પણ નથી. વળી એને અત્રેની પ્રજા "નીલ નાસ્તિક પ્રેસ બિટેરિયન" લોકોનું પત્ર કહી હાસ્ય–મશ્કરીમાં ઉડાવે છે! એ સર્વે અંધ શ્રદ્ધાળુ–પ્રાચીન સમ્પ્રદાયના લોકો છે; તેથી "નીલ–નાસ્તિક" લોકો કાંઈ બધાજ નાલાયક હોય એમ નથી. સર્વ પ્રજાજનો જેને આકાશમાં–ઉચ્ચ સ્થાનપર–લઇ જાય છે, તેમના પર આક્રમણ કરી કંઇક નામ પ્રસિદ્ધ કરવાના ઉદ્દેશ્યથી જ એ પત્રિકાએ એવું લખ્યું છે. અમેરિકાની સર્વ પ્રજા ( મુખ્યતઃ પુરોહિતો ) મ્હારી સારી બરદાસ્ત રાખે છે. એવી વર્તણુક ચલાવી, કોઇ સારા માણસને ગાળો ભાંડી, અનેક પત્રિકાઓ પ્રસિદ્ધિમાં આવવા ચ્હાય છે એ તેમનું કૌશલ આ દેશના લોકો સારી પેઠે જાણે છે, અને તેઓ એવી નાપાયાદાર વાતો ઉપર લક્ષ્ય પણ આપતા નથી. હા, એમ થવાથી ભારતવર્ષના મિશનરીઓને સારો લાગ મળશે એમાં સંદેહ નથી, પરન્તુ તેમને કહેજો કે: "ઓ યહુદીઓ! જરા વિચાર કરી જૂવો! ઇશ્વર સમક્ષ તમારો ન્યાય થવાના દિવસો નજિક જ આવે છે." વાસ્તવિક કહું તો તેમના પ્રાચીન મકાનોની ભીંતો નિર્મૂળ થવા બેઠી છે. તેઓ ગાંડાની પેઠે ગમે તેટલી બુમો પાડે તેથી શું થયું? તેમનું કોઇ સાંભળે એમ નથી. મ્હને મિશનરીઓ માટે દુઃખ થાય છે. પ્રાચ્ય દેશના અનેક લોકોનાં ટોળાં આ તરફ આવવાથી, ભારતવર્ષમાં જઇ મ્હોટી બહાદુરી કરવાનો તેમનો વ્યાપાર બંધ પડવા આવ્યો છે. પરન્તુ એમના મૂખ્ય મૂખ્ય ધર્મોપદેશકોમાંનો એક પણ મનુષ્ય મ્હારો વિરોધી નથી. ગમે તેમ હો,

નદીમાં ઉતર્યો છું ત્યારે તો અંત પર્યંત ઉત્તમ રૂપે સર્વ નિહાળી લઇશ.”

વાસ્તવિક કહીએ તો સાધારણ શ્રેણીના–હીનચરિત્રના ખ્રીસ્ત ધર્મ પ્રચારકોએ સ્વામિજી વિરૂદ્ધ અનેક કપોળ કલ્પિત, ખોટી નિન્દાનો પ્રચાર કર્યો હતો, એટલું જ નહિ પણ સમસ્ત ખ્રીસ્તયાજક–સમ્પ્રદાય તેમના વિરૂદ્ધ થઇ ઉઠયો હતો. પરન્તુ ખ્રીસ્ત સમાજમાં જેઓ વિચારશીલ, ઉદાર મનના, ઉચ્ચ અંતઃકરણવાળા મનુષ્યો હતા તેમાંના ઘણા સજ્જનો અને પુરોહિત શ્રેણીના અનેક મુખ્ય ગણાતા પુરોહિતો અને સત્યનિષ્ઠ મહા પુરૂષો, સ્વામિજી અને તેમના મતના અનુરાગી થઇ ઉઠયા હતા. તેઓ અનેક સમયે પૂર્વોક્ત મનુષ્યોનો વ્યવહાર જોઇ વિરક્ત થઇ તેમના વિરૂદ્ધ પ્રકટરૂપે સમાચાર પત્રમાં ચર્ચા ચલાવવા સ્વામિજીને આગ્રહ કરતા, પરન્તુ સ્વામિજી કહેતા કેઃ “ એમ કરવાનું કારણ શું ? પોતાના સ્વાર્થનું રક્ષણ કરવા માટે સન્યાસીએ કોઇ પણ કાર્ય કરવું ન જોઇએ. વળી સત્ય કદી પણ ગુપ્ત રહી શકશે નહિ. નક્કી માનજો કેઃ સત્ય પોતાની મેળે જ પોતાને પ્રકટ કરશે. ” સ્વામિજી પોતાના ભક્તોને અને ગુણગ્રાહી બન્ધુઓને એવા માણસો ઉપર કોઇ વખત ક્રોધ કરતા જોઇ બોલતા કેઃ “ ક્રોધ શા માટે કરો છો ? નિન્દક અને નિન્દિત, પ્રશંસક અને પ્રશંસિત એમાં કાંઇ પણ ભેદ નથી.”

આ સમયે સ્વામિજી અતિશય પરિશ્રમ કરતા હતા. એ સ્થળની એક Lecture Bureau ( વક્તૃતા–કમ્પનીએ ) તેમને સમસ્ત અમેરિકામાં ભ્રમણ કરી ભાષણો આપવા આમંત્રણ કર્યું હતું. સાધારણ રીતે જ જેઓ ઉત્કૃષ્ટ વક્તા હોય અને જેઓ વક્તૃતાદ્વારા શ્રોતાજનોને આકર્ષણ કરવા શક્તિમાન જણાય તેમને જ એ કાર્ય માટે ચુંટવામાં આવતા. તેમણે સ્વામિજીને પોતાના કાર્ય માટે પસંદ કર્યા હતા. સ્વામિજીએ જોયું કેઃ એ કાર્ય તદ્દન નિરર્થક નથી. થોડું દ્રવ્ય પ્રાપ્ત થતાં પોતાને પણ સગવડ થાય એમ હતું. કારણ કે, એ દ્રવ્યમાંથી જ ભારતવર્ષમાં, ધર્મ અને પ્રજાજનો માટે હિતકર થઇ પડે એવાં અનુષ્ઠાનોમાં દ્રવ્યની સહાયતા કરી શકાય. વળી તે ઉપરાંત અમેરિકાનિવાસી નરનારી સાથે પરિચિત થઈ ભારતવર્ષને લગતી ખોટી ધારણાઓ દૂર કરી તેમના મનમાં યથાર્થ સત્ય ઠસાવી શકાય.

એ વિચારથી તેમણે ઉપરોક્ત કમ્પનીની માંગણી સ્વીકારી અમેરિકાની ચારે દિશામાં ભાષણો આપવા લાગ્યા. જેમ કે: "India and its women." ( ભારતની નારી જાતિ. ) The manners and customs of the Hindus. ( હિન્દુઓની આચાર પદ્ધતિ. ) "Is India a benighted country ?" ( ભારત શું અજ્ઞાનપૂર્ણ દેશ છે ? ) વગેરે. આવાં ભાષણો આપવા માટે સ્વામિજીને અમેરિકાના પૂર્વ અને મધ્ય-પશ્ચિમ પ્રદેશનાં પ્રત્યેક ન્હાનાં મ્હોટાં નગરોમાં જવાનું થયું હતું. તેમણે ચિકાગો, આઇવાસિટિ. ડિસમોયેનિસ, સૅન્ટલુઇ, ઇન્ડિયાના પોલિસ, મિનિયા પોલિસ, ડિટ્રોયેટ, હાર્ટફોર્ડ, બફેલો, બોસ્ટન, કેમ્બ્રિજ, બાલ્ટિમાર્ક, વોશિંગ્ટન, બ્રુકલિન અને ન્યુયોર્ક પ્રવાસ કરવો પડયો હતો. દિલગીરીની વાર્તા એ છે કે: એ સર્વ ભ્રમણ વૃત્તાન્ત અને ભાષણો પ્રાપ્ત થઇ શક્યાં નથી. કોઇ પ્રસંગે "ડિટ્રોયેટ ફ્રી પ્રેસ." અથવા બે ચાર સમાચાર પત્રોમાં સ્વામિજીના ભાષણનો ટુંક સાર અથવા થોડાક ઉપદેશ વચનો વ્યક્તિગત્ ભાવથી સુન્દર વર્ણન સહિત પ્રકટ થયાં હતાં. તેથી વિશેષ કાંઈ મળી શક્તું નથી. તેમ છતાં એ સર્વ ભાષણો દ્વારા સ્વામિજીએ અમેરિકા નિવાસી જનોના મનમાંથી "ભારતવર્ષ એ અજ્ઞાન લોકોનો દેશ છે, તેમનો ધર્મ અતિ ક્ષુદ્ર છે, અને ત્યાંના નિવાસી લોકો દારૂણ અસભ્ય છે." એવા એવા મિથ્યા કુસંસ્કાર દૂર કરી, તેને બદલે પ્રાચ્યદેશ, ભારતવર્ષ અને હિન્દુધર્મ સંબંધી સમ્પૂર્ણ નૂતન અને યથાર્થ ધારણા વિશેષ પ્રમાણમાં સ્થાપન કરવા સમર્થ થયા હતા એમાં જરા પણ સન્દેહ નથી.

બરાબર કયે સમયે તેમણે ઉપરોક્ત ભાષણોનો આરમ્ભ કર્યો હતો, તેનો નિર્ણય અત્યારે થઇ શકે એમ નથી. તો પણ ઇ. સ. ૧૮૯૪ ના આરમ્ભમાં એ કાર્ય થયલું હોવું જોઇએ એવું અનુમાન કરી શકાય એમ છે. કારણ કે એ સમયે જ તેમણે એક પત્રમાં લખ્યું છે કે: "અત્યારે તો હું ચકરડીની પેઠે ભ્રમણ કરી રહ્યો છું." પર્યટનનો અધિક સમય તેઓ ચિકાગોના જ્યોર્જ. ડબલ્યુ. હેલ સાહેબને મકાને વિતાડતા. એ કુટુંબના સર્વ મનુષ્યો સ્વામિજી ઉપર અતિ સ્નેહ મમતા અને શ્રદ્ધા દર્શાવતાં.

સ્વામિજીને આ પ્રમાણે પ્રચાર કરવાનું સર્વ કાર્ય સમયે સારૂં લાગતું નહિ. કારણ કેઃ એ દેશમાં કયે સમયે કયા પ્રકારનું વસ્ત્ર ઉપયોગી છે તેનું જ્ઞાન નહિં હોવાથી અતિશય શીતકાળમાં તેઓ ગ્રીષ્મનો પોષાક ધારણ કરતા તેથી શીતકાળમાં ટાઢનું કષ્ટ સહન કરતા. તે ઉપરાંત શ્રોતાજનોમાં ભારતવર્ષ સંબંધી જ્ઞાન અતિ સંકીર્ણ, તેઓ મૂઢ જેવા હોવાથી તેમના અનેક પ્રશ્નોના ઉત્તર દેતાં અનેક વખત તેમને કંટાળો ઉપજતો ! સત્ય છે કેઃ અનેક સમયે ધર્માચાર્યો તેમને પોતપોતાના ઉપાસના મંદિરોમાં લઇ જઇ ભાષણ આપવાનો આગ્રહ કરતા. વળી તેઓ જે સ્થળે ગમન કરતા, તે સ્થળના લોકોના ઉત્સાહની સીમા રહેતી નહિં, તથાપિ અસંખ્ય લોકોની અજ્ઞાનતા દૂર કરવી એ કાંઇ ઓછા પરિશ્રમનું અને ઓછી સહન શક્તિનું કામ નથી. તેમણે જોયું હતું કેઃ અમેરિકન લોકો ભારતવર્ષ સંબંધી ઘોર અજ્ઞાની છે, તેઓ જે કાંઇ થોડુંક જાણે છે તે પણ તદ્દન ભૂલ ભરેલું છે! સ્વામિજીએ કોઇ દિવસ પ્રથમથી તૈયાર કરી રાખેલું ભાષણ સભાજનોમાં કહી સંભળાવ્યું નથી. તેઓ સભામાં ઉપસ્થિત થતા પછી ત્યાં ઇચ્છાનુસાર કહી સંભળાવતા. કેટલીક વખત એમ પણ બનતું કેઃ ભાષણની બરાબર જમાવટ થઇ હોય, તેઓ પ્રાણપૂર્વક અનરગલ ભાષણ કરી રહ્યા હોય તેવે સમયે જ એકાએક કોઇ માણસ એકાદ એવો તુચ્છ પ્રશ્ન કરતો કેઃ સર્વ ધૂળમાં મળી જવાનો સંભવ જણાતો. આવે વખતે કવચિત્ તેઓ ભાષણનો પ્રવાહ અટકાવી દેતા અને કવચિત્ તેઓ પ્રશ્ન કર્ત્તાને ઉત્તર દેવાનું મુલ્તવી રાખતા. વળી કોઇ માણસ તેમનું ભાષણ સાંભળવા ચ્હાતું નહિં, તેનો પ્રતિવાદ કરતા તે વખતે તેમને તર્કયુદ્ધ કરવાની ફરજ પડતી, અને એક વખત તર્કયુદ્ધમાં ઉતર્યા પછી તેમનો વેગ ધારણ કરવા કોઇ પણ શક્તિમાન થતું નહિ. તેમની પ્રબળ માનસિક શક્તિ અને તલવારની ધાર જેવા કટાક્ષ સમક્ષ સર્વ નિરૂતર થઇ જતા! એ સંબંધી Iwoa State Register પત્રમાં લખ્યું છે કેઃ—

"But woe to the man who under-took to combat the monk on his own ground and that was where

they all tried it who tried it at all. His replies came like flashes of lightning and the ventur some questioner was sure to be impaled on the Indian's shining intellectual lance. The workings of his mind, so subtle and so brilliant, so well stored and so well-trained sometimes dazzled his hearers, but it was always a most interesting study. Vivekananda and his cause found a place in the hearts of all true Christians."

ભાવાર્થ: "સ્વામિજીના યુક્તિ-તર્કનું ખંડન કરવા કોઇ મનુષ્ય અગ્રસર થતો તો તેનું આવી જ બનતું! તેમના ઉત્તર જાણે વિદ્યુત્ રેખાઓની પેઠે ચમકી ઉઠતા, અને અજ્ઞાન તર્કવાદી મનુષ્ય તેમની તીક્ષ્ણ ધાર જેવી બુદ્ધિ-અસિથી વિંધાઇ ઘાયલ થઇ જતો. તેમની સુવિશાળ જ્ઞાન-પૂર્ણ, સુશિક્ષિત્ મનની સર્વ ક્રિયાઓ એટલી બધી સૂક્ષ્મ અને પ્રખર હતી કે જેથી તે શ્રોતૃવૃન્દને સહજમાં વિસ્મય ઉત્પન્ન કરતી પરન્તુ એવા પ્રકારની મનશક્તિની પાછળ દોડવું એ અતિ પ્રીતિ કર થઇ પડે એમ છે. વાસ્તવિક કહીએ તો વિવેકાનન્દ અને તેમના પ્રતિપાદિત સર્વ મતે ચુસ્ત ખ્રિસ્તી લોકોના હૃદય જીતી લીધાં છે."

ગમે તેમ હો, અસલ વિરક્તિ હોવા છતાં પણ સ્વામિજીએ જોયું કે: એવાં ભાષણો દ્વારા પોતાનો મૂળ ઉદ્દેશ્ય સિદ્ધ થવાનો માર્ગ તૈયાર થાય છે ત્યારે તેઓ અતિશય સહનશક્તિ ધારણ કરી એજ કાર્ય પાછળ મચ્યા રહ્યા. તેઓ સર્વ સમયે સાધારણ અને લૌકિક વિષયો ઉપર વક્તૃતા આપતા એમ નહતું. પ્રસંગોપાત ધર્મ અને દર્શનશાસ્ત્ર સંબંધી પણ ભાષણો આપતા. અંતે એક કારણને લીધે તેમને એ કાર્ય ઉપર સમ્પૂર્ણ અપ્રીતિ ઉત્પન્ન થઇ. તેમણે જોયું કે: વક્તૃતા-કમ્પનીના અધ્યક્ષો તેમની સહાયતાથી પોતાનું કામ કહાડી લે છે ખરા તેમ છતાં મહેનતનો પૂરેપૂરો બદલો આપતા નથી! શરૂવાતમાં સ્વામિજીને પોતાના તાબામાં રાખવા માટે તેમણે એકજ ભાષણના બદલામાં ૯૦૦ ડોલર અર્થાત્

૨૭૦૦ રૂપિયા આપ્યા હતા. પરન્તુ તે પછી ધીમે ધીમે એ રકમ ઓછી કરી હતી. વકતૃતા-કમ્પની કાંઈ પરોપકાર કરતી ન હતી. તે તો વ્યાપાર કરતી હતી. ભાષણો સાંભળવાના બદલામાં શ્રોતાજનો પાસેથી તેઓ ફી લેતા હતા અને તેમાંથીજ સ્વામિજીને પૈસા મળતા. કમ્પનીને લોભ લાગ્યો તેથી સ્વામિજીને પૈસા ઓછા આપવા માંડયા. અંતે કમ્પનીએ સ્વામિજીના એક ભાષણમાંથી ૨૫૦૦ ડૉલર અર્થાત્ ૭૫૦૦ રૂપિયા મેળવ્યા અને તેમને ફકત ૨૦૦ ડૉલર અર્થાત્ ૬૦૦ રૂપિયા જ આપ્યા! એ જોઈ સ્વામિજીને બહુ ગુસ્સો ઉપજ્યો! તેઓ તેમને માટે લોહી રેડી, પ્રાણપૂર્વક પરિશ્રમ કરતા તેના બદલામાં કમ્પની તેમને કિંચિત્ દ્રવ્ય આપી જાણે કૃતાર્થ કરતી હોય તેમ વર્તતી. એ તેમને ઠીક લાગ્યું નહિ. વળી એમ કરવાનું લોભ સિવાય બીજું કોઈ કારણ ન હતું. શ્રોતાજનોની સંખ્યા દિન પરદિન વૃદ્ધિ પામતી હતી, તે સાથે ભાષણનો વિશેષ પ્રભાવ તેમના ચિત્ત ઉપર પડતો હતો. તેમ છતાં પણ કમ્પનીને લોભ લાગ્યો! ગમે તેમ પણ પૈસા લઈને ભાષણો કરવાં એ તેમને અનુચિત લાગવાથી કમ્પની સાથેનો સંબંધ તેમણે તોડી નાંખ્યો. જો કે તેમ કરવાથી સ્વામિજીને આર્થિક હાની થઈ પરન્તુ તે તરફ તેમણે ધ્યાન જ આપ્યું નહિ. હાની સહન કરી સ્વાતંત્ર્ય જાળવ્યું.

ઉપરોકત પ્રકારે ભ્રમણ કરી ભાષણો આપતી વખતે અમેરિકનોના ચરિત્રનો એક મૂખ્ય ગુણ લક્ષ્યમાં લેવાનો સ્વામિજીને સારો લાગ મળ્યો હતો. તે ગુણ એટલે તેમનો સત્ય ઉપર પ્રેમ. અવશ્ય, તે સાથેજ તેમણે જોયું હતું કેઃ પાશ્ચાત્ય સભ્યતાનો મૂલમંત્ર અર્થ ઉપાર્જન એજ છે. પાશ્ચાત્ય જાતિ માત્ર અર્થ પિપાસુ છે. અરે! તેઓ અર્થ માટેજ જીવે છે! તેમ છતાં પણ તેઓ સત્યપ્રેમી છે. તેમના એવા પ્રેમનો લાગ જોઈ એક શ્રેણીના તુચ્છ-જ્ઞાની લોકો શિક્ષાદાન આપવાને નિમિત્તે પ્રજાજનોને છેતરી વિલક્ષણ રૂપે દ્રવ્યો પાર્જન કરી રહ્યા છે! પર્યટન કરતાં કરતાં સ્વામિજી એ પ્રકારના લોકોની ટોળીના સમાગમમાં આવ્યા હતા. તેઓએ તેમને પોતાની ટોળીમાં ભળવા ઘણો આગ્રહ કર્યો હતો અને અનેક યત્નો પણ કર્યા હતા. પરન્તુ સ્વામિ-જીએ અતિ તિરસ્કારપૂર્વક તેમની માંગણીઓ પાછી ઠેલી હતી! એ સમ-

યથીજ તેમણે સંકલ્પ કર્યો હતો કે: "હું આ દેશમાં સત્ય અધ્યાત્મજ્ઞાનનો પ્રચાર કરવા પ્રાણ–મનપૂર્વક યત્ન કરીશ. તેના બદલામાં કોઇની પાસેથી એક પાઇ પણ ગ્રહણ કરીશ નહિં."

ભાષણનું કાર્ય સજી દીધા પછી અવકાશ મળ્યો તે સમયે સ્વામિજીએ અમેરિકાનાં અનેક વિશ્વવિધાલયો, મ્યુઝિયમો, ચિત્રશાળાઓ, કારખાનાઓ અને અનેક જોવા લાયક સ્થાનોનાં દર્શન કર્યાં. તેમનાં શિલ્પ–વાણિજ્ય આદિનો વિસ્તાર થવા પામ્યો તેના ઉપાયો મનપૂર્વક જાણી લીધા. સત્ય કહીએ તો એક સખ્ત મહેનતુ વિધાર્થીની પેઠે તેઓ અમેરિકાનું સામાજિક જીવન અતિ સૂક્ષ્મરૂપે જોતા હતા અને નિત્ય પ્રત્યેક વિષયમાંથી કાંઇને કાંઈ જ્ઞાન પ્રાપ્ત કરતા. તેમની સાથે જે મનુષ્યોનો નિત્ય મેળાપ થતો તેઓ કહે છે કે: "To be with him, was in itself an education." "તેમની પાસે નિવાસ કરવાથી બહુ વિષયનું જ્ઞાન પ્રાપ્ત થતું."

અમેરિકામાં સ્ત્રીઓનું જ રાજ્ય કહી શકાય એમ છે. તે સ્થળે સ્વામિજી અનેક સ્ત્રીઓના પરિચયમાં આવ્યા હતા. તેમ જ તેમની સાથે સારો સંબંધ થયો હતો. એ ઉપરથી તેમનો નિશ્ચય થયો હતો કે: સ્ત્રી જાતિને સુશિક્ષિત કરવામાં આવશે તોજ દેશનું કલ્યાણ થશે. સ્ત્રી શિક્ષણ સિવાય કોઇ પણ દેશની ઉન્નત્તિ થશે નહિં. સ્વામિજીએ એક સ્થળે લખ્યું છે કે: "આ દેશની સ્ત્રીયો સર્વ દેશની સ્ત્રીયો કરતાં ઉન્નતિ પામેલી છે. સાધારણ રીતે જ અમેરિકન પુરૂષો કરતાં અમેરિકન સ્ત્રીયો વિશેપ રૂપે સુશિક્ષિત અને ઉન્નત છે. અમેરિકન પુરૂષો, દ્રવ્યને માટે સર્વ જીવનને દાસત્વની શૃંખલામાં બાંધી રાખે છે, અને સ્ત્રીયો અવકાશ મળતાં જ પોતાની ઉન્નતિ માટે યત્ન કરે છે." અમેરિકન સ્ત્રીયો સાથે ભારતવર્ષની અશિક્ષિત–અજ્ઞાન સ્ત્રીયોની તુલના કરી સ્વામિજી બહુ ખેદ કરતા. ૧૮૯૩ ના ડિસેમ્બર માસમાં તેમણે હરિપદ મિત્રને એક પત્રમાં લખ્યું છે કે:—

"આ ( અમેરિકા ) દેશમાં દરિદ્રતા નથી એમ કહેવું ઉચિત્ છે. આ દેશના જેવી સ્ત્રીયો મ્હેં બીજે ક્યાંય પણ દીઠી નથી. સત્પુરૂષો તો આપણા દેશમાં અનેક છે, પરન્તુ આ દેશના જેવી સ્ત્રીયો બહુ જ

ઓછી જોવામાં આવે છે, "या: श्री: स्वयं सुकृतिनाम् भवनेषु" ( સુકૃતિ-પુરૂષના ગૃહમાં સ્વયં દેવીજ વિરાજી રહે છે. ) એ વાક્ય તદ્દન સત્ય છે. આ દેશનું બરફ જેમ ધવળ છે તેજ પ્રમાણે હજારો સ્ત્રીયો જોવામાં આવે છે. અહા! તેઓ કેવી સ્વતંત્ર! સર્વ કાર્યો તેઓજ કરે છે. સ્કૂલ અને કૅાલેજો સ્ત્રીયોથી જ ભરપૂર છે. આપણા દુર્ભાગી (હિન્દ) દેશમાં યુવતી સ્ત્રીયોને જવા આવવાનો રસ્તો જ નથી! અહા! આ દેશની સ્ત્રીયોમાં કેટલી દયા! જ્યારથી હું અત્રે આવ્યો છું ત્યારથી ઘરમાં સ્થાન આપનાર તો સ્ત્રી, આહાર આપનાર તો સ્ત્રી, ભાષણો આપતી વખત વ્યવસ્થા કરે તો સ્ત્રી! આપણી સાથે બજારમાં આવવું હોય તો સ્ત્રી! તેઓ શું નથી કરી શકતી તે કહી શકતો નથી. સેંકડો વર્ષ પર્યંત એમની સેવા કરૂં તો પણ એમના ઋણમાંથી મુક્ત થઇ શકાય એમ નથી."

"બાબાજી! શાકત શબ્દનો અર્થ જાણો છો? શાકત શબ્દનો અર્થ મદ્ય કે ભાંગ નથી થતો. જે મનુષ્ય ઇશ્વરને સમસ્ત જગતમાં વિરાજિત મહાશકિત-રૂપે જાણે છે અને સમગ્ર સ્ત્રી જાતિમાં તેજ મહાશકિતનો વિકાશ થયલો જૂવે છે તેજ સાચો શાકત (દેવી ઉપાસક) છે એમ સમજવું. આ લોકો તેવા જ જણાય છે. મનુ મહારાજે કહ્યું છે કેઃ "यत्र नार्यस्तु नन्द्यन्ते नन्दन्ते तत्र देवताः" અર્થાત્ જે સ્થળે સ્ત્રીયોને સુખ છે તે કુટુંબ પરિવાર ઉપર ઇશ્વરની મહાન્ કૃપા થાય છે. આ સ્થળે તેમ જ છે, અને તેથી જ આ લોકો આટલા બધા સુખી, વિદ્વાન, સ્વતંત્ર અને ઉદ્યોગી છે. અને આપણે? આપણે સ્ત્રીયોને નીચ, અધમ, મહાન્ તિરસ્કાર યોગ્ય, અપવિત્ર કહીએ છીએ તેનું ફળ, આપણે પશુ જેવા, દાસ, ઉદ્યમહીન, અને દરિદ્ર છીએ........" વળી એક સ્થળે સ્વામિજીએ લખ્યું છે કેઃ—

"અહા! આ ( અમેરિકન ) લોકોની સ્ત્રીયો કેવી પવિત્ર છે? ૨૫-૩૦ વર્ષ પહેલાં એમના લગ્ન થતાં નથી. તેઓ આકાશનાં પક્ષી જેવાં સ્વતંત્ર હોય છે. બજાર, ચૌટાં, વ્યાપાર, રોજગાર, દુકાન, કોલેજ, વિદ્યાભ્યાસ કરાવવો, એ સર્વ કાર્ય તેઓ કરી શકે છે. તેમ છતાં તેમના મનમાં જરા પણ ડાઘ હોતો નથી. મનમાં જરા પણ અપવિત્રતાનો સંચાર નથી.

જેઓ પાસે લક્ષ્મી છે તેઓ રાત દિવસ ગરીબો પ્રત્યે પરોપકાર કરવામાં ગુંથાયલા હોય છે, અને આપણે શું કરીએ છીએ? આપણી પુત્રીનો વિવાહ ૧૧ વર્ષમાં ન થાય તો જાણે આપણી પાયમાલી જ થઇ! અહો! બાબાજી! આપણે કેવા પ્રકારના મનુષ્ય છીએ? મનુ મહારાજે કહ્યું છે કે: " कन्याप्येवं पालनीया शिक्षणीयाति यत्नतः ॥ " જેમ પુત્રને ૩૦ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાલન કરાવી વિદ્યા પ્રાપ્ત કરાવવી જોઇએ તેજ પ્રમાણે કન્યાને પણ બ્રહ્મચર્ય પાલન અને વિદ્યાદાન આપવું જોઇએ. પરન્તુ આપણે શું કરીએ છીએ? શું આપણે કન્યાઓની ઉન્નતિ કરી શકીએ એમ નથી? જો એમ કરી શકાય તો જ ઉચ્ચ આશા રાખી શકાય, નહિ તો આપણું પશુ જીવન દૂર થશે નહિ."

અમેરિકામાં સર્વ જોયા-જાણ્યા પછી સ્વામિજીનો દઢ નિશ્ચય થયો હતો કે: " અમેરિકન લોકો ધર્મ સંબંધી આપણા કરતાં અતિ હીન સ્થિતિમાં છે. તેઓ માત્ર સમાજ સંબંધી અતિ અગ્રગામી છે, તેથી તેમની સામાજિક ભાવનાઓ ગ્રહણ કરવી અને એમને આપણા અદ્ભુત ધર્મનું જ્ઞાન આપવું."

અમેરિકામાં નિવાસ કર્યો તે સમયે સ્વામિજી તે દેશના શિષ્ટાચારની નિયમાવલી પાલન કરવા સર્વદા યત્ન કરતા. એ વિષયમાં પણ પ્રાચ્ય અને પાશ્ચાત્યના આદર્શમાં મ્હોટો પ્રભેદ હતો, તેમ છતાં તેઓ તે દેશના કાયદા-નિયમ જાળવવાનું આવશ્યક માનતા. કોઇ પ્રસંગે તેમને કાંઇ શંકા થતી તો સરલ બાળકની પેઠે તેઓ ગૃહસ્વામી અથવા ગૃહ-સ્વામિનિને પૂછતા કે: કયા નિયમ પ્રમાણે વર્તવું ઉચિત છે? જેમકે: દાદર ઉપર ચઢતાં અથવા ઉતરતાં કોણે આગળ જવું ઉચિત છે? સ્ત્રીયોએ કે પુરૂષે? પરન્તુ તેઓ જે સ્થળે જતા તે સ્થળે કોઇ તેમનો દોષ કે નિયમ-ભંગ ગણતુંજ નહિ. તેમને માટે સર્વત્ર એવોજ નિયમ હતો કે: તેઓ કોઇપણ સામાજિક નીતિ-રીતિના બંધનમાં બંધાયલા નથી. સર્વત્ર તેમને ગૃહસ્વામી તરફથી અબાધ સ્વતંત્રતા પ્રદાન કરવામાં આવતી.

અમેરિકા જેવા ધમાચકડીના દેશમાં આટલી બધી દોડાદોડી, ન્હાસા-

ઓછી જોવામાં આવે છે, "या: श्री: स्वयं सुकृतिनाम् भवनेषु" ( સુકૃતિ-પુરૂષના ગૃહમાં સ્વયં દેવીજ વિરાજી રહે છે. ) એ વાક્ય તદ્દન સત્ય છે. આ દેશનું બરફ જેમ ધવળ છે તેજ પ્રમાણે હજારો સ્ત્રીયો જોવામાં આવે છે. અહા! તેઓ કેવી સ્વતંત્ર! સર્વ કાર્યો તેઓજ કરે છે. સ્કૂલ અને કૉલેજો સ્ત્રીયોથી જ ભરપૂર છે. આપણા દુર્ભાગી (હિન્દ) દેશમાં યુવતી સ્ત્રીયોને જવા આવવાનો રસ્તો જ નથી! અહા! આ દેશની સ્ત્રીયોમાં કેટલી દયા! જ્યારથી હું અત્રે આવ્યો છું ત્યારથી ઘરમાં સ્થાન આપનાર તો સ્ત્રી, આહાર આપનાર તો સ્ત્રી, ભાષણો આપતી વખતં વ્યવસ્થા કરે તો સ્ત્રી! આપણી સાથે બજારમાં આવવું હોય તો સ્ત્રી! તેઓ શું નથી કરી શકતી તે કહી શકતો નથી. સેંકડો વર્ષ પર્યંત એમની સેવા કરૂં તો પણ એમના ઋણમાંથી મુક્ત થઇ શકાય એમ નથી."

"બાબાજી! શાક્ત શબ્દનો અર્થ જાણો છો? શાક્ત શબ્દનો અર્થ મદ્ય કે ભાંગ નથી થતો. જે મનુષ્ય ઇશ્વરને સમસ્ત જગતમાં વિરાજિતં મહાશક્તિ-રૂપે જાણે છે અને સમગ્ર સ્ત્રી જાતિમાં તેજ મહાશક્તિનો વિકાશ થયલો જૂએ છે તેજ સાચો શાક્ત (દેવી ઉપાસક) છે એમ સમજવું. આ લોકો તેવા જ જણાય છે. મનુ મહારાજે કહ્યું છે કે: " यत्र नार्यस्तु नन्द्यन्ते नन्दन्ते तत्र देवताः" અર્થાત્ જે સ્થળે સ્ત્રીયોને સુખ છે તે કુટુંબ પરિવાર ઉપર ઇશ્વરની મહાન્ કૃપા થાય છે. આ સ્થળે તેમ જ છે, અને તેથી જ આ લોકો આટલા બધા સુખી, વિદ્વાન, સ્વતંત્ર અને ઉદ્યોગી છે. અને આપણે? આપણે સ્ત્રીયોને નીચ, અધમ, મહાન્ તિરસ્કાર-યોગ્ય, અપવિત્ર કહીએ છીએ તેનું ફળ, આપણે પશુ જેવા, દાસ, ઉદ્યમહીન, અને દરિદ્ર છીએ........" વળી એક સ્થળે સ્વામિજીએ લખ્યું છે કે-

"અહા! આ ( અમેરિકન ) લોકોની સ્ત્રીયો કેવી પવિત્ર [illegible] ૨૫-૩૦ વર્ષ પહેલાં એમના લગ્ન થતાં નથી. તેઓ આકાશનાં પક્ષી [illegible] સ્વતંત્ર હોય છે. બજાર, ચૌટાં, વ્યાપાર, રોજગાર, દુકાન, કોલેજ, [illegible] અભ્યાસ કરાવવો, એ સર્વ કાર્ય તેઓ કરી શકે છે. તેમ છતાં તેમ[illegible] જરા પણ ડાઘ હોતો નથી. મનમાં જરા [illegible] પવિત્રતાનો મં[illegible]

જેઓ પાસે લક્ષ્મી છે તેઓ રાત દિવસ ગરીબો પ્રત્યે પરોપકાર કરવામાં ગુંથાયલા હોય છે, અને આપણે શું કરીએ છીએ? આપણી પુત્રીનો વિવાહ ૧૧ વર્ષમાં ન થાય તો જાણે આપણી પાયમાલી જ થઇ! અહા! બાબાજી! આપણે કેવા પ્રકારના મનુષ્ય છીએ? મનુ મહારાજે કહ્યું છે કે: " कन्याप्येवं पालनीया शिक्षणीयाति यत्नतः ॥ " જેમ પુત્રને ૩૦ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાલન કરાવી વિદ્યા પ્રાપ્ત કરાવવી જોઇએ તેજ પ્રમાણે કન્યાને પણ બ્રહ્મચર્ય પાલન અને વિદ્યાદાન આપવું જોઇએ. પરન્તુ આપણે શું કરીએ છીએ? શું આપણે કન્યાઓની ઉન્નતિ કરી શકીએ એમ નથી? જો એમ કરી શકાય તો જ ઉન્નત્ય આશા રાખી શકાય, નહિ તો આપણું પશુ જીવન દૂર થશે નહિ."

અમેરિકામાં સર્વ જોયા-જાણ્યા પછી સ્વામિજીનો દૃઢ નિશ્ચય થયો હતો કે: "અમેરિકન લોકો ધર્મ સંબંધી આપણા કરતાં અતિ હીન સ્થિતિમાં છે. તેઓ માત્ર સમાજ સંબંધી અતિ અગ્રગામી છે, તેથી તેમની સામાજિક ભાવનાઓ ગ્રહણ કરવી અને એમને આપણા અદ્‌ભુત ધર્મનું જ્ઞાન આપવું."

અમેરિકામાં નિવાસ કર્યો તે સમયે સ્વામિજી તે દેશના શિષ્ટાચારની નિયમાવલી પાલન કરવા સર્વદા યત્ન કરતા. એ વિષયમાં પણ પ્રાચ્ય અને પાશ્ચાત્યના આદર્શમાં મ્હોટો પ્રભેદ હતો, તેમ છતાં તેઓ તે દેશના કાયદા-નિયમ જાળવવાનું આવશ્યક માનતા. કોઇ પ્રસંગે તેમને કાંઇ શંકા થતી તો સરલ બાળકની પેઠે તેઓ ગૃહસ્વામી અથવા ગૃહ-સ્વામિનિને પૂછતા કે: કયા નિયમ પ્રમાણે વર્તવું ઉચિત્ છે? જેમકે: દાદર ઉપર ચઢતાં અથવા ઉતરતાં કોણે આગળ જવું ઉચિત્ છે? સ્ત્રીયોએ કે પુરૂષે? પરન્તુ તેઓ જે સ્થળે જતા તે સ્થળે કોઇ તેમનો દોષ કે નિયમ-ભંગ ગણતુંજ નહિ. તેમને માટે સર્વત્ર એવોજ નિયમ હતો કે: તેઓ કોઇપણ સામાજિક નીતિ-રીતિના બંધનમાં બંધાયલા નથી. સર્વત્ર તેમને ગૃહસ્વામી તરફથી અબાધ સ્વતંત્રતા પ્રદાન કરવામાં આવતી.

અમેરિકા જેવા ધમાચકડીના દેશમાં આટલી બધી દોડાદોડી, ન્હાસા-

ન્હાસી, અને કામકાજના મધ્યમાં રહેવા છતાં પણ સ્વામિજી પોતાની પ્રકૃતિને રૂચી ગયેલો નિત્યનો અભ્યાસ–ધ્યાન, ધારણા, ઉપાસના, આદિ ભાવનાઓ ચૂક્યા નહોતા. નિત્ય નિયમિત્તરૂપે તેઓ સતકર્મ કરવા તત્પર રહેતા. પ્રસંગોપાત તો તેઓ આત્મ ભાવનામાં ખૂબ તન્મય થઇ જતા. તેઓ સમ્પૂર્ણ રૂપે બાહ્યજ્ઞાન શૂન્ય થઇ જતા. આત્મધ્યાન પરાયણ થઇ જતા. અહા! તે સમયની તેમની બ્રહ્મભાવના માટે શું કહેવું? તેમની બ્રહ્મભાવનાનું પ્રમાણ જાણવું દુસ્તર છે. દૃષ્ટાન્ત તરીકે કહી શકાશે કે: તેઓ ટ્રામમાં બેસતા, પણ આત્મધ્યાન પરાયણ! ટ્રામ એક સ્થળેથી ઉપડી છેક છેલ્લે સ્ટેશને પહોંચતી. સર્વ ઉતારૂઓ ઉતરી જતા, પણ સ્વામિજી તો આત્મ ધ્યાનપરાયણજ હોય! ટ્રામ પુનઃ ઉપડતી, અને છેક છેલ્લે સ્ટેશને પહોંચી જતી, પરન્તુ સ્વામિજીને ઉતરવાનું સ્ટેશન આવતુંજ નહિં! તેઓ તો આત્મધ્યાન પરાયણજ–બેસી રહેતા! ટ્રામમાંથી કે ઉતરવાની બાહ્ય સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે તેમનાથી ઉતરાય પણ તેવી સ્થિતિ હોય ક્યાંથી? તેઓ તો આત્મધ્યાનમાં નિમગ્ન! એ પ્રમાણે બે ચાર વખત ટ્રામ આવજા કરતી. અન્તે કન્ડક્ટર તેમની પાસે આવી બૂમો પાડતો. તોપણ કોણ ઉત્તર આપે? અન્તે તેમને શરીરે ઢંઢોળી ભાડું માંગવામાં આવતું, ત્યારે ઘણીવારે તેમને ... આવતું ત્યારે તેમને લજ્જા થતી! ભવિષ્યમાં તેવું ન બને તે ...ટે સાવચેત રહેવાનો યત્ન કરતા! તેઓ અમેરિકામાં હોય કે વિલાયતમાં! જર્મનીમાં હોય કે જાપાનમાં, સર્વત્ર તેમણે આત્મધ્યાન, બ્રહ્મધ્યાન ધર્યું

# પર્યટન અને પ્રચાર.

વક્તૃતા-કમ્પનીના કાર્યપ્રસંગે પર્યટન કરતાં સ્વામિજીને અનેક શ્રીમાન, વિદ્વાન્ અને અગ્રેસર ગણાતા સજ્જનો સાથે પરિચય થયો હતો એ કહેવાની આવશ્યકતા નથી. એ સર્વમાં વિખ્યાત અજ્ઞેયવાદી અને વક્તા* મિ. રૉબર્ટ ઈંગરસોલનું નામ ઉલ્લેખ યોગ્ય છે. એમની સાથે સ્વામિજીને ધર્મ, દર્શન આદિ વિષય ઉપર અનેક આલોચના અને વાદાનુવાદ થતો. ઈંગરસોલે તેમને સાવચેતી આપી કહ્યું હતું કેઃ તમારે આટલી બધી સ્પષ્ટ ભાષામાં અંતઃકરણનો સત્ય અભિપ્રાય જણાવી દેવો નહિ. તેમાં પણ કોઇ નૂતન તત્વનો પ્રચાર કરતી વખતે અને એ દેશની નીતિ રીતિ અને જીવનયાત્રા-પ્રણાલીની સમાલોચના કરતી વખતે સાવચેત રહેવું. સ્વામિજીએ તેમ કરવાનું કારણ પૂછતાં મિ. ઈંગરસોલે કહ્યું હતું કેઃ "જો તમે ચાલીશ વર્ષ પહેલાં આ દેશમાં આવો પ્રચાર કરવા આવ્યા હોત તો આ દેશના લોકો તમને ફાંસીએ લટકાવી દેત કિંવા જીવતા બાળી મારત! એટલુંજ નહિં પણ થોડા દિવસ પૂર્વે આવ્યા હોત તો ઈંટો મારી તમારૂં મસ્તક ભાંગી નાંખી ગામમાંથી બહાર કાઢી મુકત!" તેમના આ કથનથી સ્વામિજી આશ્ચર્ય પામ્યા. અમેરિકન લોકો કોઇ પણ સમયે એટલા બધા સંકુચિત-હૃદયના-ધર્માંધ હશે એવો તેમને વિશ્વાસ ઉપજ્યો નહિં. ઈંગરસોલને તેમણે એ વિચાર પણ દર્શાવી દીધો. એ સમયે સ્વામિજી અને ઈંગરસોલના વિચારોમાં બહુ પ્રભેદ હતો. ઈંગરસોલ કોઇ પણ ધર્મ માનતો નહિં, તે નાસ્તિક હતો એમજ કહેવું પડશે.

---

* સ્વામિજીએ એક પત્રમાં લખ્યું છે કેઃ મિ. ઇંગરસોલ, આ દેશનો સર્વ કરતાં સુપ્રસિદ્ધ મનુષ્ય છે. એને પ્રત્યેક ભાષણ માટે ૫૫૦ થી ૬૦૦ ડોલર સુધી ફી મળે છે.

સ્વામિજી ધર્મ અને ઇશ્વરને માનતા. જો કે તેમનો પ્રચારિત ધર્મ-મત અમેરિકન લોકોને નવીન જણાતો હતો, તેમ છતાં તેઓ કોઇ પણ ધર્મના વિરોધી નહતા. ઉલ્ટું તેઓ ઇસુ ખ્રીસ્ત અને ખ્રીસ્ત માતા મેરી ઉપર વિશેષ પ્રેમ રાખતા. તેથી ઇંગરસોલને ભય પામવાનું જેટલું કારણ હતું તેટલું સ્વામિજીને નહતું. એ ઉભય પ્રસિદ્ધ મહાપુરૂષોના ધર્મ-મતમાં કેટલી ભિન્નતા હતી તે સ્વામિજી કથિત એક ટુંકી વાર્તા સાંભળવાથી સ્પષ્ટરૂપે જણાઇ આવશે. સ્વામિજી કહેતા કે: "એક સમય ઇંગરસોલે મ્હને કહ્યું હતું કે: આ જગતનો બને તેટલો ઉપભોગ કરવો જ જોઇએ. લીંબુને ખૂબ નીચોવી તેના રસનો ઉપભોગ કરવોજ જોઇએ. બને તેટલો યત્ન કરી તેમાંથી રસ કાઢી લેવો જોઇએ. આ જગતનું અસ્તિત્વ નિશ્ચિત છે. એ સિવાય સર્વ અનિશ્ચિત છે." એ સાંભળી મ્હેં ઉત્તર દીધો હતો કે: "આપ જે ઉપાય દ્વારા લીંબુનો રસ કાઢવા કહો છો તેના કરતાં હું અનેક ઉત્તમ ઉપાયો જાણું છું અને તેમ કરવાથી સર્વોચ્ચ પ્રકારનો રસ પ્રાપ્ત કરી શકું છું. હું જાણું છું કે: મ્હારૂ મૃત્યુજ નથી, તેથી રસ નીચોવી લેવા માટે દોડધામ કરતો નથી. હું જાણું છું કે: ભયનું કાંઇપણ કારણજ નથી. તેથી બહુજ ધીમેથી આનંદ ઉડાવતાં ઉડાવતાં હું રસ નીચોવું છું. કોઇના પ્રત્યે મ્હારૂં કોઇ કર્તવ્ય નથી. સ્ત્રી, પુત્ર, વિષય સમ્પત્તિ પ્રત્યે લોભ રાખતો નથી, તેથીજ હું જગતના સર્વ નર-નારીયો ઉપર પ્રેમ રાખી શકું છું. હું તો સર્વને શ્રીભગવાન સ્વરૂપજ જોઉં છું. મનુષ્યને શ્રીભગવાન સમજી તેના ઉપર પ્રેમ કરવાથી આપણને કેટલું બધું સુખ પ્રાપ્ત થાય છે તેનો વિચાર કરો, અને એજ ભાવનાપૂર્વક લીંબુને નિચોવી જૂવો જોઉં. તેમ કરવાથી હજારગણો વધારે રસ મેળવશો. એક બિંદુ પણ રહી જશે નહિં."

ઇંગરસોલ જેવા મનુષ્ય સાથે ઉપર પ્રમાણે વાર્તાલાપ થવાથી સ્પષ્ટરૂપે જાણી શકાય છે કે: અમેરિકાની શિક્ષિત સમાજમાં સ્વામિજી કેવા પ્રકારની સ્વતંત્રતા અને કેવું સન્માન ધરાવતા હતા. કેવળ મિથ્યાભિમાની, શોખિન શ્રીમંતો સ્વામિજી પ્રત્યે પ્રેમ ધરાવી તેમના ગુણગાન ગાતા હતા

કિંવા તેમને સાતમે આસમાને ચઢાવતા હતા એમ નહતું. એ દેશના અનેક સુપ્રસિદ્ધ વિદ્વાનો અને સ્વતંત્ર વિચારના મહાન્ પુરૂષો તેમનાં ગહન ધર્મજ્ઞાન ઉપર મોહ પામ્યા હતા, અને તેમના મુખમાંથી નિકળતા ધર્મામૃતનું પાન કરવા તલસી રહ્યા હતા. અનેક મનુષ્યો, મ્હોટી સભાઓમાં અથવા લોકોને ઘેર તેમનાં ભાષણો અથવા કથોપકથન સાંભળી સંતુષ્ટ થતા નહિં તેથી તેઓ તેમના નિવાસ-સ્થાન પર જઇ પહોંચતા અને તેમના વચનામૃતની ભીક્ષા માંગતા!

એક વખત પશ્ચિમ દિશાના એક શહેરમાં ભાષણ આપવા જતાં સ્વામિજી મહાન્ સંકષ્ટમાં પડયા હતા. તેમની નજીકમાં જ વિશ્વ વિદ્યાલયના કેટલાક શિક્ષિત યુવકો, કૃષિ અને ગો આદિ પશુ પાલન કાર્ય અવલમ્બન પૂર્વક નિવાસ કરતા હતા. તેમણે એ શહેરમાં સ્વામિજીને મુખેથી ભારતીય-દર્શનનો ઉપદેશ શ્રવણ કરતી વખતે એવું પણ સાંભળ્યું હતું કેઃ જેને તત્ત્વ દર્શન થયાં છે તેઓ કોઇ પણ પાર્થિવ-અવસ્થામાં વિચલિત થતા નથી. એ સાંભળી સ્વામિજીની પરીક્ષા કરવાની ઇચ્છાથી તેમણે એક દિવસ પોતાને ગામ ભાષણ આપવાનું આમંત્રણ કર્યું. સ્વામિજીએ તેમના આમંત્રણને માન આપ્યું. તેમને ગામ ગયા. યુવકોએ ભાષણ આપવાના સ્થાન પર એક ગોળ પીપ આડું નાંખી તેના ઉપર ઉભા રહી ભાષણ કરવાની ઇચ્છા દર્શાવી. સ્વામિજીએ સહર્ષ તે કબુલ કર્યું. તેઓ ઝટ પીપ ઉપર ઉભા રહ્યા અને તુર્તજ ભાવ સમાધિ થઇ. તત્ત્વ-ભાવનામાં તન્મય થઇ ગયા. થોડીવારમાં જ તેમના કાન આગળથી બંદુકોની કેટલીક ગોળીયો સમ્ સમ કરતી પસાર થઇ ગઇ! પરન્તુ સ્વામિજીએ તે તરફ લક્ષ્ય આપ્યું નહિ. તેમણે અવિચલિત ચિત્તે ભાષણ કર્યા જ કર્યું. ભાષણ પૂર્ણ થયા પછી ગોપાલક યુવકો સ્વામિજીની પાસે જઇ મહાન્ કલરવ કરવા લાગ્યા અને તેમને "Right fellow" ( ઘણા સારા માણસ ) કહી હર્ષ પ્રકટ કરવા લાગ્યા. જો સ્વામિજીએ તે દિવસે જરા પણ ભય દર્શાવ્યો હોત તો પેલા યુવકો Tenderfoot ( કાયર પુરૂષ ) કહી તેમનો તિરસ્કાર કરત.

સ્વામિજીના અદૃષ્ટમાં એવી નાના પ્રકારની વિટંબણા ભોગવવાનું આ-

લેખાયલું જ હતું. એક બનાવ તેઓ વારંવાર સ્મરણ કરી મધુરૂં હાસ્ય કરતા. આ સ્થળે તે બનાવનો ઉલ્લેખ કરવામાં આવે છે. તે સમયે તેઓ અતિશય પરિશ્રમ કરતા. માત્ર એક ગ્લેડસ્ટન–બેગ હાથમાં લઈ તેઓ વ્યસ્ત ભાવે આજે એક સ્થળે તો કાલે બીજે સ્થળે, એ પ્રમાણે ભાષણો આપવા દોડાદોડી કરતા હતા. એ સમયે દિવસમાં બે ત્રણ ભાષણો આપવાં પડતાં. એક દિવસ અમેરિકાના મધ્ય પશ્ચિમ રાજ્યના એક ક્ષુદ્ર શહેરમાં ભાષણ કરવા જઈ પહોંચ્યા, પરન્તુ તે સમયે અતિશય પરિશ્રમ કરવાથી તેમનું શરીર લોથપોથ થઇ ગયું હતું. અભ્યર્થના–સમિતિના સેક્રેટરીએ તેમને વિશ્રાંતિ લેવા માટે એક ક્ષુદ્ર અંધકારમય ઓરડો બતાવી દીધો. સ્વામિજી તેમાં પ્રવેશ કરી આરામ–કૉચ ઉપર બેસવા ગયા તેજ ક્ષણે કૉચ વચમાંથી ભાંગી ગયો અને સ્વામિજીનું શરીર તેમાં ભરાઇ ગયું! સ્વામિજીએ તેમાંથી નીકળવાનો ઘણોએ પ્રયત્ન કર્યો, પરંતુ તેમાંથી નીકળાયું જ નહિ! જેમ વિશેષ યત્ન કરવા લાગ્યા તેમ કોચ ભાંગી જવાની, પોષાક ફાટી જવાની અને અંગ–પ્રત્યંગ લોહીલુહાણ થવાની આશંકા વધવા લાગી. જો કે શરીરે કેટલુંક લોહી તો નીકળ્યું જ હતું. અન્તે તેઓ એવી જ સ્થિતિમાં ઘણી વાર સુધી બેસી રહ્યા. તેઓ ઉઠી શકતા નહિં તેમ હાલી શકતા નહિ. ઉભા થઇ વિપદમાંથી બહાર પણ નીકળી શકતા નહિં! અન્તે સેક્રેટરીએ તેમને ભાષણ આપવાને સ્થાને લઇ જવા બુમ પાડી કહ્યું કે: "સ્વામિજી બહાર પધારો! લોકો આપને માટે વાટ જોઈ બેસી રહ્યા છે." ત્યારે સ્વામિજીએ જરા ઉચ્ચ કણ્ઠે ઉત્તર દીધો કે: "જો આપ હાલની શોચનીય વિપદમાંથી મ્હારો ઉદ્ધાર નહિં કરો તો શ્રોતાઓને એ પ્રમાણે મ્હારી વાટ જોતાં બેસી રહેવું પડશે." એ સાંભળી સેક્રેટરી ઓરડીમાં પેઠા, તેમણે ત્યાં શું જોયું? સ્વામિજી વચમાંથી ભાંગેલા કૉચની મધ્યમાં પડયા છે. વસ્ત્ર ફાટયાં છે. લોહી નીકળે છે. તેમનાથી બહાર નીકળાતું નથી! સેક્રેટરીએ ધીમે ધીમે તેમને બહાર કાઢયા. એટલે સ્વામિજીને પુષ્કળ હસવું આવ્યું. એક વખત કોચ તરફ અને એક વખત પોતાના શરીર તરફ જોઇ તેમને જે હસવું આવ્યું તે રોકી શકાતું નહિ. સેક્રેટરી પણ

હસતા! સ્વામિજી આ વાત એવી ખુબીથી કહેતા કે જેથી તેમના શિષ્યો અને મિત્રો ખૂબ હસતા !

વળી આ કૌતુકકર બનાવની સાથે બીજા પણ કેટલાક એવા બનાવોનો ઉલ્લેખ કરવામાં આવે છે કે જેમાંથી વાંચકોને સ્વામિજી જેવા મહાપુરૂષની અદ્ભુત હૃદયવત્તા, મહત્વ અને સત્ ચરિત્રનો પરિચય મળશે. એ દેશમાં જેઓ સ્વામિજીને ઓળખતા નહતા તેઓ અનેક સમય તેમનું કાળું શરીર જોઇ તેમને નિગ્રો ધારતા. એજ કારણને લીધે તેમને અનેક વખત અપમાન અને તિરસ્કાર ભોગવવો પડયો હતો, પરંતુ એવે સમયે તેમણે એક પણ વખત જો પોતાનો પરિચય આપ્યો હોત તો તેમના જેવા મહાપુરૂષને નિગ્રો કહી તેમનું અપમાન કરનારા મનુષ્યોને લજ્જા ઉત્પન્ન થાત અને પશ્ચાતાપ પણ થાત ! એક સમય તેઓ ટ્રેનમાંથી પ્લૅટ ફૅાર્મ પર ઉતર્યા તે સમયે અનેક મનુષ્યો તેમને માન આપતા હતા. એ જોઇ એક નિગ્રો કુલિ તેમની પાસે જઇ બોલ્યો કેઃ "મ્હેં સાંભળ્યું છે કેઃ આપ અમારી જાતિના એક મ્હોટા વિદ્વાન પુરૂષ છો. તેથી જ હું આપની સાથે શેક–હૅન્ડ કરવા આવ્યો છું." સ્વામિજી મનમાં જ સમજ્યા કેઃ આ બિચારો ભૂલથી મ્હને નિગ્રો જાતિ માને છે. તેમ છતાં તેનાપર જરા પણ ગુસ્સે નહિં થતાં તેમણે પ્રેમપૂર્વક પોતાનો હાથ લંબાવ્યો, અને શૅક હેન્ડ કરતાં કરતાં કહ્યું કેઃ "બન્ધુ ! ત્હને ધન્યવાદ છે, ધન્યવાદ છે." આ પ્રમાણે અનેક નિગ્રો તેમને સ્વજાતીય સમજી તેમની પાસે આવતા, પરન્તુ તેઓ કદી પણ તેઓની ભૂલ ભરેલી સમજણ માટે તેમના ઉપર ગુસ્સે થતા નહિ. અમેરિકાના દક્ષિણ વિભાગમાં એવા અનેક બનાવો બન્યા છે. ધર્મપ્રચાર કરવા માટે પ્રવાસ કરતાં કરતાં તેઓ એક મ્હોટા શહેરમાં જઇ ત્યાંની એક હૅાટલમાં પ્રવેશ કરવા લાગ્યા, તેજ ક્ષણે હૅાટલના માલિકે સ્વામિજીની કૃષ્ણ–વર્ણ મૂર્તિ દેખી ક્રોધે ભરાઇ તેમને બહાર કાઢી મુક્યા હતા. એવે સર્વ સ્થળે જો તેઓ પોતાને "ભારતવર્ષ નિવાસી" કહી પરિચય આપત તો તેમને હૅાટલમાં પ્રવેશ કરવામાં વિઘ્ન ઉપસ્થિત થાત નહિ. પરન્તુ તેઓ તેમ કરતા જ નહિ. બીજે જ દિવસે હૅાટલના માલિકો

સમાચાર પત્રમાં તેમની પુષ્કળ પ્રશંસા અને તેમનું ભાષણ વાંચતા ત્યારે તેઓ પશ્ચાતાપ કરતા તેમની પાસે જઇ ક્ષમા માંગતા. આવી અગવડો જોઈ પ્રચાર-કાર્યના વ્યવસ્થાપકો અનેક સમય તેમને માટે જૂદાજ પ્રકારની વ્યવસ્થા કરતા. ઉત્તર અમેરિકામાં પણ સ્વામિજીને અનેક વખત ત્રાસ પડતો. કેટલીક વખત હજામત કરાવવા હજામની દુકાનોમાં પ્રવેશ કરતાંજ તેમને "નિગ્રો" સમજી દુકાનદારો દુકાન ઉપરથી નીચે ઉતારી મૂકતા! સ્વામિજી ચુપચૂપ ઉતરી પડતા! અનેક દિવસ પછી તેમના એક પાશ્ચાત્ય શિષ્યે તેમને પૂછ્યું હતું કેઃ એવે સ્થળે જો આપે આપનો આત્મ પરિચય આપ્યો હોત તો સર્વ આપદા દૂર થઇ જાત. તેને બદલે આત્મપરિચય નહિ આપવાનું કારણ શું? સ્વામિજીએ ઉત્તરમાં કહ્યું હતું કેઃ "What! Rise at the expense of another! I did not come to earth for that!" (શું? બીજાને ક્ષુદ્ર બનાવી મ્હારે મહાન્ થવું? એટલા માટે હું જગતમાં જન્મ્યો નથી.) વાસ્તવિક કહીએ તો તેઓ સફેત અને કાળાનો ભેદ ગ્રાહ્યજ કરતા નહિ. તેમને કાળા શરીરની નિગ્રા જાતિના કહેવામાં આવતા છતાં તેમને તેથી લજ્જા થતી નહિ. ઉલટું તેઓ ભારત નિવાસી તરીકે પોતાનો પરિચય આપવામાં અભિમાન માનતા. પણ જો કોઇ શ્વેતાંગ પુરૂષ તેમની સ્હામે પોતાની ચામડીનું ગૌરવ બતાવતો તો તેઓ તેને કઠોર વાક્ય સંભળાવવા કદી પણ ચૂકતા નહિ.

સ્વામિજી ધર્મ-પ્રચારાર્થે પ્રવાસ કરતા કરતા જે સ્થળે ગમન કરતા તે સ્થળનાં સમાચાર-પત્રોમાં મ્હોટે અક્ષરે પોતાનું નામ પ્રસિદ્ધ થયલું તેઓ જોતા. સમાચાર પત્રના અધિપતિયો અને ખબરપત્રીઓ સર્વદા તેમની પાસે આવજા કરતા. તેમનું પૂર્વ જીવન, રીતીનીતિ, પ્રકૃતિ, અભ્યાસ, આહાર, અને ધર્મ દર્શન આદિ વિષયક અભિપ્રાય, વગેરે સર્વ વિષયની પુછપરછ કરી જતા. તે ઉપરાંત પાશ્ચાત્ય સભ્યતા સંબંધી તેમનો અભિપ્રાય, તેમની ભાવી કાર્ય પ્રણાલી, તેમના દેશની રાજનૈતિક અવસ્થા, અને આચાર પદ્ધતિ, વગેરે સર્વ વિષયોનું જ્ઞાન મેળવવા માટે આગ્રહ દર્શાવતા, ત્યાર પછી તેમના અભિપ્રાય સાથે તેમની સાથે થયલી સર્વ વાતચિત પોત પો-

તાના પત્રમાં પ્રકટ કરતા. અમેરિકાના જે મનુષ્યો તેમની સાથે સાક્ષાત્કાર કરવાનો સુયોગ પ્રાપ્ત કરતા નહિ તેઓ સમાચાર પત્રોમાં પ્રકટ થયલા કથોપકથન વાંચી ઉપયોગી હકીકત મેળવી લેતા. ઇ. સ, ૧૮૯૪ ના ફેબ્રુવારી માસમાં તેમણે ડિટ્રોયેટ ગમન કર્યું તે સમયે ત્યાંના વર્તમાન પત્રના રિપોર્ટરો રાત દિવસ તેમની પાસે જઇ અનેક પ્રશ્નો પૂછી તેમને સતાવતા. એ સમયે તેમના સંબંધી સર્વ વર્તમાન પત્રોમાં જે અભિપ્રાયો પ્રકટ થયા છે તે પ્રકટ કરવાનું બની શકે એમ નહિ હોવાથી કેવળ માત્ર "ડિટ્રોયેટ ફ્રી પ્રેસ" નામક અમેરિકાના એક મુખ્ય વર્તમાન પત્રમાં જે લેખ પ્રકટ થયો હતો તેનો થોડોક ભાવાર્થ વાંચકો માટે અત્રે પ્રકટ કરવામાં આવે છેઃ—

"હિન્દુ પ્રતિનિધિયોમાં જેઓ સર્વ કરતાં લોકપ્રિય છે તેમાં સ્વામી વિવેકાનંદ પણ એક છે. કોન્ગ્રેસમાં તેઓ એક શ્રેષ્ઠ વક્તા ગણાયા છે, તેથીજ તેમની સર્વત્ર વિશેપ ખ્યાતિ થઇ રહી છે. તેઓ અંગ્રેજી ભાપણો કરે છે તેમાં 'ભૂલ વિનાનું' શુદ્ધ અંગ્રેજી બોલી શકે છે. તેઓ ભાપણ કરતાં પહેલાં કાંઇ પણ લખી રાખતા નથી, તેમના ઉચ્ચાર એટલા બધા મધુર છે કેઃ શ્રોતાજનો કહે છે કેઃ જો કોઇ બીજું કાંઈ ન સમજી શકે તો એટલું તો કહી શકે કે તેઓ કર્ણમધુર સુન્દર સંગીત ગાઇ રહ્યા છે. ધર્મ મહાસભાનું કામ પૂર્ણ થયા પછી તેમણે અનેક શહેરમાં, વિશાળ જન મેદની સમક્ષ ભાપણો આપ્યાં છે. સર્વ શ્રોતાજનોએ તેમની ભારે પ્રશંસા કરી છે, અને તેમની લોહચુમ્બક જેવી આકર્પણ શક્તિ અને પ્રત્યેક વિપયમાં નૂતન પ્રકાશ પાડવાની અને નવીન પ્રાણ-સંચાર કરવાની શકિત સંબંધી ભાપણ કરતો તેઓ આત્મભાન ભૂલી જાય છે. અમેરિકા નિવાસીજનો સમક્ષ પૃથિવિને પેલે પારથી આવેલા એ મહાપુરૂપ સ્વયં જેમ ચમત્કારિક અને વિચિત્ર છે તેજ પ્રમાણે વિવિધ પ્રકારના ઉચ્ચ વિપયો સંબંધી તેમના સિદ્ધાંતો પણ તેવાજ છે. જે સમયે એ શ્યામ શરીરના, શ્યામ કેશના, ઉજ્વલ-ગૈરિક વસનધારી મહાપુરૂપ તેમની ભાપા સ્પષ્ટ, વિશુદ્ધ અને અનર્ગલ ભાવે બોલવા મંડે છે તે સમયે પ્રત્યેક અમેરિકા-નિવાસી વિસ્મય અને આનન્દ સાગરમાં ડૂબી જાય છે."

* * * * *

એજ પત્રે તા. ૧૮ મી ફેબ્રુવારી. ૧૮૯૪ માં પુનઃ લખ્યું હતું કેઃ– "હિન્દુ દાર્શનિક અને ધર્મવિત્ સ્વામી વિવેકાનંદે ગત રાત્રે યુનિટેરિયન દેવળમાં પોતાના ચાલુ ભાષણો પૂર્ણ કર્યાં છે. ભાષણનો છેલ્લો વિષય "મનુષ્યનું દેવત્વ" એ હતો. દુર્યોગ હોવા છતાં પણ દેવળમાં અતિશય લોક-સમાગમ થયો હતો, અને આપણા પ્રાચ્ય દેશી બંધુના આગમનથી અર્ધો કલાક પહેલાં દેવળનાં બારણા સુધી લોકોની ઠઠ જામી ગઇ હતી. જિજ્ઞાસુ શ્રોતાજનોમાં કારીગરો, વ્યાપારીઓ, ન્યાયાધીશો, ધર્મોપદેશકો, શાસ્ત્રજ્ઞ અને પણ્ડિતો વગેરે સર્વ શ્રેણીના લોકો આવ્યા હતા. મહિલાઓ સંબંધી લખવું ઉચિતજ નથી, કારણ કે તેઓ સર્વ સભામાં પુનઃ પુનઃ એમનાં ભાષણો સાંભળવા માટે એટલો બધો આગ્રહ અને ઉત્સુકતા દર્શાવતી હતી કે જેથી એમના પ્રત્યે તેમની શ્રદ્ધા અને પ્રેમ સંબંધી કાંઇ પણ સંદેહ રહ્યો નથી. વાસ્તવિક જોતાં તેઓ સાધારણ સ્થાનમાં ભાષણ આપવામાં જેવા સુચતુર છે તેવાજ ગૃહસ્થોને ઘેર ન્હાની ન્હાની મંડળીઓ સમક્ષ ધર્મ ચર્ચા કરવામાં પણ કુશળ છે. સર્વ તેમનો સારો સત્કાર થઇ રહ્યો છે. વગેરે."

મિસિસ્ મેરી, સિ. ફન્કે (Mary C. Funke) નામક ડિટ્રોયેટ મહિલા–સમાજની એક મુખ્ય રમણીએ ઘણા દિવસ પછી તે સમયનું એક ચિત્ર આલેખ્યું છે. તે લખે છે કેઃ—

"ઈ. સ. ૧૮૯૪, તા. ૧૪ મી ફેબ્રવારી એ મ્હારા સ્મરણપટ ઉપર એક જૂદા પવિત્ર દિવસ તરીકે યાદ છે. કારણ કે એ દિવસેજ મ્હેં સૌથી પહેલાં એ મહાપુરૂષ–ધર્મ જગતના મહાવીર સ્વામી વિવેકાનન્દજીની મૂર્તિનાં દર્શન કર્યાં, અને તેમનો કણ્ઠસ્વર સાંભળ્યો હતો. જેમણે બે વર્ષ મ્હને પછી પોતાની શિષ્યા તરીકે સ્વીકારી અપાર આનન્દ અને વિસ્મયમાં ગરક કરી દીધી હતી."

"તેઓ આ દેશના (અમેરિકાના) મ્હોટાં મ્હોટાં નગરોમાં ભાષણો આપતા વિચરતા હતા અને ડિટ્રોયેટના યુનિટેરિયન ચર્ચમાં નિત્ય ભા-

પણો આપતાં. તેમનું પ્રથમ ભાષણ ઉપરોક્ત દિવસે અપાયું હતું. તે દિવસે શ્રોતાજનો એટલા બધા ભેગા થયા હતા કે: તે મહાન વિશાળ મકાનમાં એક તલ જેટલી જગ્યા બાકી રહી નહતી. ત્યાં સ્વામિજીને એક રાજા જેટલું સન્માન મળ્યું હતું. જે સમયે તેમણે ભાષણ કરવાના મંડપ પર પગ મુક્યો તે સમયની તેમની રાજકુમાર જેવી સુશોભિત મહિમામય મૂર્તિ હજી પણ મ્હારા નયન સમક્ષ તાદૃશ્ય થઇ ઉઠે છે. તેઓ જાણે અસીમ શક્તિનો ભંડાર હતા અને ક્ષણ વારમાંજ સર્વ શ્રોતાજનોના ચિત્ત ઉપર પોતાનો અધિકાર જમાવી લેતા હતા! તેમના અપૂર્વ કણ્ઠમાંથી પ્રથમ શબ્દોચ્ચાર થતાંજ–શબ્દ નહિં પણ જાણે સંગીત ન થતું હોય તેમ વીણાના જેવી સુમધુર કરૂણ રાગિણી ગવાતી હોય તેમ–સુમિષ્ટ ગાન ગવાતું. તેજ પુનઃ પુનઃ ગંભીર શબ્દમય, આવેગમય થઇ ઝંકાર કરતું. સમસ્ત સભા નિઃસ્તબ્ધ થઇ રહી હતી, તે સ્પષ્ટ જણાઇ આવતું હતું અને ત્યાંનો વિપુલ જનસંઘ ભાષણ સાંભળવાની આકાંક્ષાથી એકે શ્વાસે રાહ જોઇ રહ્યો હતો.

સ્વામિજીએ ત્યાં જનસંઘ સમક્ષ પાંચ ભાષણો આપ્યાં હતાં. તેઓ શ્રોતાજનોને મંત્રમુગ્ધ બનાવી દેતા. કારણ વક્તવ્ય વિષય ઉપર તેમનો અસાધારણ અધિકાર હતો. તેઓ એવી ખુબીથી ભાષણ કરતા કે જાણે તેમને તે માટે પરો ન મળ્યો હોય! તેમનો તર્ક પુષ્કળ યુક્તિથી પૂર્ણ રહેતો, તેઓ શ્રોતાજનોના સંશયનું બરાબર સમાધાન કરી દેતા. ભાષણના અતિ ઉત્કૃષ્ટ અંશમાં પણ તેઓ ક્વચિત્ આત્મદેવ દ્વારા પરિચાલિત થઇ જે સત્ય શ્રોતાજનોના મનમાં દૃઢ-અંકિત કરવાનો યત્ન કરતા તેનો મૂલ વક્તવ્ય વિષય કદી પણ ભૂલી જતા નહિ."

એ સમયે અનેક સભા સમિતિ, ચર્ચ, અને ગૃહસ્થ લોકોના મકાનોમાં ભાષણ આપવા માટે સ્વામિજીને વારંવાર આમંત્રણ થતાં. એ કારણને લીધેજ તેમને અમેરિકાના પૂર્વ અને મધ્ય–પશ્ચિમ પ્રદેશોમાં લગભગ સર્વત્ર ભ્રમણ કરવું પડ્યું હતું અને ચિકાગોથી ન્યુયૉર્ક અને બોસ્ટનથી બાલ્ટિમોર સુધી કેટલી વાર આવાગમન કરવું પડ્યું હતું તેની ગણત્રી કોણ કરી શકે એમ છે? તેઓ ભાષણ કરતાં અનેક હિતકર ઉપદેશ દેતા. તેઓ

પ્રત્યેક સ્થાને જોઇ શકતા કે; તેમના આગમન પહેલાંજ તેમની " Orange monk. " એટલે " ભગવાં વસ્ત્રધારી સન્યાસી " ની કીર્તિ લોક–મુખ-માંથી ગવાઇ રહી હોય છે. તેઓ સર્વત્ર, વેદ, વેદાન્ત, વૈદિક ઋષિ અને હિન્દુસ્થાનના સાધુઓનો મહિમા ગાતા ફરતા. અમેરિકાના સંયુક્ત રાજ્યોમાં ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ, સર્વત્ર પ્રવાસ કરી ત્યાંના નિવાસીઓને પોતાના વિજ્ઞાન, ચરિત્ર–માધુર્ય, અને આશાની આશ્વાસંનવાણી વડે મુગ્ધ કરી નાખ્યા હતા સેંકડો શિક્ષિત અને સુસભ્ય મનુષ્યો તેમના મહાન ભક્ત અને શિષ્ય થઇ ગયા હતા. પ્રાચીન, અજ્ઞાની મિશનરીઓએ ભારત-વર્ષ સંબંધી જે કલંકિત કથાનકો, ગપાષ્ટકો ફેલાવ્યાં હતાં તે સર્વ દૂર કર-વાનો સ્વામિજીએ યત્ન કર્યો હતો, અને અમેરિકન પ્રજાને ભારતની સત્ય સ્થિતિ સમજાવી હતી. તે ઉપરાંત " જીવ–બ્રહ્મની ઐક્યતા. " "અપરોક્ષાનુ-ભૂતિ. " વગેરે અદ્વૈત તત્ત્વ સમૂહની વિસ્તૃત આલોચનાદ્વારા વેદ અને ઉપનિષદ્‌નો મહિમા પ્રચાર કર્યો હતો. તેમણે સર્વને સમજાવ્યું હતું કેઃ **"નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ (આત્માનો સાક્ષાત્કાર) એજ માનવ જીવનનું અંતીમ લક્ષ્ય હોવું જોઇએ અને ચતુર્વિધ યોગ–સાધન એજ એ લક્ષ્ય પ્રત્યે પહોંચવાનો માર્ગ છે."**

કોઇ કોઇ સમયે સ્વામિજીને એક અઠવાડિયામાં બાર ચૌદ કે તેથી પણ અધિક ભાષણો કરવાં પડતાં. એટલો બધો પરિશ્રમ કરવાથી કોઇક સમય તેમનું શરીર–મન એટલું બધું નિસ્તેજ થઇ પડતું કે જેથી તેઓ ભાષણ કરવા માટે નૂતન વિષયો શોધી શકતા નહિ! એ સમયે તેમના મનમાં એમજ થતું કેઃ તેમનો જ્ઞાનભણ્ડાર જાણે ખૂટી ગયો છે. સેંકડો યત્ન કરવા છતાં તેમાંથી કોઇ નવીન વિષય પ્રકટ થતો નહિં ! તે સમયે તેઓ વિહ્વળ થઇ વિચારતા કેઃ " શિવ ! શિવ ! હવે શું થશે ? કાલે કયું ભાષણ કરીશ ? " એ અવસ્થામાં કોઇ સમયે તેમને કેટલોક અદ્દભુત અનુભવ થતો. મધ્યરાત્રે ગાઢ નિદ્રામાં તેઓ સાંભળી શકતા કેઃ " આવતી કાલે અમુક વિષયપર ભાષણ કરજે. " એમ કહી ઉચ્ચસ્વરે કોણ જાણે કોણ તેમના કાનમાં સર્વ ભાષણ કહી દેતું. કોઇ કોઇ સમયે તો એ શબ્દો

ઘણે દૂરથી આવતા—જાણે વૃક્ષોના ઝુંડથી શોભતા રાજમાર્ગની પેલે પારથી આવતા આવતા ક્રમશઃ નજીક સંભળાતા કોઇ વખત કોઇ મનુષ્ય તેમની નજીક બેઠું બેઠું ભાષણ કરી રહ્યું છે અને તેઓ સૂતા સૂતા સાંભળી રહ્યા છે! ક્વચિત્ તેઓ એવું પણ સાંભળતા કે જાણે કોઇ બે મનુષ્યો તેમની સન્મુખ બેસી બીજે દિવસે જે વિષયપર ભાષણ આપવાનું હોય તે મધુરકણ્ઠે બોલી રહ્યા છે અને તે પર ચર્ચા ચલાવી રહ્યા છે—તર્ક વિતર્ક કરી રહ્યા છે. આ પ્રમાણે થવાથી અદ્ભુત પ્રકારે અનેક નૂતન વિષયો અને નૂતન ભાવનાઓ તેમને કર્ણ ગોચર થતી. એ સર્વ તેમણે (સ્વામિજીએ) આ જન્મમાં કદી પણ સાંભળ્યા ન હોય અથવા વિચાર્યા ન હોય એવાં હતાં. નિદ્રાભંગ થયા પછી સર્વ વિષયોનું સ્મરણ કરી તેઓ બીજા દિવસનું ભાષણ તૈયાર કરતા અને તેજ શ્રોતાજનો સમક્ષ સાદર કરતા.

એ સર્વ આશ્ચર્યકારક બનાવોને સ્વામિજી પોતાનાજ મનની સૂક્ષ્મ પ્રતિક્રિયા તરીકે જણાવતા. તેઓ કહેતા કેઃ આવશ્યકતાનુસાર મનુષ્યનુંજ મન સ્વતઃ પ્રવૃત્ત થઇ આપણું ઇચ્છિત—કાર્ય પરિપૂર્ણ કરવા ગુંથાય છે. કોઇ કોઇ સમય એ અલૌકિક ભાષણો એટલા બધા જોરથી થતાં કે જેથી પાડોસના લોકો સુદ્ધાં તે સાંભળી શકતા. પાડોસીઓ બીજે દિવસે આવી તેમને પૂછતા કેઃ "સ્વામિજી! કાલે આટલી મોડી રાત્રે આપ કોની સાથે આટલા બધા જોરથી વાતો કરતા હતા?" તેના ઉતરમાં સ્વામિજી બીજીજ આધ્યાત્મિક વાતો કહી તેમને સંતોષ આપતા.

એ સમયે અને એ પછી જ્યારે સ્વામિજી પાશ્ચાત્ય દેશમાં નિવાસ કરતા તે સમયે તેમને નાના પ્રકારની યૌગિક—શક્તિ પ્રાપ્ત થઇ હતી. કારણકેઃ દિનપરદિન તેમની યોગ—ક્રિયા વૃદ્ધિ પામતી તેમ તેમ અલૌકિક શક્તિ પણ વૃદ્ધિ પામતી જતી. તેમની ઇચ્છા થતાં—સ્પર્શ કરતાંજ લોકોની જીવન ગતિ બદલવા તેઓ શક્તિમાન બન્યા હતા. ઘણે દૂર બનતા બનાવો તેઓ સ્પષ્ટરૂપે નિહાળી શકતા. તેઓ લોકોના મનોગત વિચારો જાણી જદા તેમનો સંદેહ નિવારણ કરતા, અને જિજ્ઞાસિત વિષયનો તુર્ત ઉત્તર દેતા, એટલુંજ નહિં પણ તેઓ લોકોના મુખ સ્હામે જોઇ તેમના જીવનનો અતીત ઇતિ-

હાસ સુદ્ધાં કહી દેતા. કોઇ વખત તેઓ એક બે પવિત્ર હૃદયના સત્ય શોધક જિજ્ઞાસુ-મુમુક્ષુજનોને એ પ્રમાણે કહી દેતા. તેમના સાચ કથનનો અનુભવ થતાંજ તે શ્વેતાંગ-અમેરિકન ગૃહસ્થ તેમના શિષ્ય બની જતા. જે મનુષ્યના હૃદયમાં પાપ પંકજ હોય કિંવા જેઓ વિદ્વાન્ કે શ્રીમંત હોવા છતાં પવિત્રતાનો દંભ રાખતા હોય તેવા મનુષ્યો તો સ્વામિજીની નજીક જતાંજ ભય પામતા! દૃષ્ટાન્ત સ્વરૂપ ચિકાગોના એક ધનવાન ગૃહસ્થની કથા પ્રકટ કરવામાં આવે છે. સાંભળો. તે મનુષ્ય યોગ-દૃષ્ટિ અથવા યોગિક શક્તિ પ્રાપ્ત થવાનું માનતો નહિં-તેને એ અદ્ભુત વિષયોપર વિશ્વાસ નહતો. તે કહેતો કે: એ સર્વે ગાંજાખોર લોકોની માત્ર કલ્પના છે! તેણે એક દિવસ સ્વામિજીને સ્પષ્ટરૂપે કહ્યું કે: "મહાશય! આપનું કથન જો સત્ય હોય તો આપ મ્હારા મનોભાવ અથવા મ્હારા અતીત-જીવનના બનાવો કેમ કહેતા નથી?" સ્વામિજીએ ક્ષણપર્યંત વિચાર કર્યો, ત્યાર પછી તેના નેત્રો સ્હામે દૃષ્ટિ સ્થાપી સ્વામિજી એવા ગંભીર મનોયોગપૂર્વક જોવા લાગ્યા કે: જેથી તે મનુષ્યના મનના તલ-પ્રદેશ પર્યંત સર્વ કમ્પતું હોય એવો તેને અનુભવ થયો. સ્વામિજીની દૃષ્ટિમાં કોઇ પ્રકારની કઠોરતા નહતી તોપણ તે સમજી શકયો કે: એમની દૃષ્ટિ-શક્તિ આરપાર ભેદક, અપરાજેય અને અન્તઃકરણના અન્તઃ તલ્ર પ્રદેશ પર્યંત ભેદ કરવા સમર્થ છે. તે ગૃહસ્થ એકાએક ભય પામી ચંચળ થઇ ઉઠયો અને હાસ્ય એક બાજૂએ મુકી કરૂણ સ્વરે બોલ્યો કે: "સ્વામિજી! આપ મ્હને શું કરો છો? જાણે મ્હારું હૃદય મંથન કરી જીવનનું સમસ્ત ગુપ્ત રહસ્ય આકર્ષી લઇ પ્રકટ કરવા ચ્હાતા હો એમ જણાય છે." એટલું બોલી તે તુર્તજ સ્વામિજી પાસેથી દૂર ચાલ્યો ગયો. તે દિવસથી તેને યોગ-શક્તિ ઉપર અગાધ શક્તિ ઉત્પન્ન થઇ. સ્વામિજી, એવી યૌગિક શક્તિયોને આધ્યાત્મિક ઉન્નતિનું ચિહ્ન માનતા નહિ. એ શક્તિયોને અતિ તુચ્છ માનતા. જેનું હૃદય નિરન્તર અદ્વૈતની નિર્મળ જ્યોતિ વડે પ્રકાશિત થઇ રહ્યું હતું, તેને મનથી એવી શક્તિયોનું મૂલ્ય કેટલું? પરન્તુ સાધારણ મનુષ્યો એવી અલૌકિક શક્તિ જોયા વિના ઉન્નત શ્રેણીના સાધુઓ ઉપર વિશ્વાસ રાખતા

નથી એ પણ એક પ્રકારની વિટંબણા જ છે×!

અમેરિકાના જે જે મનુષ્યો અનેક વર્ષથી નાના પ્રકારના ધર્મમત શ્રવણ કરતા કરતા અકળાઈ કંટાળી ગયા હતા તેમને સ્વામિજીનાં ભાષણો અને ઉપદેશ સાંભળવાથી આશ્વાસન મળ્યું હતું. સ્વામિજીની અતિ સુન્દર દેવ–કાન્તિ, નિષ્કલંક ચરિત્ર, દિવ્યજ્ઞાન, અને પ્રત્યક્ષ આધ્યાત્મિક અનુભવ, એ સર્વેએ લોકોના શુષ્ક પ્રાણમાં નવીન–જળસિંચન કર્યું. આવું તત્વ પૂર્ણ ભાષણ અને આવો અપૂર્વ ઉપદેશ તેમણે સ્વજીવનમાં પૂર્વે કદી પણ સાંભળ્યો નહતો. આવો સર્વ–ધર્મ સમ્મત મહાપુરૂષ તેમણે પૂર્વે કદી પણ દીઠો નહતો. આ પ્રમાણે જાણે તેઓ પોતાના જ કોઇ અંગીભૂત મનુષ્ય હોય, જાણે પોતાના જ કોઇ નિકટના સગા હોય, તેમ મન–પ્રાણ પૂર્વક પરિશ્રમ કરી તેમને આશાની મોહિની–બંશી કોઇ સાંભળાવે એમ નહતું. મનુષ્ય જીવનનો સત્ય–ઉદ્દેશ્ય તેમને બીજું કોઇ સમજાવે એમ નહતું. ભવિષ્યનું ઉજ્વળ ચિત્ર તેમના સમક્ષ કોઇ ચિતરી શકે એમ નહતું. જેઓ સત્યના મન્દિરમાં પ્રવેશ કરવા માટે વારંવાર નિષ્ફળ થયા હતા, તેમના સર્વ યત્નો અને સર્વ ઉદ્યોગો અનેક દિવસ પછી સફળ થયા. તેમણે જોયું કેઃ સ્વામિજી જે કાંઇ કહે છે તેમાંનો એક પણ વિષય ઉધાર બાજુએ મૂકવા જેવો નથી. સર્વ વિષયો રોકડ ખાતાના છે. તેમણે પ્રત્યક્ષ અનુભવ કરેલા છે. સર્વ ઉપદેશ સ્વામિજીના પવિત્ર જીવનમાં ઉતરેલા છે. અમેરિકન પ્રજાએ આવો સત્પુરૂષ

× આ પ્રસંગે સ્વામી શુદ્ધાનન્દજી એક બનાવનો ઉલ્લેખ કરે છે. સ્વામિજીના શિષ્ય ગુડવિન સાહેબ ( હવે પછીનાં પ્રકરણોમાં વાંચકને એ ગૃહસ્થનો પરિચય થશે. ) એઓ એક વખત જડવાદનો પક્ષ સમર્થન કરી સ્વામિજી સાથે તર્ક કરતા હતા. અનેક ક્ષણ પર્યંત તુમુલ તર્ક થયાં, પરન્તુ ગુડવિન સાહેબ સ્વામિજીનું મન્તવ્ય કોઇ પણ પ્રકારે સ્વીકારતા નહિ. તેજ સમયે સહસા સાહેબના જીવનની અતીત ઘટનાઓ સીનેમેટોગ્રાફનાં ચિત્રોની પેઠે સ્વામિજીનાં નેત્રો સમક્ષ થઇને પસાર થવા લાગી. એ જોઇ સ્વામિજી બોલી ઉઠયા કે " તમે તો અમુક પ્રકૃતિના માણસ છો. તમે અમુક કાર્યો કર્યાં છે, તમે હજી કેટલાએ વિષયો ગ્રહણ કરશો ! " ગુડવિન સાહેબે સ્વામિજીની શક્તિ જોઈ તત્ક્ષણાત્ તર્કવાદ બંધ કરી દીધો.

બીજો કોઇપણ દીઠો નહતો. જેમણે અતિથિરૂપે સ્વામિજીને પ્રાપ્ત કર્યા હતા તેઓ કહે છે કે: "Swamiji was a Kaleidoscopic ginus." તેમની પ્રતિભા "વિચિત્ર અને બહુ વર્ણ-શોભિત" હતી. સત્ય કહીએ તો આવી સર્વતોમુખી પ્રતિભા જગતમાં બહુ ઓછાં મનુષ્યોમાં જોવામાં આવે છે. તેઓ શિલ્પશાસ્ત્રી અને સંગીતજ્ઞ, સાહિત્ય અને ઇતિહાસવેત્તા, સન્યાસી અને લોકશિક્ષક, સુરસિક અને ગહન વિચારશીલ, મનસ્વી, કહો કે સર્વસ્વ-સર્વજ્ઞ-સર્વસદ્‌ગુણસમ્પન્ન હતા. એકજ શરીરમાં આટલા બધા ઉત્તમ સદ્‌ગુણોનો વિકાસ થયો હતો! આવા મનુષ્યોના સંસર્ગમાં જે નર-નારી આવ્યાં હતાં, તેઓ તેમને અનિર્વચનીય સુન્દર અને મહાન્ પુરૂષ, તેમજ સર્વોચ્ચ સાધુ-પુરૂષ કહે એમાં આશ્ચર્ય શું?

---

## भारतमां जयोल्लास.

સ્વામિજી અમેરિકામાં જે કાર્ય કરી રહ્યા હતા તેના સર્વ સમાચાર આ સમયે ભારતવર્ષમાં આવી પહોંચ્યા હતા. અમેરિકાના સમાચાર પત્રોમાંથી સ્વામિજીનાં, મહાસભાનાં અને અન્ય સ્થળોનાં ભાષણો અને ઉપદેશો સંગ્રહ કરી તેનો સાર ભારતવર્ષના સમાચાર પત્રોમાં પ્રકટ થયા હતા અને એ ભાષણો તથા ઉપદેશોથી અમેરિકામાં કેવું ઉત્તમ પરિણામ આવ્યું હતું તેનું વિસ્તૃત વૃત્તાન્ત, સમાચાર પત્રના અધિપતિઓએ જ્વલન્ત ભાષામાં આલેખ્યાં હતાં. અધિપતિની નોંધમાં અને મૂખ્ય આર્ટિકલોમાં તેઓએ પોતાના લંબાણ અભિપ્રાયો પ્રકટ કર્યા હતા અને એ વિષયની વિશેષ રૂપે ચર્ચા ચલાવી હતી. એ પ્રમાણે મદ્રાસથી તે અલમોરા અને કલકતાથી મુંબઇ પર્યંત સર્વત્ર-ભારતવર્ષમાં સ્વામિજીનાં યશોગાન પ્રતિધ્વનિત થઇ રહ્યાં હતાં. ભારતવર્ષના સર્વ સુશિક્ષિત નર-નારી, યુવા અને વૃદ્ધ સર્વે તેમની કીર્તિ શ્રવણ કરી અતિ આનંદ પામી રહ્યાં હતાં. ભારતવર્ષના એક તેજસ્વી યુવક સન્યાસી,

અદ્દભુત ત્યાગી, વિરાગી, સાધુ અમેરિકા જેવા દૂર દેશમાં જઇ ભારત-વર્ષની ઉજ્વળ પતાકા ફરકાવી રહ્યા છે એ જાણી સર્વનાં અંતઃકરણ ગર્વ પ્રફુલ્લિત થયાં હતાં.

શ્રીરામકૃષ્ણ-મઠ નિવાસી ગુરૂબંધુઓ પણ એ સમાચાર સાંભળી આનન્દમગ્ન થઇ, આત્મજ્ઞાન ભૂલી પ્રેમાશ્રુ વિસર્જન કરી રહ્યા હતા. તેમણે જોયું કે: ઇશ્વરાવતાર શ્રીરામકૃષ્ણદેવ જે કહેતા તે આટલા દિવસ પછી શબ્દે શબ્દ સત્ય નિવડ્યું છે. અર્થાત્ "નરેન્દ્ર જગતને ડોલાવી મૂકશે" એ શબ્દોમાં હવે બાકી શું રહ્યું ? આ સમયે અર્ધી પૃથિવિ સ્વામિજીના નામપર ગાંડી બની ગઇ હતી એમ કહીએ તો અતિશયોક્તિ નથી ! સર્વ ગુરૂબંધુઓ આ સમયે પરમહંસદેવની દિવ્ય દ્રષ્ટિ જોઇ આશ્ચર્ય પામ્યા અને તેઓશ્રીએ જે કાંઇ ભવિષ્ય કહ્યું હતું તેનું રહસ્ય હમણાંજ તેઓ સમજી શક્યા.

સ્વામિજીનાં યશોગાન શ્રવણ કરીને અને અમેરિકામાં આપેલાં અપૂર્વ ધર્મ-ભાષણો વાંચીને ભારત-વર્ષની પ્રજા પણ ડોલાયમાન થઇ. મુંબઇ, મદ્રાસ, બંગાલા, ઉત્તર-પશ્ચિમ, પંજાબ, રાજપુતાના, સર્વત્ર કરોડો-કણ્ઠ-માંથી સ્વામિજીનો જયધ્વનિ થવા લાગ્યો. કરોડો-કણ્ઠમાંથી શબ્દોચ્ચાર થવા લાગ્યો કે: **"જય શ્રીપરમહંસ રામકૃષ્ણનો જય !" "જયશ્રી સ્વામી વિવેકાનંદજીનો જય !"** કરોડો કણ્ઠમાંથી નિકળવા લાગ્યું કે: **"જય ! હિન્દુ ધર્મનો જય ! જય ! હિન્દુસ્થાનનો જય !"** અનેક શતાબ્દીઓથી આવું ભારતવ્યાપક આન્દોલન, ઉત્સાહ, જયોલ્લાસ, અને હર્ષનો-આનન્દ ધ્વનિ સંભળાયો નહતો. મરણતોલ ભારતવાસીયો જાણે એક ક્ષણમાં સંજીવની મન્ત્ર પ્રાપ્ત કરી જાગ્રત થઇ ઉઠયા. જાણે તેઓ નવીન મદવડે મસ્ત બની, નવીન શક્તિવડે બળવાન્ થઇ, નવીન આશાવડે પ્રફુલ્લિત થઇ, નવીન પ્રેમ વડે મસ્તાન બની જગત્ સમક્ષ ગર્વ પૂર્વક મસ્તક ઉંચુ કરવા લાગ્યા. આવો સમય પૂર્વે કદી પણ જોવામાં આવ્યો નહતો ! પારકાના ચરણની સેવા કરીને, પારકાના દ્વાર આગળ જઇ હાથ ધરીને અને પારકાના તિરસ્કારને શરીરનું ભૂષણ માની લઇને જે જાતિ

દિવસો નિર્ગમન કરતી હતી, તેમનામાંજ એક એવા મહાપુરૂષે જન્મ ગ્રહણ કર્યો છે કે: જેની સિંહ ગર્જનાથી આજ સમગ્ર જગત્ કમ્પાયમાન થઇ રહ્યું છે. જેનો ઉપદેશ, આજે સભ્યતાભિમાની પાશ્ચાત્ય–જાતિ મસ્તક નમાવી ગ્રહણ કરી રહી છે, અને જેનાં ચરણની રજ ધોવા માટે સમગ્ર વિશ્વના લોકો ધાવમાન થઇ રહ્યા છે. અહા! કેવું અદ્‌ભુત ભાગ્ય પરિવર્તન!

સમગ્ર ભારતવર્ષ આનન્દમાં ઉન્મત થઇ ગયું. સમગ્ર ભારતવર્ષને ઘેરઘેર તેમનું નામ વિજળીને વેગે પ્રસરી ગયું. ચારે દિશામાં મ્હોટી મ્હોટી જનસભાઓ ભરાવા લાગી, મહાન્ શોભા–યાત્રાઓ સરિયામ રસ્તાપર નિકળવા લાગી. વિપુલ આનન્દ–પ્રફુલ્લિત થઇ સર્વ જગમણ્ડલ સ્વામિજીનાં ગુણ–કીર્તન કરવા લાગ્યા. રામનાદ નગરના મહારાજ શ્રીભાસ્કર સેતુપતિએ તેમને તારદ્વારા હૃદયનો આનન્દ પ્રદર્શિત કર્યો. ખેતડિના મહારાજા અજિતસિંહજી બહાદુરે, એ આનન્દને પ્રસંગે એક મહાન્ દરબાર ભરી હિન્દુ-જાતિ તરફથી તેમને ધન્યવાદ અને કૃતજ્ઞતા દર્શાવી હતી. મદ્રાસથી રાજા સર મુદલિયાર, દિવાન બહાદુર સર સુબ્રહ્મણ્ય આયર સી. આઇ. ઇ. અને બીજા અનેક સુવિખ્યાત પુરૂષોએ અનેક મહાન સભાઓ ભરી સ્વામિજીના વિજય માટે ભાષણો કરી તેમને પોતાની સહાનુભૂતિ જણાવી હતી. એ ઉપરાંત કુમ્ભકોણમ, બૅંગલોર વગેરે ક્ષુદ્ર ક્ષુદ્ર શહેરોમાં કેટલાએ આનન્દોત્સવ થયા, કેટલાએ સભાઓ ભરાઇ અને તે સર્વએ તેમને કેટલાએ ધન્યવાદ આપ્યા તેની ગણત્રી થઇ શકે એમ નથી.

પરન્તુ સર્વ કરતાં વિશેષ ઉત્સાહ તો કલકત્તામાં જોવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૮૯૪, તા. ૫ મી સપ્ટેમ્બર, બુધવારે કલકત્તા નિવાસી જનોએ ટાઉન હૉલના વિશાળ મકાનમાં, રાજા પિયારી મોહન મુખોપાધ્યાય સિ. એસ. આઇ મહોદયના પ્રમુખપણા નીચે એક મહાન સભા ભરાઇ હતી. એ સભામાં પણ્ડિત રાજકુમાર ન્યાયરત્ન, બાબુ ઇશાન ચન્દ્ર મુખોપાધ્યાય, મહારાજકુમાર વિનયકૃષ્ણદેવ બહાદુર, બાબુ સુપ્રસન્ન ઘોષ, રાય નન્દલાલ બસુબહાદુર, વગેરે હિન્દુ સમાજના મુખ્ય ગણાતા પુરૂષો, મધુસૂદન સ્મૃતિ-રત્ન, કામાખ્યાનાથ તર્કવાગીશ, ઉમાચરણ તર્કરત્ન, ચણ્ડીચરણ સ્મૃતિ તીર્થ,

રામનાથ તર્કસિદ્ધાંત, કેદારનાથ વિદ્યારત્ન, મહેશચન્દ્ર, ન્યાયચૂડામણિ, નન્દકુમાર ન્યાયરત્ન, વગેરે દેશ–પ્રસિદ્ધ વિદ્વાનો, રાજાઓ, મહારાજાઓ, મ્હોટા મ્હોટા જમીનદારો, વ્યાપારીઓ, શેઠ સાહુકારો, અને હાઇકોર્ટના જડજો, બીજા અધિકારીઓ, વર્તમાનપત્રના સમ્પાદકો અને ન્હાના મ્હોટા નોકરો, યુરોપિયનો, યુરેઝીયનો, અને સર્વ વર્ણના લોકોએ તેમાં ઉત્સાહથી, પ્રેમથી ભાગ લીધો હતો. જે રાજા મહારાજા અને ન્હાના મ્હોટા અમલદારો સભામાં આવી શકયા નહતા તેમણે દિલગીરી દર્શક પત્રો અને તાર મોકલી પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી. એ મહાન્ સભામાં નિમ્નલિખિત ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ—

(૧) આ સભા, હિન્દુધર્મને માટે સ્વામી વિવેકાન્દે ચિકાગોની વિરાટ ધર્મસભામાં જે મહત્ કાર્ય કર્યું છે અને તે પછી અમેરિકાના અન્ય સ્થાનોમાં જે ધર્મ–કાર્યો કર્યા છે તે માટે તેમના પ્રત્યે વિશેષ કૃતજ્ઞતા પ્રદર્શિત કરે છે.

(૨) આ સભા, ચિકાગો મહાસભાના સભાપતિ, ડા. જે. એચ. બેરોઝ વિજ્ઞાનશાખાના સભાપતિ મિ. મારવિન મેરી સ્નેલ, અને સાધારણ રીતે સર્વ અમેરિકાનિવાસીને, સ્વામિજી વિવેકાનન્દજી પ્રત્યે તેમની સહૃદયતા અને સહાનુભૂતિપૂર્ણ વ્યવહારને માટે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપે છે.

(૩) આ સભા, ઉપરોક્ત બે ઠરાવ અનુક્રમે ઉપરોક્ત બન્ને વ્યક્તિઓને અને નિમ્નલિખિત પત્ર સ્વામી વિવેકાનન્દજીને મોકલવા માટે સભાપતિ મહાશયને અનુરોધ કરે છે. પત્ર નિચે પ્રમાણે હતોઃ—

" શ્રીમત્ વિવેકાનન્દ સ્વામી પ્રત્યેઃ—

આર્ય !

આપે, ૧૮૯૩ ના સપ્ટેમ્બર માસમાં ચિકાગો મહા નગરીની ધર્મ સભામાં અસાધારણ કૃતિત્વ સહિત હિન્દુધર્મનું માહાત્મ્ય દર્શાવ્યું હતું તેથી ઇ. સ. ૧૮૯૪ તા. ૫ મી સપ્ટેમ્બરે કલકત્તાનગર અને તેની આસપાસના સ્થાનોમાં વસતા સજ્જનોએ કલકત્તાના ટાઉનહૉલમાં એક મહાન્ જન–સભા ભરી હતી. તેના સભાપતિરૂપે હું આપને અતિશય આનન્દસહિત સ્થાનિક

હિન્દુ સમાજની આન્તરિક કૃતજ્ઞતા અને ધન્યવાદ નિવેદન કરૂં છું.

જેઓના પ્રતિનિધિ રૂપે આપે હિન્દુધર્મની ગૌરવ ધ્વજા ફરકાવવા માટે અમેરિકા ગમન કર્યું હતું, તેઓએ આપનો કઠોર આત્મત્યાગ, અને દુઃસહ કષ્ટ યથાર્થરૂપે હૃદયંગમ કર્યું છે, અને તેઓના હૃદયની પ્રિયવસ્તુ પવિત્ર આર્યધર્મની આપે જે પ્રકારે વકતૃતા અને ઉપદેશાદિ દ્વારા વ્યાખ્યા કરી છે તે માટે આપ તેઓના વિશેષરૂપે ધન્યવાદને પાત્ર છો.

આપે ઇ. સ. ૧૮૯૩, ૧૯ મી સપ્ટેમ્બર મંગળવારે આપના અભિનન્દન પત્રમાં હિન્દુધર્મનાં મૂળતત્વો જેવાં સુન્દર અને શ્રેષ્ઠ રૂપે સમજાવ્યાં છે, તે જોતાં જણાય છે કે એકજ વ્યાખ્યાનમાં તેની એવી સુન્દર વ્યાખ્યા કદી પણ થઇ શકે નહિ! વળી એ પછી આપે એ વિષયમાં અન્ય સ્થળે જે કાંઇ કહ્યું છે, તે પણ એવુંજ સરલ અને વિશુદ્ધ છે. હિન્દુજાતિના દુર્ભાગ્યને લીધે તેમનો ધર્મ દીર્ઘ કાલથી જગતમાં અનાદર પામી મિથ્યારૂપે કલ્પિત થતો આવ્યો છે. તેથી જે પુરૂષે એ અનાદર અને મિથ્યા કલ્પના નષ્ટ કરી તેને બદલે સત્યની પ્રતિષ્ઠા કરવા માટે (આપે) સાહસ અને શકિત સંચય કરી વિદેશમાં વિભિન્ન–ધર્મી, વિપરીતાચારી લોકોના મધ્યમાં ગમન કર્યું છે તેથી આપના પ્રત્યે અમે કૃતજ્ઞ થયા સિવાય રહી શકતા નથી.

જે મહોદયોએ મહાસભાનું આયોજન કર્યું છે અને આપને ઉત્સાહ તથા ભાષણ કરવાનો સુયોગ પ્રાપ્ત કરાવી આપ્યો છે તેમજ જે સર્વ શ્રોતાજનોએ ધૈર્યતા પૂર્વક અને સહનશીલતા પૂર્વક, પ્રસન્ન ચિત્તે આપના વચનો શ્રવણ કર્યાં છે તેઓ પણ અમારા ઓછા ધન્યવાદને પાત્ર નથી. હિન્દુ ધર્મનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે: સૌથી પહેલાં એકજ પુરૂષ હિન્દુ ધર્મ પ્રચારકરૂપે વિદેશમાં, વિધર્મીઓના મધ્યમાં ઉપસ્થિત થયો છે, અને સદ્ભાગ્યે તે પ્રચારક આપના જેવા એક કૃતી અને સર્વ ગુણાન્વિત મહાનુભાવ પુરૂષ છે.

આપના સ્વદેશી બંધુઓ, સ્વ–નાગરિકજનો, અને સ્વધર્મી પુરૂષો, સમજે છે કે: પ્રાચીન ધર્મનું ખરૂં સ્વરૂપ પ્રચાર કરવા માટે જો તેઓ

આપને અંતઃકરણની સહાનુભૂતિ અને કૃતજ્ઞતા ન દર્શાવે તો તેઓ કર્તવ્ય ભ્રષ્ટતાને લીધે મહાન્ અધર્મમાં લિપ્ત થાય. આપે જે કાર્યનો આરમ્ભ કર્યો છે, તેમાં ભગવાન આપને સહાય થાઓ, અને તે પરિપૂર્ણ કરવા માટે આપનામાં યોગ્ય બળ અને શક્તિ અર્પો, ઇતિ.

નિવેદક,

**શ્રીપિયારી મોહન મુખોપાધ્યાય.**

સભાપતિ.

આ સભામાં જેઓએ ભાષણો આપ્યાં હતાં, તેઓમાં બંગભાષામાં બાબુ મનોરંજન ગુહ ઠાકુરતા અને હેમેન્દ્રનાથ મિત્રનું અને ઇંગ્રેજીમાં બાબુ નરેન્દ્રનાથ સેન અને મિ. એન. ઘોષનું ભાષણ અતિશય હૃદય ગ્રાહી થયું હતું.

નરેન્દ્રનાથસેન મહાશયના ભાષણનો થોડો વિભાગ નીચે પ્રમાણે છેઃ—

" કલકત્તા શહેરમાં આવી મહાન્ સભા પૂર્વે કદી પણ ભરાઇ નહતી. કારણકેઃ આજે આપણે કોઇ ઉચ્ચ પદવીના રાજપુરૂષને સન્માન આપવા માટે અત્રે એકત્ર થયા નથી, પણ જે હિન્દુ સન્યાસીએ સમુદ્ર-પાર ગમન કરી પોતાની વિદ્યા અને વક્તૃતાના પ્રભાવવડે હિન્દુધર્મનો વિસ્તાર કરવા માટે મન-પ્રાણપૂર્વક પરિશ્રમ કર્યો છે, તેમનાજ સન્માનાર્થે આજે આપણે એકત્ર થયા છીએ. વળી વિશેષ ગૌરવનો વિષય એ છે કે જેની કાર્યાવલી આલોચના કરવા આપણે આ સ્થળે ઉપસ્થિત થયા છીએ, તે માત્ર એક ત્રિશ વર્ષનો યુવકજ છે. તે આટલી અલ્પ વયમાં પોતાના અસામાન્ય સદગુણ દર્શાવવા, વર્તમાન યુગની સર્વથી અગ્ર ગણાતી જાતિને વિસ્મય-નિમગ્ન અને મન્ત્રમુગ્ધ કરવા સમર્થ થયો છે. તે ઉપરથી તે યુવક કેવા પ્રકારનો અસાધારણ શક્તિ સમ્પન્ન છે કે તે સમજી શકાય છે. કહેવામાં આવે છે કેઃ સત્ય બનાવ એ કલ્પનાના ચિત્ર કરતાં અધિક વિસ્મય કર છે. હું તો કહું છું કેઃ સામ્પ્રતમાં જે કાંઇ બન્યું છે તે ઉપન્યાસ-કર્ત્તાની કલ્પનામાંથી આલેખાયલી આખ્યાયિકા કરતાં વિશેષ વિચિત્ર છે. મ્હારા મનમાં વિસ્મયપૂર્વક એવો પ્રશ્ન ઉદય પામે છે કેઃ અહા! શું આપણે સ્વપ્ન રાજ્યમાં વિચરણ કરીએ છીએ ? તેમ ન હોય તો ચિકા-

ગો નગરીની મહા ધર્મ સભામાં સ્વામી વિવેકાનન્દની અતિ અદ્‌ભુત કૃતકાર્યતા અને તે પછી સમગ્ર અમેરિકા દેશમાં તેમની કાર્યાવલી કેવી રીતે સમ્ભવિત થઇ શકે ? તેમની સફળતાથી હિન્દુજાતિ પુનઃર્જીવિત થઇ છે. વાસ્તવિક રીતે એમને આપણા અન્ધકારમય ઇતિહાસની એક ઉજ્વળ રેખા રૂપે કહી શકાય. કારણ કે એવી સફળતાને લીધે જ એમના હૃદયમાં અપૂર્વ આશાનો સંચાર થયો છે. જ્યારે આપણી સર્વ આશાઓ મૃતપ્રાય થવા બેઠી તેજ સમયે એ પ્રતિભાવાન યુવકના યત્નથી અમેરિકામાં હિન્દુ ધર્મની વિજય-પ્રાપ્તિ માટે આપણે અનન્ત આશાનો પ્રકાશ જોવા શક્તિમાન થયા છીએ. સ્વામી વિવેકાનન્દજી જેવો પુરૂષ જગતમાં અતિ દુર્લભ છે. જાતિય–ઇતિહાસરૂપી નાટ્ય–ભૂમિ ઉપર શ્રેષ્ઠ નાટ્ય–અંશ ભજવી બતાવવા માટે જ એમનો જન્મ થયો છે × × × × આપણે પણ જો તેમને જ પગલે ચાલીશું તો અદૃષ્ટ–પૂર્વ ઉન્નતિના માર્ગમાં અગ્રસર થઈ શકીશું એમાં જરા પણ સંદેહ નથી. જે મનુષ્યો દેશનું કલ્યાણ ઇચ્છતા હોય તેનો મૂલ મંત્ર "કર્મ, કર્મ, અને કર્મ" જ હોવો જોઇએ. સ્વદેશ ભક્ત, સ્વામિજીએ જેવું નિષ્કામ અને એકનિષ્ઠ ભાવનાપૂર્વક કર્મ કર્યું છે તેનું આપણે સર્વેએ અનુકરણ કરવું જોઇએ. તેનું ફળ અવશ્ય પ્રાપ્ત થશે."

મિ. એન્. ઘોષના અંગ્રેજી ભાષણનું માધુર્ય ભાષાન્તરમાં જાળવવું અસમ્ભવિત છે, તથાપિ વાંચકોને તેનો સાર સમજાવવા માટે તેમાંનો કેટલોક વિભાગ અત્રે પ્રકટ કરવામા આવે છેઃ—

"પ્રાચીન કાળના ગ્રીક વિદ્વાન્–મહાપુરૂષ સૉક્રેટિસના સમયથી આજ પર્યંત અનેક મહાન્ આચાર્યોએ પોતાનો ધર્મ–મત પ્રચાર કરવાનો યત્ન કર્યો છે, પરન્તુ જોવામાં આવે છે કેઃ સાધારણ લોકોએ તેમનો ઉપદેશ અને શિક્ષણ, ગ્રહણ કરવાનું તો દૂર રહ્યું પણ તે તિરસ્કાર સહિત પાછાં વાળ્યાં છે! એટલું જ નહિ પણ અનેક સ્થળે એ આચાર્યોને તેમણે ધિક્કાર આપી અનેક પ્રકારનાં દુઃખ પણ દીધાં છે. સ્વામી વિવેકાનન્દજી સિવાય બીજા કોઇ પણ ઉપદેશકે આટલા અલ્પ સમયમાં, આટલી સફળતા પ્રાપ્ત કરી નથી. વસ્તુતઃ વક્તૃતાનાં ઇતિહાસમાં આવી અપૂર્વ સિદ્ધિ બહુ વિરલ

જોવામાં આવશે. તેમણે પોતાનાં સુમધુર, મનોહર, આકર્ષક અને યુક્તિપૂર્ણ વચન પ્રયોગ વડે શ્રોતાજનોને અનાયાસે મુગ્ધ અને ચમત્કૃત કરી દીધા છે. એક તરફ અમેરિકા નિવાસી જનોની સૂક્ષ્મ અંતર્દષ્ટિ અને ગુણ ગ્રાહિતા તથા બીજી તરફ વિવેકાનન્દજીની અતુલ કતૃત્વ શક્તિ, એ ઉભયમાં કોણ અધિક પ્રશંસનીય તે કહેવું કઠિન છે. આવી અપૂર્વ વિજય પ્રાપ્તિની વાર્તા ઇતિહાસમાં પણ જણાતી નથી. બુદ્ધ, ઇસુ, હ. મહમ્મદ, કોંફુ છો વગેરે મહાન્ જગત્ ગુરૂઓમાંથી કોઇ પણ પ્રથમ પ્રયત્નમાં જ સેંકડો વ્યક્તિને પોતાનો ધર્મ–મત કબુલ કરાવી શક્યું નથી, પરન્તુ એ હિન્દુ ધર્મ પ્રચારક, પીત વસનધારી, સન્યાસી, સહજ રીતે પ્રથમ યત્નમાં જ સેંકડો લોકોના મનમાંથી અનેક યુગના ભ્રાન્તિ જનક કુસંસ્કારો દૂર કરી સનાતન ધર્મની સત્યતા સમજાવવા શક્તિમાન થયા છે–જે ધર્મ સંબંધી તેમણે પૂર્વે કદી પણ સાંભળ્યું નહતું અથવા સાંભળવા છતાં પણ જેને તિરસ્કારની દષ્ટિથી તેઓ જોતા હતા, વિશેષતઃ આ યુગમાં, કે જ્યારે માનવ હૃદયમાં ધર્મ–ભાવ ધીમે ધીમે લુપ્ત થયો છે તે સમય. × × ×

"પરન્તુ એ મહાપ્રાણ પુરૂષની ખ્યાતિ કેવળ એક જ ભાષણને લીધે થઇ નથી. મહા ધર્મ સભામાં ભાષણ આપવાથી તેઓ સર્વ પ્રજા વર્ગમાં પરિચિત થઇ ગયા છે એ ખરૂં પરન્તુ તેમનું કાર્ય એટલેથી જ અટક્યું નથી. ઇત્યાદિ—"

એ સમયે દેશની પ્રજા સ્વામિજી પ્રત્યે કેવો સદ્ભાવ ધરાવતી હતી તે ઉપરોક્ત ભાષણોમાંથી કેટલેક અંશે અનુમાન કરી શકાય છે. એ સમયે ભારતવર્ષની એક દિશામાંથી બીજી દિશા પર્યંત સ્વામિજી વિવેકાનન્દજીના જ નામનો જ જયઘોષ થઇ રહ્યો હતો, એ સમયે તેઓ આર્યાવર્તના મૂખ્ય ગૌરવ સ્તમ્ભ, આર્યજાતિની ઉચ્ચ આશા, અને આર્યધર્મના વરેણ્ય આચાર્ય સ્વરૂપ સર્વના હૃદયમાં સ્થપાઇ રહ્યા હતા અર્થાત્ સ્વદેશ પ્રેમી સન્યાસી, વિશ્વવંધ સ્વામી વિવેકાનન્દજી પ્રત્યે સર્વ ભારતીય બન્ધુની દ્રષ્ટિ આકર્ષાઇ હતી. ભારતીય પ્રજાના શરીર મનમાં નવું ચેતન પ્રવેશ્યું હતું. તેઓ જાણી શક્યા હતા કે; એજ સ્વામી વિવેકાનન્દજી ભારતના સનાતન

ધર્મનો અને લુપ્ત થયેલા "સ્વદેશી" મહામંત્રનો પુનઃ ઉદ્ધાર કરશે. કર્તવ્ય વિમુખ થયેલી પ્રાશ્ચાત્ય જાતિને ઇસુ ખ્રીસ્તનો મહાન્ સંદેશો "પરોપકાર કર" એ સ્પષ્ટ રૂપે, નિર્ભય ચિત્તે સમજાવી આપશે અને ભારતીય પ્રજાને "આત્મ જાગ્રતિ" નો મહામંત્ર શીખવી સ્વકર્તવ્ય કર્મ કરવા ઉત્સાહ પ્રેરશે. ધન્ય ! એ સ્વદેશ પ્રેમી સન્યાસી ! ધન્ય ! એ ભારત બંધુ–વિશ્વબંધુ–વિવેકાનંદજી ! તમને ધન્ય છે ! અમે તમારા ચરણમાં સહસ્ત્ર વાર મસ્તક નમાવીએ છીએ ! ધન્ય છે ઇશ્વરાવતાર શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ ! તમને ધન્ય છે ! તમે જે જગત્–કારણ માટે જન્મ્યા હતા, તે "ग्लानिर्भवति भारतः" તેજ ભારત ધર્મનું अभ्युत्थान કર્યું છે, અને તે વિશેષ રૂપે કરવા માટે તમારૂં આત્મતેજ વિવેકાનંદજીમાં રેડી તેમને હસ્તે તમે ધારેલું સનાતન ધર્મ કાર્ય પરિપૂર્ણ કરાવ્યું છે ! તમારાં પવિત્ર ચરણ કમળમાં અમારા અનેક નમસ્કાર હો !

**જય શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવનો જય !**
**જય સ્વામી વિવેકાનંદજીનો જય !**



॥ ॐ श्री रामकृष्णाय नमः ॥



स्वामी विवेकानन्दजी वितरित

# विवेक-वचनामृत



लेखक-प्रकाशक

डाह्याभाई रामचन्द्र म्हेता.

मूल्य रु.

सम्पादक: भारतजीवन-अमदावाद.

लेखक–प्रकाशकः
डाह्याभाई रामचन्द्र म्हेता.
ठे. दाणापीठ, नवोवास, वचली
पोळ–अमदावाद.





प्रथमावृत्ति. प्रत ३१००.
संवत १९७७. सन १९२१.

अमदावाद, सलापोसरोड,
डायमंड ज्युबिलि प्रिन्टींग प्रेसमां
परिख देविदास छगनलाले
छाप्युं.

# પ્રસ્તાવના.

શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના પરમપ્રિય શિષ્ય, સનાતન-ધર્મોદ્ધાર કાર્યના એક મહાન સહાયક, સર્વ ધર્મના પ્રશંસક અને સર્વ ધર્મનાં રહસ્યો સમજી લઇ, સર્વમાંથી શ્રેષ્ટતા ગ્રહણ કરનાર, વિશ્વ જન-સંઘના સાચા હિતૈષી, સાચા બંધુ, સત્યનિષ્ઠ, આત્મનિષ્ઠ **સ્વામી વિવેકાનંદજીનું** નામ ગુજરાતની પ્રજાથી હવે અજાણ્યું નથી. સ્વામિજીનું જીવન ચરિત્ર અત્યારસુધી પ્રકટ થયું નહોતું, તે આ ક્ષુદ્ર સેવકે લખવા-પ્રકટ કરવાનો યથાસાધ્ય યત્ન સેવ્યો છે, શ્રીમાન વાંસદા નરેશ, મહાનુભાવ, ઉદારચિત્ત, સાહિત્ય પ્રેમી, સુરસિક સાહિત્યોપાસક, શ્રીમન્મહારાઉલ મહારાજાશ્રી ઇન્દ્રસિંહજી સાહેબ બહાદુરની ઉદાર સહાયતાથી એ ઉત્તમ-બોધક જીવન ચરિત્ર લખાઇ પ્રકટ થયું છે, તે સાથે જ સ્વામિજીના ઉપદેશ વચનોનો સંગ્રહ પણ આ ન્હાનકડા પુસ્તકરૂપે પ્રકટ થાય છે. એ સર્વનું માન શ્રીમન્ત વાંસદા નરેશ, ઉદારચિત્ત મહારાજા શ્રી ઇન્દ્રસિંહજી સાહેબને જ ઘટે છે. આ ઉપદેશ વચનોમાં સ્વામિજીએ જે ઉમદા બોધ આપ્યો છે તે ગુજરાતના ધર્માચાર્યો, ધર્મોપદેશકો, શ્રીમંત રાજા મહારાજાઓ, વ્યાપારીઓ, ગૃહસ્થાશ્રમી જનો, યુવકો, વૃદ્ધ પુરૂષો, સ્ત્રીયો વગેરે સર્વને એક સરખો ઉપયોગી છે, સર્વને આચરણમાં ઉતારવા જેવો છે, ભગવાન શ્રી શંકરાચાર્યજીએ અપરોક્ષાનુભૂતિ નામક એક ગ્રંથમાં જ્ઞાનનો-ધર્મનો અનુભવ કરવા લખ્યું છે. પરંતુ વાંચક સજ્જનોમાંથી ઘણા થોડા જીવાત્માઓ એ પ્રમાણે કરતા હોવાથી, જ્ઞાન અને ધર્મનો રસાસ્વાદ તેમને પ્રાપ્ત થતો નથી અને જ્ઞાન તથા ધર્મની કથાઓ સાંભળવામાં તેમને આનન્દ પણ ઉપજતો નથી. પરન્તુ તેઓ ધીમે ધીમે અધ્યાત્મ જગત્માં વિચરે, તેના નિયમોનું પાલન કરે, આપણા ઋષિ મુનિ કથિત ઉપદેશોને આચરણમાં

ઉતારે તો જ્ઞાન અને ધર્મનું રહસ્ય તેમને માટે અતિ સ્વાદિષ્ટ થઇ પડે. તેમને અમૃતનો સ્વાદ પ્રાપ્ત થાય અને તેઓ પોતે જીવને બદલે શિવ–સ્વરૂપ થઇ જાય. ભગવાન શ્રી રામકૃષ્ણદેવે સ્વામિ વિવેકાનન્દજીને એ જ ઉપદેશ આપ્યો છે કે: મનુષ્યોએ જ્ઞાન પ્રાપ્તિ કરવા સાથે ઉપદેશને આચરણમાં ઉતારવો જોઇએ. એ વચનો પ્રમાણે વર્તવાથીજ સ્વામી વિવેકાનન્દજી કીટ–ભ્રમર ન્યાયે જીવના શિવ સ્વરૂપ થવા પામ્યા હતા. એવા મહાન્ અનુભવી સતપુરૂષનો બોધ આચરણમાં ઉતરે અને વાચક પોતાનું આત્મ કલ્યાણ કરી અનેક જીવોની સેવા કરે, પોતે શિવરૂપ બની બીજાને શિવરૂપ બનાવે તો લેખક–સહાયક બન્નેના પરિશ્રમનું સાર્થક્ય થયું મનાશે.

મૂળ બંગાળી પુસ્તકોમાંથી સ્વામિજીનાં ઉપદેશ વચનો શોધી તેનો સંગ્રહ કરી આ સ્થળે પ્રકટ કરવામાં આવે છે. પુસ્તકનું કદ વધી જવાનો સંભવ હોવાથી થોડાં વચનામૃત અત્રે પ્રકટ કર્યાં છે. પ્રભૂ ઇચ્છા તો ભવિષ્યમાં એક મ્હોટો સંગ્રહ લખવા–પ્રકટ કરવાનો યત્ન થશે. ગુજરાત રામકૃષ્ણ–વિવેકાનંદ–ભક્તો આ બોધ વચનોનો લાભ લઇ ધર્મનિષ્ઠ–કર્તવ્યપરાયણ થશે એવી આશા છે.

વાંચક સજ્જનો! અમારી પુનઃ નમ્ર પ્રાર્થના છે કે: વાંચક બંધુઓએ આ સાથે પ્રકટ થયલા ઉપદેશામૃતનું પાન કરી થોડા થોડા આચરણમાં ઉતારવા અવશ્ય પ્રયત્ન કરવો તો તેમાં જ તેમનું કલ્યાણ છે. हरिः ॐ तत्सत्.

ભારત જીવન કાર્યાલય.
અમદાવાદ.
શ્રાવણ-કૃષ્ણ ત્રયોદશી ૧૯૭૭.

દાસાનુદાસ,
ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.

ॐ श्री रामकृष्णाय नमः ॥

# विवेक-वचनामृत।

## भारतनो आदर्श.

१. પ્રત્યેક જાતિનો એક એક મૂખ્ય આદર્શ હોય છે. એ આદર્શ જ જાણે તેમના જાતીય-જીવનનો મેરૂદણ્ડ સ્વરૂપ છે. રાજનીતિ, યુદ્ધ, વાણિજ્ય અથવા યન્ત્ર વિજ્ઞાન એ ભારતીય પ્રજાનો યથાર્થ મેરૂદણ્ડ નથી. ધર્મ, કેવળ ધર્મ, એજ ભારતનો યથાર્થ મેરુદણ્ડ સ્વરૂપ છે.

૨. પ્રાચ્ય અને પાશ્ચાત્ય, એ ઉભયનો આદર્શ ભિન્ન ભિન્ન છે. ભારતવર્ષ ધર્મમુખી અથવા અન્તર્મુખી છે. પાશ્ચાત્ય પ્રજા બહિર્મુખી છે. પાશ્ચાત્યોને ધર્મની એટલે દરજ્જે ઉન્નતિ કરવાની ( અંતર્મુખી થવાની ) ઇચ્છા થશે તો સમાજની ઉન્નતિ દ્વારા કરવા મ્હાશે. પણ પ્રાચ્ય પ્રજાને એટલી સામાજિક શક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા થશે તો તેઓ ધર્મદ્વારા કરવા મ્હાશે.

૩. અમારી જાતિનું મન ધર્મમાં જ હોય છે. અમારો જાતીય જીવન પ્રવાહ જોવાથી તેની સાબિતી મળશે. એનું અનુસરણ કરશો તો તમે મહાન્ પદવીપર આરૂઢ થશો. જો એનો ત્યાગ કરશો ( અર્થાત્ ધર્મ-માંથી મન દૂર કરશો ) તો નિશ્ચય મૃત્યુ થશે. એ જાતીય-જીવન પ્રવાહની વિરૂદ્ધ જવાનો યત્ન કરશો તો તેનું પરિણામ " વિનાશ " જ સમજવું.

૪. અમારી આ પવિત્ર માતૃભૂમિનો મૂળ પાયો, મેરૂદણ્ડ અથવા જીવન-કેન્દ્ર એક માત્ર ધર્મ જ છે. અન્ય મનુષ્યો રાજનૈતિક શિખામણો આપે, વાણિજ્યદ્વારા અગાધ ધનરત્નો ઉપાર્જન કરવાનું ગૌરવ, વાણિજ્યનીતિની શક્તિ અને તેનો પ્રચાર, બાહ્ય સ્વતંત્રતા પ્રાપ્તિથી થતા અપૂર્વ સુખ સંબંધી બોલે, તો પણ હિન્દુઓ તે તરફ લક્ષ્ય આપશે નહિ. હિન્દુઓ સાથે તો ધર્મ, ઇશ્વર, આત્મા, અનન્ત મુક્તિ, એ સર્વ વિષયો

સંબંધી વાર્તાલાપ કરો. હું તમને નિશ્ચય પૂર્વક કહું છું કેઃ અન્ય દેશોના અનેક વિદ્વાન ગણાતા દાર્શનિકો કરતાં અમારા દેશના અતિ અજ્ઞાની કૃષકો સુદ્ધાં એ સર્વ તત્ત્વો સારી પેઠે સમજી શકે છે. હજી પણ જગતને શિખવવા જેવું કેટલુંક અમારી પાસે વિદ્યમાન છે. એ કારણને લીધે જ સેંકડો વર્ષથી અત્યાચારો થવા છતાં અને લગભગ એક હજાર વર્ષથી પરદેશી રાજ્યોથી પીડાવા છતાં એ ( હિન્દુ ) જાતિ અદ્યપિ પર્યંત જીવિત છે. કારણ કે હજી પણ એ જાતિએ ઇશ્વર અને ધર્મ રૂપી મહારત્નોનો ત્યાગ કર્યો નથી.

૫. ધર્મનો ત્યાગ કરશે તો હિન્દુઓનો જાતીય-મેરૂદણ્ડ ભગ્ન થઇ ગયો એમ જ સમજવું. જે પાયા ઉપર જાતીય-સુવિશાળ સ્તંભ નિર્માણ થયો છે તેજ ભાંગી જાય. તેમ થવાથી કુળનો સમૂળ વિનાશ થઇ જાય. ધર્મનો ત્યાગ કદી પણ કરવો નહિ.

૬. સારો હો વા નઠારો, ગમે તે પણ એ ધર્મ ઉપર જ આપણા જીવનનો મૂળ પાયો રચાયો છે. કોઇ પણ ધર્મવાળા દ્વેષીઓ એમાં પરિવર્તન કરી શકશે નહિ. તમે એક વસ્તુ નષ્ટ કરી તેને બદલે બીજી વસ્તુ ગોઠવી શકશો નહિ. ધર્મમાર્ગનું અનુસરણ કરવું એ જ ભારતવાસીઓનું જીવન, એજ ભારતની ઉન્નતિ અને એજ ભારતના કલ્યાણનો એક માત્ર ઉપાય છે.

---

## ધર્મ.

૭. ધર્મ સાધ્ય થવો એટલે મનુષ્ય-શરીરમાં જે બ્રહ્મત્વ પ્રથમથી જ વર્તમાન છે તેનો પ્રકાશ થવો.

૮. નક્કી માનજો કેઃ ગ્રન્થોના અભ્યાસથી ધર્મ પ્રાપ્ત થતો નથી. તર્કવિવાદ કરતાં આવડે તેથી ધર્મ પ્રાપ્ત થતો નથી, અથવા કેટલાક ધર્મ-મતવાદ પ્રત્યે સમ્મતિ દર્શાવવાથી ધર્મ પ્રાપ્ત થતો નથી. તર્કયુક્તિ, મતામત, શાસ્ત્રાદિ અથવા અનુષ્ઠાન એ સર્વ માત્ર ધર્મ પ્રાપ્તિમાં સહાયકારક છે. પરન્તુ ધર્મ એ તો સ્વયં અપરોક્ષાનુભૂતિ સ્વરૂપ છે. ધર્મનો અનુભવ કરો.

૯. જે ધર્મ અથવા જે ઇશ્વર વિધવાનાં અશ્રુ લુછી ન શકે, અથવા

પિતૃમાતૃહીન અનાથના મુખમાં એક કટકો રોટલી ન આપી શકે તે ધર્મ અથવા તે ઇશ્વર ઉપર મ્હને શ્રદ્ધા રહેશે નહિં. (અર્થાત્ હું તેને ધર્મ અથવા ઇશ્વર માની શકું નહિં.)

૧૦. ગમે તેટલો સુન્દર મતવાદ હોય, અથવા ગમે તેટલું દાર્શનિક ગહનતત્ત્વ તેમાં સમાયલું હોય પરન્તુ જ્યાં સુધી તે એક મત તરીકે અથવા એક પુસ્તકમાં બંધાઇ રહ્યું હોય ત્યાંસુધી હુ તેને ધર્મનું નામ આપી શકું નહિં. ચક્ષુ એ કાંઇ આપણી પીઠ ઉપર નથી, તેતો આપણા મુખ ઉપર છે. તે સ્હામેની દિશામાં છે, તેથી સન્મુખ અગ્રસર થાઓ અને જે ધર્મને તમારો પોતાનો ધર્મ કહી તમે ગર્વ કરતા હો તે ધર્મમાં કહેલા ઉપદેશો પ્રમાણે વર્તવા માંડો. તે ઉપદેશોને કાર્ય-ગતિમાં મૂકો, ઉપદેશો સાંભળ્યા કરવાથી શો લાભ છે ? ઉપદેશોનો સંગ્રહ કરવાથી શો લાભ છે ? તે પ્રમાણે વર્તવાથી જ લાભ છે.

---

## સેવા.

૧૧. પરોપકાર માટેજ જીવન છે. મનુષ્યોએ સ્વજીવનને પરોપકારમય કરી દેવું જોઇએ. સ્વાર્થ માટે તો પશુઓ પણ જીવે છે. તે શું તમે જાણતા નથી? પરહિત માટે યત્ન કરવાનો અભાવ એનુંજ નામ મૃત્યુ, (જે મનુષ્ય પરોપકાર કરતો નથી તે જીવતાં મૃતક સમાન છે.)

૧૨. દરિદ્ર, મુર્ખ, અજ્ઞાની, દુઃખી-વ્યાધિગ્રસ્ત-એ સર્વે તમારા દેવતા થાઓ. એમની સેવા કરવી એજ પરમધર્મ સમજવો. એ સર્વને શોધી શોધીને તેમની સેવા કરવી જોઇએ.

૧૩. મ્હને ઇશ્વર ઉપર વિશ્વાસ છે, મ્હને મનુષ્ય ઉપર વિશ્વાસ છે. દુઃખી દરિદ્રિઓને સહાયતા કરવા, પારકાંની સેવા કરવા, નરકમાં જવા તૈયાર થવું એ હુ અતિશય મહાન્-ઉત્તમ-ધર્મ-કાર્ય સમજું છું.

૧૪. જો કલ્યાણ ઇચ્છતા હોય તો ઘણ્ટા વગેરેથી ઝટ પરવારી લઇ, સાક્ષાત્ નારાયણ ભગવાનરૂપ માનવદેહ ધારી શિવની પૂજા કરો-અર્થાત્ તેમની સેવા કરો. વિરાટ અને સ્વરાટ એજ ઇશ્વર, વિરાટરૂપ આ જગત

છે. તેની પુજા એટલે તેની સેવા કરવી એનુંજ નામ કર્મ છે.

૧૫. મ્હેં આટલી બધી તપસ્યા કર્યા પછી એટલોજ સાર શોધ્યો છે કે પ્રત્યેક જીવ માત્રમાં તેજ ( ઇશ્વર ) રમી રહ્યો છે. એના સિવાય બીજો કોઇ ઇશ્વર છે જ નહિં. ( તે બીજે કયાંય પણ નથી. ) પ્રત્યેક જીવ પ્રત્યે જે મનુષ્ય દયા કરે છે તેણેજ ઇશ્વરની સેવા કરી છે એમાં સંદેહ નથી.

૧૬. ત્યાગ અને સેવા એજ ભારતનો જાતીય–આદર્શ છે. એ બે વિષયમાં ભારતવાસીયોને ઉન્નત કરો. એમ કરવાથી બીજું જે કાંઈ અવશિષ્ટ રહેશે તે પોતાની મેળેજ ઉન્નતિ પામશે.

૧૭. ઉંચા માંચડા ઉપર ઉભા રહી બે પૈસા હાથમાં લઇ "બેટા, આ લ્યો." એમ કહી ગરીબને દાન કરશો નહિં. તમારે તો તેના પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવી જોઇએ કે તે ગરીબ થવાથીજ તેને સહાયતા કરી તમે તમારૂં કલ્યાણ સાધવા સમર્થ થયા છો. જે પ્રતિગ્રહ કરે છે. ( દાન લે છે) તેનું કલ્યાણ થતું નથી. દાતાનુંજ કલ્યાણ થાય છે. તમે જગત્ પ્રત્યે તમારી દયા શક્તિ દર્શાવી તમને પવિત્ર અને સિદ્ધ કરવા સમર્થ થાઓ છો, તે માટે તમારે કૃતજ્ઞ થવું જોઇએ. જેને તમે સહાય કરો છો તેના પ્રત્યે તમે કૃતજ્ઞ થાઓ–તેનો ઉપકાર માનો–તેના પ્રત્યે ઇશ્વરભાવ રાખો–તેને ઇશ્વર માનો. મનુષ્યોને સહાયતા કરવારૂપી ઇશ્વરોપાસના કરવાની તક મળે છે એ શું આપણું ઓછું સદ્ભાગ્ય છે ?

૧૮. જાઓ, આ ક્ષણેજ જાઓ. તે પાર્થસારથિના મંદિરમાં જાઓ, કે જે ગોકુળમાં દીન દરિદ્રીઓના બન્ધુ મિત્ર હતા, જે ગુહક ચણ્ડાલને આલિંગન કરતાં સંકોચાયા નહતા, જેણે પોતાના બુદ્ધાવતાર સમયે રાજપુરૂષોના આમંત્રણોને તરછોડી એક વેશ્યાનું નિમંત્રણ સ્વીકારી તેનો ઉદ્ધાર કર્યો હતો. જાઓ, તેની પાસે જાઓ અને તેને સાષ્ટાંગ પ્રણામ કરો અને તેના સમક્ષ એક મહાન્ બલિ પ્રદાન કરો. એ બલિદાન કયું ? તમારૂં જીવન એજ મહાન્ બલિદાન છે. જેને માટે તેઓ યુગે યુગે જન્મ ગ્રહણ કરે છે, તેને તેઓ સર્વ કરતા અધિક ચ્હાય છે. તેજ દીન, દરિદ્ર, દુઃખી, પતિત અને દુર્ભાગી ગણાતા જીવોને માટે તમારા જીવનનું બલિદાન

આપો. તેના કલ્યાણમાં મંડી પડો. જો ઇશ્વરની કૃપાથી તેનાં કોઇ પણ સન્તાનની તમે સેવા કરી શકશો તો તમારૂં કલ્યાણ થશે. તમે પોતાને એકાદ કૃષ્ણ કે વિષ્ણુ માનશો નહિં. તમને સેવા કરવાનો અધિકાર મળે છે એજ તમારૂં કલ્યાણ સમજજો. જેને એવો અધિકાર મળ્યો નથી તે ગમે તેવો શ્રીમન્ત કે રાજા મહારાજા હોય તો પણ તેને ધન્ય કહી શકાશે નહિં. તમે કોઇને સહાયતા કરતા નથી. તમે સર્વ જીવોની પૂજા કરી રહ્યા છો એમ જ માનજો. હું કેટલાક દુઃખી, દરિદ્રીઓને જોઇ શકું છું. હું મ્હારી મુક્તિને માટે તેમની નજીક જઇ તેમની પુજા કરીશ. ઇશ્વર તે સ્થળે ( તે જીવોમાંજ ) નિવાસ કરી રહ્યો છે. જે મનુષ્યો દુઃખ ભોગવી રહ્યા છે તે તમારી અને અમારી મુક્તિને માટે જ છે કે જેથી આપણે રોગી, ગાંડા, કોઢવાળા, વગેરે રૂપધારી ઇશ્વરની પૂજા કરી શકીએ છીએ. મ્હારો ઉપદેશ કદાચ તમને કઠણ લાગશે પરન્તુ તે મ્હારે તમને કહેવો જ જોઇએ. કારણ, તમારા અને મ્હારા જીવનનું એજ સર્વ શ્રેષ્ઠ સૌભાગ્ય છે કે જેથી આપણે એવા સર્વ વિભિન્ન રૂપધારી ઇશ્વરની સેવા કરવા શક્તિમાન થઇએ છીએ.

૧૯. "परहिताय सर्वस्व अर्पण। પારકાના હિત માટે ( પરોપકાર માટે) આપણું સર્વસ્વ દાન કરી દેવું એનું નામજ યથાર્થ સન્યાસ છે.

---

## त्याग.

૨૦. જેનું જીવન અન્ય જીવોના કલ્યાણ માટે વ્યતીત થાય છે તેનું જ જીવ્યું સાર્થકય છે-તેજ યથાર્થ રૂપે જીવે છે. તે સિવાયના બીજા જીવો જીવવા છતાં મરણ પામેલા જેવા જ છે.

૨૧. ધન અથવા સન્તાન દ્વારા અમરત્વ પ્રાપ્ત થતું નથી, પરન્તુ કેવળ માત્ર ત્યાગ ( વૈરાગ્ય ) દ્વારાજ અમરત્વ પ્રાપ્ત થાય છે.

૨૨. કેવળ માત્ર ત્યાગ દ્વારા જ અનેક મનુષ્યોને અમરત્વ પ્રાપ્ત થયું છે. ત્યાગ, ત્યાગ, એ વિષયનો સારી પેઠે પ્રચાર કરવો જોઇએ. ત્યાગી થયા સિવાય તેજસ્વી થવાશે નહિ. ત્યાગ સિવાય આ ગહન જીવન-સમસ્યાનો રહસ્ય-ભેદ સમજાઇ શકે એમ નથી. અહા ! ત્યાગ. ત્યાગ. ત્યાગ. **એજ બસ જીવનનો મૂલ મંત્ર થવો જોઇએ.**

૨૩. ભોગ એ લક્ષ-ફણાધારી સર્પ જેવો છે. એને આપણે પદ-દલિત કરવો જોઇએ, જગતનું કોઇ પણ મહત્ કાર્ય Sacrifice (ત્યાગ) સિવાય સાધ્ય થશે નહિ. વટ-વૃક્ષનાં અંકુરો જોઇ કોણ કહી શકશે કે: એક સમયે એ મહાન્ વૃક્ષ થઇ જશે!

૨૪. જગત્ એ કાંઇ બાળકની રમત નથી. જેઓ પોતાના હૃદયનું રક્ત છાંટી માર્ગ તૈયાર કરે છે તેજ મહાન્ પુરૂષો કહેવાય છે. ચિરકાલથી એ પ્રમાણેજ થતું આવ્યું છે. એક મનુષ્ય પોતાના શરીરનો સેતુ (Bridge) બનાવે છે અને હજારો, લાખો મનુષ્યો તેના ઉપર થઇને પેલે-પાર થઇ જાય છે. (અર્થાત્ એક મનુષ્યે પોતાની દ્રવ્ય સમ્પત્તિ પરોપકારર્થે દાન કરી દેવી જોઇએ અને અનેક મનુષ્યોને તેનો લાભ મળવો જોઇએ.)

૨૫. વૈરાગ્ય-વિષય વિતૃષ્ણા-થયા સિવાય, કાકવિષ્ઠાની પેઠે કામિની કાંચનનો ત્યાગ કર્યા સિવાય, "न सिध्यति ब्रह्मशतान्तरेऽपि।" બ્રહ્માના કોટી કલ્પ થઇ જશે તોપણ મનુષ્ય જીવને મુક્તિ પ્રાપ્ત થશે નહિં! જપ, ધ્યાન, પૂજા, હોમ, તપસ્યા, એ સર્વનું અનુષ્ઠાન કેવળ તીવ્ર વૈરાગ્યની ઉત્પત્તિ થવા માટેજ છે. જે મનુષ્યને "ત્યાગ" ની સ્થિતિ પ્રાપ્ત નહિં થાય તેને, લંગર નાંખ્યા પછી વહાણને નદીમાં ચલાવવાનો યત્ન કરવા જેવું થશે.

૨૬. સમગ્ર જગતનો ઇતિહાસ જોતાં જણાશે કે સર્વ મહાપુરૂષોએ ચિરકાલ પર્યંત મ્હોટા મ્હોટા સ્વાર્થ ત્યાગ કર્યા છે, અને સાધારણ મનુષ્યોએ તેનું શુભ ફળ ભોગવ્યું છે. એકનો ત્યાગ બીજાને ફળે છે. જો તમે તમારી મુક્તિને માટે સર્વસ્વનો ત્યાગ કરો તો તે શું ત્યાગ કહેવાય ? શું જગતના કલ્યાણને માટે તમે તમારી મુક્તિની વાંચ્છના સુદ્ધાં ત્યાગ કરવાને તૈયાર છો કે? તમે સ્વયં બ્રહ્મ સ્વરૂપ છો. એ કથન ઉપર વિચાર કરી જુવો.

૨૭. ત્યાગ એજ ભારતવર્ષની સનાતન પતાકા છે. એ પતાકા સમગ્ર જગતમાં ફરકાવીને, જે જે જાતિયો મરણ પામવા તૈયાર થઇ છે તેને ભારત સાવચેત કરી દે છે; સર્વ પ્રકારના અત્યાચાર અને સર્વ પ્રકારની

અસાધુતાનો તીવ્ર પ્રતિવાદ કરે છે. હિન્દુભાઇઓ! એ પતાકાનો ત્યાગ કરશો નહિ! એ પતાકા ઉંચી કરી સર્વ સમક્ષ ફરકાવ્યા કરો.

૨૮. જગતમાં સર્વદા દાતાનું આસન ગ્રહણ કરો. સર્વસ્વ દાન કરી દો. દાન કર્યા પછી પાછું ફરીને જોશોજ નહિ. પ્રેમ અર્પો, સહાયતા અર્પો, સેવા અર્પો, એમાંનું જે કાંઇ દાન આપવા જેવું હોય તે આપી દો. પરન્તુ સાવચેત રહેજો કે એ દાનના બદલામાં કાંઇ પણ મેળવવાની ઇચ્છા રાખશો નહિ! દાન આપ્યા પછી કોઇ પણ સરત-બરત કરશો નહિ! સરત નહિં કરો તો તમારી ડોક ઉપર કોઇ સરત ચઢી બેસશે નહિ! ઇશ્વર આપણને જે આપે છે તે આપણા ભંડારમાંથી માત્ર દાન કરી દઇએ છીએ એટલુંજ સ્મરણમાં રાખજો.

૨૯. જીવન સંગ્રામમાં પ્રેમનો જય થશે કે તિરસ્કારનો જય થશે? ભોગનો જય થશે કે ત્યાગનો જય થશે? ત્યાગ, પ્રેમ અને અપ્રતિકાર, એ ત્રણ જગતમાં જય પામવા માટે સમ્પૂર્ણ યોગ્ય માર્ગ છે. ઇન્દ્રિય સુખની વાસનાનો ત્યાગ કરનાર જાતિ દીર્ઘ જીવન પ્રાપ્ત કરી શકે છે. એજ મહાન્ ઉત્તમ જાતિ અનેક વિપદ્ અને દુઃખનો ભાર સહન કરવા છતાં અદ્યપિ-પર્યંત જીવિત રહેવા પામી છે. કારણકે એ જાતિએ ત્યાગનો પક્ષ સ્વીકાર્યો છે. ત્યાગ સિવાય ધર્મ કદી પણ ટકી શકે એમ નથી.

---

## पतित जाति.

૩૦. ઢેડ, ભંગી, ચમાર, વગેરે પતિત જાતિયો, તમારા મકાનની ચારે દિશામાં પશુવત્ રખડે છે તેની ઉન્નતિ માટે તમે શું કર્યું છે? તેમના મુખમાં એક કોળિયો અન્ન આપવા માટે તમે શી વ્યવસ્થા કરી છે તે કહી શકશો? તમે તેમનો સ્પર્શ કરતા નથી, તમે તેને "દૂર રહો, દૂર રહો, અડકશો નહિં, અડકશો નહિં!" એમ કહો છો તે શું તમે મનુષ્ય છો? તમારા હજારો બ્રાહ્મણો અને સાધુઓ વિચરતા ફરે છે તેઓ એ અધઃ પતિત દરિદ્ર, પદદલિત ગરીબ અતિ શુદ્ર જાતિયોના કલ્યાણ-સાધન માટે, તેમને જ્ઞાન દેવા માટે શું કરે છે? માત્ર એટલુંજ કહે છે કે: "અમને અડકશો નહિ. અડકશો નહિ!" એ સિવાય બીજું શું કરે છે?

૩૧. આ માયામય સંસારમાં મહાન્ મૃગજળ સમાન-મહાન્ ઇન્દ્રજાળ સમાન તો તમે ઉચ્ચવર્ણ જાતિયો છો. તમે ભૂતકાલના ભારત-શરીરના રક્ત-માંસહીન હાડ-પિંજર સમાન છો. તમે ઝપાટાબંધ ધૂળના રૂપમાં બદલાઇ વાયુમાં વિલીન થઇ જતા નથી તેનું કારણ શું? હા, તમારી અસ્થિમય આંગળીયોમાં પૂર્વ પુરૂષોની સંચિત કરેલી કેટલીક અમૂલ્ય રત્નખચિત વિંટીયો છે. તમારા દુર્ગંધમય શરીરને આલિંગન કરવા માટે, પૂર્વ કાલની અનેક રત્ન-પેટિકાઓ તૈયાર છે! અત્યાર સુધી પતિત જાતિની ઉન્નતિ કરવા માટે જે જે વસ્તુના દાનની આવશ્યકતા હતી તે આપવાનો તમને સુયોગ પ્રાપ્ત થયો નહતો. આજે તો અંગ્રેજોના રાજ્યમાં અબાધ વિદ્યા-ચર્ચાના દિવસો છે માટે ઉત્તરાધિકારીઓને તે આપો. જેમ બને તેમ સત્વર દાન કરો અને તમે આકાશમાં વિલીન થઇ જાઓ. આવ, નૂતન ભારત, આવ, હાથમાં હળ લઇને આવ, ખેડુતની કુટીર ભેદ કરીને આવ, માછી, મોચી, ઢેડ, ભંગીની ઝુંપડીઓમાં થઇને આવ. આવ, મોદીની દુકાનમાં થઇને આવ, ભાડભૂંજાની ભાઠ નજીક થઇને આવ, કારખાનાઓમાંથી આવ, દુકાનોમાંથી આવ, બજારોમાંથી આવ, વન જંગલમાંથી આવ, પહાડ પર્વતમાંથી આવ! એ લોકોએ હજારો વર્ષથી અત્યાચારો સહન કર્યા છે! તેમ કરીને તેઓએ અપૂર્વ સહિષ્ણુતાનું શિક્ષણ મેળવ્યું છે. દુઃખ સહન કરનારાઓ અપૂર્વ સહિષ્ણુતાનું પાત્ર બને છે. તેઓ (પતિત જાતિયો) સનાતન કાલથી દુઃખ ભોગ કરતા આવ્યા છે. તેમ કરવાથી અટલ જીવન-શક્તિ પ્રાપ્ત કરી શકયા છે. તેઓ એક મુઠ્ઠી સતુવો ખાઇને દુનિયાં ઉલટ પાલટ કરી શકે એમ છે. અર્ધી રોટલી આહાર મળતાં તો ત્રૈલોક તેમનું તેજ સહન કરી શકશે નહિ! તેઓ રક્ત-બીજના પ્રાણ-સમ્પન્ન છે. તેમને સદાચાર રૂપી અદ્દભુત બળ પ્રાપ્ત થયું છે. જે બળ ત્રૈલોક્યમાં નથી. આટલી બધી શાંતિ, આટલી બધી પ્રીતિ, આટલો બધો સ્નેહ, રાત-દિવસ મ્હો બંધ કરી (ગુપચુપ) આટલી બધી મહેનત કરવી અને કામ કરતી વખત સિંહના જેવું પરાક્રમ બતાવવું! ઓ! અતીતના હાડપિંજરો! તમારી સ્હામે તમારા ઉત્તરાધિકારી-ભાવી ભારત ઉભું છે.

તમારી સર્વ રત્ન-પેટિકાઓ, તમારી હીરા-માણેકની અંગુઠીઓ, એ લોકોમાં લુંટાવી દો. જેમ બને તેમ જલદી વહેંચી દો, અને તમે પવનમાં વિલીન થઇ જાઓ. તમે સર્વ અદૃષ્ય થઇ જાઓ. માત્ર કાન ઉંચા કરી રાખજો. તમે વિલીન થતાંજ સાંભળી શકશો કે કોટી મેઘ-સમાન શીઘ્ર-ગતિવાળા ત્રૈલોક્ય કમ્પાવનારા મનુષ્યોજ ભાવી ભારતને ઉદ્‌બોધન કરે એવા ધનવાનો થઇ પડયા છે. "વાહ ! ગુરૂકી ફતેહ."

૩૨. ભારતની જાતિ વિભાગ-પ્રણાલીનો ઉદ્દેશ્ય સર્વને બ્રાહ્મણ બનાવવા એજ છે. બ્રાહ્મણો એજ આદર્શ મનુષ્ય છે. ભારતનો ઇતિહાસ વાંચતાં જણાશે કેઃ આ દેશમાં નિમ્ન-જાતિની ઉન્નતિ કરવાનો સારો યત્ન કરવામાં આવ્યો છે, ભવિષ્યમાં અનેક યત્નો કરવામાં આવશે અને અન્તે સર્વે બ્રાહ્મણો જ થશે. આપણી ઉત્તમ કાર્ય પ્રણાલી એજ છે કે કોઇને પણ નીચે પાડવા નહિ. સર્વને ઉચ્ચ દશામાં સ્થાપવા. અવનતિ કરવી એ આપણો ધર્મ નથી. ઉન્નતિ કરવી એજ આપણો (ભારતનો) ધર્મ છે.

૩૩. શું તમે જોઇ શકતા નથી કેઃ હિન્દુઓની સહાનુભૂતિ પ્રાપ્ત કર્યા વિના મદ્રાસ તરફ હજારો પેરિયા લોકો (હિન્દુ-જાતિ) ખ્રીસ્તી થઇ જાય છે ! તમે એમ ન સમજશો કે કેવળ ઉદર-પોષણ કરવા માટે તેઓ ખ્રીસ્તી થાય છે. તેઓ આપણી સહાનુભૂતિ વિના ખ્રીસ્તી થાય છે. આપણે રાત દિવસ કેવળ તેમને એમજ કહીએ છીએ કેઃ "અડકશો નહિ, અડકશો નહિ." અહા ! દેશમાં શું દયા ધર્મ છે ખરો ભાઇ ? માત્ર "અડકશો નહિ," એમ કહેનારાઓનાંજ ટોળાં ફરતાં ફરે છે ! એવા ઢોંગી આચારને મુખે ઝાડુ મારો, લાઠી મારો, ઇચ્છા થાય તો એવા "સ્પર્શ-માર્ગ" ની હદ તોડી-ફોડી નાંખી હમણાં જ ચાલ્યા જઇ કહો કેઃ "અરે ! કયાં છો પતિત, કંગાલ, દુઃખી, દરિદ્રી નારાયણો ! તમે કયાં છો ? આવો તમને યથાસાધ્ય મદદ કરીએ." એમ કહી તે સર્વને શ્રી રામકૃષ્ણ પરંમહંસદેવને નામે બોલાવી લાવો. એ લોકોના જાગૃત થયા સિવાય મા જગદંબા જાગૃત થશે નહિ ! જો આપણે એ લોકોના અન્નવસ્ત્રની સગવડ નહિ કરીએ તો પછી બીજું શું કરી શકીશું વારૂ ? અરેરે ! એ

બિચારા દુનિયાદારીનું કાંઇ પણ જાણતા નથી તેથી દિનરાત સખ્ત મહેનત કરવા છતાં અન્ન વસ્ત્ર મેળવી શકતા નથી. આપો! બંધુઓ! નેત્રો ઉઘાડી તેમને આપો! અજ્ઞાન–નિંદ્રા દૂર કરી તેમને દાન કરો! હું દિવ્ય ચક્ષુદ્વારા જોઇ શકું છું કેઃ એમનામાં અને આપણામાં એક બ્રહ્મ (આત્મા) એકજ શક્તિ વિદ્યમાન છે. ભેદ માત્ર એ બ્રહ્મ–એ શકિતના વિકાશનો જ છે. કોઇનામાં ઓછો આત્મવિકાશ છે. કોઇનામાં વધારે. સર્વાંગમાં રક્ત સંચાર થયા સિવાય કોઇ પણ દેશ, કોઇ પણ કાલે, કોઇ પણ સ્થળે ઉન્નતિ પામ્યો છે કે? જાગૃત થયો છે કે? શરીરનું એક અંગ—એક અવયવ કપાઇ જતાં કિંવા નિરૂપયોગી થતાં–બીજા અંગો હોવા છતાં પણ આ દેહથી કોઇ મહાન્ કાર્ય સધાશે નહિ એ હું સુનિશ્ચિત જાણું છું.

## ઉદાર–ધર્મ મત.

૩૪. પરસ્પર–એક બીજાના–ધર્મમત અને ધર્મ વિશ્વાસ ગમે તેટલા પૃથક્ હોય તો પણ એક બીજાએ પરસ્પરને સર્વ વિષયમાં સહાયતા કરવી જોઇએ.

૩૫. મનુષ્ય માત્રે પરધર્મ પ્રત્યે દ્વેષ રહિતરૂપી મહાન્ સત્યનું શિક્ષણ પ્રાપ્ત કરવું જોઇએ. આધુનિક સભ્યતાના અંતરમાં એ ભાવના પ્રવેશ કરશે તો તેથી વિશેષ કલ્યાણ સધાશે. વાસ્તવિક કહીએ તો એવી ભાવના પ્રવેશ કર્યા વિના કોઇ પણ સભ્યતા અધિક દિવસ સ્થાયી ટકી શકશે નહિ. બદમાસી, રક્તપાત અને પાશવ અત્યાચાર, એ સર્વ જેટલા દિવસ બંધ નહિં પડે તેટલા દિવસ પર્યંત સભ્યતાનો વિકાશ થઇ શકશે નહિ. જેટલા દિવસ આપણે પરસ્પર મૈત્રિસમ્પન્ન નહિ થઇએ ત્યાં સુધી કોઇ પણ સભ્યતા મસ્તક ઉન્નત કરી શકશે નહિ. એ મૈત્રિ–ભાવના વિકાશ કરવાનું પ્રથમ સોપાન તો સર્વેએ પરસ્પરના ધર્મ વિશ્વાસ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી એજ છે. એટલું જ નહિ પણ પ્રમાણિકપણે એ ભાવના હૃદયમાં દ્દઢ અંકિત કરવા માટે, પરસ્પર સાથે મૈત્રિ બંધનમાં બંધાવાથી કાર્ય પરિપૂર્ણ થશે નહિ! તે માટે તો એક બીજાનો ધર્મમત અને ધર્મ–શ્રદ્ધા ગમે તેટલી પૃથક હોય તોપણ સર્વેએ એક બીજાને સર્વ વિષયોમાં સહાયતા કરવી જોઇએ.

# ભય ।

૩૬. ભય એજ મૃત્યુ છે. ભય એજ પાપ, ભય એજ નરક, ભય એજ અધર્મ, અને ભય એજ વ્યભિચાર છે. જગતમાં જેટલા Nagative thoughts અસત્ અથવા મિથ્યા-ભાવના છે તે સર્વ એ ભયરૂપી શયતાનમાંથી જ પ્રકટ થયા છે. ભયને લીધેજ સૂર્યનું સૂર્યત્વ, ભયને લીધેજ વાયુનું વાયુત્વ, ભયને લીધેજ યમનું યમત્વ યથાસ્થાને સ્થાપન થઇ રહ્યું છે. ભય તેને પોતાની હદ ઓળંગી બહાર નિકળવા દેતો નથી.

૩૭. જીવનનું સમગ્ર રહસ્ય નિર્ભય થવું એજ છે. "હાય! મ્હારૂં શું થશે?" એવો ભય કદી પણ રાખશો નહિ. બીજા કોઇના ઉપર વિશ્વાસ રાખશો નહિ. જ્યારે તમે બીજાની સહાયતા મેળવવાની આશા-વિશ્વાસ ત્યજી દેશો તેજ ક્ષણે તમે મુક્ત થશો. પોતાને દુર્બળ માનવો એ સર્વ કરતાં મહાન પાપ છે. તમારા કરતાં બીજું કોઇ પણ મહાન નથી. તમે બ્રહ્મ-સ્વરૂપ છો એવું ખાત્રીપૂર્વક માનો અને બ્રહ્મ-દર્શન કરો.

૩૮. સાહસ ધારણ કરો. ભય પામશો નહિ. કેવળ આપણા શાસ્ત્ર-માંજ ભગવાનને "અભય" "નિર્ભય" એવું વિશેષણ આપવામાં આવ્યું છે. આપણે "અભય, નિર્ભય" થવું જોઇએ. "નિર્ભય" થતાં જ આપણાં સર્વ કાર્ય સિદ્ધ થશે.

૩૯. ભય પામશો નહિ, કારણ, મનુષ્ય-જાતિના ઇતિહાસમાં જોવામાં આવે છે કે: જે કાંઇ શક્તિનો વિકાશ થયો છે તે સર્વ સાધારણ મનુષ્યો-માંજ. જગતમાં જેટલા મહાન પ્રતિભા સમ્પન્ન પુરૂષો જન્મ્યા છે તે સર્વ સાધારણ લોકોમાંથી જ. વળી ઇતિહાસમાં એક વખત જેવું બન્યું છે તેવું જ પુનઃ બનવા પામશે. કોઇ પણ વસ્તુથી ભય પામશો નહિ. યાદ રાખજો કે: તમે અદ્‌ભુત અદ્‌ભુત કાર્ય કરી શકશો. જે ક્ષણે તમારા હૃદયમાં ભયનો સંચાર થશે તે ક્ષણે જ તમે શક્તિશૂન્ય થઇ જશો. ભય એજ જગતનાં સર્વે દુઃખોનું મૂખ્ય કારણ છે. ભય એજ સર્વથી મહાન્ કુસંસ્કાર છે.

૪૦. તમને કોણ દુર્બળ કરી શકે એમ છે? તમને કોણ ભય પમાડી શકે એમ છે? એક માત્ર તમે જ જગતમાં સર્વત્ર વિરાજી રહ્યા છો તે

કેમ ભૂલી જાઓ છો ? તમને કોનો ભય લાગે છે ? સર્વત્ર તમારો જ આત્મા, એકજ આત્મા સર્વમાં વિરાજી રહ્યો છે તે કદી પણ ભૂલશો નહિ. અણુ અણુમાં તેજ એક ચેતનતત્વ--આત્મતત્વ છે પછી ભય કોનો ? ભય કેવો ? માટે જ કહું છું કે નિર્ભય થાઓ, ઉઠો અને મુક્ત થાઓ. નિશ્ચય જાણજો કે: કોઇ પણ વિચાર કે વાક્ય, જે આપણને દુર્બળ કરે છે તેજ અશુભ છે. જે મનુષ્યને દુર્બળ કરે છે, જે તમને ભય પમાડે છે, તેજ કેવળ અશુભ છે. એ અશુભનો ત્યાગ કરવો જોઇએ. તમને કોણ ભય પમાડી શકે એમ છે ? કદાચ સેંકડો સૂર્ય જગત ઉપર તુટી પડે, કરોડો ચન્દ્ર અદૃષ્ય થઇ જાય, કરોડો બ્રહ્માણ્ડ વિનષ્ટ થઇ જાય, તોયે તમારે શું ? તમારે તો સ્થિર--અચલ થઇ ઉભા રહેવું જોઇએ. તમે તો અવિનાશી છો, તમે જગતનો આત્મા--ઇશ્વર છો. કહો કે; शिवोऽहं । शिवोऽहं । કહો કે: હું જ પૂર્ણ સચ્ચિદાનન્દ છું. તમને કોણ બન્ધનમાં રાખી શકે એમ છે ? માત્ર અજ્ઞાનતા, કેવળ ભ્રમ એજ તમને બન્ધનમાં રાખે છે. બીજું કોઇ પણ તમને ભય પમાડે તેમ નથી. તમે તો શુદ્ધ સ્વરૂપ છો--તમે તો નિત્યાનન્દમય છો. તમારે ભય કેનો ? કહો શિવોઽહં ! શિવોઽહં !

---

## ईर्षा.

૪૧. કપટી, હિંસક, દાસભાવાપન્ન, કાયર પુરૂષ, કે જેઓને કેવળ જડ ઉપર જ વિશ્વાસ છે તેઓ કદી કંઇ પણ કરી શકશે નહિ. ઇર્ષા એજ આપણા જેવી ગુલામ બનેલી જાતિના ચારિત્રમાં મહાન્ કલંક સ્વરૂપ છે.

૪૨. બે વસ્તુઓથી બહુ જ સાવચેત રહેજો. એક સત્તાપ્રિયતા અને બીજી ઇર્ષા.

૪૩. "હુંજ મહાન છું, મ્હારૂં મંડળ એજ શ્રેષ્ઠ, અને ઇર્ષા." એ સર્વ વિચારોને જન્મપર્યંતને માટે વિદાય કરી દેવાં જોઈએ. પૃથિવિની પેઠે "સર્વ સહન" કરવું જોઇએ. જો એટલું કરી શકાય તો સમસ્ત જગત તમારા ચરણ સમક્ષ હાજર થશે.

# समाज-संस्कार.

૪૪. સમાજ—સંસ્કાર (સુધારા) માટે પ્રથમ કર્તવ્ય લોક-શિક્ષણ એજ છે. એ શિક્ષણ સમ્પૂર્ણ રૂપે ન આપી શકાય ત્યાં સુધી સુખની વાટ જોવી જોઇએ.

૪૫. સમાજનું સમ્પૂર્ણ–પરિવર્તન થવું જ જોઇએ. એ વિષયમાં ભારતીય શિક્ષિત સમાજ સાથે હું સમ્પૂર્ણરૂપે મળતો થાઉં છું. પરન્તુ તેમ કરવાનો ઉપાય શો? સુધારકો સમાજને ભાંગી–તોડી–ચૂર્ણ કરી જે પ્રકારે સમાજ–સુધારવાની પ્રણાલી બતાવી રહ્યા છે તેનાથી તેઓ કૃતકાર્ય થઇ શકશે નહિં. મ્હારી પ્રણાલી એ છે કેઃ હું કદીપણ એવું ધારતો નથી કેઃ અમારી જાતિ આટલા દિવસથી કોઇ પણ અન્યાય–અધર્મ કર્મ કરે છે, ના, કદીપણ નહિં. અમારો સમાજ અધમ નથી, તે શ્રેષ્ઠ છે. માત્ર અમારે વિશેષરૂપે શ્રેષ્ઠ થવું જોઇએ એટલીજ આવશ્યકતા છે.

૪૬. Destruction વિનાશ દ્વારા અથવા પ્રાચીન સર્વ નીતિ, રીતિ નાહક ભાંગી–તોડી સમાજ અથવા દેશની ઉન્નતિ કરી શકાશે નહિં. સર્વ સમયે, ઉન્નતિ–લાભ Constructive Process દ્વારા અર્થાત્ પ્રાચીન નીતિ–રીતિ વગેરેને નૂતન ભાવનાપૂર્વક પરિવર્તન કરીનેજ રચવામાં આવ્યાં છે. ભારતવર્ષમાં સર્વ ધર્મ પ્રચારકોએ, પૂર્વ યુગોમાં એ કાર્ય કર્યું છે. માત્ર બુદ્ધદેવનો ધર્મ destructive વિનાશક–પ્રાચીન નીતિ–રીતિ ધ્વંશકારક હતો. તે કારણને લીધેજ એ ધર્મ ભારતવર્ષમાંથી નિર્મૂલ થઇ ગયો છે. સમાજની સામ્પ્રત અવસ્થા દૂર કરવી જોઇએ. ધર્મને વિનષ્ટ કરીને નહિં, પણ હિન્દુ ધર્મના મહાન ઉપદેશ–સમૂહનું અનુસરણ કરીને અને તેની સાથે હિન્દુધર્મની સ્વાભાવિક પરિણતિસ્વરૂપ બૌદ્ધ-ધર્મની અદ્દભુત હૃદયવત્તા ગ્રાહ્ય કરીને આપણી દુરાવસ્થા દૂર કરવી જોઇએ.

૪૭. સામાજિક–વ્યાધિનો પ્રતિકાર કાંઇ બાહ્ય યત્નો દ્વારા થઇ શકશે નહિં. એ માટે તો મન પૂર્વક કાર્ય કરવાનો યત્ન કરવો પડશે, આપણે ગમે તેટલાં લાંબા લાંબા વાક્યો બોલીએ તેથી શું વળે? તેથી કાંઇ સમાજ સુધરે? આપણે સમજવું જોઇએ કેઃ સમાજના દોષ સુધારવા માટે, પ્રત્યક્ષ

રૂપે યત્ન નહિં કરતાં શિક્ષા-દાનદ્વારા પરોક્ષરૂપે યત્ન કરવો જોઇએ. સમાજના દોષનું સંશોધન કરતી વખત પ્રથમ એ તત્ત્વ સારી પેઠે સમજવું જોઇએ.

૪૮. હું પ્રાચીન મહાન આચાર્યોના ઉપદેશનું અનુસરણ કરવા ચ્હાઉં છું. મ્હેં તેમના કાર્યોની યથાર્થરૂપે આલોચના કરી છે. તેમજ જે પ્રણાલી દ્વારા તેમણે કાર્ય કર્યું હતું તેનો ઇશ્વરેચ્છાથી મ્હેં શોધ કર્યો છે. તે મહાપુરૂષોએ સમાજ-સમૂહ સંગઠન કર્યો હતો. તેમણે એ કાર્યમાં શક્તિ, પવિત્રતા અને જીવનશક્તિનો વિશેષરૂપે સંચાર કર્યો હતો. તેમણે અતિ અદ્‌ભુત કાર્ય કર્યું હતું. આપણે પણ અતિ અદ્‌ભુત કાર્ય કરવાનું છે. વર્તમાન સમયે ભારતવર્ષની અવસ્થાનું ચક્ર કંઇક બદલાયું છે. તેથી કાર્યપ્રણાલીમાં માત્ર અતિ સામાન્ય પરિવર્તન કરવાની આવશ્યકતા છે-વિશેષ નહિં.

---

## શિક્ષણ.

૪૯. શિક્ષણ એટલે મનુષ્યના હૃદયમાં પ્રથમથીજ જે પૂર્ણતા વર્તમાન છે તેનો પ્રકાશ થાય એવું શિક્ષણ.

૫૦. નિમ્નજાતિ-અન્યજો-માટે આપણું કર્તવ્ય એજ છે કેઃ આપણે તેને કેવળ શિક્ષણ આપવું. તેમને એવું શિક્ષણ આપવું જોઇએ કેઃ " આ સંસારમાં તમે મનુષ્યો છો. તમે યત્ન કરશો તો સર્વ પ્રકારની ઉન્નતિ કરી શકશો. " આ પ્રમાણે તેમને બોધ આપવાથી તેઓ પોતાની મેળેજ પોતાનો ઉદ્ધાર કરી શકશે.

૫૧. હ. મહમ્મદની પાસે પર્વત ન ગયો ત્યારે હ. મહમ્મદ પોતેજ પર્વતની નજીક ગયા હતા. તેજ પ્રમાણે દરિદ્ર બાળકો જો શિક્ષણ પ્રાપ્ત કરવા તમારી પાસે ન આવી શકે તો તમારે તેમની નજીક જઇ તેમને શિક્ષણ આપવું જોઇએ. જગતમાં જેટલાં દુઃખ, કષ્ટ અને અશુભ જોવામાં આવે છે તે સર્વની માતા અજ્ઞાનતા જ છે. બન્ધુઓ! મનુષ્યને જ્ઞાન-પ્રકાશ આપો. મનુષ્યોને આધ્યાત્મિક-શક્તિ-સમ્પન્ન કરો. જો આપણે

એ પ્રમાણે કરી શકીશું, જો સર્વ મનુષ્યો પવિત્ર, આધ્યાત્મિક-શક્તિ-સમ્પન્ન અને શિક્ષિત થશે તો કેવળ એટલાથીજ જગત્માંથી દુઃખ દરિદ્રતા નિર્મૂળ થઇ જશે-એ સિવાય દુઃખ દરિદ્રતા નિર્મૂળ થશે નહિં.

૫૨. ચણ્ડાલને વિદ્યા-શિક્ષાની જેટલી આવશ્યકતા છે તેટલી બ્રાહ્મણને આવશ્યકતા નથી. બ્રાહ્મણના બાળકને માટે એક શિક્ષકની આવશ્યકતા હોય છે પણ ચણ્ડાલનાં બાળકને માટે તો દશ શિક્ષકની આવશ્યકતા છે. કારણ કે, જે મનુષ્યોને પ્રકૃતિદેવીએ સ્વાભાવિક રીતેજ પ્રખર-બુદ્ધિનાં બનાવ્યાં નથી તેમને અધિક સહાયતા કરવી જોઇએ. દરિદ્ર, પદદલિત અને અજ્ઞાની, એજ તમારા ઇશ્વર થાઓ-તમે એમનેજ તમારા ઇશ્વર બનાવી તેમની સેવા કરો.

૫૩. આ સમયે સમગ્ર ભારત-સન્તાનોનું કર્તવ્ય એજ છે કેઃ તેમણે સમગ્ર જગતને માનવ-જીવન સમસ્યાનું સત્ય સ્વરૂપ સમજાવવા જેવું શિક્ષણ આપવા સમ્પૂર્ણરૂપે તૈયાર થવું જોઇએ. તેઓ ( ભારત સન્તાનો ) સમગ્ર-જગતને ધર્મ શિખવવા, ધર્મથી-ન્યાયથી બંધાયલા છે.

૫૪. શિક્ષણનો વિસ્તાર અને જ્ઞાનનો વિકાશ ના થાય તો દેશની ઉન્નતિ શી રીતે થાય ? દેશના જે મનુષ્યો વિદ્યા-શિક્ષા પ્રાપ્ત કરી શક્યા છે, તેઓ દેશની ભાવી આશાનું સ્થળ છે. તેમના અંતઃકરણમાં પણ એ સંબંધી કોઇ ઉત્સાહ, ઉદ્યમ કે યત્ન જોવામાં આવતો નથી. સર્વ સાધારણ પ્રજાજનોમાં અને સ્ત્રીયોમાં શિક્ષણનો વિસ્તાર થયા વિના ઉન્નતિની આશા નથી. સ્ત્રીયોને તમે સામ્પ્રતમાં ઘણે અંશે Manufacturing machine ( કાર્ય કરવાનું યન્ત્ર ) જેવી કરી દીધી છે! સ્ત્રીઓને અગ્રસર કરવી જોઇએ. Mass ( સર્વ પ્રજાજન )ને જાગ્રત કરવા જોઇએ. ત્યારેજ દેશનું-ભારતવર્ષનું-કલ્યાણ સધાશે.

૫૫. જે વિદ્યાના વિસ્તારથી ઇતર પ્રજાજનોને જીવન-સંગ્રામમાં સમર્થ કરી શકાય નહિં, જેના વડે મનુષ્યમાં ચરિત્ર બળ, પરમાર્થ-પરતા અને સિંહ સમાન સાહસિકતા ઉત્પન્ન ન થાય તેને શિક્ષણ કહી શકાય કે ? જે શિક્ષણ વડે જીવન પર્યંત પોતાના પગ ઉપર જ ઉભા રહી શકાય,

તેજ સાચુ શિક્ષણ કહેવાય. આજકાલની સર્વ સ્કૂલો અને કૉલેજોમાં શિક્ષણ મેળવીને એક પ્રકારના dyspeptic ( અજીર્ણ–રોગાક્રાન્ત ) વિદ્યાર્થી તૈયાર થાય છે. તેઓ ભણ્યા પછી કેવળ Machine ( સંચા ) ની પેઠે રાત દિવસ દોડ ધામ કરે છે અને "જાયસ્વ" "મ્રિયસ્વ" એ શબ્દોના સાક્ષી સ્વરૂપ થઇ રહ્યા છે–જાણે મરવા માટે જીવન ધારણ કરી રહ્યા હોય તેમ! જાણે સર્વે મડદા જ! બિચારા ખેડુતો, મોચી, ભંગી, વગેરે હલકી ગણાતી જાતિયોની કર્મ તત્પરતા અને આત્મનિષ્ઠા તમારાં કરતાં અનેક ગણી વિશેષ છે. એ લોકો મુંગે મોઢે ચિરકાલ કર્મ કર્યા જાય છે, દેશ માટે ધન ધાન્ય ઉત્પન્ન કરે છે, મોઢેથી જરા પણ બબડતા નથી, એ લોકો જ શીઘ્ર તમારા કરતાં ઉન્નતિ પ્રાપ્ત કરી શકશે. Capital ( દ્રવ્ય ) તેમના હાથમાં જઇ પડે છે. તમારી પેઠે તેમને તંગીનું દુઃખ સહન કરવું પડતું નથી. વર્તમાન શિક્ષણે તમારી બાહ્ય નીતિ–રીતિ બદલી નાંખી છે, તેથી નૂતન નૂતન શોધ કરવાની શક્તિનો તમારામાં અભાવ થયો છે અને તેથી જ દ્રવ્યોપાર્જનનો ઉપાય તમને સૂજતો નથી. તમે અત્યાર સુધી સર્વ સહિષ્ણુતા પરાયણ અન્ત્યજ જાતિયો ઉપર અતિશય અત્યાચાર કર્યા છે, પણ યાદ રાખજો કેઃ હવે તેઓ તમારા ઉપર બદલો લેશે અને તમે? તમે "હાય ચાકરી! હાય ચાકરી!" કહેતા કહેતા લોપ થઇ જશો!

૫૬. જગતમાં જ્ઞાન–પ્રકાશનો વિસ્તાર કરો. એજ જ્ઞાન–પ્રકાશ–જ્ઞાન પ્રકાશ લઇને આવો! પ્રત્યેક વ્યક્તિને જ્ઞાન–પ્રકાશ પ્રાપ્ત થાઓ. જ્યાં સુધી સર્વ જીવો ભગવાન સમક્ષ ન પહોંચે ત્યાં સુધી તમારાં કાર્યનો અંત આવશે નહિં. **દરિદ્રિઓમાં જ્ઞાન પ્રકાશ વિસ્તારો, ધનવાનો સમક્ષ વિશેષ જ્ઞાન–પ્રકાશ લઇ જાઓ, કારણ કે દરિદ્રીયો કરતાં ધનવાનોને અધિક જ્ઞાન–પ્રકાશની આવશ્યકતા છે. અશિક્ષિત લોકો સમક્ષ જ્ઞાન પ્રકાશ લઈ જાઓ.** ( અર્થાત્ તે સર્વમાં જ્ઞાનનો પ્રચાર કરો. ) આજકાલ શિક્ષણનું અભિમાન બહુ જ પ્રબળ થઇ પડયું છે, માટે સર્વ મનુષ્યો સમક્ષ જ્ઞાન–પ્રકાશ વિસ્તારો. તે કાર્ય કર્યા પછી જે કાંઇ અવશેષ રહેશે તે ઈશ્વર કરશે.

૫૭. દરિદ્ર મનુષ્યોને, ભારતની પદદલિત ( અંત્યજ આદિ નીચ ગણાતી ) જાતિયોને તેમનું સત્ય-સ્વરૂપ સમજાવવાની આવશ્યકતા છે. જાતિ વર્ણનો ભેદ રાખ્યા વગર, સબળતા અને દુર્બળતાનો વિચાર કર્યા વગર, પ્રત્યેક નરનારીને, પ્રત્યેક બાળક-બાળિકાને સંભળાવો અને શિખવો કેઃ સબળ નિર્બળ, ઉચ્ચ નીચ, સર્વના અંતરમાં તેજ અનન્ત આત્મા વિરાજી રહ્યો છે. સર્વ મનુષ્યો મહાન્ થઇ શકે એમ છે. સર્વ મનુષ્યો સમક્ષ ઉચ્ચ સ્વરે કહો કેઃ " उत्तिष्ठित, जाग्रत, प्राप्य वरान् निबोधत ।" 'ઉઠો, જાગ્રત થાઓ, અને જ્યાં સુધી ઉચ્ચ લક્ષ્ય પર્યંત ન પહોંચાય ત્યાં સુધી નિશ્ચંત થશો નહિં." ઉઠો, જાગ્રત થાઓ, તમે તમને દુર્બળ માની લઇ અજ્ઞાનતા અને મોહવડે ઘેરાઇ રહ્યા છો તે ભાવના દૂર કરી દો. સત્ય કહું તો કોઇ પણ દુર્બળ નથી. આત્મા અનન્ત છે, આત્મા સર્વ શક્તિમાન અને સર્વજ્ઞ છે. ઉઠો, તમારૂં સત્ય સ્વરૂપ પ્રકટ કરો. તમારા અંતરમાં જે ભગવાન નિવાસ કરી રહ્યા છે, તેમને ઉચ્ચ સ્વરે સ્વીકારો. તેનો અસ્વીકાર કરશો નહિ. આપણી જાતિમાં અતિશય આળસ, દુર્બળતા અને મોહ ઘર કરી બેઠાં છે. ઓ અર્વાચીન હિન્દુઓ! મોહજાળ કાપી નાંખો. એનો ઉપાય તમારાં શાસ્ત્રોમાં જ આલેખેલો છે. તમે પોતપોતાના સ્વરૂપનું ચિન્તન કરો અને સર્વ પ્રજાજનોને તેનો ઉપદેશ આપો. ઘોર મોહ-નિદ્રામાં શયન કરી રહેલા જીવાત્માની નિદ્રા ભંગ કરો. આત્મા જાગ્રત થતાં તમારામાં શક્તિ ઉત્પન્ન થશે જ થશે. મહિમા ઉત્પન્ન થશે, સાધુત્વ ઉત્પન્ન થશે. પવિત્રતા ઉત્પન્ન થશે. ટુંકમાં કહીએ તો જે કંઇ ઉત્તમ હશે, જે કંઇ શ્રેષ્ઠ હશે તે સર્વ તમારામાં ઉત્પન્ન થશે.

૫૮. Mass સાધારણ જનસમાજમાં જે કાર્યથી વિદ્યાનો ઉન્મેષ થાય તે કાર્ય કરવા મંડી પડો. એમને :સમજાવીને કહેજો કે; " તમે અમારા બંધુઓ છો. તમે અમારા શરીરનું એક અંગ છો. અમે તમને ચ્હાઇએ છીએ. અમે તમારો તિરસ્કાર કરતા નથી." તમારી એ સહાનુભૂતિ Sympathy-પ્રાપ્ત કર્યાથી એ લોકો સેંકડો ગણા ઉત્સાહથી કાર્ય કરવા

તત્પર થશે. આધુનિક વિજ્ઞાનની સહાયતાથી એમનામાં જ્ઞાન-પ્રકાશ વિસ્તારો. ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, સાહિત્ય, અને તે સાથે ધર્મનાં ગૂઢ તત્ત્વો તેમને શિખવો. એ શિક્ષણના બદલામાં શિક્ષકોના દારિદ્ર દૂર થઇ જશે. આદાન-પ્રદાનથી ઉભય એક બીજાના બન્ધુરૂપ થઇ જશે.

૫૯. આપણા દેશનાં વિશ્વવિદ્યાલયના શિક્ષણથી, ભાગ્યે જ સેંકડે એક બે મનુષ્યો શિક્ષણ પ્રાપ્ત કરતા હશે. વળી જેઓ શિક્ષણ પ્રાપ્ત કરે છે તેઓ દેશના કલ્યાણને માટે કાંઇ પણ કરી શકતા નથી! તે બિચારા શી રીતે દેશ કલ્યાણ કરી શકે કહો વારૂ? કૉલેજમાંથી ઘેર આવતાં જ તે બિચારો પોતાને સાત બાળકનો બાપ થયલો જૂવે છે! એટલે પછી જેમ તેમ કરી ઉદર પોષણનો માર્ગ શોધે છે. એકાદ કારકુનની કે પછી બહુ બહુ તો એકાદ ડેપ્યુટિની નોકરી સ્વિકારી લે છે! નિશાળનો મહેતાજી કે પછી પોષ્ટ, પોલિસ ખાતું પકડી લેછે! કૉલેજના શિક્ષણનું એજ પરિણામ થયું! એ પછી તે બિચારાને ઉચ્ચ કર્મ અને ઉચ્ચ વિચારો કરવાનો સમય જ કયાંથી મળે! પોતાનું અને કુટુંબીજનોનું પોષણ કરવાના ભટકારામાં જ સવારથી રાત થઇ જાય છે! તેમ છતાં પોતાના સ્વાર્થની સિદ્ધિ થતી નથી તો પછી પરમાર્થ તે કયાંથી કરે!

---

## સ્ત્રી શિક્ષણ.

૬૦. સ્ત્રી જાતિની ઉન્નતિ થયા સિવાય જગતનું કલ્યાણ થવાનો સંભવ જ નથી. એક પાંખ વડે પક્ષીથી ઉડી શકાતું નથી. તે માટે જ "રામકૃષ્ણાવતાર" માં "સ્ત્રી ગુરૂ" ગ્રહણ કરવામાં આવ્યા હતા. તે માટે જ "નારી-ભાવના"નું સાધન કર્યું હતું. તે માટે જ "માતૃ ભાવના" નો પ્રચાર કર્યો હતો. તે માટે જ મ્હેં "સ્ત્રી-મઠ" સ્થાપન કરવાનો પ્રથમ ઉદ્યોગ કર્યો હતો.

૬૧. દેશાચારના ઘોર બંધનને લીધે જ પ્રાણહીન, શ્વાસહીન થઇ તમારી સ્ત્રીયો અત્યારે કેવી સ્થિતિમાં આવી પડી છે તે એક વખત પાશ્ચાત્ય દેશમાં પ્રવાસ કરી આવ્યા પછી તમે સમજી શકશો. તમારી સ્ત્રીયોની દુર્દશા,

અજ્ઞાનતા માટે તમે જ ઉત્તરદાતા છો. દેશની સ્ત્રીયોને જાગ્રત કરી દેવી-તેમની ઉન્નતિ કરવી એ તમારા જ હાથમાં છે. તેને ઉચ્ચ આદર્શ બતાવો. ઉચ્ચ શિક્ષણ આપો.

૬૨. શિક્ષણ એટલે સ્ત્રીયોને કેટલાક શબ્દો શિખવવા એમ નથી. માનવ-શરીરમાં નિવાસ કરી રહેલી સર્વ શકિતયોને જાગ્રત કરવી-તેનો વિકાશ કરવો એનુંજ નામ શિક્ષણ છે. અથવા એમ પણ કહી શકાય કેઃ શિક્ષણ એટલે સર્વ વ્યક્તિને એવી ભાવનાથી તૈયાર કરવી કે જેથી તેમની ઇચ્છાઓ સત્-વિષયો પ્રત્યેજ આકર્ષાય અને તેઓ તેમાં સુસિદ્ધ થાય. એવી ભાવનાવડે શિક્ષિતા થવાથી આપણા ભારતના કલ્યાણ-સાધનમાં સમર્થ, નિર્ભય ચિત્ત, અદ્વિયસી રમણીઓનો અભ્યુદય થશે. તેઓ અહલ્યા-બાઇ, સંઘમિતા લીલા, મીરાંબાઇ, વગેરે સતીયો-પતિવ્રતાને પગલે ચાલવા સમર્થ થશે. તેઓ પવિત્રતા, સ્વાર્થ રહિત, ઉત્તમ નારી બનશે. ભગવાનનાં ચરણકમળનો સ્પર્શ થતાં જે વીર્ય-તેજમ્ પ્રાપ્ત થાય છે તેજ તેજસ્ તે રમણીયોને પ્રાપ્ત થશે-તેથી તેઓ વીર પ્રસવિનીને યોગ્ય થશે.

૬૩. શું તમે તમારા દેશની સ્ત્રીયોની ઉન્નતિ કરવા શકિતમાન છો? જો ઉન્નતિ કરશો તોજ ભાવી-કલ્યાણની આશા છે, નહિંતો તમારો ને તેમનો પશુ-જન્મ દૂર થશે નહિં!

૬૪. શિક્ષા કહો કિંવા દીક્ષા કહો, ધર્મહીન થશો તો એ બન્નેમાં મહાન ભૂલ રહી જશે. હમણાં તો ધર્મને centre (કેન્દ્ર) બનાવી સ્ત્રીશિક્ષણનો પ્રચાર કરવો પડશે. ધર્મ સિવાય અન્ય શિક્ષણ secondary (ગૌણ) રાખવું પડશે. ધર્મશિક્ષણ, ચરિત્રગઠન, બ્રહ્મચર્ય, વ્રતોદ્યાપન, એ સર્વ કાર્યો કરવા માટેજ સ્ત્રીશિક્ષણની આવશ્યકતા છે.

---

## શ્રદ્ધા.

૬૫. શાસ્ત્ર-માર્ગનો ત્યાગ કરી કેટલાક દેશાચાર, લોકાચાર અને સ્ત્રી-આચાર વડે દેશ છવાઈ ગયો છે. તેથીજ કહું છું કેઃ તમે પ્રાચીન-કાલની પેઠે શાસ્ત્ર-માર્ગ ગ્રહણ કરો. તમે પોતે શ્રદ્ધાવાન બનો અને દેશમાં

શ્રદ્ધા ઉત્પન્ન કરો. નચિકેતાની પેઠે હૃદયમાં શ્રદ્ધા ઉત્પન્ન કરો. નચિકેતાની પેઠે યમ લોકમાં ચાલ્યા જાઓ. અમૃતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે, આત્માના ઉદ્ધારને માટે, જન્મ-મરણ રૂપ ભુલ ભુલામણીની યથાર્થ મીમાંસા માટે, યમ લોકમાં જવાથી જો સત્ય-પ્રાપ્તિ થતી હોય તો નિર્ભય ચિત્તે યમલોકમાં જવુંજ જોઇએ. ભય એજ મૃત્યુ છે, માટે ભયને પેલે પાર-અમર લોકમાં જવું જોઇએ,



## विश्वास।

૬૬. પ્રબળ વિશ્વાસ Faith એજ મહાન્ કાર્યોનો જનક છે.

૬૭. સર્વદા આત્મ-વિશ્વાસ (આત્મશ્રદ્ધા) રાખવાનો અભ્યાસ કરો,

૬૮. તમારા પોતાના ઉપર વિશ્વાસ (શ્રદ્ધા) રાખો. સર્વ શક્તિયો તમારા હૃદયમાંજ સમાઇ રહી છે એ નિશ્ચય માનજો અને એ શક્તિને ખીલવવાનો (વિકસાવવાનો) યત્ન કરજો.

૬૯. તે (ઇશ્વર) ના નામથી તે (ઇશ્વર) ના પ્રત્યે અનન્ત વિશ્વાસ રાખી સેંકડો યુગના પર્વત સમાન અનન્ત દુઃખના ઢગલાઓમાં અગ્નિ સળગાવીદો. તો સર્વ (દુઃખો) અવશ્ય ભસ્મીભૂત થઇ જશે. તમારા પોતાના ઉપર પ્રબળ વિશ્વાસ રાખજો. તમે પ્રત્યેક તમારા પોતાના ઉપર એવોજ વિશ્વાસ રાખજો કેઃ તમારા સર્વમાં અનન્ત શક્તિ સમાઇ રહી છે,

૭૦. વિશ્વાસ રાખજો કેઃ તમેજ મહત્ કર્મ કરી શકશો. આપણે તેજ ગરીબ છીએ કેઃ જેનો લોકો તિરસ્કાર કરે છે, તેમ છતાં પણ આપણેજ લોકોનાં દુઃખ, મન-પ્રાણપૂર્વક યથાર્થરૂપે સમજી શકયા છીએ.

૭૧. આત્મ-વિશ્વાસ રાખવાથી મનુષ્યને અદ્ભુત અન્તર્દષ્ટિ પ્રાપ્ત થાય છે અને માત્ર એટલાથીજ મનુષ્યો મુકત થઇ શકે છે. પરન્તુ તેમ થવાથી પ્રપંચ રચવાની અને ભાવી ઉન્નતિનાં દ્વાર બંધ થવાની આશંકા રહે છે.

---

* કઠોપનિષદમાં નચિકેતાનું ઉપાખ્યાન છે.

૭૨. આબરૂદાર અને પ્રમાણિક કહેવાતા ઉચ્ચ પદવીધરો અથવા **ધનવાનો ઉપર કોઇ પ્રકારનો વિશ્વાસ રાખશો નહિં.** વિશ્વાસ તમારાં ઉપરજ રાખજો. તમે પદવી, આબરૂ, પ્રમાણિકતા વગેરેથી રહિત દરિદ્ર છો, છતાં તમારે તમારા ઉપરજ વિશ્વાસ રાખવો ઉચિત છે. ભગવાન ઉપર વિશ્વાસ રાખજો. કોઇ પ્રકારની કુશળતાનું ( ચાતુર્યનું ) પ્રયોજન નથી. કૌશલ ( ચતુરાઇ ) થી કાંઇ પણ વળતું નથી. દુઃખીજનો માટે મનઃપ્રાણપૂર્વક અશ્રુપાત કરો અને ભગવાન પાસે સહાય પ્રાર્થના કરો, એટલે સહાયતા મળશે જ મળશે.

૭૩. વિશ્વાસ, વિશ્વાસ, વિશ્વાસ, પોતાના ઉપર વિશ્વાસ ( શ્રદ્ધા ) અને ઇશ્વર ઉપર વિશ્વાસ ( રાખવો ) એજ ઉન્નતિ પામવાનો એક માત્ર ઉપાય છે. પુરાણના તેત્રિસ કરોડ દેવતાઓનો અને વિદેશી લોકોએ પ્રસંગોપાત જે જે દેવોની કલ્પના કરી છે તે સર્વ ઉપર વિશ્વાસ રાખશો પણ જો તમને તમારા ઉપર આત્મ વિશ્વાસ નહિં હોય તો તમારી મુક્તિ કદી પણ થશે નહિં. તમારા પોતાના ઉપર અતિશય વિશ્વાસ રાખો. તેજ વિશ્વાસના બળ વડે તમારા પગ ઉપર તમે જ ઉભા રહો અને વીર્યવાન થાઓ.

૭૪. તમે એમ ન સમજશો કે તમે દરિદ્ર છો, એમ ન સમજશો કે તમે બન્ધુ હીન છો. તમે કોઇ પણ સ્થળે સાંભળ્યું છે કેઃ રૂપિયા વડે મનુષ્ય બની શકે છે—મનુષ્ય જ રૂપિયા બનાવી શકે છે? જગતમાં જે કાંઇ ઉન્નતિ જોવામાં આવે છે તે સર્વ મનુષ્યની શક્તિ વડે જ થઇ શકે છે. મનુષ્યની ઉત્સાહ—શક્તિ વડેજ થઇ શકે છે વિશ્વાસની શક્તિ (આત્મ—બળ) વડે જ થઇ છે.

૭૫. તમે તમારા ઉપર જેવો વિશ્વાસ રાખશો—જેવી આત્મશ્રદ્ધા રાખશો—તેવાજ તમે બનશો. તમે જો તમને "ભય રહિત" માનશો. જો તમે તમને પોતાને સાધુ—મહાત્મા માનશો—એવો વિશ્વાસ રાખશો—તો સમય આવતાંજ તમે સાધુ—મહાત્મા બની જશો. તમારા દૃઢ—અચલ વિશ્વાસમાં—શ્રદ્ધામાં—આત્મબળમાં—કોઇ પણ વિઘ્ન નાંખી શકે એમ નથી.

૭૬. કદી પણ બોલશો નહિં કે: હું નિર્બળ છું. કદીપણ વિચાર સરખોયે કરશો નહિં કે તમે અજ્ઞાન છો. આપણે સર્વ કાર્યો કરવા સમર્થ છીએ, આપણે સર્વજ્ઞ છીએ, આપણે કયું કાર્ય નહિં કરી શકીએ? આપણાથી સર્વ કાર્યો થઇ શકે એમ છે. આપણા સર્વમાં તે મહાન્ મહિમામય આત્મા-સર્વશક્તિમાન આત્મા-નિવાસ કરી રહ્યો છે. એના ઉપર વિશ્વાસ રાખવો જોઇએ. વિશ્વાસ વિના કંઇ બનશે નહિં, વિશ્વાસથીજ પ્રલ્હાદને ધગધગતા સ્તંભમાંથી ભગવાનનાં દર્શન થયાં હતાં. વિશ્વાસથી જ પાંચ વર્ષના બાળક ધ્રુવજીને ઇશ્વરદર્શન થયાં હતાં. વિશ્વાસથીજ મીરાંબાઇના ઝેરના પ્યાલા અમૃતથી ભરાઇ ગયા હતા. વિશ્વાસથી જ નરસિંહ મહેતાને ભગવાને હીરાનો હાર આપ્યો હતો. વિશ્વાસથીજ ભક્તોના કામ ભગવાને કર્યાં છે. વિશ્વાસ રાખો. તમારા પોતાના ઉપર વિશ્વાસ રાખો.

૭૭. તમારા પોતાના ઉપર અતિશય વિશ્વાસ રાખો, અંગ્રેજ જાતિ અને તમારામાં શા કારણથી આટલો બધો ફેર છે? તેઓ પોતાના ધર્મનું શ્રેષ્ટત્વ, પ્રબળ-કર્તવ્ય જ્ઞાન ઇત્યાદિ ગમે તે કહે પણ તેમને પોતાના ઉપર અતિશય વિશ્વાસ છે. તેઓ અતિશય આત્મશ્રદ્ધાવાન્ છે. તમને આત્મ-શ્રદ્ધા નથી-તમને તમારા કર્તવ્યકર્મ ઉપર વિશ્વાસ જ નથી! તેમને વિશ્વાસ છે કે: તે અંગ્રેજ હશે તો તેની ઇચ્છાનુસાર કાર્ય કરી શકશે. તમે એવું જ કહેતા આવ્યા છો અને એવું જ શિક્ષણ આપતા આવ્યા છો કે: "આપણામાં કંઇ પણ કાર્ય કરવાની શક્તિ જ નથી." તેથી જ તમે કર્મહીન રહી ગયા છો. શ્રેષ્ઠ કર્મ કરવું હોય તો આત્મ-વિશ્વાસ રાખો.

૭૮. આપણું પ્રથમ કર્તવ્ય એજ છે કે: આપણે આપણો તિરસ્કાર ન કરવો જોઇએ. ઉન્નત થવું હોય તો પ્રથમ પોતાના ઉપર અને તે પછી ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવો આવશ્યક છે. જે મનુષ્યને પોતાના ઉપર વિશ્વાસ નથી, તેને ઇશ્વર ઉપર કદીપણ વિશ્વાસ ઉત્પન્ન થશે નહિં.

૭૯. આપણા હૃદયમાં અતિશય-અદમ્ય-શક્તિનો નિવાસ છે. "હું તુચ્છ છું, હું ક્ષુદ્ર છું." એવો વિચાર કરી કરીનેજ તમે વીર્યહીન થઇ ગયા છો. એવા તુચ્છ વિચારથી જ સર્વ જાતિ તુચ્છ બની ગઇ છે. ભારત

વર્ષ સિવાયના લોકોનાં જીવન કેવાં સડસડાટ પ્રબળ વેગપૂર્વક વહન થઇ રહ્યાં છે, અને તમે ? તમે શું કરી રહ્યા છો ? તમે કેવા થઇ રહ્યા છો ? આટલી બધી વિદ્યા શિખ્યા છતાં પણ પારકાને બારણે ભિક્ષા માંગો છો કે: "નોકરી આપો–નોકરી આપો." એમ કહી મ્હોઢું ઢીલું કરી ફરતા ફરો છો, જોડા ખાઇ ખાઇને, દાસત્વ કરી કરીને, તમે શું મનુષ્ય રહ્યા છો ? તમારૂં મૂલ્ય એક ફુટી કોડી પણ રહ્યું નથી !

૮૦. ઉઠો, જાગ્રત થાઓ, હવે નિદ્રામાં પડી રહેશો નહિં. સર્વ તંગી, સર્વ દુ:ખ દૂર કરવાની શક્તિ તમારા હૃદયમાંજ નિવાસ કરી રહી છે. આ વાક્ય ઉપર વિશ્વાસ રાખો, તેમ થવાથી જ એ શક્તિ જાગ્રત થઇ જશે.

૮૧. જે મનુષ્ય રાતદિવસ પોતાને ભાગ્યહીન, અને નિર્બળ માને છે તેનાથી કોઇ પણ મહત્વનું કાર્ય થતું નથી. જે મનુષ્ય રાતદિવસ પોતાને હીન અને નિર્બળ માને છે તે તેવોજ–હીન અને દુર્બળ થઇ જાય છે. જો તમે નિરંતર એવીજ ભાવના કરશો કે; મ્હારામાં સર્વ શક્તિપો વર્તમાન છે તો યાદ રાખજો કે: તમારા હૃદયમાંની તે શક્તિયો જાગ્રત થશે. વિકાસ પામશે અને તમારા દ્વારા મહાન્ કાર્ય સાધ્ય થશે, પણ જો તમે એક ક્ષણ પણ એવો વિચાર કરશો કે: "હું તુચ્છ છું. હું હીન છું," તો તમે "તુચ્છ" અને "હીન" જ થઇ જશો એ નક્કી માનજો.

૮૨. સ્વામી વિવેકાનન્દજીએ એક શિષ્યને કહ્યું હતું કે: "આજકાલ જગતમાં તમેજ કેવળ જડવત્ થઇ પડયા છો. મને *Hypnotise* (મન્ત્રમુગ્ધ) કરી નાંખ્યા છે. બહુ પ્રાચીન કાલથી તમને અન્યજનો કહે કે: તમે "હીન છો, તમારામાં કાંઇ પણ શક્તિ નથી." એ સાંભળી સાંભળીને જ તમે હજાર વર્ષથી વિચારી રહ્યા છો કે: "આપણે હીન છીએ. આપણે કોઇપણ કામ કરવા શક્તિમાન નથી." એવું માની લઇને જ તમે એવા થઇ ગયા છો ! આ દેહ પણ તમારા જ દેશની માટીમાંથી જન્મ્યો છે. પરન્તુ હું કદી પણ એવો વિચાર કરતો નથી. તેથી જ જૂઓ તો ખરા, તેની (ઇશ્વરની) ઇચ્છાથી જેઓ આપણને ચિરકાલ હીન માને છે, તેઓજ મ્હને દેવતાની પેઠે પૂજે છે. તમે પણ જો એવી જ

૭૬. કદી પણ બોલશો નહિં કે: હું નિર્બળ છું. કદીપણ વિચાર સંકોચે કરશો નહિં કે તમે અજ્ઞાન છો. આપણે સર્વ કાર્યો કરવા સમર્થ છીએ, આપણે સર્વજ્ઞ છીએ, આપણે કયું કાર્ય નહિં કરી શકીએ? આપણાથી સર્વ કાર્યો થઇ શકે એમ છે. આપણા સર્વમાં તે મહાન્ મહિમામય આત્મા–સર્વશક્તિમાન આત્મા–નિવાસ કરી રહ્યો છે. એના ઉપર વિશ્વાસ રાખવો જોઇએ. વિશ્વાસ વિના કંઇ બનશે નહિં, વિશ્વાસ-થીજ પ્રલ્હાદ્‌ને ધગધગતા સ્તંભમાંથી ભગવાનનાં દર્શન થયાં હતાં. વિશ્વાસથી જ પાંચ વર્ષના બાળક ધ્રુવજીને ઇશ્વરદર્શન થયાં હતાં. વિશ્વાસ-થીજ મીરાંબાઇના ઝેરના પ્યાલા અમૃતથી ભરાઇ ગયા હતા. વિશ્વાસથી જ નરસિંહ મહેતાને ભગવાને હીરાનો હાર આપ્યો હતો. વિશ્વાસથીજ ભક્તોના કામ ભગવાને કર્યાં છે. વિશ્વાસ રાખો. તમારા પોતાના ઉપર વિશ્વાસ રાખો.

૭૭. તમારા પોતાના ઉપર અતિશય વિશ્વાસ રાખો, અંગ્રેજ જાતિ અને તમારામાં શા કારણથી આટલો બધો ફેર છે? તેઓ પોતાના ધર્મનું શ્રેષ્ટત્વ, પ્રબળ–કર્તવ્ય જ્ઞાન ઇત્યાદિ ગમે તે કહે પણ તેમને પોતાના ઉપર અતિશય વિશ્વાસ છે. તેઓ અતિશય આત્મશ્રદ્ધાવાન્ છે. તમને આત્મ–શ્રદ્ધા નથી–તમને તમારા કર્તવ્યકર્મ ઉપર વિશ્વાસ જ નથી! તેમને વિશ્વાસ છે કે: તે અંગ્રેજ હશે તો તેની ઇચ્છાનુસાર કાર્ય કરી શકશે. તમે એવું જ કહેતા આવ્યા છો અને એવું જ શિક્ષણ આપતા આવ્યા છો કે: "આપ-ણામાં કંઇ પણ કાર્ય કરવાની શક્તિ જ નથી." તેથી જ તમે કર્મહીન રહી ગયા છો. શ્રેષ્ઠ કર્મ કરવું હોય તો આત્મ–વિશ્વાસ રાખો.

૭૮. આપણું પ્રથમ કર્તવ્ય એજ છે કે: આપણે આપણો તિરસ્કાર ન કરવો જોઇએ. ઉન્નત થવું હોય તો પ્રથમ પોતાના ઉપર અને તે પછી ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવો આવશ્યક છે. જે મનુષ્યને પોતાના ઉપર વિશ્વાસ નથી, તેને ઇશ્વર ઉપર કદીપણ વિશ્વાસ ઉત્પન્ન થશે નહિં.

૭૯. આપણા હૃદયમાં અતિશય–અદમ્ય–શક્તિનો નિવાસ છે. "હું તુચ્છ છું, હું ક્ષુદ્ર છું." એવો વિચાર કરી કરીનેજ તમે વીર્યહીન થઇ ગયા છો. એવા તુચ્છ વિચારથી જ સર્વ જાતિ તુચ્છ બની ગઇ છે. ભારત

વર્ષ સિવાયના લોકોનાં જીવન કેવાં સડસડાટ પ્રબળ વેગપૂર્વક વહન થઇ રહ્યાં છે, અને તમે? તમે શું કરી રહ્યા છો? તમે કેવા થઇ રહ્યા છો? આટલી બધી વિદ્યા શિખ્યા છતાં પણ પારકાને બારણે ભિક્ષા માંગો છો કે: "નોકરી આપો–નોકરી આપો." એમ કહી મ્હોડું બ્હીલું કરી ફરતા ફરો છો, જોડા ખાઇ ખાઇને, દાસત્વ કરી કરીને, તમે શું મનુષ્ય રહ્યા છો? તમારૂં મૂલ્ય એક ફુટી કોડી પણ રહ્યું નથી!

૮૦. ઉઠો, જાગ્રત થાઓ, હવે નિદ્રામાં પડી રહેશો નહિં. સર્વ તંગી, સર્વ દુઃખ દૂર કરવાની શક્તિ તમારા હૃદયમાંજ નિવાસ કરી રહી છે. આ વાક્ય ઉપર વિશ્વાસ રાખો, તેમ થવાથી જ એ શક્તિ જાગ્રત થઇ જશે.

૮૧. જે મનુષ્ય રાતદિવસ પોતાને ભાગ્યહીન, અને નિર્બળ માને છે તેનાથી કોઇ પણ મહત્વનું કાર્ય થતું નથી. જે મનુષ્ય રાતદિવસ પોતાને હીન અને નિર્બળ માને છે તે તેવોજ–હીન અને દુર્બળ થઇ જાય છે. જો તમે નિરંતર એવીજ ભાવના કરશો કે; મ્હારામાં સર્વ શક્તિયો વર્તમાન છે તો યાદ રાખજો કે: તમારા હૃદયમાંની તે શક્તિયો જાગ્રત થશે. વિકાસ પામશે અને તમારા દ્વારા મહાન્ કાર્ય સાધ્ય થશે, પણ જો તમે એક ક્ષણ પણ એવો વિચાર કરશો કે: "હું તુચ્છ છું. હું હીન છું," તો તમે "તુચ્છ" અને "હીન" જ થઇ જશો એ નક્કી માનજો.

૮૨. સ્વામી વિવેકાનન્દજીએ એક શિષ્યને કહ્યું હતું કે: "આજકાલ જગતમાં તમેજ કેવળ જડવત્ થઇ પડયા છો. મને Hypnotise (મન્ત્રમુગ્ધ) કરી નાંખ્યા છે. બહુ પ્રાચીન કાલથી તમને અન્યજનો કહે કે: તમે "હીન છો, તમારામાં કાંઇ પણ શક્તિ નથી." એ સાંભળી સાંભળીને જ તમે હજાર વર્ષથી વિચારી રહ્યા છો કે: "આપણે હીન છીએ. આપણે કોઇપણ કામ કરવા શક્તિમાન નથી." એવું માની લઇને જ તમે એવા થઇ ગયા છો! આ દેહ પણ તમારા જ દેશની માટીમાંથી જન્મ્યો છે. પરન્તુ હું કદી પણ એવો વિચાર કરતો નથી. તેથી જ જૂવો તો ખરા, તેની (ઇશ્વરની) ઇચ્છાથી, જેઓ આપણને ચિરકાલ હીન માને છે, તેઓજ મ્હને દેવતાની પેઠે પૂજે છે. તમે પણ જો એવી જ

શ્રેષ્ઠ ભાવના કરો કેઃ "આપણામાં અનન્ત શક્તિ વર્તમાન છે. આપણે અપાર જ્ઞાની છીએ, આપણામાં અતિશય ઉત્સાહ છે, એમ દ્રઢરૂપે માની લઇ અન્તરની એ શક્તિને જાગ્રત કરી શકો તો તમે પણ મ્હારા જેવા થઇ શકો.

## પ્રેમ.

૮૩. દ્રવ્યવડે કાંઇ પણ થઇ શકતું નથી. નામવડે પણ કાંઇ થઈ શકતું નથી. યશવડે પણ થઇ શકતું નથી. વિદ્યાવડે પણ કાંઇ થઇ શકતું નથી. જે કાંઇ બને છે તે માત્ર પ્રેમથી જ થાય છે. પ્રેમથી ભરપૂર એવું ચરિત્ર, અનેક વિઘ્નોરૂપી વજ્રસમાન સુદૃઢ દિવાલમાંથી માર્ગ કરી લે છે.

**૮૪. દરિદ્ર, દુઃખી, પદદલિત ગરીબ મનુષ્યો ઉપર પ્રેમ રાખો. ભગવાન તમને આશીર્વાદ આપશે.**

૮૫. પ્રેમમાં જ સર્વ શક્તિ છે. એ વાક્ય ઉપર વિશ્વાસ રાખો. શું તમારા હૃદયમાં પ્રેમ છે કે? તેમ હશે તો જ તમે સર્વ શક્તિમાન થઇ શકશો. તમે સમ્પૂર્ણરૂપે નિષ્કામી છો? સત્ ચરિત્રના બળવડે જ મનુષ્ય સર્વત્ર વિજય પ્રાપ્ત કરી શકે છે.

૮૬. યથાર્થ પ્રેમ કદીપણ નિષ્ફળ થતો નથી. આજ થાઓ, કાલ થાઓ, કે સેંકડો યુગ પછી થાઓ, પણ સત્યનો જય અવસ્ય થશે જ થશે. શું તમે મનુષ્યજાતિ ઉપર પ્રેમ રાખો છો? **ઇશ્વર શોધવા માટે તમે ક્યાં જાઓ છો? દરિદ્ર, દુઃખી, દુર્બળ, એ સર્વે શું તમારા ઇશ્વર નથી?** પ્રથમ તેમની ઉપાસના શા માટે કરતા નથી? ગંગાને કિનારે નિવાસ કર્યા પછી જળપાન માટે કૂવો શામાટે ખોદો છો?

૮૭. પવિત્રતા, સહિષ્ણુતા, અને અધ્યવસાય, એ ત્રણ ગુણ ઉપરાંત સર્વોપરિ પ્રેમ, એ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે આવશ્યક છે.

૮૮. વિદ્યા-બુદ્ધિમાં વૃદ્ધિ કરવી એ કેવળ ઉપર ઉપરની ટાપ ટીપ છે! સમસ્ત શક્તિનું મૂળ સ્થાન છે હૃદય. જ્ઞાનબલ-ક્રિયાશીલ આત્માનો નિવાસ તો હૃદયમાં છે. મસ્તકમાં નહિં. જેટલે દરજ્જે હૃદય નિહાળવાનો પ્રયત્ન કરશો તેટલે દરજ્જે તમારો જય થશે. મસ્તકની ભાષા કોઇ કોઇ

મનુષ્ય સમજી શકશે, પણ હૃદયની ભાવના અજ્ઞાનીથી તે બ્રહ્મનિષ્ઠ પર્યંત સર્વ સમજી શકશે, કારણ કે તે પ્રેમની ભાવના અને ભાષા છે.

૮૯. સર્વ પ્રકારનો વિસ્તાર એજ જીવન અને સર્વ પ્રકારની સંકુચિતતા એજ મૃત્યુ. જે સ્થળે નિર્મળ પ્રેમ છે ત્યાં વિસ્તાર છે અને જે સ્થળે સ્વાર્થપરતા છે તે સ્થળે જ સંકોચ જોવામાં આવે છે. અર્થાત પ્રેમ એજ જીવનનો એક માત્ર વિધિ છે.

૯૦. ભક્તિ અને જ્ઞાનમાં કંઇ પણ ભેદ નથી. ભક્તિ એટલે ભગવાનનાં પ્રેમ સ્વરૂપે દર્શન કરવાં એજ. જો તમે સર્વત્ર સર્વ જીવોના હૃદયમાં ભગવાનની પ્રેમમય મૂર્તિનાં દર્શન કરી શકો તો પછી તમને કોના ઉપર હિંસા-દ્વેષ ઉત્પન્ન થશે? પરમહંસદેવ કહેતા કેઃ કામિની-કાંચન પ્રત્યે આસક્તિ રહેવાથી પ્રેમનો અનુભવ થશે નહિ. સમ્પૂર્ણ પ્રેમનો અનુભવ થતાં દેહ-બુદ્ધિ પર્યંત ભૂલી જવાશે. જ્ઞાનનો અર્થ એ છે કેઃ સર્વ જીવો પ્રત્યે એકાત્મ ભાવ, સર્વત્ર આત્મ સ્વરૂપનાં દર્શન થવાં એજ. તેમાં પણ જો અહં-બુદ્ધિ હોય તો કાંઇ પણ સિદ્ધિ થશે નહિ.

૯૧. વર્તમાન સમયમાં તો ઉચ્ચ જ્ઞાન સાથે ઉચ્ચ હૃદયની અને અનન્તજ્ઞાન સાથે અનન્ત પ્રેમના યોગની આવશ્યકતા છે. આપણને એ સમ્મિલન અને એ સત્ય, જ્ઞાન અને આનન્દ મિલનની આવશ્યકતા છે. આપણને તો સર્વ અંગની ઉન્નતિની-સત્ય, જ્ઞાન, અને આનન્દની સર્વોચ્ચ ઉન્નતિની આવશ્યકતા છે. એક દેશી ઉન્નતિની આવશ્યકતા નથી.

---

## भगवत् कृपा.

૯૨. જે મનુષ્યો કાયા, મન અને વાણીથી સર્વદા પવિત્ર છે, જેઓનો પ્રેમ પ્રબળ છે, જેઓ સત્યાસત્યનો વિચાર કરવા સમર્થ છે, અને જેઓ ધ્યાન ધારણામાં રત છે, તેમના ઉપર જ ભગવાનની કૃપા ઉતરે છે. તેમ છતાં પણ ભગવાન પ્રકૃતિના સર્વ નિયમો ( Natural Law ) થી બહાર છે. તેઓ કોઇ પણ નીતિ-નિયમને વશ નથી.

૯૩. ભગવત્ કૃપા એટલે શું તે જાણો છો? જે મનુષ્યને

સાક્ષાત્કાર થયો છે, તેનામાં એક મહાન્ શક્તિ રમણ કરી રહી હોય છે. તેને કેન્દ્ર ( Centre ) બનાવી કેટલેક દૂર redius ( વ્યાસાર્ધ ) પર્યંત જે એક circle ( વૃત્ત ) બની રહે છે, તે circle ( વૃત્તની ) અંદર જેઓ આવી પડે છે તેઓ એવા આત્મવિત્ સાધુ પુરૂષોના પ્રભાવથી વિશુદ્ધ-પ્રાણના થઇ જાય છે. તેથી તેઓ સાધન-ભજન ન કરે તો પણ તેઓ અપૂર્વ આધ્યાત્મિક ફળના અધિકારી થાય છે. જે સમયે ઇશ્વરનો અવતાર પૃથિવિ ઉપર જન્મે છે તે સમયે તેમની સાથે જ મુક્ત, મુમુક્ષુ પુરૂષો પણ-અવતાર લીલામાં સહાયતા કરવા-શરીર ધારણ કરે છે. કરોડો જન્મનો અન્ધકાર દૂર કરી મનુષ્યને એક જ જન્મમાં મુક્ત કરી દેવા એ કેવળ અવતારનું જ કાર્ય છે. એનું જ નામ ભગવત્ કૃપા.

---

## ભક્તિ.

૯૪. ભકિત એ અતિ શ્રેષ્ટ વિષય છે પરંતુ એમાંથી નિરર્થક ભાવનાઓ ઉત્પન્ન થઇ મૂળ વસ્તુ (આત્મભાવના) નષ્ટ થવાનો વિશેષ ભય છે.

૯૫. ભક્તિ એ સર્વ કરતાં સરલ સાધન છે. ભક્તિ એ સ્વાભાવિક છે. એમાં કોઇ યુક્તિ-તર્કની અપેક્ષા નથી. ભકિત એ સ્વયં પ્રમાણભૂત છે. એમાં કોઇ બીજા પ્રમાણની અપેક્ષા નથી.

૯૬. ઇશ્વર અને તેના પ્રત્યે ભક્તિ, એ બન્નેની વચમાં બીજી કોઇ વસ્તુ પ્રવેશ ન કરે કે જેથી તમને તેની દિશામાં અગ્રસર થવામાં વિઘ્ન ઉપસ્થિત થાય. ઇશ્વરની ભક્તિ કરો. તેની પ્રત્યે પ્રેમ રાખો. તેના પર આસકત થાઓ. જગતના લોકો ગમે તે કહે તેની દરકાર કરશો નહિં.

૯૭. જે મનુષ્યને ભગવત્ પ્રેમ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય તેણે સર્વ પ્રકારની પ્રબળ વાસનાઓનો ત્યાગ કરવો જોઇએ. તેણે ઇશ્વર-દર્શન સિવાય બીજી કોઇ વસ્તુની વાસના રાખવી જ નહિં. જરા વિચારો તો ખરા કે જગતમાં ઇશ્વરથી કઇ વસ્તુ વિશેષ-મહાન્ છે !

૯૮. ભક્ત થવું હોય તો આપણે સૌથી પ્રથમ સ્વર્ગની કામના મનમાંથી તદ્દન દૂર કરવી પડશે. ભક્તનો પ્રેમ સમ્પૂર્ણ વિશુદ્ધ અને

નિઃસ્વાર્થ હોવો જોઇએ. આ લોકમાં અથવા પરલોકમાં કાંઇ પણ આકાંક્ષા રાખવી ન જોઇએ.

---

## कर्म.

૯૯. તમારે સ્મરણમાં રાખવું ઉચિત છે કે: સર્વ કર્મોનો ઉદ્દેશ્ય, હૃદયમાં પૂર્વથીજ જે શક્તિ વર્તમાન તેને પ્રકટ કરવી અર્થાત્ આત્માને જાગ્રત કરવો એજ. પ્રત્યેક મનુષ્યના હૃદયમાં એ શક્તિ–જ્ઞાનનો નિવાસ છે. સર્વ પ્રકારનાં વિભિન્ન કર્મો છે તે તે આત્મ શક્તિને પ્રકટ કરવા માટે જ છે. તે દૈત્યને જાગ્રત કરવા માટે જ છે. કર્મો એ તેના ઉપર આઘાત સ્વરૂપ જ છે.

૧૦૦. આદર્શ પુરૂષ તેજ છે કે: ગહન નિસ્તબ્ધતાની મધ્યમાં પણ તીવ્ર કર્મયોગી અને પ્રબળ કર્મશીલતામાં પણ મરૂભૂમિ સમાન નિઃસ્તબ્ધતાનો અનુભવ કરે. તેજ મનુષ્ય સંયમ–રહસ્ય સમજે છે અને તેણે જ આત્મસંયમ કર્યો છે એમ સમજવું.

૧૦૧. આપણા સન્મુખ જે પ્રકારનું કર્મ ઉપસ્થિત થાય તે કરવું જોઇએ. અને નિત્ય આપણે ક્રમશઃ ધીમે ધીમે નિઃસ્વાર્થ–પરતાનું શિક્ષણ મેળવવું જોઇએ.

૧૦૨. કર્મ કરવું પણ ફળની આકાંક્ષા ન કરવી. મનુષ્યોને સહાયતા કરવી પણ એટલોયે વિચાર ન કરવો કે તેણે તમારા પ્રત્યે કૃતજ્ઞ થવું ઉચિત છે. સત્ કર્મ કરવું પરંતુ તેમાં તમારાં નામ–યશનો બિલ્કુલ સંસર્ગ ન રહે એવીજ ધારણા રાખવી. આવો નિઃસ્વાર્થ, નિષ્કામ કર્મયોગ જગતમાં સર્વ કરતાં અતિ કઠિન છે. જગતના લોકો જે સમયે પ્રશંસા કરવા મંડે છે તે સમયે ભલભલા કાયર પુરૂષો પણ દાન કરવાનું સાહસ કરે છે, સમાજનું અનુમોદન અને પ્રશંસા સાંભળી ભલભલા અહંકારી પુરૂષો પણ વીર પુરૂષનાં જેવાં સર્વ કાર્યો કરવા શક્તિમાન થાય છે, પરન્તુ પોતાના પાડોસીઓની પણ પ્રશંસા–સ્તુતિની દરકાર રાખ્યા વિના અથવા તે દિશા તરફ લક્ષ્ય રાખ્યા વિના સર્વથા સત્ કાર્ય કર્યા કરવું એજ સર્વથી શ્રેષ્ઠ સ્વાર્થત્યાગ છે.

૧૦૩. અન્ય મનુષ્યનો શારીરિક-અભાવ પૂર્ણ કરી, તેને સહાયતા કરવી એ મહદ્ કાર્ય છે ખરૂ પરંતુ અભાવ જેટલો અધિક અને સહાયતા-અથવા ઉપકાર જેટલો અધિક તેના પ્રમાણમાં ઉપકાર પણ અતિ ઉચ્ચ સમજવો. જો એક કલાકને માટે કોઇ મનુષ્યની તંગી દૂર કરી શકાય તો તેનાથી અવશ્ય ઉપકાર થયોજ કહેવાશે; પરન્તુ જો તે મનુષ્યનો અભાવ-તંગી-એક વર્ષને માટે દૂર કરી શકાય તો તેનાથી વિશેષ ઉપકાર થશે; પણ જો તે મનુષ્યનો અભાવ-તંગી-ચિરકાલને માટે દૂર કરી શકાય તો તેજ તમારી સર્વથી ઉચ્ચ સહાયતા અથવા ઉપકાર થયો કહેવાશે. અધ્યાત્મજ્ઞાન એજ એક માત્ર વસ્તુ છે કે જે આપણાં સર્વ કષ્ટો ચિરકાલને-માટે દૂર કરી શકે છે. બીજાં જ્ઞાન અતિ અલ્પ છે. તે થોડા સમયને માટે જ અભાગ-તંગી-દૂર કરે છે. માટે **મનુષ્ય માત્રને અધ્યાત્મજ્ઞાનનું દાન આપો. એ જ્ઞાન-દાનથી તેની ચિર-તૃષા દૂર થશે. મહાન ઉપકાર થશે.**

૧૦૪. બુદ્ધદેવે ધ્યાનદ્વારા અથવા ઇસુખ્રીસ્તે પ્રાર્થનાદ્વારા જે અવસ્થા પ્રાપ્ત કરી હતી તેનીજ અવસ્થા મનુષ્ય સતકર્મદ્વારા પ્રાપ્ત કરી શકશે.

૧૦૫. આસક્તિ-હીન થાઓ. કાર્ય થતું રહે, મસ્તકનાં સર્વ કેન્દ્ર કાર્ય કરતાં રહે, નિરન્તર કાર્ય થયાં કરે, પરન્તુ તેમાંનો એક પણ તરંગ મનનો જય કરી શકે નહિં. તમે તો સંસારમાં પરદેશી-પ્રવાસી જેવા છો. જાણે બે દિવસના પરોણા હો તેવા છો, બે દિવસ માટે આવ્યા હો તેવી તમારી સ્થિતિ છે. એવો વિચાર કરીને નિરન્તર કર્મ કરતા રહો, પરન્તુ તમને પોતાને બન્ધનમાં બાંધતા જશો નહિ! બન્ધન એ મહાન્ ભયંકર વસ્તુ છે.

૧૦૬. પ્રભુ (શેઠ) ની પેઠે કર્મ કરવું જોઇએ. ગુલામની પેઠે નહિ. સર્વદા કર્મ કરો પરન્તુ ગુલામની પેઠે કરશો નહિ! સર્વ મનુષ્યો જે કર્મ કરે છે તે તમે જોઇ શકો છો કે? કોઇ પણ મનુષ્ય વિશ્રાંતિ લેવા પામતું નથી. સેંકડે નવ્વાણું મનુષ્યો ગુલામની પેઠે કાર્ય કરે છે, તેનું પરિણામ શું જૂવો છો? દુઃખ એજ કે બીજું? એ પ્રકારનાં કર્મનું નામ સ્વાર્થ પરાયણતા, પણ સ્વતંત્રરૂપે કર્મ કરો. પ્રેમપૂર્વક કર્મ કરો.

૧૦૭. કર્મયોગનો અર્થ શો ? એનો અર્થ, સન્મુખ મૃત્યુ ઉપસ્થિત થાય તોપણ મ્હો જોઇને આવશ્યકતાનુસાર-દુઃખી, દરિદ્રિઓને સહાયતા કરવી એજ. લાખો વખત લોકો તમને ઠગી જાય, તોયે તમારે એક પણ શબ્દોચ્ચાર કરવો નહિ ! વળી તમે જે ઉત્તમ કાર્ય કરો છો તેનો પણ વિચાર કરશો નહિ. દરિદ્રિયોને તમે જે દાન કરો છો, તેને માટે બહાદુરી બતાવશો નહિ, તે કોઇને કહી બતાવશો નહિ, અથવા દુઃખીઓ તમારો ઉપકાર માને એવી કિંચિત પણ ઇચ્છા રાખશો નહિ ! તેમણે તમને દયા પ્રકટ કરવાની સારી તક આપી તે માટે તમારે તો તેમનો ઉપકારજ માનવો ઘટે છે. અરે ! તમે તેમને બે હાથ જોડી કહો કેઃ “ હું તમારો ઉપકાર માનું છું. ”

૧૦૮. આદર્શ સન્યાસી થવા કરતાં આદર્શ ગૃહસ્થાશ્રમી થવું કઠિન છે. ત્યાગી અને કર્મી, એ બન્ને સારે માર્ગે પ્રવાસ કરી રહ્યા છે. ત્યાગીના કઠોર જીવન કરતાં કર્મીનું જીવન વિશેષ કઠોર નહિ જણાતાં છતાં પણ તે તેના જ જેવું કઠિન છે.

૧૦૯. ઉન્નતિ પ્રાપ્ત કરવાનો માત્ર એકજ ઉપાય એ છે કેઃ આપણા હાથમાં જે કર્તવ્ય અવશેષ રહ્યું છે તે કરવા માટે શક્તિ-સંચય કરી ધીમે ધીમે ઉચ્ચ માર્ગે ગમન કરવું. જેટલા દિવસ પર્યંત આપણે તે સર્વથી ઉચ્ચ અવસ્થામાં ન પ્રવેશ કરી શકીએ ત્યાં સુધી કોઇપણ કર્તવ્ય કર્મનો તિરસ્કાર કરવો યોગ્ય નથી. જે મનુષ્ય હલકા પ્રકારનું કાર્ય કરવા શક્તિમાન હોય છે તે અતિ ઉચ્ચ કાર્ય કરનાર મનુષ્ય કરતાં હલકા પ્રકારનો મનુષ્ય થઇ જતો નથી. મનુષ્યના કર્તવ્યનો પ્રકાર જોઇને તેના સંબંધી વિચાર કરવો ઉચિત નથી. તેનું કર્તવ્ય પરિપૂર્ણ કરવાનો પ્રકાર જોવો જોઇએ. તેનો એ કાર્ય કરવાનો પ્રકાર અને કાર્ય કરવાની શક્તિ, એજ તે મનુષ્યની પરીક્ષા કરવાનો ઉપાય છે.

૧૧૦. કર્તવ્યમાં કાંઇ ન્હાનું મ્હોટું કે સારૂં નરસું હોઇ શકતું નથી. કર્મ કરનારા સર્વે મનુષ્યો તેના અદૃષ્ટમાં જે કર્તવ્ય લખાયું હોય છે તેના પ્રત્યે અણગમો બતાવે છે. પરન્તુ નિષ્કામ કર્મ કરનારા મનુષ્યો માટે તો સર્વ કર્મો સમાન અને સર્વ કર્મો યોગ્ય સહાય-સ્વરૂપ છે. તે તેની સ્વાર્થપરતા અને ઇન્દ્રિય પરાયણતાનો સમ્પૂર્ણરૂપે નાશ કરી દઇ તેને મુક્તિને માર્ગે અગ્રસર કરી દેછે.

૧૧૧. આવો આપણે કર્મ કરીએ. આપણું કર્તવ્ય ગમે તે હોય તેથી શું થયું? આપણે તે કરવું જ જોઇએ, અને તે કરવા માટે જ આપણે સર્વદા મસ્તક નમાવી તૈયાર રહેવું જોઇએ. તેમ કરીશું તો નિશ્ચય આપણે આત્મ-પ્રકાશનાં દર્શન કરી શકીશું.

૧૧૨. અન્ય મનુષ્યો પ્રત્યે આપણું કર્તવ્ય એટલે અન્ય મનુષ્યોને સહાયતા કરવી-જગત્ પર ઉપકાર કરવો એજ. શા માટે આપણે જગત્ પર ઉપકાર કરવો? જો કે આપણને એમ જણાય છે કેઃ આપણે જગત્પર ઉપકાર કરીએ છીએ પરન્તુ વાસ્તવિક તો આપણે આપણા ઉપર જ ઉપકાર કરીએ છીએ. પારકાની સેવા કરી આપણે પોતે જ ઉપકૃત થઈ રહીએ છીએ. આપણે સર્વદા જગતનાં હિત માટે યત્ન કરવો આવશ્યક છે. એજ વાકય આપણી કાર્ય પ્રવૃત્તિનું સર્વ શ્રેષ્ઠ નિયામક બને.

૧૧૩. સર્વ કરતાં જેઓ શ્રેષ્ઠ કર્મવીર પુરૂષો છે તેઓ જગતમાં સારૂં નરસું જોતાજ નથી. તેઓ માત્ર નિષ્કામ કર્મજ કરી જાણે છે. જ્યાં જ્યાં અભાવ-તંગી હોય છે ત્યાં સહાયતા કર્યા જાય છે.

૧૧૪. આપણે એવું સમજીએ છીએ કેઃ આપણે જેને સહાયતા કરી છે તેણે આપણને ધન્યવાદ આપવો જોઇએ. જો તે ધન્યવાદ ન આપે તો તે આપણને અપ્રીતિકર થઇ પડે છે! આપણને અસન્તોષ થાય છે. પરન્તુ ઓ પરોપકાર કરનાર મનુષ્ય! ઓ પારકાને સહાય કરનાર! તું એવી આશા શા માટે રાખે છે વારૂ? જેને તું સહાયતા કરે છે તેના પ્રત્યે તું કૃતજ્ઞતા દર્શાવ. તેને તું ઇશ્વર જાણી નમન કર. મનુષ્યને સહાયતા કરવા રૂપી ઇશ્વરોપાસના કરવાની તક મળતાં તું ત્હારૂં મહા સૌભાગ્ય કેમ માનતો નથી? આસક્તિ શૂન્ય થઇને કાર્ય કરવાથી કદી પણ કષ્ટ થશે નહિં-કદી પણ અસન્તોષ થશે નહિ.

૧૧૫. પ્રત્યેક પરોપકારી કાર્ય પારકા પ્રત્યે સહાનુભૂતિના પ્રત્યેક વિચાર, પારકાને આપણે જે કાંઇ સહાયતા કરીએ છીએ તે સર્વ સત્કાર્ય, આપણા ક્ષુદ્ર અહં-મમત્વને દૂર કરે છે. એ સર્વે આપણી "અહં" ભાવના ખુબ નીચે ઉતારી નાંખે છે તેથી જ તે સત્કાર્ય છે. સર્વથી ઉચ્ચ

આદર્શ તો એજ છે કે: અનન્ત કાલને માટે આપણે પૂર્ણ રૂપે આત્મત્યાગ કરવો કે જે સ્થળે કિંચિત્ અંશે પણ "અહં" નથી પણ સમ્પૂર્ણ રૂપે "તમે" જ સર્વત્ર વિરાજી રહે છે, અને જાણતાં કે અજાણતાં કર્મયોગ આપણને એ સ્થાનેજ લઇ જાય છે.

૧૧૬. કર્મ યોગ આપણને વિશેષરૂપે શિક્ષણ આપે છે કે: સંસારનો ત્યાગ કરશો નહિ. સંસારમાં નિવાસ કરો. સંસારની ભાવનાઓ ઇચ્છાનુસાર ગ્રહણ કરો, પરન્તુ શું તે ભોગવવા માટે કે ? ના, ના, તે માટે બિલકુલ નહિ. ભોગ એ તમારૂં ઉચ્ચ લક્ષ્ય ન થાય. પ્રથમ તમને પોતાને મારી નાંખો, અર્થાત્ તમારી ભોગ–સુખની વાસનાઓને મારી નાંખો–દબાવી દો ત્યાર પછી સર્વ જગતને પોતાના જેવુંજ જૂઓ.

૧૧૭. કર્મ કરતી વખત આસક્તિનો ત્યાગ કરો. કર્મમાં તમને પોતાને લિપ્ત કરશો નહિ. તમે પોતે તો સાક્ષિરૂપે અવસ્થિત રહેજો અને કર્મ કર્યા જજો.

૧૧૮. કર્મયોગ એટલે શું ? કર્મનું રહસ્ય જાણવું એજ. આપણે જોઇએ છીએ કે: સમગ્ર જગત કાર્ય કરી રહ્યું છે, તે શા માટે ? મુક્તિને માટે, સ્વતંત્રતા પ્રાપ્તિને માટે. પરમાણુથી તે મહાન્ ઉચ્ચ પ્રાણી પર્યંત સર્વે જાણતાં કે અજાણતાં પણ તેજ એક ઉદ્દેશ્યની સિદ્ધિને માટે કાર્ય કરી રહ્યાં છે.

૧૧૯. કર્મયોગ અવશ્ય સાધ્ય કરવો જ પડશે. કોઇ પણ કર્મ કરવું જ પડશે એ તો નિશ્ચય જ છે, તો પછી અતિ ઉચ્ચ ઉદ્દેશ્ય ધારણ કરી ઉત્તમ કાર્ય કરો.

૧૨૦. કર્મયોગ શું કહે છે ? કર્મયોગ કહે છે કે: તમે નિરન્તર કર્મ કરો, પરન્તુ તે કર્મ ઉપર આસક્તિ રાખશો નહિ. કોઇ પણ વિષય સાથે તમે લેપાઇ જશો નહિ. મનને સ્વતંત્ર કરી રાખશો.

૧૨૧. કર્મયોગ એ નિઃસ્વાર્થપરતા અથવા સત્કર્મદ્વારા મુક્તિ–પ્રાપ્તિ કરવાની એક ખાસ પ્રણાલી છે. કર્મયોગી મનુષ્યે કોઇ પણ ધર્મગત અવલમ્બન કરવાની આવશ્યકતા નથી. તે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખે અથવા ન રાખે કિંવા આત્મા સંબંધી અનુસન્ધાન કરે અથવા ન કરે, અથવા કોઇ

પ્રકારના દાર્શનિક વિચાર કરે અથવા ન કરે પણ તે સત્કર્મ કરે એટલે બસ.

૧૨૨. સમુદય કર્મના ફલ ભોગવવાની ઇચ્છાનો ત્યાગ કરો–અનાસક્ત થાઓ. એજ એક માત્ર મુકિતનો ઉપાય છે. એટલું નિશ્ચય માનજો કે: આપણે જગત નથી, આપણે શરીર નથી, આપણે વાસ્તવિક કાર્ય કરતા નથી, આપણે તો આત્મા છીએ. આપણે અનન્ત કાલથી વિશ્રામ અને શાન્તિ સુખ ભોગવી રહ્યા છીએ, પછી શા માટે આપણે કોઇ કર્મદ્વારા બંધનમાં પડવું જોઇએ ? આસકિતપૂર્ણ કર્મ એજ બંધનનું કારણ છે. બીજ વાવો અને પછી ત્યાંથી ચાલ્યા જાઓ.

૧૨૩. જેઓ દ્રવ્ય કે અન્ય કોઇ ઇચ્છા રહિત થઇને કર્મ કરે છે તેજ સર્વ કરતાં ઉત્તમ રૂપે કર્મ કરે છે. મનુષ્યો જે સમયે એ પ્રમાણે કર્મ કરવા સમર્થ થશે તે સમયેજ તેના હૃદયમાંથી એક એવા પ્રકારની કાર્ય–શકિતનો પ્રકાશ થશે કે જેથી જગતની અવસ્થા સમ્પૂર્ણરૂપે પરિવર્તિત કરી શકાશે. એજ કર્મયોગનો આદર્શ છે.

૧૨૪. નિરાશ થશો નહિ. ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે: "કર્મ કરવાનો તમારો અધિકાર છે; ફળ પ્રાપ્તિમાં નહિ." એ સ્મરણમાં રાખજો.

૧૨૫. આપણું કર્તવ્ય તો એટલું જ કે: "કર્મ કરીને મરણ પામવું." "શા માટે?" એટલો પ્રશ્ન કરવાનો પણ આપણને અધિકાર નથી.

૧૨૬. દૃઢતાપૂર્વક કર્મ કરી જાઓ, અવિચલિત ચિત્તે ખંતથી કર્મ કરી જાઓ અને ઇશ્વર પર વિશ્વાસ રાખો.

૧૨૭. હું જગતને માટે મહત્ મહત્ કર્મ કરીશ અને તે નિઃસ્વાર્થ ભાવનાપૂર્વક કરીશ. નામ–યશને માટે નહિ.

૧૨૮. મૃત્યુને તુચ્છ માની નિઃસ્વાર્થ બનો અને કર્મ કરો.

૧૨૯. કર્મ કરવું એટલે ધર્મ સાધના થતી નથી એ સત્ય છે પરન્તુ યોગ્યરૂપે કર્મ કરવાથી મુકિતની દિશામાં ગમન કરી શકાય છે.

૧૩૦. કોઇ પણ કાર્ય કરતાં એવું ન કહેશો કે: "આ મ્હારૂં કર્તવ્ય છે." પણ એમજ કહો કે: "એ કરવાનો મ્હારો ધર્મ છે."

૧૩૧. અહંભાવ અને ઇર્ષાને દૂર ફેંકી દો. અન્ય મનુષ્યો સાથે એકત્ર

મળીને અન્ય મનુષ્યોને માટે કાર્ય કરતા શિખો. આપણા દેશમાં એવા કર્મ કરનારા નિકળી આવતા નથી.

૧૩૨. સહનશીલતા ધારણ કરો અને કાર્ય કરતા જાઓ. उद्धरेतात्मनात्मनम् । પોતાના આત્માવડેજ બીજા આત્માનો ઉદ્ધાર કરવો જોઇએ.

૧૩૩. ચતુરાઇથી કોઇ મહાન્ કાર્ય સાધ્ય થઈ શકતું નથી. પ્રેમ, સત્યાનુરાગ અને મહાવીર્યની સહાયતાથી સર્વ કાર્ય સિદ્ધ થઇ શકે છે. तत्कुरु पौरुषम् । પુરૂપાર્થ પ્રકટ કરો.

૧૩૪. કર્મ, કર્મ અને કર્મ. હમ્ ઔર કુચ્છ નહિ મંગતે હૈં, ફક્ત કર્મ, કર્મ અને કર્મ. even unto death. મૃત્યુ પર્યંત. દુર્બળ મનુષ્યોને માટે કર્મવીર, મહાવીર થવું જોઇએ. જેટલા કર્મવીર અને મહાવીર થયા છે તેમણે દુર્બળો—અજ્ઞાનીઓ—નોજ ઉદ્ધાર કર્યો છે. દ્રવ્યની ચિન્તા ન કરશો. દ્રવ્ય તો ઉડીને આવશે.

૧૩૫. અતિશય પરિશ્રમ કરી કર્મ કરી જાઓ. ભય ન રાખશો. શરીર તો એક દિવસ જવાનું છે તો પછી અકર્મ ( દુષ્કર્મ ) કરીને શા માટે મરવું? It is better to wear out then rust out. સડી જઇને મરણ પામવું તેના કરતાં ( કર્મ કરીને ) ઘસાઇ મરવું શ્રેષ્ઠ છે.

૧૩૬. ફિલોસોફી, યોગ, તપ, દેવમંદિર, ખાદ્યાખાદ્ય, કર્મ અકર્મ, જીવન-જીવ, ધર્મ—મત; વગેરે વ્યક્તિગત્—દેશગત—ધર્મ છે. માત્ર પરોપકાર એજ એક સાર્વજનિક મહાવ્રત—મહાધર્મ છે. આબાલ, વૃદ્ધ વનિતા, શૂદ્ર—ચણ્ડાલ, પશુપક્ષી, સર્વે એ ધર્મ સમજી શકે એમ છે.

૧૩૭. આ સમયે તો ગીતાજીમાં ભગવાને જે ઉપદેશ દીધો છે તે પ્રબળ કર્મયોગની આવશ્યકતા છે. તે પણ હૃદયમાં અસીમ સાહસ અને અતિશય બલ સહિત. એમ થશે ત્યારેજ દેશના સર્વ પ્રજા—જનો જાગ્રત થઇ ઉઠશે. તેમ નહિં થાય તો પછી તમે જે અજ્ઞાન—અંધકારમાં ભટકાઓછો તેજ અજ્ઞાન—અંધકારમાં તમારા દેશજનો ભટકયા કરશે!

૧૩૮. શક્તિ કોઇ બીજો આપે છે? તે તો તમારા હૃદયમાં જ નિવાસ કરી રહી છે. સમય આવતાં જ તે પોતાની મેળે પ્રકટ થશે. તમે

કર્મ કરવા મંડી પડો. તમારામાંથી જ એટલી બધી શકિત ઉત્પન્ન થશે કે જે તમે સંભાળી શકશો નહિં. પરોપકારાર્થે કોઇપણ શ્રેષ્ઠ કાર્ય કરવાથી. આંતર–શકિત જાગ્રત થઇ ઉઠે છે. પરોપકારાર્થે કોઈપણ વિચાર કરવાનું શરૂ કરતાં જ હૃદયમાં ધીમે ધીમે સિંહ સમાન બળનો સંચાર થશે.

૧૩૯. મ્હારે બંગાલી યુવકોનું એક મંડળ જોઇએ છે. A band of young Bengal. એઓજ દેશની આશા અને ભરોંસો છે. ચરિત્ર-વાન, બુદ્ધિમાન્, અને પરોપકારાર્થે સર્વસ્વ ત્યાગી, આજ્ઞાકારી યુવકો ઉપરજ ભાવી–વિશ્વાસ છે. મ્હારી સર્વ ભાવના Idea, જીવનમાં પરિણત work out કરી તેઓ પોતાનું અને દેશનું કલ્યાણ કરતા કરતા જીવન વિસર્જન કરી શકશે.

૧૪૦. કર્મ દ્વારા ચિત્ત શુદ્ધિ થાય છે. વળી કર્મ એ વિદ્યા અને જ્ઞાનનું સહાયક છે. બૌદ્ધમત પ્રમાણે મનુષ્યથી કીટ–પતંગ પર્યંત સર્વ જીવોનું હિત સાધન કરવું એજ માત્ર સત્કર્મ છે. બ્રાહ્મણો અથવા હિન્દુ-ઓના અભિપ્રાય પ્રમાણે ઉપાસના અને સર્વ પ્રકારના યજ્ઞ–યાગાદિ અનુ-ષ્ઠાન આદિ–કર્મો પણ–તે જ પ્રમાણે–ચિત્ત–શુદ્ધિનાં સહાયક છે. શંકરા-ચાર્યજીના મત પ્રમાણે સર્વે પ્રકારનાં શુભાશુભ કર્મો જ્ઞાનના પ્રતિબન્ધક છે.

૧૪૧. કર્મ અથવા ઉપાસનાનું ફળ એજ કે: તે તમારૂં સ્વરૂપ પુનઃ ઓળખાવી આપે છે.

૧૪૨. કર્મ દ્વારા મુક્તિની ઇચ્છા હોય તો મનુષ્યે પોતે કર્મમાં જોડાઇ જવું જોઇએ, પરન્તુ કોઇ કામના–ફળની આશા રાખવી નહિં. એવા કર્મ દ્વારા જ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને એ જ્ઞાન દ્વારાજ મુક્તિ થાય છે. જ્ઞાન પ્રાપ્ત કરતાં પહેલાં કર્મનો ત્યાગ કરવાથી મનુષ્યને દુઃખ ઉત્પન્ન થાય છે, આત્માને માટે કર્મ કરવાથી કોઇ બન્ધનમાં બંધાઇ શકાતું નથી. કોઇ પણ કર્મમાંથી સુખની આશા રાખશો નહિં. વળી તે કર્મ નષ્ટ થઇ જશે એવો ભય પણ રાખશો નહિં. દેહ અને મન કર્મ કરે છે. હું ( આત્મા ) કરતો નથી:

૧૪૩. સર્વ કર્મો ભગવાનને અર્પણ કરી દેજો. સંસારમાં નિવાસ

કરજો પણ સંસારના (દાસ) થઇ જશો નહિં. કમળપુષ્પનું મૂળ જળમાં-કાદવમાં રહે છે છતા તે સર્વદા નિર્મળ-વિશુદ્ધ હોય છે તે પ્રમાણે લોકો તમારા પ્રત્યે ગમે તેવો વ્યવહાર કરે તો પણ તમારો પ્રેમ કોઇ પણ મનુષ્ય-જીવ-ઉપરથી ઓછો કરશો નહિં.

૧૪૪. ઉઠો, જાગ્રત થાઓ, કર્મ કરો. એમ કરતાં આ ક્ષુદ્ર જીવન ચાલ્યું જાય તોયે ચિન્તા શી? સર્વ મનુષ્યો મરવાનાં તો છેજ. સાધુ, બદમાશ, ધનવાન, દરિદ્ર, સર્વ મનુષ્યો એક દિવસ મરવાનાં જ છે. કોઇનું શરીર ચિરકાલ ટકવાનું નથી. કોઇ અમર રહેવાનું નથી માટે જ કહું છું કે: ઉઠો, જાગ્રત થાઓ, અને સમ્પૂર્ણ રૂપે કાપટ્ય-રહિત થાઓ. ભારતવર્ષમાં ભયંકર કાપટ્યનો પ્રવેશ થયો છે, તેથી જ આપણું ચરિત્ર વિશુદ્ધ હોવું જોઇએ. જેનામાં એવું ચરિત્રબલ અને કર્મદક્ષતા છે તેને મરણ શું કરશે વારૂ? તેને મરણનો ભય જ કેવો?

૧૪૫. ઇર્ષા, અને અહંકાર, એ બન્નેને જન્મ પર્યંતને માટે ગંગા-જળમાં વિસર્જન કરી દો અને મહાશક્તિ ધારણ કરી કાર્યક્ષેત્રમાં ઉતરી પડો. મહાબળપૂર્વક કર્મ કરવા મંડી પડો. એટલે જે કર્મ કરવાનું હશે તે ઇશ્વર તમને દર્શાવી આપશે. પછી તો જાણે મહાન્ જળરેલ વડે સમસ્ત પૃથિવિ જળમય થઇ જશે. કર્મ, કર્મ, કર્મ, એજ મૂળ મન્ત્ર સિવાય બીજું કાંઇ હું જોઇ શકતો નથી.

૧૪૬. હું તો એક માત્ર પરોપકારનેજ કર્મ સમજું છું. બીજાં બધાં કર્મને કુકર્મ જ સમજું છું. અને તેથી જ શ્રીબુદ્ધદેવના ચરણમાં હું નમન કરૂં છું. હુંજ વેદાન્તિક સચ્ચિદાનન્દ છું. મ્હારા આત્માના મહા-સ્વરૂપ સિવાય હું બીજો કોઇ મહાન્ ઇશ્વર જોઇ શકતો નથી. અવતાર એટલે જેણે બ્રહ્મત્વ પ્રાપ્ત કર્યું છે તે અર્થાત્ જે જીવનમુક્ત છે તે. એ સિવાય અવતારનું વિશેષત્વ હું જોઇ શકતો નથી. બ્રહ્માદિ પર્યંત સર્વ જીવો જીવનમુક્તિ પ્રાપ્ત કરે તેમનાં એ કાર્યમાં આપણે તેને સહાયતા કરીએ એજ આપણું કર્તવ્ય કર્મ છે. એ સહાયતાનું નામ ધર્મ. બાકી બીજું અધર્મ. એ સહાયતાનું નામ કર્મ, બાકી બીજું અકર્મ-કુકર્મ. એ કર્મ-ધર્મ

સિવાય બીજું કાંઇ હું જોઇ શકતો નથી. અન્ય પ્રકારનાં તાંત્રિક કિંવા વૈદિક કર્મ દ્વારા ફલ પ્રાપ્તિ થઇ શકે છે પરન્તુ તેનું અવલંબન કરવાથી જીવન વૃથા ક્ષય કરવા જેવું છે. કારણ કેઃ કર્મનું ફળ જે પવિત્રતા તે તો કેવળ પરોપકાર કાર્યથીજ થઇ શકે છે.

૧૪૭. કૃષ્ણાવતાર સમયે કૃષ્ણ–ભગવાને કહ્યું છે કેઃ સર્વ પ્રકારના દુઃખોનું કારણ "અવિદ્યા" છે. નિષ્કામ કર્મ દ્વારા ચિત્ત શુદ્ધિ થાય છે. જે કર્મ દ્વારા એ પ્રમાણે આત્મ વિકાસ થાય તેજ કર્મ છે. જે કર્મ દ્વારા અનાત્મભાવનો વિકાશ થાય–કેવળ દૈહિક સુખનીજ ઇચ્છા થાય તે સર્વ અકર્મ–કુકર્મ છે. માટેજ વ્યક્તિગત, દેશગત, અને કાલગત કર્માકર્મનું સાધન કરવું જોઇએ. પ્રાચીન કાલમાં યજ્ઞાદિ કર્મ કરવાં યોગ્ય હતું. પરંતુ એ પ્રકારના કર્મ આધુનિક કાલમાં યોગ્ય નથી.

૧૪૮. શ્રી કૃષ્ણચરિત્ર Perfect (સર્વાંગ સમ્પૂર્ણ) છે. જ્ઞાન, કર્મ અને ભક્તિયોગ, એ ત્રણેની જાણે તે (શ્રીકૃષ્ણ) સાક્ષાત મૂર્તિ સ્વરૂપજ હતા. અત્યારે વૃન્દાવનનાં બંસીવાદક કૃષ્ણનાંજ દર્શન કર્યાથી કંઇ વળશે નહિ. અત્યારે તો ગીતાજીરૂપી સિંહનાદકારક શ્રીકૃષ્ણનું પૂજન કરવાની આવશ્યકતા છે. ધનુર્ધારી રામ, મહાવીર, માતા કાલી, એ સર્વનું પૂજન થવું જોઇએ. હું સારી પેઠે સમજી શકયો છું કેઃ આપણા દેશમાં જેઓ ધર્મ, ધર્મ કહી બૂમો પાડી રહ્યા છે તેમાંના અનેક મનુષ્યો (ઉપદેશકો)માં full of morbidity–cracked brains અથવા fanatics (મજ્જાગત દુર્બળતા, મસ્તિક વિકાર, અથવા વિચાર શૂન્ય ઉત્સાહ–સમ્પન્ન મહારજોગુણ ઉદ્દીપન, એ સિવાય બીજું કાંઇ નથી! તેમનામાં આલોકનું કે પરલોકનું કલ્યાણ–સાધન કર્મ–ધર્મ કાંઇજ નથી! સમગ્રદેશ ભયંકર અંધકારથી–તમોગુણથી-છવાઇ ગયો છે. તેનું પરિણામ પણ એવુંજ આવ્યું છે કેઃ તેમને આ જીવનમાં દાસત્વ અને પરલોકમાં નરક પ્રાપ્તિ થઇ રહી છે!

૧૪૯. પાશ્ચાત્યો મહા રજોગુણી છે. સામ્પ્રતમાં તેઓ ભોગની છેલ્લી હદે પહોંચ્યા છે. તેમને ભોગસિદ્ધિ નહિં થાય તો પછી શું ઉદર પોષણ માટે દ્વારે દ્વારે ભટકતા ફરતા આપણા જેવાને થશે? વળી આપણા ભોગના

અંતરમાં શું થઇ રહ્યું છે! ઘેરે ઘેર ફાટલી ગોદડીમાં શયન અને વ્યાધિ-ગ્રસ્ત શરીરમાંથી વર્ષે વર્ષે સન્તતિની વૃદ્ધિ! એજ કે બીજું કાંઇ? Begetting a band of fanished begggers and Slaves. (ક્ષુધાતુર, ભિક્ષુક, અને દાસ જાતિને જન્મ આપવો!) માટેજ કહું છું કે: ભારતવર્ષની પ્રજાને અત્યારે રજોગુણથી ઉદ્દીપિત કરીને કર્મપ્રાણ બનાવવી જોઇએ. કર્મ, કર્મ, કર્મ. અત્યારે "नान्य: पन्था विद्यतेऽयनाय" એ સિવાય આપણા ઉદ્ધારનો બીજો કોઇ માર્ગ જ નથી.

૧૫૦. જે સ્થળે મહામારીનું નિવાસ સ્થાન છે, જે સ્થળે જીવાત્માઓને દુઃખ સહન કરવું પડે છે, તે સ્થળમાં ચાલ્યા જાઓ. ત્યાં ન જઇ શકો તો મૃત્યુને શરણ થાઓ. તમારા મ્હારા જેવા તો કેટલાએ કીટ જન્મે છે અને મરે છે. તેથી જગતને લાભ–નુકશાન શું છે? એકાદ મહાન્ ઉદ્દેશ્ય સિદ્ધ કરી મરણ પામો. એક દિવસ મૃત્યુ તો છેજ, તો પછી શ્રેષ્ઠ ઉદ્દેશ્ય સિદ્ધ કરી મૃત્યુને શરણ થવું એજ સારૂં છે. એમાંજ ધર્મ કર્મની સિદ્ધિ છે. આ ભાવનાનો ઘેરેઘેર પ્રચાર કરશો તોજ તમારૂં અને દેશનું કલ્યાણ થશે. તમેજ દેશ કલ્યાણની આશા અને વિશ્વાસનું સ્થાન છો. તમને કર્મહીન–સ્વાર્થ પરાયણ જોઇ મ્હને અતિશય કષ્ટ થાય છે. કર્મ કરવા મંડી પડો! કર્મ કરવા મંડી પડો! જરા પણ વિલંબ કરશો નહિ! એક ક્ષણ પણ કર્મ વિનાની ગુમાવશો નહિં. મૃત્યુ દિન પ્રતિ દિન તમારી નજીક આવતું જાય છે! અમુક દિવસ પછી કરીશું એમ કહી બેસી રહેશો નહિ, તેમ કરવાથી કંઇ પણ કરી શકાશે નહિ. કાળનું ડાચું હમેશાં ફાટેલું જ રહે છે. તે તમને કઇ ક્ષણે ગળી જશે તે તમે જાણી શકો છો? ના, નથી જાણતા તો પછી કર્મ કર્યા વિના કેમ બેસી રહ્યા છો! ઉઠો, જાગ્રત થાઓ, કર્મ કરો.

૧૫૧. જે સાધન, ભજન અથવા અનુભવદ્વારા પારકાનો ઉપકાર થઇ શકે નહિં, મહાન મોહથી ઘેરાયલા જીવોનું કલ્યાણ સધાય નહિં–કામિની-કાંચનની હદમાંથી બહાર નીકળવામાં તેમને સહાયતા આપી શકાય નહિં, એવા સાધન, ભજનનું ફળ શું? શું તમે એમ ધારો છો કે એકાદ જીવ

પણ મોહ, લોભ, કામ, ક્રોધના બન્ધનમાં બંધાયલો રહેશે તો તમે મોક્ષ પ્રાપ્ત કરશો ? જેટલા કલ્પ પર્યંત, જેટલા જન્મ પર્યંત તેનો ઉદ્ધાર નહિં થાય તેટલા કલ્પ અને તેટલા સમય પર્યંત તમારે જન્મ ગ્રહણ કરી તેને સહાયતા કરવી પડશે અને તેને બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવવો પડશે. પ્રત્યેક જીવો એ તમારા શરીરનો એક એક અવયવ જ છે. એટલા માટે જ પરોપકારાર્થે કર્મ કરવું જોઇએ. એ અવયવોને સશક્ત અને શ્રેષ્ઠ બનાવવાજ જોઇએ. એજ તમારૂં કર્મ છે. તમારાં સ્ત્રી–પુત્રને પોતાનાં જાણીને તમે જેમ તેના સર્વ અંગની કલ્યાણ–કામના કરો છો તે જ પ્રમાણે પ્રત્યેક જીવોને તમારા શરીરનો એક એક અવયવ સમજશો અને તેનું કલ્યાણ કરવાની તમને ઇચ્છા થશે ત્યારે જ તમારામાં બ્રહ્મની જાગૃતિ થશે. Not a moment before. એવી ધારણા પહેલાં–એક ક્ષણ પૂર્વે તમારામાં બ્રહ્મ જાગૃતિ થશે નહિં.

૧૫૨. અહા ! ભારતવર્ષના ગરીબ, દુઃખી લોકો માટે કોઇ ભારતવાસી ધનવાનોને ચિન્તા જ થતી નથી ! જેઓ જાતિના મુખ્ય મેરૂદણ્ડ સ્વરૂપ છે, જેના પરિશ્રમથી અન્ન ઉત્પન્ન થાય છે, જે ઢેડ, ભંગી અને ચમારો, એક દિવસ પોતાનું કાર્ય બંધ કરે તો શહેરમાં સર્વત્ર દુર્ગંધીમય થઇ રહે–અરે! શહેરમાં એક ક્ષણ પણ રહી શકાય નહિં–હાહાકાર થઇ રહે ! હાય ! તે બિચારા પતિત–અધમ ગણાતા લોકો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે, તેમને સુખ–દુઃખમાં સાન્ત્વન આપે એવું ભારતવર્ષમાં કોઇ પણ નથી ! જાઓ, સર્વે મળી તેમનાં નેત્રો ઉઘાડી આપો. હું દિવ્ય ચક્ષુએ જોઇ શકું છું કે: એમનામાં અને મ્હારામાં એક બ્રહ્મ–એક જ શક્તિ વિરાજી રહી છે. માત્ર ઓછો વત્તો વિકાશ થયો છે એટલો જ ફેર છે.

૧૫૩. સર્વ દેશમાં, સર્વ જાતિમાં, સારાં નઠારાં મનુષ્યો તો હોય છેજ. આપણું કાર્ય તો સ્વજીવનમાં સર્વોત્તમ કાર્ય કરી જનસમાજ સમક્ષ example કેવળ દૃષ્ટાન્ત દર્શાવવું એ જ છે. condemn નિન્દાવાદ કરવાથી કોઇ પણ કાર્ય સફળ થતું નથી. નિન્દા કર્યા કરવાથી જનસમાજ તમારાથી દૂર રહેશે. તમારૂં કાર્ય ઉત્તમ હોવું જોઇએ. પછી ભલે બીજાં

કોઇ મનુષ્યો ગમે તેટલી તમારી નિન્દા કર્યા કરે, તમારે તેના વિરૂદ્ધ તર્ક contradict કરી તેના પરાજય માટે યત્ન કરવાની આવશ્યકતા શી છે? આ માયામય સંસારમાં જે કાંઇ કાર્ય થશે તેમાં દોષો જણાશેજ. અગ્નિ હશે ત્યાં ધુમાડો જરૂર જણાશે, પરન્તુ એજ કારણને લીધે શું યત્ન રહિત થઇ, એ હાથ જોડી, બેસી રહેવું? ના, ના, બને તેટલું ઉત્તમ કાર્ય કરી જગતમાંથી ચાલ્યા જાઓ. દુષ્કર્મ કદી પણ કરશો નહિં. સારૂં કર્મ એટલે શું? મનુષ્યમાં બ્રહ્મ શક્તિ વિકાશ પામે, એવા કાર્યમાં તમે સહાયતા કરો. એજ સતકર્મ, એજ શ્રેષ્ઠ કર્મ, પ્રત્યક્ષ રૂપે ન થઇ શકે તો પરોક્ષભાવે કરો પણ મનુષ્યના સર્વ આત્મ વિકાશ કાર્યમાં સહાય થવાની શુભ ધારણાથી જ કર્મ કરો. એ ઋષિ પ્રચલિત માર્ગે ગમન કરવાથી જ આત્મજ્ઞાન શીઘ્ર ખીલી નિકળશે.

૧૫૪. મનુ મહારાજે કહ્યું છે કે: "કલિયુગમાં એક ધર્મ મનુષ્યે કરવા જેવો છે. આજકાલ યજ્ઞ અને કઠોર તપસ્યાથી કાંઇ પણ ફળ પ્રાપ્ત થતું નથી. હમણાં તો કેવળ "દાન" એજ એક માત્ર "કર્મ" છે. દાનમાં પણ ધર્મ દાન, આધ્યાત્મિક જ્ઞાન-દાન એજ સર્વ શ્રેષ્ઠ દાન છે. બીજું વિદ્યાદાન, તૃતીય પ્રાણદાન, ચતુર્થ અન્નદાન છે. આહા! ધર્મદાન! આધ્યાત્મિક જ્ઞાન-દાન દેવાથી અજ્ઞાની જીવો પોતાને કેવા ઉચ્ચ સમજી દુઃખ પાપથી મુક્ત થાય છે! એજ દાન શ્રેષ્ઠ છે! તમે શ્રેષ્ઠદાન કરી શ્રેષ્ઠ બનો.

૧૫૫. ભારતવર્ષ કોઇ પણ કાળે નિષ્કર્મ હતું એવું હું કદી પણ કબુલ કરીશ નહિં. અમારી આ પવિત્ર માતૃભૂમિ-ભારતવર્ષ-જેવી કર્મ પરાયણ છે તેવી અન્ય કોઇ પણ ભૂમિ નથી. તેનું પ્રમાણ એજ છે કે એ પ્રાચીન મહાન (હિન્દુ) જાતિ અદ્યપિ પર્યંત જીવિત છે.

૧૫૬. તમારે વિશુદ્ધ-ચિત્તના થવું જોઇએ અને જે કોઇ પણ મનુષ્ય તમારી સ્હામે આવી ઉપસ્થિત થાય તેની યથાશક્તિ સેવા કરવી જોઇએ. એ પ્રમાણે જે પર સેવા થશે તેજ શુભ કર્મ છે. એ કર્મના બળથી ચિત્ત શુદ્ધ થાય છે. અને સર્વના હૃદયમાં જે શિવ વિરાજી રહ્યા છે તે પ્રકટ

થાય છે. આપણે મહાન કાર્યો કરવાનાં છે. અદ્‌ભુત શક્તિનો વિકાશ દર્શાવવાનો છે. અન્ય જાતિયોને આપણે અનેક વિષયનો બોધ આપવાનો છે.

૧૫૭. જનસમાજને કરૂણાની દૃષ્ટિએ જોયા વગર, અથવા જગતમાં કોઇ પ્રકારનું દુઃખ છે એનો અનુભવ કર્યા વગર અન્ય જનોને સહાયતા કરતાં શિખો. શત્રુ, મિત્ર, ઉભય પ્રત્યે સમાન દૃષ્ટિ રાખતાં શિખો. જ્યારે એ પ્રમાણે કરતાં શિખશો અને જ્યારે તમારા મનમાં કોઇ પ્રકારની વાસના નહિં રહે ત્યારે જ તમને સર્વોચ્ચ સ્થિતિ પ્રાપ્ત થઇ છે એમ સમજવું.

૧૫૮. ગમે તેટલું ઉત્તમ કાર્ય કરશો તો પણ તેમાં કિંચિત્ પણ કલંક લાગેલું જ જણાશે. તેમ છતાં વ્યક્તિગત ફલાફલ તરફ દૃષ્ટિ રાખ્યા સિવાય સર્વ કાર્ય કર્યા જાઓ. કાર્યનું ફળ ઇશ્વરને સમર્પણ કરી દેજો એટલે સારૂં કે નરસું, એમાંનું કાંઇ પણ તમને જણાશે નહિં.

૧૫૯. આપણે અન્યજનો પ્રત્યે દયા દર્શાવી શકીએ છીએ એ આપણું મહાન સૌભાગ્ય છે. કારણ કે, એવાં કાર્યો દ્વારાજ આપણી આત્મોન્નતિ થશે. જે લોકો કષ્ટ પામે છે તેનું કારણ એ છે કેઃ તેઓ પર ઉપકાર કરી પોતાનું કલ્યાણ સાધવાની ઇચ્છા રાખે છે તેજ છે? દાતાએ તો દાન કરતી વખત દાન લેનારની સ્હામે ધુંટણીએ પડી બેસવું અને પોતાને ધન્ય માનવો. દાન લેનારે ઉભાં ઉભાં દાન લેવા માટે દાતાને ઇચ્છા દર્શાવવી. ઓ દાતા ! સર્વ પ્રાણીઓની પાછળ ઇશ્વરના દર્શન કરી તેને દાન કરવું.

૧૬૦. પ્રત્યેક કાર્યમાં પ્રત્યેક વિચારમાં અને પ્રત્યેક ભાવનામાં ભગવાન પ્રથમથી જ રમણ કરી રહ્યા છે એમ સમજીને આપણે અવશ્ય સર્વ કાર્યો કરવાં જોઇએ. એજ એક શ્રેષ્ઠ માર્ગ છે. બીજો કોઇ શ્રેષ્ઠ માર્ગ નથી. એ પ્રમાણે કરવાથી તમારે કર્મ ફળમાં લિપ્ત થવું પડશે નહિં. આપણે જેટલાં દુઃખ કષ્ટ ભોગવીએ છીએ તેનું કારણ મિથ્યા વાસનાઓજ છે.–કર્મ કરી તેનાં ફળ આપણેજ ભોગવવાની ઇચ્છા રાખીએ છીએ એજ છે,

૧૬૧. કોઇ ગરીબ મનુષ્ય પર ઉપકાર કર્યા પછી તમે જરા પણ અહંકાર કરશો નહિં. એ તો તમે પ્રભૂની ઉપાસના કરી છે એમજ સમ-

જાણો. એમાં અહંકાર કરવા જેવું કશું નથી. સર્વ જગત્ એ શું તમે નથી? તમે જ જગતનો આત્મા છો. તમે જ સૂર્ય, ચંદ્ર અને તારા વગેરે છો. તમે જ સર્વ જગત્ છો. કોનો તિરસ્કાર કરશો અને કોની સાથે દ્વન્દ્વ-યુદ્ધ કરશો વારૂ? માટે જ સારી પેઠે સમજજો કે તે એટલે તમે જ છો. તમે અને તે કોઇ જૂદા નથી. સર્વ જીવન એ સંચામાં ઢાળી દઇ રચના કરો. જે મનુષ્ય પોતાનું સર્વ જીવન એ ભાવનાપૂર્વક રચે છે તે કદી પણ અજ્ઞાન–અન્ધકારમાં ભટકાતો નથી. સર્વ જીવો પ્રત્યે આત્મભાવ થયો એટલે આત્મદર્શન થયું સમજવું.

૧૬૨. પાંચ મનુષ્યે એકત્ર મળી કોઇ કાર્ય કરવાની આપણને ટેવજ નથી તેથી જ આપણે દુર્દશા ભોગવી રહ્યા છીએ. જે મનુષ્ય આજ્ઞા પાલન કરી શકે છે તે જ આજ્ઞા ફરમાવી જાણે છે. પ્રથમ આજ્ઞાધિન થવાનું શિક્ષણ મેળવો. સ્વતંત્રતાની મહાન ભાવનાપૂર્ણ પાશ્ચાત્મ-જાતિયો આજ્ઞા પાલન કરવાનું બહુ સારી પેઠે જાણે છે. તેઓ આજ્ઞાધિન થતાં શિખ્યા છે, અને આપણે? આપણે તો **અહંકારી** છીએ. અહંકારીથી કોઇ પણ સતકાર્ય થતું નથી. મહાન્ ઉદ્યમ, મહાન્ સાહસ, મહાન્ વીર્ય, અને સર્વથી શ્રેષ્ઠ આજ્ઞાધિનપણું, એ સર્વ સદ્‌ગુણ, વ્યક્તિગત અને જાતિગત ઉન્નતિનો ઉપાય છે.

૧૬૩. ભારતવર્ષ એ સનાતન ધર્મનો દેશ છે. એ દેશની અવનતિ થઇ ગઇ છે એ ખરૂં પરન્તુ નિશ્ચય માનજો કે તે હવે ઉન્નતિને શિખરે પહોંચશે. **ભારત–દેશ એટલો બધો ઉન્નત થશે કે: તેને જોઈ જગત્‌ના લોકો સ્તબ્ધ થઇ જશે!** શું તમે જોતા નથી? નદી અથવા સમુદ્રમાં ન્હાનાં તરંગો જેટલાં સમાઇ જાય છે તેટલા જ જોરથી પુનઃ બીજાં મ્હોટાં તરંગો ઉછળતાં જણાય છે. આ સ્થળે પણ તેમ જ સમજવું. જૂવો તો ખરા, પૂર્વ–આકાશમાં અરૂણોદય થયો છે. સૂર્ય ઉદય થવામાં વિલંબ નથી. તમે આ સમયે કમ્મર બાંધી કાર્યમાં વળગી પડો. સંસાર–બંસાર કરવાથી ફળ શું? આજે તમારૂં કર્ત્તવ્ય તો એજ છે કે: “દેશોદેશ અને ગામેગામ પ્રવાસ કરી, જનસમાજને બોધ આપો કે: હવે આળસ

કરીને બેસી રહેવાથી કાર્યસિદ્ધિ થશે નહિં. વર્તમાન અવનતિનું કારણ ધર્મહીનતા અને શિક્ષાહીનતા છે એ તેમને સ્પષ્ટરીતે સમજાવી આપો. તેમને કહેજો કેઃ "સર્વ બંધુઓ! ઉઠો, જાગ્રત થાઓ. હવે ક્યાં સુધી નિદ્રામાં પડી રહેશો?" વળી શાસ્ત્રનાં મહાન્ સત્યો, સરલરૂપે તેમના સમક્ષ સાદર કરો. તેમને બરાબર સમજાવો. આટલા દિવસથી આ દેશના બ્રાહ્મણો ધર્મ-તત્ત્વોને છુપાવી બેઠા હતા. કાલના પ્રવાહમાં તેઓ વિશેષ ટકી શક્યા નથી ત્યારે હવે તેજ ધર્મ સર્વ મનુષ્યોને પ્રાપ્ત થાય એવી વ્યવસ્થા કરો.. સર્વને સમજાવી દો કેઃ બ્રાહ્મણના જેટલોજ તમારો અધિકાર છે. પણ કર્મ કરો તો ચણ્ડાલ પર્યંત સર્વ જાતિને એ મંત્રની દીક્ષા આપો અને સરલ શબ્દોમાં તેમને વ્યવસાય, વાણિજ્ય, કૃષિ વગેરે ગૃહસ્થ જીવનમાં અતિ આવશ્યક એવા વિષયોનો ઉપદેશ દો.

૧૬૪. તપસ્યા કરવાથી મહાન્ શક્તિનો વિકાશ થાય છે. પરોપકારાર્થે કર્મ કરવાથી તપસ્યા જ થાય છે. કર્મયોગી મનુષ્યના કર્મને તપસ્યાનું અંગ કહેવામાં આવે છે. તપસ્યા કરતાં કરતાં પરહિત કરવાની ઇચ્છા બળવાન થઇ સાધકને કર્મ કરાવે છે, તેજ પ્રમાણે પારકાને માટે કર્મ કરતાં કરતાં પરા-તપસ્યાનું ફળ જે ચિત્ત શુદ્ધિ તે અને પરમાત્માનાં દર્શન થાય છે. તપસ્યા કઠિન છે, નિષ્કામ કર્મ પણ તેવું જ છે. સાધન ભજન કરતાં કરતાં સાધક જેમ ઇષ્ટદેવમાં લીન થઇ જાય છે તે જ પ્રમાણે કાર્ય કરતાં કરતાં ઇચ્છા નહિં હોય તોપણ હૃદય ક્રમે ક્રમે તેમાં ડૂબી જશે. ક્રમે પરોપકારક કર્મ કરવાની પ્રવૃતિ થાય છે. પરોપકારાર્થે કર્મ કરવાથી મનની વક્રતા-દુષ્ટતા-તૂટી ફુટી જાય છે અને મનુષ્ય ક્રમે કાપટયરહિત ભાવે પરોપકારાર્થે પ્રાણ-દાન દેવા સમર્થ થાય છે. એક સમયે "હું" એવું અભિમાન ધારણ કરી બેઠેલો દેહ પરોપકાર માટે સમર્પણ થયો છે એવું સાંભળવામાં આવે છે ત્યારે અહં-મમત્વ ભૂલી જવાય છે. સત્કર્મથી ક્રમે ક્રમે ચિત્તશુદ્ધિ થશે ત્યારે તમારો આત્મા પણ સર્વ જીવોમાં, સર્વ દેહમાં, વિરાજમાન થઇ, એજ તત્ત્વ જોવા શક્તિમાન થશે. માટે જ કહું છું કેઃ પરોપકાર કાર્ય એ આપણા આત્મવિકાશનું સાધન છે-એક માર્ગ છે. એ પણ એક પ્રકારનું

ઇશ્વર–સાધન છે. આત્મવિકાસ એજ એનો ઉદ્દેશ્ય છે. જ્ઞાન, ભક્તિ વગેરે સાધન દ્વારા જેમ આત્મવિકાસ થાય છે, તે જ પ્રમાણે પરોપકારક કર્મ-દ્વારા પણ આત્મવિકાસ થઇ શકે છે.

## જ્ઞાન.

૧૬૫. જ્ઞાન માર્ગ એ શ્રેષ્ઠ છે, પરન્તુ તેમાં આશંકા રહે છે કે વખતે તે શુષ્ક વાક્ વિતંડાનું સ્વરૂપ ધારણ કરે.

૧૬૬. સર્વ પ્રાણી માત્ર બ્રહ્મ–સ્વરૂપ છે. પ્રત્યેક આત્મા એ જાણે વાદળાથી ઢંકાયલા સૂર્યના જેવો છે. એક જીવ કરતાં બીજા જીવમાં ભિન્નતા માત્ર એટલી જ છે કેઃ કોઇ સ્થળે સૂર્ય ઉપર પુષ્કળ વાદળાંનું આવરણ અને કોઈ સ્થળે આછું આવરણ છે. જાણતાં કિંવા અજાણતાં એજ સર્વ ધર્મનો મૂળ પાયો છે.

૧૬૭. બુદ્ધ ભગવાને કહ્યું છે કેઃ આધિ ભૌતિક દુઃખનું કારણ જાતિ અર્થાત્ જન્મગત, ગુણગત, અથવા ધનગત, સર્વ પ્રકારની જાતિ ગતભાવના એજ દુઃખનું કારણ છે. આત્માને માટે સ્ત્રી, પુરૂપ કે વર્ણાશ્રમાદિ ભાવના નથી. જેમ કાદવ વડે કાદવ ધોઇ શકાતો નથી તેજ પ્રમાણે ભેદ બુદ્ધિ દ્વારા અભેદ સાધન થવું અસમ્ભવિત છે.

૧૬૮. અનાસક્ત થાઓ. જ્ઞાન એજ શક્તિ છે. જ્ઞાન–પ્રાપ્ત કર્યાથી જ તમારામાં શક્તિ ઉત્પન્ન થશે.

૧૬૯. મન શાન્ત અને સ્થિર થશે તો પછી સારૂં કિંવા નઠારૂં, અનો સ્પર્શ કરી શકશે નહિ! શુભ–અશુભ, એ બન્નેનું બંધન તોડી–ફોડી તદ્દન મુક્ત થઇ જાઓ. પછી એમાંનું કોઇ પણ તમારો સ્પર્શ કરી શકશે નહિ. તમે મુક્ત થઇ પરમાનન્દ ઉપભોગ કરો. અશુભ એ લોહની સાંકળ છે અને શુભ એ સુવર્ણની સાંકળ છે. બન્ને એક પ્રકારની સાંકળો છે. મુક્ત થાઓ અને જન્મપર્યંત સ્મરણમાં રાખજો કેઃ એ બન્નેમાંની કોઇ પણ સાંકળ તમને બન્ધનમાં જકડી શકશે નહિ.

૧૭૦. સાહસિક અને અકપટી થાઓ ત્યાર પછી ઇચ્છાનુસાર ભક્તિ

અને શ્રદ્ધાને માર્ગે ગમન કરજો. અવસ્ય તમે તે પૂર્ણ વસ્તુ (ઇશ્વર) પ્રાપ્ત કરશો. કોઇ પણ યત્ને એક વખત સાંકળનું એક કડું પકડવા શક્તિમાન થશો તો, પછી ધીમે ધીમે આખી સાંકળ ખેંચી શકશો. વૃક્ષની એકાદ શાખામાં જળ સિંચન કરી શકશો તો ક્રમે ક્રમે સર્વ વૃક્ષને જળ પ્રાપ્ત થશે. જો ભગવાનને પ્રાપ્ત કરી શકાય તો પછી આપણને સર્વ પ્રાપ્ત થશે.

૧૭૧. આપણામા-ક્ષુદ્ર કીડીથી તે સ્વર્ગના દેવતાઓ પર્યંત સર્વમાં અનન્ત જ્ઞાનનો પ્રવાહ વહન થઇ રહ્યો છે. સત્ય ધર્મ તો એકજ છે. આપણે તેના ભિન્ન ભિન્ન રૂપ ગ્રહણ કરીને-તેનો ભિન્ન ભિન્ન પ્રકાશ પ્રાપ્ત કરીને તેની ભિન્ન ભિન્ન ભાવના કલ્પી લડાઇ ટંટા કરીએ છીએ.

૧૭૨. વીરપુરૂષની દૃષ્ટિમાં કઇ વસ્તુ કઠિન જણાય છે વારૂ ? "કઠિન" એ શબ્દ કાયર પુરૂષોને માટે જ છે. અભ્યાસ અને વૈરાગ્ય બળથી મનને વશ કરો, ચિત્ત એ સ્વચ્છ સરોવર જેવું છે. રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શના આઘાતથી એ સરોવરમાં જે તરંગો ઉત્પન્ન થાય છે તેનું નામ જ મન કહેવાય છે. એટલા માટે જ મનનું સ્વરૂપ સંકલ્પ વિકલ્પાત્મક કહેવાય છે. તે સંકલ્પ વિકલ્પમાંથી જ વાસના ઉત્પન્ન થાય છે. તે પછી એજ મન ક્રિયા શક્તિરૂપે પરિણત થઇ સ્થુલ દેહરૂપી યન્ત્રદ્વારા કાર્ય કરે છે. કર્મ એ જેમ અનન્ત છે, તેજ પ્રમાણે કર્મનું ફળ પણ અનન્ત છે, તેથી અનન્ત, અયુત કર્મ ફળરૂપી રંગોમાં મન સર્વદા દોલાયમાન થાય છે એ મનને વૃત્તિ શૂન્ય કરી દેવું જોઇએ! પુનઃ સ્વચ્છ સરોવર જેવું કરી દેવું જોઇએ કે જેથી તેમાં વૃત્તિરૂપી એક પણ તરંગ ઉત્પન્ન થાય નહિ. એમ થશે ત્યારે જ બ્રહ્મ પ્રકટ થશે.

## आत्मज्ञान.

૧૭૩. સર્વ આત્માઓ વિધાતાના અબાધ નિયમ પ્રમાણે પૂર્ણત્વ પ્રાપ્ત કરશે. અંતે સર્વ પ્રાણી પૂર્ણાવસ્થા પ્રાપ્ત કરશે.

૧૭૪. તમારૂં "અહંમમત્વ" દૂર થશે ત્યારે તમને નિર્વાણ અવસ્થા પ્રાપ્ત થશે. બુદ્ધ ભગવાને કહ્યું છે કેઃ જ્યારે "તમે" નહિ રહો (અર્થાત્

જ્યારે અપક્વ "અહં" દૂર થઇ જશે ) ત્યારે જ તમને યથાર્થ અવસ્થા–સર્વોચ્ચ અવસ્થા–પ્રાપ્ત થશે.

૧૭૫. બ્રહ્મ નિષ્ક્રિય છે. આત્મા એજ બ્રહ્મ છે, અને આપણે જ તે આત્મા સ્વરૂપ છીએ. એવા પ્રકારના જ્ઞાનદ્વારા જ સર્વ પ્રકારની ભ્રાન્તિ દૂર થાય છે. એ તત્વ પ્રથમ શ્રવણ કરવું જોઇએ. ત્યાર પછી મનન કરવું જોઇએ અર્થાત્ વિચાર દ્વારા ધારણા કરવી જોઇએ.

૧૭૬. ઇશ્વર એજ એક માત્ર યથાર્થ સત્ય વસ્તુ છે. બે વસ્તુ કદી પણ એક સ્થળે રહી શકે નહિ. એક માત્ર આત્માજ નિત્ય છે–અમર છે અને આપણે તેજ છીએ.

૧૭૭. વિષમતા એજ સૃષ્ટિનું મૂલ છે, એક રસતા અથવા સામ્યતા એજ ઇશ્વર છે. વિષમ ભાવનાને પેલે પાર ચાલ્યા જાઓ. તેમ થશે તોજ જીવન અને મૃત્યુ, ઉભયનો જય કરી શકાશે અને અનન્ત સમત્વ પ્રત્યે પહોંચી શકાશે. તે સમયે જ તમે બ્રહ્મમાં પ્રતિષ્ઠિત થઇ સ્વયં બ્રહ્મ સ્વરૂપ બની જશો.

૧૭૮. રાત દિવસ એવો વિચાર કરતા રહેજો કે: "હું પોતે સચ્ચિદાનન્દ સ્વરૂપ છું. હવે મ્હારે ભય કોનો? દેહ, મન, બુદ્ધિ, એ સર્વે ક્ષણિક છે, એને પેલેપાર જે વસ્તુ છે તેજ હું છું, હું નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ છું, શું હું કોઈ પણ દિવસ અધર્મ કર્મ કરી શકું ?" આ વિચાર બળપૂર્વક મન ઉપર ઠસાવી દેશો તોજ યથાર્થ કલ્યાણ થશે.

૧૭૯. હિન્દુ ધર્મ એવોજ બોધ આપે છે કે: જગતમાં જેટલાં પ્રાણી છે, તે સર્વે માત્ર તમારા આત્માના જ અનેક સ્વરૂપ છે. સમાજની હિનાવસ્થાનું કારણ એ છે કે: માત્ર એ તત્વને કાર્યના રૂપમાં બદલવામાં આવતું તથી–સહાનુભૂતિનો અભાવ અને હૃદયનો અભાવ એજ એનું કારણ છે.

૧૮૦. મનુષ્ય જેમ જેમ એકત્વની દિશામાં ગમન કરશે તેમ તેમ "હું, મ્હારૂં" એ ભાવના કે જેમાંથી સર્વ ધર્માધર્મ, દ્વન્દ્વભાવ જન્મે છે તે દૂર થઇ જશે. મ્હારાથી અમુક વસ્તુઓ ભિન્ન છે એવી ભાવના મનમાં પ્રવેશ કરતાં જ અન્ય સર્વ દ્વન્દ્વ ભાવનાનો વિકાશ થઇ શકે છે. અને

એકત્વનો સમ્પૂર્ણ અનુભવ થયા પછી મનુષ્યનો શોક-મોહ રહેતો નથી.

૧૮૧. "હું" સ્વરૂપ એક મિથ્યા ભાવનાથી મનુષ્ય Hypnotised મન્ત્રમુગ્ધ થઇ રહ્યો છે એટલું જ. "હું-મ્હારૂં" રૂપી ભૂત દૂર થતાં જ સર્વ સ્વપ્ન ટળી જશે અને જોઇ શકાશે કે; બ્રહ્મ પર્યંત તેજ એક આત્મા અજર અમર રહ્યો છે. જેટલાં સાધન-ભજન છે તે અહંરૂપી આવરણને દૂર કરવા માટે જ છે એમ સારી પેઠે જાણવું જોઇએ.

૧૮૨ કેવળ બ્રહ્મજ સર્વત્ર વિરાજી રહ્યો છે. તેને જન્મ નથી, મૃત્યુ નથી. દુઃખ નથી, કષ્ટ નથી, નરહત્યા નથી, કોઇ પ્રકારનું પરિણામ નથી, સારૂંએ નથી, નઠારૂંએ નથી, આપણને કેવળ રજ્જુમાં સર્પભ્રમ જેવું થઇ રહ્યું છે, આપણને ભ્રમ જ થઇ રહ્યો છે. જે સમયે આપણે ભગવાન ઉપર પ્રેમ રાખીશું અને ભગવાન આપણા ઉપર પ્રેમ રાખશે-કૃપા કરશે-ત્યારે જ આપણે જગતનું કલ્યાણ કરી શકીશું.

૧૮૩. મનુષ્ય-હૃદયમાં નિત્ય, શુદ્ધ, બુદ્ધ-મુક્ત આત્મારૂપી સિંહ વિદ્યમાન છે. ધ્યાન, ધારણા કરતાં તેનાં દર્શન થાય તોજ માયાવી જગત્ ઉડી જાય. સર્વના હૃદયમાં તે ( આત્મા ) સમાન ભાવે નિવાસ કરી રહ્યો છે. જે મનુષ્ય જેટલા પ્રમાણમાં સાધન-ભજન કરશે, તેનામાં કુન્ડલિની શક્તિ તેટલા પ્રમાણમાંજ જાગ્રત થશે. એ શક્તિ મસ્તકે પ્રવેશ કરવા પામશે ત્યારેજ દિવ્ય દ્રષ્ટિ સમ્પન્ન થવાશે-ત્યારેજ આત્મદર્શન થશે.

૧૮૪. આત્માને કોઇ પ્રકારનો સંકોચ થતો નથી. તે તો અપરિણામી અને અનન્ત છે. તેણે જાણે માયારૂપી ઘૂમટો તાણ્યો છે. માયાનું આવરણ જેમ જેમ ક્ષીણ થતું જશે તેમ તેમ આત્માનો સ્વાભાવિક મહિમા પ્રકટ થશે અને ક્રમે ક્રમે તે અધિક રૂપે પ્રકાશી રહેશે.

૧૮૫. અજ્ઞાન એજ સર્વ દુઃખોને જન્મ આપે છે. મુખ્ય અજ્ઞાનતા તો એજ છે કેઃ આપણે માની બેઠા છીએ કેઃ જે અનન્ત સ્વરૂપ ધારી છે, તે પોતાને સાન્ત ( અન્તવાળો) સમજી અશ્રુપાત કરે છે ! સમસ્ત અજ્ઞાનતાનું મૂળ કારણ એ છે કેઃ આપણે અવિનાશી, નિત્ય શુદ્ધ, પૂર્ણ આત્મા હોવા છતાં ( આપણે ) પોતાને ક્ષુદ્ર મન અને ક્ષુદ્ર દેહજ માનીએ છીએ.

એથીજ સ્વાર્થ સાધવા તત્પર રહીએ છીએ. અને તેથીજ દુઃખની ઉત્પત્તિ થાય છે.

૧૮૬. જે જૂવો છો, સાંભળો છો અથવા અનુભવ કરો છો તે સર્વ તેની (ઇશ્વરની) જ સૃષ્ટિ છે. યથાર્થ કહીએ તો તે (ઇશ્વર) ની રચનાનું જ પરિણામ છે. વિશેષ સ્પષ્ટ કહીએ તો તે સર્વ સ્વયં પ્રભૂ-ઇશ્વરજ છે. તે ઇશ્વરજ સૂર્ય, ચંદ્ર અને તારાઓના સ્વરૂપમાં ઉજ્જવલ ભાવે પ્રકાશી રહ્યો છે. તેજ જનની ધરણી છે, તેજ સ્વયં સમુદ્ર છે. તેજ જગત્ રચનાની સામગ્રી અને તે (ઇશ્વર) જ જગતનું નિમિત્ત કારણ છે. તે (ઇશ્વર) જ ક્રમે સંકુચિત થઈ અણુરૂપ ધારણ કરે છે અને વળી ક્રમે ક્રમે વિકાશ પામી તેજ પુનઃ ઈશ્વિર થઇ રહે છે!

૧૮૭. ક્ષુદ્ર કીડીથી તે મહાન્ સિદ્ધ પુરૂષ પર્યંત સર્વના અંતરમાં તેજ આત્માનો નિવાસ છે. ભિન્નતા માત્ર પ્રકાશનું ઓછા વત્તાપણું એજ. અવકાશ અને યોગ્ય દેશકાલનો સુયોગ થતાંજ તે શક્તિનો વિકાસ થાય છે. વિકાશ થાય કે ન થાય તોપણ એ શક્તિ પ્રત્યેક જીવમાં હોય છે. કીટથી બ્રહ્મ પર્યંત એજ શક્તિ છે. માત્ર ઘેરઘેર જઇને એ શકિત જાગ્રત કરવી જોઇએ.

૧૮૮. દેહ એજ આત્મા છે એવું માનવું ભૂલ ભરેલું છે. એ ભૂલ સમજી જવાય તો પછી આ શરીર ધારણ કરી રહીએ અને જીવન-મુક્ત પણ થઇ શકાય. દેહની સાથે આત્માનો કંઇ પણ સંબંધ નથી. માયાનો અર્થ "કંઇ નહિં." મિથ્યાને સત્ય જાણી ગ્રહણ કરવું એનું નામજ માયા!

૧૮૯. જ્યારે આત્માનું સત્યસ્વરૂપ જાણી શકાશે ત્યારે અતિ દુર્બળ હતભાગ્ય, અતિ અધમ પાપી મનુષ્યના હૃદયમાં પણ આશાનો સંચાર થશે. શાસ્ત્રમાં કહે છે કેઃ નિરાશ થશો નહિં, તમે ગમે તેમ કરશો તોપણ તમારા સ્વરૂપ [ આત્મા ] નું પરિવર્તન થશે નહિં. તમે તમારી પ્રકૃતિનું પરિવર્તન કરી શકશો નહિં.

૧૯૦. મુક્તિ, સમાધિ, એ સર્વ કેવળ બ્રહ્મ-દર્શન થવાના માર્ગમાં પડેલા વિઘ્નોને દૂર કરી દે છે. આત્મા તો સર્વદા હૃદયમાં સૂર્યની પેઠે

પ્રકાશી રહ્યો છે. તે ( આત્મા ) માત્ર અજ્ઞાનતાના આવરણથી ઢંકાઇ રહ્યો છે. અજ્ઞાનતારૂપી વાદળું દૂર થઇ જાય તો તુર્તજ આત્મારૂપી સૂર્યનાં તેજસ્વી કિરણો પ્રકાશી રહે. જેટલા ધર્મ સમ્પ્રદાય છે તે સર્વે એ માર્ગનાં વિઘ્નો દૂર કરવાનો ઉપદેશ દઇ રહ્યા છે. જે આત્મજ્ઞાની–આત્મદર્શી પુરુષોએ જે પ્રકારે આત્માનો અનુભવ કર્યો છે તેણે તે પ્રકારનો ઉપદેશ આપ્યો છે. તેમ છતાં સર્વનો ઉદ્દેશ્ય તો આત્મજ્ઞાન અને આત્મદર્શન માટેજ છે. એની પ્રાપ્તિ માટે સર્વ જાતિ–સર્વજીવોને સમાન અધિકાર છે. એજ સર્વ મતવાદીયોને કબુલ કરવું પડે છે.

૧૯૧. દુર્બળતાનો અનુભવ એજ પાપ કહેવામાં આવે છે. Weakness is sin. દુર્બળતામાંથી હિંસા અને દ્વેષાદિનો જન્મ થાય છે. માટેજ દુર્બળતા Weakness નું નામ પાપ કહેવાય છે. હૃદયમાં આત્મા સર્વદા પ્રજ્વલિત થઇ રહ્યો છે. તેના પ્રત્યે દૃષ્ટિપાત નહિં કરતાં હાડમાંસના ક્ષણભંગુર વિચિત્ર પિંજરાનું જે જડ શરીર તેના ઉપરજ સર્વની દૃષ્ટિ જાય છે અને " હું–મ્હારૂં " કરે છે. એનુંજ નામ સર્વ પ્રકારની દુર્બળતા. લોકો જેને પાપ કહે છે તે Weakness દુર્બળતાનુંજ ફળ છે. " હું–દેહ " એ સર્વ અહંભાવનાનું રૂપાન્તર છે.

૧૯૨. અજ્ઞાનતા એજ અન્ધકાર. તેનાવડે ઢંકાઇ જવાથીજ સર્વ વસ્તુઓ અદ્ભુત દેખાય છે. સર્વ ઉપર જ્ઞાન–પ્રકાશ પડતાં ઉજ્જ્વળ જણાશે પછી કોઇ વસ્તુ અદ્ભુત જણાશે નહિ અને અઘટન–ઘટન પટીયસી જે માયા તે પણ સંતાઇ જાય છે. જેને જાણવાથી સર્વ વિષયોનું જ્ઞાન થાય, તેનેજ જાણો. તેનોજ વિચાર કરો. તેજ આત્માનો સાક્ષાત્કાર થતાં, શાસ્ત્રાર્થ, હસ્તામલકવત પ્રત્યક્ષ થશે. એ આત્મા સર્વ ભૂત માત્રમાં સમાન વિરાજી રહ્યો છે. કેવળ પ્રત્યેક ભુતમાં તેના વિકાશનોજ ભેદ છે. બંધુ ! એ આત્માને વિકશાવવાનો યત્ન કર. આત્માનો વિકાશ થતાંજ બુદ્ધિ સર્વ વિષયોમાં પ્રવેશ કરશે. આત્મદર્શન હીન–અનાત્મજ્ઞ–પુરૂષની બુદ્ધિ એક–દેશ દર્શિની હોય છે. આત્મજ્ઞ પુરૂષની બુદ્ધિ સર્વગ્રાસિની હોય છે. આત્માનાં દર્શન થતાંજ–આત્માનો .પ્રકાશ પ્રત્યક્ષ થતાંજ–તમે જોઇ શકશો કે: દર્શન

શાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, એ સર્વ તમારે કણ્ઠસ્થજ છે. સિંહ–ગર્જના કરી આત્માનો મહિમા સર્વને કહી સંભળાવો. સર્વ જીવોને અભયદાન આપીને કહો કેઃ "उत्तिष्ठत प्राप्य वरान् निबोधत।" Arise! A wake! and stop not till the goal is reached.

૧૯૩. ભય રાખશો નહિં. ભય કોનો? સર્વદા એવોજ વિચાર કર્યા કરજો કેઃ આ દેહ, ગેહ, જીવ જગત, સર્વ ક્ષણભંગુર અને મિથ્યા છે. એ સર્વ સ્વપ્ન સમાન છે. સર્વદા એવોજ વિચાર કરજો કેઃ આ દેહ માત્ર એક જડ યન્ત્ર છે. એમાં જે આત્મારામ–પુરૂષ (આત્મા) નિવાસ કરી રહ્યો છે, તેજ તમારૂં યથાર્થ સ્વરૂપ છે. મનરૂપી ઉપાધિ એજ તેનું પ્રથમ અને સૂક્ષ્મ આવરણ છે. દેહ એ તેનું સ્થુળ આવરણ છે. નિષ્કળ, નિર્વિકાર, સ્વયં જ્યોતિસ્વરુપ તે પુરૂપ (આત્મા), ઉપરોક્ત સર્વ પ્રકારનાં આવરણોથી ઢંકાયલો હોવાથી, તમે તમારાં સ્વસ્વરૂપને ઓળખી શકતા નથી. રૂપ, રસમાં પ્રવેશી રહેલી મનની ગતિને આંતર–દિશામાં વાળી દેવી જોઇએ (આંતર દૃષ્ટિ કરવી જોઇએ.) મનને મારવું જોઇએ. દેહ તો સ્થુલ છે. એ મરણ પામી પંચભૂતમાં મળી જશે, પરન્તુ સંસ્કારની પોટલી, મન–શીઘ્ર મરશે નહિ! થોડો સમય વીતતાંજ તે બીજની પેઠે પુનઃ વૃક્ષનું રૂપ ધારણ કરશે, અને તેજ સ્થુલ શરીર ધારણ કરી જન્મ મૃત્યુના માર્ગમાં ગમનાગમન કરશે. જ્યાં સુધી આત્મજ્ઞાન નહિં થાય ત્યાં સુધી એ પ્રમાણે વારંવાર થયાંજ કરશે. ત્યારે શું જન્મ મૃત્યુથી રહિત થવું છે? ધ્યાન, ધારણા અને ઉપાસનાના બળવડે મનને સચ્ચિદાનન્દ સાગરમાં ડુબાવી દો.

૧૯૪. સુખ ઉપભોગ કરશો તો તેની પછી દુઃખ આવ્યા વિના રહેશે નહિં. સુખની પાછળ દુઃખ નિર્માણ જ થયલું છે. કોઇ વખત એ દુઃખ તુર્તજ આવે છે, અને કોઇ વખત દીર્ઘકાલ પછી પણ આવે છે. જે આત્મા જેટલે દરજ્જે ઉન્નત હશે તેને સુખ પછી દુઃખ તેટલે દરજ્જે વ્હેલું મોડું આવશે. ઉન્નત આત્માને દુઃખ બહુ મોડું આવે છે. કારણકે તે સુખને સુખ માનતો નથી અને તેમાં મોહ રાખતો નથી. આપણે તો સુખ–દુઃખ, ઉભયની પેલે પાર જવાનું છે. સુખ–દુઃખ આપણને આપણા

સત્ય સ્વરૂપનું ભાન થવા દેતાં નથી—આપણને ભૂલાવામાં નાંખી દે છે! સુખ દુઃખ એ બન્ને સાંકળો જ છે. એક લોખંડની અને બીજી સુવર્ણની સાંકળ છે, એ ઉભયની પાછળ આત્મા રહેલા છે. ત્યાં સુખ નથી તેમ દુઃખ પણ નથી. સુખ અને દુઃખ એ એક પ્રકારની અવસ્થાઓ છે. અવસ્થાઓ સર્વદા પરિવર્તનશીલ છે. પરન્તુ આત્મા તો આનન્દ સ્વરૂપ છે. અપરિણામી છે, શાન્તિ સ્વરૂપ છે. આપણે આત્માને કોઇ બીજેથી મેળવવો પડે એમ નથી. આપણા શરીરમાં—હૃદયમાં જ—આત્મા વર્તમાન છે. તે આપણે મેળવ્યો જ છે. માત્ર તેના ઉપર જે મલિનતા બાઝી ગઇ છે તેને ધોઇ નાંખી તેનાં (આત્માનાં) દર્શન કરો.

૧૯૫. જયારે આપણે ભગવાન ઉપર પ્રેમ રાખીએ છીએ ત્યારે જાણે આપણે પોતાના જ બે ભાગ કરી દઇએ છીએ. આપણે આપણા જ અંતરાત્મા ઉપર પ્રેમ કરીએ છીએ. ઇશ્વરે આપણને સૃજયા છે, અને આપણે ઇશ્વરને સૃજીએ છીએ. આપણે ઇશ્વરને આપણી અનુકૂળતા પ્રમાણે સૃજીએ છીએ, આપણે જ ઇશ્વરને આપણા પ્રભુ થવા માટે જ સૃજીએ છીએ. ઇશ્વર આપણને તેનો દાસ બનાવતા નથી, જયારે આપણે સમજી શકીએ છીએ કે; ઇશ્વર સાથે આપણું ઐકય છે—ઇશ્વર આપણો મિત્ર છે, ત્યારે જ આપણને સાચી સામ્યાવસ્થા પ્રાપ્ત થાય છે, તેજ ક્ષણે આપણી મુક્તિ થાય છે. તે અનન્ત પુરૂષથી જેટલા દિવસ પર્યંત તમે એક તસુ જેટલે પણ દૂર રહેશો ત્યાં સુધી તમે ભયથી કદી પણ મુક્ત થશો નહિ.

૧૯૬. તમે ઇશ્વરનાં સન્તાન છો. અમૃતના અધિકારી છો. તમે પવિત્ર અને પૂર્ણ છો. તમે જ આ મર્ત્ય ભૂમિના દેવતા છો. શું તમે પાપી છો? એ તો અસમ્ભવિત છે. માનવને પાપી કહેવો એ તો એક મહાન પાપ છે, વિશુદ્ધ માનવાત્માને એ મિથ્યા કલંક સ્વરૂપ છે. હે ભ્રાતૃઓ! તમે સિંહ સ્વરૂપ થઇને શામાટે પોતાને બકરા જેવા માનો છો? એ ભ્રમિત જ્ઞાનને તમે દૂર કરી દો, તમે જરા, મરણ રહિત મુક્ત અને નિત્યાનન્દમય આત્માઓ છો. તમે જડ નથી, તમે દેહ નથી. જડ એ તમારૂં દાસ છે, તમે જડના દાસ નથી.

૧૯૭. વેદ કહે છે કે; આત્મા બ્રહ્મ સ્વરૂપ છે, તે કેવળ માત્ર પંચ-ભૂતના બન્ધનમાં બંધાઇ રહ્યો છે. જ્યારે તે ( આત્મા ) બન્ધનમાંથી મુક્ત થાય છે ત્યારે પૂર્વવત્ પૂર્ણત્વ પ્રાપ્ત કરે છે. એ અવસ્થાનું નામ મુક્તિ છે. અર્થાત્ અપૂર્ણતા, જન્મ મૃત્યુ, આધિ વ્યાધિ વગેરેમાંથી મુક્ત થવું. ઇશ્વરની કૃપા થાય તો જ આત્મા એ બંધનમાંથી મુક્ત થઇ શકે. પવિત્ર સ્વભાવનાં મનુષ્યો ઉપર જ ઇશ્વરની કૃપા થાય છે. અને પવિત્રતા એજ તે ( ઇશ્વર ) ની કૃપા પ્રાપ્ત કરવાનો ઉપાય છે.

૧૯૮. આપણું જીવન જે સમયે સમગ્ર જગતમાં વ્યાપ્ત થઇ રહે છે, જે સમયે તે અન્યમાં વ્યાપ્ત હોય છે તે સમયે જ આપણે જીવતા હોઇએ છે, અને જે સમયે આપણે આ ક્ષુદ્ર જીવનમાં પોતાને બદ્ધ કરી રાખીએ છીએ તે સમયે જ મૃત્યુ પામીએ છીએ. તેથી જ આપણને મૃત્યુ ભય લાગે છે. જે સમયે મનુષ્ય સમજવા પામશે કે: આ જગતમાં જેટલા દિવસ એક પણ જીવનું જીવન અવશેષ રહ્યું છે ત્યાં સુધી તે પણ જીવતો જ છે, તે સમયે જ તે મૃત્યુ ભયનો પરાજય કરી શકશે.

૧૯૯. હે નરનારીઓ ! આત્માને જાગૃત કરી દો. ઉઠો, સત્યમાં શ્રદ્ધા રાખવાનું સાહસ કરો. સત્યનો અભ્યાસ કરવા માટે સાહસ કરો. જગતમાં અનેક સાહસિક નરનારીનું પ્રયોજન છે. સાહસિક થવું બહુ કઠિન છે. એવી સાહસિકતાનો અભ્યાસ કરો કે જેથી મૃત્યુના સમક્ષ પણ તમને ભય ઉપજે નહિં. જે મૃત્યુનું સ્વાગત કરીં શકે, જેના વડે મનુષ્ય જાણી શકે કે: તે આત્મા છે. સમસ્ત જગતમાં કોઇ શસ્ત્ર એવું નથી કે જે તે (આત્મા) નો સંહાર કરી શકે. જગતનો કોઇ પણ અગ્નિ તે ( આત્મા ) ને દગ્ધ કરી શકે એમ નથી.

૨૦૦. મનુષ્યોને બાલ્યાવસ્થાથી જ શિક્ષણ મળે છે કે: તે પાપી અને દુર્બલ છે. એવા શિક્ષણને લીધે જ લોકો દિન પરદિન અતિશય દુર્બળ થઇ ગયા છે. તે સર્વેને શિક્ષણ આપો કે: તમે સર્વ તે જ અમૃત (ઇશ્વર)નાં સન્તાન છો, જે મનુષ્યનાં હૃદયમાં આત્માનો પ્રકાશ અતિ ક્ષીણ છે, તેમને પણ એજ બોધ આપો—તેમને આત્મસત્તા સમજાવો. બાલ્યાવસ્થાથી જ

તેમના મસ્તકમાં એવા વિચારો પ્રકટ કરો કે જેથી તે તેમને યથાર્થ સહાયતા કરે-જે તેમને સબળ બનાવે. દુર્બળતા અને કલેશકારક વિચારો બાલ્યાવસ્થાથી જ તેમના મનમાં પ્રવેશ કરવા ન પામે એની સંભાળ રાખજો. સત્ વિચારોના પ્રવાહમાં શરીરને વહેવા દો. તમારા મનને સર્વદા કહ્યા કરો કે: "તે હુંજ છું, હુંજ તે છું." એ વાકય તમારા મનમાં રાતદિવસ સંગીતની પેઠે ગવાયા કરવું જોઇએ. મૃત્યુ સમયે પણ "सोऽहं । सोऽहं ।" શબ્દોચ્ચાર કરતાં કરતાં મરણને શરણ થજો. એજ સત્ય છે. જગતની અનન્ત શક્તિ તમારા હૃદયમાં વિરાજી રહી છે.

૨૦૧. જે કુસંસ્કારો વડે તમારૂં મન ઢંકાઇ રહ્યું છે તે કુસંસ્કારને ન્હસાડી મૂકો. સાહસિક થાઓ. સત્યને સમજી લઇ તે સર્વ તત્વ જીવનમાં ઉતારો, અંતિમ લક્ષ્ય ઘણે દૂર હોય છે પરન્તુ "उत्तिष्ठित जाग्रत प्राप्य वरान् निबोधत ।"

૨૦૨. ઉઠો, પોતાને મુક્ત કરો. સર્વ નિયમોના રાજ્યથી બહાર નિકળી જાઓ. કારણકે, એ નિયમો પ્રકૃતિના સર્વાંશવ્યાપક નથી. એ તમારાં સત્ય સ્વરૂપને અતિ સામાન્યરૂપે પ્રકટ કરે છે. એટલુંજ પ્રથમ તમે સમજો કે: તમે પ્રકૃતિના દાસ નથી. પૂર્વે કદી દાસ હતા પણ નહિં અને ભવિષ્યમાં કદી થઇ શકશો પણ નહિ! પ્રકતિને અનન્ત કહેવામાં આવે છે ખરી પરંતુ વાસ્તવિક રીતે તો તે સમુદ્રના એક બિન્દુ જેવી છે. વાસ્તવિક તો તમેજ સમુદ્ર સ્વરૂપ છો. સૂર્ય, ચંદ્ર, તારા વગેરેથી તમે (આત્મા) અતીત છો. તમારા અનન્ત સ્વરૂપની તુલનામાં તે સર્વે પરપોટા જેવાં છે. એ તત્ત્વ સમજશો એટલે સારૂં નરસું એ ઉભયનો તમે જય કરશો.

## विविध ।

૨૦૩. ઇચ્છાશક્તિ વડેજ જગત પરિચાલિત થઇ રહ્યું છે.

૨૦૪. અનન્ત ધૈર્ય ધારણ કરો, સિદ્ધિ તમારા હાથમાંજ છે.

૨૦૫. વિપદ એજ તત્ત્વજ્ઞાનની કસોટી છે.

૨૦૬. અત્યાચાર અને દાસત્વ એ બન્ને એક વસ્તુની બે બાજુ છે બન્ને એકજ છે.

૨૦૭. શ્રદ્ધાવાન બનો, વીર્યવાન બનો. આત્મજ્ઞાન પ્રાપ્ત કરો અને પરોપકારાર્થે જીવન વિસર્જન કરો.

૨૦૮. જો કે ભગવાન સર્વત્ર ઓતપ્રોત વ્યાપી રહ્યો છે એ ખરૂં પરન્તુ આપણે માનવ ચરિત્રની મધ્યમાંથી જ તે જાણી શકીએ છીએ.

૨૦૯. વિષમતાની મધ્યમાં થઇને સમાનતામાં ગમન કરવું એ અસત્‌માં થઇને સતમાં ગમન કરવા સમાન છે.

૨૧૦. સાહસ ધારણ કરો. નેતા થવા ઇચ્છો નહિં. સેવક બનજો. સેવા કરજો, નેતા બનવાની પાશવ–પ્રવૃત્તિએ જીવન સમુદ્રમાં મ્હોટાં મ્હોટાં અનેક વહાણ ડૂબાવી દીધાં છે.

૨૧૧. સદ્દુદ્દેશ્ય, અકપટતા અને અનન્ત પ્રેમ, એ ત્રણ વડે વિશ્વ વિજય કરવા શક્તિમાન થવાય છે.

૨૧૨. જેને જે બોલવું હોય તેને તે બોલવા દો, તમે તમારે સત્‌માર્ગે ગમન કરો. અન્તે જગત તમારા ચરણ સમક્ષ હાજર થશે.

૨૧૩. કર્મ, ઉપાસના અને જ્ઞાન–તેમાંનું પ્રથમ (સત્) કર્મ કરો, પરોપકાર કર્મ કરો, ત્યારે જ ચિત્ત શુદ્ધિ થશે. નહિં તો સર્વ અગ્નિમાં ઘી રેડવા બરાબર થશે.

૨૧૪. જગતમાં ત્રણ પ્રકારનાં દુઃખ છે, પણ સર્વ શાસ્ત્રોનો સિદ્ધાંત એજ છે કેઃ એ દુઃખ નૈસર્ગિક Natural નથી. તેથી તે દૂર કરી શકાય એમ છે.

૨૧૫. જગત આપણે માટે છે. આપણે કદી પણ જગતને માટે નથી. સારૂં નરસું એ આપણા દાસ સ્વરૂપ છે. આપણે કદી પણ તેના દાસ નથી.

૨૧૬. આપણને અહં જ્ઞાન નહિં હોય ત્યારેજ આપણે સર્વ કરતાં શ્રેષ્ટ કર્મ કરી શકીશું. અન્ય જીવોને આપણા પોતાના આત્મા સમજી તેમને સર્વ કરતાં વિશેષરુપે વશ કરી શકીશું.

૨૧૭. કોઇ પણ મનુષ્ય ઉપર વિશેષ રૂપે પ્રેમ રાખવો એનુંજ નામ બન્ધન છે. સર્વ જીવો ઉપર સમાન પ્રેમ રાખવાથી વાસના દૂર થઇ જશે.

૨૧૮. કોઇ પણ જીવ પ્રત્યે હિંસાભાવ ધારણ કરવાથી બંધન થાય છે. તેજ બંધન આપણા સન્મુખથી સત્યને દૂર ધકેલી દે છે.

૨૧૯. "सत्यमेव जयते नान्नृताम् ।" સત્યનોજ જય થાય છે. મિથ્યાનો જય થતોજ નથી. સત્ય ઉપર પ્રતિષ્ઠિત થાઓ, એટલે તમને ઇશ્વર-દર્શન થશે.

૨૨૦. ભારતવર્ષને જાગ્રત કરવું જોઇએ. શિક્ષણનો વિસ્તાર વધારવો જોઇએ, અને ઢોંગી પુરોહિતોનાં ટોળાંને એવો તો ધક્કો મારવો જોઇએ કે જેથી તેઓ ગુલાંટો ખાતા ખાતા એકદમ આટલાન્ટિક મહાસાગરમાં જઇ પડે!

૨૨૧. જે કાર્ય, જીવાત્માની બ્રહ્મભાવનાને ધીમે ધીમે જાગ્રત કરવામાં સહાયતા કરે તેજ શ્રેષ્ઠ, જે કાર્યથી એ કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત થાય તેજ અધમ, બ્રહ્મ ભાવના જાગ્રત કરવાનો કેવળ એક ઉપાય એ છે કે અન્ય જીવોને તેમનાં એ કાર્યમાં આપણે સહાયતા કરવી.

૨૨૨. ભારતવર્ષમાં સર્વત્ર પ્રવાસ કરી હું જોઇ શક્યો છું કે, આ દેશમાં રજોગુણનો વિકાશજ નથી. આ દેશની પ્રજા તો કેવળ તમોગુણ-તમોગુણ અને અતિશય તમોગુણમાંજ પડી રહી છે. કેવળ સન્યાસીઓના હૃદયમાં રજોગુણ અને સત્વગુણ જોવામાં આવે છે. સાચા સન્યાસીઓજ ભારતના મેરૂદણ્ડ સ્વરૂપ છે.

૨૨૩. સત્ સાહસથી થયેલાં સત્ કાર્યમાં વિઘ્ન પડતાં કર્મવીરની શક્તિ વિશેષ રૂપે જાગ્રત થઇ ઉઠે છે. જેમાં વિઘ્ન નથી, પ્રતિકૂળતા નથી, તે કાર્ય મનુષ્યને મૃત્યુને માર્ગે લઇ જાય છે. struggle (વિઘ્ન-ભય ઉલ્લંઘન કરવાનો યત્ન) એજ જીવનનુ ચિહ્ન છે.

૨૨૪. બ્રહ્મદર્શન કરવા માટે તો આપણે પોતે જ યત્ન કરવો જોઇએ. શું તે કાંઇ બીજાના પુરૂષાર્થ ઉપર આધાર રાખે છે અથવા બહારના કોઇ પણ મનુષ્યની સહાયતા ઉપર તેનો આધાર છે ? તે તો આપણા પોતાના યત્ન ઉપર જ આધાર રાખે છે.

૨૨૫. વાસનારૂપી પીપળાના વૃક્ષને અનાસક્તિ રૂપી કુહાડાવડે કાપી દૂર ફેંકી દેશો તોજ તેનો સમૂળ નાશ થશે, એ ધારણા માત્ર ભૂલ ભરેલી

છે. જે મનુષ્યનો મોહ અને શોક દૂર થયો છે તેણે સંગતિ-દોષનો જય કર્યો છે. એટલે તે કેવળ મુક્તાત્મા જ છે.

૨૨૬. તમારે ઋષિ મુનિ થવું જોઇએ. એજ કૃતકાર્ય થવાનો દૃઢ ઉપાય છે. સર્વને ઓછાવત્તા પ્રમાણમાં ઋષિત્વ પ્રાપ્ત કરવું પડશે. "ऋषि" શબ્દનો અર્થ શો? વિશુદ્ધ-સ્વભાવનો મનુષ્ય એજ ઋષિ. પ્રથમ વિશુદ્ધ-ચિત્તના થાઓ. એટલે તમારામાં અનન્ત શક્તિ જાગ્રત થશે.

૨૨૭. સંકલ્પ એજ જગતમાં અમોઘ શક્તિ છે. દૃઢ ઇચ્છા શક્તિ-સમ્પન્ન પુરૂષોના શરીરમાંથી એક પ્રકારનું તેજ નીકળે છે, અને તે પુરુષનું મન જે ભાવનામાં રમણ કરી રહ્યું હોય છે તેજ ભાવના અન્ય મનુષ્યના મનમાં પણ તે ઉત્પન્ન કરાવી શકે છે.

૨૨૮. જગત્ એ દુઃખનું મહાલય છે ખરૂં પરંતુ મહાપુરૂષોને માટે તો એ શિક્ષાલય સ્વરૂપ છે. દુઃખમાંથી જ સહાનુભૂતિ, સહનશક્તિ, અને સર્વોપરિ અદમ્ય દૃઢ ઇચ્છા શક્તિનો વિકાશ થાય છે. સમગ્ર જગત્ ચૂર્ણ વિચૂર્ણ થઇ જાય તોપણ એ શક્તિના બળવડે જ મનુષ્ય જરા પણ કમ્પાયમાન થતો નથી.

૨૨૯. કોઇ પણ વ્યક્તિ, કોઇ પણ જાતિ, અન્ય મનુષ્ય પ્રત્યે તિરસ્કાર દર્શાવ્યા પછી જીવન ધારણ કરી શકે નહિ. ભારતવાસીઓએ "મ્લેચ્છ" શબ્દ શોધી કહાડયો અને અન્ય જાતિયો સાથે સર્વ પ્રકારનો સંસર્ગ પરિત્યાગ કર્યો ત્યારથી જ ભારતવર્ષના અદૃષ્ટમાં સર્વ નાશની શરૂવાત થઇ.

૨૩૦. આપણા હૃદયમાં પૂર્વના જેવી યથાયોગ્ય શ્રદ્ધા ઉત્પન્ન થવી જોઇએ. વિનાશક વિચારોનો ત્યાગ કરવો જોઇએ. સર્વ ધર્મ મતમાંથી, સર્વ ધર્મમાર્ગમાંથી-દેશ કાલાતીત સત્ય પ્રાપ્ત થઇ શકે છે ખરૂં પરન્તુ તેમના ઉપર મલિનતાનાં અનેક આવરણ પડયાં છે. તે સર્વ સાફ કરવાં જોઇએ. અને તેના યથાર્થ તત્ત્વો જન-મંડળ સમક્ષ સાદર કરવાં જોઇએ. તેમ થશે તો જ દેશનું અને ધર્મનું કલ્યાણ થશે.

૨૩૧. આશા સમ્પૂર્ણરૂપે ત્યાગ કરવી, એજ સર્વોચ્ચ અવસ્થા છે.

આશા કરવા જેવી કઇ વસ્તુ છે? ભોગ-વિષયની આશા કરવાથી ફળ શું? બંધન એજ. મિથ્યા આશાનું બન્ધન તોડી નાંખો. પોતાના આત્મા ઉપર આશા-વિશ્વાસ રાખો, તેના ઉપર ચિત્તને સ્થિર રાખો. જે કર્મ કરો તે સર્વ ભગવાનને અર્પણ કરો, પરન્તુ યાદ રાખજો કે: એમ કરવામાં જરા પણ કપટ રાખશો નહિં.

૨૩૨. આપણે જગતને અનેક વિષયનું શિક્ષણ આપી શકીએ ખરા, તે સાથે જગત પાસેથી આપણે પણ અનેક વિષયનું શિક્ષણ લઇ શકીએ એમ છે. આપણે જગતને જે વિષયનું શિક્ષણ આપવા સમર્થ છીએ તે માટે જગત્ આજે અપેક્ષા કરી રહ્યું છે.

૨૩૩. આસક્તિ રૂપી દોષનો ત્યાગ કરવો જોઇએ. ઇશ્વર સિવાય અન્ય સર્વ વિષયો પ્રત્યેની પ્રબળ આસક્તિનો ત્યાગ કરવો જોઇએ. સર્વ જૂવો, સર્વ કરો પરન્તુ આસક્ત થશો નહિં. મનુષ્યને જ્યારે કોઇ વિષય પ્રત્યે તીવ્ર આસક્તિ ઉત્પન્ન થાય છે, ત્યારે તે પોતાનું ભાન ભૂલી જાય છે, તે સમયે તે પોતાનો માલિક રહેતો નથી પણ તે દાસ બની જાય છે!

૨૩૪. સર્વત્ર પ્રશ્ન એજ થાય છે કે: પ્રાકૃતિક ( કુદરતી ) નિયમોનું ઉલંઘન શી રીતે થઇ શકે? મનુષ્ય દુઃખી થાય છે તેનું કારણ શું? મનુષ્ય પ્રાકૃતિક નિયમને આધિન ( દાસ જેવો ) છે. તેણે એ દાસત્વનું ઉલંઘન કરવું જોઇએ. મનુષ્ય જ્યાંસુધી પ્રકૃતિનો દાસ બની રહે છે, ત્યાં સુધી સુખનો ઉપભોગ કરી શકાય શી રીતે?

૨૩૫. દુર્બળ મનુષ્યો કદી પણ ઇશ્વર-દર્શન કરી શકે નહિં. માટેજ કહેવામાં આવે છે કે: દુર્બળ થવું નહિં. તમારે તો વીર્યશાળી થવું જોઇએ. તમારા હૃદયમાં અનન્ત શકિત ભરેલી છે. વીર્યશાળી થયા વિના તમે કોઇ પણ વિષયનો જય કરી શકશો નહિં. તમે ઇશ્વર-પ્રાપ્તિ કરી શકશો નહિં.

૨૩૬. સુખ, દુઃખ, લાભ, હાનિ એ સર્વની ગણત્રી ત્યાગ કરી રાતદિવસ ઇશ્વરોપાસના કરવી જોઇએ. એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવો નહિં. એ પ્રમાણે રાતદિવસ ઉપાસના કર્યા કરવાથી ઇશ્વિર ઉપાસક સમક્ષ

પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે–તે પોતાના ઉપાસકોને દર્શન દઇ કૃતાર્થ કરે છે.

૨૩૭. "ક્ષુધા લાગી છે–ક્ષુધા લાગી છે." એમ કહેવું અને ભોજન કરવું તથા "તૃષા લાગી છે–તૃષા લાગી છે." એમ કહેવું અને જળપાન કરવું, એ બન્નેમાં આકાશ પાતાલનો ભેદ છે. એજ પ્રમાણે માત્ર "ઇશ્વર, ઇશ્વર," શબ્દોચ્ચાર કરવાથી ઇશ્વરનાં દર્શન થઇ શકશે નહિં. ઇશ્વરનાં દર્શન કરવા માટે પ્રયત્ન અને સાધન કરવું જોઇએ. પ્રયત્ન અને સાધનથી ઇશ્વરનો સાક્ષાત્કાર થશે.

૨૩૮. મુક્ત થવાની ઇચ્છા હોય તો પ્રથમ પાપનો ત્યાગ કરી પુણ્ય–ઉપાર્જન કરવું જોઇએ. ત્યાર પછી પાપ–પુણ્ય ઉભયનો ત્યાગ કરવો જોઇએ. પ્રથમ રજોગુણ દ્વારા તમો ગુણને જીતવો જોઇએ, તે પછી ઉભયનો સત્વગુણમાં લય કરવો જોઇએ. એવી એક સ્થિતિ પ્રાપ્ત કરો કે જે સમયે તમારા પ્રત્યેક શ્વાસોશ્વાસ ઇશ્વરની ઉપાસનામય થઈ જાય.

૨૩૯. હિન્દુ માત્ર પરસ્પર એક બીજાના બન્ધુ છે. "અડકશો નહિં, અડકશો નહિં." એમ કહી આપણેજ એક બીજાને હીન બનાવી દીધા છે. તેથી જ ભારતવર્ષ હીનતા, ભીરૂતા, કાયર–પુરૂપતા, અને મૂર્ખતાની છેલ્લી હદે પહોચ્યો છે. એ સર્વનો ઉદ્ધાર કરવો જોઇએ. તેમને અભય વાણી સંભળાવવી જોઇએ. તેમને કહેવું જોઇએ કેઃ તમે પણ અમારા જેવા જ મનુષ્ય છો. તમને પણ અમારા જેવા જ સર્વ અધિકાર છે. જાગ્રત થાઓ. આત્મજ્ઞાન પ્રાપ્ત કરી અમર થાઓ.

૨૪૦. રામકૃષ્ણ–અવતારથી જ્ઞાનરૂપી અસિદ્વારા નાસ્તિકતા રૂપી મ્લેચ્છત્વનો ધ્વંશ થશે અને ભક્તિ તથા પ્રેમદ્વારા સમસ્ત જગત્ દ્રવીભૂત થશે. એ અવતારમાં રજોગુણ અર્થાત્ નામ કે યશ આદિની આકાંક્ષા બિલકુલ નહતી. અર્થાત્ જે મનુષ્ય તેમનો (રામકૃષ્ણ પરમહંસ પ્રભૂનો) ઉપદેશ ગ્રહણ કરશે તે મનુષ્ય ધન્ય થશે–તે કૃતાર્થ થશે–પરમહંસદેવને માનો અથવા ન માનો. માત્ર તેમનો ઉપદેશ ગ્રહણ કરો.

૨૪૧. પ્રાચીન કાલના અથવા આધુનિક સામ્પ્રદાયિકોએ ભૂલ કરી નથી. તેમણે શ્રેષ્ઠજ કર્યું છે. તેમ છતાં તેને વિશેપ શ્રેષ્ઠ બનાવવું જોઇએ.

સર્વ મનુષ્યોને માટે ઉચિત છે કે તેઓની ઉચ્ચ ભાવના ગ્રહણ કરવી. અર્થાત કોઇની પણ ધર્મભાવનામાં વ્યાઘાત નહિં પહોંચાડતાં તે ભાવનાને ઉચ્ચ સ્થિતિમાં લઇ જવી-તે તે ધર્મનાં તત્ત્વોને ઉચ્ચ ગતિએ સ્થાપવાં-તે જ પ્રમાણે સામાજિક-અવસ્થામાં પણ જે કાંઇ જોવામાં આવે છે તે ઉત્તમ છે, પરન્તુ તેને ઉત્તમોત્તમ બનાવવું જોઇએ.

૨૪૨. મ્હારી દૃઢ માન્યતા છે કે: કોઇ પણ જાતિ અથવા કોઇ પણ વ્યક્તિ, અન્ય જાતિ અથવા અન્ય વ્યક્તિથી સમ્પૂર્ણ પૃથક્ રૂપે રહી જીવન ધારણ કરી શકે નહિ. વળી જે સ્થળે શ્રેષ્ઠત્વ, પવિત્રતા અને નીતિ (Policy) સંબંધી ભ્રાન્ત ધારણાને વશ થઇ એવો યત્ન કરવામાં આવ્યો છે તે સ્થળે-જે જાતિ દૂર રહી છે તે જાતિનું-ભાવી ફળ અતિશય શોચનીય જણાયું છે.

૨૪૩. ભારતવર્ષની સમાજ-શૃંખલાનું બંધન શિથિલ કરી દેવું જોઇએ અને યુરોપની ધર્મ-શૃંખલાનું બંધન શિથિલ કરી દેવું જોઇએ. તોજ ઉન્નતિ થશે. જો આપણે એ આધ્યાત્મિક, નૈતિક અને સામાજિક ઉન્નતિના મધ્યમાં જે એકત્વ સમાયુ છે તેનું તત્ત્વ ગ્રહણ કરી શકીએ-જો તે સમજી શકીએ-તો ખાત્રી થશે કે: તે એકજ પદાર્થનો જૂદો જૂદો વિકાશ છે. તેમ થશે તોજ આપણા સમાજમાં ધર્મનો પ્રવેશ થશે-તોજ આપણા જીવનની પ્રત્યેક ક્ષણમાં ધર્મ ભાવનાનો પૂર્ણ સંચાર થશે.

૨૪૪. તમારે સર્વદા સ્મરણમાં રાખવું કે: તમારા પ્રત્યેક વિચાર અને પ્રત્યેક કર્મ સંચિત થઇ રહેશે, અને એ પણ સ્મરણમાં રાખજો કે: તમારાં પ્રત્યેક અસત્ વિચાર અને અસત્ કર્મ તમારા ઉપર વ્યાઘ્રની પેઠે કૂદી પડવા તૈયાર રહેશે, તેજ પ્રમાણે તમારા સત્ વિચારો અને સતકર્મો, હજારો દેવતા જેટલા બળ-સમ્પન્ન થઇ તમારૂં રક્ષણ કરવા તૈયાર રહેશે. (અર્થાત્ અસત્ વિચારો-અસત્ કર્મો તમારૂં જ અકલ્યાણ કરશે અને સત્ વિચારો તથા સતકર્મો તમારૂં કલ્યાણજ કરશે. )

૨૪૫. સર્વ મહાન્ કાર્યો ધીમે ધીમેજ પરિપૂર્ણ થાય છે. એવાં કાર્યોમાં અનેક વિઘ્નો પણ હોય છે. વળી હિન્દુ જાતિ-પરાજિત પામેલી

હોવાથી આપણુને વિશેષ વિઘ્નો નડે છે. તો પણ કહેવું જોઇએ કેઃ આપણે વિજિતા હોવા છતાં આપણી ભાવનાઓ આપણી ચારે દિશામાં પ્રસરાવવી જોઇએ. કારણ એ છે કેઃ આધ્યાત્મિક આદર્શ એ તો ચિરકાલથીજ વિજિત, પદદલિત જાતિમાંથીજ ઉત્પન્ન થયો છે. યાહુદીઓ તરફ દૃષ્ટિપાત કરો. તેમનો આધ્યાત્મિક આદર્શ, રોમ સામ્રાજ્યમાં પ્રસરી ગયો હતો.

૨૪૬. કેવળ નિષેધાત્મક ધર્મ–સાધન કરવું યથેષ્ઠ નથી. આપણે માયાને જીતવી જોઇએ. તેમ થવાથી માયા આપણી પાછળ પાછળ દોડશે. જ્યારે કોઇ વસ્તુ આપણુને બન્ધનમાં ન રાખી શકે, ત્યારેજ આપણુને તે વસ્તુ પ્રાપ્ત કરવાનો યથાર્થ અધિકાર પ્રાપ્ત થાય છે. જ્યારે યથાર્થ રૂપે બન્ધન છુટી જાય છે, ત્યારે સર્વ વસ્તુઓ આપણી સમક્ષ આવી હાજર થાય છે. જેને કોઇ વસ્તુની તંગી જણાતી નથી–જેને કોઈ વસ્તુની ઇચ્છા થતી નથી–તેજ પ્રકૃતિનો જય કરી શકે છે.

૨૪૭. આપણા પૂર્વ ઋષિ મુનિયો ગમે તેટલા મહાન્ હતા તો પણ હું તમને સ્પષ્ટ કહું છું કે અન્ય જાતિયોની તુલનામાં આપણે અતિશય દુર્બલ છીએ. પ્રથમજ આપણુામાં શારીરિક દુર્બલતા છે. એ દુર્બલતા આપણુા એક તૃતીયાંશ દુઃખનું કારણ છે. આપણે આળસુ છીએ. આપણે કર્મ કરવા શક્તિમાન નથી. આપણે સર્વે એકત્ર થઇ શકતા નથી. આપણે પરસ્પર એક બીજા ઉપર પ્રેમ રાખી શકતા નથી. આપણે અતિશય સ્વાર્થી છીએ. આપણે ત્રણ મનુષ્યો એકત્ર થતાંજ પરસ્પર એક બીજા પ્રત્યે તિરસ્કાર દર્શાવીએ છીએ.

૨૪૮. વિસ્તાર એજ જીવન. સંકોચ એજ મૃત્યુ. પ્રેમ એજ જીવન, દ્વેષ એજ મૃત્યુ. આપણે જે દિવસથી સંકુચિત થવા લાગ્યા છીએ, અને જે દિવસથી અન્યજનોનો તિરસ્કાર કરવા મંડયા છીએ, તેજ દિવસથી આપણું મૃત્યુ ( અવનતિ ) શરૂ થયું છે. જ્યાં સુધી પુનઃ આપણે જીવનની દિશામાં–સર્વત્ર પ્રેમભાવના પ્રસરાવવા પ્રત્યે–નહિં વળીએ, જ્યાં સુધી વિચાર–વિવેકશીલ નહિ થઇએ તેટલા દિવસ આપણે મૃત્યુને કોઇ પણ રીતે અટકાવી શકીશું નહિ. અર્થાત્ આપણે પૃથિવિની સર્વ જાતિયો સાથે સ-

માન ભાવે–પ્રેમ ભાવે–વર્તવું જોઇએ–સર્વની સાથે હળીમળીને રહેવું જોઇએ.

૨૪૯. રાતદિવસ બ્રહ્મ સંબંધી ખુબ ધ્યાન કરવું. એકાન્ત ચિત્તે–એકાન્ત સ્થળમાં–ધ્યાન કરવું. ધ્યાનમાંથી જાગ્રત થાઓ તે સમયે કોઇ પણ લોક–હિતકર વિષયનું અનુષ્ઠાન કરવું. તેમ ન બને તો મનમાં ને મનમાંજ બોલવું કે: "જગતનું, જીવ માત્રનું કલ્યાણ થાઓ. **સર્વ જીવોની દૃષ્ટિ બ્રહ્મ–ધ્યાન પરાયણ થાઓ.**" એવો નિયમિત્ત વિચાર તરંગ–પ્રવાહ વહેવડાવો, તેમ કરવાથી જગતનું કલ્યાણ થશે. કોઇ પણ સતકર્મ વ્યર્થ જતું નથી. તે સતકર્મ કર્મદ્વારા થશે કે સત્ વિચાર દ્વારા થશે તો પણ તેનું પરિણામ ઉત્તમજ થશે. એમાં સંદેહ નથી. કેવળ ઉત્તમ વિચારોના તરંગ વહેવ્રડાવવાથી મહાન્ કાર્યો સાધ્ય થાય છે. બને તો તેમ કરો. તમારા સત્ વિચાર–તરંગના પ્રભાવથી કદાચ અમેરિકાના કોઈ મનુષ્યને ચૈતન્ય પ્રાપ્ત થશે. ( અથવા પૃથિવિના કોઇ પણ સત જીવનું કલ્યાણ સધાશે. )

૨૫૦. કેવળ Abstract idea જીવનમાં અને કાર્યમાં પરિણામ નહિં પામે એવા વિચારોથી સ્વ કે પરનું શું કલ્યાણ થશે ? શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનો જન્મોત્સવ વગેરે ઉત્સવો આદિ સતકાર્યની પ્રજાજનો માટે આવશ્યકતા એટલીજ છે કે તેઓમાં સર્વોતમ ભાવનાનો ધીમે ધીમે વિસ્તાર થાય–તેઓમાં જ્ઞાન, ભક્તિ, શ્રદ્ધા, પ્રેમ પ્રસરે અને સત્કર્મ કરતાં શીખે. હિન્દુઓના બાર મહિનામાં તેર પર્વ આવે છે તેનો અર્થ એજ છે કે: તેઓ ક્રમશઃ ધર્મના મહાન તત્વો સમજવા પામે, તેમના હૃદયમાં તે ભાવ પ્રવેશ કરે અને તેઓ સત્ કર્મ, સત્ વિચાર કરતાં શીખે. સર્વ પ્રજાજનોમાં એક દોષ એ છે કે: તેઓ વ્રત મહોત્સવાદિની યથાર્થ ભાવના સમજ્યા વગરજ તેમાં મસ્ત બની જાય છે, તેથી પરિણામ એ આવે છે કે: વ્રત–મહોત્સવનો દિવસ વીતી ગયા પછી તેઓ પુનઃ તેવા ને તેવાજ રહી જાય છે. ધર્મ રહસ્ય વેત્તાઓ પણ ધર્મનાં બાહ્ય આવરણો, સત્ય ધર્મ તત્વ, અને આત્મજ્ઞાનને ગુપ્ત રાખે છે એ પણ તદ્દન સત્ય છે. ધર્મ એ શું ? આત્મા એ શું ? એમાંનું કાંઇ પ્રજાજનો સમજતા નથી. સર્વ પ્રજાજનોએ પ્રત્યેક વ્રત–ઉત્સવનો મૂળ ધર્મ–રહસ્ય સમજવું જોઇએ. આનંદ

આહ્લાદ કરવો જોઇએ અને પોતે સમજે તે શ્રેષ્ઠ તત્વો બીજા બન્ધુઓને સમજાવવા પ્રયત્ન કરવો જોઇએ.

૨૫૧. ભાવ સમાધિ અને નિર્વિકલ્પ સમાધિ સંબંધી સ્વામિજી કહેતા કેઃ—કલ્પના કરો કેઃ એક મનુષ્ય હનુમાન જેવી ભક્તિ—ભાવનાપૂર્વક ઇશ્વરની સાધના કરે છે, તેની ભાવના જેટલી ગાઢ થતી જશે તેમ તેમ સાધકનું ચલન વલણ, ભાવ, અને શારીરિક અવયવો સુદ્ધાં તેના જેવાંજ થતાં જશે. જાત્યન્તર પરિણામ પણ એ પ્રમાણેજ થાય છે. એ પ્રમાણેજ એકાદ ભાવનાનું અવલંબન કરવાથી સાધક ક્રમે તદાકાર—તેવોજ બની જાય છે. કોઇ પણ પ્રકારની ભાવનાની સર્વોચ્ચ દશા એનું નામજ "ભાવ—સમાધિ." કહેવાય છે. અને "હું દેહ નથી, મન નથી, બુદ્ધિ નથી." એ પ્રમાણે ધારણા કરી નેતિ, નેતિ, કહેતાં કહેતાં જ્ઞાની—સાધક ચિન્માત્ર સત્તામાં અવસ્થિત થાય તેનું નામ નિર્વિકલ્પ—સમાધિ કહેવાય છે. એકાદ ભાવના ગ્રહણ કરી તેમાં સિદ્ધ થવા માટે અથવા એજ ભાવનાની સર્વોચ્ચ સ્થિતિએ પહોંચવા માટે કેટલાએ જન્મપર્યંત યત્ન કરવો પડે છે. ભાવના—રાજ્યના રાજા મહારાજા તે અમારા શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવ હતા તેમ છતાં તેમણે પણ અશક ભાવનાઓમાં સિદ્ધિ મેળવી હતી.

૨૫૨. "સભ્યતા" કોને કહે છે? એના ઉત્તરમાં સ્વામિજી કહેતા કેઃ જે સમાજ અથવા જે જાતિ આધ્યાત્મિક ભાવનામાં જેટલી અગ્રસર થયેલી હોય તે સમાજ અથવા તે જાતિ તેટલી સભ્ય સમજવી. નાના પ્રકારનાં યન્ત્રો અને કારખાનાં સ્થાપી ઐહિક જીવન—સુખ સ્વચ્છંદતામાં વૃદ્ધિ કરવામાં હોશિયાર હોય તે જાતિ વિશેષ સભ્ય થઇ છે એમ કદી પણ કહી શકાશે નહિ! વર્તમાન પાશ્ચાત્ય સભ્યતાએ, અન્ય પ્રજાઓમાં હાહાકાર વર્તાવ્યો છે અને અનેક નિત્ય—ઉપયોગી વસ્તુઓનો દિન પ્રતિદિન દુકાળ પાડી દીધો છે! પરંન્તુ ભારતીય—પ્રાચીન સભ્યતાએ સર્વ પ્રજાજનોને, ઐહિક આધ્યાત્મિક ઉન્નતિનો માર્ગ દર્શાવી, પ્રજાજનોનો અભાવ તદ્દન દૂર કરવા જો કે સમર્થ થઇ ન હતી છતાં તે સ્થિતિ અનેક દરજ્જે એ અભાવ ઓછો તો કરી શકી હતી. વર્તમાન સમયે એ ઉભય સભ્યતાનો એકત્ર

સંયોગ કરવા માટેજ ભગવાનશ્રી રામકૃષ્ણુદેવે જન્મ ગ્રહણુ કર્યો હતો. આ સમયે પ્રજાજનોએ એક તરફથી કર્મ તત્પર થવું જોઇએ તેજ પ્રમાણે બીજી તરફથી ગહન આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. એ પ્રમાણે ભારતીય અને પાશ્ચાત્ય સભ્યતાના અન્યોન્ય સંમિશ્રણુથીજ જગતમાં નવ યુગનો અભ્યુદય થશે.

૨૫૩. કોઇ પણુ વિષય પ્રત્યે મનને કેન્દ્રીભૂત કરવું એનું નામ જ ધ્યાન. એક વિષય પર એકાગ્ર કરવામાં આવેલું મન, ગમે તે વિષય પર એકાગ્ર કરી શકાય છે. જે વસ્તુ ઉપર જેનું મન ચોંટે તે વસ્તુ લઇને મનુષ્યે ધ્યાન કરવાનો અભ્યાસ કરવાથી મન શીઘ્ર સ્થિર થશે. તે કારણુથી જ ભારતવર્ષમાં આટલા બધા દેવ-દેવીઓની મૂર્તિ જણાય છે. ધ્યાનનું બાહ્ય અવલંમ્બન સર્વનું સમાન અથવા એક હોઇ શકે નહિં. જે સાધકે જે વિષયની ધારણા કરી ધ્યાન સિદ્ધિ પ્રાપ્ત કરી છે તે મહાપુરૂષે તે જ બાહ્ય અવલંબનનું કીર્તન કર્યું છે અને તેનો જ તેણે પ્રચાર કર્યો છે. તેમના પછીના કાળમાં તેમના દર્શાવેલા અવલંબનને ગ્રહણુ કરી મન સ્થિર કરવું પડશે એ કથન વિસ્મરણુ થવાથી બાહ્ય અવલંબન મહાન્ જણાય છે. ઉપાય ( means ) શોધવામાં જ લોકો વ્યસ્ત થઇ રહ્યા છે-ઉદ્દેસ્ય (end) તરફથી મન ઓછું થઇ ગયું છે.

૨૫૪. પ્રજાજનોને કેવલ positive ideals સર્વ વિષયોનું ગઠન કરવાનો આદર્શ દર્શાવવો જોઇએ. Negative thought વિનાશક-ભાવ મનુષ્યને weak નિર્જીવ કરી નાંખે છે. જે બાળકના માતા-પિતા પોતાના બાળકને વિદ્યાભ્યાસ કરાવવા રાત દિવસ સખ્ત દેખરેખ રાખે છે અને કહે છે કેઃ "આ છોકરો કાંઇ પણુ શીખવાનો નથી, એતો ગધેડો છે, બેવકૂફ છે." તેમનાં બાળકો ઘણે સ્થળે તેવાંજ રહી જાય છે. ઉત્તમ શબ્દો દ્વારા બાળકોને સાબાશી આપી તેનો ઉત્સાહ વધારવામાં આવે તો નિશ્ચય તે બાળકો સર્વોત્તમ નિવડે. Positive idea જીવન ગઠન કરવાની ભાવનાઓ દર્શાવવાથી સામાન્ય મનુષ્ય પણુ ઉત્તમ મનુષ્ય થઇ જાય છે અને તે પોતાના પગ ઉપર ઉભો રહેતા-સ્વાવલંબી થતાં શીખે છે. ભાષા, સાહિત્ય, કવિતા, દર્શન, શિલ્પ આદિ સર્વ વિષયો

શીખવા માટે મનુષ્ય જે વિચાર અને જે યત્નો કરે છે તેમાં કેવળ ભૂલો જ જોયા કરે. એના કરતાં એ સર્વ વિષયો ક્રમે ક્રમે કયે પ્રકારે ઉત્તમ રૂપે શીખી શકાય તેજ તેને દર્શાવી આપવું જોઇએ. કેવળ ભ્રમ, પ્રમાદ દર્શાવી આપવાથી મનુષ્ય *feeling wounded* મન ઉપર આઘાત થાય છે. Physical, mental, spiritual, (શરીર, મન અને આત્મા સંબંધી) સર્વ વિષયો સંબંધી મનુષ્યને positive idea ગહન કરવાના વિચારોનું જ્ઞાન આપવું જોઇએ. પરન્તુ તેના તરફ તિરસ્કાર દર્શાવવાથી કશો લાભ નથી. પરસ્પર એક બીજા ઉપર તિરસ્કાર દર્શાવ્યાથી જ ભારતવર્ષનું અધઃપતન થયું છે. હવે તો માત્ર સર્વેએ positive thoughts ( સબળ થવાના અને જીવન ગહન કરવાના વિચારો ( સર્વત્ર ) પ્રસરાવી દઇ લોકોને ઉન્નત કરવા જોઇએ. તમારા, History, Literature, Mythology ઇતિહાસ, ભૂગોળ, પુરાણ, વગેરે સર્વ શાસ્ત્રગ્રન્થો મનુષ્યને કેવળ ભય દર્શાવે છે! તેઓ મનુષ્યને કેવળ એવોજ ઉપદેશ આપે છે કેઃ તમે નરકમાં જશો. તમારા ઉદ્ધારનો બીજો કોઇ ઉપાય જ નથી. પરંતુ તમે તેમાંથી ઉત્તમ આત્મજ્ઞાન શોધી સર્વત્ર પ્રચાર કરો અને સમજાવો કેઃ તમે સત્ કર્મ કરો, નિર્ભય થશો, સ્વર્ગમાં જશો, મુક્ત થશો અને સચ્ચિદાનંદમય થઇ જશો. તમે આનંદ સ્વરૂપ છો. જ્ઞાન પ્રાપ્ત કરી આનંદનો અનુભવ કરો. અહા! તે સમયે આનંદની રેલછેલ ઉડી રહેશે! તમે, અને જગત્ સર્વ આનંદમય જણાશે!*

---

* સ્વામિજીનાં વચનામૃતનો એક મ્હોટો સંગ્રહ ભવિષ્યમાં પ્રકટ કરવાની ઇચ્છા છે. લેખક.

## "સસ્તી વાર્તામાળા" નાં થોડાં પુસ્તકો સીલીક છે. જોઇએ તો ઝટ મંગાવી લેશો.



૧-મહારાણા પ્રતાપસિંહ-પાકું પુઠું રૂા. ૧, ૨-અનુપકુમારી રૂા. ૧, ૩-બ્રહ્મચારિણી રૂા. ૧, ૪-મહારાષ્ટ્રીય કથાકુંજ રૂા. ૦-૧૨-૦, ૫-શહેનશાહ જહાંગીર રૂા. ૦-૮-૦, ૬-ઉમાજી નાયક રૂા. ૦-૮-૦, ૭-શાંતિનિકેતન રૂા. ૧-૦-૦, ૮-રાજા છત્રસાલ રૂા. ૧-૪-૦, ૯-યુરોપનો રણરંગ રૂા.૦-૧૪-૦ ૧૦-સુધરેલી સીતા રૂા. ૧-૪-૦, ૧૧-આનંદ મંદિર રૂા. ૧-૦-૦, ૧૨-છત્રપતિ રાજારામ રૂા. ૧-૪-૦, ૧૩-આદર્શ ગૃહસ્થ અને જાપાની જાસુસ રૂા. ૧-૪-૦. ૧૪-સતી ત્રિવેણી રૂા. ૧-૪-૦. ૧-દેવી અન્નપૂર્ણા રૂા. ૧-૪-૦. ૨-સાધ્વી શશીકલા રૂા. ૧-૦-૦. ૩-મહાત્મા રામચંદ્ર (પ્રકટ થયું છે) રૂા. ૧-૮-૦. ૪-શ્રી રામકૃષ્ણ પરમહંસનું વિસ્તૃત જીવન ચરિત્ર પૃષ્ઠ ૮૨૫ રૂા. ૨-૮-૦. (બંધાય છે.) સર્વનું પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું પડશે. સીલીકમાં હશે તે જાતનાં જાડાં-કાચાં અથવા પાકાં પુઠાંનાં પુસ્તકો મોકલાશે. પાકા પુઠાંના ૦-૪-૦ વધુ લેવાય છે. આફ્રીકાના ગ્રાહકોએ કીંમત ઉપરાંત દરેક પુસ્તક દીઠ આઠ-બાર આના વધુ મોકલવા. સીલીકમાં હશે તેજ પુસ્તક મોકલાશે.




**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

સમ્પાદક:-ભારત જીવન-અમદાવાદ.